શ્રી



# જૈન કાવ્ય સાર સંગ્રહ.

છાપી પ્રસિદ્ધ કરનાર.

શા. નાથાલલુભાઇ.

અમદાવાદમાં

માણેકચોક નજીક કાગદીઓળમાં ખોડાઢોરના
મકાનમાં અમદાવાદ વિકટોરીઆ પ્રેસમાં
શા૦ નાથાભાઈ લલુભાઈએ છાપ્યું
સંવત ૧૯૩૮—સન ૧૮૮૨

કિંમત રૂ ૫-૦-૦

# પ્રસ્તાવના.

પંચમા કાળને વિષે સર્વજ્ઞ અને પુર્વધરના વિયોગે કરી ભવ્ય જીવોને આ પરમાર્થ સાધવાને મુખ્યત્વે કરીને જીનપ્રતિમા તથા જીનાગમનો ખરો આધાર છે, જીનાગમ વાંચવા ભણવાને ઘણું મુશ્કેલ છે તથાપી તેજ આગમને અનુસારે રચેલા સુવિહિત આચાર્ય તથા મહાનપંડિતોના રચેલા ગ્રંથો પદ્યબંધ અને ગદ્યબંધ ઘણા છે અને તેજ ગ્રંથોનું અવલંબન કરી તે વાચવાનો અભ્યાસ કરવો. તેથી જાણપણું પ્રાપ્ત થાયછે. જાણપણું થવાનું મુખ્ય કારણ જ્ઞાન છે. જ્ઞાન વાંચવા ભણવાથી ઘણા જીવોને સમ્યક્તની પ્રાપ્તિ થાયછે માટે સમ્યક્ત પામવાનુ કારણ જ્ઞાન અને જ્ઞાની છે તથાપી આ કાળે જ્ઞાની પુરૂષોની ઘણી ખોટ છે માટે જ્ઞાનની મુખ્યતા વિશેષે ગણવી એટલે ખરો આધાર જ્ઞાનનો હાલ છે જ્ઞાની પણ જ્ઞાનનાજ આધારથી આત્મ હિત સાધેછે.

માટે આ પંચમા કાળમાં ભવ્ય જીવોના ઉપકારને અર્થે ઝટ સમજ પડે તેવા ગ્રંથોના અર્થો તથા ગ્રંથો છપાવીને તેને જુજ કિમતે વેચવા એથી ઘણા જીવો તેનો લાભ લેઈ શકે માટે હરેક રીતે જ્ઞાનની વૃદ્ધિના અર્થે પુસ્તકો છપાવી બાહેર પાડવાં.

કેટલાક માણસો અભીમાની કે જેઓ ખોટો દંભ રાખી ધર્માતીનું ડોળ બતાવેછે તે એમ કહેછે કે જ્ઞાન છપાવવું નહી તે છપાવતાં દોષ છે એ બોલવું કેવળ ખોટું છે પુર્વે છાપવાની કળા બિલકુલ હતી નહીં. તેમ લખવાને કાગળ પણ જેવા જોઈએ તેવા ન મળતા તેથી તાડપત્ર ઉપર જ્ઞાન લખાતુ હતું તો છપાય તે કયાંથી?

હાલમાં છાપવાની કળા ઘણી સરસ પ્રસરી છે તેથી ઓછી કીમતે પુસ્તક મળે ઘણા લોકોને ફાયદો થાય તેવા કામમાં અડચાણ કરવી એ મુરખનુ કામછે.

કોઈને એક પ્રત વાંચવા જોઈએ તો હાલ પણ કોઇ અપાશરાનો કે જ્ઞાનના ભંડારનો માલેક ગ્રહસ્થી અગર યતી આપતો નથી અને તેવી પ્રત લખાવતાં પચીશ રૂપૈયા ખરચ થતા હોય તે કોઇ સાધારણ માણસ તો ખરચી શકે નહી તેથી તેને ભણવાનો અંતરાય પડે તેવુ છતાં જે ગ્રંથો લખાવતાં બસો રૂપૈયા થાય તેટલા ગ્રંથો છાપેલા બે ચાર રૂપૈયાની કીંમતે મળે જેથી ઘણા જીવોને ઉપકાર થાય માટે અવશ્ય કરીને બાળજીવોને તેમજ સમજુ પુરૂષોને ઉપયોગમાં આવે અને લોકો જૈનમાર્ગની ખરી વાત જાણે. એવા હેતુથી જૈનગ્રંથો છપાવી બહાર પાડવા અને તેમાં વધારે લોભ નહી કરતાં પોતાની મેહેનત જોગ નફો ખાઇ વેચવા એવો મહારો હેતુ છે.

શા૦ તા૦ લ૦

# વિજ્ઞાપના.

તત્વદર્શી છએ ભાષા ધર્મપ્રીય જનો જ્ઞાન માર્ગના અભીલાષી શુધ ધર્મા ભિલાષિત તત્વરૂચીવંત ભાઇયોની સેવામાં આ જૈનકાવ્ય સારસંગ્રહ નામનો પેહેલો ભાગ નિવેદન કરૂંછું. અને સર્વ તત્વાભિલાષી ભાઇયો પ્રત્યે વિનંતી કરૂં છું કે આ ગ્રંથ છાપવાને મેં શરૂ કીધો તે વખત મારી તબીયત બહુ નરમ થઇ ગઇ અને પુર્વ કર્મના ઉદયથી મારા મગજમાં દરદ હોવાથી બે ત્રણ વખત પ્રૂફ સુધારતાં પણ કોઇ કોઇ જગ્યાએ ભુલ નજર ચુક થઇ જાયછે જેથી છાપવામાં કોઇ કોઇ મિષ્ટિક રહીછે તે સુજ્ઞ જનોએ ક્ષમા કરી સુધારી વાંચવું.

જે જે ચોવિશીઓ છાપવામાં આવીછે તેમાં કેટલીક ભાષા કંટાળો ઉપજે તેવીછે તેમાં મહારો દોષ નથી કરતાએ જેવી કરી તેવી છાપેલીછે તથાપી કોઇ કોઇ જગ્યાએ દૃષ્ટિદોષથી તથા મંદબુદ્ધિથી અને ગુરૂગમ્યના અભાવથી ચુકો રહીજછે માટે સજ્જન પુરૂષો મુજ રંક ઉપર કૃપા કરી સુધારીને વાંચશો અને મને અલ્પબુધિવાળો જાણી મહારા કોઇપણ દોષ ભણી ન જોતાં મહારા ઉપર ક્ષમા રાખશો એવી મહારી વિનંતી છે.

હવે પછી બીજો ભાગ છાપવાનો વિચાર છે અને તે આ ગ્રંથ કરતાં ઘણે દરજ્જે સરસ કરવાનો મહારો વિચાર છે તથાપી કોઇ સજ્જન માત્ર સુધારી આપવાની અને વાંચવાની મુદત કરનાર સારૂ માણસ મળશે તો તે વિચારપાર પાડીશ કેમકે હું ઘણીવાર વાંચુછું તોપણ ભુલ છતાં ચોખુ વાંચી જવાયછે ને ભુલ દૃષ્ટિગોચર આવતી નથી માટે હું ઘણોજ દિલગીર થાઊં છું. જેથી હવે તો બરાબર સુધારનારનો જોગ મળેથી આગળ કામ ચલાવીશ. અને આ ગ્રંથ સંબંધી જે કાંઇ ખામી રહીછે તેની હું ત્રિવિધે ત્રિવિધે માફ માગુંછું.

ગુણી જનોનો દાસ નાથા લલુભાઇ

આ શીવાય નિચે લખેલાં પુસ્તકો અમારે ત્યાં સસ્તી કીમતે મળશે.

૧—૪—૦ ધર્મપરિક્ષાનો રાસ બાળબોધી છીંટના પાકા પુંઠાનો
૦—૧૨—૦ વિધિબોલ રત્નાકર ભાગ ૧ લો.
૦—૧૨—૦ સુમતીનાગીલનો રાસ બાળબોધી છીંટના પાકાપુંઠાનો.
૩—૦—૦ ઉપદેશમાળા બાળાબોધ સહિત સાસ્ત્રી દસકત્તથી છપાયેલી ઘણીજસરસ આ પુસ્તકથી બમણા કદની.
૦—૮—૦ ધમીલકુમારનો રાસ
૦—૧૨—૦ ચંદરાજાનો રાસ.

ઉપર લખેલી બુકો મુંબાઇમાં કોટમાં બાહુબજારમાં ભણુબાવડીના કુવા પાસે શા. લલ્છારામ પરભુદાસને ત્યાંથી પણ મળશે.

## अनुक्रमणिका.

ગ્રંથોનાં નામ. પૃષ્ઠ

૧ મહાન પંડિત શ્રી હિમાચાર્યજી કૃત શ્રીરામલક્ષ્મણ તથા રાવણ વિગેરેનાં ચરિત્ર તેના ખંડ દશ ... ... ... ૧

૨ મહા ઉપાધ્યાય શ્રીજસોવિજયજી કૃત સવાસો ગાથાનુ શ્રીમંધરસ્વામીજીની વિનંતીરૂપે સ્તવન તેની ઢાળો ૧૧ ... ... ૨૧૭

૩ છુટક પદો જસોવિજયજી કૃત ... ... ... ૨૨૫

૪ ચઢતા પડતાની સઝાય જસોવિજયજી કૃત ... ... ૨૨૮

૫ જતી ધર્મ બત્રીશી જસોવિજયજી કૃત ... ... ... ૨૩૦

૬ ઉપાધ્યાય શ્રીવિનયવિજયજી કૃત શ્રીનેમનાથજીનું સ્તવન મોટું ૨૩૯

૭ શ્રીવિનય વિજયજી કૃત પાંચ કારણનુ સ્તવન ઢાળો ૬ નું તથા છુટક પદો... ... ... ... ... ... ૨૩૯

૮ શ્રીવિનયવિજયજી કૃત પુન્ય પ્રકાશનું સ્તવન ... ... ૨૪૪

૯ મહાન પંડિત શ્રીઆનંદઘનજી કૃત ચોવીશી વિગેરે ... ૨૪૯

૧૦ શ્રીમાનવિજેજી કૃત ચોવીશી સ્તવન ૨૪ ... ... ૨૬૨

૧૧ શ્રીજીનવિજયજી કૃત ચોવીશી સ્તવન ૨૪ ... ... ૨૭૩

૧૨ શ્રીપદ્મવિજયજી કૃતચોવીશી સ્તવન ૨૪ ... ... ૨૮૪

૧૩ શ્રીજ્ઞાનવિમળજી કૃત ચોવીશી સ્તવન ૨૪ ... ... ૨૯૪

૧૪ શ્રી પ્રમોદસાગર કૃત ચોવીશી સ્તવન ૨૪ ... ... ૩૦૩

૧૫ શ્રીવિજય લક્ષ્મીસુરીજી કૃત ચોવીશી ... ... ૩૧૨

૧૬ ભાણવિજયજી કૃત ચોવીશી ... ... ... ... ૩૨૫

૧૭ શ્રીદેવચંદજી કૃત ચોવીશી ... ... ... ... ૩૩૩

૧૮ રામવિજયજી કૃત ચોવીશી... ... ... ... ૩૪૭

૧૯ ભાવવિજયજી કૃત ચોવીશી ... ... ... ... ૩૫૭

૨૦ શ્રીઉદયરત્નજી કૃત ચોવીશી... ... ... ... ૩૬૫

૨૧ પંડીત દેવચંદજી કૃત શ્રીઆગમસારોદ્ધાર ગ્રંથ ... ... ૩૭૦

૨૨ માહાઉપાધ્યાયશ્રી જસોવિજયજી કૃત શ્રીઅધ્યાત્મસાર બાળાબોધ તેની અનુક્રમણિકા પ્રથમ ગ્રંથકરતાનુ મંગળાચરણ ભગવંતની સ્તુતિ ૪૧૮

૧ આધ્યાત્મ શાસ્ત્રના મહીમાનો પેહેલો અધિકાર... ... ૪૧૯

૨ અધ્યાત્મ સ્વરૂપનો બીજો અધીકાર ... ... ૪૨૦
૩ ત્રીજો દંભ ત્યાગ નામા અધીકાર ... ... ૪૨૩
૪ ચોથો ભવસ્વરૂપ ચીંત્વન અધિકાર ... ... ૪૨૫
૫ પાંચમો વૈરાગ સંભાવ નામે અધીકાર ... ... ૪૩૦
૬ છઠો વૈરાગ્ય ભેદાધિકાર ... ... ... ... ૪૩૪
૭ સાતમો વૈરાગ્ય વિષયાધિકાર ... ... ... ૪૩૯
૮ આઠમો મમત્વ ત્યાગાધીકાર ... ... ... ૪૪૧
૯ નવમો સમતાધિકાર ... ... ... ... ૪૪૪
૧૦ દશમો સદઅનુષ્ઠાન અધીકાર ... ... ... ૪૪૭
૧૧ અગ્યારમો મનસુધી અધીકાર ... .. ... ૪૫૦
૧૨ બારમો સમ્યક્તાધીકાર .... ... ... ... ૪૫૩
૧૩ તેરમો મીથ્યાત ત્યાગાધીકાર ... ... ... ૪૫૯
૧૪ ચઉદમો કદાગ્રહ ત્યાગાધીકાર ... ... ... ૪૬૬
૧૫ પંદરમો યોગાઅધિકાર ... ... ... ... ૪૬૯
૧૬ સોળમો ધ્યાનાધીકાર ... .. .. ... ૪૭૬
૧૭ સતરમો ધ્યાનસ્તુત્યાધીકાર... ... ... .. ૪૮૩
૧૮ અઢારમો આત્મનિશ્ચાધીકાર ... ... ... ૪૮૫
૧૯ ઓગણીસમો જૈનમત સ્તુત્યાધીકાર ... .. ૫૦૫
૨૦ વીશમો અનુભવાધિકાર ... .. ... .. ૫૦૯
૨૧ એકવીસમો સજ્જન સ્તુત્યાધીકાર ... .. ... ૫૧૩
૨૩ શ્રી તત્વાનુ બોધ નામા ગ્રંથ ... .. .. ૫૧૯
૨૪ શ્રીલાવણી સંગ્રહ ... ... .. ... ... ૫૫૫
૨૫ છુટક સ્તવનો .. ... ... ... ... ૫૮૨
૨૬ હોરી સંગ્રહ .. ... ... — .. ૫૯૮
૨૭ શ્રીવેહેરમાનજીન આદે છુટક સ્તવનો... .. ... ૬૧૨
૨૮ શ્રી રામવિજેજી બીજાકૃત ચોવીશી ... ... ... ૬૨૨
૨૯ શ્રીન્યાયસાગરજી કૃત ચોવીશી ... ... ... ૬૩૧


---

श्री सुगुरुभ्योनमः

श्री वीतरागेभ्योनमः

# અથ શ્રી રામ ચરીત્ર પ્રારંભતે

## મંગળા ચરણ.

જેઓએ વજ્રના સામર્થને જીતી લીધું છે, અને મોહરૂપી જે માહામલને જીત્યા છે તથા જગતમાં જે આઠ કર્મરૂપી તિમીર એટલે અંધકાર છે તેનું હરણ કરવાને ખગ એટલે સુર્યરૂપ છે. જેના ચરણને વિષે સીંહનું ચાન્હ છે, જે મોક્ષના માર્ગને દેખાડનારા છે, જેને નેત્રે કરી નીરખતાં કલ્યાણ રૂપ જળ વરસે છે, તે થકી ભવ્ય લોકરૂપી સરોવર માહા હર્ષને પામે છે, જે માટે કામ ક્રોધના ક્ષય કરનાર છે, જેનુ ઉતકૃષ્ટ સહજ સુખરૂપ ધર્મ અર્થ ભક્તજન સ્મરણ કરી રહ્યા છે, તેથી તેનુ સાત ભયરૂપ સીત તે નાસી જાય છે જેનાં દરશન થકી ભવ્ય લોકોના કર્મના ક્ષય થાય છે, દુષ્ટ કર્મને હણીવાવાળા તથા મેરૂ પર્વતની પેઠે અચળ જગતના જીવોને સુસારથા તથા [નીરજામક] એટલે નાવમાં બેસારી સમુદ્ર પાર ઉતારનાર જેમ સમુદ્રપાર ઉતારે છે તેમ ભવ્ય જીવોને સંસારરૂપી સમુદ્રમાંથી તારીને મોક્ષરૂપી નગરે પોચાડનાર થોડામાં કહીએ તો જગતના જીવોને બંધુ સમાન જગતના રક્ષક એહવા ચોવીસમા તીર્થંકર શ્રી વર્ધમાન સ્વામીના તીર્થમાં આ ગ્રંથના કરતા શ્રી હેમચંદ્રસુરી માહારાજ થયા તેવો શ્રી માહાવીર સ્વામા પ્રતે નસ્કાર કરીને કહે છે.

આ જંબુદ્વીપના ભરત ક્ષેત્રને વિષે જેના માહાત્મનો અંત નથી સર્વ રાજાઓમાં આદય સર્વ તીર્થંકરોમાં પ્રથમ તીર્થંકર, એહવા જે શ્રી રૂષભદેવ ભગવાન તે ઇક્ષ્વાકુ વંસને વિષે શ્રી નાભીરાજાના પુત્ર થયા તે વાર પછી પાટનુપાટ અનેક રાજા ચક્રવરતી પ્રમુખ તેમનાજ વંસમાં થયા, કેટલાએક ચારીત્ર ધર્મ આરાધી પરમપદ જે (મોક્ષ) તેને વિષે ગમન કરી ગયા તેમજ

કેટલાક પાટ સુધી તો વગર ચારીત્ર લીધે પણ અરીસા ભુવનમાં સંસારની અસારતા સ્પષ્ટ દેખી ભાવની સુધતાએ કેવળજ્ઞાન પામી મોક્ષ પોતા તથા કેટલાએક દેવતાની ગતી પામ્યા તેવાર પછી હરી વંક્ષના વિષે વિસમા તીર્થંકર શ્રી મુની સુવ્રત સ્વામી થયા તેમના તીર્થને વિષે જન્મેલા આઠમા બળદેવ શ્રી રામચંદ્ર તથા આઠમા વાસુદેવ લક્ષમાણ ઉપના તેવોનાઅને પ્રતી વાસુદેવ રાવાણ વિગેરે મહંત પુરૂષોના ચરીત્રનું વાર્ણન કરૂ છુ.



આહીંજ જંબુદ્વીપના ભરતક્ષેત્રને વિષે સર્વ પ્રથ્વીથી શ્રેષ્ટ સર્વ નગરીઓથા ઊતમ એહવી વિનીતા નામની એક નગરી હતી. તેમાં ઇક્ષ્વાકુ વંસને દીપાવનાર તથા સર્વના કળેશનો હરણ કરનાર સગર નામનો ચક્રવરતી રાજા થયો, સર્વ કળામાં નીપુણ તથા માહા પ્રાક્રમી અને સત્યવંત ન્યાઇ સુરવીર એહવો તે રાજા એકદા સમે સાથે સુભટોના પરિવાર સહિત અસ્વ (ઘોડા) ઉપર બેશીને રયવાડી નીકળ્યો, ત્યાં ચારે દીશાએ ઘોડો ફેરવીને તેવતી વારાફરતા પાંચેગતી કરાવ્યા. તેવાર પછે પાંચમી પલુત નામની ગતીવડે તે ઘોડો લગામના તાબામાં ન રહાને આકાશ માર્ગે ઉડયો, તે જાણે કોઇ પીસાચ કોઇને હરણ કરીને લઇ જતો હોયની, તેમ તે સગર રાજાને લઇને એક મોટા વનમાં ગયો. તેવારે રાજાએ ક્રોધ કરીને પોતાની બે જાંગો તેના પેટ સાથે દાબી રાખી લગામ ખેંચી કુદકો મારીને જમીન ઉપર પડયો અને તે ઘોડાની ગતી પણ ત્યાંહાંજ પુરી થઇ. રાજાને નીચે પડતો જોઇને ઘોડો પણ પૃથ્વી ઉપર પડયો, તથાપી ઘોડા ઉપર ન બેસતાં રાજા પોતાના પગે ચાલવા લાગ્યો, કેટલુંએક ચાલ્યા પછી ચંદ્રની કાંતિ જેવો સોભાયમાન એક સુંદર તળાવ દીઠો ત્યાંહાં વીસામો ખાવા સારૂ સગર રાજા તળાવમાં સ્નાન કરી

તેમાંના પાણીનું પાન કરીને તેમાંથી બાહાર નીકળીને તેની પાજ ઉપર આવીને ઉભો રહયો, આમ તેમ જુએ છે તેટલામાં ત્યાં એક તરૂણ્ય સ્ત્રી દીઠી, જેનુ નવીન કમળના જેવું મોહોડું છે, નીલા કમળદળ જેવી જેની આંખ્યો છે, જળના તરંગ જેવું જેનું લાવણ્ય છે. ફુલેલા રાતા કમળના જેવા જેના હાથ તથા પગ છે; એહવી અદભુત રૂપવાળી સ્ત્રી જોઇને રાજા પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો, કે આતે અપ્સરા છે? કિંવા કોઇ વંતરી છે? કિંવા કોઇ નાગ કન્યા છે? અથવા કોઇ વિદ્યાધરી છે? આના જેવી સામાન્ય સ્ત્રી તો ના હોય, કેમકે આ સ્ત્રીનું મુખ જોવાથી અતી આણંદ ઉત્પન થાય છે, એવો વિચાર કરે છે તેટલામાં તે સ્ત્રીએ પણ સગર રાજાને પોતાની ચક્ષ વડે દીઠો. બંનેની નજર એક થવાથી તે સ્ત્રી કામે પીડાતી થકી પોતાની સુધ ભુલી ગઇ અને અંગ ઉપરથી વસ્ત્ર ખસી ગયાં તેવારે તેની સખીઓએ તેના અંગ ઉપર વસ્ત્ર નાંખી તેને એક કોરે બેસાડી, અહીંયાં સગર રાજાને પણ તે સ્ત્રી જોઇને અંગો અંગ કામ વિકાર વ્યાપી ગયો, તેથી તળાવની પાજ ઉપર હળવે હળવે હાલ ચાલ કરે કરે છે એટલામાં તે સ્ત્રીની એક દાસી રાજા પાસે આવીને બોલવા લાગી.

હે સ્વામીન, ભરતક્ષેત્રમાં વૈતાઢય નામના પર્વત ઉપર લક્ષ્મીને પ્રિય એવા ગગનવલ્લભ નામના નગરમાં એક અલક નગરીમાં કુબેરની પઠે, વિખ્યાત ત્યાંના વિદ્યાધરોનો સુલોચન નામનો રાજા હતો. તેને સહસ્રનયન નામનો એક નીતીનિપુણ પુત્ર છે. તથા જગતની સર્વ સ્ત્રીઓમાં મુકુટમણિરૂપ એક સુકેશા નામની પુત્રી છે. તેનું જન્મ થતી વખત એક નીમિતીયાએ તેના ચિન્હો ઉપરથા ભવિષ્ય કહ્યું કે આ ચક્રવરતી રાજાની સ્ત્રી થશે. એની સુંદરતા વગેરેની કીર્તી સાંભળીને, રથનુપુર નગરનો રાજા પુર્ણમેઘ તે કન્યા ઉપર આશક્ત થયો થકો તેનું પોતાની સાથે લગ્ન કરવા સારૂ સુલોચન રાજા પાસે તેની માગણી કરી. તે કેહેણ તેણે માન્ય ન કરયાથી, તથા સુકેશાને બળાત્કારે હરણ કરવાની ઇચ્છાથી પુર્ણમેઘ મેઘ જેવી ગર્જના કરીને યુદ્ધ કરવા વાસ્તે આવ્યો; ને તે રાજાની સાથે લઢાઇ કરીને તેણે તેને માર્યો. ત્યારે સહસ્રનયન નામનો સુલોચન રાજાનો પુત્ર પરિવાર સહીત દ્રવ્ય તથા પોતાની બેનને લઇને અહીં નાશી આવ્યો છે.

તે સુકેશાએ આ તળાવમાં તમને ક્રીડા કરતાં જોતાં વેતજ કામવિકારે પડાણી થકી, ગ્રીષ્મરૂતુમાં મહેનત કરેલા માણસના આંગ ઉપર જેમ પશીનો આવે, તેમજ એનું શરીર પશીનાથી ભીંજાઇ રહ્યું છે. ધાતુની તાપેલી પુત-

ભીની પઠે એ પગથી કે, માથા સુધા તાપેલી જણાય છે. શીયાળાના દાહાડા માં ટાહાડ વાયાથી જેમ રોમ ઉભાં થાય, તેમ એ સ્રીના કોમલ શરીર ઉપર અતિ બારીક કેશ સીધા થયા છે. કફ વડે જેમ ગળુ ભરાઇ જાય તેવી એના કંઠની વ્યવસ્થા થઇ છે. ભય પામ્યાથી જેમ આંગ થરથરે, તેમ એ કમલનયનીનું શરીર કંપે છે. રોગીના શરીરની પેઠે એના પીળો વર્ણ થઇ ગયો છે. શોકાતુરના નેત્રોમાં જેમ પાણી ભરાઇ આવે, તેમ તેની આંખો આંસુથી ભરાયેલી દેખાય છે. અને જેમ યોગી પુરૂષોના મનની વૃતી એકાગ્રપણે ધ્યેય પદાર્થમાં લાગી રહે, તેવીજ એના અંતઃકરણની વૃતિની સ્થિતી થઇ છે. એવી દશાનું કારણ પુછશો તો હે રાજા, ઉપર કહ્યા પ્રમાણે પ્રફુલિત કમલ જેવા તારા મુખનું દરશન કરતાં વેતજ એની નાના પ્રકારની વિચીત્ર અવસ્થા થઇ ગઇ છે. તે વાસ્તે હવે એ કન્યા જ્યાં સુધી જીવે તાવત્કાલ તું એનું રક્ષણ કર.

એવો રીતે તે સખી સગર રાજાની સાથે બોલે છે, એટલામાં આકાશ માર્ગથી સહસ્રનયન આવીને, તે ચક્રવરતીને નમસ્કાર કરી, તથા તેનું યથા યોગ્ય આદર સત્કાર કરીને, તેને પોતાના સ્થાનક ઉપર તેડી ગયો. પછી ત્યાં સુકેશારૂપ સ્રી રત્ન આપીને તેને [પરણાવી]ને પ્રસન કર્યો. ત્યાંથી તે બેઉ વિમાન ઉપર બેશીને વૈતાઢ્ય પર્વત ઉપર ગગનવલભ નામના નગરમાં આવ્યા. ત્યાં તે ઇંદ્ર જેવા પ્રાક્રમવાળા ચક્રવર્તી સગર રાજાએ સહસ્રનયનને તેના બાપના રાજ્ય ઉપર બેસાડીને તથા સર્વ વિદ્યાધરોનો અધીપતી કરીને પોતાની સાથે તે સ્રીરત્ન લઇ અયોધ્યા નગરીમાં ગયો. ત્યાં અતિ આનંદ સહિત કલા, કૌશલ્ય, ગાયન વિનોદાદિક નાટારંભ કરતો છતો તે પોતાની રાજ્ય લક્ષ્મી સહિત સુખરૂપ રહેવા લાગ્યો. કોઇ એક સમયના યોગે, સુરાસુરને પુજા કરવા યોગ્ય એવા શ્રી અજીતનાથ ભગવાન અયોધ્યા નગરીના ઉપવનમાં સમોસર્યા. ત્યાં ઇંદ્રાદિક દેવતા તથા સગર ચક્રવરત્યાદિક રાજા, વગેરે પર્ષદામાં આવા શ્રી ભગવાનને વંદનાદિક કરીને યથા યોગ સ્થાનકે બેઠા પછી શ્રી અજીત જિનેંદ્ર દેશના દેવા લાગ્યા. તે વખત એવો બનાવ બન્યો કે, વૈતાઢ્ય પર્વત ઉપર પોતાના બાપના મરણનો સ્મરણ કરી ક્રોધમાં આવેલા સહસ્રનયને ગરૂડ જેમ સર્પને મારે તે પ્રમાણે તેણે પુર્ણમેઘના પ્રાણનું ઘાણ કાઢ્યું. તેના ભયથી અતીશય કાંપતા થકો પુર્ણમેઘનો પુત્ર ઘનવાહન ત્યાંથી નાશીને સરણ રહેવાના હેતુથી સમવસરણમાં આવ્યો. ત્યાં શ્રી અજીતનાથ જીનેંદ્રને પ્રદક્ષિણા તથા નમસ્કાર કરયો જેમ કોઇ તે અગ્ની ઝાળમાં બળતો હોય

તેવો પુરૂષ કલ્પવૃક્ષની છાયા તળે શાંતિને પામે તેમ જિનચરણની સરણ મળ્યાથી તે શાંત થયો. પણ પોતાના વેરીને યાદ કરી ગુસ્સામાં આવીને કહેવા લાગ્યો કે, તેને હું પાતાળમાંથી ખેંચી લાવીશ, અગર સ્વર્ગમાં જશે તો ત્યાંથી પણ હેઠળ પાડીશ; પોતાથી નહી બને તો કોઇ મોટા પુરૂષનો આશ્રય લઇને પણ સહસ્રનયનને મારયા વના રહીશ નહી. એમ બોલે છે એટલામાં હાથમાં હથિયાર લઇને સહસ્રનયન પણ ત્યાં આવ્યો. તેણે ઘનવાહનને સભામાં બેઠેલો દીઠો. પણ શ્રી ભગવાનના સામર્થ્ય વડે તેનું મન પીંગળીને આંખોમાં આંસુ આવ્યાં, તથા કોપની શાંતિ થઇ ગઇ; ને શ્રી તીરથંકર ભગવાનને પ્રદક્ષિણા તથા નમસ્કાર કરીને યથાયોગ્ય સ્થાનક ઉપર બેઠો. એવા પ્રસંગે સગર રાજા શ્રી ભગવંતને પુછવા લાગ્યો કે, પુર્ણમેઘ અને સુલોચન વચ્ચે વૈર થયાનું કારણ શું છે તે કૃપા કરીને દરશાવો તેવારે ભગવંત કહે છે—

હે રાજા પુર્વે આદિત્યાભ નામના નગરમાં એક ભાવન નામનો સાહુકાર હતો. તે પોતાના હરિદાસ નામના પુત્રને સર્વ દોલત સોંપીને વ્યાપાર સારૂ દેશાંતરે ગયો. ત્યાં જઇ ઘણું નાણું મેળવીને કેટલાએક કાળ પછી પોતાના નગરમાં રાતના સમયે આવી પહોતો તેથી પોતાની સાથે જે દ્રવ્ય લાવ્યો હતો તે એક ઠેકાણે રાખીને સ્ત્રી પુત્રાદિક ઉપર પ્રીતીના આવેશથી તથા ત્યોને જલદી મળવાની આશાથી કુવખતે તથા કુવાટે પોતાના ઘરમાં પેઠો. તેને ન ઓળખીને આ કોઇ ચોર હશે એવી બુદ્ધિથી તેના પુત્ર હરિદાસે હાથમા તરવાર લઇને કાંઇ પણ વિચાર ન કરતાં તેને માર્યો. કહ્યું છે કે "મંદ બુદ્ધિને વિચાર હોતો નથી." તેવખતે ભાવને જાણ્યું કે મારો પુત્ર શત્રૂ થયો. તેનો દ્વેષ છતાં તે મરણ પામ્યો. પછી તેની હરિદાસે ચોકશી કરી મુખ જોતાં પોતાનો બાપ જાણ્યાથી તેનો ઘણો પશ્ચાતાપ કરવા લાગ્યો, પણ કરે શું ? ભાવી કોઇથી મટતી નથી, હજાર ઉપાય કરે તોપણ અન્યથા ન થતાં જેમ થવાનું હોય તેમ થાય. એમ મનને શાંત કરીને તેણે પ્રેત કાર્ય વગેરે કરયાં, એ ઘોર કર્મનું શુલ તેના મનમા રહી ગયું. કેટલાએક દાહાડા પછી હરિદાસ પણ કાળ કરી ગયો. તે બંન્નેના જીવ દુઃખરૂપ યોનિયોમાં જન્મ ધરતા થકા કોઇક પુન્યના યોગે ભાવનનો જીવ પુર્ણમેઘ થયો. અને હરિદાસનો જીવ સુલોચન થયો. એવી રીતે એ બેઉની વચ્ચે પ્રાણાતિક વૈર થવાનું કારણ પુર્વ જન્મનું ઘોર કૃત્ય છે, તે આ ભાવમાં સબંધરૂપ થયું.

ફરી સગર ચક્રવર્તી હાથ જોડી પુછવા લાગ્યો છે કે, હે જગદુદ્ધારક દેવાધિદેવ,

પુર્ણમેઘ તથા સહસ્ત્રનયનનો સંયોગ, ને એમના વૈરનું કારણ શું છે? તેમજ સહસ્ત્રનયન વિષે મારી પ્રીતી શા કારણથી થઇ? તે કૃપા કરીને કહો. ત્યારે શ્રી અજીતનાથ સ્વામી કહે છેઃ— હે રાજાધિરાજ, પુર્વે તું દાનશીલ, રંભક નામનો પરિવ્રાજક હતો. તે સમયે શશિ તથા આવળી નામના બે તારા શિષ્યો હતા. આવળી ગુરૂ ભક્ત હોવાથી તે તને શશિ કરતાં વધારે પ્રિય હતો. તેણે કોઇએક વખતે પોતાની ગાય પૈસા લઇને વેચી. અને શશિ અતિ કઠોર મનનો હોવાથી તેણે ચોરીથી આવળીની ગાયને વેચી. એ વાત આવળીએ જાણવાથી તે બેઉ વચ્ચે માહા ભયંકર લઢાઇ થઇ. એક બીજાના વાળ તથા ભુજાદંડ પકડીને મુઠી મારવા લાગ્યા.. યુદ્ધ કરતાં શશિને આવળીએ જીવથી માર્યો. તેનો જીવ ઘણાકાળ સંસારમાં ફરીને પુર્ણમેઘ થયો, આવળી કાળ કરી ગયા પછી તેનો જીવ ઘણે કાળેસહસ્ત્રનયન થયો, અને રંભક પરિવ્રાજકનો જીવ દાનના યોગે કરી આ તું સગર રાજા થયો. એ પ્રમાણે એમનો સબંધ તથા વૈર થવાનું કારણ; તેમજ સહસ્ત્રનયન સાથે તાહારી પ્રિતી પુર્વ જન્મની છે. એવી રીતે. પર્ષદામાં ભાષણ ચાલે છે, એટલામાં ત્યાં બેઠેલા ભીમ નામે રાક્ષસોના રાજા ઝટ દેતે ઊઠી અતિ પ્રેમ સહિત ઘનવાહનને આલીંગન કરીને તેને કહેવા લાગ્યો; કે પુર્વ જન્મમાં પુષ્કર દ્વીપના ભરતક્ષેત્રમાંના વૈતાઢય પર્વત ઉપર કાંચન નામના નગરમાં હું વિદ્યુદ્દંષ્ટ્ર નામે રાજા હતો. તે ભવમાં તું મારો અત્યંત પ્રિય પુત્ર હતો. તે માટે હે પુત્ર, હું તને આજ જોતાંજ અતિ આનંદવાન થયો છું. હવેથી આ ભવમાં પણ હું તને પુત્ર ભાવે જાણું છું; માટે માહારૂં સર્વ સૈન્ય, તથા દ્રવ્યાદિક લઇને, સમ ચોરસ સાતસેં યોજન વિસ્તીર્ણ, સર્વ દ્વીપોમાં મુકુટમણીરૂપ રાક્ષસ નામના દ્વીપની વચ્ચોવચ્ચે સુમેરૂની પઠે શોભાયમાન નવ યોજન ઊંચો, તથા પાંચસેં યોજન પરિધિનો ગોળાકારે એક ત્રિકુટ નામનો પર્વત છે, તે ઉપર મેં એક સુવર્ણમય લંકા નામની નગરી હમણાંજ કરી છે, જે દેવથી પણ ન જીતાય અને તેને સોનાનો કીલ્લો છે, તેમાં ઘરો પણ હેમનાજ છે, તેમજ તેને તોરણ પણ કનકના બાંધેલાં છે. તસા તેથી છ યોજન દુર પેલા તરફ સવાસો યોજન સમ ચોરસ અતિ દુર્ગમ, તથા મનને પરમ પ્રિય એવી પાતાળ નામની નગરી પણ મેંજ કરી છે. તેને નિર્મળ સ્ફટિક રત્નનો કિલ્લો છે, અને જે રમણ્ય ઘરો વડે શોભી રહી છે. તે બેહુ નગરી આજથી મેં તને આપી. હવે માહારૂં આપેલું લશ્કર લાવ લઇને તેનું તું રાજ્ય કર. અને ત્યાંનો આધિપતી થા. આ સુરાસુરને પુજ્ય તીર્થનાથના દરશન કર્યાનું ફળ તને તત્કાળ પ્રાપ્ત થયું

એમ સમજ. એમ કહીને તેને પોતાનો નવ રત્નનો હાર, તથા રાક્ષસી વિદ્યા આપી. તે લઇને ઘનવાહન શ્રી તીર્થંકરને નમસ્કાર કરી, પોતે ઘણો ખુશી -ારથઇ નેરાક્ષસદ્વીપમાં જઇ બેઉ લંકાનું રાજ્ય કરવા લાગ્યો. તે દિવશથી રાક્ષસદ્વિપના રાજ્ય વડે, તથા રાક્ષસી વિદ્યાના યોગે તેનો વંશ રાક્ષસ કહેવરાવવા લાગ્યો. પછી ઘનવાહન રાજા ઇંદ્ર જેવો પરાક્રમી થઇ, પોતાના શતરૂઓના બળને જીતીને નિ:શંકપણે બેઉ લંકાનું રાજ્ય કરવા લાગ્યો.

એવી રીતે ભરતક્ષેત્રના રાક્ષસદ્વીપમાં લંકા નગરીમાં રાક્ષસવંશનું મુલ શ્રી અજીતનાથ ભગવંતના તિર્થને વિષે ઘનવાહન નામનો મહા બુદ્ધિમાન રાજા થયો. તેણે કેટલાએક કાળ સુધી રાજ્ય કર્યા પછી સર્વ સંપતીનો માલીક પોતાના મહા રાક્ષસ નામના પુત્રને કરી, શ્રી અજીતનાથ ભગવાનના ચરણની શરણે જઇ દીક્ષા લઇને મોક્ષ સુખને પામ્યો. મહારાક્ષસે પણ ઘણો કાળ રાજ્ય કર્યા પછી, પોતાના દેવ રાક્ષસ નામના પુત્રને સરવ સોંપી, દીક્ષા લઇને સિદ્ધાવસ્થા પામ્યો.

એ પ્રમાણે રાક્ષદ્વીપના અસંખ્ય આધિપતી થયા કેડે શ્રી શ્રેયાંશ ભગવાનના તીર્થમાં કીર્તીધવલ નામનો રાક્ષસોનો રાજા થયો. તે સમયમાં વૈતાઢય પર્વત ઉપર મેઘપુર નામના નગરમાં, એક અતીંદ્ર નામે વિખ્યાત, ત્યાના વિદ્યાધરોનો રાજા હતો. તેની શ્રીમતી નામની સ્ત્રીના ઉદરથી એક શ્રીકંઠ નામનો પુત્ર, તથા એક દેવી નામની પુત્રી થઇ, તેની સુંદરતાને સાભળીને પુષ્પોતર નામના રત્નપુરના રાજાએ પોતાના પદમોતર નામના પુત્ર સારૂ તે કમલનયની કન્યાને તેના બાપ પાસે માગી. જો પણ પદમોતર ગુણી તથા શીલવાન હતો. તોપણ તેને અતીંદ્રે છોકરી દીધો નહી. તે પછી દૈવના યોગે કીર્તીધવલને પરણાવી. એ વાત પુષ્પોતર રાજા સાંભળીને અતીંદ્ર તથા તેના પુત્ર શ્રીકંઠ સાથે દ્વેષ કરવા લાગ્યો.

એક વખતે શ્રીકંઠ મેરૂપર્વતથી પાછો આવતાં, લક્ષ્મી જેવા રૂપાળી, તથા પુનિમના ચંદ્ર જેવા મુખવાળી, પદમા નામની પુષ્પોતર રાજાની કન્યાને તેણે દીઠી. તે જોતાંજ તેને કામવિકાર ઉપન્યો ને બેઉની નજરા જનર થતાંજ ત્યોની પ્રીતિ બંધાઇ. વિકશિત કમળના જેવા મુખવાળી તે પદમા શ્રીકંઠની સાંબે ઉભી રહી ને વિવામાં જેમ વરના ગળામાં કન્યા વરમાળા ઘાલે છે તેમ દષ્ટિના કટાક્ષરૂપ મણિકા પ્રોહેલી મદનબાણ રૂપ માળાજ જાણે તેના ગળામાં ઘાલતી હોયની? એવા ત્યોના રસભરિત ચિન્હોને જોઇને તેની એક દાશી મોટેથી પુકારવા લાગી કે, "પદમાને કોઈ નવો પુરૂષ હરણ કરી

જાય છે." તે સાંભળીને તથા પોતાની કન્યા ઉપર કરૂણા બુદ્ધિએ કરીને, પોતાનાં સૈન્ય સહિત પુષ્પોતર રાજા પુત્રી વાળવા દોડયો. આંઇ શ્રીકંઠ પદમાને લઈને ઘણો ઉતાવળો નાશીને કીર્તી ધવલ રાજાની સરણે આવ્યો. ને પદમાના હરણ કરવાની સર્વ વાત તેને સાંભળાવી પાછળતી પુષ્પોત્તર રાજા પણ જેમ કલ્પાંતનો સમુદ્ર પાણીથી દશે દિશા ભરી મુકે છે, તેમ ત્યાં આવીને પોતાની સૈન્યવડે તેણે ત્યાંની દશે દિશા ઘેરી લીધી. એ વાત કીર્તીધવલે સાંભળીને પોતાના જાશુદદ્વારા તેને કહેવરાવ્યું કે, હે પુષ્પોત્તર રાજા કંઇપણ વિચાર કરયા વના તું લડાઇ કરવાને તત્પર થયો, તેથી તારી એ મેહેનત નિષ્ફળ છે, કેમકે છોકરીને કોઇ પુરૂષને આપ્યા વના છુટકોજ નહીં, તેથી તને પણ એમ કરવું પડયું હોતજ; ત્યારે તારી કન્યા પોતાની રાજી ખુશીથી શ્રીકંઠને પરણી તેમાં અપરાધ શાનો? એમાં કાંઇ અપરાધ નથી. માટે એટલા સારૂ પરસ્પર દ્વેષથી વઢી મરવું એ બેઉને લાયક નથી તારે તો પોતાની કન્યાનું મન જાણીને તેને પરણાવી દેવી એ સઉથી સારૂ છે. પદમાએ પણ દાશીદ્વારા પોતાના બાપને કહી મુક્યું કે, હું મારી રાજી ખુશીથી શ્રીકંઠને વરી છું. મને એણે હરણ કરી નથી એમ સાંભળીને પુષ્પોત્તરને ગુસ્સો ઉતરી ગયો. કહ્યું છે કે "વિચારવાળામાણસનો ક્રોધ જલદી જતો રહે છે, પછી મોટા આનંદે શ્રીકંઠ સાથે પદમાનો વિવાહ કરીને પુષ્પોત્તર પોતાના નગરમાં ગયો.

એ બધું જોઇને કીર્તીધવલે શ્રીકંઠને કહ્યું કે વૈતાઢ્ય પર્વત ઉપર તારા ઘણા વેરી છે. તેથી તું અહીંઆંજ રહે, અથવા આ રાક્ષસ દ્વીપની પાસે આથમણી દિશામાં ત્રણસે યોજનના પ્રમાણનો વાનર નામનો મારો દ્વીપ છે તેમજ બર્બરકુલ, તથા સિંહલદ્વીપ પ્રમુખ બીજા પણ મારા દ્વીપો છે, તે જાણે સ્વર્ગમાંથીજ કટકા પડયા હોયની! એવા રળીયામણા છે. તેમાંના ગમે તે દ્વીપમાં રાજધાની કરીને મારા નજીક તું રહે. જો પણ મારી સહાયતા છતાં વૈરીના બીક તને જરા પણ નથી, તોપણ તું દુર ગયાથી આપણો વિયોગ થશે; માટે તને આંઇજ રહેવું તે મને સારૂં લાગે છે. એમ સાંભળીને મારા ઉપર કીર્તીધવલની ઘણી પ્રીતિ છે, એવો વિચાર કરીને શ્રીકંઠે વાનરદ્વીપમાં રહેવાની મરજી કરી. તે કીર્તીધવલે માન્ય કરીને ત્યાં કિસ્કિંધાં નામની નગરી વસાવી રાજ્યની સ્થાપના કરી, તે ઉપર શ્રીકંઠને બેસાડીને તેને આખા વાનરદ્વીપનો આધપતી કર્યો. કિસ્કિંધ પર્વત ઉપર વિચરતાં મોટા શરીરોવાળા મનોહર ફળને ખાનારા, એવા ઘણાં વાંદરા તેને

દીઠામાં આવ્યાં, તે જોઇને પોતાના રાજ્યમાં તેણે થાળી પીટાવી કે, વાંદરા ને કોઇએ મારવું નહી. ઉલટુ ત્યોને અન તથા પાણી વગેરે; આપતાં રહેવું તેથી ત્યાંના રહેનારા લોકોએ પણ ત્યોની ઉપર ઘણી પ્રિતી કરીને ત્યોને સુખી કરવા લાગ્યા. કહ્યું છે કે, "યથા રાજા તથા પ્રજા," પછી તે દીવશથી ત્યાના લોકો કૌતક વડે ચિત્રપટ ઉપર, છત્ર ઉપર, ધ્વજા ઉપર તથા માટી વગેરેની જાગ્રશ ઉપર વાંદરાનાજ સર્વ ચિત્રો કરવા લાગ્યા તે ચિન્હ વડે તથા વાનર દ્વીપના રાજ્ય વડે, તથા વાંદર વિદ્યા થકી ત્યાના રહેવાશી વિદ્યાધરો વાનર નામે વિખ્યાત થયા, પછી શ્રી કંઠને વજ્રકંઠ નામનો એક પુત્ર થયો, જેનો પરાક્રમ કોઇ પણ કળી શકે નહી. ને લડાઇ કરવાની ઘણી ઇચ્છા છે જેને અર્થાત યુદ્ધમાં નિપુણ એવા પુત્ર સહિત શ્રીકંઠ સુખરૂપ રાજ્ય કરવા લાગ્યો

એક સમયે નંદીશ્વર દ્વીપમાંના શાસ્વત જીનેંદ્રની યાત્રા કરવા સારૂ જવાવાળા માર્ગસ્થ દેવતાઓની પાછળ કેટલાએક ભવિક લોકો અતિ ભક્તિ વડે ચાલ્યા જતાં શ્રીકંઠે દીઠા. તેથી એને એવો ભાવ ઉપનો કે હું પણ એમની સાથે યાત્રા કરવા જાઊં. પછી તે વિમાનમાં બેશીને યાત્રાએ જતાં રસ્તામાં જેમ, પહાડ આડો આવ્યાથી નદીનો વેગ અટકી જાય તેમ માનુષોત્તર પર્વત ઉપર તેનો વિમામ અટકી ગયો. ત્યારે વિચાર કરવા લાગ્યો કે મારો મનોરથ પુર્ણ કરવામાં વિઘન પડવાનું કારણ શું હશે? કે મેં પુર્વ જન્મમાં થોડું તપ કરયું છે? એ પ્રમાણે પશ્ચાતાપ કરતો છતાં તેજ વખતે દીક્ષા લઇ મહા તપ કરીને સિદ્ધ અવસ્થાને પામ્યો, એવી રીતે શ્રીકંઠાદિક થકી વજ્રકંઠાદિક કેટલાએક રાજા થઇ ગયા પછી શ્રી મુનીસુવ્રત સ્વામીના તીર્થમાં એક ધનોદધિ નામનો રાજા થયો, તેમજ રાક્ષસ દ્વીપમાંની લંકા નગરીમાં કેટલાએક રાજા થઇ ગયા પછી તડિતકેશ નામનો રાજા થયો, એ બેઉ વચ્ચે અતી ઘણી મીત્રાચારી થઇ.

એક દાહાડે તડિતકેશ પોતાની પ્રિય શ્રીચંદ્રા નામની સ્રી સહિત નંદન વનમાં ક્રીડા કરવા ગયો. ત્યાં જઇ સુખરૂપ વિચરે છે એટલામાં કોઇ વાંદરો એક ઝાડ ઉપરથી ઊતરીને તેણે તડિતકેશની સ્રીના સ્તનો ઉપર પોતાના નખે કરી વીખડાં કરયાં. તે જોઇને રાજા અતિ ગુસ્સામાં આવી ગયો કહ્યું છે કે, "સ્રાનો પરાભવ કોઇથી સહન થાય નહી." પછી રાજાએ વાંદરા એવાંદરાને એક બાણ માર્યો. તે તેના શરીરમાં લાગ્યાથી મહા દુ:ખીત થતો બે ત્રણ કુદકા મારી ત્યાંથી કેટલેએક દુર એક મુની તપ કરતા હતા

તેની સામે જઇ પડચો. મુનીને તેની દયા આવ્યાથી જેમ કોઇ વાટમારગુને ભાતું આપે તેમ તેવોએ તે વાંદરાને પરલોક જવાના અર્થે ભાતારૂપ નવકાર મંત્ર આપ્યો, તેના યોગે તે વાંદરાનો જીવ ઉદધી કુમાર નામના દેવતાઓમાં એક ભુવનપતિ થયો, એક વખતે તે પોતાના પુર્વ જન્મનું સ્મરણ કરીને તે મુની પાસે આવી તેમનેવંદના કરવા લાગ્યો, કહ્યું છે કે, "સત્ય પુરૂષોને અવશ્ય સાધુ વંદના કરવા યોગ છે, તેમાં પણ જે સાધુ ઉપગારી હોય તેની વંદના તો વિશેષ કરવી જોઇએ." આંઇ તડિતકેશ ક્રોધમાં આવીને પોતાના યોદ્ધાઓ સહિત તે વનમાંના વાંદરાઓને મારવા લાગ્યો, જેને જોઇને તે ભુવનપતી દેવતા કોપ કરતો થકો બહુ વાંદરારૂપે થઇને રાક્ષસો ઉપર ઝાડ તથા પથ્થરોના વરસાદ કરવા લાગ્યો. એ ઉપદ્રવથી તે વ્યાકુળ થઇને દિવ્ય પ્રયોગ છે એવુ તડિતકેશે જાણી લઇને ઉદધિ કુમાર દેવતા પાસે આવી નમસ્કાર કરી તેની પુજા કરવા લાગ્યો. અને મોટે સ્વરે તેને પુછેછે કે, તું કોણ છે? ને શા સારૂ મને દુઃખ દેછે? એવો તે મેં તારો કેવો અપરાધ કર્યો છે? તે સાંભળીને ઉદધી કુમાર શાંત થયો, ને પોતાનું મરણ તથા મુનીના મંત્રનું સામર્થ્ય તેને કહ્યું, પછી તડિતકેશ તથા તે દેવતા પેલા મુનીના પાસે આવીને પુછવા લાગ્યા કે, હે પ્રભુ અમ બેઉ વચ્ચે વૈર થવાનું કારણ શું? ત્યારે મુની કહે છે કે, હે તડિતકેશ રાજા પુર્વ ભવમાં સાવથી નામની નગરીના રાજાના પ્રધાનનો તું દત્ત નામનો પુત્ર હતો. ને તે વાંદરો કાશી નામની નગરીમાં એક પારધી હતો, કોઇ એકવખતે તું દીક્ષા લઇને કાશી નગરીમાં જતાં પારધીને પોતાના કામ ઉપર જતી વખત સામે મળ્યો, તે જોઇ અપશુકન જાણીને તેણે પોતાના બાણવતી તને માર્યો તેજ વખતે કાળ કરીને મહેંદ્ર નામના દેવલોકમાં દેવતાનો ભવ તને મળ્યો, ત્યાં કેટલાએક કાળ રહી ત્યાંથી ચવીને આ તું તડિતકેશ નામે લંકાધિશ થયો, ને તે પારધી પણ તેજ દાહાડે વીજળીના પડવાથી કાળ કરીને નરકમાં ગયો, પછી ઘણા કાળ સુધી સંસારમાં ભટકતો થકો વાંદરાના ભવને પામ્યો. તે હમણાં આઉદધિ કુમાર નામના દેવતાના ભવમાં છે. એવી રીતે તમારૂ વૈર પુર્વ જન્મનું છે. તે સાંભળીને ઉદધિ કુમાર શાંત થઇ તે મુનીને નમસ્કાર કરીને પોતાના લોકમાં ગયો. અને તડિતકેશ રાજા પણ મુનીને વાંદીને ઘેર જઇ પોતાના સુકેશ નામના પુત્રને રાજ્યાસન ઉપર બેસાડી દીક્ષા લઇને મોક્ષે ગયો. તેમજ કિસ્કિંધાનો રાજા ઘનોદધિ પણ પોતાના કિસ્કિંધ નામના પુત્રને રાજ્ય સોંપીને દીક્ષા લઇ કાળ કરી મોક્ષ ગયો.

વૈતાઢય પરવત ઉપર રથનપુર નામના નગરમાં અશનિવેગ નામનો વિદ્યાધરોનો રાજા થયો. તેના બે પુત્ર થયા. એકનુ નામ વિજયસીંહ તથા બીજાનું નામ વિદ્યુતવેગ તે બેઉ જાણે તેની બે ભુજાજ હોયની ! એવા થયા તેજ પરવત ઉપર આદિત્ય નામના નગરમાં એક માલ્યવાન નામનો વિદ્યાધરોનો રાજા થયો. તેને શ્રી માલા નામની કન્યા હતી, તેનો તેણે સ્વયંવર કર્યો. તેમાં બોલાવેલા દેશ દેશના અનેક રાજા આવ્યા. તે જેમ આકાશમાં નક્ષત્ર શોભે છે. તેમ તે સર્વ પોત પોતાના આસન ઉપર બેસતા થકા શોભવા લાગ્યા. પછી શ્રી માલાને તેની દાશી પોતાની સાથે લઇને એક એકના ગુણ વાર્ણન કરતી થકી ઘણા રાજા દેખાડયા. પરંતુ તે સરવને મુકીને કિસ્કિંધના રાજા ધનોદધિના પુત્ર કિસ્કિંધીની સામે આવી ઉભી રહી. તે જાણે સમુદ્રની પાસે ભાગીરથી આવીને ઉભી રહી હોયની ! તેવી દેખાવા લાગી. પછી તેના ગળામાં વરમાળા ઘાલી, તે જાણે હવે પછી થવાનાં તેની ભુજાનાં આલિંગનને વાસ્તે કબુલાતજ દેતી હોયની ? એવી રીતે શ્રી માલા કિસ્કિંધીને પરણી એમ જાણીને સિંહના જેવો જેનો પરાક્રમ છે, એવો વિજયસિંહ નામનો રાજા ત્યાં બેઠો હતો તે ક્રોધ વડે ભૃકુટી ચડાવીને મોટા અવાજે બોલવા લાગ્યો કે, આ ચોરની પઠે દુરનય કરવાવાળા વિદ્યાધરોને પ્રથમજ વૈતાઢય પર્વત ઉપરથી હાંકી કાહાડયા છતાં. હમાણા આંઇ કોણ બોલાવી લાવ્યો, માટે એ દુષ્ટ, કુરદુષક, તથા દુરાચારી વિદ્યાધરોને પ્રથમજ પશુની પઠે આજ હું મારીશ. એમ કહીને અશનીવેગનો પુત્ર વિજયસીંહ ઉઠયો. તેને જોઇને બીજા વાંદરા, રાક્ષસો, તથા વૈતાઢય પરવત ઉપર રેહેવાવાળા વિદ્યાધરો પણ ગર્જના કરીને ઉઠી ઉભા થયા પછી બેઉનું પરસ્પર યુદ્ધ થવા લાગ્યું. તે આ પ્રમાણેઃ— હાથીની સામે હાથી, ઘોડાની સામે ઘોડો, રથની સામે રથ, પાળાની સામે પાળા, તથા પોતપોતાની યોગ્યતા જોઇને પરસ્પર યુદ્ધ કરવા મંડી ગયા. તે વખતે કલ્પાંતની પઠે જમીન ઉપર લોહી તથા ચીકળ વિના બીજુ કાંઇ નહોતું દેખાતું. એમ યુદ્ધ થાય છે એટલામાં કિસ્કિંધી રાજાનો નાનો ભાઇ અંધક નામનો સુરવીર ઘણી જડપથી દોડીને જેમ કોઇ ઝાડની ડાળથી ફળને તોડે તેમ તેણે એકજ બાણે કરીને વિજયસીંહનું માથુ કાપી નાખ્યું તે મુવો એમ જાણીને તેનું સર્વ સૈન્ય વીખરી ગયું. કહ્યું છે કે, "જેને નાયક નહી તેને શૌર્ય કયાંથી? સૈન્યાધીશ વિના સૈન્ય મુડદા જેવું જાણવું" પછી તે જયલક્ષ્મી જેવી શ્રીમાલાને સાથે લઇને પોતાના પરિવાર સહિત કિસ્કિંધી રાજા પોતાની નગરીમાં ગયો.

અશનીવેગ રાજા પોતાના પુત્ર વિજયસીંહનું મરણ સાંભળીને, અકાલે વજ્રપાતની પઠે ત્યાંની નગરીમાં કિસ્કિંધી રાજાની સાથે લડવા સારૂ આવ્યો તેને જોઈને તેની સામે થવા સારૂ કિસ્કિંધી રાજા લંકાનો રાજા સુકેશી, તથા અંધક વગેરે પરિવાર સહિત નગરીથી બાહાર નીકળ્યા. પછી બેઉ લશ્કર વચ્ચે લડાઇ થવા લાગી. તેમાં અશનીવેગ રાજાએ અંધકનું માથુ કાપી નાખ્યું. તે જોઇને રાક્ષસોનું તથા વાંદરાનુ લશ્કર દસે દિશા તરફ નાઠું. વૈરીનુ બળ વધારે જાણીને કિસ્કિંધી રાજા તથા લંકાનો રાજા વગેરે પોતાના સ્ત્રી આદિક પરિવારને લઇને પાતાળ લંકામાં નાશી ગયા. પુત્રને મારવાવાળા અંધક રાજાના મરવાથી તથા પોતાના વેરી નાશી જવાથી અશનીવેગ રાજાનો ગુસ્સો શાંત થયો. તથા મનમાં આનંદવાન થયો થકો નીર્ઘાત નામના વિદ્યાધરને લંકા તથા કિસ્કિંધાના રાજ્ય ઉપર બેસાડી પોતે પોતાના નગરમાં ગયો. ત્યાં કેટલાએક કાળ રાજ્ય કર્યા પછી તેને કોઇએક સાધુનો સમાગમ થએથી પોતાના સહસ્રાર નામના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને પોતે દીક્ષા લીધી.

આંઇ પાતાળ લંકાના સુકેશી રાજાને તેની ઇંદ્રાણી નામની સ્ત્રીના પેટે માલી સુમાલી, અને માલ્યવાન નામના ત્રણ પુત્ર થયા, અને કિસ્કિંધી રાજાની સ્ત્રી શ્રીમાલાના પેટે આદિત્ય રજ, ઋક્ષરજ એ નામના બે પુત્ર થયા. એક દિવશે કિસ્કિંધી સુમેરૂની યાત્રા કરી પાછો ફરતાં મધુ પરવત ઉપર એક મનોરમ વન જોઇને ત્યાં વિશામો ખાવા ઉતર્યો. તે ઠેકાણે એક નવી કિસ્કિંધી નામની નગરી વસાવીને તેમાં પોતાના પરિવાર સહીત રહીને જેમ કૈલાશ પરવત ઉપર કુબેર શોભે છે તેમ દીપવા લાગ્યો.

સુકેશી રાજાના ત્રણે પુત્રોએ પોતાનું રાજ્ય શતરૂએ હરણ કરી લીધુ એમ સાંભળીને પ્રજ્વલિત અગ્નિની પઠે ક્રોધમાં આવ્યા થકા, લંકા નગરીમાં આવીને મહા પ્રાક્રમ વડે, નિર્ઘાત નામના ખેચરને મારીને સુકેશીનો મોટો પુત્ર માલી ત્યાંનો રાજા થયો. તે વખતે કિસ્કિંધી નગરીનો રાજા આદિત્યરજ થયો.

વૈતાઢ્ય પરવત ઉપર રથનપુર નગરમાં સહસ્રાર રાજાની સ્ત્રી ચિત્તસુંદરીના ગર્ભમાં દેવલોકથી ભ્રષ્ટ થએલા કોઇ દેવતાના જીવે પ્રવેષ કર્યો, તેના સામર્થ્ય વડે ચિત્તસુંદરીને ઇંદ્રની સાથે ભોગ કરવાનો મનોરથ થયો. તેની ઇચ્છા પુરી ન પડવાથીતેનુ શરીર દહાડે દહાડે સુકવા લાગ્યું. પોતાની સ્ત્રીની ખરાબ દિશા જોઇને સહસ્રાર મોટા આગ્રહે તેને પુછવા લાગ્યો. જો પણ તે

મનોરથ કહેવા લાયક ન્હોતો. તોપણ ના ઇલાજથી સર્વ હકીકત તેને કહી સંભળાવી. તે સાંભળી રાજાએ વિદ્યાના યોગે ઇંદ્રનુ રૂપ ધારણ કરીને પોતાની સ્ત્રીનો મનોરથ પુરો કર્યો. તેને પુરા માસ થયાથી જેમ, પુર્વ દિશાથી સુર્ય નીકળે તેમ તેના ઉદરથી મહા પરાક્રમી પુત્ર ઉત્પન્ન થયો. તે પેટમાં છતાં તેની માતાને ઇંદ્રની સાથે સંભોગ કરવાનો મનોરથ થયો હતો તેથી તેનું નામ ઇંદ્ર રાખ્યું, પછી તે યૌવન અવસ્થામાં આવ્યાથી તેના પિતાએ ઘણા વિદ્યાધરોની કન્યાઓ સાથે તેનું લગ્ન કરાવ્યું, કેટલાએક દિવશ પછી પોતાના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને સહસ્રાર રાજાએ દીક્ષા લીધી.

પછી તે ઇંદ્ર રાજા રાજ્ય કરતાં સર્વ દેશ તથા વિદ્યાધરોને પોતાના સ્વાધીન કરી લઇને પોતાની સર્વ સંપતી ઇંદ્રના જેવી કરી. તે આ પ્રમાણે:— ચાર દિગપાલ, સાત સૈન્ય, સાત તેના અધાપતી, ત્રણ સભા, વજ્ર નામનું અસ્ત્ર, ઐરાવત હાથી, રંભાદિક વેશ્યા, બૃહસ્પતી મંત્રી, તથા નગમેષી નામનો સેનાપતી. એ પ્રમાણે પોતાની સર્વ સંપતી ઇંદ્રના જેવી કરીને ત્યાંના વિદ્યાધરો સહિત રાજ્ય કરતો થકો પોતાને ઇંદ્ર કેહેવરાવવા લાગ્યો. એના ચાર દિગપાલના નામ આ પ્રમાણે: જ્યોતીષપુરનો સ્વામી મકરધ્વજ રાજા, તેની સ્ત્રી આદિત્યકીર્તીના ઉદરથી જન્મેલો સોમ નામનો વિદ્યાધર તેને પુર્વ દિશાનો દિગ્પાલ કર્યો. મેઘપુરના રાજા મેઘરથની સ્ત્રી વરૂણાના પેટે જન્મેલો વરૂણ નામના વિદ્યાધરને પશ્ચીમ દિશાનો દિગ્પાલ કર્યો. કાંચનપુરના સુર નામના રાજાની સ્ત્રી કનકાવતીએ જન્મેલા કુબેર નામના પુત્રને ઉત્તર દિશાનો દિગ્પાલ કર્યો, અને કિસ્કિંધા નગરીના રાજા કાલાગ્નીની સ્ત્રી શ્રી પ્રભાથી જન્મેલા યમ નામના વિદ્યધરને દક્ષિણ દિશાનો દિગ્પાલ કર્યો. ઇત્યાદિક પોતાની સંપતી સહિત ઇંદ્ર રાજા રાજ્ય કરવા લાગો.

એ બાધુ જોઇને લંકાના માલી રાજાને સહન ન થયું, તેથી તે પોતાના ભાઇઓ, પ્રધાનો, મહા પ્રાક્રમી મીત્ર, તથા વાંદરદ્વીપના માણસો સહિત, તે ઇંદ્રની સાથે યુદ્ધ કરવા સારૂ તેની નગરી તરફ જવા લાગો. તે વખતે રસ્તામાં તેને અપશુકન થયા, તે જોઇને તેના સુમાલી નામના ભાઇએ, જવાની મના કરી. તેનુ ન સાંભળીને પોતાના બાહુબળ વડે ગર્વીત થયો થકો માલી રાજા, ઈંદ્ર રાજાને જીતવા સારૂ વૈતાઢ્ય પરવત ઉપર ગયો, આંઇ ઇંદ્ર રાજા પણ પોતાના ઐરાવત નામના હાથી ઉપર બેશીને હાથમાં વજ્ર ધારણ કરીને પોતાના ચાર લોકપાલ સહીત માલી સાથે લડવા સારૂ નગરીથી બા-

હાર નીકળ્યો. પછી બેઉ લશકરો વચ્ચે મોટું યુદ્ધ થવા લાગ્યું, તેમાં રથની સામે રથ, ઘોડાની સામે ઘોડો, હાથીની સામે હાથી, તથા પાળાની સામે પાળો, થઇને એક બીજાને મારવા મંડી ગયા. એ પ્રમાણે લડાઇ થતાં પર્વત ઉપરથી જેમ શિખરો પડે તેમ રથો પડવા લાગા. જેમ વાયરાથી વાદળ વીખરાઇ જાય તેવી હાથીઓની દશા થઇ. જમીન ઉપર સુરવીરનાં માથા પડવા લાગાં. કોઇના પગ તુટયા, તો કોઇનો હાથ કપાયા. એ પ્રમાણે બેઉ રાજાના લશ્કરો પરસ્પર એક બીજાનો નાશ કરવા લાગા. તે જોઇને યુદ્ધ કરતો થકો ઘણો ક્રોધ આવ્યાથી પોતાના સસ્ત્ર તથા અસ્ત્રથી ઘેરી લઇ મોટી જડપ કરીને પોતાના વજ્ર વડે ઇંદ્ર રાજાએ માલીનુ માથું કાપી નાખ્યું, માલીને મુઓ જાણીને સર્વ લશકર પાતાલ લંકામાં નાશી ગયું. પછી ઇંદ્રરાજાએ રાક્ષસોની લંકા તથા તેમની રાક્ષીસી વિદ્યાનું હરણ કરીને એક વિસ્વા નામના વિદ્યાધરની સ્ત્રી કૌશીકાના ઉદરથી જન્મેલા વશ્રવણ નામના રાજાને લંકાનું રાજ્ય આપીને ને પોતાની નગરીમાં આવ્યો,

સુમાલી રાજાની સ્ત્રી પ્રીતિમતીના ઉદરથી રત્નાશ્રવા નામનો પુત્ર ઉત્પન થતો. તેને યોવન અવસ્થા પ્રાપ્ત થઇ છતાં, કાંઇ વિદ્યા સાધન કરવાના હેતુથી કુસુમ નામના ઉદ્યાનમાં જઇને, એકાંત સ્થાનમાં બેસી, નાસાગ્ર દષ્ટી કરી તથા પરવતની પડે સ્થીર થઇ, જપમાલા ધારણ કરીને જપ કરવા લાગ્યો. એક સમયે કોઇ એક વિદ્યાધરની કન્યા પોતાના પિતાની આજ્ઞાથી તેની સામે આવી ઉભી રહી ને કહેવા લાગી કે હું માનવ સુંદરી નામની મહા વિદ્યા તને પ્રસન છું. તે સાંભળીને તથા જપમાલા જમીન ઉપર રાખીને નેત્ર ઉઘાડી રત્નાશ્રવા જુએ છે તો એક નવયોવન વિદ્યાધરી પોતાની સામે ઉભેલી દેખાઇ. તેને પુછવા લાગો કે, હે કન્યકા, તું કોણ ? કોની પુત્રી છે? ને આંઇ શા સારૂ આવી છે ? ત્યારે તે કહેવા લાગી કે, કૌતક મંગળ નામના નગરમાં વ્યોમબિંદુ નામનો એક વિદ્યાધર છે, તેની કાશીકા, તથા કૈકશી નામની બે કન્યા છે. તેમાંની કાશિકાને યક્ષપુરના સ્વામી વિશ્રવા રાજાને પરણાવી છે, તેનો પુત્ર વૈશ્રવણ નામનો વિદ્યાધર હમણાં લંકાનુ રાજ્સ કરે છે. ને કૈકશી હું પોતે છું, કોઇ નીમિતથી મારા બાપે વચને કરીને આપને સોંપી દીધી છે, તેથી હું આંઇ આવી છું. હવે મને અંગીકાર કરો, તેનુ એવું બોલવું સાંભળી, ને મનમાં વિચાર કરવા લાગો કે, હું ધ્યાનમાં છતાં જેણે મને કહ્યું કે, હુ માનવસુંદરી નામની મહાવિદ્યાતને પ્રસન

છું. તે આ નહી પણ તે સાક્ષાત માનવસુંરી નામની વિદ્યાજ હતી. હવે હુ કૃતકૃત્ય થયો. એમ જાણીને પછી પોતાના ભાઇઓ વગેરેને ત્યાં બોલાવી લાવીને રત્નાશ્રવાએ તેની સાથે લગન કરયું- પછી ત્યાંજ પુષ્પપુર નામનું નગર વસાવીને તે સ્ત્રી સહીત ઉપભોગ ભોગવવા લાગો,

એક વખત કૈકશીએ સ્વપનામાં હાથીનુ ગંડસ્થલ તોડનારો સિંહ જોઇ ને રાજાને કહ્યું. તે સાંભળીને રાજાએ તેને કહ્યું કે, તને એક માહાપ્રાક્રમી પુત્ર થશે. પછી તે રત્નાશ્રવા ચૈત્યની પુજા કરવા લાગો. કેટલાએક દિવશ પછી કૈકશીને ગર્ભ રહ્યો,. તેના પ્રભાવથી રાણીની વાણી નિષ્ઠુર થવા લાગી એક સમયે કૈકશી આરીસામાં પોતાનુ મુખ જોતાં મહા ભયંકર દીઠામાં આવ્યું. ને તે ઇંદ્ર રાજાને પણ આજ્ઞા કરવાની ઇચ્છા કરવા લાગી. પોતાના ગુરૂ વગેરેને નમસ્કાર કરવું મુકી દીધું. તથા શતરૂના માથા ઉપર પગ દેવાની મરજી થવા લાગી. એવા દારૂણ ભાવ થવાનુ કારણ તેનો ગર્ભ હતો. એમ કરતાં પુરા માસ થએથી સારા લગને, શુભ મહુરતે તથા પુર્ણ માશીના શુભ દિવસે તે સાડાબાર હજાર વર્ષની આયુષ્યવાળા પુત્રને જન્મી, માતાના ઉદર થકી બાહાર આવતાંજ પ્રથમ પોતાના વડીલોને મળેલો નવ રત્નનો હાર જે કરંડ્યામાં રાખેલો હતો તે ઘણી ચાલાકીથી હાથથી ઉપાડીને તેણે પોતાના ગળામાં ઘાલ્યો. તે જોઇને કકશી આશ્ચર્ય પામીને કહેવા લાગી કે, બીજાએ ઉચકવાને અશક્ય એવો નવ રત્નનો હાર આજ સુધી અમારા વડીલોએ પુજ્યો, ને તેનુ હજાર નાગે કરી રક્ષણ કરેલા નિધ્યાન પઠે રક્ષણ કરયું, તેને આ બાળકે રમત માત્રમાં ઉપાડીને પોતાના ગળામાં ઘાલ્યો. તેમાં તેના મુખનુ પ્રતિબિંબ પડ્યાથી તેનુ દસ મુખ એવું નામ રાખ્યું.

એક સમયે રાવણનો બાપ રત્નશ્રવા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, માહારો પીતા સુમાલી મેરૂ પરવતની જાત્રા કરવાને ગયો હતો. તેવારે ચાર જ્ઞાન સહીત મુની માહારાજને તેણે પુછ્યું, તેવારે મુનીએ કહ્યું હતું કે આ હાર જે પોતાના હાથે ઉપાડીને પોતાના ગળામાં નાંખશે તે પ્રતીવાસુદેવ થશે, માટે આ માહારો પુત્ર દસમુખ ખસુસ કરીને પ્રતીવાસુદેવ થશે. એવો નીરણે કીધો. પછી કેટલાએક વરસ વીત્યા કેડે કૈકશીએ સ્વપનામાં સુર્ય દીઠો તે દીવશથી ગર્ભ ધારણ કરી નવ માસ પુરા થએથી, ભાનુકર્ણ અથવા કુંભકર્ણ નામના પુત્રનો જન્મ આપ્યો તેવાર પછી સ્વપનામાં

ચંદ્રમા દેખવે કરીને ત્રીજા પુત્ર બીભીષણને જન્મ આપતી હવી, છેવટ ચંદ્રની કાંતીની પેઠે નખની કાંતીવાળી ચંદ્રનખા અથવા સુરૂપનાખા નામની કંન્યાને જન્મ આપતી હવી, ઉપર કહેલા ત્રણ પુત્રનાં શરીરો સોળ સોળ ધનુષ પ્રમાણે ઉચાં હતાં, એ ત્રણે ભાઈઓ માહા સુરવીર પ્રાક્રમવંત થકા પોતાની ઇચ્છા પ્રમાણે ક્રીડા કરતા પૃથ્વી ઉપર ફરવા લાગ્યા.

## इती श्री हेमचंद्र आचार्य वीरचीते श्री राम लक्ष्मण चरित्रे राक्षसवंस तथा वानरवंस उतपती रावण जन्म वर्ण



# અથ બીજો ખંડ પ્રારંભતે,

એકદા સમે રાવણ બીભીષણ અને કુંભકર્ણ ત્રણે ભાઈઓ એક સ્થળે બેઠા હતા. તેવામાં આકાશ માર્ગે જતો એક વીમાન તેઓએ દીઠો, તેવારે રાવણ પોતાની માતાને પુછવા લાગ્યો કે, આ વીમાનમાં બેશી કોણ જાય છે એવું પોતાના પુત્રનુ બોલવું સાંભળી કકશી કહેવા લાગી, કે હે પુત્ર એ માહારી મોટી બેનનો પુત્ર છે, એનુ નામ વશ્રવણછે, ને સર્વ વિદ્યાધરોનો રાજા જે ઇંદ્ર તેનો એ એક મોહોટો યોદ્ધો છે. અને માલી નામના તારા વડાઊવાના ભાઇને યુદ્ધમાં મારીને ઇંદ્ર રાજાએ તેની લંકા નગરીમાં એને બેસાર્યો છે, એવું સાંભળીને રાવણને લંકા નગરી લેવાનુ મન થયું. એમ જાણીને તેની માતા તેને કહેવા લાગી તે, તે માહારા વાહાલા પુત્ર પુરવે ભીમેદ્ર નામના રાજાએ શ્રી અજીતનાથજીની પરખદામાં બેઠેલા એક ધનવાહન નામના વીદ્યાધરને "એ માહારો પુર્વ જન્મમાં પુત્ર હતો." એવું સ્મરણ કરીને દુશમનોને નીરાશ કરવા સારૂ પોતાની વસાવેલી લંકા નગરીના રાજ્ય ઉપર બેસાર્યો અને તે દીવશથી તેને પોતાનો પુત્ર માનીને તેણે દીક્ષા લીધી, પોતાની રાક્ષસી વિદ્યા તથા આ નવ રત્નનો હાર, પણ તેણેજ આપ્યો છે, તે ધનવાહન રાજા આપણા કુળનુ મુળ છે, તેની સર્વ સંપતી તારા પીતામાહા સુમાલી રાજા સુધી ચાલી, પછી ઇંદ્ર રાજાએ તેનુ સર્વ રાજ્ય ખુચી લીધું. તે દીવશથી સુમાલી રાજા પાતાળ લંકામાં નાશી ગયો. તે હજી સુધી તીહાંજ રાજ્ય કરે છે, અને એ લંકામાં સુખે કરી તાહારા દુશમનો રાજ્ય કરે છે. તેનુ દુઃખ હજુ સુધી તાહારા પીતાના મનમાં છે, પણ એવો દાહાડો કયારે આવશે કે એ લંકાના રાજ ઉપર હું તને બેઠેલો જોઇશ? લંકાને લુટનારાઓને તાહારા હાથ વતે બંધીખાને નાંખેલા હું જોઇશ? ત્યારેજ હું પુત્રવતી સ્ત્રીઓમાં શિરોમણી થઇશ, હમણાં તો એ સર્વ માહારા મનમા મનના મનોર્થ આકાશના ફુલ જેવા છે. એવું પોતાની માતાનુ બોલવું સાંભળીને ત્યાં બેઠેલો બીભીષણ નામનો રાવણનો નાહાનો ભાઇ કહેવા લાગ્યો, હે માત તું ખેદ કર નહી, આ દસકંધ (રાવણ) ની તને ખબર નથી. આની આગળ ઇંદ્ર તથા વૈશ્રવણ, બીજા વિદ્યાધરો, રાજાઓ, દેવતાઓ અને મનુષ્યો એ સર્વ પશુ જેવા છે, તે તો રહ્યો પણ એકલો આ કુંભકરણજ સર્વે પૃથ્વીને વશ કરવાને સામરથ છે, અને હું પણ આપણા સર્વ દુશમનોને

મારવાને હીમત રાખુ છુ, એવા માહા સુરવીર તાહારા પુત્રો છતાં તું શા સારૂ ચીંતા કરે છે એવું બીભીષણનું બોલવું સાંભળીને ને મનમાં રાજી થઇ, એ ટલામાં રાવણ દાંતે કરી ઓઠ ચાવતો થકો પોતાની માતાને કહેવા લાગ્યો કે હે જનની, તેં જે તહારા રૂદયમાં શલ્ય ધારણ કરયું છે તે મુકી દે. અને વજ્રના જેવી કઠણ થા. હું મારા એકજ હાથે કરી ઇંદ્રાદિક શતરૂઓને માર વાને સમર્થ છું. તથાપિ ક્રમે કરી આવેલી જે વિદ્યા, તેની સાધના કરયા પેહેલાં તે માહારા શતરૂઓને જીતવાને ઇચ્છતો નથી, ત્યારે હવે મને આજ્ઞા આપ. હું વિદ્યા સાધીને સર્વ તાહારા મનના મનોરથ પુર્ણ કરીશ. પોતાના પુત્રના એવા સુરવીર પણાના વચનો સાંભળીને તેના માતા પીતાના નેત્રોમાં હર્ષનાં આંસુ આવ્યા થકા. તેના માથા ઉપર ચુંબન કરીને તેમણે તેને રજા આપી. રાવણ પણ ગદ ગદ કંઠ થયો થકો ત્યાંથી નીકળીને એક માહા ભયંકર વનમાં ગયો. ત્યાં જઇ આમ તેમ જુએ છે તો મોટા ઝાડોની નીચે કેટલાએક મદોન્મત સિંહ મોટા શ્વાસો શ્વાસ સહિત ગર્જના કરી રહ્યા છે. કેટલાએક પોતાના પુંછડા વડે જમીનને ઝપાટા મારેછે. ઉલુક વગેરે પક્ષીઓ મહા ભયંકર કિરરર કિરરર શબ્દ બોલે છે.

એવા ભયંકર વનમાં દશકંઠ પોતાના ભાઇઓ સહિત જઇને, તપસ્વીની પઠે પોતાની જટા વધારીને, હાથમાં જપમાલા લઇને, પોતાની નજરને નાકની અણી ઉપર રાખીને આંગ ઉપરના બધાં ધોળાં કપડાં કરીને, તથા દૃઢ આસન વાળીને દશ કોટી હજાર જપે કરીને સિદ્ધ થવા વાળા ષોડાક્ષરી જપ કરવા સારૂ એક પહરમાં ત્રણે ભાઇઓએ સર્વ કામને દેવાવાળી એવા અષ્ટાક્ષરી વિદ્યાની સાધના કરી.

એક સમયે જંબુદ્વીપનો સુર નામનો રાજા, પોતાની સ્રીઓ સહિત વનની ક્રીડા કરતો થકો જ્યાં રાવણાદિક ત્રણ ભાઇઓ તપ કરતા હતા ત્યાંહાં આવ્યો. તેઓને ધ્યાનમાં બેઠેલા જોઇને તેઓના તપમાં વિઘ્ન કરવા સારૂ પોતાની સ્રીઓને તેમની પાસે મોકલી. તે બધી ત્યાં જતાંજ તેઓનું રૂપ જોઇને પોતાનું કામ ભુલી જઇ તેઓની ઉપર મોહિત થઇ કામે કરી પીડાતી થકી તેઓને નિર્વીકાર, નિશ્ચલ, તથા મૌની જાણીને અતિ મધુરવાણી વડે બોલવા લાગી. ભો ભો જટાધરો, અમારી સાંમે તો જુવો. અમારૂં રૂપ જોઇને દેવતા પણ મોહાઈ જાય, તે પ્રત્યક્ષ તમારી ઉપર પ્રસન્ન થઇ છતાં બીજી તે કઇ મોટી સિદ્ધિપણે ક્રીડા કરવાથી સર્વ વિદ્યા, મંત્ર, તથા બધી

સિદ્ધિ મળ્યાથી વિશેષ આનંદ થશે.

એવી રીતે તે સ્ત્રીઓએ તેઓને મોહીત કરવા સારૂ ઘણા ઉપાયો કરયા તોપણ તેઓ પોતાના આસન ઉપરથી ડગ્યા નહીં. ત્યારે તે યક્ષ તેઓને કહેવા લાગ્યો કે, હે મુર્ખો, તમે આ ધ્યાનરૂપ મહાકષ્ટે કરી સાધ્ય વસ્તુનો આડંબર કેમ કરી રહ્યા છો ? આ ક્રિયા કરવાને કોઈ ધુતારા ફુરાળાએ તમને ફસાવ્યા છે. માટે આ ધ્યાનરૂપ કુરાગ્રહ મુકીને આંઇથી જાઓ. તમને કાંઈ ઇચ્છા હોય તો તે મારી પાસે માગ્યાથી મળી શકશે. ઇત્યાદિ એણે પણ ઘણા ઉપાયો કરયા તથાપિ તે પોતાના આસન ઉપરથી ચલાયમાન ન થયા ત્યો જોઇને ક્રોધમાં આવ્યો થકો કહે છે કે, હું પ્રત્યક્ષ દેવ તમારી સાંમે ઉભો છતાં તેને મુકીને કોનું ધ્યાન ધરો છો? હવે આ ઢોંગને મુકી દ્યો. ને જે જોઇએ તે મારી પાસેથી માગી લ્યો, નહીં તો પછી હું તમને બળાત્કારે મુકાવીશ. એવું ભય બતાવ્યાથી પણ કાંઇ ન વળ્યું. ત્યારે મોટા ભયંકર કિલકિલાટ શબ્દ કરવા લાગ્યો. મોટા પર્વતોનાં શિખરો ઉપાડીને તેમની સાંમે ફેંકવા લાગ્યો. સિંહ રીછ, તથા વાઘ વગેરે બીહામણા જાનવરોનાં સ્વરૂપ ધારણ કરીને ઘણી બીક બતાવવા લાગ્યો. તથાપી તે ચંચળ ન થયા. પછી માયાવી કૈકશી, રત્નશ્રવા, તથા ચંદ્રનખાનાં રૂપ ધારણ કરીને તેઓને બાંધીને તેમની સાંમે આવી નાખ્યાં. તે માયામય ત્રણે જણાની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં છે, ને રડતાં થકાં કહે છેઃ—હે પુત્રો, જેમ પારધી પશુને મારે છે, તેમ તમારી સાંમે આ નિર્દય અમને બાંધીને મારે છે. માટે હે રાવણ હવે તું જલદી ઉઠીને અમારૂં રક્ષણ કર. શા સારૂ અમારી સંભાળ લેતો નથી? આટલો બધો તારો અહંકાર ક્યાં ગયો? હે કુંભકર્ણ તું પણ સાંભળતો નથી કે? અમારી આવી અવસ્થા છતાં તમે નચીંત થઇ કેમ બેઠા છો? હે બિભીષણ તું તો કાંઇક દયા કર. અમારા વિશેની તારી આટલી બધી ભક્તિ ક્યાં ગઇ? પણ એ તમારો વાંક નથી. અમારા કર્મજ ફૂરયું જણાય છે. તે વિના પુત્ર તે શત્રુ કેમ થાય! ઇત્યાદિક ઘણા વિલાપો કરયા તોપણ તે સમાધિથી ખસ્યા નહીં. પછી તે ત્રણેનાં તેણે માથાં કાપી નાખ્યાં. એવાં દારૂણ કર્મથી પણ તે ચંચળ થયા નહીં, ત્યારે તે યક્ષે બીજા માયાવી કુંભકર્ણ તથા બિભીષણ કરીને રાવણની સાંમે તેમનાં માથાં કાપ્યાં. તેમજ તેઓની સાંમે રાવણનું માથું કાપતાંજ તે બેઉ કાંઇક ધ્યાનથી ખસી ગયા. જો પણ તે કાંઇ પાછા બીના નહીં. તોપણ કેવળ ભક્તિના પ્રભાવથી સત્ત્વિં-

ચિત ચંચળ થયા. પણ પરમાર્થ જાણવા વાળો રાવણ લગારે ધ્યાનથી ન ખ-
સતાં પર્વતની પેઠે અચળ સ્થિત રહ્યો. તે વખતે આકાશમાં "સાધુ સાધુ"
એવી વાણી થઇ. સર્વ વ્યંતર, તથા કિંનર, વગેરે દેવતાઓ આકાશમાંથી ફુ-
લોનો વરસાત કરવા લાગ્યા. એવા પ્રસંગે એક હજાર વિદ્યા સર્વ એકઠી મ-
ળીને રાવણની સાંમે આવીને ઉભી રહી. તેઓમાંની કેટલીએક વિદ્યાનાં
નામો આ પ્રમાણે છે:—પ્રજ્ઞપ્તિ, રોહિણી, ગૌરી, ગાંધારી, નભઃ સંચારિ-
ણી, કામગામિની, અણિમા, લઘિમા, અક્ષોભ્યા, મનસ્તંભન કરિણી, સુવિ-
ધાના, તપોરૂપા, દહની, વિપુલોદરી, શુભપ્રદા, રજોરૂપા, દિશાનત્રિવિધાયિની, વ-
જ્રદરી, સમાકૃષ્ટી, અદર્શની, અમરા, અનલ સ્તંભિની, તોયસ્તંભિની, ગિરિ-
દારૂણી, અવલોકિની, વન્હી, ધારા, ધીરા, ભુજંગિની, તારિણી, ભુવના,
અવધ્યા, દારૂણી, મદનાશિની, ભાસ્કરી, રૂપસંપત્તિ, રોશાની, વિજયા, જયા,
વર્ધની, મોચની, વરાહી, કુથિલાકૃતી, ચિંતોદભવકરી, શાંતિ, કોબેરી, વશ્ય-
કારિણી, યોગેશ્વરી, બલોત્સાહા, ચંડા, અભીતિ, પ્રવર્ષિણી, દુર્નીવાસ, જગ-
ત્કંપ કારિણી, તથા ભાનુ માલિની, ઇત્યાદિક મહા વિદ્યાઓ રાવણને પુર્વ
જન્મનાં કર્મ વડે થોડાજ દહાડામાં સાધ્ય થઇ, કુંભકર્ણને પાંચ વિદ્યા મળી
તેનાં નામ:—સંવૃદ્ધિ, જંભિણી, સર્વાપહારિણી, વ્યોમ ગામિની, તથા ઇંદ્રાણી.
એ પાંચ વિદ્યા. અને બિભીષણને આ ચાર વિદ્યા મળી:—સિદ્ધાર્થા, શત્રુ
દમની, નિર્વ્યાઘાતા, ખગામિની. એવી રીતે તે ત્રણે ભાઇઓને વિદ્યાઓ
મળી તે જંબુદ્વીપના અધિપતિ યક્ષે જોઈ મનમાં ભય પામીને રાવણ પાસે
પોતાના અપરાધની ક્ષમા માગી. ને કહેવા લાગ્યો કે મારો અપરાધ માફ કરો.
કહ્યું છે કે, "મોટા પુરૂષનો અપરાધ કરયા છતાં તેની આગળ નમ્રતા કરવી
એજ તેનો પ્રતિકાર છે." પછી તે યક્ષે તેજ વનમાં એક સ્વયંપ્રભ નામનું
નગર વસાવી; તેમાં રાવણનું રાજ્ય સ્થાપીને તે પોતાના સ્થાનકે ગયો.

રાવણને વિદ્યા મળી તે રત્નશ્રવા તથા કૈકશીએ સાંભળીને પોતાના પ-
રિવાર સહિત ત્યાં આવી મોટા આનંદ વડે રહેવા લાગ્યા. પછી રાવણે સોળ
ઉપવાસ કરીને ચંદ્રહાસ્ય નામનો એક ખડગ ધારણ કરયો. વૈતાઢ્ય પર્વત ઉ-
પર સુરસંગીત નામના નગરમાં એક મય નામના વિદ્યાધરોના રાજાની સ્ત્રી
હેમવતીના ઉદરથી જન્મેલી મંદોદરી નામની કન્યા ઉપવર થઇ છતાં તેનો
બાપ તેને યોગ્ય વર મળવાનો વિચાર કરતાં કેટલાએક વિદ્યાધરોના પુત્રોના

ગુણો જોયાથી તેઓમાંનો કોઇ તેને યોગ્ય ન જણાયાથી મોટી ચિંતામાં બેઠો છતાં તે વાત તેણે પોતાના પ્રધાનને કહેવાથી તેણે કહ્યું કે, ચિંતા કરવાનું કાંઇ કામ નથી. સહસ્ર વિદ્યા સંપન તથા દેવતાઓને પણ ભાર બાજરનાર, એવો એક દશાનન નામનો રત્નશ્રવાનો પુત્ર છે, તેની બરાબરી કરનાર એકે વિદ્યાધર મળનાર નથી. તેજ તમારી પુત્રીને યોગ્ય વર છે. માટે તેની સાથે એ મંદોદરીનું લગ્ન કરવું જોઇએ. એવું તે પ્રધાનનું બોલવું સાંભળીને અતિ આનંદવડે તે મય રાજા પોતાના પરિવાર તથા સૈન્ય સહિત પોતાની પુત્રી રાવણને દેવા સારૂ આગળ જાસુદ મોકલીને તે સ્વયંપ્રભ નગરીમાં આવ્યો. તે કબુલ કરીને સુમાલી પ્રમુખ રાવણના ગોત્રો મંદોદરીને ઘેર લાવવા વાસ્તે સાંમેયો કહાડયો. પછી શુભ દિવસ, તથા લગ્ન વગેરે જોઇને બેઉનો વિવાહ કરયો. સર્વ કાર્ય થઇ રહ્યા પછી મય રાજા પોતાના પરિવાર સહિત પોતાના નગરમાં આવ્યો. આંઇ રાવણ પણ મંદોદરી સમેત ઘણા દહાડા અતિ આનંદ વડે સુખ ભોગવવા લાગ્યો.

કોઇ એક દિવશે રાવણ ક્રીડા કરવા સારૂ મેઘરથ નામના પર્વત ઉપર ગયો. ત્યાં સરોવરમાં સ્નાન કરતી વિદ્યાધરોની એક હજાર કન્યાને તેણે દીઠી. તે કન્યાઓએ પણ રાવણને જોયો. તેઓની નજરાનજર થએથી તે હજારે કન્યાઓ કામે કરી પીડાતી થકી રાવણ પાસે આવીને કહેવા લાગી કે હે સ્વામિન તું અમારો પતિ થા. રાવણે તે માન્ય કરયાથી તે સર્વ ગાંધર્વ વિવાહે પરણી. એ સર્વ વૃતાંત તેઓની દાસીઓએ તેમના પિતા પાસે જઇ કહ્યો. રાવણ તે હજારે સ્રીઓને પોતાના રથમાં બેસાડીને ચાલતો થયો. પાછળથી મોટા ક્રોધમાં આવીને રાવણને મારવાના હેતુથી તે વિદ્યાધરો દોડયા. તેને જોઇને તે હજારે સ્રીઓ રાવણને કહેવા લાગી કે, હે સ્વામિન, આ વિમાન જલદી તું હાંકીજા. કદાચિતે અમરસુંદર નામે એકજ વિદ્યાધર આવી પહોચશે તો તે બિલકુલ જીતાશે નહીં. તો ફરી કનકબુદ્ધાદિક સરવ પોતાના પરિવાર સહિત આવશે તો તે કેમ જીતાશે? રાવણ સાંભળીને તથા હસીને કહેવા લાગ્યો કે, હે સ્રીઓ તમે હજી મારૂ બાહુ બળ જોયું નથી. તે આજ તમને બતાવીશ. એટલામાં તે સરવ વિદ્યાધરો આવીને જેમ પરવત ઉપર મેઘ વરસાત કરે તેમ પોતાનાં શસ્ર તથા અસ્ર વડે તેઓએ રાવણને ઢાંકી લીધો. રાવણે પોતાના પરાક્રમ વડે તેમનાં સરવ હથિયારોને પોતાના હથિયારો વડે તોડીને પ્રસ્વાપન નામના અસ્રથી તેઓને મોહ પમાડીને પશુની પેઠે નાગપાસ થકી બાંધી લીધા.

તે જોઇને આશ્ચર્ય પામી થકી તે સર્વ સ્ત્રીઓએ રાવણ પાસે પિતૃભિક્ષા માગી. તે માન્ય કરીને રાવણે તેઓને છોડી મુક્યા. પછી તે રાવણનો ઉપકાર માની પોતાના નગરમાં ગયા. રાવણ વિદ્યાધરોની કન્યાઓ સહિત પોતાના સ્વયંપ્રભ નામના નગરમાં આવ્યો. તે વખતે લોકો મોટા આનંદ કરી તેને કરભાર દેવા લાગ્યા. કુંભપુર નામના નગરના સ્વામી મહોદર નામના રાજાની રૂપનયના નામની સ્ત્રીના પેટે જન્મેલી વિદ્યુલ્લતા જેવી કાંતીવાળી, તથા કુંભના જેવા બે સ્તને કરી શોભીત, એવી તડિત્માલા નામની એક કન્યાની સાથે કુંભ કર્ણનું લગ્ન કરયું. અને વૈતાઢ્ય પર્વતની ખુણમાં એક જ્યોતિષપુર નામના નગરના સ્વામી વીર નામના રાજાની સ્ત્રી નંદવંતીએ જન્મેલી પંકજસી કન્યાની સાથે બિભીષણે લગ્ન કર્યું. કેટલાએક કાલ પછી રાવણની સ્ત્રી મંદોદરીના પેટે ઇંદ્ર જેવા પ્રાક્રમવાળા ઇંદ્રજીત તથા મેઘવાહન એવા બે પુત્રોનું અનુક્રમે જન્મ થયું.

કોઇએક સમયે પોતાના વડાઓનું વૈર સાંભરીને કુંભકર્ણ તથા બિભીષણ લંકા નગરીમાં જઇને વૈશ્રવણ રાજાને ઊપદ્રવ કરવા લાગ્યા. તેથી અકળાઇને વૈશ્રવણે પોતાના દુતના મુખે સુમાલીને કહેવરાવી મુક્યું કે, પોતાની શક્તિ ન જાણતાં રાવણના નાના ભાઇઓ મનમાં સુરવીરપણાનો અભિમાન ધરતા થકા કુત્તાના દડકાની પેઠે મારી લંકા નગરીમાં તોફાન કરે છે. તેની આજ દિવસ સુધી મેં ક્ષમા કરી, પણ હવે શોશાતું નથી. માટે તું એમને સમજાવીને બોલાવી લે, નીકર પુર્વે જેવા માલીના હાલ થયા હતા, તેવા એમના પણ થવાના. મારા બલની શું તને ખબર નથી? તે જાસુદના એવા બોલો સાંભળીને ક્રોધમાં આવ્યો થકો ત્યાં બેઠેલો રાવણ તેને કહેવા લાગ્યો કે, એ વૈશ્રાણુવ કોણ છે? તથા કોનો શેવક છે? બીજાને કરભાર દેતો છતાં આટલો બધો ગર્વ કેમ રાખે છે? બીજાની આપેલી નગરીનું પાલન કરતો છતાં આટલી બધી મગરૂરી કરતાં લાજ નથી થતી? તું દુત હોવાથી તને હું મારતો નથી. માટે તને જીવની ખપ હોય તો જલદી આંઇથી નાશી જા. એ સર્વ વ્રતાંત દુતે જઇને વૈશ્રવણને કહ્યો. પછવાડેથી રાવણ પણ પોતાનું સૈન્ય સજીને લંકામાં આવી પહોતો. તે જોઇને વૈશ્રવણ પોતાના પરિવાર સહિત નગરીથી બાહેર નીકળ્યો. પછી પરસ્પર લડીને રાવણે વૈશ્રવણને જીત્યો.

વૈશ્રવણ યુદ્ધમાં હારીને વિચાર કરવા લાગ્યો કે, આ મ્હોડું હું ઇંદ્ર રાજાને કેમ દેખાડું? જે પુરૂષ વૈરીના હાથે જીતાયો તેને પ્રથવી ઉપર જીવતો રહેવું ધિક્કાર ભરેલું છે. માટે અનેક અનર્થો દેવા વાળું આ રાજ્ય કરવામાં શો ફાયદો છે? તેથી બ્હેતર છે કે, મોક્ષનું દ્વાર જે દીક્ષા, તેને ગ્રહણ કરીને સદા સુખી રહેવું. આ કુંભકર્ણ તથા બીભીષણ જો પણ મને અપકાર કરનારા ખરા તોપણ આ વખતે મારા ઉપકારી થયા. તે વિના મને એવી બુદ્ધિ ક્યાંથી થાત? રાવણને પણ પરમ મિત્ર જાણવો જોઇએ, જેથી આ વરાગ્યની ઉત્પત્તિ થઇ. એમ વિચાર કરીને, તથા પોતાનાં શસ્ત્ર અસ્ત્રાદિક જમીન ઉપર નાખીને, વૈશ્રવણ તત્વનિષ્ટ થયો છતાં પોતેજ પોતાના મને કરી સાધુ દિક્ષા લીધી. તે સર્વ જાણીને, તથા હાથ જોડી નમસ્કારીને, રાવણ તેને કહેવા લાગ્યોઃ—હે વૈશ્રવણ, તું મારો મોટો ભાઇછે. માટે મારાથી તારો જે કાંઇ અપરાધ થયો હોય તે માફ કરીને નિર્ભય થયો થકો આ લંકાનું રાજ્ય કર. બાજી ઘણી પૃથવી પડી છે, ત્યાં જઇ હું રાજ્ય કરીશ. એવાં રાવણનાં વાક્યો સાંભળીને કાંઇ પણ ન બોલતાં વઇશ્રવણ મૌન ધારણ કરીને તપ કરવા બેશી ગયો. પછી તે તેજ ભવમાં મોક્ષ પામી ગયો.

વૈશ્રવણની એવી અવસ્થા જોઇને રાવણે જાણ્યું કે, આ હવે સંસારને અંગીકાર કરનાર નથી, તેથી તેની આગળ હાથ જોડી, નમશ્કાર કરી, પોતાના અપરાધની ક્ષમા કરાવીને તેની લંકા નગરી, તથા તેનું પુષ્પક વિમાન તેણે લઇને ત્યાંનું પોતે રાજ્ય કરવા લાગ્યો. એક સમયે તે વિમાનમાં બેશી રાવણ સંમત પરવત ઊપર અર્હંતની પ્રતિમાની વંદના કરી ત્યાંથી ઉતરતાં સૈન્યના કલકલાટ શબ્દની પેઠે એક વનના હાથીનો શબ્દ તેણે સાંભળ્યો. તેને જોઇને, તથા મોટેથી હંસીને એક દુત રાવણને કહેવા લાગ્યો કે, આ હસ્તી રત્ન આપણી સંપત્તિ યોગ્ય છે. તે હાથી કેવો છે? જેના મોટા દાંતો છે, પીળા છે જેનાં નેત્ર, ગંડસ્થળ ઊંચુ છતાં જેમાંથી મદનો જરણો વહી રહ્યો છે, તથા એ સાત હાથ ઊંચો, તથા નવ હાથ લાંબો છે. એવા મદોન્મત્ત હાથીને વશ કરીને રાવણ તેની ઉપર બેઠો. તેનું નામ ભુવનાલંકાર રાખ્યું. પછી તેને બંધનસ્તંભની સાથે બાંધીને તથા તે રાતના ત્યાંજ રહીને, બીજે દાહાડે સવારના ઉઠીને ત્યાંજ રાજસભા કરી. એટલામાં એક ચોપદારની સાથે પવનવેગ નામનો વિદ્યાધર મારે કરી જરજર થએલો તે સભામાં આવીને રાવણને નમશ્કાર કરીને કહેવા લાગ્યો.

હે દશકંધ, કિષ્કિંધી રાજાના આદિત્યરજ, તથા રૂક્ષરજ નામના બે પુત્ર યમ રાજાની સાથે યુદ્ધમાં હારવાથી યમે તેમને બાંધીને પોતાના બંદીખાનામાં નાખ્યાં. તે પરંપરાના તારા શેવક છે. તેઓને નરક રૂપ બંદીખાનાથી છુટા કર. સેવકને વાંકુ થવાથી તેના ધણીને તેની ચિંતા કરવી યોગ્ય છે. એમ સાંભળીને રાવણ અતિ ક્રોધમાં આવ્યો થકો બોલવા લાગ્યો કે, હે પવનવેગ, મારા શેવકોને દુઃખ દેવાનું ફળ તે યમ હમણાંજ પામશે. એમ કહી પુષ્પક વિમાનમાં બેશીને પોતાના સૈન્ય સહિત રાવણ કિષ્કિંધા નગરીમાં આવ્યો. ત્યાં જીવને પીડા દેવાવાળા તથા મહા ભયંકર એવા સાત નરકને જોઇને મહા ક્રોધાયમાન થયો થકો, પરમ ધારમિક જે રાવણ, તેણે ત્યાંના કેટલાએક નરકોની રક્ષા કરવાવાળા યમના કિંકરોને મારીને પોતાના જન તથા બીજા સરવેને છોડી મુકયા. એ વાતની યમને ખબર પડતાંજ ક્રોધ વડે નેત્ર રાતા કરતો થકો રાવણની સાથે યુદ્ધ કરવા સારૂ પોતાનું સૈન્ય લઇને નગરીથી બાહેર નીકળ્યો. પછી બેઉની પરસ્પર લડાઇ થવા લાગી. તે આવી રીતેઃ—હાથી હાથીની સાંમે, ઘોડો ઘોડાની સાંમે, રથ રથની સાંમે, તથા પ્યાદો પ્યાદાની સાંમે, એમ પોતપોતાના યોગ્યની સાંમે યુદ્ધ થતાં યમ રાજા ક્રોધમાં આવીને ઘણી મોટી ઝડપથી સુંડાદંડ જેવો એક મોટો દંડ હાથમાં લઇને રાવણ ઉપર નાખ્યો. દશકંઠે પોતાના બાણ વડે તેના કટકે કટકા કરયા. ત્યારે યમે બાણના વરસાદ કરીને રાવણને ઢાંકી દીધો. તેની સાંમે તેણે પણ તેમજ કરયું. પછી યમે બીજા ઘણા ઉપાયો કરયા. તોપણ તે ફાવ્યો નહીં. અને રાવણના બાણે કરી પીડાણો થકો ત્યાંથી નાશીને રથનુપુર નગરમાં ઇંદ્ર રાજા પાસે આવ્યો. તેને યથાયોગ્ય નમશ્કાર કરીને હાથ જોડી કહેવા લાગ્યો. હે સ્વામી, તમારો દીધેલો યમપણાનો અધિકાર મને નથી જોઇતો, હમણા એક રાવણ નામનો રાજા યમનો પણ યમ પેદા થયો છે, તેની સાંમે કોઇનું ચાલતું નથી. મારી નગરીમાં આવી, નરકના રક્ષણ કરનારા લોકોને મારીને, તેમાંના સર્વ પ્રાણીઓને કહાડી મુકયા. તેની સાથે યુદ્ધ કરતાં જેમ તેમ જીવ લઇને હું નાઠો છું. તેણે વૈશ્રવનેથ જીતીને તેની લંકા નગરી તથા પુષ્પક વિમાન લઇને ત્યાંનું રાજ્ય સ્વાધીન કરયું છે. તે સાંભળીને મોટા ક્રોધમાં આવ્યો થકો રાવણની સાથે યુદ્ધ કરવા સારૂ પોતાનું સૈન્ય સજીને ઇંદ્ર રાજા નગરીથી બાહેર નીકળ્યો, ત્યારે તેના શ્યાણા પ્રધાનો તેને કહેવા લાગ્યા કે, રાવણ મહા બળવાન છે, તેની સાથે યુધ કરવાથી આપણે

બિલકુલ ફાવી શકવાના નથી, એવું તેમનું બોલવું સાંભળીને ઇંદ્ર રાજાએ જવાનું આળસ કરયું. પછી યમ રાજાને સુરસંગીતક નામનું નગર આપ્યું. પોતે પાછો નગરમાં આવીને રાજ્ય કરવા લાગ્યો. આંઇ રાવણે કિસ્કિંધાનું રાજ્ય આદિત્યરજને આપ્યું. તથા ક્ક્ષરજને ક્ક્ષપુર નામના નગરનું રાજ્ય ગાદીએ બેસાડ્યો. ત્યાર પછી પોતાના ભાઇઓ સહિત રાવણ લંકામાં જઇને પોતાના વડીલોનું સંપાદેલું રાજ્ય કરવા લાગ્યો.

આદિત્યરજની સ્રી ઇંદુમાલિનીના ઉદરથી એક વાલી નામનો મહા બળવાન પુત્ર પેદા થયો. તે દરરોજ ચારે સમુદ્રની પ્રદક્ષિણા કરીને ચૈત્યોની વંદના કરવા લાગ્યો. કેટલાએક કાળ વીત્યા પછી તેને બીજો સુગ્રીવ નામનો પુત્ર થયો. તથા શ્રીપ્રભા નામની એક કન્યા થઇ. ક્ક્ષરજની સ્રી હરિકાંતાના પેટે નલ તથા નીલ એ બે પુત્ર થયા. કેટલાએક કાળ પછી આદિત્યરજ રાજાએ પોતાના વાલી નામના પુત્રને મહા પરાક્રમી તથા બળશાલી જાઇને તેને રાજ્ય સોંપી પોતે દીક્ષા લઇ તપ કરીને મોક્ષે ગયો. પછી વાલીએ પોતાના સુગ્રીવ નામના નાના ભાઇને ન્યાયવંત, તથા મહા પરાક્રમી જાણીને તેને યોવરાજ્ય ઉપર રાખ્યો. ને પોતે સુખવડે રાજ્ય કરવા લાગ્યો.

લંકાનો રાજા રાવણ ચૈત્યવંદન કરવા સારૂ મંદોદરી સહિત હાથી ઉપર બેશીને મેરૂપર્વત ઉપર ગયો. પછવાડે દુષણ નામના વિદ્યાધરની સ્રી મેઘપ્રભાનો પુત્ર ખર નામે વિદ્યાધર રાવણની બેન ચંદ્રનખા (સુર્પનખા)ને હરણ કરીને પાતાલ લંકામાં ગયો. ત્યાં આદિત્યરજનો પુત્ર ચંદ્રોદર નામનો રાજા રાજ્ય કરતો હતો તેને કહાડીને ત્યાનું રાજ્ય પોતે કરવા લાગ્યો. તે વૃત્તાંત રાવણ સાંભળીને મહા કોપાયમાન થયો થકો તે ખરવિદ્યાધરને મારવા સારૂ જવાની તૈયારી કરતી વેળાએ તેને મંદોદરી કહેવા લાગી કે, હે પતિ, આ ભલતા વખતે ક્રોધ કેવો? એ કન્યા કોઇને આપવાની તો હતી. ત્યારે તે પોતે રાજી ખુશીથી પરણી તે શું અયોગ્ય છે? દુષણનો પુત્ર ખરવિદ્યાધર મહા પરાક્રમી છે, માટે તે ચંદ્રનખાને યોગ્ય છે. તેથી હવે પ્રધાનોને મોકલીને તેને રાજી ખુશીથી પરણાવી દેવાથી કીરત્તિ થશે. અને તેને તે પાતાલ લંકાનું રાજ્ય કરવા દે. એવાં મંદોદરીનાં નીતિનાં વાક્યો સાંભળીને રાવણ વિચાર કરે છે, એટલામાં કુંભકર્ણ તથા બિભીષણે પણ કહ્યું કે, એ કામને વાસ્તે દ્વેષ ન કરવો તે ભલું છે. પછી રાવણે મય તથા મારીચ એ બે વિદ્યાધરોને ખરવિદ્યાધર પાસે મોકલીને તેની સાથે ચંદ્રનખાનું લગ્ન કરાવ્યું.

ने तेने पाताल लंकानुं राज्य कपटमां आप्युं. ते सर्वे खरविद्याधरे मान्य करीने पोतानी स्त्री सहित निर्वधनपणे सुख भोगववा लाग्यो.

पाताल लंकामांथी आदित्यरजना पुत्र चंद्रोदरने खर राजाए कहाडी मुक्या पछी ते चंद्रोदर वनमां जइ तप करीने काळांतरे मरणने पाम्यो. तेनी अनुराधा नामनी स्त्री गर्भिणी छतां तेनी साथे वनमां गइ हती. ते केटलाएक दिवस पछी जेम सिंहणी सिंहने जन्मे तेम नयादि गुण सहित विराध नामना पुत्रने जन्मी. ते यौवन अवस्थामां आव्यो छतां कळाकौशल्य शीखीने पृथिवी उपर निर्भयपणे फरवा लाग्यो.

लंका नगरीने विशे रावण सुखे राज्य करे छे एवामां कोइएक दीवशे रावणनी सभामां वालीराजाना प्राक्रमनी वात नीकळी ते सांभळीने अती अभीमानी जे रावण तेनाथी सहन न थइ तेथी करी तेणे एक दुत वाली राजा पासे मोकलीने कहेवराव्युं ते वारे ते दुत वाली राजा पासे जइने नमश्कार करीने कहेवा लाग्यो, हुं रावणनो दुत छुं अने तमने मोकल्यो छे माटे इहां आव्यो छुं तेने जे माहारी पासे तमने कहेवराव्युं छे ते सांभळो.

अमारा वडीलो कीरतीधवल राजाए शत्रुना भयथी रक्षण करीने तमारा वडील श्रीकांतने अती प्रीती वडे वानरद्वीपना राज्य उपर बेसाड्यो ते दीवशथी बंने पक्ष विशे परम स्नेह थयो छे अने तेज दीवशथी तमारो तथा अमारो शेव्य शेवक भाव छे, माटे तुं अमारी जेम बने तेम शेवा कर, अरथांत आज्ञा मान्य, एम करवुं आपण बंनेने योग्य छे. एवुं ते दुतनुं बोलवुं सांभळीने वाली राजाने घणोज क्रोध वाप्यो तथापी ते मन मांहीज राखीने दुत प्रते कहेवा लाग्यो. हे दुत राक्षस कुळ तथा वानर कुळनो परंपरानो सबंध छे ते वात खरी छे ने ते सबंध हजी चालतो छे, दुख तथा सुखनी वखते एक बाजुने साज्य करवी ते स्नेहनुं कारण छे. पण तेथी सेव्य सेवक भाव नथी. सेव्य सेवक भाव रूप सबंध तो, सुध देव गुरू तथा अरिहंत भगवंत मांहे होय छे, अने बीजा ठेकाणे कहेवुं ते फोगटनुं छे, तथापी ताहारो स्वामी रावण कोण जाणे केवाए भरमथी बकया करे छे, माटे हे दुत तुं जा अने रावणने कहेजे के, वानर कुळ शेवक अने राक्षस कुळ सेव्य एवुं स्वप्नमां पण न जाणीश, अने एम खोटो विचार करीने आपणो परंपरानो स्नेह तोडवाने तैयार न था, छेवट एमां तुं फायदो पामनार नथी ए रीते कहेजे. अने ते माने तो ठीक छे नहीतर तेनुं कृत

ભોગવશે. પણ પોતાની શકતી વિચારયા વિના બધાંને બળ હીણ જાણીને સહસ કામ કરવું નહી તે વિશે પાકો વિચાર કરીને કોઇના ઉપદ ઇરિષા કરીએ. હે દુત માહારા ઉપર અપવાદ આવે તેથી હું તેના ઉપર કાંઇ કરવાનો નથી તથાપી એ જો તે માહારૂં કાંઇ ખોટું કરશે તો હું પછી તેનો બદલો આપીશ, પણ ઘણા કાળનો સ્નેહછે તે તોડવા માટે હું પેહેલ કાહાડવાનો નથી, અને તાહારા સ્વામીને પોતાની શક્તી વીચારીને જે કરવું હોય તે સુખેથી કર હવે તું પાછો જા, એવાં વાલીરાજાનાં વચનો સાંભળીને તે દુત લંકા નગરીમાં ગયો ત્યાંહાં જઇને વાલીની કહેલી સઘળી વાત રાવણને કહી સંભળાવી, તે સાંભળતાં તુરતજ રાવણ ક્રોધાતુર થઇને સર્વ સૈન્ય તૈયાર કરીને પુષ્પક વિમાનમાં બેશીને યુદ્ધ કરવા માટે કીસ્કીંધા નગરીએ આવ્યો, તેને જોઇને વાલીરાજા પણ મહા બળવાન પોતાના સૈન્ય સહિત પોતાની નગરીની બાહેર નીકળી રાવણના સામો યુદ્ધ કરવાને આવ્યો, તેવારે બંને સૈન્ય વચે તુમુલ્ય યુદ્ધ થવા લાગ્યું. એવું મહા ભયંકર યુદ્ધ થવાથી તેમાં ઘણાજ પ્રાણીઓનો ઘાત થયો તે જોઇને મહા દયાનો સાગર વાલીરાજા રાવણ પ્રતે કહેવા લાગ્યો, હે રાવણ તું મોહોટો બહુ પરાક્રમી છે તે હું જાણું છું પણ જૈની છતાં દયા રહીત થવું તે યોગ્ય નથી કારણ કે યુદ્ધમાં ઘણા જીવોનો ઘાણ નીકળી જાય છે તેથી નરકની પ્રાપ્તી થશે, માટે સૈન્યની લડાઇ બંધ કરીને આપણ બંનેજણ સામસામી લડીએ તે યોગ્ય છે, એવું વાલીરાજાનું કહેવું સાંભળીને દયા ધર્મને જાણનાર તથા સર્વ યુદ્ધ કરવાને સામર્થ એવો જે રાવણ તેણે વાલીનું કહેવું માન્ય કરીને વાલીનીજ સામે યુદ્ધ કરવા લાગ્યો, તેવારે અસ્ત્ર તથા શસ્ત્ર વાલી ઉપર જે રાવણ નાખે તે વાળી રમત માત્રમાં તોડી નાખે તેમજ વાલી નાખે તે રાવણ તોડી પાડે, એવી રીતે ઘણીવાર યુદ્ધ ચાલ્યું તેમાં રાવણનાં સર્વ હથીયારો નીફળ ગયાં તેથી કરી રાવણ અતી ક્રોધાતુર થઇને પોતાનો ચંદ્રહાશ્ય નામનો ખડગ મહા ભયંકર હાથમાં લઇને વાલી ઉપર દોડ્યો, તેને આવતો જોઇને મુગ સહીત ઝાડની પેઠે રમત માત્ર વડે ઉપાડીને રાવણને પોતાની બગલમાં ભીડાવીને એક ક્ષણમાં ચાર સમુદ્ર ફરી આવી રાવણને જમીન ઉપર નાખ્યો તેથી રાવણ ઘણી લજ્યા પામ્યો એવું દખીને વાલીરાજા તેને કહેવા લાગ્યો.

હે રાવણ ચૌદ રાજ્ય લોકના ભાવને જાણનાર તથા ત્રીલોકને પુજ્ય

એવા શ્રી વીતરાગ દેવ છે તે શીવાય આ જગતમાં મને કોઇ પણ નમસ્કાર કરવા યોગ્ય નથી તેમજ વળી મને કોઇ કરાવનાર પણ નથી તુજને અતી અભીમાન થયો અને માહારી ઉપર ઇરખા થઇ તો તાહારી આવી દશા થઇ. હે રાવણ મેં તારા પુરવના ઉપકારો યાદ કરીને તને મુકી દીધો હતો, નહીં તો પૃથ્વી ઉપરના સર્વ રાજાઓને હું જીતનારો અને સર્વને આણ મનાવવાને સામર્થ એવો છતાં પણ એકજ તરફ રાખીને બધુ તને સોંપી દીધુ છે, નહીં તો તને આટલી રાજ્ય લક્ષમી કયાંથી મળત. જે વન માંહે સિંહ રહે છે તે વનમાં હાંથી રહી શકતા નથી તેમ તું પણ આટલો બળવાન માહારા છતાં ન થાત પરંતુ હું ઘણા રાજ્યની ઇચ્છા રાખતો નથી અતી વૈભવથી અતી પાપ છે અને અતી રાજ્ય લક્ષમી અંતે નરકની દાતાર છે માટે હું તેની ઇચ્છા રાખતો નથી માટે તું તાહારૂ રાજ્ય સુખેથી ભોગવ્ય અને માહારે તો રાજ્ય કરવું નથી હવે હું મોક્ષ મારગ સાધવાને માટે પ્રવ્રજ્યા (દીક્ષા) અંગીકાર કરૂ છું અને આ કીસ્કીંધા નગરીમાં મારો નાનો ભાઇ સુગ્રીવ રાજ્ય કરશે તે તાહારી આગ્ના માનશે અને તેની સાથે તુ પ્રીતી રાખીને તેની સાજ્ય કરજે. એવી રીતે રાવણની સાથે ભાષણ કરીને પોતાના નાના ભાઇ સુગ્રીવને રાજ્યગાદી ઉપર બેસાડીને પોતે શ્રી ગગનચંદ્ર નામના મુનીરાજ પાસે દીક્ષા લીધી, તે વાર પછી વાલી મુની ઘણી આકરી તપશ્યાઓ કરવા લાગ્યા પોતાનું સ્વરૂપ યથાર્થ જાણીને પર્મ બ્રહ્મ ગ્નાનવંત થકા વાલી મુની પૃથ્વી ઉપર એકલા વિચરવા લાગ્યા. અનુક્રમે સંજમ યોગને સાધતા થકા અણમા નામની વીગેરે લબ્ધીયો પામ્યા. એકદા શ્રી અષ્ટાપદ પર્વત ઉપર જઇને કૌસગ ધ્યાન કરવા લાગ્યા વળી એક એક માસના ઉપવાસ કરીને પારણું કરવું. એવી રીતે મહા આકરી તપશ્યાઓ કરી પોતાની દેહને ગાળવા લાગ્યા.

આંઇ કિષ્કિંધા નગરીમાં સુગ્રીવે પોતાની શ્રીપ્રભા નામની બેનને રાવણ સાથે પરણાવી દીધી. અને વાલીનો પુત્ર ચંદ્રહાસ્ય નામનો મહા પરાક્રમી યોધો તેને યૌવરાજ્ય ઉપર બેસાડયો. રાવણ શ્રીપ્રભાને લઇને લંકામાં ગયો. ત્યાર પછી રાવણે બીજા કેટલાએક વિદ્યાધરોની કન્યાઓ સાથે લગ્ન કરયાં. કોઇએક સમયે રાવણ નિત્યાલોક નામના નગરમાં રાજા નિત્યાલોક ની કન્યા રત્નાવળી સાથે પોતાનો વિવાહ કરવા સારૂ ગયો. ત્યા જતાં રસ્તામાં અષ્ટાપદ પર્વત ઉપર તેનો વિમાન અટકયો. તેથી ક્રોધમાં આવ્યો થકો રાવણ નીચે ઉતરયો, ત્યાં વાલી મુનીને કાઉસગ્ગ ધ્યાન વડે ઉભેલો

તેણે દીઠા ને તેને કહેવા લાગ્યો કે, હે મુની હજી સુધી તેં કપટ મુકયો નથી કે? આ તપ કરતાં કપટ તે કેવો? પણ કાંઈ ચિંતા નહીં. હવે તું મારી ભુજાનું બળ જોજે તેં જે કરયું તેનો આજે બદલો લે. પુર્વે મને તેં મારા ખડગ સહિત કાખમાં ઘાલી, એક ક્ષણમાં આખો સમુદ્ર ફરી પાછો આવી નાખ્યો દીધો હતો, તેમજ તને આ પર્વત સહિત ઉપાડીને ક્ષીર સમુદ્રમાં નાખી દઉં તોજ હું રાવણ! એમ કહી તે પર્વતના તળે જમીન ખોદીને તેમાં પેઠો. ત્યાં હજાર વિદ્યાનું સ્મરણ કરીને પોતાના બાહુ બળ વડે તે પર્વતને ઉપાડવા લાગ્યો. તે વખતે મોટા દારૂણ શબ્દ થવા લાગ્યા. તે સાંભળીને તથા રાવણે આ પર્વત ઉપાડ્યો, એમ જાણીને વાલી મુની કહેવા લાગ્યો. હે દુર્મતિ રાવણ, હજી સુધી અકલ નથી આવી કે? આ દુષ્ટ કરમ કરીને શું ફાયદો થવાનો હતો? નાહક અનેક પ્રાણિઓનો નાશ શા સારૂ કરવો?

વળી આ પર્વત ઉપડવાથી ભરતેશ્વરના ચૈત્યનો વિધ્વંસ થશે, એ મહા ઉત્કૃષ્ટ તીર્થનો નાશ થવા વિશે કાંઇ પણ એ વિચાર કરતો નથી? મેં તો સર્વ સંગ મુકી દીધોછે. આ શરીરમાં મારી નિસ્પૃહતા છે, રાગ દ્વેષનો ત્યાગ કરયો છે, તોપણ ચૈત્યની તથા બીજા પ્રાણિઓની રક્ષા કરવા સારૂ, રાગ દ્વેષાદિક ધારણ કરયા વના એને થોડીક શિક્ષા કરવી જોઇએ. એમ વિચાર કરી. પોતાના પગના અંગુઠા વડે તે પર્વતને કિંચિત દાબ્યો. તેના પ્રભાવથી, જેમ કોઇ કાચબો પોતાનાં આંગને સંકોચે, તેમ રાવણ પોતાનું આંગ બચાવવા લાગ્યો. તે ભારના યોગે તેના મુખમાંથી લોહી નીકળવા લાગ્યુ. તથા મોટેથી બુંબ મારવા લાગ્યો. તે દિવસથી તે રાવણ કહેવાયો. પછી વાલીએ તેની દીનતાનાં વચનો સાંભળીને તથા તેની ઊપર દયા કરીને થોડીક શિક્ષા કરીને છુટો કરયો. રાવણ નિસ્તેજ થઇને પોતાના મનમાં પશ્ચાતાપ કરતો થકો ત્યાંથી નીકળી, મુની પાસે આવી; તેને નમશ્કાર કરી હાથજોડીને કહેવા લાગ્યો. હે સાધો, મેં જે વારંવાર અપરાધો કરયા, તેની તમે મને ક્ષમા કરી. તેથી તમારો મોટો ઉપકારી થયો છું. હવે કયારે પણ તમારો અપરાધ કરનાર નથી. આજ મારા પ્રાણની રક્ષા કરી. તેથી તમે મારા પિતા રૂપ છો, હવે હું કોઇ સમયે પણ આવું નિષ્ઠુર કર્મ કરનાર નથી. એમ કહી, ત્રણ પ્રદક્ષિણા કરીને વાલી મુનીને રાવણે નમશ્કાર કરયું. એવું વાલી મુનિનું મહાત્મ્ય જોઇને દેવતાઓ સાધુ સાધુ શબ્દો કહેતા થકા તેની ઉપર

ફુલોનો વરસાત કરવા લાગ્યા.

ત્યાર પછી રાવણ વાલી મુનિને વંદના તથા નમસ્કાર કરીને ત્યાંથી ચાલ્યો અષ્ટાપદ પર્વત ઉપર ભરતે સ્થાપેલા ચૈત્યની વંદના કરવા સારૂ આવ્યો. ત્યા પોતાના ખડ્ગાદિક સર્વ હથિયારો મુકીને, પોતાની સ્રીઓ સહિત, રૂષભાદિક ચૈત્યોની આઠ પ્રકારે પુજા કરીને તેમની સામે અતિ આનંદ વડે વીણા વગાડવા લાગ્યો. ખુબ રંગમાં આવતી વખત તેની તાર તુટી પડી, તે જોઇને રાવણે પોતાની ભુજામાંથી એક જાડી નાડી, કહાડી, તેમાં જોડીને પ્રથમની પેઠે વગાડવા લાગ્યો. મુર્છના સહિત, શુદ્ધ ગ્રામમાં આણીને એવી મધુરતાથી રાગ ગાવા લાગ્યો કે, સહજ ત્યાંના સર્વ લોકોને આનંદ થયો, તેમજ તેની સ્રીઓ પણ નૃત્ય કરતી થકી અતિ મનોહર સ્વર સહિત ગાયન કરવા લાગી.

તે વખતે એક ધરણેંદ્ર નામનો નાગોનો રાજા ચૈત્યવંદન કરવા સારૂ ત્યાં આવ્યો હતો તે રાવણની ભક્તિ જોઇને તેને કહેવા લાગ્યો; હે દશકંધર, તેં એવું મધુર ગાયન કરયું! કે તેને ઉપમાજ ન દેવાય. વળી તેમાં શ્રી ભગવાનના ગુણોનું વર્ણન છે, તેથી વિશેશ શોભા થઇ. એથી જણાય છે કે તારી શ્રીઅર્હત્ વિશે ઘણી ભક્તિ છે તેથી હું તને પ્રસન થયો છું. અદ્યપી આ જે તે ભગવંતના ગુણનું સ્તવન કરયું, તેનું મુખ્ય ફળ તો મોક્ષજ છે, તથાપી હજી તારી વાસના ગઇ નથી, માટે તું કાંઇ પણ મારી પાસે માંગ, હું તારા ઉપર અતિ પ્રસન થયોછું. એમ સાંભળીને તેને રાવણ કહે છે:— હે નાગેંદ્ર, આ દેવાધિ દેવના ગુણોનું વર્ણન કરયાથી તું રાજી થયો માટે તું ધન્ય છે. ને શ્રી અરિહંત વિશે એવો ભાવ રાખવો તે યોગ્યજ છે. હે નાગેંદ્ર, મને દેનારો જે તું, તેની સ્વામીને વિશે પુર્ણ ભક્તિ છે, તેમજ લેનારાની પણ તેવીજ ભક્તિ હોવાથી વિશેષ આનંદ થયો છે તેજ બસ છે. એવાં રાવણનાં યુક્તિનાં વાક્યો સાંભળીને તેને નાગેંદ્ર કહે છે, હે રાવણ ઘણું સારૂ કહ્યું. તું ઇચ્છા રહિત હોવાથી હું રાજી થયો છું. તોપણ મારૂ વચન વ્યર્થ ન થાય, એમ કહીને અમોઘવિજ્યા નામની વિદ્યા શક્તિ તેણે રાવણને દીધી, પછી ધરણેંદ્ર પોતાના સ્થાનકે ગયો. રાવણ પણ ચૈત્યવંદન કરીને ત્યાંથી જતાં નિત્યાલોક નામના નગરમાં જઇને ત્યાં રત્નાવળી નામની કન્યાની સાથે લગ્ન કરીને લંકામાં ગયો. વાલી મુનિ પણ કાળે કરી

સુરાસુરને અપ્રાપ્ય એવા કેવળજ્ઞાનને પામ્યો થકો જન્મ મરણને દેવાવાળા કર્મોનો નાશ કરીને સિદ્ધાનંત ચતુષ્પદ રૂપ મોક્ષે ગયો.

વૈતાઢય પર્વત ઉપર જ્યોતિષપુર નામના નગરમાં જ્વલનસિંહ નામના વિદ્યાધર રાજાની સ્ત્રી શ્રીમતિના ઉદરથી એક તારા નામની કન્યા થઇ. કોઇ એક સમયે ચક્રાંક વિદ્યાધરનો પુત્ર સાહસગતિ નામનો વિદ્યાધર, તેણે તારાને જોઇને કામે કરી પીડાયમાન થયો થકો પોતાના દુતદ્વારા તેને તેના પિતા પાસે માગી. તેમજ વાલી રાજાના ભાઇ સુગ્રીવે પણ તારા બાબત તેના બાપને કહેવરાવ્યું. તારાના બાપે જ્યોતિષીને પુછયું કે, સાહસગતિ, વિદ્યાધર તથા સુગ્રીવ એ બેઉ મહા પરાક્રમી છે તેમજ રૂપવાન પણ બેઉ જણાછે, તેમાંના કયાને મારી કન્યા આપું? જ્યોતિષીએ કહ્યું કે, સાહસગતિની આવરદા થોડી છે, ને સુગ્રીવ ઘણી આયુષ્યવાળો છે. હવે ગમે તેને આપો. તે સાંભળીને તેણે પોતાની કન્યા સુગ્રીવને આપી. એ વાત સાહસગતિને સમજાતાં, દહાડે દહાડે શુકાતો ચાલ્યો; અને જેમ કોઇ પુરૂષ ભુતના આવેશથી ગમે તેમ બકે તેમ તે બકવા લાગ્યો. "હે તારા હું તારૂ મુખ કયારે ચુંબન કરીશ? તારા કુંભ જેવા સ્તનોને હું મારા આ હાથ વડે કયારે ગ્રહણ કરીશ? આ મારી ભુજા વડે તને હું કયારે આલિંગન કરીશ? અને તારા અરૂણ વર્ણના હોઠની સાથે મારા હોઠ કયારે મળાવીશ?" અરે એ તરૂણ નવયૌવન સ્ત્રીને હરેક પ્રકારના છળે કરી હું હરણ કરીશ. એમ કહીને રૂપ ફેરવનારી વિદ્યા મેળવવાનું ચિંતન કરી, હિમવાન પર્વત ઉપર એક ગુફામાં જઇ બેઠો. પછે તે સાહસગતિ ત્યાં સેમુખી નામની વિદ્યાની સાધના કરવા લાગ્યો.

આ લંકા નગરીમાંથી રાવણ પૃથ્વી દિગ્વિજય કરવા સારૂ નીકળ્યો. તે જેમ પુર્વ દિશાથી નીકળતો સુર્ય શોભે તેમ શોભવા લાગ્યો. પછી ફરતાં ફરતાં દ્વીપાંતરોમાં રહેવાવાળા સર્વ વિદ્યાધર રાજાઓ, તેઓના દેશો, તથા બીજી કેટલીએક જમીન પોતાના સ્વાધીન કરીને પાતાલ લંકા નામની નગરીમાં આવ્યો. ત્યાંથી ખરદુષણ, તથા સુગ્રીવાદિક સૈન્ય સહિત ઇંદ્ર રાજાને જીતવા સારૂ ચાલવા લાગ્યો. જતાં રસ્તામાં એક રેવા નામની નદી આવી. તેના કિનારા ઉપર પોતાનું સર્વ સૈન્ય રાખીને તથા તેમાં સ્નાન કરીને ત્યાંજ જીનની પુષ્પો વડે પુજા કરવા લાગો. તે વખતે રેવા નદીમાં મોટો પાણીનો પુર આવ્યો. તેને લીધે પુજાની સર્વ સામગ્રી તણાઇ ગઇ, તેથી જાણે કોઇએ પોતાનું માથું કાપી લીધુ હોયની! તેવું રાવણને લાગ્યું. પછી મોટા ક્રોધ

માં આવીને દ્વેષ સહિત બોલવા લાગ્યો. રે આ નદીનાં પાણી, આજે આવા સમયે આટલું બધું તને કોણે વધારયું છે? હું જિનનાથની પુજા કરતાં તેનો કયા દુષ્ટે નાશ કરયો! કોઇ દેવતા છે? કે માણસ છે? રાક્ષસ છે! કે કોઈ વાનર છે? (પોતાના યોદ્ધાઓ સામે જોઇને) જે હોય તેને આંઇ બાંધીને લઇ આવો. તે વખતે કોઇ વિદ્યાધર ત્યાં આવીને કહે છે. હે સ્વામી, માહિષ્મતિ નામની નગરીનો સ્વામી, મહા પરાક્રમી, ને જેને હજારો રાજા શેવેછે, એવો સહસ્રાંશુ નામનો રાજા છે. તેણે આ રેવા નદીને સેતુ બાંધીને તેમાં પોતાની સ્ત્રીઓ સહિત જલક્રીડા કરે છે. તેણે પોતાનું રક્ષણ કરવા સારૂ નદીના બેઉ તટો ઉપર મોટા મોટા હથિયારો સહિત કેટલાએક યોદ્ધાઓને ઉભા રાખ્યા છે. તે સેતુબંધના યોગે નદીનું પાણી વધ્યું છે. અને આ પુજામાં વિઘ્ન થવાનું કારણ પણ તેજ છે. તેની સ્ત્રીઓનાં વાપરેલાં ફુલો આ પાણીમાં તરતાં દેખાય છે. તથા તે રાજપત્નિઓએ પોતાના અંગ ઊપર લગાડેલા કસ્તુરિઆદિકના વિલેપનો ધોવાઇ ગયાથી નદીનું પાણી ડોળાઈ ગયું છે, એવું સાંભળીને રાવણને ક્રોધ ચડયો તેને આવેશે પોતાના શુરવીરોને બોલાવીને કહ્યું કે, હે સુભટો, જેમ કાજળના યોગે સફેદ કપડાને દુષણ લાગે છે, તેમ આ મરણની સરણ જનારા રાજાના આંગ વડે દુષિત થએલાં પાણીથી આ મારી દેવપુજા રદ થઇ. માટે તમે ત્યાં જઇને, પોતાને શુરવીર જાણનારા જે ત્યો સુભટ, તેઓને ટાટ બાંધીને મારી પાસે લઇ આવો. એવી રીતે રાવણે પોતાના યોદ્ધાઓને આજ્ઞા કરતાં વેતજ કેટલાએક રાક્ષસ યોદ્ધાઓ ઘણી ઝડપથી જઇને રેવા નદીના કાંઠા ઉપર રહેલાં સહસ્રાંશુના સૈન્યની સાથે યુદ્ધ કરવા મંડી ગયા. તે જાણે એક વનના હાથીઓ બીજા વનના હાથીઓ ઊપર પડ્યા હોયની! રાવણના યોદ્ધાઓ આકાશમાં રહ્યા થકા પૃથિવી ઉપર ઉભેલા સહસ્રાંશુ રાજાના યોદ્ધાઓને મહા દુઃખ દેવા લાગ્યા. પોતાના જનો પીડાએ છે એમ જાણીને, ક્રોધે કરીને જેના હાથ ધ્રુજી રહ્યાં છે, તેમાં ધ્વજા ઝાલીને સહસ્રાંશુ રાજા પોતાના સૈન્યને ધૈર્ય દેવા લાગ્યો. પછી જેમ સુર નદીમાંથી ઇદ્રનો ઐરાવત નામનો હાથી નિકળે, તેમ રેવા નદીમાંથી સહસ્રાંશુ રાજા બાહાર નિકળ્યો. કિનારે આવીને પોતાનું ધનુષ્ય તૈયાર કરી, જેમ વાયુ રૂઉને ઉડાવે તેમ તે બાણે કરીને આકાશમાંના રાક્ષસોને ઉડાવવા લાગ્યો તેથી ત્રાસ પામીને રાક્ષસો સર્વ નાશી ગયા. એ વાતની રાવણને ખબર થતાં-

જ મહા કોપ કરતો થકો ત્યાં જઈ સહસ્રાંશુ ઉપર બાણોનો વરસાદ કરવા લાગ્યો. એક બીજાના સહન ન કરવાવાળા રાવણ તથા સહસ્રાંશુ મહા બળવાન તથા અતિ ગંભીર તે બેઉ જણા પરસ્પર કેટલી એક વેળા યુદ્ધ કરવા લાગીયા. પછી રાવણે જાણ્યું કે આ સહસ્રાંશુ રાજા કેવળ બાહુબળે કરી છતાવાનો નથી, ત્યારે તેણે વિદ્યા ફેરવીને સહસ્રાંશુને મોહિત કરયો, ને જેમ કોઈ હાથીને બાંધે તેમ તેને બાંધી લીધો. તો પણ તેનું શુરવીરપણું જોઇને રાવણ પોતાના મનને કેહેવા લાગો કે, જો પણ મેં એને બાંધ્યો તો ખરો તો પણ એ અજય છે એમાં સંસય નથી. પછી તેને પોતાના સૈન્યમાં લઈ ગયો. ને મનમાં રાજી થયો થકો સભામાં સિંહાસન ઉપર બેસે છે, એટલામાં ત્યાં એક સતબાહુ નામનો ચારણ મુની આવ્યો. તેને જોતાંજ સિંહાસન ઉપરથી ઉઠીને રાવણે તેના ચરણોને માથુ નમાવ્યું. આ અર્હતગણોમાં ઉત્તમ પુરૂષ છે; એમ જાણીને તેને યોગીય આસન ઉપર બેસાડયો. ફરી તેને નમસ્કાર કરીને પોતે જમીન ઉપર બેઠો. ત્યારે સાક્ષાત મુર્તિમાન વિશ્વાસરૂપ તથા જગતને આશ્વાસન દેવાવાળા તે મુનિએ રાવણને ધર્મલાભ કહ્યું. ત્યારે રાવણ પોતાના બે હાથ જોડીને તેને પુછવા લાગો કે મહારાજ આપનું અહીં આવવાનું કારણ શું? ત્યારે મુનિ કહેછે:—હે રાવણ માહિષ્મતિ નગરીમાં સતબાહુ નામે હું રાજા થયો. કેટલાએક કાળ પર્યંત રાજ્ય કર્યા પછી આ ભવભાવનાને મુકીને, તથા મારા સહસ્રાંશુ નામના પુત્રને રાજ્ય સોંપીને મોક્ષના માર્ગે જનારાને ભાતાની પેઠે આ મુનિવ્રત મેં ધારણ કરયું. એટલામાં રાવણ પોતાનું માથું હલાવીને બોલ્યો:—હે પુજ્યપાદ, એ તમારો પુત્ર છે કે? ત્યારે મુનીંદ્રે કહ્યું હા. ફરી રાવણ કહેવા લાગ્યો. હે મુનીસ્વર, હું પૃથ્વી દિગ્વિજય કરતો થકો આ નદીના કાંઠા ઉપર આવી ઉતરયો, ને પછી હું અરિહંત જિનની પુજા કરવા બેઠો. એટલામાં આ તારા પુત્રે સ્નાને કરી ડોળેલાં પાણીથી તે પુજા સામગ્રી બગડી, તથા નદીના વેગથી તણાઇ ગઇ. તેથી મને ક્રોધ ચડયો ને તેજ આવેજમાં તમારા પુત્ર સાથે યુદ્ધ કરવા ને તેને બાંધી લાવ્યો છું. પણ હવે જણાય છે કે તમારો મહાત્મા પુત્ર જે સહસ્રાંશુ તેણે એ કેવળ અજ્ઞાને કર્યું છે. તમારો પુત્ર વળી અર્હતની પુજાનું ભંગ કરે કે? એમ કહીને રાવણે સહસ્રાંશુને ત્યાંહાં બોલાવી લીધો. સહસ્રાંશુ સભામાં આવી ઘણી લજ્જા વડે માંથું નીચું ઘાલીને પોતાના પિતા મુનીંદ્રને નમસ્કાર કરવા લાગ્યો. તે જોઇને રાવણ તેને કહે છે:—હે સહસ્રાં

શુ તું શા વાસ્તે લજવાય છે? આજથી તું મારો ભાઇ છે. આ શતબાહુ મુનીશ્વર જેવો તારો પિતા છે. તેવોજ હું મારો સમજું છું. હવે આંઇથી જલદી જઇને પોતાનું રાજ્ય નિયર્ભપણે કર. બીજી પણ કેટલીએક પૃથ્વિ તને આપુંછું, તે લઇને અમે ત્રણેજણાને તું પોતાના ભાઇની પેઠે સમજ. એમ કહીને તેને મુકી દીધો. ત્યારે સહસ્રાંશુ તેને કહેવા લાગ્યો કે:—આ રાજ્ય મને શા સારૂ જોઇએ? મને આ શરીરનું પણ ખપ નથી. જે વ્રત મારા પિતાએ ગ્રહણ કર્યું છે, તે આ સંસારને નાશ કરનારૂં છે, તેનો આશ્રય લેવો એજ કામે આવશે. માટે આજથી મેં પણ એજ માર્ગને ગ્રહણ કરયો. જેને મોક્ષની ઇચ્છા છે તેને એ શિવાય બીજો કોઇ ઉપાય નથી. એમ કહીને પોતાનાં પિતા પાસે તેણે દીક્ષા લીધી. અને પોતાના અન્રેંદ્ર (અનરણ્ય) નામના મિત્રને પો[illegible] દીક્ષા લીધા વિશે એક ચાકરના મુખે કહાવ્યું. તેણે એ વાત સાંભળીને પોતાના મનને કહેવા લાગ્યો કે, મેં તથા મારા મિત્રસહસ્રાંશુએ પ્રથમ સલાહ કરી હતી કે, આપણે બે સાથે દીક્ષા લેઇશું, તે પ્રતિજ્ઞા આજ પુરી કરવી જોઇએ પછી તેણે પોતાના દશરથ નામના પુત્રને રાજ્ય આપીને મુનિ વ્રત ગ્રહણ કર્યું. ત્યાર પછી રાવણ શતબાહુ તથા સહસ્રાંશુને નમસ્કાર કરીને તથા સહસ્રાંશુના પુત્રને ત્યાંના રાજા ઉપર બેસાડીને પોતે વિમાનમાં બેશી આકાશ માર્ગે ચાલતો થયો.

એવે સમે નારદ મુની દોડતો દોડતો રાવણ પાસે આવીને કહેવા લાગ્યો કે, હે રાજા અન્યાય છે! અન્યાય છે! એવી રીતે પોકાર કરતો થકો રાવણ પાસે આવીને કહેવા લાગ્યો;

હે રાજન રાજપુર નામના નગરનો એક મરૂત નામનો મીથ્યાદ્દષ્ટી રાજા છે. તેણે બ્રાહ્મણોના કહેવા ઉપર વીશ્વાસ રાખીને યજ્ઞ કરવા માંડ્યો છે, અને તેમાં હોમવા સારૂ લાવેલા પશુઓને ત્યાં બાંધી છે, તે મોહોટી બુમો કરવા લાગા. તે સાંભળીને મને દયા આવી તેથી આકાશથી નીચે ઊતરીને તે ઠેકાણે જઇને તે રાજા તથા બ્રાહ્મણોને હું પુછવા લાગો કે, આ તમે શું કરો છો? તે વારે મરૂત રાજાએ કહ્યું કે, આ બ્રાહ્મણોએ બતાવેલા યજ્ઞનો મે આરંભ કરયો છે, તેમાં દેવતાઓની તૃપ્તિ કરવા સારૂ પશુઓને હોમવા એ યોગીય છે. સ્વર્ગ જવા વાસ્તે એ મોટો ધર્મ કહ્યો છે. તે માટે હું પશુનો યજ્ઞ કરૂ છું. એવુ મરૂત રાજાનું કહેવું સાંભળીને મેં તેને કહ્યું કે હે રાજા એ યજ્ઞથી કાંઇ ફળ થતું નથી, ને દેવતાઓ પણ પ્રસંન્ન [illegible] નથી,

ઉલટા દેશી થાય છે. શાસ્ત્ર માંહિ યજ્ઞ કહ્યો છે, તે તું સાંભળ:—આ શરીર રૂપ વેદી છે, તેમાં યજ્ઞ કરનારો આત્મા છે, તપ રૂપ અગ્નિ છે, સંયમ ઘૃત રૂપ જ્ઞાન છે, ને કર્મ રૂપ ઇંધન છે, તેમાં હોમવા સારૂ ક્રોધાદિક પસુ છે, ને સત્ય રૂપ યજ્ઞ સ્તંભછે, ને સર્વ પ્રાણીઓની રક્ષા કરવી તે દક્ષિણા છે, જ્ઞાન, દર્શન, તથા ચારીત્ર; એ ત્રીવેદી છે, એવો મહા ઊત્કૃષ્ટ યજ્ઞ છતાં આ નષ્ટ કર્મને શ્રેષ્ટ માનીને ઇષ્ટ સંપાદવા સારૂ ભરમેષ્ટ થયા થકાં શા વાસ્તે કષ્ટ સહન કરો છો વેદમાંપણ એજ યજ્ઞને માન્ય કર્યો છે. તમે તો કેવળ ઢોંગ કરયો જાણાય છે, એ પશુ વધ યજ્ઞરૂપ યુક્તી તે શું મુક્તીનુ સાધન થશે? એથી તો નરક મળે. ચંડાળની પેઠે દયાતીન થઇને આ દીન બકરાઓને જે યજ્ઞમાં મારે છે, તે મુવા પછી ઘોર નરકમાં પડે છે. તે માટે હે મૃત રાજા, તું ઉત્તમ વંશમાં ઉત્પન્ન થયો છતાં, તથા બુદ્ધિમાન છતાં આ નરકરૂપ ક્રિયા કેમ કરે છે! હવે એથી તુ દુર થા. બિચારા નિરમાધી પ્રાણીઓને મારવાથી જો સ્વર્ગ મળતો હોય તો થોડાજ દીવસમાં આજીવ લોક સુન્ય થઈ જાય. હે રાવણ મેં જ્યારે એમ કહ્યું ત્યારે ત્યાં બેઠેલા સર્વ બ્રાહ્મણો કોપ કરીને તથા હાથમાં લાકડીઓ લેઇને તે વતે મને માર્યો ત્યાંહાંથી નાશીને હું તારી પાસે આવ્યો છું. હે રાવણ, બીચારા નિરપરાધી પશુઓને દુષ્ટ બ્રાહ્મણો મારે છે તેનું તું રક્ષણ કર. ને હું પણ તાહારાથી રક્ષીત થયો છું.

એવાં નારદનાં વચન સાંભળીને દયા ધરમનો જાણનાર એવો રાવણ તે મૃતરાજાના નગરની પાસે આવીને રથમાંથી નીચે ઉતર્યો તેવારે મૃતરાજા રાવણને જોઇને તેનો આદરમાન કરીને સિંઘાસન ઉપર બેસાડયો. પછી રાવણ ક્રોધાતુર થઇને કેહેવા લાગ્યો હે મૃતરાજા, આ નરકમાં લેઇ જનારી ક્રિયા શા સારૂ કરે છે, જગતના જીવોને અર્થે જ્ઞાની પુરૂષોએ દયા ધર્મ કહ્યો છે તે દયા ત્યાગીને આ દુષ્ટ ક્રિયા દયા રહિત થઇને આ લોકમાં તથા પર લોકમાં દુ:ખનો દેનાર યજ્ઞ તુ શા સારૂ કરે છે? હવેથી અહીં શા કર્મ કરવાનો ત્યાગ કર, અને જો કરીશ તો માહારી પૃથ્વીમાં રહી શકીશ નહીં. ને માહારો તકશીરવાન થઇશ. એટલુંજ નહી પણ મુવા પછી નર્કમાં જઇશ એવું રાવણનું કેહેવું સાંભળીને મૃતરાજાએ યજ્ઞ કરવું મુકી દીધું. કેમકે ત્રણ ખંડને વિષે ભયને પમાડનારી રાવણની આજ્ઞા દુર્લંધ્ય હોવાથી તેણે માન્ય કરી, તે દિવસથી સર્વ રાજાઓ દયા ધરમ પાળવા લાગ્યા તેવાર પછી રાવણ નારદને પુછવા લાગ્યો કે આ પશુનો જેમાં વેધ થાય છે એવો યજ્ઞ કર-

વાને કોણે દુષ્ટે બતાવ્યું છે તેવારે નારણ રાવણ પ્રતે કહેવા લાગ્યો.

હે રાજન શુકતીમતી નાંમની એક નગરી છે તેમાં અભિચંદ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો તેને એક વસુ નામનો પુત્ર થયો, તેજ નગરીમાં એક ક્ષીર કદંભક નામનો બ્રાહ્મણ રેહેતો હતો તેને પર્વત નામનો એક પુત્ર હતો, તે ક્ષીર કદંભ નામના ઉપાધ્યાય પાસે હુ તથા તેનો પુત્ર પર્વત અને અભિચંદ્ર રાજાનો પુત્ર વસુ એ ત્રણેજણ ભણતા હતા, કોઇ એક સમે રાતના સમે આકાશ માર્ગે બે ચાર મુનીયો જતા થકા બોલવા લાગ્યા જે આ ઉપાધ્યાના ત્રણ શિષ્ય છે તેમાં બે નર્કે જશે ને એક સર્ગે જશે, એ શબ્દ અમારા ગુરૂએ સાંભળ્યું તેથી પોતે વિચાર કરવા લાગ્યા જે માહારા ભણાવેલા શિષ્યો નર્કે જાય તે સારૂ નહી પણ જે ભાવીભાવ છે તે મટવાનું નથી તોપણ પારખુ તો જોઉ કે કોણ નર્કે જશે ને કોણ સર્ગે જશે એમ ચીંતવીને ઉપાધ્યાયે લોટના ત્રણ કુકડા બનાવીને અમને ત્રણે જણને બોલાવી કહેવા લાગા જે કોઇ ના દખે તેવી જગાએ જઇને આ અકેકજણ અકેકો કુકડો મારી આવો પછી વસુ અને પરવત તો કોઇ ઉજડ જગામાં જઇને અહીયાં કોઇ દખતું નથી એમ ધારી મારી આવ્યા; અને હું પણ નગરની બાહેર લાંબે છેટે જઇને એક સુન્ય પ્રદેસમાં ઉભો રહ્યો પછી વિચાર કરવા લાગ્યો જે આંઇ તો આ કુકડો પોતે દખે છે, હું દખું છું, સંપુર્ણ ખેચર દખે છે, લોકપાલ દખે છે, તેમજ જ્ઞાની દખે છે. એવું કોઈ ઠેકાણુ નથી કે જ્યાંહાં કોઇ કોઇને દખે નહી. ગુરૂના બોલવાનું તાત્પર્ય એટલુંજ કે, કુકડાને મારવો નહી. તે દયાળુ તથા પરોપકારી હોવાથી અમારી બુદ્ધિની પરિક્ષા લેવા સારૂ આ કામ કર્યું જણાય છે. એવો વિચાર કરીને તથા તે કુકડાને પાછો જેમનો તેમ લાવીને પાછો ગુરૂની પાસે આવીને તેને ન મારવાનું સર્વ કારણ કહી સંભળાવ્યું. તે ઉપરથી ગુરૂએ જાણ્યું કે આ સ્વર્ગમાં જશે. પછી મોટી પ્રીતીવડે મને આલિંગન કર્યો. ને રાજાના પુત્ર વસુએ તથા પોતાના પુત્ર પર્વતે કુકડાને મારીને આવી કહ્યું કે જ્યાંહાં કોઇએ દીઠું નહીં તેને અમે મારયો, ત્યારે ગુરૂ તેમને કહેવા લાગ્યા કે, રે મુર્ખો તમે પોતે દખતા હતા, તથા બીજા પણ ખેચરાદિક ઘણા દખતા છતાં તમે કેમ માર્યો? માટે તમે પાપી છો. એવો ગુરૂએ તેમને શ્રાપ આપ્યો. અને ઉપાધ્યાયને ખેદ થયો કે મેં એમને અમસ્તા ભણાવ્યા. એ બેઉને વિદ્યાનું ફળ કલેશ માત્રછે, સ્વચ્છ પાત્રમાં ગુરૂના ઉપદેશનો સારો ઉપયોગ થાય છે, ને મલીન પાત્રમાં

વ્યર્થ જાય છે. જેમ વરસતના પાણી વડે શુક્તિમાં મોતી થાય છે, ને બીજા ઠેકાણે ખારૂં પાણી થાય છે, તેમ આ મારો પુત્ર પર્વત, તથા રાજાનો પુત્ર વસુ, મને વાળા છતાં તે નરક ગામી થયા, ત્યારે હવે મને આ ઘરમાં રહીને શું કરવું છે? એવા વૈરાગ્યવડે ઉપાધ્યાએ દીક્ષા લીધી.

તેનો તે પર્વત નામનો પુત્ર સર્વ શાસ્ત્રમાં નિપુણ હતો, તેથી તે પોતાના બાપનું કામ ચલાવવા લાગયો. ને હું પોતાના સ્થાનકે ગયો; અને અભિચંદ્ર રાજાએ પોતાના પુત્ર વસુને રાજ્ય ઉપર બેસાડીને પોતે દીક્ષા લીધી તે વસુ રાજાની પૃથ્વી ઉપર એવી કીર્તી થઇ કે, સત્ય ભાષણ કરતા વસુ રાજા છે. તેથી વસુ પણ હમેશ સાચુ બોલવા લાગ્યો; કેમકે જો તેમ ન કરે તો કિરતનું રક્ષણ કેમ થાય? કોઈ એક વખતે એક પારધી મૃગીયા કરવા સારૂ એક વનમાં ગયો. ત્યાં એક હરણને પોતાની હરિણી સહિત જોઇને તેની ઉપર બાણ નાંખ્યો. તે બાણ તેના વાંસાના ભાગ ઉપર લાગ્યાથી વ્યર્થ ગયો. બાણ શાથી વ્યર્થ ગયો તે જોવા સારૂ પારધી તેની પાસે ગયો. ત્યાં જઈ જુવે છે તો તેને પૃથ્વીથી અધર એક સ્ફાટિક શિલા દેખાઈ, તેને હાથવતી સ્પર્શ કરીને જોવા લાગ્યો, પછી તેણે જાણ્યું કે જેમ પૃથ્વીના છાયા ચંદ્રમાં પડે છે, તેમ બીજા ઠેકાણે ફરનાર હરણનું પ્રતિબિંબ આ શિલામાં પડ્યું, તેને મારો બાણ લાગીને તે વ્યર્થ ગયો. હવે આ સ્ફાટિક શિળા વસુ રાજાને યોગ્ય છે, એમ જાણીને પારધીએ તે સર્વ વૃતાંત રાજા પાસે કહ્યો. તે સાંભળીને વસુ રાજાએ તે શિળા મંગાવી લીધી. ને તે પારધીને ઘણું દ્રવ્ય આપ્યું. પછી તે શિળામાંથી કારીગરો પાસેથી એક સિંહાસન કરાવ્યું. ને તે કોરનારાને રાજાએ મારી નંખાવ્યા. કહ્યું છે કે, "રાજા લોકો કદી કોઇના થતા નથી." તે સિંહાસનને જોનારાને તે પૃથ્વીથી ઊંચું દેખાતુ હતું. તેથી લોકોમાં એવી વિખ્યાતી થઈ કે વસુ રાજાના સત્યની સામર્થ્ય વડે તેનું સિંહાસન આકાશમાં રહેલું છે. તેના સત્ય વડે દેવતાઓ સંતુષ્ટ થઇને તેને સાહ્ય કરે છે. એવી રીતે વસુ રાજાની પ્રખ્યાતી થતાંજ બીંજા સર્વ લોકો ભય પામવા લાગ્યા. કહ્યું છે કે "લોકોમાં સત્ય અથવા મિથ્યાની પ્રસિદ્ધિ જયને કારણ છે" પછી તે શુક્તિમતિ નામની નગરીમાં એક દિવસ હું ગયો. ઉપાધ્યાયના ઘેર જઈ જોઉછું તો તેનો પર્વત નામનો પુત્ર કેટલાએક છોકરાઓને ભણાવી રહ્યો છે ને તેમને યજ્ઞ કરવાનો ઉપદેશ કરે છે. બકરા વગેરેનું યજ્ઞ કરવું. એવું તેનું બોલવું સાંભળીને મેં

તેને કહ્યું. હે ભાઈ આ ભ્રાંતિવડે તું શું બકે છે? અજ શબ્દનો અર્થ એમ થતો નથી. અજ શબ્દનો અર્થ ત્રણ વર્ષનું ધાન્ય જેથી બીજા ધાન્યની ઉત્પતિ ન થાય તે સમજવો. અને તે આપણા ગુરૂએ પાકી રીતે આપણને સમજાવ્યો છતાં તું કેમ ભુલી ગયો ? ત્યારે પર્વત કેહેવા લાગ્યો કે નારદ, મારા પિતાએ મને અજ શબ્દનો અર્થ બકરો કહ્યો છે. ને નિઘંટમાં પણ એમજ કહ્યું છે. ત્યારે મેં કહ્યું કે, હરેક શબ્દની અર્થ કલ્પના મુખ્ય અને ગાણ હોય છે, તેમાંની ગાૈણ અર્થ કલ્પના ગુરૂએ આપણને કહી છે; કેમકે ગુરૂ ધર્મના ઉપદેશ કરનારા છે, અને ભ્રાંતિ ધર્મ સ્વરૂપ છે, તેનો વિસ્વાસ ન કરતાં તેથી વિરૂદ્ધ કામ તું શા સારૂ કરે છે? એથી પુન્યને બદલે પાપ થનાર છે, એવું સાંભળીને તેણે મારો તિરસ્કાર કરયો, ને કેહેવા લાગ્યો કે તારા કહ્યા પ્રમાણે ગુરૂએ અર્થ કહ્યો નથી. બકરો તો મેષ શબ્દનો અર્થ છે. ગુરૂએ કહેલા શબ્દાર્થને ઉલંઘન કરીને તથા પોતાનો ધર્મ મુકીને અહંકાર વડે મિથ્યા ભાષણ કરતાં તને દંડ ભય થતું નથી? માટે હવે તું તાહારૂં મત સ્થાપન કર, ને હું માહારૂં ચલાવું છું. જેનું સાચું હશે તે ચાલશે. એમાં જે હારે તેની જીભ કાપી નાંખવી, આપણ બેઉ વચ્ચે સાક્ષી આપણા સ્વાધ્યાયી વસુ રાજાને કરવો. એવું તેનું બોલવું સાંભળીને મેં કહ્યું કે મારે તે માન્ય છે. કેમકે સાચું બોલનારામાં અભિમાન ન રાખવો.

પછી અમે બેઉ જણ ત્યાંથી ઉઠ્યા. તે વખતે પર્વત પોતાના ઘરમાં ગયો, ત્યારે તેની માતા તેને કેહેવા લાગી કે હે પુત્ર, તારા બાપે તો અજ શબ્દનો અર્થ ત્રણ વર્ષનું ધાન્ય કહ્યો છે, તે કેહતી વખત ઘરના કામમાં છતાં મેં સાંભળ્યું હતું. તે ફેરવવાને તે અહંકાર વડે જીભ કપાવવાનો પણ કરયો છે તે યોગ્ય નથી. કહ્યું છે કે, “વિચાર ન કરતાં કાર્ય કરનારો પુરૂષ વિપત્તિને પામે છે” ત્યારે પર્વત કેહેવા લાગ્યો કે, મારૂં એ બોલવું કેવળ અવિચારનું છે; તે વાત ખરી, પણ હવે એ વચન સત્ય થાય તેવો ઉપાય કર, નીકર મને મહા દુઃખ થશે. પછી તેની માતાએ જાણ્યું કે પુત્રને ઘણી પીડા થશે. તેનો નિવારણ કરયા વિના છુટકોજ નહી. કહ્યું છે કે, “પુત્ર સારૂ માતા શું ન કરે? પછી તેની માતા વસુ રાજા પાસે ગઈ. તેનો આદર સત્કાર કરીને કહેવા લાગી :—હે માતાજી, આજ મેં સાક્ષાત ક્ષીરદંબક ગુરૂનાં દરશન કરયાં, એવો ભાવ તમને જોતાંજ મારા મનમાં આવી ગયો છે. હવે હું તમને શું આપું? ને તમને શાની ઇચ્છા છે? ત્યારે ગુરૂપત્ની

કહેવા લાગી. હે રાજા મને પુત્રભિક્ષા આપ, પુત્ર વિના બધુ શુન્ય છે. ધન, ધાન્ય તથા પુસ્તકો વગેરેને પુત્ર વિના શું કરાય? તે સાંભળીને વસુ કહેવા લાગ્યો કે હે માતાજી એ પર્વત મને પાલન તથા પુજા કરવા યોગ્ય છે. કેમકે ગુરૂપુત્રની પાસે ગુરૂની પેઠે વરતવું એવી ભ્રાંતિ છે? તેને કોણે પીડા દીધી છે? કોનો મૃત્યુ આવ્યો છે? હે જનની મારા ભાઇને કોણ મારનાર છે? ને તેને શું દુઃખ છે? તે કહે. ત્યારે તેણે નારદનું આવવું, પ્રસંગે તેનું ભાષણ થવું, અજ શબ્દના અર્થ વિશે વાદ, તે વિશે બેઉએ પણનું કરવું, તથા તે બાબત રાજાનું સાક્ષી રહેવું. ઈત્યાદિક સર્વ વૃતાંત કહી સંભળાવ્યો. પછી દીનતાથી કહેવા લાગી કે હે રાજા અજ શબ્દનો અર્થ તને બકરો કહેવો જોઇએ, તે વિના મારા પુત્રને મહા દુઃખ થનાર છે. કહ્યું છે કે "જે મોટા પુરૂષ છે તે પરોપકાર અર્થે પોતાના પ્રાણ પણ દે છે તો વાણી તે શા હિસાબમાં છે?" ત્યારે વસુ રાજા કહેવા લાગ્યો, હે માતાજી હું ખોટું કેમ બોલું? કહ્યું છે કે "પ્રાણ જાય તો પણ સત્યવકતા પુરૂષોના મુખમાંથી અસત્ય બોલાતું નથી" વળી કહ્યું છે કે "હરેક પુરૂષે કદી પણ જુઠું બોલવું નહી" ઈત્યાદિક વાક્યોને તથા ધર્મને બાધિત એવા એ કામ શિવાય બીજુ જે કહેશો તે હું કબુલ કરીશ. હે માતુશ્રી ગુરૂની વાણી અન્યથા કરવાથી મહા પાપ લાગે છે, તો પછી ખોટી સાક્ષી પુરવાથી જે થાય તેનું શુ પુછવું. તથાપિ ગુરૂપુત્રનું વાક્ય સાચું કર. એવું તેનું ક્રોધે ભરેલું બોલવું સાંભળીને તેણે કબુલ કરયું. પછી તે ક્ષીરદંબકની સ્ત્રી મનમાં રાજી થઇને પોતાના ઘેર ગઈ.

બીજે દીવસે હું તથા પર્વત બેઉ મળીને વસુ રાજાની સભામાં ગયા. ત્યાં મોટા ગુણશાલી, હંસ જેમ પોતાની ચાંચ વડે ખીર તથા નીરને જુદાં કરે છે, તેમ પોતાની બુદ્ધિ વડે સાર ને અસારનું વિવેચન કરતા વાળા મહા સભ્ય પુરૂષો બેઠેલા હતા. અને જેમ નક્ષત્ર ગણોમાં ચંદ્રમા શોભે, તેમ અધર રહેલી સ્ફટિક શિળા ઉપર બેઠેલો રાજા વસુ શોભતો હતો. તેવા પ્રસંગે અતિ ઉમંગે બેઉ સંગે જઇને તે સભામાં. અમારી સર્વ વાત સંભળાવીને કહ્યું કે, અમારા ગુરૂએ કહેલા અજ શબ્દના અર્થ વિશે અમારો વાદ થયો છે, તેનો ન્યાય કરાવવા સારૂ અમે અહીં આવ્યા છીએ. હે રાજા તું સત્યવાદી છે, માટે બરાબર ઇનસાફ કરીશ એમ અમે પાકું સમજીએછીએ. પૃથ્વી તથા આકાશની વચ્ચે જેમ સુર્યની સાક્ષી છે, તેમ અ

મ બેઉ વચ્ચે તું સાક્ષી છે. બ્રહ્માંડમાંની ઘટપટાદિક સર્વ વસ્તુ કેવળ સત્યના યોગે વરતે છે. સત્ય વડે વરસાત પડે છે, તેમજ દેવતા પણ સત્યે કરી પ્રસંન થાય છે. હે રાજા તેં આટલા બધા મુલક મેળવ્યાનું કારણ પણ સત્યજ છે. માટે આ અમારા વિવાદમાં તારા સત્યને જે ઊચિત હોય તે કહે. આપણ ત્રણે જણ ગુરૂ પાસે ભણતાં અજ શબ્દનો અર્થ શું શીખ્યા છીએ? ને તે શબ્દનો અર્થ શું છે? તે અપક્ષપાતથી કહે ત્યારે વસુ રાજા મૃત્યુના વશ થયો થકો પોતાના સત્યને એક કોરે રાખીને ગુરૂએ અજ શબ્દનો અર્થ બકરો કહ્યો છે એમ કહ્યું.

એવી માહા કુર સાક્ષી વસુ રાજાએ આપવાથી અંતરિક્ષ રહેલા દેવતાઓથી સહન ન થયું. તેથી પેલી સ્ફટિક શિલાના સિંહાસનને ચુર્ણ કરીને તે સભામાં બેઠેલા સંપુર્ણ પુરૂષોના દેખતાં પૃથિવીના પતિ વસુને જમીન ઉપર પટક્યો. ખોટું બોલ્યાથી કોપેલા જે દેવ, તેઓએ મારયાથી તે વસુ રાજા નરકમાં ગયો. તેના પુત્રો પૃથુવસુ, ચિત્રવસુ, વાસવ, શક્ર, વિભાવસુ, વિસ્વાવસુ, સુર, તથા મહાસુર પોતાના બાપના રાજ્યમાં છતાં તેઓને પણ દેવતાઓએ મારી નાખ્યા. તે આઠ મરીને નરકમાં ગયા ને બીજા બે નાશી ગયા અને પરવતને પણ નગરના લોકોએ પાપી જાણીને શેહેરમાંથી કાહાડી મુક્યો તેણે કોઇ દુષ્ટ દેવતાની મદતથી ભોળા લોકોને આ હીંસા રૂપ યગ્ન ઘોર નરકમાં લઇ જનારી ક્રીયા શીખવી.

તે દીવશથી એ અઘોર હીંક્ષા બ્રાહ્મણોના કહેથી અગ્નાન જીવો કરે છે માટે હે રાવણ તું તેનું નીવારણ કર, એવાં નારદનાં વાંક્યો સાંભળીને રાવણે તે માન્ય કીધું, અને મૃત રાજાએ રાવણની આગ્નાથી નારદ પાસે માફ માગી તથા તેને ઘણું આદરસત્કાર કરીને વિદાય કરયો, તે વાર પછે મૃત રાજા રાવણને પુછવા લાગ્યો, જે પુરૂષ કોણ હતો કે જેણે તમારી હીમત વડે મને આ ઘોર કર્મ કરતો નીવાર્યો તે વારે મૃત રાજાને રાવણ નારદની ઉત્પતી કહેવા લાગ્યો.

પુરવે એક બ્રહ્મરૂચી નામનો બ્રાહ્મણ હતો, તે કોઇ પ્રસંગે તાપસ થયો તે વારે તેની કુરમી નામની સ્ત્રી ગર્ભવંતી હતી અને તે પોતાના પતીનાજ આશ્રમમાં રહેતી હતી.

એક દીવશ તે આશ્રમમાં કેટલાએક સાધુઓ આવ્યા. તેમાંનો એક સાધુ તે તાપસ બ્રાહ્મણને કહેવા લાગ્યો. હે સાધુ તેં આ સંસારના ભય થકી

ગૃહવાસ મુક્યો. તે ઘણું સારૂ કર્યું; પણ વિરકત થયો છતાં આ દુઃખ રૂપ સ્રીમાં આશક્તિ કરવાથી ગૃહવાસ કરતાં આ વનવાસમાં શું અધિક મળવાનું છે? એવું સાંભળીને તે બ્રહ્મરૂચિ તાપસે તેજ વખતે તેની પાસેથી દીક્ષા લઇને શ્રી જિનસાસનને અંગીકાર કર્યું અને તેની સ્રી પણ મિથ્યાત્વને મુકીને તથા શુદ્ધ શ્રાવિકા થઈને ત્યાંજ રહેવા લાગી. પછી તેને માસ પુરા થએથી એક પુત્રને પ્રસવી. તે બાળક જન્મતી વખત રડ્યો નહીં તેથી તેનું નામ નારદ્ર રાખ્યું. કોઇએક સમયે કાંઇ કારણને લીધે તે બાળકને આશ્રમમાં મુકીને પોતે બાહેર ગઇ. તે વખતે જૃંભક નામના દેવતાએ તે બાળકનું હરણ કર્યું પછી તે શ્રાવિકા આશ્રમમાં આવી જુવે છે તો પોતાનો પુત્ર દેખાયો નહીં. તેથી મહા શોક કરતી થકી વૈરાગને પામીને એક ઇંદુમાલા નામની સાધ્વી પાસે જઇ તેણે દીક્ષા લીધી.

જૃંભક નામના દેવતાએ નારદનું સારી રીતે પાલણ પોષણ કર્યું. કેટલાએક શાસ્ત્રો ભણાવ્યા. ક્રમે કરી આકાશ ગામિની વિદ્યા આપી. પછી ત્યાં નારદ અણુવ્રત ધારણ કરવા લાગ્યો. એમ કરતાં નારદની યૌવન અવસ્થા થઈ. તેણે પ્રથમથીજ શિખા રાખી હતી તેથી તે યતિ અયતિ બેહુથી જુદો દેખાવા લાગ્યો. કજીયા જોવાને શોકી, ગાયન તથા નૃત્ય જોઇને જેને કૌતક થાય; બોલવામાં મહા પ્રવિણ, કામ વિકાર થકી રહિત, અત્યંત દયાળુ, તેમજ વીર તથા કામી લોકોની સંધિ તથા વિગ્રહ કરવામાં અતિ કુશળ થયો. પગમાં ચાખડી, માથામાં ટોપી, તથા હાથમાં કમંડળુ લઇને ગમે ત્યાં ફરે. એને કોઇ આડી છડી કરે નહી. દેવતાએ પ્રતિપાલન કર્યું તેથી પૃથ્વી ઉપર એ દેવઋષિ નામે વિખ્યાત છે. બાળ બ્રહ્મચારી છતાં પોતાની ઇચ્છા વડે પૃથ્વી ઉપર વિચરે છે. એવે લોકો નારદ કહે છે. એવી રીતે રાવણે મરૂત રાજાને નારદનો વૃત્તાંત કહ્યો તે સાંભળીને હરખિત થયો થકો મરૂત રાજાએ રાવણ પાસે પોતાના અપરાધની ક્ષમા કરાવી. પોતાની પ્રભા નામની કન્યા ઉપવર થઇ છતાં મરૂત રાજાએ તે રાવણને દીધી. રાવણે અતિ આનંદ સહિત તેની સાથે વિવાહ કર્યો.

ત્યાર પછી તે વાયુ જેવા પરાક્રમ વાળો, તથા મરૂત રાજાના યજ્ઞને તોડનારો રાવણ ત્યાંથી ચાલ્યો મથુરા નગરીમાં ગયો. એ વાત ત્યાંના હરિવાહન રાજાએ જાણતાંજ હાથમાં ત્રિશુલ લીધેલા પોતાના મધુ નામના પુત્ર સહિત રાવણની સામે આવ્યો. તે જોઇને તથા મારા વિશે એની ઘણી ભક્તિ

છે એમ જાણીને રાવણ રાજી થયો. અને તેને પુછવા લાગ્યો. હે હરિવાહન રાજા, આ તારા પુત્રને ત્રિશુલ રૂપ આયુદ્ધ કયાંથી મળ્યો? એટલામાં હરિવાહને તેને ઉત્તર દેવા વિશે પોતાના પુત્રને શાન કરી. તે જાણીને તેનો મધુ નામનો પુત્ર રાવણને કહેવા લાગ્યો. હે દશકંધર, એ મારા પુર્વ જન્મના ચમરેંદ્ર નામના મિત્રે મને આપ્યો છે. તેણે એ આપતી વખત મને કહ્યું કે, ધાતકી ખંડ નામના દ્વીપમાંના ઐરાવત નામના ક્ષેત્રમાં એક શવદ્વાર નામનું નગર છે, તેના સુમિત્ર નામના રાજાના પુત્રનો એક પ્રભવ નામનો શેવક હતો. તેમની બેઉની વચ્ચે વસંત અને કામદેવની પેઠે મિત્રાચારી હતી. તે બેઉની બાલ્યાવસ્થા છતાં એક ગુરૂ પાસે જઇને કળા શિખ્યા. પછી અશ્વિનિકુમારની પેઠે નિત્ય સાથે ક્રીડા કરવા લાગ્યા. સુમિત્રની યૌવન અવસ્થા થઇ ત્યારે તે નગરનો રાજા થયો. તે વખતે તેણે પોતાના પ્રભવ નામના મિત્રને ઘણી સંપત્તિ આપી. એક વખતે તે સુમિત્ર રાજા અસ્વક્રીડા કરવા સારૂ ઘોડા ઉપર બેશીને બાહેર નીકળ્યો. તે ઘોડો તેને એક મોટા વનમાં લઇ ગયો. ત્યાં કોઇ એક પલ્લિપતિ રાજાની વનમાલી નામની કન્યા સાથે લગ્ન કરીને તેને સાથે લઇ પોતાના નગરમાં આવ્યો. તે વખતે તે રૂપ યૌવન શાલિની કન્યાને પ્રભવે દીઠી. તેને જોઇને તે કામાતુર થયો થકો કૃષ્ણપક્ષના ચંદ્રમાની પેઠે દિવશે દિવસે ક્ષીણ થવા લાગ્યો. પોતાના મિત્રને મંત્ર તથા તંત્રથી અસાધ્ય જોઇને સુમિત્ર રાજા તેને પુછવા લાગ્યો. હે પ્રભવ, તને શી પીડા છે? તે મને કહે ત્યારે પ્રભવ કેહેવા લાગ્યો કે હે સુમિત્ર, મને જે પીડા છે તે તને કહેવા યોગ્ય નથી. જો કહીશ તો તેથી તને કલંક લાગશે. ત્યારે રાજા મોટા આગ્રહથી પુછવા લાગ્યો; ત્યારે તેણે ના ઇલાજથી તેને કહ્યું કે હે મારા પ્યારા મિત્ર તારી સ્ત્રી વનમાલાને જોઇને તે વિશે મારી ઇચ્છા થએથી આવી દશા થઈ છે. એમ સાંભળીને તથા હશીને રાજા તેને કહેવા લાગ્યો કે, હે મિત્ર, તારા સારૂ હું મારૂં રાજ્ય પણ કુરબાન કરી દેઊં, તો પછી આ સ્ત્રીની શું બિશાદ છે? આજથી એ સ્ત્રી મેં તને આપી. એમ કહીને ત્યાંથી ઉઠીને પોતાના ભુવનમાં ગયો. સંધ્યા સમયે પોતાની સ્ત્રીને એક દુતિની સાથે દાસીની પેઠે મોકલાવી દીધી. ત્યાં જઇને તે વનમાલા તેને કેહેવા લાગી, હે પ્રભવ રાજાએ મને તમને સોંપી છે, તે માટે હું અહીં આવી છું. કેમકે પતિની આજ્ઞા સ્ત્રીએ માન્ય કરવા યોગ્ય છે. મારા ભરથારની તમારી ઉપર એટલી પ્રીતિ છે કે તમારા અર્થે તે પોતાના પ્રાણ દેવાને પણ પાછળ હઠનાર

નથી; તો પછી મારા જેવી દાસીની તે શું બિસાદ? તેમ છતાં તમે આટલા ઉદાસી કેમ જણાઓછો? મારી સામે ન જોવાનું કારણ શું? ત્યારે પ્રભવ બોલ્યો, હે વનમાલા મારા જેવો બીજો કોઈ પણ લજ્જા હીન નથી. મને ધિક્કાર છે; સુમિત્ર તો સત્યની મુર્તિજ છે. અરેરે!!! જેનો મારા વિશે આટલો સજ્જન ભાવ! જે મારા સારૂ પ્રાણ દેવાને પણ તત્પર છે! મેં કેહેતાં વેતજ જેણે પોતાની સ્રીને મારી પાસે મોકલાવી દીધી? એ અસહ્ય કર્મ કરવાને એ વિના બીજો કોઈ પણ તત્પર થાય નહી. મારા જેવો નિસ્ઠુર બીજો કોઈ માગનારો નથી, અને એના જેવો કલ્પવૃક્ષ બીજો કોઈ દાની નથી. હે વનમાલા તુ મારી માતા છે, ને હું તારો પુત્ર છું. માટે પાછી રાજા પાસે જા; આ દુનિયાંમાં મારા જેવો પાપ કરનારો બીજો કોઈ મને જણાતો નથી.

ઇત્યાદિક પ્રભવનું બોલવું પશ્ચાતાપ ભરેલું સાંભળીને તે રાણી પાછી આવીને તે સર્વ વાત રાજાને કહી સંભળાવી. રાજાએ મિત્રનું સત્યપણું જોઇને અત્યંત રાજી થયો. અહીં પ્રભવ પોતાના મનમાં પશ્ચાતાપ કરતો થકો એક ભયંકર ખડગને હાથમાં લેઇને મરવા તઈયાર થયો. એટલામાં સુમિત્ર રાજા તેની પાસે આવીને તેને કેહેવા લાગ્યો. હે મિત્ર સાહસકર્મ કદી પણ કરવું નહીં. આ ખડગ તું હાથમાંથી નિચે નાંખી દે. તો પણ તેણે ન મુકવાથી રાજાએ પોતાના હાથે કરી લઈ લીધું. તે વખતે તે પ્રભવ મહા લજ્જાયમાન થઇને પોતાનું માથું નિચું ઘાલ્યું. તે જાણે પૃથ્વિમાં પેસવાનો વિચારજ કરતો હોયની! એવો જણાયો. તે જોઇને સુમિત્ર રાજાએ ઘણી પ્રકારે તેને સમજાવીને કાંઇક સારી દિશા ઉપર આણ્યો. ત્યાર પછી પુર્વની પેઠે મિત્ર ભાવ રાખીને કેટલાએક કાળ સુધી રાજ્ય કરીને અંતે દીક્ષા લઈ મુવા પછી તે રાજા ઇશાન દેવ થયો. ત્યાંથી ચવીને મથુરાંના સ્વામી હરિવાહન રાજાની સ્રી માધવીના પેટે તું મધુ નામનો પુત્ર થયો. અને પ્રભવ પણ ઘણા કાળ સુધી ભવમાં ભટકીને વિશ્વાવસુ રાજાની સ્રી જ્યોતિર્મતિના પેટે કુમાર નામનો પુત્ર થયો. તે ભવમાં આકરો તપ કરવાથી કાળ કરી ગયા પછી આ હું ચમરેંદ્ર નામનો દેવતા થયો છું. એમ કહીને તેણે મને આ ત્રિશુળ આપ્યું, હે રાજા આ ત્રિશુળ બે હજાર જોજન દુર જઇને પોતાનું કામ કરી પાછું આવે છે. એવું મધુકુમારનું ભાષણ સાંભળીને તથા તેની ભક્તિ અને શક્તિ જાણીને તેને પોતાની મનોરમા નામની કન્યા પ્ર-

રણાવી દીધી. ત્યાર પછી અઢાર વર્ષ સુધી દિગ્વિજય કરીને મેરૂ પર્વત ઉપર આવ્યો. ત્યાં પાંડુક નામના વનમાં ચૈતવંદન કરવા સારૂ ઉત્કંઠા સહિત પોતાની સર્વ સંપત્તિ વડે આવ્યો. પછી ચૈત્યની પુજાદિક કરવા લાગ્યો.

પોતાના કુંભકર્ણાદિક ભાઈ તથા સૈન્ય વગેરેને ઈંદ્ર રાજાના એક નળકુબર નામના દિગ્પાલને પકડવા સારૂ તેના દુર્લંધ્ય નામના નગરમાં મોકલ્યા. તે નગર એકસો જોજન વિસ્તીર્ણ છે, આશાલી વિદ્યા વડે જેને અગ્નિમય કિલ્લો છે, નગરમાં સર્વ અગ્નિમય યંત્રો છે, તેમાં નલકુબર રાજા પોતાના પરિવાર સહિત રહ્યો થકો અગ્નિની પેઠે શોભતો હતો. એવા અપુર્વ નગરને કુંભકર્ણાદિક રાવણના યોદ્ધા જોવા લાગ્યાથી જેમ ગ્રીષ્મરૂતુમાં મધ્યાનના સુર્યની સામે સુઈ ઉઠેલો પુરૂષ જોઈ શકે નહી, તેમ તે નગરની સામે તેમનાથી જોવાયું નહી. પછી તેમણે વિચાર્યું કે આ દુર્લંધ્ય નગર આપણાથી જીતાય એવું જાણાતું નથી. એમ જાણીને મનમાં ખિન્ન થયા થકા તે કુંભકર્ણાદિક ત્યાંથી પાછા ફરીને રાવણ પાસે આવ્યા, ને ત્યાંનો સર્વ વૃતાંત કહી સંભળાવ્યો. તે સાંભળીને રાવણ પોતે ત્યાં ગયો. તેઓએ કહ્યા પ્રમાણેજ તે નગર જોઈને પોતાના ભાઈઓ સહિત રાવણ વિચાર કરવા લાગ્યો કે આ કિલ્લો કેમ લેવાય ? એટલામાં તે નલકુબર રાજાની સ્ત્રી ઉપરંભા રાવણ ઉપર આશક્ત થઈ થકી તેની પાસે પોતાની એક દાસીને મોકલી. તે આવી કેહેવા લાગી કે હે રાવણ મુર્તિમાન જયશ્રી જેવી નલકુબર રાજાની સ્ત્રી ઉપરંભા તારા ઉપર મોહિત થઈને તને ચાહે છે. તારા ગુણો વડે જેનું અંતકરણ હરાઈ ગયું છે. એવી તે ઉપરંભા કેવળ શરીરે કરી ત્યાં રહી છે. પણ તેનું મન તારી પાસે છે. તેને ગ્રહણ કરવાથી આ કિલ્લાને રક્ષણ કરનારી આશાલી નામની વિદ્યાને પોતાના આત્માની પેઠે તું વશ કરીશ. ને તેના યોગે નલકુબર સહિત આ નગર તને મળશે. એમાં દેવે રાખેલું સુદર્શન નામનું ચક્ર પણ તને મળશે. એવું તે દાસીનું બોલવું સાંભળી રાવણ કાંઈક હશીને તેણે વિભિષણ સામે જોયું; ત્યારે વિભિષણ તે દાસીને કેહેવા લાગ્યો કે હે દુતિ તેં જે કહ્યું તે ઠીક છે, ને અમારે માન્ય કરવા યોગ્ય છે. એવું મોઘમ કહીને તે દાસીને તેણે રજા દીધી. તે વખતે રાવણ ક્રોધ કરીને કહેવા લાગ્યો કે હે ભાઈ આપણા કુળને જે વિરૂદ્ધ છે તે તેં કેમ અંગીકાર કર્યું? હે મુરખ આપણા કુળમાં જન્મેલા લોકોએ પર સ્ત્રી તરફ મન પણ દીધું નથી, તેમ છતાં તે કર્મ તે કબુલ કરવાથી યુદ્ધમાં શતરૂને

પીડ બતાવવા જેવું થયું. જે શબ્દ આપણા કાનને પણ કલંક ચડાવે, તે તેં વાણીથી કહાડયું ! હે બિભીષણ તારી એવી બુદ્ધિ કેમ થઇ છે ? જેથી આ ખોટું નિશ્ચય કરેછે. તે સાંભળીને બિભીષણ રાવણને કહે છે, કે હે રાવણ ક્રોધ કરવાનું કારણ નથી. જે વિશુદ્ધ અંતઃકરણવાળા પુરૂષો છે તેમને વાણીથી કલંક લાગતું નથી. આ આશાલી નામની વિદ્યા તને મળવાથી તાહારો શતરૂ નલકુબર વશ થાય એટલા સારૂ હું એમ બોલ્યો છું; પણ તેના અંગીકાર કરવા વિશે મારૂં બોલવું નથી. પોતાનું કામ થયા પછી તેને હરેક યુક્તિથી સમજાવજે, એવી રીતે બિભીષણ બોલે છે એટલામાં આલિંગન કરવાને અતિ લંપટ એવી ઉપરંભા ત્યાં આવી. ને નગરનું રક્ષણ કરનારી આશાલી નામની વિદ્યા તેણે રાવણને આપી, તેથી યંત્ર વડે રહેલાં શસ્ત્ર તથા અસ્ત્ર સર્વ નિષ્ફળ થયાં. તે વિદ્યાના યોગે તે અગ્નિમય કિલ્લાનું હરણ કરીને પોતાના સૈન્ય સહિત તે દુર્લંઘ્ય નામના નગરમાં પેઠો. ત્યારે તે નલકુબર રાવણની સાથે યુદ્ધ કરવા સારૂ તૈયાર થયો; તેને આવતો જોઇને જેમ ચામડાની ધમણને હાથમાં ઝાલીએ; તેમ બિભીષણે પોતાના હાથે તેને પકડી લીધો. તેમજ દેવ તથા અસુરને અજય એવું ઇંદ્ર સંબંધી જે દુર્દ્ધર સુદર્શન ચક્ર, તે પણ લઈ લીધું. ત્યારે લાચાર થયો થકો નલકુબર રાવણને નમ્યો. તે જોઇને રાવણે તેનું નગર રાજી ખુશીથી તેને પાછું આપ્યું. પછી તેની સ્ત્રી ઉપરંભાને બોલાવીને રાવણ તેને ઉચિત વાક્ય કહેવા લાગ્યો કે હે ઉપરંભા, મને નમ્યો એવો જે આ તારો પતિ તેનું તું સેવન કર. આ વખતે તેં મને આશાલી વિદ્યા આપી તેથી તું મારી ગુરૂરૂપે થઈ મને તો સર્વ પર સ્ત્રી માતા તથા બેન જેવી છે. તું કાંઇક પાછળ ફરીને તારા કુળ તરફ નજર કર. કાશધ્વજ રાજાની સ્ત્રી સુંદરીના પેટે તારૂં જન્મ થયું છે, તે તારા માતા પિતા તથા કુળને તું કલંક નહી લગાડ. હવે એવી વિપરીત બુદ્ધિ મુકી દે. એમ કહીને તેને નલકુબર રાજાને સ્વાધીન કરી. પછી તે નલકુબર રાજાને સાથે લઈને પોતાના સૈન્ય સહિત રાવણ રથનુપુર નગરમાં ગયો.

રાવણ આવ્યો એમ જાણીને મહા બુદ્ધિમાન જે સહસ્ત્રાર રાજા તે પોતાના પુત્ર ઇંદ્રને કહેવા લાગ્યો કે હે પુત્ર, અમારા વંશમાં તું મહા પ્રાક્રમી થયો, કે પોતાના બળે કરી બીજા રાજાઓને જીતીને સ્વકુળને શ્રેષ્ટ ક-

શું તે કેવળ તે તારા પ્રાક્રમથાજ કરયું છે, પણ આ વખતે કાંઇક મારૂં બોલવું સાંભળવું જોઇએ. કેવળ પ્રાક્રમ કયાંક દુઃખનું કારણ થાય છે. માત્ર પ્રાક્રમ વડે સિંહાદિક પશુઓનો નાશ થાય છે. આ પૃથ્વિ ઉપર એકથી એક બળવાન ઉત્પન્ન થાય છે. હું સર્વ થકી બળવાન છું એવો અહંકાર કોઇથી પણ ન થાય. તેમજ આ વખતે સર્વ વીરોમાં શ્રેષ્ઠ એક રાવણ નામે મહા શુરવીર ઉત્પન્ન થયો છે, જેણે પોતાના પ્રતાપ વડે સૂર્ય જેવો પ્રાક્રમી જે સહસ્રાંશુ તેને બાંધ્યો, લીલા માત્રે કરી જેણે કૈલાસ પર્વત ઉપાડયો મૃત રાજાના યજ્ઞને તોડયો, જંબુદ્વિપના સ્વામી યક્ષેંદ્રે જેના અંતઃકરણને ફેરવ્યો નહી, શ્રી અર્હતજિન સામે પોતાના હાથની નાડી કાહાડી વીણામાં તાર કરીને જેણે મધુર ગાયન કરયું; તેણે કરી પ્રસન્ન થએલા ધરણેંદ્રે ત્રિભુવનને જીતવાવાળી એક અમોઘ શક્તિ નામની વિધા તેને આપીછે. પોતાની બે ભુજાની પેઠ જેના બે ભાઇઓ છે, ને જે સુકેશી નામના રાક્ષસ કુળમાં સુર્યની પેઠે દીપે છે; જેણે લીલા માત્રે યમ રાજાને નસાડયો. વૈશ્રવણ લોકપાલ તથા વાલીના ભાઈ સુગ્રીવને જેણે પોતાના સેવક કરયા. અગ્નિ જેવા કિલ્લાવાળા દુર્લંઘ્ય નગરમાં પેસીને જેના બિભીષણ નામના ભાઇએ નલકુબર રાજાને બાંધી લીધો. એવો પ્રલય કાળની અગ્નિ જેવો રાવણ તારા ઉપર ચડી આવ્યો છે, તે નર્મતારૂપ અમૃત વૃષ્ટિ વડે શાંત થશે, એ શિવાય બીજા કોઈ ઉપાયથી શાંત થનાર નથી. તેને તારી રૂપિણી નામની માહા સ્વરૂપવાન કન્યાને આપ. તેથી તેની સાથે તારી પ્રીતિ બંધાશે. એવું પોતાના બાપનું બોલવું સાંભળીને ઈંદ્ર રાજા ક્રોધમાં આવ્યો થકો કહેવા લાગ્યો કે, હે તાત જે આપણને મારવા યોગ્ય તેને આપણી કન્યા કેમ આપીએ ? એની સાથે આપણું આજનું વૈર નથી, પણ આપણા વંશપરંપરાગતનું છે. પુર્વે મારા પિતામહ વિજયસિંહે પકડીને મારયો હતો, તે તને કેમ યાદ આવતું નથી ? માટે એના માલી નામના પિતામહની જેવી પુર્વે મેં અવસ્થા કરી હતી તેવી એની પણ કરીશ. હે તાત તું ડર નહી, મનને ધૈર્ય આપ; તું પોતાના પુત્રનો પ્રાક્રમ શું જાણતો નથી ? એવી રીતે પીતા પુત્રનું ભાષણ ચાલે છે, એટલામાં રથનુપુર નગરને રાવણે આવી ઘેરો ઘાલ્યો. પ્રથમ રાવણે પોતાના એક દુતને સામ કરવા સારૂ ઈંદ્ર રાજા પાસે મોકલ્યો. તે ઈંદ્ર રાજા પાસે આવીને યુક્તિ વડે તેને સમજાવવા લાગો. હે ઈંદ્ર આ પૃથ્વી

ઉપર જે રાજાઓ વિદ્યા અને બાહુ બળે કરી મહા ગર્વિત છે, તે પણ રાવણને કર ભાર આપે છે. આજ દિવસ સુધી તારૂં સ્મરણ નહોતું, તથા તારી નર્મતા વડે જેમ તેમ આટલો વખત ગયો. હમણાં આ તારો ભક્તિનો વખત છે, ત્યારે હવે ભક્તિ અથવા શક્તિ બતાવ. ભક્તિ તથા શક્તિ થકી હીન થઇને યુદ્ધ કરીશ તો પછી દીનતાને પામીશ. એવાં તે દુતનાં વાક્યો સાંભળીને ઇંદ્ર રાજા તેને કહેવા લાગ્યો કે હે જાસુદ, જે હલકા રાજાઓ હતા તેમણે આજ દિવસ સુધી રાવણની પુજા કરી; તેથી એ આટલો બધો ઉન્મત્ત થઇને મારી પાસેથી પોતાને પુજાવવાની ઇચ્છા કરે છે, તે ન કરવી જોઇએ. આજ દિવસ સુધી તો જેમ તેમ રાવણનો વખત સુખે ગયો, પણ આ વખત એનો કાળરૂપ થયો છે એમ સમજ. ત્યારે તું અહીંથી જઇને તારા સ્વામીને પોતાની ભક્તિ અથવા શક્તિ બતાવવાનું કહે. પોતાની ભક્તિ અથવા શક્તિ બતાવશે નહી તો તે નાશને પામશે. તે સર્વ વૃત્તાંત દુતે રાવણને આવી કહ્યું. એમ સાંભળીને મહા ઉત્સાહ છે જેને, એવો રાવણ મહા કોપાયમાન થઇને યુદ્ધ કરવા સારૂ પોતાના સૈન્ય સહિત તત્પર થયો. અહીં ઇંદ્ર રાજા પણ રથનુપુર નગરમાંથી બાહેર નિકળ્યો. કહ્યું છે કે "જે વીર પુરૂષ છે તે બીજા શુરવીરનો અહંકાર સહન કરતા નથી." પછી યુદ્ધનો આરંભ થયો. તેમાં સામંતની સામે સામંત, સૈનીકની સામે સૈનીક, તથા સેન્યાની સામે સેન્યા થઇને પરસ્પર લડવા મંડી ગયા. તે વખતે સંવર્તકમેઘ, તથા પુષ્કરાવર્તમેઘની પેઠે બેઉ સૈન્ય તથા રાજાઓનું યુદ્ધ થવા લાગ્યું. તે વખતે ઇંદ્ર રાજાના શુરવીરોએ એટલાં બાણ છોડ્યાં કે જાણે વરસાત થતો હોયની? તે જોઈ રાવણ ભુવનાલંકાર નામના પોતાના હાથી ઉપર આરૂઢ થયો થકો હાથમાં ધનુષ્ય બાણ લઈ પોતે મારવા મંડી ગયો, સામે ઇંદ્ર પણ તેવી રીતેજ મારવા લાગ્યો. કોઇ કોઇથી હઠે નહી. બેઉ રાજા વચ્ચે એવી હણમાર થયાથી તેઓના હાથીઓ એક એકને આવી વળગ્યા, ને પોતાના દાંતો વડે એક બીજાને મારવા લાગીયા. તે એવા જોસથી વઢવા લાગીયા કે, તેમના દાંતો મારતી વખત તેમાંથી અગનિની તણખી નિકળવા લાગા. પછી જેમ વિરહણી સ્ત્રીના હાથમાંથી કાંકણ નિકળી જાય, તેમ તેમના દાંતોમાંના સોનાનાં કાંકણો પૃથ્વિ ઊપર પડયાં. દાંતો ભાગી ગયાથી ક્ષીણ થએલાં તેઓનાં શરીરમાંથી તથા તેઓના ગંડસ્થળમાંથી મદની ધારાની પેઠ લોહીની ધારા નિકળવા લાગી. તેમની ઉપર બેઠેલા રા-

વણ, તથા ઇંદ્ર રાજા ક્ષણમાં ભાલાથી તો ક્ષણમાં બાણે કરી, તથા ઘડીકમાં પુદ્દગલ વડે એક બીજાને મારવા લાગીયા. એવી રીતે તે બેઉ પરાક્રમીઓ પરસ્પરનાં અસ્ત્રો તોડવા લાગીયા. એકે અગનિ અસ્ત્ર નાંખવાથી બીજાએ વર્ષાત અસ્ત્ર નાંખ્યું. એવી રીતે ઉત્સર્ગ તથા અપવાદની પેઠે એક બીજાને કરવા લાગીયા. એમ કરતાં કરતાં બેઉ પાસે આવી ગયા, તે વખતે રાવણે પોતાના હાથી ઉપરથી કુદકો મારી તેના હાથી ઉપર જઇને ઇંદ્રના હાથીના માવતને મારીને ઇંદ્રને પકડયો. તે જોઇને રાક્ષસોના વીર સહસ્રારે ઇંદ્રના સૈન્યને ઘેરો ઘાલ્યો. એમ જાણીને ઇંદ્રનું સર્વ સૈન્ય ચારે દિશા તરફ નાશી ગયું. કહ્યું છે કે "સૈન્યનો સ્વામી જીતાયાથી સર્વ પદાતિ જીતાયા" એમ સમજવું. પછી રાવણ ઇંદ્રને પોતાના લશ્કરમાં લઈ ગયો, પછવાડે નાયક વનાનું રહેલુ સર્વ વિદ્યાધરોનું સૈન્ય રાવણના સ્વાધીન થયું. પછી રાવણ ત્યાંથી નિકળીને પોતાની લંકાં નગરીમાં આવ્યો, ત્યાં જેમ પોપટને પાંજરામાં પુરીએ, તેમ રાવણે ઇંદ્રને બંધીખાનામાં નાંખ્યો.

પછી ઇંદ્ર રાજાનો પિતા સહસ્રાર પોતાના દિગપાલો સહિત લંકામાં આવી રાવણને નમસ્કાર કરી તથા હાથ જોડીને કહેવા લાગીયો. જેણે લીલા માત્રે કરી પથરની પેઠે કૈલાસ પર્વતને ઉપાડયો, તેણે અમને જીત્યાની અમને કંઇપણ લાજ નથી. તેમજ તારી પ્રાર્થના કરવામાં પણ અમે લાજતા નથી. માટે હે રાવણ, હું માગી લેઉ છું કે મારા પુત્ર ઇંદ્રને તું છુટો કરને એ પુત્રભિક્ષા મને આપ. તે સાંભળીને રાવણ કહેવા લાગીયો કે જે હું કહું તે એ પોતાના પરિવાર સહિત કરે તો તો એને છોડી મુકું. તે કામ એ કે, લંકા નગરીમાં ગલી ગલીએ ઝાડુ કાહાડે. જે કાંઇ ગામમાં કચરો પડયો હોય તે બાહાર કાહાડીને સાફ કરી મુકે ને રસ્તા રસ્તે પાણી છાંટે તે પાણી સુગંધીવાળુ હોવું જોઇએ. ઝાડુ પણ જેમ પોતાના ઘરમાંની કાહાડીએ તેમ કાહાડવું જોઇએ. એમ કરવાથી હું રાજી થઇશ. તથા સારાં સારાં ફુલો ગુંનીને મારી નગરીમાંના સર્વ દેવસ્થીનોને તેની માલાઓ પુરી કરવી. એટલું મારૂં કહ્યુ માને તો તેનું રાજ્ય તેને પાછું આપું. ત્યારે તે સર્વ સહસ્રારે કબુલ કર્યું. ત્યારે રાવણે ઇંદ્રને મુકી દીધો. ને તેને ભાઇની પેઠે સત્કાર કરયો. પછી સહસ્રાર તથા ઇંદ્ર બેઉ ત્યાંથી આલ્યા પોતાને ઘેર આવ્યા. પણ ઇંદ્ર રાજા મનમાં ખિન્ન થયો થકો કહેવા લાગયો. કહ્યું છે કે

"તેજસ્વી પુરૂષ નિસ્તેજ થએથી, તેને મરવા કરતાં વત્તુ દુઃખ થાય છે."

કોઇએક સમયે રથનુપુર નગરમાં નિર્વાણ સંગમ નામના એક જ્ઞાનવાન મુનિ આવ્યા. તેમને વંદના કરવા સારૂ ઈંદ્ર રાજા તેની પાસે ગયો. ત્યાં જઈ નમસ્કાર વગેરે કરીને બેઠા પછી તે સાધુને પુછવા લાગ્યો કે હે ભગવાન કયાં કર્મ વડે રાવણે મારો પરાભવ કરયો? તેમજ પછી તેણે સત્કાર કરવાનું કારણભુત કયુ કર્મ છે? ત્યારે મુનિ કહે છેઃ—હે ઈંદ્ર, એક અરિંજય નામના નગરમાં જ્વલનસિંહ નામનો વિદ્યાધર રાજા રાજ્ય કરતો હતો. તેની સ્ત્રી વેગવતીના પેટે એક અહિલ્યા નામની મહા રૂપવાન કન્યા જન્મી. તે યૌવન અવસ્થામાં આવ્યાથી તેના બાપે તેનો સ્વયંવર રચ્યો, તેમાં સર્વ દેશો દેશના વિદ્યાધર રાજાઓ આવ્યા; તેઓમાં એક ચંદ્રાવર્તપુરનો સ્વામી આનંદમાલી નામનો વિદ્યાધર રાજા હતો, તથા સૂર્યાવર્તપુરનો સ્વામી તડિતપ્રભ નામનો વિદ્યાધર રાજા આવ્યો હતો. એ બેઉ સ્વયંવરમાં સાથે આવ્યા હતા. તેમાંના આનંદમાલીને અહિલ્યા પરણી. ત્યારે તડિતપ્રભે જાણ્યું કે મારો પરાભવ થયો. પછી તે દિવસથી તે આનંદમાલીની સાથે દ્વેષ કરવા લાગ્યો. આનંદમાલી કેટલાએક કાળ સુધી રાજ્ય સુખ તથા તે અહિલ્યા સ્ત્રીની સાથે નાના પ્રકારના ઉપભોગ ભોગવીને અંતે વૈરાગ્ય ઉત્પન્ન થયો તેથી દીક્ષા લઈને તથા આત્મ ધ્યાન કરતોથકો મોટા મોટા મુનિઓની સાથે વિચરવા લાગ્યો. વિહાર કરતાં એક દિવસે આનંદમાલી સ્થાવર્ત નામના પર્વત ઉપર ગયો. ત્યાં કોઈ પ્રસંગે તેને તડિતપ્રભ રાજાએ દીઠો, તે વખતે તેને અહિલ્યાના વિવાહની યાદ આવી. તે દ્વેષ વડે તે મુનિને ધ્યાનમાં બેઠેલો જોઇને તડિતપ્રભે તેને બાંધીને માર્યો, તથાપિ તે પોતાના ધ્યાનથી ન ડગ્યો. એવું અઘોર કૃત્ય જોઇને સર્વ સાધુઓમાં શ્રેષ્ટ એવા એક તેના કલ્યાણ ગુણધર નામના ભાઇએ તડિતપ્રભે અયોગ્ય કર્યું એમ જાણીને તેની ઉપર તેજોલેસ્યા નાંખી; તેથી તે પીડાણો ત્યારે તેની સત્યશ્રી નામની સ્ત્રીએ તે સાધુ પાસે પ્રાર્થના કરી, તેથી તેના ક્રોધની શાન્તિ થઈ, ને તે જોલેસ્યાને પાછી સમેટી લીધી, તેથી તે બળ્યા વિના જેમનો તેમ જીવતો રહ્યો. એવી રીતે તે ધ્યાનમાં બેઠેલા નિરપરાધી સાધુને દુઃખ દીધાથી તે કાળ કરી ગયા પછી તે પાપના યોગે કેટલાએક ભવ ભટકી ને આ ભવમાં સહસ્રાર રાજાનો પુત્ર તું ઈંદ્ર થયો. તારો રાવણના હાથે પરાભવ થવાનું કારણ પુર્વ જન્મમાં તે નિર્દોષી મહા પુરૂષનો તિરસ્કાર છે. કહ્યું છે

કે, "જે કર્મ કર્યું હોય તેનું ફળ કોઈક દિવસે પણ મળે." એવી સર્વ પ્રાણીઓની સ્થિતિ છે, ઈંદ્રથી તે કીડી સુધી સર્વ કર્માધીન છે. એમ તે સાધુના મુખે સાંભળીને પોતાના દત્તવીર્ય નામના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને દીક્ષા લઈને તથા ઉગ્ર તપ કરીને મોક્ષે ગયો.

કોઈએક સમયે રાવણ મેરૂ પર્વત ઉપર અનંતવીર્ય નામના મુનિને વંદના કરવા સારૂ ગયો. ત્યાં જઈને મુનિની વંદના વગેરે કરીને યોગ્ય આસન ઉપર બેઠો. મુનિ ધર્મ દેશના દેવા લાગ્યા, તે અમૃત જેવાં મુનિનાં વચનો સાંભળીને રાવણ મનમાં રાજી થયો. વ્યાખ્યાનની સમાપ્તિ થયા પછી રાવણ પુછવા લાગ્યો, હે મહામુનિ, હું કોના હાથથી મરીશ? તે મને કહો. ત્યારે મુનિએ કહ્યું કે હે રાવણ, પરસ્રીના દોષે કરીને વાસુદેવના હાથે તારો મૃત્યુ થશે. તારા દેહાંતની વખતે તું મહા વિપત્તિમાં પડીશ. એમ સાંભળીને તે મુનિના સામેજ પ્રતિજ્ઞા કરી કે આજથી મારા વિશેની ઈચ્છા રહિત સ્રીની સાથે હું ક્યારે પણ રમમાણ થવાનો નથી. એમ કહીને તથા તે મુનિને નમસ્કાર કરીને પોતાના પુષ્પક વિમાનમાં બેશીને લંકામાં જઈ સુખે રાજ્ય કરવા લાગ્યો.

## इत्याचार्य श्री हेमचंद्र विरचिते
## श्री राम लक्ष्मण चरीत्र



# અથ શ્રી ત્રીજો ખંડ પ્રારંભતે.

અહીંયાં શ્રી રામ ચરીત્ર વીગરે જે ચરીત્રો કહેવાનાં છે તે માંહે કથાનુ પ્રસંગે બીજા પણ ઉત્તમ પુરૂષોનાં ચરીત્ર આના ભેગાં કહેવાનાં છે કેમકે આ ચરીત્રમાં તેઓનાં નામ પણ આવેલાં છે, માટે અહીંયાં જો તેમની ઉત્પત્તિ કહેવામાં આવે તોજ કથા વાંચવાનો રસ આવે; માટે અહીંયાં ત્રીજા ખંડમાં પવનજય તથા અંજનાનો સબંધ કહે છે.

વૈતાઢય પર્વતની ઉપર આદિત્યપુર નામના નગરમાં એક પ્રલ્હાદ નામે રાજા રાજ્ય કરતો હતો, તેને કેતુમતી નામે પટરાણી હતી. એકદા ઉત્તમ સ્વપ્ન દેખવે કરીને રાણીએ ગર્ભ ધારણ કીધો. નવ માસ પુરણ થએથી શુભ યોગે માહા તેજસ્વી એક બાળકને તેણી જન્મતી હવી. રાજાએ મોત્સવ કરી પવનજય એવું નામ દીધું. તે બાળક અનુક્રમે વૃદ્ધિને પામતો થકો માહા બળવાન અને વિદ્યાઓમાં પણ નિપુણ હોતો હવો. અનુક્રમે યોવન અવસ્થા પામ્યો, તેવારે એવો તો બળવાન થયો કે જાણે આખી પૃથ્વિના રાજાઓને પોતે એકલોજ જીતી સકશે એવો મહા પરાક્રમી થયો.

ભરતક્ષેત્રમાં સમુદ્રની પાસે દંતી નામના પર્વત ઉપર મહેંદ્ર નામના નગરમાં એક માહેંદ્ર નામનો વિદ્યાધર રાજા થયો. તેની હૃદય સુંદરી નામની સ્રીના ઉદરથી અરિંદમાદિક એકસે પુત્ર પેદા થયા, છેવટ એક અંજનસુંદરી નામની કન્યાનો જન્મ થયો. તે યોવન અવસ્થામાં આવ્યાથી તેને યોગ્ય પતિ મળવા સારૂ તેનો બાપ વિચાર કરવા લાગ્યો. પછી પોતાના પ્રધાનોને કહ્યું કે, આ મારી કન્યાના લાયક વરની શોધ કરો. તે માન્ય કરીને તે દેશો દેશ ગયા. સર્વ વિદ્યાધર રાજાઓના પુત્રોના ચેહેરા કાહાડી લાવીને રાજાને બતાવ્યા. તેમજ એક હિરણ્યાભ નામના વિદ્યાધર રાજાની સ્રી સુમતીને પેટે જન્મેલા વિદ્યુત્પ્રભની, તથા પ્રલ્હાદ રાજાના પુત્ર પવનજયની, તસબીરો લઇને પ્રધાને રાજાને બતાવી. તે બેહુ રૂપવંત, કુલીન, વિદ્યાવંત, ધનવંત, તથા બીજા સર્વ ગુણ સંપન્ન જણાયા; ત્યારે રાજાએ પ્રધાનોને પુછયું કે એ બેમાંથી આપણી કન્યાને યોગ્ય કોણ છે? પ્રધાને કહ્યું કે રાજા વિદ્યુત્પ્રભનું આયુષ્ય અઢાર વર્ષનું છે, તે ભોગવીને મોક્ષે જશે. એમ મોટા શાસ્ત્ર જાણનારા જ્યોતિષિઓએ કહ્યું છે, અને પ્રલ્હાદ રાજાના પુત્ર પવનજયનું ઘણું આયુષ્ય છે; માટે એ આપણી કન્યાને યોગ્ય વર છે. તેને અં-

જનસુંદરીને આપવી જોઇએ. એવા પ્રસંગે શ્રી નંદીશ્વર દ્વિપમાં શ્રી નંદીશ્વરની યાત્રા કરવા સારૂ સર્વ વિદ્યાધરો પોતાના પરિવાર તથા રિદ્ધિ સહિત ગયા હતા, ત્યાં પ્રલ્હાદરાજા પણ ગયો હતો; તેમજ મહેંદ્ર રાજા પણ ગયો. તેની પાસે પ્રલ્હાદે પોતાના પુત્ર પવનજય સારૂ તેની કન્યા અંજનાસુંદરીની માગણી કરી. પ્રથમજ તે મહેંદ્ર રાજાના મનમાં આવ્યાથી તે કહેણ તેણે માન્ય કર્યું. પ્રલ્હાદનું કેહેવું તો નિમિત્ત માત્ર થયું. પછી તે દિવસથી ત્રીજે દાહાડે લગ્ન કરવાનો ઠરાવ કરયો. યાત્રા કરી સર્વ પોત પોતાના ઠેકાણે ગયા. તેમજ મહેંદ્ર રાજા તથા પ્રલ્હાદ રાજા મનમાં રાજી થઇને બેઉએ માનસ સરોવર ઉપર જઇને ડેરા કર્યા.

એ વાતની પવનજયને ખબર પડતાંજ પોતાના પ્રહસિત નામના મિત્રને કહેવા લાગ્યો કે, અંજનાસુંદરીની સાથે મારૂં લગ્ન થવાનું છે, તે પોતે કેવી છે? તેને તે જોઈ છે? તે સાંભળીને તથા તે પ્રહસિત કાંઇક હશીને તેને કેહેવા લાગ્યો કે, હે પવનજય મેં અંજનસુંદરીને દીઠી છે, તે રંભાદિક અપ્સરાઓથી પણ સુંદર છે, કોઇના ઉપમા જેને દેવાય નહી, ને એનું રૂપ જેવું દેખાય છે તેવું વર્ણન કરવાને મહા પંડિત પણ સમર્થ ન થાય. બીજું તે હું શું કહું! એમ સાંભળીને કહેવા લાગ્યો કે હે મિત્ર, વિવાહનો દિવસ ઘણો દુર છે, ને મને તો તેને જોવાની ઇચ્છા ઘણી છે, તે પુર્ણ કેમ થાય? કહ્યું છે કે "સ્રીની અભિલાષા વાળા પુરૂષોને એક ઘડી દિવસ જેવી જાય છે, દિવસ માસની પેઠે જાય છે" અહિં તો ત્રણ દિવસ જવાના છે, તે કેમ પુરા થશે? ત્યારે પ્રહસિત કહેવા લાગ્યો કે હે પવનજય ધૈર્યને મુક નહીં, આજ રાતે કોઇને ન કળતાં આપણે તેના ઘેર જઇશું. એમ કહીને તેને શાંત કર્યો. એટલામાં રાત્ર થઈ ત્યારે સંકેત પ્રમાણે બેઉ જણા અંજનસુંદરીના ઘરના સાતમા માળ ઉપર જ્યાં તે રહેતી હતી ત્યાં જઇને તેની બાહેર એક બાજુ ઉભા. અંજનસુદરીનાં છીદ્ર જોવા સારૂ રાજાએ એક કાણું જોઈ કાહાડયું, તેમાંથી જોવા લાગ્યો.

તે વખતે અંજનસુંદરીની દાસી વસંતતિલકા તેને કહેવા લાગી કે હે સ્વામિણી, તને પવનજય પતિની પ્રાપ્તિ થઈ માટે તું ધન્ય છે, ને તારા જેવી ભાગ્યશાળી આજે બીજી કોઈ નથી. એટલામાં તેની પાસે ઉભેલી બીજી મિશ્રકેશી નામની તેની સખી વસંતતિલકાને કેહેવા લાગી કે હે સખી, ચર્મ શરીરી જે વિધુતપ્રભ રાજા, તેને મુકીને બીજા કયા વરની સ્તુતિ કરે

છે? વસંતતિલકા તું તો ભોળી છે, તને કાંઈ પણ ખબર નથી. વિદ્યુતપ્રભ રાજા યદ્યાપિ થોડા આયુષ્યવાળો છે તથાપિ તે આપણી સ્વામિણીને યોગ્ય છે. તેને મુકીને બીજા રાજાની તારીફ કરે છે માટે તું મુર્ખ છે. કહ્યું છે કે, "અમૃત થોડું પીધુ તે સુખકારક છે, ને ઝેર ઘણું પીવાથી ઘણું દુઃખ થાય છે" એવી રીતે તે બેઉ સખીનું બોલવું સાંભળીને પવનજયે જાણ્યું કે, આ મિશ્રકેશીના બોલવાનો અંજનાએ કાંઈ પણ તિરસ્કાર કર્યો નહી, તેથી તે એને પ્રિય હશે. જો પ્રિય ન હોત તો એ દાસીનો નિષેધ કર્યા વના રહેત નહી. પછી ક્રોધાયમાન થઈને તથા હાથમાં ખડગ લઈને જેમ કોઈ રાક્ષસ અંધારામાંથી નિકળે તેમ તે ત્યાંથી ઉઠયો અને કહેવા લાગ્યો કે જેના મનમાં આ વિદ્યુત્પ્રભ વર વરવાનું સારૂં લાગ્યું છે, તેઓનાં ધડથી માથાં અળગાં કરીશ. એમ કહીને તે તરફ જવાની તૈયારી કરી, તે વખતે તેનો મિત્ર પ્રહસિત તેને કેહેવા લાગો કે, હે મિત્ર વિચાર કર્યા વિના કાંઈ પણ કામ કરવું નહીં. એમ કહી ઝાલીને તેને રોકયો, ને તેને બોધ કરવા લાગો કે હે મિત્ર સ્ત્રી અપરાધી છતાં ગાયની પેઠે મારવા યોગીય નથી તે શું તું જાણતો નથી! આ તો બિચારી નિરપરાધી છે, તેને વિના કારણ મારવી એ તને યોગીય નથી. ઈત્યાદિક વાકયો વડે તેને સમજાવીને ત્યાંથી તે બેઉ પાછા ફર્યા, ને પોતાના સ્થાનકે આવ્યા. એ વાતનું પવનજયના મનમાં શુળ રહ્યું તેથી તેને રાતમાં ઊંઘ આવી નહી. સવાર થતાંજ પોતાના મિત્ર પ્રહસિતને બોલાવીને તેને કહેવા લાગીયો કે આની સાથે વિવાહ કરીને શું કરવાનું છે? કહ્યું છે કે "પોતાનો ભાઈ છતાં જો જુદાઈ રાખતો હોય તો તે દુઃખદાઈ થાય છે." તો પછી જુદા મનવાળી સ્ત્રીની સાથે વિવાહ કર્યાથી શું તે દુઃખનું કારણ ન થાય કે? અપીતુ થાયજ માટે હે મિત્ર એની ઇચ્છા મુકી ને હવે જલદી આપણા નગરમાં જઈએ તો સારૂં. કોઈ ભોજન ઘણું સારૂં છતાં જો તે પોતાને ગમતું ન હોય તો તે શા કામનું! એવી રીતે ઘણા પ્રકારે ભાષણ કરીને તે ચાલવા લાગીયો, તે જોઈ તેનો પ્રહસિત મિત્ર તેને કેહેવા લાગીયો. કે મોટા પુરૂષે જે વસ્તુનું ગ્રહણ કર્યું તે ફરી મુકી દેવી યોગીય નથી. ત્યારે પોતાના વડઓએ ગ્રહણ કરેલી વસ્તુને શું મુકી દેવી એતો મોટું લાંછન છે.

આ તારા મનમાં જે દુઃખ થાય છે તે કેવળ તારા પ્રારબ્ધવડે થાય છે,

બિચારી અંજન સુંદરીમાં અપરાધનો લેશ નથી. તારા તથા એ અંજનાના મારીતો જગતમાં પ્રખ્યાત છે, માટે જો તું તેની સાથે વિવાહ કરયા વિના પાછો જાઇશ, તો તારા તથા એ કન્યાના માતા પિતાને અતિ લજ્જા થશે. એવાં પોતાના મિત્રનાં શિખામણનાં વચનો સાંભળીને તથા કિંચિત વિચાર કરીને પવનજય મનમાં દુઃખીત થયો થકો મોટા સંતાપથી ત્યાં રહ્યો. પછી નિશ્ચય કરેલા દિવસે સંકેત પ્રમાણે બેઉનું લગ્ન થયું. માહેંદ્ર રાજાએ પ્રલ્હાદ રાજાનો ઘણો સત્કાર કરયો, સર્વ કાર્ય થઇ રહ્યા પછી વર તથા વહુને લઇને પોતાના પરિવાર સહિત પોતાની નગરીમાં આવ્યો. ત્યાંહાં અંજન સુંદરીને રેહેવા સારૂ રાજાએ સાત માળનું અતિ રમણીય મહેલ કાહાડી આપ્યું. ને નગરીમાં એક અંજન સુંદરી વિના જ્યાં ત્યાં આનંદ થઇ રહ્યો વિવાહ થએલા દિવસથી પવનંજયે અંજનાને કોઇ વખતે બોલાવીજ નહી. કહ્યું છે કે "જે માની પુરૂષ છે, તેને થોડોક અપમાન થાય તોપણ તે કદી ભુલે નહી."

પવનંજયે તે દ્વેષ રાખીને અંજના સાથે બોલવાનું બંધ કર્યું, તે જોઇને અંજના મહા શોકમાં પડી ગઈ. જેની આંખોમાંથી પાણી તો સુકાયજ નહીં. ચંદ્રવનાની રાતની પેઠે જેના મુખની કાંતી થવા લાગી. પલંગ ઉપર સુતી છતાં રાતના ઊંઘ ન આવે. મનમાં સંતાપ થએથી પલંગ ઉપર આમ તેમ પડીને જેમ તેમ રાત્ર કાહાડવા લાગી. તે એક રાત જાણે વરષરૂપ થઇનેજ આવી હોયની ? એવી જણાઇ. દિવસે મનમાં વિચાર કરતી થકી બે ઢીંચણમાં માથું ઘાલીને, પોતાના પતિના ચેહેરાનું ચિત્ર કાહાડીને, તેની સામે જોઇને, તા પોતાના અંતઃકર્ણને ધૈર્ય દઈને કેટલાએક દિવસ કહાડયા. એવી પોતાની સ્વામીની અવસ્થા જોઇને તેની દાશીઓએ અતિ મીઠું બોલીને તેને સમજાવવા લાગી પણ તેણે તેઓને કાંઇપણ જવાબ વાળ્યો નહી; જેમ હેમંત રૂતુમાં કોકીલા ભુલે ચુકે પણ બોલે નહી તેમ તેણે મૌન ધારણ કર્યું. એવી મહા દુઃખની દશામાં તેનો વિકરાલ કાળ જવા લાગ્યો.

એક દિવસે રાવણનો એક દુત પ્રલ્હાદ રાજા પાસે આવીને તેને કહેવા લાગ્યો, હે રાજા, રાક્ષસનાથ જે રાવણ, તેની સાથે દુર્મતિવાળો વરૂણ નિરંતર દ્વેષ કરતો રહે છે. ને તે રાવણની આજ્ઞા માનતો નથી. તે તો રહ્યું પણ ઉલટો કહે છે કે, રાવણે મારી આજ્ઞા માનવી. હું જ્યારે તેની પાસે ગયો ત્યારે મને કહેવા લાગ્યો કે, અરે! રાવણ તે કોણ છે ? તેનાથી શું થ-

વાનું છે ! તે ઇંદ્ર હું નથી ? કુબેર પણ હું નથી ? તેમજ સહસ્રાંશુ હું નહીં ? વળી મરૂત રાજા પણ મનમાં ન સમજતો ! રખે યમ જાણતો હો ? તે પણ હું નહી. તથા કૈલાસ પર્વતથી પણ મને જુદોજ સમજજે ! મારૂ નામ વરૂણ છે. દેવતાઓએ આપેલાં રત્નોના યોગે એ દુર્મતિ રાવણ ઘણો ગર્વ કરી રહ્યો છે, તે જો આંગમાં નમાતો હોય તો મારી પાસે આવે. તો તેનો ઘણા દાહાડાનો માતેલો ગરવ હું ઘડીકમાં ખેંચી લેઊં. ઇત્યાદિક તેનું બોલવું સાંભળીને તે સરવ વૃત્તાંત મેં રાવણને કહ્યો. તે સાંભળીને રાવણ ક્રોધાયમાન થયો થકો વરૂણની સાથે યુદ્ધ કરવા સારૂ તૈયાર થઇને તથા તેના નગર પાસે આવીને જેમ દ્વીપને સમુદ્રનો ઘેરો છે, તેમ તેણે પોતાનાં સૈન્યનો ઘેરો ઘાલ્યો. વરૂણને ખબર પડતાંજ ક્રોધે કરી આંખો રાતી કરીને પોતાના રાજીવ તથા પુંડરીક નામના બે પુત્રો સહિત નગરથી બાહેર નીકળીને રાવણની સામે યુદ્ધ કરવાનો આરંભ કરયો. પછી મહાભયકર લડાઇ થવા લાગી. તેમાં મહા પરાક્રમી તેના બે પુત્રોએ રાવણના બનેવી ખરદુષણને બાંધી લઈ ગયા. ત્યારે રાક્ષસોનું સર્વ સૈન્ય દશે દિશા તરફ નાસવા લાગયું. તે જોઇને વરૂણ પોતાને કૃતાર્થ માનીને, તે પાછો પોતાના નગરમાં ગયો. રાવણે પોતાના સૈન્યને વીખરાઇ ગએલું જોઈને તેની સહાયતા કરવા સારૂ મને આંઇ મોકલ્યો છે; માટે તેની મદત કરવાને તમારે ચાલવું જોઇએ.

એવાં તે દુતનાં વાક્યો સાંભળીને પોતાનું સૈન્ય સજીને રાવણને મદત કરવા સારૂ પ્રલ્હાદ રાજા તૈયાર થયો, ત્યારે તેનો પુત્ર પવનજય તેને કહેવા લાગ્યો કે હે પિતાજી, તમારે જવાનું કાંઈ કામ નથી; તમારી વતી હું જઈને રાવણનો મનોરથ પુર્ણ કરી આવીશ. હું પણ તમારો પુત્ર છું ! એવી રીતે જેમ તેમ કરી પોતાના પિતાને સમજાવીને પવનજય રાવણને મદત કરવા સારૂ ત્યાંથી નિકળ્યો. ત્યારે પતિ બાહેર જાય છે, એમ સાંભળીને જેમ કોઈ દેવી ઝડપથી આકાશ થકી નિચે ઉતરે, તેમ તેની સ્રી અંજનાસુંદરી માળથી નિચે ઉતરી. પોતાના પતિને જોવા સારૂ જેની આંખોનાં પાંપણ મીચાતાં નથી; ને મનમાં મારો પતિ આજ દિવસ સુધી મારી સાથે ન બોલ્યો પણ આજ તો જરૂર બોલશે; એવી ઇચ્છાથી થાંભલામાંની પુતળીની પેઠે બારણાના થાંભલાને ટેકીને ઉભી રહી. તે વખતે મતિમદાના ચંદ્રમા જેવી તેજ રહિત દેખાવા લાગી. નેત્રો ઉપર માથાના કેશ પડેથી એક નવીન વેશ જેવી જણાવા લાગી, જેના કપાળ ઉપર કંકુ આદિક કાંઈ પણ

દીઠામાં આવતું નહતું, કેડ ઉપર હાથ રાખીને ઉભેથી જાણે પોતાની સિથિલતાને સુચન કરતી હોયની ! જેના હોઠ તંબોળની લાલી થકી રહિત દખાવા લાગ્યા. આંખોમાંનું પાણી જેના મુખ ઉપર વહી રહ્યું છે. એવી મહા ખરાબ દશાથી ઉભેલી અંજનાને પવનજય રાજાએ જોઈ, ને મનમાં કહેવા લાગ્યો કે આ સ્રી કેવી નિર્લજ છે ! એને બુદ્ધિ તો નથીજ ! પછી ભય તે ક્યાંથીજ હોય! અરે! એ વિશે મેં પ્રથમજ જાણી લીધું હતુ, પણ મારા પિતાની આજ્ઞા માન્ય કરવા સારૂ મેં એની સાથે વિવાહ કર્યો. એમ પવનજય મનમાં નષ્ટ વિચાર કરી રહ્યો છે, એટલામાં પાસે આવીને પતિના પગમાં માથું ઘાલીને, તથા બે હાથ જોડીને વિનંતી કરવા લાગી કે હે પ્રાણનાથ, તમે સર્વ લોકની સાથે બોલ્યા તથા મળ્યા, પરંતુ મારી સાથે લગારે ન બોલવાનું કારણ શું છે? તેતો રહ્યું પણ હવે એક વિનંતી કરૂછું તે આપે માન્ય કરવી જોઇએ. હે પ્રાણનાથ હું એટલુંજ તમારી પાસેથી માગી લેઉછું કે મને કોઈ વખતે ભુલી જવી નહીં. તેમજ પોતાનું કાર્ય કરીને જલદી પાછા પધારજો. તમારૂં કલ્યાણ થાઓ ! એવો આશિર્વાદ દેઉછું. એવાં મહા દીનતાનાં વચનો બોલનારી બિચારી નિષ્પાપ અંજનાને કાંઈ પણ ઉત્તર ન વાળતાં તેનો અનાદર કરીને પવનજય ચાલતો થયો. તે વખતે પતિનો વિયોગ થયો તે દુઃખથી શોકાતુર થઇને અંજના પોતાના મેહેલમાં આવીને ધબ સરખી જમીન ઉપર પડી.

પવનજય ત્યાંથી નીકળીને સંધ્યા સમયે માન સરોવર ઉપર જઈ પોહોત્યો; ત્યાં વિશ્રામ કરીને પોતાના આસન ઉપર બેઠો છે, એટલામાં તે સરોવરના કિનારા ઉપર પોતાના ધણીના વીયોગથી પીડિત થયેલી એક ચકવીને તેણે જોઈ. જે પોતાના આણેલા કમલતંતુ ખાતી નથી, થંડીમાં જેને ગરમી થઈ રહી છે, ને ચંદ્રમા જેને અગ્નિ જેવો દીઠામાં આવે છે; તેમજ કરૂણારૂપ ઊંચે સ્વરે કરીને રડવા લાગે છે. એવી તે ચકવીની દુઃખીત અવસ્થા જોઇને પવનજય મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ ચકવાકી આખો દિવસ પોતાના પતિની સાથે ક્રીડા કરે છે, ફકત એક રાતનો વિયોગ થયો તે એનાથી સહન થતો નથી, ને મેં તો મારી સ્રીને પરણેવાના દિવસથી બિલકુલજ મુકી દીધી છે, કોઈ દિવસ તેની સાથે બોલ્યો પણ નથી, નિકળતી વખત તે મારી પાસે આવી તો પણ તેનો મેં પર સ્રીની પેઠે નિરાદર કર્યો. બિચારી અંજના મારા દુઃખરૂપ ડુંગરથી દબાઈ છે, તેની ઉપર વિ-

યોગરૂપી આ બીજો પર્વત રાખ્યો, તેથી જે તેને દુઃખ થતું હશે તે તેનાથી કેમ સોસાઈ શકાશે! મારી સોબતનું સુખ આજ દિવસ સુધી તેને ખબરજ નથી. હવે કોણ જાણે તેનું શું થશે. મારા અવિવેકને ધિક્કાર છે. હવે તે તપસ્વીની ખચિત્ત મરણ પામશે. ( આંખોમાં આંસુ આણ્યાં છે ) અરેરે!! બિચારી એ નિર્દોષી પતિવ્રતાનો આજ દીવસ સુધી જે મેં અનાદર કર્યો. એ પાપ વડે કોણ જાણે મારી કેવી ગતિ થશે? ઈત્યાદિક શોક કરીને તે સર્વ વૃત્તાંત તેણે પોતાના પ્રહસિત નામના મિત્રને કહ્યો. કહ્યું છે કે "પોતાનું દુઃખ કહેવાને પાત્ર મિત્ર વિના બીજો કોઈ નથી" તે સાંભળીને પ્રહસિત કહેવા લાગ્યો કે હે પવનજય, તારા વિયોગથી તથા તેં કરેલા તિરસ્કારથી તે કમલનયની જરૂર આજે મરણને પામશે. હે મિત્ર, હજી તેનું આસ્વાસન કરવાને તું યોગ્ય છે. ત્યાં જઈને તેની સાથે મધુર ભાષણ કરીને પછી પોતાના કામ સારૂ જવું જોઈએ. ત્યારે જે પોતાના મનમાં હતું તેજ મિત્રે કહ્યું, એમ જાણીને તથા તે મિત્રને પોતાની સાથે લઈને ત્યાંથી પોતાના ઘેર આવ્યો. ત્યાં જઈ અંજનાસુંદરીના બારણા પાસે પોતે ઉભો રહ્યો. ને પ્રહસિતને આગળથી તેની પાસે મોકલ્યો. તે જઈ જુવે છે તો થોડા પાણીનાં જેમ માછલું તરફડે, તેમ પલંગ ઉપર લોટી રહી છે, હેમ પડ્યાથી જેમ કમળને પીડા થાય તેમ તેને ચંદ્રની કાંતિ વડે પીડા થઈ રહી છે, અંતઃકરણમાં થયેલા સંતાપ થકી તેના ગળાના હારનાં મોતી ફુટી રહ્યાં છે, મોટા મોટા સ્વાસોસ્વાસ લેવાથી તેના માથાના વાળ ઉડી રહ્યા છે. વિરહથી થએલા ત્રાશને લીધે હાથમાંના કંકણોને ફોડી રહી છે, વસંતતિલકા જે સખી તે તેને વારંવાર ધૈર્ય દઈ રહી છે, નેત્ર તથા હૃદય જેનાં શુન્ય થઈ રહ્યાં છે, તથા લાકડાની પેઠે પલંગ ઉપર પડેલી અંજન સુંદરીની એહવી ખરાબ દિશા પ્રહસિતે જોઇ તેમજ અંજનસુંદરીએ પણ પ્રહસિતને જોયો. તેવારે અકસ્માત વ્યંતરની પેઠે આ કોણ આવ્યો! એમ કહીને કાંઇક ભયને પામી તથાપિ ધૈર્ય ધારણ કરીને બોલવા લાગી. અરે તું કોણ છે? આંઈ આવવાનું કારણ શું? તું કોઈ પરપુરૂષ છે, તે આ અવસ્થામાં પડેલી મને જોવા સારૂ પરસ્રીને ઘેર આવ્યો છું? એવું તેની સાથે બોલીને પોતાની સખીને કહે છે. હે વસંતતિલકા, આનું હાથ ઝાલીને એને બાહાર કાહાડી મુક, હું ચંદ્ર જેવી નિર્મળ છતાં એને જોવાને યોગ્ય નથી. મારા પતિ પવનજય વિના બીજા કોઇ પુરૂષને આ ઘરમાં પેસવાનો અધિકાર નથી. માટે તું કોણ

છે તે કહે. ત્યારે મહુસિત નમસ્કાર કરીને તેને કહે છે, આજે હું મારૂં મોટું ભાગ્ય સમજું છું કે, મેં તને જેમની તેમ જોઈ ઘણા દિવસથી થએલો જે પવનજયનો વિયોગ, તે ઘડીકમાં મટીને મોટા આનંદ સહિત બેઉનો સમાગમ થશે. જેમ કામદેવ તથા વસંતઋતુનો પોતામાં મિત્રભાવ છે, તેમજ પવનજય સાથે મારી મિત્રતા છે, તેણે મને આગળ મોકલ્યો છે, ને પોતે પાછળથી આ આવ્યો એમ સમજ. ત્યારે અંજના કહેવા લાગી કે, હે પર પુરૂષ તું અમસ્તી મશ્કરી કરીને મને શા સારૂ હેરાન કરે છે? આ વખત મશ્કરી કરવા યોગીય નથી. પણ એ તારો દોષ નથી, મારા પૂર્વ કર્મનો દોષ છે. જો તેમ ન હોત તો મારો કુલીન પતિ મને મુકત નહી? વિવાહના દિવસથી આજ બાર વર્ષ થયાં પતિએ મને મુકી દીધી છે, તોપણ હું પાપિણી હજી સુધી જીવુંછું, એવાં તેનાં દુઃખદાયક વચનો સાંભળીને પવનજયથી ધીર ન ધરાઇ તેથી મોટી ઝડપ કરીને માહેલી કોરે આવ્યો. આંખોમાં આંસુ આવ્યાં છે, ને ગદ ગદ કંઠ થયો થકો મોટા આવેશથી બોલવા લાગીયો, હે સ્ત્રી, તું પરમ નિર્દોષ છતાં દોષનો આરોપ કરીને પરણેલા દિવસથી આજ દિવસ સુધી મેં મુર્ખે તારી ઉપેક્ષા કરી. તેનું કારણ કેવળ મારૂં અજ્ઞાન છે. જો પણ મારા દોષથી તારી આટલી બધી દુર્દશા થઈ; તથાપિ આજ મેં તને જીવતી જોઈ તે મારૂં મોટું ભાગ્ય સમજું છું. એહવા મહાપશ્ચાતાપના પોતાના પતિના વાક્યો સાંભળીને પલંગ ઉપર હાથ ઝાલીને ઝટ ઉઠી. તે જેમ હાથી પોતાના શુંડાદંડ વડે લતાનું ગ્રહણ કરે છે, તેમ પવન જયે પોતાની સ્ત્રીને પોતાની ભુજાથી ઝાલી લીધી. પછી પોતાના હાથે કરી તેને સાથે લઈને પલંગ ઉપર બેઠો. ને તેની સાથે મધુર વાણીથી બોલવા લાગીયો, હે મારી પ્યારી સ્ત્રી, ક્ષુદ્રબુદ્ધિ જે હું, તેણે તું નિરપરાધી છતાં તને ઘણું દુઃખ આપ્યું, તેની મને ક્ષમા કર. એવાં પ્યારનાં વચનો સાંભળીને અંજના કહેવા લાગી, હે પ્રાણ પ્રિય પતિ, એમ કહેવું તમને યોગીય નથી. એટલું બોલતાં અતિ આનંદમાં આવી થકી ગમે તેમ વર્તવાની ઇચ્છા કરવા લાગ્યાંકી મહસિત તથા વસંતતિલકા એ બેઉ જણ ત્યાંથી જતાં રહ્યાં. પછી તે એકાંત સ્થળમાં પવનજય તથા અંજના યથેચ્છ ક્રીડા કરતાં છતાં રાતના ચાર પહર એક પ્રહરની પેઠે વીત્યા. સવાર થઇ એમ જાણીને પોતાની સ્ત્રીને પવનજય કહેવા લાગીયો કે, હે કાંતા, હવે હું જય કરવા સારૂ જાઊં છું. આંઇ હું ઘણી વેળા રહેથી મારા માતા પિતાને ખબર પડશે, હું પાછો જ-

લદી આવીશ. આજથી તું તારા મનમાં કાંઇપણ ખેદ કરજે નહીં. પોતાની સખી સહિત સુખે કરીને રહેજે. રાવણનું કામ કરીને હું જલદીજ પાછો આવીશ. ત્યારે અંજન સુંદરી બોલી, હે નાથ, એ કામ મારા બાહુબલ વડે સિદ્ધજ છે, પણ જો મારા જીવવાની તમોને ગરજ હોય તો પોતાનું કામ કરીને જલદી પાછા આવજો અને મેં આજે રિતુનું સ્નાન કર્યુંછે, તેથી જો મને ગર્ભ રહ્યા, તો દુષ્ટ લોકો મારી ઉપર દોષ આરોપશે. તો પછી મારી શી વલે થશે ? ત્યારે પવનજય કહેવા લાગીયો કે, હે પીયા, હું પોતાનું કામ કરીને જલદીજ પાછો આવીશ. પછી દુષ્ટ લોકોને દુષણ દેવાને જગાજ નથી. અથવા આજે મારા આવવાની સુચકતા આ મારા નામની વીંટી છે તે તું તારી પાસે રાખ્ય. જ્યારે કામ પડે ત્યારે બતાવજે. એવી રીતે પોતાની સ્ત્રીને સમઝાવીને પોતાના મિત્ર સહિત પવનજય માનસ સરોવર ઉપર ગયો પછી પોતાના સૈન્ય સહિત આકાશ માર્ગે લંકા નગરીમાં જઇને રાવણને નમસ્કાર કરયો. ત્યારે તરૂણ સૂર્ય જેવી કાંતી સહિત રાવણ પોતાના સૈન્ય સહિત પવનજાનને સાથે લઇને પાતાલ લંકામાં વરૂણની નગરી પાસે આવ્યો.

આંઇ તેજ દિવસે પવનજયની સ્ત્રી અંજનાએ ગર્ભ ધારણ કરયો. તેના પ્રતાપથી તેના સર્વ અવયવ શોભાયમાન દેખાવા લાગીયા. મુખ તથા ગાળ લાલ થવા લાગીયાં. સ્તનોના મુખનો રંગ કાલો થતો ચાલ્યો. ગતિ અત્યંત મંદ થઇ, નેત્ર સ્વચ્છ નિર્મળ થયાં અને બીજાં પણ તેના શરીર ઉપર કેટલાંએક ગર્ભનાં ચિન્હ દીઠામાં આવ્યાં. તે જોઇને તેની સાસુ કેતુમતી ધિક્કાર કરીને તેને કહેવા લાગી કે, હે અંજના, બેઉ કુલને કલંક કરનારૂં તેં આ કેવું આચરણ કર્યું છે ! હે પાપિણી, તારો પતિ દેશાંતરે ગયો છતાં તું કેમ ગર્ભવંતી થઇ ? મારા પુત્રે તને આજ દિવસ સુધી મુકી છે તે તારો દોષ જોઇનેજ મુકી છે, તેનો દોષ કાંઇપણ નથી. તું આવી દુશ્ચારણી છું તે અમે આજ દિવસ સુધી જાણ્યું નહતું. એવી રીતે સાસુના વાક્યોવડે નિરાદર પામેલી અંજનસુંદરીએ વિચાર કરીને પતિના આવવાની નીશાની જે વીંટી, તે કાહાડીને બતાવી. તે જોતાંજ લજ્જાયમાન થઈ થકી તેના મનની ખાત્રી તો થઈ, તથાપિ તે કળવા ન દેતાં તેને કહેવા લાગી કે, હે પાપિણી, જેણે આજ દિવસ સુધી તારૂં નામ પણ લીધું નહી તેની સાથે તારો સંયોગ કેમ હોય ? આ નીશાની બતાવીને અમને ફસાવે છે કે શું ? જે તારા જેવી વ્યભિચારિણી સ્ત્રીઓ હોય છે તેઓ એવી ફસાવવાની યુક્તિઓ ઘણી યાદ રાખે

છે. હવે તું મારા ઘરમાંથી હમણાંજ નીકલ. ને જ્યાં ગમે ત્યાં જા. તું પોતાના બાપના ઘેર જઈ રહે, અમારૂં ઘર તને રહેવા યોગ્ય નથી એવી રીતે તેનો ધિક્કાર કરીને તે રાક્ષસી જેવી નિર્દય સાસુએ તેના પિતાના ઘેર પહોચાડવા સારૂ પોતાના સેવકોને હુકમ કર્યો. પછી તે સેવકો વસંતતિલકા સખી સહિત અંજનાને રથ ઉપર બેસાડી ચાલ્યા. તે માહેંદ્ર રાજાના નગર પાસે આવતાંજ તેને ઉતારી મેલી. તે વખતે તે બિચારી નીરદોષ સ્ત્રીઓને જે દુઃખ થયું, તે પેલા સેવકોથી દેખાયું નહીં, આંખો પાણીથી ભરાઈ ગઈ. તોપણ બિચારા તે શું કરે. ચાકરને ધણીના હુકમ પ્રમાણે ચાલવું જોઇએ. પછી તે અંજનસુંદરીને નમસ્કાર કરીને, તથા તેની પાસે ક્ષમા માગીને પાછા ફરયા.

એવા પ્રસંગે સંધ્યાકાલ હુકડો આવ્યો, તે જાણે અંજનસુંદરી મહા દુઃખરૂપ સમુદ્રમાં ડુબી થકી ડચકા ખાવા લાગી તે જોવાઇ ન શકાયાથીજ સુર્ય આથમી ગયો હોયની ! કેમકે ઉત્તમથી ઉત્તમની વિપત્તિ જોવાતી નથી. પછી જ્યારે રાત્ર પડી ત્યારે મહાભયાનક ઘુવડ બોલવા લાગ્યા. કોહલા બોલવા લાગ્યા, વૃક નામના વન પશુના શબ્દ થવા લાગ્યા. અને બીજા પણ ઘણાં મોટા વ્યાઘ્રોના શબ્દો સાંભળવામાં આવ્યા તે જાણે કાનજ ફુટી જાય છે કે શું ? એવા શબ્દો સાંભળીને તથા ભયભીત થઈને એમને એમ તે રાત તેણે મોટા દુઃખ વડે જેમ તેમ કાહાડી. પ્રાતઃકાલે ઉઠીને લજ્જાયમાન થઈ થકી ભીખારણીની પેઠે પોતાની સખી સહિત પોતાના બાપના ઘેરના દ્વાર પાસે આવીને ઉભી રહી. ત્યાંના દ્વારપાલ લોકે તેને એવી અવસ્થામાં જોઈને જલદી જઈને રાજાને કહ્યું. રાજાએ તેનો વૃત્તાંત સાંભળીને લજ્યામાન થઇ નીચે મુખ ઘાલીને મનમાં વિચાર કરવા લાગ્યો. જે સ્ત્રીઓના ચરીત્રો અચિંત્ય છે, અરે ! કુળને કલંક લગાડનારી વ્યભિચારણી અંજના મારે ઘેર આવી, તેથી મારા કુળને કલંગ લાગ્યો. જેમ સફેદ વસ્ત્ર ઉપર લગારેક કાજળ લાગે તે કપડું દુષિત થાય છે, તેમ એણે મારા કુળને દુષણ લગાડયું. એવી રીતે ચિંતાતુર થયો થકો, જેના મુખનું તેજ હણાઇ ગયું છે, એવો તે રાજાને જોઇને તેનો પુત્ર પ્રસન્ન કીર્તી વિચાર ન કરતાં બોલ્યો કે, એને જલદી આંઇથી કાહાડી મુકો. એણે આપણા કુળને દુષણ લગાડયું જે આંગળીને શાપે ડસ્યો હોય તેને શું બુદ્ધિમાન લોકોએ કાપી નથી નાંખતા ? એવુ પુત્રનું બોલવું સાંભળીને રાજા મોટી ચિંતામાં પડી ગયો. ત્યારે ત્યાં બેઠેલો એક મહોત્સાહ

નામનો મંત્રી રાજાને કહેવા લાગ્યો. હે રાજા, સાસુ થકી દુઃખીત થએલી કન્યાને પિતાના ઘર શિવાય બીજું કોઇપણ શરણ નથી. એની સાસુ કેતુમતી ઘણી ખરાબ છે, એ બિચારી નિરમાધી છતાં કાંઇપણ અમાધ કરવાનો આરોપ કરીને એને કાહાડી મુકી જણાયછે, જ્યાં સુધી એના દોષની બરાબર ખબર ન પડે, ત્યાં સુધી એને છાની રીતે આપણા ઘરમાં રાખવી જોઇએ. એવું પોતાના મંત્રીનું બોલવું સાંભળીને રાજા બોલ્યો. હે મંત્રી, તારી વાત સાચી છે, ઠેકાણે ઠેકાણે સાસુઓ તો એવીજ હોય છે, તોપણ આ કન્યાના ચિન્હો ઉપરથી જણાય છે કે, એનીજ તકશીર હોવી જોઇએ. હમણાં જો એને હું મારા ઘરમાં રાખી લઇશ તો એનો પતિ પવનજય પણ ઘણો કંકાશ કરશે. એના પતિ પાસેથીજ એણે ગર્ભ ધારણ કરયો છે, એવું શા ઉપરથી જાણીએ? માટે મારા ધારયા મેળે એ કન્યા સર્વથા તકશીરવાળી છે કેમકે, તે વિના સાસુ વહુને કાહાડી મુકે નહી, વાસ્તે આંઇથી પણ એને જલદી કાહાડી મુકવી જોઇએ ઘણું દુઃખ જોવા કરતાં એકજ દુઃખ જોઇએ તે સારૂં છે. ત્યારે તે દ્વારપાલોએ રાજાના કહ્યા પ્રમાણે અંજનાને ત્યાંથી કાહાડી મુકી. એ પ્રસંગે તે બિચારી નિરપ્રાધી અભાગીને જે દુઃખ થયું તે જોઇને તે નગરના લોકોને એવી કરૂણા આવી કે તે પોકે પોક રડવા લાગ્યા. એ ઉપરથી અંજનાસુંદરીના સંતાપના માપનો અનુભવ બુદ્ધિમાને કરી લેવો. તે જે વખતે રસ્તેથી ચાલવા લાગી તે વખતની સ્થિતિની રીતિ જોઈને લોકો કર્મની નીતિને યાદ કરવા લાગ્યા. ચિત્ત જેનું ડોળાઈ ગયું, ભુખ અને પ્યાસાએ જે લેવાઇ ગઈ છે, થાકી ગયાથી જે પાકી દીન જણાય છે, નાશામાંથી મોટા મોટા સ્વાસો સ્વાસ નાખે છે, આંખોમાંથી આંસુ નીકળી રહ્યાં છે. પગમાં કાંટા વાગ્યાથી લોહીની ધાર વહે છે, ચાલતી વખત પગલે પગલે અટકી જાય છે. તથા દરેક ઝાડની નીચે વીસામો ખાય છે, એવી દશાથી સખી સહીત અંજનાને પગે ચાલતી જોઇને જાણે દશોદિશા રડતી હોયની! જે જે ગામમાં જાય તે તે ગામમાંથી રાજાના શિપાઇઓ તેને કહાડી મુકે, તે વખતે તેને એવું લાગ્યું કે આ પૃથ્વી ઉપર મને રહેવાને ઠેકાણું કોઇ પણ નથી. પછી એક મહા ભયંકર વનમાં તે ગઇ. ત્યાં એક પર્વત ઉપર ઝાડની નીચે બેશીને મોટા વિલાવ કરવા લાગી. હે મારા કર્મ, તારી મેં આટલી બધી શું તકશીર કરી હતી? કે જેથી તું આજ શતરૂ થઈ ઉભો છું?ઓ મારા માતા પિતા! તમે

પણ મને વિચાર કરયા વિના કહાડી મુકી કે? ને મહા દુઃખ રૂપ દંડ કરયો! શાસ્ત્રમાં તો પહેલાં અપરાધ જોઇને પછી દંડ કરવાનું કહ્યું છે! હે કેતુમતિ સાસુ! મને ઘરમાંથી કહાડીને તેં તારા કુળને કલંકથી રાખ્યું. એમ કરયા વિના જરૂર કલંક લાગત કે? મારા બાપે પણ મારો તિરસ્કાર કરયો. તે આવા વિચારથી કે, જો હું એ કન્યાને મારી પાસે રાખી લઇશ તો એના સસરા સાથે મારે દ્વેષ થશે; સ્નેહ રહેવાનો નહી. એવા કુતર્કો કરનારા તેઓ નહીં, પણ મારો પ્રારબ્ધ છે. જે સ્ત્રીઓ સાસુથી દુઃખ પામે છે, તેને માતા વિના બીજુ કોઇ પણ ધીર દેનારૂ નથી. અને છોકરી ઉપર માતાની ઘણી પ્રીતિ હોય છે એવી રીતિ છે, તોપણ મારી માતા તો સર્વથી દુશ્મન થઇ? અરે! મને ચાર મીઠાં વચનોથી તો સમજાવવી હતી! માટે પિતાથી પણ માતા ઘણી નિર્દય થઇ ! હે ભાઇ, તારા ઉપર હું શું દોષ રાખું? બાપ જીવતો છતાં પુત્ર ઉપર વાત રાખવી યોગ્ય નથી, હે મારા પ્રાણપ્રિય પતિ, તું તો કેવળ નિર્દોષી છું. કેમકે તને એ વાતની કાંઇ પણ ખબર નથી, અને દુર છું માટે તારા ઉપર તો કાંઇ પણ બોલ રખાય નહીં. તથાપિ એટલું તો ખરૂ કે મારા પુર્વ જન્મનાં નરશાં કર્મો વડે તારા સહિત સર્વ પરિવાર આ વખતે મારા શતરૂ રૂપે થયો છે, ( આંખમાંથી અખંડ પાણીની ધારા પડતી છતાં દૈવને યાદ કરીને કહે છે ) હે કર્મ! પતિ વિના સ્ત્રી એક ઘડી પણ જીવતી રહેતી નથી; એમ છતાં મુઝ અભાગણીને તેં કેમ આટલા દહાડા જીવતી રાખી? હજી સુધી મારો મૃત્યુ થતો નથી. માટે મારા જેવી બીજી કોઇ પણ આવી ભાગ્યહીન હશે નહીં. પુર્વ જન્મમાં નરશાં કર્મના જેટલા જગતમાં પ્રાણિઓ છે, તે બધામાં મને મુકુટમણિ રૂપ કહિયે તો ચાલે. ઇત્યાદિક એવા વિલાપો કરવા લાગી કે, જાણે ઘડીકમાં પ્રાણ મુકી દેશે. ત્યારે તેની સખી વસંતતિલકા ધૈર્ય દેવા લાગી કે, હે મારી પ્યારી સ્વામિણી, ઘણો શોક કરયાથી કાંઇ દુઃખની નિવૃત્તિ થનાર નથી, માટે સારાં અથવા નરશાં કર્મ જે ઉદય થયાં હોય તે ભોગવે છુટકો છે, એવી રીતે સમજાવીને તેને લઇને આગળ ચાલતી થઇ. કેટલેક દુર ગઇ ત્યારે એક ગુફા તેઓને દીઠામાં આવી. તેમાં નિરખી જુવે છે તો એક અમિતગતિ નામના મુનિ ધ્યાનમાં બેઠેલા તેમણે દીઠા. તેને નમસ્કાર કરીને અંજના તથા વસંતતિલકા બેઉ વિલખા કરતી તે મુનિની સામે આવીને બેઠી. કેટલીએક વેળા ગયા પછી સાધુએ સમાધિ ઉતારી ત્યારે સામે બેઠેલી બે દુઃખની મારી

સ્રીઓ દેખાઇ, પછી પોતાના બે હાથ ઊંચા કરીને તેને ધર્મલાભ રૂપ આશીશ દીધી. ત્યારે વસંતતિલકાએ ભક્તિ સહિત નમસ્કાર કરીને પ્રથમથી તે છેવટ સુધીનો અંજનાસુંદરીનો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો, ને પુછ્યું કે, આના ગર્ભમાં કોણ આવ્યું છે? આ સુંદરીની આવી અવસ્થા થવાનું કારણ શું? એ કયાં કર્મથી આવી દુઃખી થઇ છે? ત્યારે મુનિ તેને કહેવા લાગ્યા.

આ જંબુદ્વીપમાં ભરતક્ષેત્રમાં એક મંદર નામના નગરમાં પ્રીયનંદી નામનો એક વાણીઓ હતો. તેની જયા નામની સ્રીને પેટે એક પ્રિયદંમ નામનો પુત્ર થયો સર્વ ઇંદ્રીઓ જેણે જીતી હતી, એવો તે પ્રિયંદમ એક દિવશ ક્રીડા કરવા સારૂ એક વનમા ગયો. ત્યાં સ્વાધ્યાય ધ્યાનમાં બેઠેલા નિર્મળ બુદ્ધિના કેટલાએક સાધુઓ તેણે દીઠા. તેમની પાસે જઇને ધર્મ દેશના સાંભળી ભાવ ઉત્પન થએથી સમ્યકત્વાદિક ગુણોને ધારણ કરીને પ્રિયંદમે તેઓને યથોચિત નિદાન આપ્યું. પછી તે સંયમી થયો થકો કાળે કરી કાળ કરીને ઇશાન દેવલોકમાં પરમ સંમત્તિવાન એક દેવ થયો. સમયના યોગે ત્યાંથી ચવીને આ જંબુદ્વીપમાં મૃગાંક નામના નગરના હરિશ્ચંદ્ર રાજાની સ્ત્રી પ્રિયંગુલક્ષ્માને પેટે સિંહચંદ્ર નામનો પુત્ર થયો. તે ભવમાં જૈન ધર્મ પામીને ક્રમે કરી મરીને એક મહરદ્ધિક દેવ થયો. ત્યાંથી ચવીને વૈતાઢ્ય પર્વત ઉપર અરૂણ નામના નગરમાં સુકંઠ રાજાની સ્રી કનકોદરીને પેટે સિંહવાહન નામનો પુત્ર થયો. તેણે કેટલાએક કાળ રાજ્ય કરીને શ્રી વિમળનાથ તિર્થંકરના તિર્થમાં એક લક્ષ્મીધર નામના મુનિની પાસે દિક્ષા લીધી. તે ભવમાં દુસ્કર તપ કરી મુવા પછી લાંતક નામના દેવલોકમાં એક દેવ થયો. ત્યાંથી ચવીને આ તારી સખી અંજનાના ઉદરમાં આવ્યો છે. એ બાળક ગુણનો ભંડાર છે, સર્વ વિદ્યાધરોનો સ્વામી, મોક્ષગામી, તથા સર્વ પાપ રહિત છે.

તથા કનકપુર નગરનો સ્વામી કનકરથ નામનો રાજા મહારથીઓમાં શિરોમણિ એવો થયો. તેની બે સ્રીઓ હતી. એકનું નામ કનકોદરી, તથા બીજીનું નામ લક્ષ્મીવતી, તે લક્ષ્મિવતી મહા શ્રાવિકા થઇ. તે પોતાના ઘરમાં રત્નના જિનબિંબને સ્થાપીને તેનું સવારના તથા સાંજના પુજન કરીને નમસ્કાર તથા વંદના કરતી હતી. તેની કનકોદરી શોક્યે દ્વેષ બુદ્ધિએ કરી કોઇને ન કળતાં એક અર્હત પ્રતિમાને અપવિત્ર કચરામાં જઇ દાટી મુકી. એટલામાં એક જયશ્રી નામની સાધવી ફરતાં ફરતાં ત્યાં આવી પહોતાં, તેણે એ કર્મ જોઇને કનકોદરીનો ધિક્કાર કરયો. ને તે કહેવા લાગી કે, આ તેં

શું કર્યું? સાક્ષાત અર્હત ભગવાનની પ્રતિમાને આ કચરામાં નાંખતાં તુને કાંઈ ભય ન લાગ્યો? આ કર્મે કરી તારો આત્મા અનેક ભવ ભટકવાનું પાત્ર થયો. એવાં તે સાધ્વીનાં વાક્યો સાંભળીને તેને પશ્ચાતાપ થયો. પછી ત્યાંથી તે પ્રતિમાને કહાડીને તેને નિર્મળ જળથી ધોઈ સ્વચ્છ કરીને ઘણી પ્રકારે તેની પ્રાર્થના કરતી થકી તેને પ્રથમની જગામાં પધરાવી. તે દિવસથી તેણે સમ્યકત્વપણાનો આશ્રય કરીને જૈન ધર્મને અંગીકાર કર્યો. કેટલાએક કાળ પછી મરણ પામીને તે સૌધર્મ નામના દેવલોકમાં દેવી થઇ. કાલેકરી ત્યાંથી ચવીને માહેંદ્ર રાજાની કન્યા આ તારી સખી થઇ. એણે કહ્યા પ્રમાણે પુર્વ જન્મમાં જીન પ્રતિમાની આશાતના કરી તે કર્મનું ફળ આ વખતે ઉદય થયું છે. તે ઘોર કર્મ કરતી વખત તેં એને મદત કરી હતી. તેથી તું પણ એની સાથે દુઃખ દેખે છે. હવે તે કર્મને ભોગવે છુટકો છે. તેમાંથી ઘણું ભોગવાઇ રહ્યું છે. ને થોડુ ભોગવવાનુ છે. આજથી તમે જૈન ધર્મને ગ્રહણ કરો. તેથી દરેક ભવમાં શુભ કર્મની પ્રાપ્તી થશે. અને આ ભવમાં પણ હવે તમે ચિંતા કરવી નહી. એ બાઇનો મામો આંઈ આવીને એને પોતાને ઘેર લઈ જશે. ત્યાર પછી થોડાક દિવશે એનો પતિ એને મળશે. એવું ભાષણ કરીને તથા ત્યોને અર્હંત ધર્મમાં સ્થાપીને મુની આકાશ માર્ગે જતા રહ્યા.

હવે બનાવ એવો બન્યો કે જે ઠેકાણે તે બિચારી અબળા બેઠી હતી તેની સામે એક મોટો સીંહ આવતો તેમણે જોયો. પૃથ્વી ઉપર પુછડુ માર્યાથી જાણે જમીનને ફાડતો હોયની! મુખમાંથી એવા અવાજો કહાડે છે કે તેથી જાણે દશેદિશ ભરાઇ જતી હોયની! કોઇ હાથીને મારીને તેનુ લોહી પી આવ્યાથી તેના મુખ ઉપરના લાલ છાંટા હજી ગયા નથી જેના બે નેત્રો તો જાણે દીપકના તેજને જીતી આવ્યા હોયની! દાઢોને તો વજ્રકંદની ઉપમા બસ છે. દાંતોને પર્વતની ઉપમા કેમ દેવાય? ગળાના પાછલા ભાગના કેશો તો જાણે અગ્નિના કર્યા હોયની! નખો તો આકળા લોઢાના ગડેલા કહીએ તો ચાલે. હૃદય તો પથ્થરને પણ લજ્જાયમાન કરે એવા ભયંકર રૂપવાળા હિંસક પ્રાણીને જોઇને શરીરમાં કાંપતી થકી એવી બીની કે જાણે જમીનમાંજ પેસતી હોયની! તે વખતને હરણિએ સિંહને દીઠાના વખતની ઉપમા બસ છે. એવા પ્રસંગે ત્યાંની ગુફાનો સ્વામી મણિચુલ નામનો ગંધર્વ ત્યાં આવીને, તથા એક અષ્ટાપદ નામના પશુનુ રૂપ ધારણ કરીને તેણે

તે સિંહને માર્યો. પછી પોતાના રૂપને સમાવીને તે બેઉ અબળાને દિલાસો દેવા સારૂ પ્રથમના રૂપે થઇને શ્રી અરહંતના ગુણોની સ્તુતી કરવા લાગ્યો. પછી તે ગુફાના માલેકની ધીરથી બેઉ શ્રી મુની સુવ્રત સ્વામીની પ્રતિમાની સ્થાપના કરીને તેની પુજા કરવા લાગી. એમ કરતાં કેટલાએક કાળ પછી અંજનાને માસ પુરા થએથી સિંહણી જેમ સિંહને જન્મે તેમ વજ્ર, અંકુશ તથા ચક્ર ઇત્યાદિક ચિન્હોના પગવાળા એક પુત્રને જન્મી.

તે પુત્રનું મુખ જોઈને અંજનસુંદરી મનમાં મહાદુ:ખિત થઇ થકી તેને પોતાના ખોળામાં લઇને બોલાવા લાગી. તે વખતે તેની આંખોમાં પાણી આવ્યું, તેથી જાણે પોતાના દુ:ખની સુચના તે બાલને કરતી હોયની! અને તે એવા દીનતાના સ્વરથી રડવા લાગી કે તે ગુફાથી સહન ન થયાથી તે જાણે રડતીજ હોયની! ( એ ઉત્પ્રેક્ષા ગુફા અથવા દેવાલયાદિકોમાં પ્રતિધુની થાય છે, તે ઉપર છે ) તેવી અવસ્થામાં કંઠમાંથી અવાજ નીકળતો નથી, તોપણ તે પુત્રની સાંમે જોઇને કહે છે, હે મહાત્મન, હે મારા પ્રિય પુત્ર, તું મહા પ્રારબ્ધવાન છતાં મજ નીચ, તથા હત ભાગ્ય સ્રીના ઉદરમાં આવ્યાથી જ્યાં કોઈ માણસની નીશાની પણ ન મળે એવા ભયાનક વનમાં મેં જન્મ કર્યું. અરે! જેના જન્મમાં ચક્રવર્ત્તી જેવો મહોત્સવ કરવો જોઇએ. તેની આજે ભીખારીથી ખરાબ દશા છે! હે પ્રાણપ્રિય પુત્ર, તારો જન્મ મહોત્સવ હું શાથી કરૂં? એમ કહીને મોડેથી રડવા લાગે છે. એટલામાં અચાનક એક પ્રતિસુર્ય નામનો વિદ્યાધર તેમની પાસે આવી ઉભો રહ્યો. તે અતિ મધુર વાણી વડે તેમને તે દુ:ખનું કારણ પુછવા લાગ્યો. ત્યારે વસંતતિલકાએ રડવું કાંઇક આટોપીને અંજનાસુંદરીના વિવાહથી તે તેના પુત્રના જન્મ સુધી સર્વ વાત તેને કહી સંભળાવી. તે જેમ જેમ બોલતી ગઇ તેમ તેમ પ્રતિસુર્યની આંખોમાં આંસુ વત્તા ગયા, તે છેવટ સુધી આવ્યાથી મન પોતાથી આવરાયું નહીં તેથી એકદમ તેમની પેઠે રડવા લાગ્યો. કેટલાએક વખત પછે કાંઇક વિચાર કરીને કહેવા લાગ્યો કે, હે દુ:ખ સમુદ્રમાં બુડેલી બાઇઓ, હું કોણ છું તે તમે જાણતા નથી. હનુપુરના ચિત્રભાનુ નામના રાજાની સ્રી સુંદરીમાલાને પેટે હું પ્રતિસુર્ય નામનો વિદ્યાધર જન્મ્યો છું. ( વસંતતિલકાની સામે જોઇને ) તારી આ અંજના સખીની માતાનો હું માનસવેગ નામનો ભાઇ છું. આ વખતે દૈવયોગે હું જો આંઇ

આવત નહી તો બિચારી આ રાંકડીની શું અવસ્થા થાત? પછી તેણે ઘણો દિલાસો આપ્યો. અંજનસુંદરી સુધીમાં આવી, તથા તે વાત સાંભળીને આ મારો મામો છે એમ જાણ્યું તેથી પ્રથમ કરતાં વધારે વધારે રડવા લાગી. "ઘણું કરીને દુઃખની દશામાં પોતાના સુંદરની ભેટ થયેથી વિતેલા દુઃખનું ફરી નવેસરથી સ્મર્ણ થાય છે" પછી તેના મામાએ તેને ધૈર્ય દીધુ. ને પોતાની સાથે આવેલા કોઈ નિમિત્તિઆને તે બાળકના જન્મ વિષે પુછવા લાગ્યો. નિમિતિએ કહ્યું કે, આ બાળક મોટો પૃથ્વીપતિ થશે. અને આ જ ભવમાં મોક્ષે જશે. જન્મની વખત ગ્રહ તથા લગ્ન ઘણાં સારાં છે, તેથી એ મહા ધર્માત્મા થશે એમ કહ્યું પછી તે પ્રતિસુર્ય પોતાની ભાણેજી તથા તેની સખીને પોતાના વિમાનમાં બેસાડીને પોતાના નગર તરફ જવા નીકળ્યો. તે વિમાનને રત્નોની ઘુઘરીયો બાંધેલી હતી. તેની રાતી કાંતી જમીન ઉપર તથા તે વિમાનનાં આસપાસ પડવા લાગી; તેને જોઈને તે બાળક તેને લેવા સારૂ ઉતાવળો થયો તેથી માતાના ખોળામાંથી નીકળીને એક પર્વતની શિખર ઉપર જઈ પડ્યો. તે જાણે આકાશમાંથી વજ્ર પડયો હોયની! એવી રીતે તે ઉપર પડતાંજ પર્વતના કટકે કટકા થઈ ગયાં. બાળક નીચે પડયો એમ જોઇને અંજનાસુંદરી છાતી કુટવા લાગી. ને મોટા અવાજે રડવા માંડી. તેણે કરીને જાણે આસપાસની પોલાણનેજ રડવા ઉસકેરતી હોયની! ત્યારે પ્રતિસુર્ય વિમાનમાંથી નીચે ઉતરીને તે બાળકને જઈ જુએ છે તો તેને કાંઇપણ લાગ્યા વિના જેમનું તેમ દીઠામાં આવ્યુ. તેને ત્યાંથી પવનવેગે તે વિમાનને હાંકીને પોતાના હનુ નામના નગરમાં આવ્યો. ઘરની પાસે પોતાની ભાણેજીને ઉતારી. તે જાણે કોઇ કુળદેવીજ હોયની! એવી દેખાવા લાગી. પછી તેની મામી આવી ઘરમાં લઈ જઇને તેનો સારી રીતે આદર સત્કાર કર્યો. જન્મતાં તે બાળક હનુપુરમાં આવ્યું, તેથી તેનું નામ તેની માતાએ હનુમાન પડ્યું. તથા વિમાનમાંથી પડતી વખત શિલને તોડ્યો, તેથી બીજું નામ શ્રીશલ એવું રાખ્યું. પછી જેમ માનસ સરોવરના કમલી વનમાં રાજહંસનાં બાળકો ક્રીડા કરે, તેમ તે હનુ નગરમાં યથેચ્છ ક્રીડા કરવા લાગ્યો અને અંજનાસુંદરી નિત્ય પ્રત્યે, સાસુએ મારી ઉપર દોષ રાખ્યો છે તે મારા માથાથી કોણ જાણે ક્યારે ઉતરશે? એવો એવો વિચાર કરવા લાગી.

પવનજય વરૂણની સાથે સલાહ કરી અને તેની પાસેથી ખર દુષણને

મુકાવી ને રાવણને રાજી કર્યા પછી તેને લંકા નગરીમાં પહોચતો કરીને તથા તેની રજા લઈને પાછો પોતાના નગરમાં આવ્યો. પોતાનાં માતા પિતા વગેરેને યથાયોગ્ય નમસ્કાર કરીને અંજનાના મેહેલમાં આવ્યો. ત્યાં જુએ છે તો કાંતી રહીત ચંદ્રમાની પેઠે અંજનાનું ઘર નિસ્તેજ દીઠામાં આવ્યું. તેથી અતિ શોક કરવા લાગ્યો. એટલામાં તેણે કોઈ સ્ત્રીને દીઠી તેને પુછવા લાગ્યો કે, જેનું દર્શન નેત્રોને અમૃત જેવુ લાગે, એવી મારી અંજના ક્યાં ગઈ? ત્યારે તે કહેવા લાગી કે, હે પવનજય તું ગયા પછી કેટલાએક દિવસે તારી સ્ત્રી ગર્ભીણી થઇ એમ જાણીને તારી માતાએ કાહાડી મેલી. તેને વિમાનમાં બેસાડીને પાપરૂપી તારા શેવકોએ તેને લઇ જઇને મહેંદ્ર નગરની ભાગોળમાં ઉતારી મુકી. એવું સાંભળીને કબુતરની પેઠે વાયુવેગે કરી સ્ત્રીની શોધ કરવા સારૂ પોતાના સાસરાના નગરમાં ગયો. ત્યાં જઈ ચોકશી કરતાં સ્ત્રીનો પત્તો મળ્યો નહી. ત્યારે કોઇ પરસ્ત્રીને પુછવા લાગ્યો કે મારી અંજના આંઇ આવી હતી કે નહીં ? તેણે કહ્યું કે, તે પોતાની સખી સહિત આંઇ આવી હતી. પરંતુ તેના દુઃશીલપણાથી તેના પિતાએ તેને કાહાડી મુકી એમ સાંભળીને જેમ વજ્રનો માર પડે તેમ તેને લાગ્યું. પછી તેની શોધ કરવા સારૂ પર્વત સ્થળોમાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં કાંઇપણ ખબર મ મળવાથી શ્રાપ વડે ભ્રષ્ઠ થએલા દેવતાની પેઠે ખેદ પામીને પોતાના પ્રહસિત મિત્રને કહેવા લાગ્યો કે, અંજનાસુંદરીની મેં આટલી બધી શોધ કરી પણ હજી સુધી તેનો ક્યાંએ પત્તો મળતો નથી. તથાપિ હજી કેટલીએક શોધ કરવી છે, તેમ છતાં જો નહી મળશે તો હું અગ્નિમાં પ્રવેશ કરીશ. એ વૃત્તાંત મારા માતા પિતાને તું કહેજે. એમ કહીને પોતાના મિત્રને વિદાય કર્યો. તેણે આદિત્યપુરમાં જઇને પ્રલ્હાદ તથા કેતુમતિને પવનજયની સર્વ વાત કહી. કેતુમતિ સાંભળીને મુર્છા પામી તત્કાળ જમીન ઉપર પડી. કેટલો એક વખત ગયા પછી કાંઇક શુદ્ધિમાં આવીને બોલવા લાગી.

હે પ્રહસિત, તેણે અગ્નિમાં પેસવાનો પાકો નિશ્ચય કર્યો છે કે ? ત્યારે તારા પરમ પ્રિય મિત્રને એવી સ્થિતિમાં એકલો વનમાં મુકીને તું આંઇ શા સારૂ આવ્યો ? પણ એ બીજા કોઇની તકશીર નથી. એ વિપરીત કાર્યનું કારણ હું અભાગણી છું. મેં પાપણીએ બિચારી નિર્દોષી વહુને ના હક કાહાડી મુકી, તેથી આ ખોટા પરિણામના ચિન્હો દીઠામાં આવે છે. તે સતી ઉપર મેં દોષ આરોપણ કર્યો, તેનું આ ફળ મને મળે છે. કહ્યું છે કે,

"અતિ પ્રબલ ભાવે પુન્ય અથવા પાપ કર્યું હોય તેનું ફળ તતકાળ પ્રાપ્ત થાય છે." એવી રીતે વિલાપ કરતી થકી કેતુમતી મોડેથી રડવા લાગી. તેને પ્રલ્હાદ રાજાએ સમઝાવીને તથા પોતાની સાથે સૈન્ય લઇને પોતાના પુત્રની તથા તેની સ્રીની શોધ કરવા સારૂ નીકળ્યો. તેમજ બીજા દુતોને દેશો દેશ રવાને કર્યા. પ્રલ્હાદ રાજા કેટલાએક વિદ્યાધરો સહિત, પુત્ર તથા તેની સ્રીની શોધ કરવા સારૂ કેટલાએક દેશ ફરતાં ફરતાં એક ભુતવન નામના વનમાં જઇ પહોત્યો. ત્યાં જઈ જુવે છે તો પોતાના પુત્ર પવનજયે ચિતા રચીને આગ સળગાવી છે ને પોતે તેની પાસે ઉભો રહીને બોલે છે. હે વન દેવતાઓ હે વિદ્યાધરેંદ્ર પ્રલ્હાદ મારો પિતા, તથા કેતુમતિ મારી માતા, તેમનો હું પુત્ર છું. મારી અંજના નામની પતિવ્રતા સ્રી નિર્દોષી છતાં તેને મેં કુબુદ્ધિએ વિવાહના દિવસથી ઘણું દુઃખ દીધું. કેટલાક કાળ પછી કર્મના જોગે તેને મુકીને રાવણના કામ સારૂ પ્રયાણ કર્યો. ગામથી કેટલાએક દુર ગયો દૈવના યોગે મેં મારો દોષ જાણ્યો પછી પશ્ચાતાપ કરીને ત્યાંથી એક રાત્રના પાછો આવીને તેની સાથે હું રમયાણ થયો. ત્યાં રાત્ર રહીને સવારમાં નિકળતી વખત હું મારી વીંટીની નિશાની દઈને મારાં મા બાપને ન કળતાં ફરી સૈન્યમાં જઈ પહોત્યો. તે દિવસથી તે મારી સ્રી ગર્ભવંતી થઇ. તેની ઉપર વિના કારણ મારી માતાએ દોષનો આરોપ કરીને તેને ઘરમાંથી કાહાડી મુકી. હું આવ્યા પછી તેની મેં ઘણી શોધ કરી પણ તે મળી નહીં, કોણ જાણે ક્યાં છે? તેની ખબર નથી. એવી રીતે બિચારી તે સ્રી કેવળ નિર્દોષ છતાં તેને આવા દુઃખની પ્રાપ્તિ થઇ છે, તે સહન થતું નથી. તેને દુઃખ થવાનું કારણ માત્ર મારૂં અજ્ઞાન છે. મારા જેવો પતિ જીવતો છતાં તેની સ્રીને દુઃખ થાય, તેથી મને ધિક્કાર છે. એવા પશ્ચતાપે કરી સર્વ પૃથ્વિ ઉપર તેની મેં શોધ કરી પણ ક્યાંય પત્તો મળ્યો નહીં જેમ રત્નોની ખાણમાં રત્ન સોધ્યું મળે નહીં, તેમ મને મારી સ્રી મળી નહીં. હવે જો હું જીવતો રહું તો એ સદગુણી સ્રિનો વિરહ મને જન્માંત સુધી દુઃખ દેશે. માટે એ જીવ્યાથી મરવું ભલું છે. એમ જાણીને આ મારાં શરીરને આ અગ્નિમાં બાળી નાંખું છું હવે પછી મારી સ્રી જો તમને દિઠામાં આવે તેને કહેજો કે, તારા વિયોગથી પવનજય અગ્નિમાં બળી મુવો. એમ કહીને રડતો થકો તે ચિતામાં પડવા સારૂ કુદકો મારીને ઊંચે ઉડયો. એટલામાં રાજાએ એનું બોલવું બધુ સાંભળી લીધું, તેથી મોટી ઝડપથી તેની પાસે

જઈને પોતાના બે હાથ વતે તેને બાથમાં ઝાલ્યો, ત્યારે પવનજય સ્ત્રીના વિ-યોગથી થએલા દુઃખનો પ્રતિકાર જે આ મૃત્યુ તેમાં આ વિઘ્ન કહેવું? તે વખતે પ્રલ્હાદની આંખોમાં પાણી આવીને કહે છે કે, એ હું તારો પાપી પિતા છું, તારી નિરદોષ સ્ત્રીને મેં કાહાડી મુકી. તેનું કારણ માત્ર તારી માતાનુ કરેલુ અઘટિત કૃત છે. તું મોટો બુદ્ધિમાન છતાં આ ઘોર કર્મ કર-વાને યોગ્ય નથી. તારી સ્ત્રીની શોધને અર્થે મે હજારો હજારો વિદ્યાધરોને દશો દશ મોકલ્યા છે. તે પાછા આવે ત્યાં સુધી તું વિલંબ કર, એવી રીતે પ્રલ્હાદ પોતાના પુત્રને સમજાવવા લાગ્યો. પણ શોધ કરવા સારૂ ગએલા વિદ્યાધરો ફરતા ફરતા હનુપુર નામના નગરમાં આવ્ય., ત્યાં પ્રતિસુર્યની પાસે જઈને પવનજયનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે કહેતાં અંજનાના વિરહથી પવનજય દુઃખી થઇને તેની ઘણી રીતે શોધ કરતાં તેનો પત્તો ન મળ્યાથી તેણે અગ્નિમાં પ્રવેશ કરીને બળી મરવાનો નિશ્ચય કર્યો છે. એમ તે વિદ્યાધરો કહેવા લાગ્યા. તે વખતે ત્યાં પાસે અંજના બેઠી હતી તેણે એ સર્વ વાત સાંભળી તેવીજ મોટેથી આ વિષ જેવા વાક્યો મારા રૂદયમાં પેસતાંજ હું નષ્ટ થઇ છું. એમ કહીને તથા મુર્છા ખાઇને પૃથ્વી ઉપર પડી ત્યારે પાસે બેઠેલી તેની સખીઓએ ચંદનવાળું પાણી તેના અંગ ઉપર છાંટયું. તથા વીંજણાથી પવન કરવા લાગી. કેટલોએક વખત ગયા પછી ઉઠી, સાવધ થઇ દીન સ્વરે રડવા લાગી. ને મુખથી કહે છે:—પતિવ્રતા સ્ત્રી પોતાના પતિના શોકથી અગ્નિમાં પ્રવેશ કરે, કેમકે સ્ત્રીએ પતિ વિના જીવતાં રહેવું દુઃખનું કારણ થાય છે. એ યોગ્ય છે, પણ હજારો સ્ત્રીઓને ભોગવવા વાળા ભર્ત્તાને એક સ્ત્રીને માટે આટલો બધો શોક કરવો વ્યર્થ છે. માટે પુ-રૂષને સ્ત્રીના વિયોગથી અગ્નિ પ્રવેશ સંભવેજ નહી. તે કારણથી હે મારા વાહાલા પતિ તું અગ્નિમાં બળી મરવાને તૈયાર થયો, એ અઘટિત કૃત્ય છે. હું સ્ત્રી છતાં તારા વિરહથી આજ દિવસ સુધી જીવતી રહી તો તું પુરૂષ છતાં આટલી બધી હિમત કેમ મુકે છે. આપણ બે વચ્ચે નીલમણી તથા કાંચમણી જેટલુ અંતર છે. હું અલ્પ સત્વ છુ, ને તું તો માહા સત્વવાન છુ, એ વાતમાં મારા સાસુ સસરાનો દોષ નથી મારા મા બાપનો દોશ નથી કેવળ મજ અભાગણીના કર્મનો દોષ છે.

એવી રીતે અતી શોકાતુર થએલી અંજનાને પ્રતિસુર્ય જોઇને પોતાના વિમાનમાં પુત્ર સહીત તેને બેસાડીને પવનજયની શોધ કરવા સારૂ નીકળ્યો

તે ફરતાં ફરતાં જ્યાં ચિત્તા કરીને પવનજય બળવા તઇયાર થયો હતો એ-વા ભુતવનમાં આવી પહોતો. તેને મહસિતે દીઠો. તેથીજ પ્રલ્હાદ પાસે જઇને પુત્રસહિત અંજનાને તેનો મામો વિમાનમાં બેસાડીને આંઇ તેડી આવ્યો છે. એમ કહેવા લાગ્યો. એટલામાં તે વિમાન ત્યાં પાસે આવ્યું. તેમાંથી અંજનાસુંદરી નીચે ઉતરી, ને પોતાના સસરા પ્રલ્હાદને તેણે નમસ્કાર ક-રયું પછી પ્રતિસુર્ય પણ પ્રલ્હાદ રાજાને ઘણી રીતે વડે મળ્યો. હનુમાનને પ્રલ્હાદ રાજાએ પોતાના ખોળામાં લઇને ગદ્ગદ કંઠ થયો થકો પ્રતિસુર્ય સામે જોઇને બોલવા લાગો, હે પ્રતિસુર્ય રાજા, કુટંબ સહિત દુખરૂપ સમુદ્રમાં બુડનારો જે હું, તેની ઉપર ઘણી કૃપા કરીને તે મને ઉગાર્યો તેથી હુ મારૂ મોટુ ભાગ્ય સમજુ છુ. મારા સંતાનને કારણભુત જે આ બિચારી નિર્દોષ સાધવી, તેને મેં નાહક કાહાડી મુકી. પરંતુ તે એનુ સારી રીતે રક્ષણ ક-રયું, માટે તું ધન્ય છે. દુઃખના વખતે સમુદ્રની પઠે તું પાછો ફરયો, તેથી હુ તારો ઉપકારી થયો છુ. એ બધુ જોઇને પવનજયના કોપની શાંતિ થઇ ગઇ. ને મનમાં રાજી થયો. એવા પ્રસંગે સર્વ વિદ્યાધરો મોટા ઉત્સાહ સ-હિત પોતપોતાના વિમાનોમાં બેશીને હનુપુર નગરમાં આવ્યા. માહેંદ્ર રાજા પણ ઘણો ઉતાવળો ત્યાં આવી પહોતો કે તુમતી દેવી તથા ભાઇઓ વગરે સર્વ ત્યાં આવ્યા. પછી ત્યાં મોટો ઉત્સાહ કરયો. એ બધુ થઇ રહ્યા પછી સરવ વિદ્યાધરો પોતપોતાના નગરે ગયા. માત્ર અંજના તથા હનુમાન સહિત પવનજય ત્યાંજ રહ્યો પછી હનુમાન પોતાના પિતાના હાથતળે ત્યાં ઉછરયો આસ્તે આસ્તે વિદ્યા શિખવા લાગો. તે સર્વ શસ્ત્ર શાસ્ત્રમાં કુશળ થયો, સુર્ય જેવી કાંતિવાળો તે હનુમાન ક્રમે કરી યોવન અવસ્થા પામ્યો.

આંઈ લંકામાં રાવણ ક્રોધાયમાન થઇને, વરૂણની મિત્રતામાં દુષણ ઉપજાવીને તેને જીતવા સારૂ સ્થેમ નામના પર્વત ઉપર ગયો. પ્રથમ જે જે વિદ્યાધરોને બોલાવવા સારૂ દુતોને મોકલ્યા હતા, તે સર્વ રાવણને આવી મળ્યા. તેમજ પવનજય તથા પ્રતિસુર્ય પણ રાવણ પાસે આવવાને નિકળ્યા. તે વખતે હનુમાન તેમને કહેવા લાગ્યો, હું છતાં તમને જવાની જરૂર નથી. હું શત્રુઓને જીતી આવીશ. પાસે તીક્ષણ શસ્ત્ર છતાં કોઈ હાથે કરી મારશે કે ? હું બાળક છું તેથી તમે મારી ઉપર દયા કરતા હશો, પરંતુ પ્રાક્રમમાં વયનું પ્રમાણ નથી. એ પ્રમાણે મોટા આગ્રહથી તેમને રોકીને તથા તેમની રજા લઇને હનુમાન જવા નિકળ્યો. તે વખતે તેના પિતાએ તથા મામાએ

તેનું મસ્તક ચુંબન કર્યું. તેની સાથે હજારો ગમે સૈન્ય નીકળ્યું. એવો મહાપરાક્રમી હનુમાન રાવણનાં સૈન્યમાં આવી પહોંચ્યો. ત્યાં પોતાના જમની પેઠે હનુમાન આવ્યો, એમ જાણીને રાવણ રાજી થયો. હનુમાને આવી નમસ્કાર કર્યું, ત્યારે રાવણ તેને પોતાના ખોળામાં બેસાડીને તેનો ઘણો આદર સત્કાર કરવા લાગ્યો. પછી તેને સાથે લઇને પોતાના સૈન્ય સહિત રાવણ પાતાલમાં વરૂણ રાજાની નગરી પાસે આવી પહોંચ્યો. વરૂણે રાવણ આવવાનું જાણીને પોતે તથા પોતાના બે પુત્ર, એ ત્રણેજણ સૈન્ય સહિત બાહાર નિકળ્યા. ત્યાં વરૂણના પુત્ર રાવણની સાથે લડાઈ કરવા લાગ્યા. વરૂણ સુગ્રીવાદિક સુરવીરોની સામે યુદ્ધ કરવા લાગ્યો. મહાપરાક્રમી વરૂણના પુત્ર પોતાના નેત્રો રાતાં કરીને જેમ ડુક્કરને કુતરાં દુઃખ આપે, તે પ્રમાણે તે રાવણને દુઃખ દેવા લાગ્યા. એટલામાં જેમ સીંહ હાથીની સાથે લડે તેમ હનુમાન વરૂણના પુત્રો સાથે લડતો થકો ક્રોધમાં આવીને પોતાની વિદ્યાની સામર્થે કરીને જેમ કોઇ પશુને બાંધી લિયે, તેમ તેમને બાંધી લીધા. તેની વરૂણને ખબર પડતાંજ કોપાયમાન થઇને જેમ રસ્તામાં હાથી ઝાડોને તોડી પાડે તેમ સુગ્રીવાદિક સુભટોને દુર કરીને હનુમાન ઉપર દોડયો એમ જાણીને જેમ નદીના વેગને પર્વત અટકાવી મુકે, તેમ રાવણે બાણનો વરશાદ કરીને તેને વચે અટકાવી મુક્યો. તે વખતે જેમ બળદની સામે બળદ લડે, તથા હાથીની સામે હાથી લડે, તેમ રાવણ તથા વરૂણ પરસ્પર લડવા લાગ્યા. એમ લડતાં લડતાં રાવણે પોતાના બળ વડે વરૂણને વ્યાકુળ કરીને, તથા કુદકો મારીને જેમ પુર્વે ઇંદ્ર રાજાને બાંધ્યો હતો, તેમજ વરૂણને બાંધી લીધો. તે વખતે આખી સૈન્યમાં જયજયકાર શબ્દ થવા લાગ્યો. પછી રાવણ પોતાના સ્થાનક ઉપર આવ્યો. ત્યારે વરૂણ રાજાએ પોતાના પુત્રો સહિત રાવણને નમસ્કાર કરયો, તેથી રાવણે તેને મુકી દીધો. કહ્યું છે કે "મોટા પુરૂષોનો કોપ માત્ર નમરતાએ કરી જાય છે." પછી વરૂણે પોતાની કન્યાને યોગ્ય વર મહાપરાક્રમી એવો હનુમાન જોઇને પોતાની સત્યવતી નામની કન્યા તેને આપી. ત્યાર પછી રાવણ પોતાના સૈન્ય સહિત લંકામાં આવ્યો ત્યાં આવીને પોતાની બેન જે ચંદ્રનખા, તેની એક કનકકુશલા નામની કન્યા હતી તેને ઘણા આનંદ સહિત હનુમાનને પરણાવી દીધી. તેમજ સુગ્રીવે પોતાની પદમરાગા નામની કન્યા આપી. હરિનીલ નામના વિદ્યાધરે મલિની નામની કન્યા આપી. અને બીજા હજારો વિદ્યાધરોએ પોતાની હ-

બારો કન્યાઓ તેને પરણાવી આપી. પછી રાવણે અતિ આનંદથી તેને મ-ળીને રજા દીધા પછી હનુમાન પોતાની સર્વ સ્ત્રીઓ સહિત હનુપુરમાં આ-વ્યો. તેમજ બીજા સુગ્રીવાદિક વિદ્યાધરો પણ પોત પોતાને ઠેકાણે ગયા. ઇ-હાં હનુપુર નગરમાં હનુમાન પોતાની સ્ત્રીઓ સહિત સુખ ભોગવે છે.

इत्याचार्य श्री हेमचंद्र विरचिते श्री राम लक्ष्मण चरित्रे पवनजय अंजना सबंध हनुमान जन्म इत्यादि



# અથ શ્રી ચોથો ખંડ પ્રારંભતે

---

મિથિલા નામની નગરીમાં હરિવંશને વિષે એક વાસુકેતુ નામના રાજાની સ્ત્રી વિપુળાના પેટે જનક નામે પુત્ર થયો તે પૃથ્વી ઉપર ઘણો વિખ્યાત થયો. પ્રજાને પુત્રની પઠે માનતો હતો. તેથી તે પોતાના જનક નામને દીપાવવા લાગ્યો. તેમજ અયોધ્યા નામની નગરીમાં રૂષભદેવ સ્વામીથી ચાલેલી વંશ પરંપરામાંના આદિત્ય વંશમાં થયા જે રાજાઓ તેમાં કોઇ મોક્ષે ગયા. કોઈ સ્વર્ગે ગયા, એવી રીતે વંશાવળી ચાલતાં વીસમા તીરથંકર શ્રી મુનિસુવ્રત સ્વામીના તીર્થમાં એક વિજય નામનો રાજા થયો. તેની સ્ત્રી હિમચુલાને પેટે બે પુત્રો જનમ્યા. એકનુ નામ વજ્રબાહુ તથા બીજાનુ નામ પુરંદર રાખ્યું. નાગપુર નામની નગરીમાં એક ઇભવાહન નામના રાજાની સ્ત્રી ચુડામણિને પેટે એક મનોરમા નામની કન્યાનો જન્મ થયો. તેની યોવન અવસ્થા થઈ છતાં, ચંદ્રે જેમ રોહિણી પરણી, તેમ વજ્રબાહુએ તેનુ મોટા આનંદથી વરી, વિવાહ થયા પછી પોતાની સ્ત્રી તથા ઉદયસુંદર નામના પોતાના શાળાને સાથે લઇને જતાં રસ્તામાં ઉદયાચલ પર્વત ઉપર બેઠેલા એક ગુણસાગર નામના મુનિને તેણે દીઠા. સુર્યની પઠે જેની કાંતિ છે. મોક્ષ માર્ગના સાધનભુત તપના તેજ વડે જે શોભી રહ્યા છે. એવા તે મુનિને જોઇને જેમ મેઘને જોઇને મોર રાજી થાય તેમ તે મનમાં રાજી થયો થકો ઘોડાને ઉભો કરીને નીચે ઉતરી બે હાથ જોડીને બોલવા લાગ્યો.

આંઈ કોઈ મહા મુનિ વંદના કરવા યોગ્ય છે. ચીંતામણીની પઠે મોટા પુણ્યથી એનુ આજે મને દર્શન થયું છે એવું વજ્રબાહુનુ બોલવું સાંભળીને તેનો સાળો ઉદયસુંદર તેને કહેવા લાગ્યો, કેમ તારા મનમાં દીક્ષા લેવાની છે કે શું? ત્યારે તેણે કહ્યું કે એમજ મારા મનમાં છે. ત્યારે ફરી તેણે મશ્કરીથી કહ્યું, હવે વિલંબ કરવો જોઈએ નહી, એ કામમાં હું પણ તને સાહાય દું, એવું તેનુ બોલવું સાંભળીને વજ્રબાહુ બોલ્યો કે તું પોતાની પ્રતિજ્ઞા આજ મુકજે નહીં. ત્યારે તેણે કહ્યું કે ઠીક છે. નહી મુકુ. પછી તે ઘોડા ઉપરથી ઉતરીને બધાને સાથે લઇને તે પર્વત તરફ આવ્યો. એવી

રીતે વજ્રબાહુનો પાકો મનસુબો જોઇને ઉદયસુંદરને ધાસ્તી લાગ્યાથી તેને કહેવા લાગ્યો કે. હે વજ્રબાહુ રાજા હું તો તારી સાથે મશ્કરી કરતો હતો. તને દીક્ષા લેવી જોઇએ નહી. મારા બોલવાને ધિક્કાર છે, આપણ બેઉ વચ્ચે કેવળ મશ્કરીનું બોલવુ થયું છે. એમાંનું કાંઇપણ સાચુ સમજવુ નહી. વિવાહના ગીતોની પરે મશ્કરી પણ સાચી ન સમજવી. હવે પછી તું અમને સર્વ દુઃખમાં સહાય થઇશ. આ વખતે અમારા કુલના સર્વ મનોરથનો ત્યાગ નહી કરાવ. તારા હાથમાં હજી સુધી વિવાહ કંકણ છે. તેનુ ફળ જે ઉપભોગાદિક, તેને તુ ઓચીંતુ કેમ મુકી દે છે? જો તું હમણાંજ દીક્ષા લઇશ તો જેને સંસારના સુખની હજી સુધી કાંઇ પણ ખબર નથી એવી આ મારી બેન મનોરમા તારા વના કેમ જીવી શકશે? ત્યારે વજ્રાયુધ તેને કહે છેઃ — હે ઉદયસુંદર આ મનુષ્ય જન્મરૂપ ઝાડનુ ચરિત્ર લક્ષણરૂપ ફળ છે. તે જે આ મશ્કરીનું ભાષણ કરયું, તે જેમ સીપીમાં સ્વાતીની બુંદ મોતીનુ કારણ થાય છે; તેમ એ બોલવું મોક્ષનુ કારણ ભુત થયું તારી બેને પણ મારી સાથે દીક્ષા લેવી જોઇએ, જો તે એમ નહી કરે તો હવે પછી એની સાથે ભોગ ભોગવનાર હું નથી મારે તો આ મોક્ષને માર્ગે જવું છે, તેમાં અટકાવ કરવું તને યોગ્ય નથી ને મારી વાત માને તો તું પણ મારી સાથે દીક્ષા લે. ક્ષત્રીએ પોતે કરેલી પ્રતિજ્ઞા અવશ્ય પાળવી, એ સર્વનો કુલ ધર્મ છે. એમ કહીને તે આગળ ચાલ્યો. થકો ગુણસાગર મુનિ પાસે આવી ઝટ દીક્ષા લઈ લીધી. ત્યારે તે ઉદયસુંદર, તેની સ્ત્રી મનોરમા. તથા બીજા પચીશ કુમાર એ સર્વેએ તેની સાથે દીક્ષા લીધી.

એ વાત વજ્રબાહુનો પિતા વિજય રાજા સાંભળીને મનમાં વિચાર કરવા લાગ્યો કે મારો પુત્ર બાળક છતાં તેણે દીક્ષા લીધી ને મેં તો હજી સુધી વૈરાગનુ ગ્રહણ કરયું નથી. માટે હવે દીક્ષા લઇને મોક્ષના સાધનને સંપાદવુ જોઇએ, એમ જાણીને પોતાના પુરંદર નામના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને એક નિર્વાણમોક્ષ નામના મુનિ પાસેથી દીક્ષા લીધી. તે પુરંદર પણ પોતાની સ્ત્રી પૃથ્વીની સાથે કેટલાએક કાળ ઉપભોગ ભોગવીને તેથી થએલા કીર્તીધર નામન પુત્રને રાજ્ય ઉપર બેસાડીને કોઇ એક ક્ષેમંકર નામના મુનિની પાસે દીક્ષા લીધી. કીર્તીધર રાજા પણ ઇંદ્રાણી સહીત ઇંદ્ર રાજાની પરે પોતાની સહદેવી નામની સ્ત્રીની સાથે વિષય સુખ ભોગવીને તથા દીક્ષા લેવાનુ મનમાં ધારીને પોતાના મંત્રીઓને કહેવા લાગ્યો. મારે હવે દીક્ષા લે

વી છે એ વિષે તમારૂ કેવુ મત છે? ત્યારે પ્રધાનો કહેવા લાગ્યા. હે રાજા હજી તુમે પુત્ર રહીત છો, માટે તને વ્રત લેવાનો અધીકાર નથી. તેમ છતાં જો તુ દીક્ષા લઇશ તો પછી આ પૃથ્વીનો સ્વામી કોણ છે? માટે પુત્ર થાય ત્યાં સુધી વિલંબ કરો. એવું મંત્રીઓનું બોલવુ માન્ય કરીને તેણે કેટલાએક કાળ ગ્રહસ્થાશ્રમ કર્યો. પછી તે સહદેવી રાણીના પેટે સુકોશલ નામનો પુત્ર પેંદા થયો. પણ સહદેવી રાણીએ પોતાના પતિના દીક્ષા લેવાના ભયથી પોતાને પુત્ર થવાની વાત છાની રાખી ને મને પુત્રી થઇ એમ કહ્યું. તોપણ તે વાતની રાજાને ખબર પડી. સુર્ય ઉગા પછી તેને ઢાંકવાને કોણ સમર્થ થઇ શકે? પછા તે રાજા સ્વાર્થમાં તત્પર થઇને તથા પોતાના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને એક વિજયસેનક નામના આચાર્ય પાસે દીક્ષા લીધી. પછી મહાઊગ્રત તપ કરીને ગુરૂની આજ્ઞાથી વિહાર કરવા લાગ્યો.

એવી રીતે ફરતાં ફરતાં કોઇ એક સમયે અયોધ્યા નગરીમાં આવ્યો. માસ ઉપવાસનાં પારણાં કરવા સારૂ મધ્યાન બે પ્રહરના વખતે ગામમાં ગયો. રસ્તામાં જતાં મહેલમાં બેઠેલી સહદેવી સ્ત્રીએ તેને દીઠો. ને તેણે ઓળખ્યો કે આ મારો પતિ છે, એણે જ્યારે દીક્ષા લીધી ત્યારેજ હું પતિ વિનાની થઇ. પણ આ મારો પુત્ર સુકોશલ એના બાપને જોઇને તેની પકે દીક્ષા લેશે તો હું પુત્ર વિનાની થઇશ. તો પછી મારૂ જીવવું શા કામનુ? તે માટે અદ્યપિ આ નિરપરાધી છે, વ્રતધારી છે, તથા પતિ છે; તથાપિ પુત્રના કલ્યાણ સારૂ એને નગરથી બાહાર કાહાડી મુકવો. પછી તે સ્ત્રીએ કોઇ અન્યદર્શનીઓના હાથે તેને ગામથી બાહાર કહડાવી મુકાવ્યો. કહ્યું છે કે, "લોભી માણશને વિવેક કયાંથી? એ સર્વ વાતની સુકોશલની ધાવ માતાને ખબર પડી. પોતાના વ્રતધારી, તથા નીરપરાધી પતીને એ દુષ્ટ સ્ત્રીએ નગરથી બાહાર કાહાડી મુકયો. એમ જાણીને તે રડવા લાગી. તે જોઇને સુકોશલ રાજા તેને પુછવા લાગ્યો. હે માતા તું શા સારૂ રડે છે! ત્યારે તે ધાવ માતા તેને કહેવા લાગી. હે પુત્ર, તારો પિતા જે કીર્તીધરરાજા તે તારી બાલ્યાવસ્થામાં તને રાજ્ય ઉપર બેસાડીને પોતે દીક્ષા લઇને વિચરવા લાગ્યો. ફરતાં ફરતાં કેટલાએક દિવશ પછી આજે આ નગરમાં આવ્યો. તેને જોઇને તું પણ દિક્ષા લઇશ એવી પોતાના મનમાં શંકા લાવી તાહારી માતાએ તેને અન્યદર્શનીઓ પાસે ગામથી બાહાર કહડાવી મુકયો. માસ ઉપવાસના પારણાં કરવા સારૂ આવેલાને એમને એમ કાહાડી મુકયા તેથી હું

રહું છું. એવું સાંભળતાં વેતજ સુકોશલ રાજા તેજ વખતે પોતાના બાપ પાસે ગયો. ત્યાં જઇ. નમસ્કાર કરી હાથ જોડીને તેની પાસેથી દીક્ષા માગવા લાગ્યો. એવા પ્રસંગે ચિતમાલા નામની તેની સ્ત્રી ગર્ભીણી છતાં પોતાના પ્રધાનો સહિત પતિ પાસે આવીને તેને કહેવા લાગી કે. હે સ્વામીન આ રાજ્ય મુકવાને તું યોગ્ય નથી. એવું સ્ત્રીનુ બોલવું સાંભળીને તથા તેનો સર્વ અભિપ્રાય જાણીને તેને રાજા કહેવા લાગ્યો. હે સ્ત્રી આગળ આવનારા કાળને માટે વર્તમાન કાળમાં ઉપચાર કરવુ જોઇએ, તેની પઠે આજ દિવસથી તારા ગર્ભસ્થ પુત્રને મેં રાજ્ય ઉપર બેસાડયો. એમ કહીને સર્વ લોકોની સાથે સારી રીતે બોલીને પિતાની પાસે દીક્ષા લીધી. પછી ઉતમ પ્રકારનો તપ કરીને કષાય રહિત થયો થકો પૃથ્વીને પાવન કરવા સારૂ તે મુનિઓ [ પિતા તથા પુત્ર] બેઉ સાથે વિહાર કરવા લાગ્યા.

આંઈ સહદેવી પોતાના પુત્રના વિયોગથી દુઃખ પામીને રૌદ્ર ધ્યાન વડે મરીને એક પર્વતની ગુફામાં વાઘણ થઈ, કોઇ એક સમયે ફરતાં ફરતાં તે પિતા પુત્ર બેઉ સાધુઓ પોતાના શરીરમાં રાગરહિત થયા થકા સ્વાધ્યાય ધ્યાનમાં તત્પર થએલા કોઇએક પર્વતની ગુફામાં એકાગ્ર ચિતે રહ્યા. કાર્તીક માસમાં પારણા કરવા સારૂ વિહાર કરવાને રસ્તામાં જતાં એક રાજી થએલી યમદુતીની પઠે વાઘણીએ તેમને દીઠા. પછી દુરથી જેમ મિત્રને જોઇ મિત્ર દોડે, તેમ મોહોડું ફાડીને તેમને ખાવા સારૂ તે દોડી. તેને પોતાની પાસે આવતી જોઇ ક્ષમાશ્રમણોત્તમ તે બેઉ જણ ધર્મ ધ્યાન ધારણ કરીને કાયોત્સર્ગે ઉભા રહ્યા. એટલામાં વીજલીની પઠે તે વાઘણ આવીને સુકોશલ ઉપર પડી પોતાના પગે કરીને તેને જમીન ઉપર પાડયો. પછી તીક્ષણ નખે કરીને તેનુ ચામડુ ચટચટ ફાડવા લાગી. જેમ મારવાડ દેશનો પંથી તરશ્યો થકો પાણી પીને ઘણો રાજી થાય, તેમ તે અતિ પ્રીતી વડે મુનિનુ લોહી પીને રાજી થવા લાગી. દાંતોથી તેનુ માંશ તડ તડ તોડીને જેમ કોઇ ભીખારીણી ફલાદિકને તોડીને ખાય તેમ ખાવા લાગી. જેમ હાથી પોતાના દાંતે કરી શેરડી કડકાવીને ખાય, તેમ તેના હાડોને ચાવી ચાવીને ખાવા લાગી. એ પણ તે હિંસક પ્રાણિએ નિર્દોષી મુનિના એવા હાલ કર્યા તોપણ તે મુનિ દિલગીર ન થઇને આ મારાં કર્મ ખપાવવાને સાધનરૂપ થઇ, એવો તેનો ઉપકાર માન્યો. અને તે વિષે કાંઇ પણ ખરાબ ભાવ આણ્યો નહી જેમનો તેમ ધ્યાન કરતો છતાં તેના રોમાંચ ઉભા થયા

પછી શુકલ ધ્યાને કરીને તે સુકોશલ મુનિ કાળ કરીને મોક્ષને પામ્યો. તેમજ કીર્તીધર મુનિ પણ ક્રમે કરી કેવળજ્ઞાન પામીને દેહત્યાગ કરી પરમ પદને પામ્યો. ઇહાં તે મુનિના કળેવરને તે વાઘણે જ્યારે ખાઇ લીધુ, ત્યારે તેના દાંતો ઉપર એક સોનાની રેખ તેને દીઠામાં આવી. તે જોતાંજ તેને મુર્છા આવી ગઇ પછી શુધીમાં આવી ત્યારે તે નિમિતથી તેને જાતિ સ્મરણ થયું. તેથી પસ્તાવો કરીને પોતાને ધિક્કારવા લાગી. અરે હું મહા પાપિણીછુ. મેં પોતાના પુત્રનુ ભક્ષણ કરયું. એ મહા પાપથી કોણ જાણે મારી કેવી ગતિ થશે? એવો તેણે ઘણા પ્રકારે ધોખો કરયો, તે કીર્તીધર મુનિએ જાણી લીધુ. ત્યારે તેને ઉપદેશ કરયો. તેના યોગે તે અનશન વ્રતને ધારણ કરીને મરી જઇને જુગલીઆમાં જનમી, પછી કીર્તીધર મુનિ પણ ઉપર કહ્યા પ્રમાણે મોક્ષે ગયા.

સુકોશલ રાજાની સ્ત્રી ચિત્રમાલાના પેટે એક પુત્રનું જન્મ થયુ. તેનું નામ હિરણ્યગર્ભ પાડયું. પુર્વે કહ્યા પ્રમાણે તે ગર્ભમાંજ રાજા થયો. તે હિરણ્યગર્ભ યૌવન અવસ્થામાં આવ્યા પછી, મૃગ જેવા નેત્રોવાળી મૃગાવતિ નામની તેની સ્ત્રીના પેટે પોતાના જેવા શરીરવાળો એક નહુષ નામનો પુત્ર ઉત્પન્ન થયો. કેટલાએક કાળ પછી હિરણ્યગર્ભ રાજાએ પોતાના માથાં ઉપરના કેશો સફેદ થયા એમ જાણીને, પોતાની વૃદ્ધ અવસ્થા તરફ નજર કરીને, મહા વૈરાગ્યને પામીને તથા પોતાના નહુષ નામના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને, એક વિમલાચાર્ય નામના ગુરૂ પાસે ચારિત્ર વ્રત લીધું. પાછળ સિંહ જેવો પરાક્રમી નહુષ રાજા, પોતાની સિંહિકા નામની સ્ત્રીની સાથે ઉપભોગ ભોગવતો છતાં પોતાના પિતાનું રાજ્ય ચલાવવા લાગ્યો.

કોઇ એક સમયે ઉત્તર દિશાના રાજાઓને જીતવા સારૂ પોતાની સ્ત્રીને રાજ્યગાદી ઉપર બેસાડીને સૈન્ય સહિત નહુષ રાજા પ્રવાસ ગયો. તેની દક્ષિણ દિશાના રાજાઓને ખબર પડતાંજ આવીને અયોધ્યા નગરીને તેઓએ ઘેરો ઘાલ્યો. ત્યારે શુર પુરૂષની ઉપમાને લાયક એવી તે સિંહિકા સ્ત્રી પોતાનું સૈન્ય સજીને તેઓની સાથે યુદ્ધ કરીને જેમ સિંહિણી હાથીને મારે, તેમ તેઓને મારીને હઠાવ્યા.

કેટલાએક દિવસ ગયા પછી ઉત્તર દિશાના રાજાઓને જીતીને નહુષ રાજા પાછો પોતાની નગરીમાં આવ્યો. ત્યારે પોતાની સ્ત્રીએ દક્ષિણ દિશાના આવેલા રાજાઓને જીતીને તેઓને હઠાવ્યા, તે સર્વે વૃત્તાંત સાંભળ્યો. ને મ

નમાં વિચાર કરવા લાગ્યો કે, મારા જેવા શુર પુરૂષને પણ જીતવાને મુશ્કેલ એવા મહા પરાક્રમી રાજાની સાથે લડીને તેમને જીતી લીધા, એ કેવળ એનું કામ નહીં પણ કોઇ એની સાથે લાગેલાની મદતથી થએલું જણાય છે. પતિ ઘેર ન છતાં કોઇ વૈરી સાથે યુદ્ધ કરવું તે કુલીન સ્ત્રીઓને લાયક નથી. માટે એ જરૂર વ્યભિચારિણી છે. પતિવૃતા સ્ત્રીઓને પતિ વિના બીજું કાંઇ અધિક નથી. પતિની સેવા વિના તે બીજું કાંઈ પણ જાણતી નથી. આ સ્ત્રીએ એથી ઉલટું કર્યું તેથી એ પતિવૃતા નહીં. જો પણ તે સ્ત્રી ઉપર પોતાની ઘણી પ્રીતિ હતી તોપણ ખંડિત પ્રતિમાની પેઠે તેને તેણે મુકી દીધી. એવી રીતે કેટલાએક કાળ ગયા પછી નહુષ રાજાના શરીરે તાપની કસર થઇ. તેને મટાડવા સારૂ ઘણા ઉપાયો કરયા પણ દુષ્ટ શતરૂની પેઠે તે ગયો નહીં. એવા પ્રસંગે પોતાનું પતિવ્રતપણું દેખાડવા સારૂ, તથા પતિની પીડા દૂર કરવા સારૂ, સિંહિકી સ્ત્રી હાથમાં પાણી લઇને, પોતાના પતિની પાસે આવીને, તેને સંભળાય એવી રીતે બોલવા લાગી. હે નાથ આજ દિવશ સુધી તારા સિવાય બીજો કોઈ પણ પુરૂષ મેં જોયો હોય, તો આ તાપ મટે નહીં, ને જો હું કલંક રહિત હોઊં, તો કાંઇ પણ વિલંબ ન કરતાં મટી જાય. એમ કહીને હાથમાંના પાણીને તેનાં આંગ ઉપર છાંટયું. તેજ વખતે અમૃતથી ધોવાયાની પેઠે તાપ મટી ગયો. તે વખતે દેવોએ સિંહિકા સ્ત્રી ઉપર ફુલોનો વરસાત કરયો. તે દિવશથી પ્રથમની પેઠે નહુષ રાજા તેની ઉપર પ્રીતિ કરવા લાગ્યો. એવી રીતે કેટલાએક વખત પછી નહુષ રાજાને સિંહિકાના પેટે એક સોદાસ નામનો પુત્ર થયો. તેને રાજ્ય ઉપર બેસાડીને નહુષ રાજાએ મોક્ષની ઉપાયભુત દિક્ષા લાધી.

જે વખતે સોદાસ રાજા રાજ્યાસન ઉપર બેઠો, તે વખતે તેના પ્રધાનોએ અર્હતનો અષ્ટાહીક મહોત્સવ કરીને રાજ્યમાં થાળી પીટાવી. કે કોઇએ માંસ ખાવું નહીં, અને સોદાસ રાજાને પણ કહ્યું કે, અર્હતનો અષ્ટાહીક મહોત્સવ કરીને તારા પુર્વજોએ કોઇ વખત પણ માંસ ખાધું નથી. માટે તને પણ માંસ ખાવાનો ત્યાગ કરવો જોઇએ. તથાપિ તેને માંસ ખાવામાં ઘણી પ્રીતિ હોવાથી સોદાસ રાજાએ પોતાના રસોઇઆને કહ્યું કે, આજથી. તું છાની રીતે માંસ લઇ આવતો જા. થાળી પીટાયાના દિવશથી રસોઇઆને કયાંય માંસ મળ્યું નહીં. આકાશના ફુલોની પેઠે અભાવજ થઇ ગયો; તેથી રસોઇઆનો કાંઇ પણ ઉપાય ચાલ્યો નહીં ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે, જો

હું માંસ લીધા વિના ખાલી હાથે ગયો તો રાજા મારી ઉપર ગુસ્સે થશે. ત્યારે હવે હું શું કરૂં? એમ વિચાર કરતો ફરતો છતાં કોઇ એક મુવેલો બાળક તેની નજરે પડ્યો. તેનું માંસ લાવી રાંધીને તેણે રાજાને આપ્યું તેનો સારો સ્વાદ લાગ્યાથી, તેની તારીફ કરવા લાગ્યો. આ માંસનો કેવો સારો સ્વાદ છે આખા જન્મમાં પણ કોઇ વખતે આવું માંસ મને મળ્યું નહોતું. પછી તે રસોઇઆને પુછવા લાગ્યો કે, આ કયા પ્રાણીનું માંસ છે? ત્યારે તેણે કહ્યું કે, એ માણસનું માંસ છે. રાજાએ કહ્યું કે આજથી તું દરરોજ આવું માંસ લાવજે જા, તે દિવશથી તે રસોઇઓ નગરમાંથી નાના નાના બાળકોને ચોરીને તથા તેને મારીને તેનું માંસ રાંધીને રાજાને દેવા લાગ્યો. રાજાના હુકમથી તે અન્યાયથી ડરતો નહીં. કેટલાએક દિવસ પછી એવા મહા ક્રૂર કર્મની પ્રધાનોને ખબર પડતાંજ જેમ ઘરમાંથી નિકળેલા સર્પને ઝાલીને દુર જઈ નાખીયે, તેમ તેને પકડીને એક ઘોર વનમાં જઇ મુકી આવ્યા. પછી તેનો પુત્ર સિંહરથ પોતાના બાપના રાજ્યાસન ઉપર બેઠો. ને સુખ રૂપ રાજ્ય ચલાવવા લાગ્યો.

સાદાસ રાજા પણ તે વનમાં માંસ ખાતો થકો વિચરવા લાગ્યો. કોઇએક સમયે દક્ષિણ દિશા તરફ જતાં એક મુનિને તેણે દીઠા. તેમની પાસે આવીને તેને ધર્મ પુછવા લાગ્યો. તે સાંભળીને એને પશ્ચાતાપ થયો તેથી એ ધર્મના ઉપદેશને યોગ્ય છે, એમ જાણીને જેમાં માંસનો નિષેધ કરયો છે એવા જૈન ધર્મનો ઉપદેશ મુનીએ તેણે કરયો. તે સાંભળીને સૌદાસ રાજાને ચમત્કાર થયો. પછી તે અતિ આનંદ વડે શ્રાવક થયો. એવા પ્રસંગે એક મહાપુર નામના નગરમાં કોઇ એક અપુત્ર રાજા મરી ગયો. તેવા સમયે સૌદાસ ત્યાં ગયો. તેને જોઈને ત્યાંના પ્રધાનોએ પંચ દિવ્યે કરી અભિષેક કરીને ઘોડો, હાથી, છત્ર, ચામર, તથા કળસ, ધારણ કરીને તેને રાજ્ય ઉપર બેસાડ્યો. સાદાસ રાજા રાજ્ય કરતો છતાં કેટલાએક દિવસ પછી પોતાના એક દુતને પોતાના પુત્ર સિંહરથ પાસે મોકલ્યો. તેના પાસેથી કહેવરાવ્યું કે મારી આજ્ઞા માન. સિંહરથે તેનો તિરસ્કાર કરીને તેને કાહાડી મુકયો. તે સર્વ વૃત્તાંત તે દુતે સૌદાશ રાજાને આવીને કહ્યો. સૌદાસ પોતાનુ સૈન્ય તઈયાર કરીને ત્યાંથી નીકળીને સિંહરથની સાથે લડવા સારૂ અયોધ્યા નગરીમાં આવ્યો. પછી તે પિતા પુત્રનો પરસ્પર યુધ થયો. તેમાં સૌદાસ રાજા

એ સિંહરથનો હાથ ઝાલીને તેને બેઉ રાજ્ય ઉપર ઉપર બેસાડીને પોતે દિક્ષા લીધી.

એવી રીતે સિંહરથનો પુત્ર બ્રહ્મરથ થયો, તેનો ચતુર્મુખ. ચતુર્મુખનો હેમરથ, તેથી સતરથ થયો, શતરથનો ઉદય નામનો પુત્ર થયો, ઉદયનો પૃથુ, તેના થકી વારિરથ, વારિરથના પેઠે ઇંદુરથ, તેનો આદિત્યરથ તેનો પુત્ર માન્ધાતા. માન્ધાતાનો વીરસેન, વીરસેનનો પુત્ર પ્રતિમન્યુ, તેનો પુત્ર પદ્મબંધુ તેનો રવીમન્યુ, તેના થકી વસંતતિલક, તેનો પુત્ર કુબેરદત્ત. તેનો કુંથુ, કુંથુનો શરભ, તેના થકી દ્વિરદ, તેના પેઠે સિંહદશન થયો. તેના થકી હિરણ્યકશિપુ, તેનો પુંજસ્થલ, તેના પેઠે કકુત્સ્થ, તેના પેઠે રઘુ નામનો પુત્ર થયો. એ પ્રમાણે વંશ પરંપરા ચાલતાં કેટલાએક રાજા થઇ ગયા. તેમાં કેટલાએક સ્વર્ગે ગયા. તથા કેટલાએક મોક્ષગામી થયા. પછી રઘુ રાજા એવો ધર્માત્મા થયો કે શરણાર્થીઓને કલ્પવૃક્ષની ઉપમાને ધારણ કરવા લાગ્યો તેનો પુત્ર અનરણ્ય રાજા થયો. તેની સ્રી પૃથ્વીના પેઠે અનંતરથ તથા દશરથ એ નામના બે પુત્રો થયા.

એ સમયે અનરણ્યનો મિત્ર જે સહસ્રાંશુ રાજા, તેને રાવણે યુદ્ધમાં જીત્યા પછી વૈરાગ ધારણ કરીને તેણે દિક્ષા લીધી. ત્યારે મિત્રની સાથે કરેલા કરાર પ્રમાણે અનરણ્ય રાજાએ પણ પોતાના અનંતરથ નામના પુત્ર સહિત મોક્ષના મારગરૂપ એવી દીક્ષા લીધી. અને પોતાના એક માસના દશરથ નામના નાહાના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને અનુક્રમે પોતે મોક્ષે ગયો. અને અનંતરથ તીવ્રતપ કરીને પૃથ્વી ઉપર સ્વેચ્છા વિચરવા લાગ્યો. સહસ્રાંશુએ દીક્ષા લીધા પછી તેના રાજ્ય ઉપર તેનો પુત્ર શ્રીકંઠ બેઠો. શ્રીકંઠ ને દશરથ એ બેઉ વિક્રમમાં સરખા થયા થકા વૃદ્ધિને પામવા લાગ્યા. નક્ષત્રોમાં ચંદ્રની પઠે, ગ્રહોમાં સુર્ય જેવો, પર્વતોમાં મેરૂ સમાન, સર્વ રાજામાં દશરથ રાજા શોભવા લાગ્યો, જે દિવસથી એ રાજ્ય ઉપર બેઠો, તે દિવસથી કોઇ પણ શતરૂ દીઠામાં આવ્યો નહી. ઉપદ્રવ તો આકાશના ફુલો જેવો થયો, યાચક લોકોને દ્રવ્ય તથા અલંકાર યથેચ્છ દેવા લાગ્યો. તેથી મધંગાદિક જે દશ કલ્પવૃક્ષ તેમાં એ અગ્યારમો કલ્પવૃક્ષ દેખાવા લાગ્યો, પરંપરા ચાલ્યો આવ્યો જે સામરાજ્ય તે પ્રમાણે અર્હત ધર્મને પાળવા લાગ્યો.

દર્ભસ્થલનો ( કુશસ્થલ ) સ્વામી સુકોશલ રાજા, તેની સ્રી અમૃતપ્રભાને પેટે જન્મેલી અપરાજીતા નામની કન્યા માહા રૂપવાન તથા અતિ લાવ-

ગુણતા સહિત તેની સાથે સંગ્રામમાં જયશ્રીની પઠે લગ્ન કર્યું, તેમજ કમલ સંકુલ નામના નગરના રાજા સબંધુતિલકની સ્ત્રી મિત્રાદેવીના પેટે જન્મેલી કૈકેઇ (સુમિત્રા) નામની કન્યાની સાથે બીજુ લગ્ન કર્યું, તે જેમ ચંદ્રમા રોહિણીને પરણે તેમ તે સુમિત્રાને પરણ્યો. એવો વિવેકી લોકોમાં શિરોમણિ દસરથ રાજા પોતાનો ધર્માર્થ ન મુકતાં તે સ્ત્રીઓની સાથે નાના પ્રકારના ઉપભોગ ભોગવવા લાગ્યો.

અહિંયાં લંકાનો રાજા રાવણ કોઇ એક સમયે સભામાં બેઠો છતાં એક સારા જ્યોતિષીને પુછવા લાગ્યો, હે મહારાજ, અમરપણુ જે છે તે માત્ર કહેવાનુ છે. પણ વાસ્તવિક રીતે કોઇ વખત અમર નથી, સસારમાં રહેલા પ્રાણીનો જરૂર નાશ થશે. એમ બધા જાણે છે. તથાપિ મારો મૃત્યુ મારા પોતાના પરિણામથી થશે? અથવા કોઇ બીજાના હાથે થશે? કાંઇ પણ ભય ન રાખતાં જે સાચુ હોય તે કહો. શાસ્ત્ર બોલનારા પુરુષના મુખમાંથી ખોટુ પડતુજ નથી. એમ સાંભળીને તે નૈમિત્તિક રાવણને કહેવા લાગ્યો. હે રાજા, હવે પછી ઉત્પન્ન થનારી એક જાનકી (શીતા) ને દશરથ રાજાના પુત્ર રામના હાથે તારો મૃત્યુ થવાનો છે. ત્યારે પાસે બેઠેલો બિભીષણ બોલવા લાગ્યો. એનું ભાષણ સાચુ છે પણ તેને હું ખોટું કરીશ. કન્યા અને પુત્ર એ બેઉનો બીજ જે જનક તથા દશરથ તેમને મારી નાખેથી રાવણનુ મરણ મટશે. જેથી બીજની ઉત્પતી થાય તેના મુળનેજ કાહાડી નાંખીએ તો બીજ ક્યાંથી થાય ? ને આ નૈમિતિકના વાક્ય પણ ખોટાં થશે. એવું રાવણે સાંભળીને બિભીષણનુ બોલવુ માન્ય કરયું. પછી તે બેઉ ઉઠીને ઘરમાં ગયા. એવા પ્રસંગે ત્યાં નારદ મુનિ બેઠો હતો. તેણે સર્વ વૃતાંત સાંભળી લઇને ત્યાંથી ઉઠી દશરથ રાજા પાસે આવ્યો. તેને દુરથી જોઇને દશરથ રાજા પોતે બેઠેલા આસન ઉપરથી ઉઠયો. પછી નમસ્કાર કરીને નારદને આસન ઉપર બેસાડ્યો. ગુરૂની પઠે તેનો આદર સત્કાર કરયો, પછી પોતે પણ નીચે બેશીને નારદને પુછવા લાગ્યો. હે મુનિરાજ આપ ક્યાંથી આવ્યા? તથા આવવાનુ કારણ શું છે ? ત્યારે તેને નારદ મુનિ કહેવા લાગ્યો. હે દશરથ, પુર્વ વિદેહમાં પુડરીકીણી નગરીમાં શ્રી સીમંધર સ્વામીનો કરેલો સુરાસુરે દીક્ષા મહોત્સવ જોવા સારૂ હું ગયો હતો. ત્યાંથી ફરીને મેરૂ પર્વત ઉપર જઇને સાસ્વત તીર્થની વંદના કરી ત્યાંથી લંકામાં ગયો. ત્યાં શાંતિનાથ ભગવાનના મંદીરમાં જઇ દર્શન વગેરે કરીને હું રાવણને ઘેર

ગયો. ત્યાં કોઇ એક નિમિતે નિમિતિયાએ રાવણને કહ્યું કે, જાનકીના નિમિતે તથા દશરથ રાજાના પુત્રના હાથે રાવણ મરશે. એવું સાંભળીને જાનકી તથા રામનાં કારણભુત જે જનક, તથા દશરથ રાજાને મારયાથી રાવણને કોણ મારશે ? એવુ કહીને તમને બે જણને મારવાની બિભીશણે પ્રતિજ્ઞા કરી છે. એ બધો વૃતાંત મેં સાંભળી લઇને તું મારો સાધર્મીક છુ, વાસ્તે તને સાવચેત કરવા સારૂ ઘણો ઉતાવળો દોડીને હું આંઈ આવ્યો છું. માટે તમે તમારે સાવચેત થાવ. એવું નારદનુ બોલવુ સાંભળીને તેનો યથા યોગ્ય દશરથ રાજાએ સત્કાર કરયો. પછી ત્યાંથી ઉઠીને નારદ મુનિ જનક રાજા પાસે ગયો. ત્યાં પણ સર્વ વાત કહી સંભળાવી.

પછી દશરથ રાજાએ પોતાના મંત્રીઓને એકઠા કરીને ત્યોને તે સર્વ વૃતાંત કહી સંભળાવ્યો. ને પોતાનુ રાજ્ય તેમને સ્વાધીન કરીને યોગીની પઠે કાલવંચના કરવા સારૂ બાહાર નિકળ્યા. પાછળ તે મંત્રીઓએ શતરૂને ફસાવવા સારૂ દશરથની આકૃતીની એક માટીની મુર્તી કરીને રાજગ્રહમાં અંધારામાં રાખી, પણે જનક રાજાએ પણ એમજ કરયુ. તેના મંત્રીઓએ પણ તેમજ કરયું. એવી રીતે ત્યાંથી નીકળીને તે બેઉ જનક તથા દશરથ રાજા પૃથ્વી ઉપર ફરવા લાગ્યા.

પછી સંકેત પ્રમાણે બિભીષણ મોટા વેગથી અયોધ્યા નગરીમાં આવીને તેણે માટીની રાખેલી દશરથ રાજાની મુર્તીનુ માથુ કાપી નાખ્યું. તે વખતે નગરમાં મોટો કલકલાટ થઈ રહ્યો. અંતપુરમાં મોટુ રડવું પીટવુ થઇ રહ્યું. શુરવીર લોકો મારનારની શોધ કરવા લાગ્યા. ને કહેવા લાગ્યા કે દશરથને કોણે મારી નાંખ્યો. તથા કોઇને સંશય ન આવે માટે ગણી ધામધુમ કરવા લાગ્યા. પછી છાની મશલેહતવાળા પ્રધાનોએ દશરથ રાજાની પ્રેતક્રિયા કરી. ઇત્યાદિક વર્તણુક જોઇને તથા દશરથ મરી ગયો એમ નીશ્ચીય કરીને બિભીષણ પાછો લંકામાં આવ્યો. જો પણ તેના મનમાં જનક રાજાને મારવાનુ આવ્યું હતુ તો પણ તેણે વિચાર કરયો કે એકલો જનક રાજા શુ કરનાર છે, એને મારીને કાંઇ પણ ફાયદો થનાર નથી. એમ જાણીને તેને મુકી દીધો.

જનક રાજા તથા દશરથ રાજા બેઉ સાથે ફરતાં ફરતાં ઉત્તર દિશાએ ગયા. ત્યાં એક કૌતકમંગલ નામના નગરના રાજા શુભમતિની સ્ત્રી પૃથ્વીને પેટે જન્મેલી દ્રોણમેઘની બેન બહુતેર કળાએ કરી પરિપુર્ણ એવી કૈકેઇ ના-

મની કન્યા ઉપવર થઇ છતાં તેનો સ્વયંવર રચ્યો હતો. તેવા સમયમાં તે મંડપમાં દશરથ તથા જનક પણ જઇ પહોતા. ત્યાં બેઠેલા હરિવાહન પ્રમુખ રાજાઓમાં, કમલોમાં જેમ હંસ શોભે તેમ એકજ આસન ઉપર બેઠેલા જનક તથા દશરથ એ બેઉ શોભવા લાગ્યા. એટલામાં રત્નાલંકારે કરી ભુષીત તથા સર્વ કન્યાઓમાં રત્નભુત, એવી કૈકેઇ નામની કન્યા પોતાની સખીના ખાંધા ઉપર હાથ રાખીને તે સ્વયંવર મંડપમાં આવી. પછી એક કોરેથી રાજાઓને જોતી જોતી તેણે ચાલવાનો આરંભ કરયો. તે જેમ ચંદ્રમા નક્ષત્રોનું ઉલંઘન કરે. તેમ પોતાની સખીએ બતાવેલા સર્વ રાજાઓનું ઉલંઘન કરીને ગંગા નદી જેમ સાગરમાં આવી ભળે તેમ તે દશરથ રાજા પાસે આવી ઉભી રહી, અને સમુદ્રમાં મુકેલા નાંગરવાળા વહાણની પઠે અડિગ થઇ ગઇ. તે વખતે આંગ ઉપર રોમાંચ ઉભાં થયાં. પછી તે કૈકઇએ પોતાની ભુજારૂપ લતાવડે વરમાળા દશરથ રાજાના ગળામાં ઘાલી. એવા પ્રશંગે સભામાં બેઠેલા બીજાનુ મહત્વ સહન ન કરનારા હરિવાહનાદિક અભિમાની રાજાઓ કોપાગ્નિએ કરીને લાલ થયા થકા બોલવા લાગ્યા. આ દરિદ્રી કોઇ કપટના વેષને ધારણ કરીને આવેલા ધુતારામાં શું જોઇને કૈકઇ એને પરણી ? એની પાસેથી કન્યાને અમે ઝુટવી લઇશું તો પછી એ શું કરનાર છે? એવી રીતે ગુસ્સામાં આવીને પોતાના સ્થાનક ઉપરથી ઉઠીને યુદ્ધ કરવાની તૈયારી કરવા લાગ્યા. એ વાતની ખબર પડતાંજ શુભમતિ રાજાની સાથે મશલેહત કરીને ચતુરંગ સેન્ય સહિત યુદ્ધ કરવાને દશરથ રાજા તઇયાર થયો. તે વખતે પાસે આવેલી કૈકઇને કહેવા લાગ્યો. હે પ્રિયા, આ શતરૂઓને મારવાને તારે પણ માહારી સહાયતા કરવી જોઇએ. એવું રાજાનુ બોલવુ સાંભળીને બહુતેર કળામાં પુરી, તથા માહાબુદ્ધિમાન, એવી તે કૈકેઈ ત્વરાથી ઘોડાની લગામને હાથમાં ઝાલીને રથ ઉપર ચડી, દશરથ રાજા પણ ધનુષ્ય બાણ હાથમાં લઇને, તથા વેરીઓને તૃણ સમાન સમજીને રથ ઉપર આરૂઢ થયો થકો હરિવાહનાદિક રાજાઓની સામે કમર કશીને યુદ્ધ કરવાને ઉભો રહ્યો. તે વખતે કૈકેઇ પોતાની કળાના જોરથી તથા મોટી છેલાઇથી સર્વ શતરૂઓમાં પોતાના રથને ફેરવવા લાગી કે જાણે અનેક રૂપ ધારણ કરીને શતરૂઓના અનેક રથોની સામે એકેક રથને ઉભુ કરયુ હોયની ! એવી રીતે રથની યોજના કરવા લાગી. એટલામાં માહા જોશમાં આવીને શીઘ્રવેગી, તથા માહા પ્રાક્રમી જે દશરથ રાજા તેણે હરિવાહન પ્રમુખનાં રથોનો એક ઘડીમાં નાશ

કર્યા. અને સર્વ રાજાઓને જીતી લીધા. ત્યાર પછી જગમ પૃથ્વીની પઠે દશરથ રાજાએ કૈકઇની સાથે વિવાહ કર્યો. તે વખતે ઘણા આનંદમાં આવીને તે રાજા પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે. હે કૈકેઈ, તારી ચાલાકી તથા તારૂ સામર્થ જોઈને હું ઘણો રાજી થયો છુ. હવે તેનો બદલો તું મારી પાસેથી માગી લે, હું તારી ઉપર પ્રસન્ન થયો છું, તુ મારી પાસે વર માગ. ત્યારે કૈકેઇ કહેવા લાગી કે, હે પ્રાણનાથ જે વખતે મને ગરજ લાગશે તે વખતે હું માગી લઇશ. હાલ એ વર હું તમારી પાસે અનામત રાખુ છું. એવું તેનું બોલવું સાંભળીને રાજાએ તે માન્ય કરયું. ત્યાર પછી તે લક્ષ્મી જેવી કૈકઇને સાથે લઇને તથા પોતાના સૈન્ય સહિત દશરથ રાજા પાછો આવીને પોતાના રાજગ્રહમાં ગયો. અને જનક રાજા પોતાની મિથીલા નગરીમાં ગયો, કહ્યું છે કે, "સમય જાણનારા બુદ્ધિમાન પુરૂષો કાર્ય શિવાય બળતાજ ઠેકાણું રહીને વેળા ગમાવતા નથી."

પછી દશરથ રાજા મગધ દેશના રાજાને જીતીને તેજ નગરમાં રાજ કરવા લાગ્યો. પ્રથમના ભયથી અયોધ્યા નગરીમાં ગયો નહી. અને પોતાની કોશલ્યા પ્રમુખ સ્ત્રીઓને પણ ત્યાંજ બોલાવી લીધી. કહ્યું છે કે, "પ્રાક્રમી પુરૂષ જ્યાં જાય ત્યાં તેને પોતાનુ રાજ્યજ છે," તે નગરમાં પોતાની સ્ત્રીઓ સહિત દશરથ રાજા ઘણા દિવસ રહ્યો. કેમકે પોતે મેળવેલી પૃથ્વી રાજાને ઘણી પ્રિય હોય છે. કોઇએક સમયે પાછલી રાતના વખતે કોશલ્યાને એક સ્વપન આવ્યું. તેમાં હાથી, સિંહ, ચંદ્ર, તથા સુર્ય, એ ચાર પદાર્થ તેણે દીઠાં. તે બળદેવના જન્મના સુચક થયા, તેવા પ્રસંગે બ્રહ્મદેવ લોકથી કોઇ એક માહર્ધીક દેવ ચવીને જેમ પુષ્કરણીમાં હંસ ઉત્પન્ન થાય, તે પ્રમાણે કોશલ્યાના ઉદરમાં તેણે આવી અવતાર લીધો. માસ પુરા થએથી માણસોમાં કમળ જેવો, રંગમાં પુંડરીક નામના કમળને પણ લજાયમાન કરે એવા, સંપુર્ણ લક્ષણ સહિત, મહાન દિવ્ય પુત્રનો જન્મ થયો. ચંદ્રના દર્શનથી જેમ સમુદ્રને આનંદ થાય તેમ કમળ જેવા નેત્ર વાળા પહેલા પુત્રને જોતાંજ દશરથ રાજાને મહા આનંદ થયો. તે વખતે અર્થી જનોને ચીંતામણીની પઠે રાજાએ અગણિત દાન દીધુ. મોટા પુરૂષને ઘેર પુત્રનો જન્મ થએથી દાન દેવાવાનો ચાલજ છે. સર્વ પ્રજાને ખબર પડતાંજ તે પ્રજા અતિ રાજી થઈ. ને મોટો ઉત્સાહ કર્યો, દુર્વા, ફુલ, મેવા ફલાદિકે કરી યુક્ત પુર્ણ પાત્ર પ્રજાએ રાજાને ઘેર મોકલાવ્યાં. આખા નગરમાં ઉતમ પ્રકારનાં

ગાયન થવા લાગ્યાં, કેસરના છાંટા નાખવા લાગ્યા. ઘેર ઘેરમાં તોરણ બં-ધાયાં, કેટલાએક રાજાઓની તરફથી દશરથ રાજાને પુત્રના જન્મના વખતે કરભાર આવ્યા— લક્ષ્મી વાસ કરી રહેવાના હેતુથીં કમલનુ નામ પદમ હોવાથી તેની બરાબરીને માટે તે બાળકનું નામ પદમ રાખ્યું તથા બીજુ રામ એવું નામ પાડયું,

ત્યાર પછી કેટલાએક કાલે પ્રથમની પઠેજ બીજી સુમિત્રા નામની દ-શરથ રાજાની સ્ત્રીને રાતના પાછલા પ્રહરે વાસુદેવના અવતારને સુચન કર-નારા હાથી, સિંહ, સુર્ય, ચંદ્ર, અગ્નિ, લક્ષ્મી, અને શમુદ્ર, એ સાત પ-દાર્થ દીઠામાં આવ્યાં. તે વખતે કોઇએક પરમ મહર્ધીક દેવતા દેવલોકથી ચવીને તેણે સુમિત્રાના ઉદરમાં અવતાર લીધો, માસ પુરા થયા પછી શ્યા-મવર્ણ, સર્વ લક્ષણ યુકત. તથા જગતના મિત્રરૂપ પુત્રનું જન્મ થયું, તે દિ-વસે સંપુર્ણ ચૈત્યોમાની શ્રી અર્હત પ્રતિમાઓને સ્નાત્ર પુર્વક આઠ પ્રકારની પુજા કરી. તથા સર્વ બંધીવાનોને બંધીખાનામાંથી છોડી મુકયા. સર્વ જનો ના મનમાં પરમ આનંદ ઉત્પન થયો. તેમજ રાજાને પણ મહા આનંદ થયો. માત્ર એટલુજ નહી પણ આખી પૃથ્વીને આનંદ થયો. રામના જન્મ ના વખતે જેવો ઉત્સાહ થયો હતો તે કરતાં લક્ષ્મણના જન્મના વખતે અં ધિક ઉત્સાહ કરયો, તેનુ નામ નારાયણ તથા લક્ષ્મણ રાખ્યું. પછી તે બેઉ ભાઇ આસ્તે આસ્તે વધવા લાગ્યા. રામ તથા લક્ષ્મણ ખેલતાં ખેલતાં પોતા-ના બાપ પાસે જઇને તેના ખોળામાં બેશીને તેની મુછો તથા વાળોને ઝાલી ને રમવા લાગ્યા. (એવી બાળકોની રીત છે.) ધાઇઓના પાલણ પોષણ થ-કી દિન દિન પ્રત્યે ઉછરવા લાગ્યા. તે વખતે એવા દીઠામાં આવતા હતા કે જાણે રાજાની બીજી બે ભુજાજ હોયની ! એવા બે પુંત્રોને દશરથ રાજા જો ઇને મહા આનંદ પામવા લાગ્યો. સભામાં આવે ત્યારે ઘડીકમાં રાજાના ખો-ળામાં બેસે, ત્યાંથી ઉઠીને પાસે બેઠેલા કોઇ પ્રધાનના ખોળામાં જઈ બેસે, વળી ત્યાંથી ઉઠીને કોઇ ત્રીજા પુરૂષની પાસે જઈ ને તેને હસાવે, ત્યાંથી પાછા આવે. એવી રીતે જેની પાસે જાય તેને એવું લાગે કે જાણે અમૃતજ આંગને સ્પર્શ કરતું હોયની ! વાસુદેવને પીળાં વસ્ત્ર, તથા રામને નીલાં વસ્ત્ર પહેરયા થકા પાદ પ્રહારે કરી જાણે પૃથ્વીને કંપાયમાન કરતા હોયની ! એ-વી રીતે યથેચ્છ ક્રીડા કરવા લાગ્યા. પછી ક્રમે કરી સંપુર્ણ વિદ્યાનો અભ્યાસ કરયો. તે એવી બુદ્ધિથી સીખવા લાગ્યા કે ગુરૂની ગરજ તો કેવળ નિમિત્ત

માત્ર હતી. અને તે એવા દીપવા લાગ્યા કે, જાણે પુન્યની રાસીજ હોયની! ફરતાં ફરતાં તે રામ તથા લક્ષ્મણ પર્વત ઉપર જઇને તેને મુઠ મારવાથી તે ચુર્ણ થઇ જવા લાગ્યા. ધનુષ્ય બાણ હાથમાં લઇને લક્ષવેધ કરતી વખ તે સુર્ય પણ કંપાયમાન થવા લાગ્યો. અસ્ત્ર, શસ્ત્ર, તથા કૌશલ્ય વગેરે જેને કૌતક જેવા ભાસવા લાગ્યા. એવા પોતાના પુત્રના અસ્ત્ર, શસ્ત્ર, તથા કૌશલ્યે કરીને દશરથ રાજા પોતાને સુરાસુરને પણ અજય માનવા લાગ્યો. એવી રી તે કેટલાએક કાળ પછી પોતાના પુત્રના બળના ધૈર્ય વડે, ઇક્ષ્વાકુવંસની રા જધાની જે અયોધ્યા નગરી તે પ્રતે આવ્યો. વાદળા દુર થએથી જેમ સુર્ય પ્રકાશમાન ભાસે, તેમ દુર્દશા દુર થયાથી દશરથ રાજા પોતાના પ્રતાપે કરી પ્રકાશમાન થયો થકો પૃથ્વીનું પાલન કરવા લાગ્યો.

કેટલાએક દિવશ પછી શુભ સ્વપન કરી સુચન કરેલા ભરત ક્ષેત્રને ભુ ષણરૂપ ભરત નામનો પુત્ર દશરથ રાજાની સ્ત્રી કૈકઇના ઉદરથી જનમ્યો. ત્યાર પછી કેટલાએક દિવસે સ્વકુલને આનંદ દેનારો, તથા માહા પ્રાક્રમી શતરૂઘન નામનો પુત્ર સુપ્રભા નામની ચોથી સ્ત્રીને પેટે જનમ્યો. ભરત અને શતરૂઘન એ બેઉ ક્રમે કરી મોટા થઇને સાથે ફરવા લાગ્યા. તે જાણે બી- જા બળદેવ તથા વાસુદેવજ હોયની! એવા શોભવા લાગ્યા. ગજદંત પ્રમુખ આકારવાળા ચાર પર્વત વડે જેમ મેરૂ પર્વત શોભે છે; તેમ પોતાના ચાર પુત્ર વડે દશરથ રાજા શોભવા લાગ્યો.

જંબુદ્વીપના ભરતક્ષેત્રમાંના દારૂગ્રામમાં એક વસુભુતિ નામના બ્રાહ્મણની સ્ત્રી અનુકેશાના પેટે એક અતિભુતિ નામનો પુત્ર થયો. તેની સરસા નામ ની સ્ત્રી કોઇએક કયાન નામના બ્રાહ્મણની સાથે આશકત થઇ. કેટલાએક દિવશ પછી કયાન સરસાને હરણ કરી લઇ ગયો. કહ્યું છે કે, "કામે કરી પીડાતો પુરૂષ શું ન કરે? તે સ્ત્રીને ગોતવા સારૂ તેનો પતિ અતિભુતિ ભુત ની પઠે પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. એ વાતની વસુભુતિ તથા અનુકેશાને ખબર પડતાંજ પોતાના પુત્ર તથા તેની સ્ત્રીને શોધવા સારૂ બાહાર નીકળ્યા પૃથ્વી ઉપર ફરતાં ફરતાં કોઇએક સમયે તેમણે કોઇએક સાધુને દીઠા. તેને ભક્તિ પુર્વક નમસ્કાર કરીને તેની પાસે ધર્મ સાંભળવા લાગ્યા. ભાવ ઉત્પન્ન થયાથી અનુકેશા તથા વસુભુતિ એ બેઉ સ્ત્રી પુરૂષે તે સાધુ પાસેથી દિક્ષા લીધી. પછી ગુરૂની આજ્ઞા લઇને એક કમલશ્રી નામક આર્યાની પાસે અ- નુકેશા જઇ રહેવા લાગી. એવી રીતે કેટલાએક કાળ પછી તે બેઉ કાળ ક

રીને સૌધર્મ દેવ લોકમાં દેવ થયા. એકજ વ્રત કરયો છતાં માત્ર સ્વર્ગની પ્રાપ્તી થાય છે, તે શિવાય બીજી પદવી મળે નહી. ને વસુભુતિ કેટલાએક કાળ સુધી દેવલોકમાં રહીને ત્યાંથી ચવી વૈતાઢચ પર્વત ઉપર રથનપુરમાં ચંદ્રગતિ નામનો રાજા થયો. તેમજ તેની સ્ત્રી અનુકેશા પણ દેવલોકથી ચવીને તેજ રાજાની પુષ્પવતી નામની સ્ત્રી થઇ.

અતિભુતિની સ્ત્રી સરસા પણ કોઇ એક સાધવી પાસેથી દિક્ષા લઇને કાલ કરી ઇશાન દેવલોકમા દેવી થઇ. તેમજ અતિભુતિ પણ સ્રીને શોધતો થકો કેટલાએક દિવસે કાલ કરી ગયા પછી સંસારમાં ઘણા કાળ ભટકીને કોઇ એક સમયે તે એક હંસનો બાળક થયો. તેને એક સેન નામના પક્ષીએ લઇને ખાવા માંડયું. પણ પ્રારબ્ધના યોગે તેની પાસેથી છુટીને તથા જેમ તેમ ઉડતો ઉડતો એક સાધુ પાસે આવી પડયો. માત્ર કંઠમાં થોડું એક સ્વાસોછવાસ રહેલું હતું, તેવા પ્રસંગે તે હંસના બાળકને નમસ્કાર (નવકાર) મંત્ર કહ્યું, તેના સામર્થ વડે તે જીવ દશ હજાર વર્ષના આયુષ્યનો કિનર લોકમાં એક દેવ થયો. કાલે કરી ત્યાંથી ચવીને વિદગ્ધ નામના નગરના રાજા પ્રકાશ સિંહની સ્ત્રી પ્રવરાવાણીના પેટે કુંડલમંડિત નામનો પુત્ર થયો.

ઉપભોગમાં આશક્ત જે કયાન, તે પણ કાળે કરી મરણ પામીને ભવાટવીમાં ભટકતો થકો ચક્રપુર નામના નગરના રાજા ચક્રધ્વજના ઉપાધ્યાય ધુમકેતુની સ્ત્રી સ્વાહાને પેટે પિંગ નામનો પુત્ર થયો. કેટલાએક દિવશ પછી ચક્રધ્વજ રાજાની કન્યા અતિ સુંદરી તથા તે પિંગ એકજ ગુરૂની પાસે વિદ્યાભ્યાસ કરવા લાગ્યા. કેટલાએક કાળ પછી તે બેઉ જણ વચ્ચે પરસ્પર પ્રીતિ બંધાઇ. તેથી તે અતિસુંદરીને પિંગ હરણ કરીને દિગ્ધ નગરમાં જઇ રહ્યો. ત્યાં તે પિંગ ગાશ તથા લાકડાને વેચીને જેમ તેમ પોતાનો નિર્વાહ કરવા લાગ્યો. કેમકે ગુણ રહિત પુરૂષને એવું કામ કરયા વના છોટકોજ નહી. કોઇ એક પ્રસંગે તે નગરના રાજા કુંડલમંડિતે તે અતિસુંદરીને દીઠી તેવીજ તે બેઉ વચ્ચે પ્રીતી બંધાઇ. પછી તે કુંડલમંડિતે તેને હરણ કરીને પોતાના બાપના ભયથી ત્યાંથી નીકળીને એક પર્વતમાં ઘર કરીને રહેવા લાગ્યો.

આંઇ અતિસુંદરીના વિરહથી ઉન્મતની પઠે થએલો તે પિંગ જમીન ઉપર ફરતો ફરતો કોઇએક સમયે કોઇએક ગુપ્તાક્ષ નામના આચાર્યને તેણે

દીઠા. તેમની પાસે ધર્મ સાંભળીને તેણે દિક્ષા લીધી. પરંતુ અતિસુંદરી વિષેની પ્રિતી ગઇ નહી.

ડુંગરમાં રહેલા કુંડલમંડિતે કુતરાની પઠે દશરથ રાજાના રાજ્યમાં લુટ કરવાનુ શરૂ કર્યું. એક સમયે કોઇ એક બાલચંદ નામના સુભટે તેને પકડી બાંધીને તે દશરથ રાજા પાસે લાવ્યો. તેને કેટલાએક કાલ સુધી રાજાએ બંધીખાનામાં રાખીને પછી મુકી દીધો. કહ્યું છે કે, "શતરૂદીન થયેથી મોટા પુરૂષોનો કોપ શાંત થાય છે" પછી તે કુંડલમંડિત પોતાના બાપનું રાજ્ય મેળવવાની ઇચ્છાથી પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. કોઇ વખતે એક મુનિ ચંદ્ર નામના મુનિની સાથે તેનો સમાગમ થઇ ગયો. તેની પાસેથી ધર્મ સાંભળીને તે શ્રાવક થયો. તેના મનમાં પુર્વ કહ્યા પ્રમાણે રાજ્યની ઈચ્છા હતી તેથી કાળ કરી મરણ પામીને મિથિલા નામની નગરીના રાજા જનકની સ્ત્રી વિદેહાના પેટે અવતરયો. અને પેલી સરસા સ્ત્રી પણ કેટલાએક કાલ સુધી ભવમાં ભટકીને રાજાના ઉપાધ્યાયની વેગવતી નામની કન્યા થઇ. સમયના જોગે તેણે દિક્ષા લઇને તે મુવા પછી બ્રહ્મદેવ લોકમાં એક દેવી થઇ. કાલે કરી ત્યાંથી ચવીને વિદેહીના ઉદરમાં કુંડલમંડિતાના જીવની સાથે અવતરી વિદેહીને માસ પુરા થયા પછી તે પુત્ર તથા કન્યાને તેણે પ્રસવ્યાં. પિંગનો જીવ સૌધર્મ દેવલોકમાં દેવ થયો હતો તેને જાતિસ્મરણ થએથી જનક રાજાને ઘેર પુત્રરૂપ જન્મેલા પોતાના શતરૂને જોઇને તથા પુર્વ જનમના વેરે કરી ક્રોધાયમાન થઇને તેને જનમતી વખતે હરણ કરીને લઇ ગયો. પછી મનમાં વિચાર કરવા લાગ્યો કે, આને શિળા ઉપર પછાડીને મારૂ? અથવા પુર્વ જન્મમાં મેં કરેલા દુષ્ટ કર્મનું ફળ મે ઘણા જન્મે લીધું, પછી દૈવના યોગે સાધુ ભવ પામીને આ દેવ ભુમિમાં આવ્યો. ફરી આ બાળકને મારીને મને ઘણા જન્મ લેવા પડશે. માટે એને મુકી દઉં? એ વિચાર તેને સારો જણાયાથી તે બાળકને અલંકારાદિક પેહેરાવીને પોતાની કાંતિ કરીને ચારે દિશાને ભરી મુકેલા બાળકને વૈતાઢ્ય પરવત ઉપર રથનુપુર નગરના નંદન ઉદ્યાનમાં રૂઉની પઠે હળવેથી પૃથ્વી ઉપર મુકીને ચાલતો થયો.

ત્યાંના ચંદ્રગતિ નામના રાજાની ઓચિતી તેના તેજ ઉપર નજર પડી તેથી આશ્ચર્ય પામીને કહેવા લાગ્યો કે એકાએકી આ ઉપરથી કેવો તેજનો ભભકો પડ્યો. પછી ત્યાં રાજા દોડતો આવ્યો. ને જુવે છે તો

દિવ્યાલંકારે કરી ભુષીત એક બાળક જમીન ઉપર પડેલો દેખાયો. તેને ઉચકીને પોતાને પુત્ર નહોતો તેથી તેને પુત્ર માનીને પોતાની પુષ્પવતી સ્ત્રીને આવી સોંપ્યો. તે દિવસે તે નગરમાં થાળી પીટાવી કે પુષ્પવતીને પેટે પુત્રનો જન્મ થયો. પછી પ્રીતી સહિત રાજાએ તેનો જન્મોત્સવ કરયો. ને ભામંડળના યોગે તેનુ નામ ભામંડળ એવું રાખ્યું. તેનુ પાલણ પોષણ વિદ્યાધરોની સ્ત્રીઓએ પોતાના હાથે કરયું. પછી તે દિવસે દિવસ ચંદ્રની પઠે વધવા લાગ્યો.

આંઇ જનકની સ્ત્રી વિદેહા, પોતાનો પુત્ર હરણ થયો તેથી દીનસ્વર વડે મોટેથી રડવા લાગી. તે વખતે આખુ કુટંબ શોક સમુદ્રમાં ડુબી ગએલુ દેખાવા લાગ્યું. જનક રાજાએ તે પુત્રને ઘણા પ્રકારે શોધ્યો તથાપિ તે ક્યાંએ મળ્યો નહી. તેની સાથે જન્મેલી જે કન્યા તે અનેક ગુણરૂપનીધાન્યનું અંકુરભુત જાણીને તેનુ નામ સીતા એવું રાખ્યું. જનક રાજા તથા વિદેહા રાણીને તે પુત્રનો શોક કેટલાએક દિવસ પછી ઓછો થયો. કહ્યું છે કે "સંસારમાં પુરૂષને હર્ષ અને શોક જાય છે તથા આવે છે."

પછી તે સીતારૂપ, લાવણ્ય, તથા અનેક ગુણે કરી યુક્ત થઇ થકી ચંદ્રરેખાની પઠે વધવા લાગી. હળવે હળવે તે સર્વ કળામાં પુર્ણ થઇ. ક્રમે કરી યૌવન અવસ્થાને પામી, ત્યારે જાણે રૂપ તથા લાવણ્યતાની નદીજ હોયની! એવી દેખાઇ. અને કમળ પત્રના જેવા જેના નેત્ર છે, એવી તે કન્યા લક્ષ્મી જેવી શોભવા લાગી. તેને જોઇને જનકને વિચાર થયો કે આના યોગ્યવર કોણ મળશે? એવું રાત દિવસ રાજાને ચિંતન થવા લાગ્યું. તેથી પોતાના દુતો દ્વારા દરેક રાજાના પુત્રોને રાજાએ જોયા. તેમાંનો કોઇપણ રાજાને ગમ્યો નહી, કોઇ એક વખતે આતરંગતમાદિક અર્ધબરબર નામના રાજા આવીને દૈત્યની પઠે જનક રાજાને ઉપદ્રવ દેવા લાગ્યા. તથા કલ્પાંતના સમુદ્રની પઠે ઉછળવા લાગ્યા. ત્યોનું નિવારણ કરવા સારૂ દશરથ રાજા તરફ એક દુત મોકલ્યો. તે ત્યાં જઇ પોતા પછી દશરથ રાજાને ખબર પડતાંજ તેને બોલાવી પોતાની પાસે બેસાડીને તેની સાથે બોલવા લાગ્યો. મારો મિત્ર જનક મારાથી દુર રહેલો છે. તેમજ હું તેનાથી દુર રહેલો છુ. અમારા બેઉનો મેલાપ થવો તો દૈવ ઉપર આધાર રાખે છે. તથાપિ આજ તારા આવવાથી મને જનકની સાથે ભેટ થઇ એમ હું સમજુ છું. જનકના રાજ્યમાં, તેના નગરમાં, સૈન્યમાં, પોતાના કુલમાં તથા પોતાના શરીરના અ

વયવોમાં સુખ સાતા છે? તે કહે. ત્યારે તે દુત કહેવા લાગ્યો કે હે દશરથ રાજા, મારા સ્વામી જનક રાજાના ઘણા સગાવાલાં છે તે બધામાં આપને તે સુહ્દત, હ્દદય, અથવા પોતાના આત્માની પઠે જાણે છે. સુખ અથવા દુખની વખતે તમારા વિના બીજા કોઇને યાદ કરતો નથી. તમે કેવળ તેના કુળદેવતારૂપ છો. મારા આવવાનુ કારણ એ છે કે, વૈતાઢય પર્વતની દક્ષિણ દિશામાં તથા કૈલાશ પર્વતની ઉત્તર તરફ ઘણા અનાર્યજન પદ છે. બર્બરકુલ જેવો એક અર્ધ બર્બર નામનો દેશ છે. તેમાં માહા ભયંકર પુરૂષ રહે છે. તેમાં તે દેશના ગરેણારૂપ એક મયુરમાલ નામના નગરનો એક આતરંગ નામનો માહા મલેચ્છ રાજા છે. શુક દેશ, અંકન દેશ, કાંબોજ દેશ, વગેરે બીજા પણ કેટલાએક દેશોમાં તેના હજારો પુત્રો રાજા થઇને ત્યાના ઉપભોગને ભોગવે છે. એક એક અક્ષોહિણી સૈન્યના પતિ એવા તેના તે હજારો પુત્રો સહિત તે આતરંગ રાજા જનકના દેશમાં આવીને તેની પૃથ્વીનો નાશ કરવા લાગ્યો છે. નગરમાં આવીને તે દુષ્ટ બુદ્ધિએ ચૈત્યનો ભંગ કરયો. આપણા ધર્મનો નાશ કરવામાં તે સ્વધર્મ માને છે. માટે હે ધર્મીષ્ઠ રાજા, આપણા સ્વધર્મની તથા જનક રાજાની જેમ બને તેમ આપ રક્ષા કરો. એ બેઉના હાલ પ્રાણભુત આપ છો. એવાં તે દુતનાં વાકયો સાંભળતાંજ દશરથ રાજાએ પ્રાણ ભેરી વગાડી. કહ્યું છે કે "સજ્જન પુરૂષ સજ્જનની રક્ષા કરવા સારૂ કદી પાણ વિલંબ કરતા નથી."

એવા પ્રસંગે દશરથ રાજા પાસે રામ આવીને કહેવા લાગ્યો કે, હે તાત મ્લેછોને મારવા સારૂ તમે પોતે જશો તો (પોતાની સાથે હાથ કરીને) ભાઇઓ સહિત ઉભેલો જે આ રામ તે સા કામનો? જો કહેશો કે પુત્રનો સ્નેહે કરી ત્યોને શતરૂઓની સામે મોકલવાની મારી હિમ્મત ચાલતી નથી. તો ભરત રાજાથી ઇક્ષ્વાકુવંશમાં જન્મસિદ્ધ પરાક્રમ છે. ત્યારે હવે આપ આંઇજ રહો. ને મ્લેછોનો નાશ કરવાને મને આજ્ઞા આપો. હે સ્વામિન, પોતાના પુત્રના જયની વાત તમે થોડાજ દિવશમાં સાંભળશો. એવી રીતે મોટા આગ્રહથી રાજાની રજા લઇને પોતાના ન્હાના ભાઇ સહિત પોતાના સૈન્યને સાથે લઇને મિથીલા નગરી પ્રત્યે ગયો. ત્યાં માહા વનમાં જેમ હરણ, વાઘ, શાર્દુલ, અથવા સિંહ વગરે માહા ભયંકર પ્રાણીઓ દેખાય તેમ તે મ્લેછોના સુભટોને રામે દીઠા. તેમજ ત્યોએ રામને જોતાંજ લડાઇ કરવા વિષે જેની ભુજા કાંપી રહી છે. તથા મહા પરાક્રમી તે મ્લેછો રામને દુઃખ દેવા લા-

ગ્યા. ત્યોએ બાણોની એવી વ્રષ્ટી કરી કે, તેથી ઉડેલી ધુળ વડે જાણે અં કારજ આંધળુ થતું હોયની ! તે પ્રમાણે પોતાના શસ્ત્રાદિકોએ કરી મ્લેછોએ રામના સૈન્યને ઢાંકી લીધુ. તે વખતે મ્લેછો પોતાનુ જય થયું એમ માનવા લાગ્યા. તેમજ જનક રાજા પોતાના સૈન્યનો પરાભવ થયો એ મ જાણવા લાગ્યો. તથા મારા બધા સૈન્યનુ મરણ આવ્યું એમ માનવા લા ગ્યો. તે વખતે રામે પોતાના ધનુષ્ય બાણ સજીને તેની કમાન ચડાવીને એવો ટણકાર કરયો કે તેથી બધાની આંખોનાં પાપણ હાલતાં રહી ગયાં. પછી પૃથ્વી ઉપર આવેલા દેવતાની પઠે તે રામ જેમ મૃગોને પારધી મારે તેમ તે પ્રમાણે પોતાના અસ્ત્રાદિકે કરી ક્રોડો મ્લેછોને મારવા મંડી ગયો, તે વખતે મ્લેછોના યોદ્ધાઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે. આ જનક રાજા તો કેવળ ગરીબ છે. અને એનુ સેન્ય મછર જેવું છે. તેની સહાય-તા કરવા સારૂ આવેલાં જે સૈન્ય તે પણ નાશ પામીને દશે.દિશા તરફ ના-શી ગયાં. તેમ છતાં આ આકાશને પણ આછાદન કરવાળા ગરૂડ પક્ષીઓ ના જેવા કયાંથી આવે છે? એવી રીતે તે આતરંગાદિક મ્લેછ પરસ્પર ભાષણ કરીને, તથા કોપાયમાન થઇને, એકદમ રામ ઉપર શસ્ત્ર તથા અસ્ત્ર ની વ્રષ્ટી કરવા લાગ્યા. તેને તે જોઇને સિંહ જેમ હાથીને મારે તેમ દ્રઢ માર કરનારો, દુરથી અસ્ત્રોને પાડનારો, તથા ચિત્રવેધ કરનારો જે રામ, તેણે લીલા માત્રે કરી એક ક્ષણમાં ત્યોનો નાશ કરી મુકયો. બાકી રહેલા કાગડાઓની પઠે દસે દિશા તરફ નાશી ગયા. તે વખતે જનક રાજા પ્રજા સહિત આનંદવાન થયો. પછી તે રાજા ખુશીમાં આવીને તેણે પોતાની ક-ન્યા જે સીતા તે રામને આપી. રામ આવ્યાથી પોતાની પુત્રીને વર તથા પોતાને જય, એ બેઉ કાર્ય એક વખતેજ થયાં.

કોઇએક સમયે નારદ લોકોના મુખ થકી જાનકી(સીતા)ના સ્વરૂપની તારીફ સાંભળીને કૌતુક વડે તે સ્વરૂપ જોવા સારૂ મિથિલા નગરીમાં આવીને તે કન્યાના ઘરમાં ગયો, પીળા છે જેના કેશ, નેત્રો પણ પીળાં. પીળી છત્રીને જેણે ધારણ કરી છે, કોપીન પેરેલી છે, જેનુ શરીર પાતળું, ને માથા ઉ-પર ચોટલી લફી રહી છે. એવા મહા ભયંકર નારદને જોઇને સીતા કંપાય માન થઇને, હા માતઃ હા માતઃ એ પ્રમાણે મોટા અવાજે બુમ પાડવા લા ગી ને બીજા ઘરમાં નાશી ગઇ. ત્યારે ત્યાંની દ્વારપાલ દાસીઓએ આવી ને નારદનુ ગળુ પકડયું. કોઇએ ચોટલી પકડી, કોઇએ ભુજા પકડી, એ

વા નારદના બુરા હાલ કરવા લાગી. એટલામાં તે કળકળાટ સાંભળીને યમ દુતના જેવા ક્રોધાયમાન રાજપુરૂષ હાથમાં શસ્ત્ર લઇ ત્યાં આવીને આ કોઈ ચોર છે એને મારો, પકડો, બાંધો, એવી રીતે બોલવા લાગ્યા, પછી નારદ ને ધક્કો ધુંબો કરીને મુકી દીધો. ત્યોના હાથમાંથી મોટા સંકટે કરી નારદ છુટીને ત્યાંથી નાશીને વૈતાઢય પર્વત ઉપર આવી વિચાર કરવા લાગ્યો કે જેમ કોઇ વાઘણીના મુખમાં આવ્યા પછી જીવતો રહે તેમ હું તે દાશીઓના હાથમાંથી જીવતો નીકળીને આ ઘણા વિદ્યાધરોનો ઇશ્વર જે વૈતાઢય પર્વત, તે ઉપર મોટા ભાગે કરી આવી પોહોતો છું, હવે આ પર્વતની દક્ષિણ દિશા તરફ ઇંદ્ર જેવો પ્રાક્રમી ચંદ્રગતિ રાજાનો પુત્ર ભામંડલ રાજા છે. ત્યાં જઇને કાગદ ઉપર સીતાનું ચિત્ર કાહાડીને તેને બતાવીશ, તો તે જોઇને બલાત્કારે તે સીતાનુ હરણ કરશે, પછી જેમ તેની દાસીઓએ મારી અવસ્થા કરી એવી હું તેની અવસ્થા કરીશ. એવો વિચાર કરીને પટ ઉપર સીતાનું ચિત્ર કાહાડીને નારદે ભામડલ રાજાને જઇ બતાવ્યું. ત્રણ જગતમાં અપુર્વ એવું સીતાનુ ચિત્ર ભામંડલ જોઇને. તથા તેજ વખતે કામે કરી પીડાયમાન થઇને, તેમાં એવી લય લાગી કે, તેને રાત તથા દિવશ જરા પણ ઊંઘ આવી નહી, વિંધ્યા પરવત ઉપરથી લાવેલો હાથી જેમ ખાય પિયે નહી, તેમ ભામંડલ રાજા ખાવું પીવું મુકીને, તથા મૌન ધારણ કરીને યોગીની પઠે ધ્યાન ધારણા કરવા લાગો, પોતાના પુત્રને એવી અવસ્થામાં જોઇને તેને ચંદ્રગતિ કહેવા લાગો કે, હે પુત્ર, તારા મનમાં શું દુઃખ છે? અથવા તારા શરીરે કાંઇ વ્યાધી ઉત્પન્ન થઇ છે? કોઇએ તારી આજ્ઞા ખંડન કરી છે? કે કોઇએ અપમાન યસ્યું છે? અથવા કાંઇ બીજું દુઃખ છે? તે મને કહે. ત્યારે તે ભામંડલ લજ્જાથી મોહોડુ નીચે કરીને કાંઇ પણ જવાબ ન વાળતાં મુગો બેશી રહ્યો. કહ્યું છે કે, કુલીન પુરૂષ ગુરૂની પાસે તેવી વાત કહેવાને સમર્થ હોતા નથી."

તે સમયે ભામંડલના દુઃખનુ કારણ નારદે બતાવેલા સ્રીના ચિત્ર વિષે તેના મિત્રે રાજાને કહ્યું. તે સાંભળીને રાજાએ ઘણી ભક્તિથી નારદને પોતાના ઘેર લાવીને તેને પુછવા લાગો કે, જે સ્રીનું તેં ચિત્ર બતાવ્યું. તે સ્રી કોણ છે? અને તે કોની કન્યા છે? ત્યારે નારદ કહેવા લાગો. હે રાજા તે જનક રાજાની કન્યા છે. ને સીતા તેનું નામ છે. તેનું ચિત્ર કાહાડીને મેં તારા પુત્રને બતાવ્યું. તે જેવી સ્વરૂપવાન છે. તેવું ચિત્ર કાહાડી બતાવવાને

હું અગર બીજો કોઇ પણ સમર્થ થનાર નથી. એ સ્ત્રી શરીરે એવી સુંદર છે કે, તેને બીજી કોઇ ઉપમા દેવાય નહી. તેના રૂપના જેવુ બીજી કોઇ સ્ત્રીનુ રૂપ નથી. નાગ કન્યાઓમાં એવી રૂપવાન નથી- ગાંધર્વની કન્યાઓમાં પણ એની બરાબરી કરનારી કોઇ મળશે નહી. તો પછી મનુષ્યની સ્ત્રી તે તેની આગળ શા હિસાબમાં? સીતાના યથાસ્થિત રૂપને ધારણ કરવાને દેવ પણ સમર્થ ન થાય, તેનો વેષ લેવાને દેવોના નટોની શું બિશાદ છે? સાક્ષાત બ્રહ્મદેવ પણ તેનુ રૂપ લેવાને સમર્થ થનાર નથી, તેની આકૃતીમાં. તેના વચનોમાં, તથા તેના કંઠમાં જે મધુરતા છે અને તેના હાથ તથા પગમાં જે રકતતા છે, તેની એક જુદીજ તરા છે. ઘણુ તો શું પણ તેનુ સ્વભાવિક રૂપ લખવાને અથવા બોલવાને હું સમર્થ થનાર નથી, પરમાર્થપણે કહું છે કે. એ કન્યા આ ભામંડલને યોગ્ય છે. એવો મનમાં વિચાર કરીને મારી બુદ્ધિએ કરીને તેને આ ચિત્રપટ ઉપર મેં લખી બતાવી. એવાં નારદનાં વચન સાંભળીને ચંદ્રગતિ રાજા પુત્રને કહે છે કે હે પુત્ર, એ તારી સ્ત્રી થશે. તું મનમાં ચિંતા કર નહી, એવી રીતે તેનુ સમાધાન કરીને નારદ મુનિને વિદાય કર્યો. પછી ચપલગતિ નામના વિદ્યાધરને આજ્ઞા કરી કે, તું જલદી જઇને જનક રાજાને હરણ કરી આંઇ લઇ આવ. એવી રાજાની રજા• થતાંજ તે વિદ્યાધર રાતના ત્યાં જઈ કોઇને સમજવા ન દેતાં જનક રાજાનુ હરણ કરીને પોતાના રાજાને આવી સોંપ્યો. તેને જોઇને ચંદ્રગતી રાજા ભાઇની પઠે સ્નેહ વડે આલિંગન કરીને આસન ઉપર બેસાડી પ્રેમ સહિત તેની સાથે ભાષણ કરવા લાગ્યો. હે જનક રાજા લોકોત્તર ગુણોવળી જે તારી સીતા નામની કન્યા તે આ રૂપ સંપત્તિવાન મારા ભામંડલ નામના પુત્રને દેવા યોગ્ય છે. એ સબંધ વડે આપણ બેઉ મિત્રભાવ થશે. એવું તે રાજાનુ બોલવું સાંભળીને જનક રાજા કહેવા લાગ્યો કે, મારી કન્યા મેં રામને દીધી છે. તે કેમ બીજાને આપું? કન્યા તો એકજ વખત દેવાય છે, ચંદ્રગતિ બોલ્યો હે જનક, સ્નેહ વધારવા સારૂ તને આંઇ લાવીને મેં કન્યા વિષે યાચના કરી તેને હરણ કરવાને હું પણ સમર્થ છું. જો પણ તે કન્યા તેં રામને દીધી છે, તો પણ અમને જીત્યા શિવાય રામ તેને વરવાને સમર્થ થનાર નથી, અને હજારો યક્ષોએ જેનુ રક્ષણ કરેલું છે, એવા મહા તેજસ્વી વજરાવર્ત, તથા અર્ણવાવર્ત, એ નામના બે ધનુષ્ય દેવતાની આજ્ઞાથી અમારા ઘેર જે છે, તે હમણાં કુલ દેવતાની પઠે પુજાય છે. તે તું લે. તે-

માંના એક ધનુષ્યને જો રામે સજ્જ કરયું તો જાણે બધા રાજા જીતાયા, એમ જાણીને પછી તારી કન્યાની સાથે રામ સુખે વિવાહ કરે, એવી બલા ત્કારે જનક રાજાની પાસેથી પ્રતિજ્ઞા કરાવીને તથા તે બેઉ ધનુષ્ય મિથિલા નગરીમાં લાવીને પોતાના પુત્ર સહિત રાજગ્રહમાં ચંદ્રગતિ રાજાએ રાખ્યા. અને પોતે પરિવાર સહિત નગરીની બાહાર રહ્યા. એ સર્વ વૃતાંત જનક રાજાએ પોતાની વિદેહા સ્રીને કહ્યો. તે સાંભળીને તેના રૂદયમાં શલ્ય જેવું લાગ્યુ. પછી રૂદન કરતી થકી તે કહેવા લાગી. હે દૈવ તુ મોટો નિર્દય છે. મારા પુત્રનુ હરણ કરતાં પણ તારી તૃપ્તિ થઇ નથી ? હવે કન્યાનુ પણ હરણ કરવાને તૈયાર થયો છે કે ? લોકમાં પોતાની ઇચ્છાએ કરી વર થાય છે, પર ઇચ્છા વડે થતો નથી. પણ આ વખતે દૈવે કરી પરની ઇચ્છા વડે વર કરવું પડે છે આ ધનુષ્ય વિષે પણ કરેલો જો રામે પુરો ન કરયો, અને બીજા કોઇએ પુરો કરયો તો ઇચ્છીત વર મળશે નહી. એવુ રાણીનુ બોલવુ સાંભળીને જનક રાજા કહે છે હે સ્રી, તું બી નહી. એ રામનો પરાક્રમ મે જોયો છે. આ ધનુષ્ય તેને એક લતા (વેલ) જેવું છે, એવું વિદેહા રાણીનુ સમાધાન કરીને તથા તે બેઉ ધનુષ્યોની પુજા કરીને તે સ્વયંવર મંડપમાં રાખ્યાં, સીતાના સ્વયંવરને વાસ્તે બોલાવેલા જે વિદ્યાધર રાજાઓ તે પોત પોતાના યોગ્ય આસન ઉપર બેઠા.

પછી દિવ્ય અલંકાર ધારણ કરીને પૃથ્વી ઉપર ફરનારી દેવાંગના જેવી પોતાની સખી સહિત સીતા. મંડપમાં આવીને તથા ધનુષ્યની પુજા કરીને અંતઃકરણમાં રામનો ધ્યાન કરતી ઉભી રહી, તે વખતે નારદે કહ્યા પ્રમાણે સીતાનુ રૂપ જોઇને ભામંડલ રાજાને કમજ્વર ઉત્પન્ન થયો. પછી જનકનો દ્વારપાલ સર્વને બોલાવવા લાગ્યો. હે રાજાઓ અમારા જનક રાજાની એવી આજ્ઞા છે કે જે કોઈ પુરૂષ આ બે ધનુષ્યોમાં એક ધનુષ્યની કમાન ચડાવશે, તેને મારી કન્યા પરણશે. એવી પ્રતિજ્ઞા સાંભળીને માહા પરાક્રમી સર્વ રાજા ધનુષ્ય ચડાવવાના હેતુથી તેની પાસે આવીને ઉભા રહ્યા, તે સમયે મોટા મોટા સર્પે જેને ઘેરી લીધા છે, અને તીવ્ર છે જ્યોતુ તેજ, એવાં તે ધનુષ્યોને જોઇને ત્યોને અડકવાની પણ કોઇની હિમત ચાલી નહી. તો પછી તેને ઉપાડવુ તો દુર રહ્યું ? તે ધનુષ્યોમાંથી નીકળેલા જે અગ્નિના કણ તે થકી બળતા થકા તે સર્વ રાજાઓ એક તરફ બેઠા. ત્યાર પછી જેણે સોનાનાં કુંડલ કાનમાં પેહેરયાં છે હાથીના જેવુ જેનુ ચાલવું, ચંદ્રગત્યાદિક રાજા જે

ની સામે મશ્કરીથી જોઇ રહ્યા છે, અને જેની સામે શંકા સહિત જનક રાજા જોઇ રહ્યા છે. એવો લક્ષ્મણનો મોટો ભાઇ રામચંદ્ર નિશંકપણે તે ધનુષ્ય પાસે જઇને ઇંદ્ર જેમ વજ્રને ગ્રહણ કરે, તે પ્રમાણે સર્પ તથા અગ્નિ જેના ઉપરથી શાંત થઇ ગયાં છે. એવા વજ્રાવર્ત ધનુષ્યને હાથથી ઉપાડી પૃથ્વી ઉપર રાખીને નેતરની લાકડીની પઠે નરમ કરીને તે ધનુષ્યની કમાન કાન સુધી ખેંચી ચડાવીને સજ્જ કરયા પછી ગર્જના શબ્દ વડે આકાશ અને પૃથ્વી વચ્ચે એકજ ધ્વની થઇ રહી, એવા વેગથી પોતાના યશની નોબતની પઠે તે ધનુશનો ટણકાર કર્યો, તે જોઇને વિલંબ ન કરતાં સીતાએ રામના ગળામાં સ્વયંવર માળા ઘાલી. ત્યાર પછી રામચંદ્રે ધનુષ્યની પ્રત્યંચાને ઉતારી નાંખી. પછી રામની આજ્ઞાથી લક્ષ્મણે અર્ણવાવર્ત ધનુષ્ય સજ્જ કરીને તેનો ટણકાર કર્યો. તેના શબ્દ કરી સર્વ દિશાનાં મુખ બેહેરાં થઇ ગયાં. પછી લક્ષ્મણે તે ધનુષ્યની પ્રત્યંચા ઉતારીને ફરી ઠેકાણા ઉપર રાખ્યું. તે જોઇને વિદ્યાધર અતિ વિશ્મય થઇને દેવાંગના જેવી પોતાની અઢાર કન્યા લક્ષ્મણને આપી. ભામંડલ સહિત ચંદ્રગત્યાદિ રાજાઓ લજ્જાયમાન થઇને પોતપોતાના નગર પ્રત્યે ગયા. પછી જનકની રજા લઇને દશરથ રાજાએ મોટા ઉત્સાહે કરી રામ સીતાનો વિવાહ કરયો. તે વખતે જનકનો ભાઇ કનક તેની સ્ત્રી સુપ્રભાના ઉદરે થએલી ભદ્રા નામની કન્યા ભરતને આપી. એ બધુ થયા પછી દશરથ રાજા પોતાના પુત્ર તથા તેમની સ્ત્રીઓને સાથે લઇને પોતાની અયોદ્ધા નગરીમાં આવ્યો ત્યાં પોતાની પ્રજા સહિત મોટો ઉત્સાહ કરયો.

કોઇ એક સમયે તે અયોધ્યા નગરીમાં એક સત્યભુતિ નામના ચાર જ્ઞાનને ધારણ કરનાર મહામુનિ આવી સમોસરયા તેનાં દરશન કરવા સારૂ પોતાના પુત્રાદિ પરિવાર સહિત દશરથ રાજા ત્યાં આવીને તથા તેની વંદના કરીને દેશના સાંભળવા લાગ્યો. એવા સમયે વૈતાઢ્ય પર્વત ઉપર સીતાભિલાષે કરી સંતપ્ત થએલા પોતાના ભામંડલ નામના પુત્ર સહિત ચંદ્રગતિ રાજા વિદ્યાધરોને સાથે લઇને રથાવર્ત પર્વત ઉપર શ્રી અરહંતની વંદના કરીને પાછો આવતી વખતે આકાશમાંથી તે મુનીને જોઇને નીચે ઉતરીને તથા નમસ્કાર કરીને ધર્મદેશના સાંભળવા લાગ્યો. તે વખતે સીતાની ઇચ્છાથી ભામંડલને તાપે ઘેરી લીધેલો જાણીને સત્યવાદી તે સત્યભુતિ સુરીએ ત્યોનાં પુર્વ જન્મનું પ્રસ્તાવન કરી ત્યોના પાપની નિવૃતિને અર્થે ચંદ્રગતિ રાજા, તેની

સ્ત્રી પુષ્પવતી. ભામંડલ અને સીતા યોની પુર્વ જન્મની કથા કહીને પછી તે આ જન્મમાં સીતા અને ભામંડલ એ બેઉ એકજ કાલે યુગ્મ (જોડલા) થયાં તેમજ ભામંડલના હરણની કથા યથાર્થ કહી સંભળાવી. એ સર્વ વ્રતાંત મુનિના મુખ થકી ભામંડલે સાંભળ્યાથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેથી મુરછા ખાઇને પૃથ્વી ઉપર પડયો. કેટલાએક વખત પછી સાવચ થઇને સત્ય ભુતિએ કહેલો પુર્વ જન્મનો વૃતાંત પોતે કહેવા લાગ્યો. તે સાંભળીને ચંદ્રગત્યાદિ રાજા પરમ સંવેગને પામ્યા. પછી માહાબુધ્ધિમાન ભામંડલે સીતા મારી બેન છે એમ જાણીને તેને નમસ્કાર કરવા લાગ્યો. જન્મતી વેતજ જેનુ હરણ થયું તે આ મારો ભાઇ છે એમ કહી આનંદ પામીને સીતાએ તેને આશીર્વાદ આપ્યો. પછી જેના આંગ ઉપર આનંદે કરી રોમાંચ ઉઠેલાં છે અને તત્કાલ જેને સત્દદ ભાવ ઉપનો છે. એવો તે ભામંડલ, તેણે ભુમિ ઉપર માથુ ટેકીને રામને નમસ્કાર કરયો. તે વખત ચંદ્રગતિ રાજાએ જનક રાજાની તરફ દુત મોકલીને વિદેહા સહિત તેને બોલાવ્યો. ત્યાં આવ્યા પછી ત્યોને ભામંડલનો સર્વ વૃતાંત સંભળાવીને કહ્યું કે, આ તારો પુત્ર છે. એવું તેનુ બોલવુ સાંભળીને મેઘની ગર્જનાએ કરી જેમ મોરને આનંદ થાય તે પ્રમાણે જનક રાજા અને તેની વિદેહાને ઘણો આનંદ થયો, પછી વિદેહાના સ્તનોમાંથી દુધ નીકળવા લાગ્યું. તેથી આ મારાં માતા પિતા છે એમ ભામંડલે જાણીને ત્યોને નમસ્કાર કરયો. પછી ત્યોએ પોતાના પુત્રના માથાનું ચુંબન કરયું, એ બધું જોઇને સંસારથી વિરકત થયો થકો ચંદ્રગતિ રાજાભામંડલને રાજ્ય ઉપર બેસાડીને તેણે વસુભુતિ મુનિની પાસે દિક્ષા લીધી. ત્યાર પછી ભામંડલ રાજા સત્યભુતિ મુનિને, પોતાના પિતા ચંદ્રગતિ મુનિને, જનકને, વિદેહાને, દશરથને, સીતાને, તથા રામચંદ્રને નમસ્કાર કરીને પોતાના નગર પ્રત્યે ગયો, દશરથ રાજા સત્યભુતિ મુનિને નમસ્કાર કરીને પોતાના પુર્વ જન્મનો વૃતાંત તેને પુછવા લાગ્યો. ત્યારે મુનિ કહે છે કે, હે દશરથ, એક સેનાપુર નામના નગરમાં એક મહિત્મા ભાવન નામનો વાણીઓ રહેતો હતો. તેની સ્ત્રી દીપિકાના ઉદરથી ઉપાસ્તિ નામની કન્યાપણે તું પુરવ જન્મમાં થયો, તે પુત્રી સાધુની નિંદા કરનારી થઇ. તે પાપના યોગથી મરીને તેનો જીવ બીજી પસ્વાદિક યોન્યોને પામ્યો. એમ કરતાં કોઇ એક સમયે ચંદ્રપુર નામના નગરમાં ધન્ય નામના એક વ્યાપારીની સ્ત્રી સુદરીના પેટે વરૂણ નામનો પુત્ર થયો. તે ભવમાં તું ઉદાર સ્વભાવને પામીને

સાધુઓને વાસ્તે ઇચ્છા કરતાં વધારે દાન દેવા લાગ્યો. કાળે કરી મરણ પામીને ધાતકીખંડદ્વીપમાં ઉતર કુરૂક્ષેત્રને વિષે યુગલીઆનુ જન્મ પામ્યો. ત્યાંથી કાળ કરીને એક દેવલોકમાં તું દેવ થયો. ત્યાંથી ચવીને પુષ્કલા નગરીમાં નંદિઘોષ રાજાની સ્ત્રી પૃથ્વી દેવીના ઉદરથી નંદિવર્ધન નામનો તું પુત્ર થયો. નંદિઘોષ રાજા તને રાજ્ય ઉપર બેસાડીને તથા પોતે યશોધર નામના મુનિની પાસે દિક્ષા લઇને ગ્રઈવેયકદેવલોકને પામ્યો, પછી તું શ્રાવક ધર્મ પાળીને કાળ કરી ગયા પછી બ્રહ્મદેવલોકમાં દેવ થયો. ત્યાંથી ચવીને પુર્વ મહાવિદેહક્ષેત્રમાં વૈતાઢ્ય પરવતની ઉત્તર દિશા તરફ શશિપુર નગરનાં વિદ્યાધરોના સ્વામીની સ્ત્રી વિદ્યુલતાના પેટે મહાપરાક્રમી સુર્યંજય નામનો પુત્ર થયો. એક સમય રત્નમાલી નામનો રાજા અતિ ગર્વીત વિદ્યાધરોના સ્વામી વજરનયન રાજાને જીતવા સારૂ સીંહપુર નામના નગરમાં આવીને તેણે બાળ. વૃદ્ધ, સ્ત્રી, પશુ, તથા ઉપવન સહિત તે નગરને બાળવાનું શરૂ કરયું. તેવા સમયમાં પુર્વ જન્મનો ઉપાધ્યાય ઉપમન્યુ નામનો કાળ કરી ગયા પછી સહસ્રાર દેવલોકમાં દેવ થયો હતો, તે ત્યાંથી આવીને રત્નમાલીને કહેવા લાગ્યો કે આ માહા પાપ તું કર નહી. પુરવ જનમમાં તું ભુરિનંદન નામનો રાજા હતો. તે વખતે માંસ ન ખાવા વિષે તેં પ્રતિજ્ઞા કરી હતી એવું તે ઉપમન્યુ કહે છે, તે સાંભળીને તે મુગો મુગો બેશી ગયો.

પછી પોતાના પુરવ જન્મનો વૃતાંત તેને કહેવા લાગ્યો કે, હે રાજા, એક સમયે એક સ્કંદ નામના પુરૂષે પુર્વભવમાં હું ઉપાધ્યાય છતાં મને માર્યો. મુવા પછી હાથીની યોની પ્રાપ્તી થઇ. તેને પકડીને ભુરીનંદન રાજા પોતાના ઘેર લાવ્યો. એવી રીતે ત્યાં કેટલાએક કાળ રહીને એક વખત સંગ્રામમાં મરાયો. ત્યાંથી ભુરીનંદન રાજાની સ્ત્રી ગંધારાના પેટે મારો જીવ અરિસુદન નામનો પુત્ર થયો. તે ભવમાં જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. તેથી દિક્ષા લઇને કાલ કરી ગયા પછી સહસ્રાર નામના દેવલોકમાં આ હું દેવ થયો છુ અને તે ભુરીનંદન રાજા મુવા પછી એક મોટો વનમાં અજગર થયો. ત્યાં તે દાવાનળમાં બળી મરીને નરકમાં ગયો. તારી સાથે માહારો પુર્વનો સ્નેહ હોવાથી ત્યાં મેં આવીને તને બોધ કરયો, ત્યાંથી નીકળીને તું આ જન્મમાં રત્નમાલી રાજા થયો છું. પુર્વે તેં માંસ ખાવાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો, તેથી તેં એટલા જન્મ લીધા. ત્યારે હવે અનેક દુઃખને ઉત્પન્ન કરનારૂ અધિર કૃત્ય જે આ નગરનું બાળવું તેને તું મુકી દે.' એવાં તે દેવ

નાં વચનો સાંભળી, તથા તે યુદ્ધથી પરાભૂત થઇને તેમજ પોતાના કુલનંદન નામના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને પોતાના બીજા સુર્યંજય નામના પુત્ર સહિત તેજ વખત એક તિલકસુંદરાચાર્ય પાસે દિક્ષા લીધી, પછી તે બેહુ પિતા પુત્ર સહિત મરણ પામ્યા પછી મહાશુક્રદેવ લોકમાં દેવ થયા. સુર્યંજય ત્યાંથી ચવીને આ તું દશરથ રાજા થયો, અને તે રત્નમાલી દેવલોકથી ચવીને આ જનક રાજા થયો છે, તે ઉપમન્યુ જનકનો મોટો ભાઇ કનક નામે થયો. નંદિવર્ધનના ભવમાં તારો પિતા જે નંદિઘોષ તે હું ગ્રઇવેકય દેવ લોકમાંથી ચવીને આ સત્યભુતિના ભવે થયો છું- એવાં તે મુનિનાં વાકય સાંભળીને તે દશરથ રાજા સમકિતને પામ્યો. પછી તે મુનિને નમસ્કાર કરીને દિક્ષા લેવાની ઇચ્છાથી ત્યાંથી ઉઠીને પોતાના ઘેર આવ્યો.

ત્યારથી દશરથ રાજાએ પોતાની સ્ત્રીઓ, પુત્રો તથામંત્રીઓ વગેરે સરવને બોલાવીને દિક્ષા લેવા વિષે ત્યોને પુછવા લાગ્યો. તે વખતે ભરત નમસ્કાર કરીને કહેવા લાગ્યો કે, હે રાજા, તમારી સાથે હું પણ દિક્ષા લઇશ. તમારા શિવાય હું એક ઘડી પણ રહેનાર નથી. હે સ્વામીન તમારા ચરણોનો વિરહ, ને બાજી આ સંસારની પંચાયત એ બેઉ મહા મોટાં દુઃખ મારાથી કેમ સહન થાય? એવાં ભરતનાં વાકયો સાંભળીને કૈકેઇ વિચાર કરવા લાગી, કે જો બેઉએ દિક્ષા લીધી તો હું તેજ દિવશથી પુત્ર તથા પતિ રહિત થઇ. એમ જાણીને બોલવા લાગી કે, હે સ્વામીનાથ, પુર્વે સ્વયંવરોત્સવમાં મેં તમારૂ સારથ્ય કર્મ કર્યું તેથી પ્રસન થઇને જે તમે વર આપ્યો છે, તેની તમને યાદ છે કે? હે નાથ, તે વર આ સમયે પુરો કરો. કહ્યું છે કે, "મહાત્મા પુરૂષની પ્રતીજ્ઞા પથ્થર ઉપરની રેખની બરાબર છે" એવું તેનું બોલવું સાંભળીને દશરથ રાજા કહેવા લાગ્યો કે, મેં જે પુર્વે અંગીકાર કરયું તે તેનુ મને હજી સ્મરણ છે. તેને બદલે એક દિક્ષાના નિષેધ શિવાય જે તારી ઇચ્છામાં આવે તે માગી લે. ત્યારે કૈકેઇ કહેવા લાગી. હે સ્વામીન, જો તમે દિક્ષા લ્યો તો આ પૃથ્વીનુ રાજ્ય મારા પુત્ર ભરતને આપો. ત્યારે દશરથ રાજાએ કહ્યું કે, લે આ પૃથ્વી આજથીજ એમ મેં આપી. એમ કહીને લક્ષ્મણ સહિત રામની સાથે રાજા બોલવા લાગ્યો કે, પુર્વે એના સારથ્ય કર્મે કરીને રાજી થઇને મેં એને વર દીધો હતો. તે આજ એના ભરત પુત્રને રાજ્ય દેવા વિષે માગી લીધો. ત્યારે રામ બોલ્યો, કૈકેઇ માતાએ એ ઘણું સારૂ કર્યું, અને મારો ભાઇ જે ભરત એમ

રાજ્યદાન કરવા વિષે પિતાએ મને પુછયું. એથી માત્ર મારૂં મન ખિન્ન થાય છે. રાજાએ સંતુષ્ટ થઈને કોઈ એક ચાકરને રાજ્ય આપ્યું હોય, તો પણ તેના નિષેધમાં અથવા અનુમતિમાં હું સમર્થ થનાર નથી કેમકે મને તો પિતાની આજ્ઞા પાલન કરવા યોગ્ય છે. ને એજ મારો ધર્મ તે, ભરત જે છે તે હુંજ છું, અને તમને અમે બેઉ સરખા છીએ. માટે મોટા આનંદે કરી ભરતને રાજ્ય ઉપર બેસાડો. એવું રામનુ બોલવું સાંભળીને દશરથ રાજા વિસ્મિત થઈને પ્રધાનોને કહે છે, એટલામાં ભરત બોલ્યો. હે. સ્વામિન તમારી સાથે દિક્ષા લેવાને મેં પ્રથમજ પ્રાર્થના કરી છે. તે કોઈના કેહેવા અન્યથી થનાર નથી, એવું ભરતનુ બોલવુ સાંભળીને રાજા કહે છે. કે, હે વત્સ, મારી પ્રતિજ્ઞા તું ખોટી કર નહી, તારી માતાને મેં વર આપીને મારી પાસે આજ દિવશ સુધી રાખ્યો હતો. તેનો બદલો આજ કૈકેઈએ તને રાજ્ય દેવાનો માગ્યો. તે તારી માતાની આજ્ઞા ફેરવવા યોગ્ય નથી, તારે પાસે બેઠેલો રામ પણ ભરતને કહેવા લાગ્યો કે, તને જો પણ ગર્વ નથી તો પણ પિતાની પ્રતિજ્ઞા પાળવા સારૂં તું આ રાજ્ય કર. એવુ રામનુ બોલવુ સાંભળીને જેની આંખોમાં પાણી આવ્યું છે, એવો તે ભરત રામના પગમાં માંથુ રાખીને તથા હાથ જોડીને ગદગદ સ્વરે બોલવા લાગ્યો. આ રાજ્ય દેવાને પિતાથી તમે યોગ્ય છો, પણ મને એ રાજ કરવા યોગ્ય નથી. તમે પિતાના પુત્ર છો. ને હું પિતાનો પુત્ર નથી કે શું? તમારોજ નાનો ભાઈ હુ છુ, આ નિંધકર્મ જો મેં કરયું તો મારા જેવો બીજો કોઈ મુરખ નથી. એવુ તેનુ બોલવુ સાંભળીને રામ કહે છે હે રાજા, હું આંઈ છતાં આ ભરત રાજ્ય કરનાર નથી. તેથી હું વનવાશ જાઊ છુ એ પ્રમાણે રાજાની રજા લઈને તથા ભકિત વડે પિતાને નમસ્કાર કરીને તે સમયે ભરત રૂદન કરતો છતાં તેને મુકીને પોતાના ધનુષ્ય બાણ હાથમાં લઈને રામ વનવાશ જવા સારૂં બાહાર નીકળ્યો.

રામ વનવાશ જાય છે, એમ જાઈને દશરથ રાજા વારંવાર મુરછાઈને પડવા લાગ્યો, પછી રામ કોશલ્યાને નમસ્કાર કરીને તેને કહે છે કે, હે માતા હું તારો જેવો પુત્ર છું તેવોજ તને ભરત છે. પોતાની પ્રતિજ્ઞા સાચી કરવા સારૂ પિતાએ તેને રાજ્ય દીધુ. તે હું આંઈ છતાં તે રાજ લેતો નથી તે કારણ માટે મને અરણ્ય વનમાં જાવું છે, જેવી મારી ઉપર તારી મમતા હતી છે, એવીજ ભરત ઉપર રાખજે. મારા વિયોગથી તું કદી પણ દુઃખી

થને નહી. એવી રામની વાણી સાંભળીને કૌશલ્યા મુર્છીત થઇને પૃથ્વી ઉપર પડી. દાસીએ સીતળ જળ તેના આંગ ઉપર છાંટયાથી સાવધ થઇને બોલવા લાગી. મને કોણે સાવધ કરી ? આ મુર્છાજ સુખે કરી મૃત્યુને કારણ છે, રામના વિહથી થતા દુઃખને હું જીવતી રહીને કેમ સહન કરૂ ? પુત્ર વનમાં જશે. ને પતિ દિક્ષા લેશે, એ સાંભળીને મારૂ મન કેમ વિદારણ ન થાય ! તારે ફરી રામ કહે છે કે હે માતા, તું મારા પિતાની પત્ની છતાં બીકણ સ્ત્રીઓના ચોગ્ય એવાં કેવાં કામને તેં આરંભ કરયો છે ! સિહને પુત્ર એકલો વનમાં ફરવા જાય છે તે વખતે તેની માતા સિંહણીનુ ચિત્ત સ્વસ્થ હોય છે, કદી પણ મનમાં ભય પામતી નથી તેમ તને પણ ભય પામવુ નહી. આ જે આપેલો વર તે મારા બાપને મોટો ઋણ હતો. તેથી આજે તે છુટયો. તે ઘણુ સારૂ થયું. હું જો આંઇ રહ્યો તો હે માતા, મારા પિતા કરજથી કેમ મુકાશે ? ઇત્યાદિક યુકિતનાં વચનોથી કૌશલ્યાનુ સમાધાન કરીને તેને તથા બીજી માતાઓને નમસ્કાર કરી રામ ત્યાંથી જવા નીકળ્યો.

એ બધુ જોઇ સીતાએ દુરથી દશરથ રાજાને નમસ્કાર કરી કૌશલ્યા પાસે આવીને તથા તેને નમસ્કાર કરીને રામના અનુલક્ષે જવા સારૂ આજ્ઞા માગી, તે સમયે કૌશલ્યા જાનકીને ખોળામાં લઇને નેત્રોના ઉષ્ણ આંસુના પાણીથી તેને સ્નાન કરાવતી થકી તેને કેહેવા લાગી કે, હે વતસે, રામચંદ્ર પોતાના પિતાની આજ્ઞાએ વનમાં જાય છે. તે નૃસિંહને વનમાં રહેવુ કઠિણ નથી. પરંતુ જન્મથી ઉત્તમ વાહનાદિકે કરી લાલિત એવી તું દેવી જેવી પગે કરી ચાલી જવાની પીડા કેમ સહન કરીશ ! કમલનાલ જેવા કોમલ જે તારા આંગ, તે તાપાદિકના યોગે ક્ષીણ થએલા જોઇને રામને પણ દુઃખ થશે તથાપિ તું પોતાના પતિની સાથે જાય છે, તેમજ જાતાં તને ઘણુ કષ્ટ થશે. એવું મનમાં આણીને મોકલવાને તથા રોકવાને હું શમર્થ થઇ શકતી નથી. એવું પોતાની સાસુનુ બોલવુ સાંભળીને શોક રહિત સીતા કૌશલ્યાને નમસ્કાર કરીને કહે છે કે, હે કૈશલ્યા માતા, મારી ભકિત તમારા આધીન છે તેના યોગે માર્ગમાં તે મને કલ્યાણકારક થશે. વિદ્યુલતા જેમ મેઘ બરાબર જાય છે. તેમ હું રામની સાથે જાઉ છું. એમ કહી ફરી કૌશલ્યાને નમસ્કારી કરી તથા મનમાં રામને ધ્યાન કરતી વનમાં જવા સારૂ નિકળી તે વખતની જે પતિ ભકિત તેના યોગે પતિવ્રતા સ્ત્રીઓને પ્રથમજ જાનકી ઉદાહરણ

રૂપ થઇ, દુઃખ થકી ભય ન પામનારી. પતિવ્રતામાં શિરોમણી જે આ સીતા, તે પોતાના શિળ વડે પોતાના પતિના કુલને પાવન કરે છે. માટે એને ધન્ય છે. એવા શોકે કરી ગદગદ વાણી વડે વર્ણન કરનારી નગરની સ્રીઓ વનમાં જવાવાળી સીતાને મોટા સંકટથી જોવા લાગી.

તે વખતે રામ વનમાં જવા વાસ્તે નીકળ્યો. એમ જાણીને મોટા ક્રોધમાં આવીને લક્ષ્મણ મનમાં વિચાર કરવા લાગ્યો કે, પિતા તો સ્વભાવે કરી સરલ છે, પરંતુ તેની સ્રીઓ સ્વભાવે કરીને કપટી છે, આટલા દિવશ વર પોતાના મનમાં રાખીને હમણાં આ અનુચિત માગી લીધુ. રાજાએ ભરતને રાજ્ય આપ્યું ને તે હેતુથી પોતાનુ કરજ ફેડયું. તેના કરજના ભયથી એમે મુકાયા. હવે આ મારો ક્રોધ મટાડવા સારૂ નિર્ભય થઈને આ ભરત પાસેથી રાજ હરણ કરીને રામને રાજ ઉપર બેસાડું ? પણ આ રામ મહાસત્યવાન છે. તેણે રાજને તૃણની પઠે મુકી દીધુ. તેનુ મણ તેને દુઃખ થયું નહી. વળી ભરત પાસેથી રાજ્ય લેવાથી પિતાને પણ દુઃખ થશે ? માટે ભરત રાજા થઓ ! વિગરે ગમે તે થાઓ. હું તો રામની ચાકરી કરવા સારૂ તેની સાથે જઇશ, એવો વિચાર કરીને લક્ષ્મણ પોતાના પિતાને નમસ્કાર કરીને તથા પુછીને સુમિત્રાને પુછવા સારૂ નિકળ્યો. સુમિત્રા પાસે આવીને તથા તેને નમસ્કાર કરીને કેહેવા લાગ્યો. રામ વનમાં જાય છે તેની સાથે હું પણ જાઉ છું. મર્યાદશીળ જે રામ તે શિવાય લક્ષ્મણ રહેવાને સમર્થ નથી. એવું તેનુ બોલવું સાંભળી સુમિત્રા કિંચીત ધૈર્ય ધારણ કરીને લક્ષ્મણને કેહે છે, હે બાળક, તું મોટા ભાઇની પાછળ જાય છે, તે ઘણું સારૂ છે. તું મારો પુત્ર છું. માટે એ કામથી હું રાજી થાઉ છું. મને નમસ્કાર કરીને આંઇથી રામ ગયાને ઘણો વખત થઇ ગયો, હવે તું વિલંબ નહી કર. એવુ માતાનુ બોલવુ સાંભળીને લક્ષ્મણ કહેવા લાગ્યો. કે હે માતા, તેં ઘણું સારૂ કહ્યું. તું મારી સાચી માતા છું. એમ કહી. તેને નમસ્કાર કરીને કૌશલ્યાને પગે લાગવા સારૂ ચાલ્યો. તેને નમસ્કાર કરીને કહેવા લાગ્યો કે. માહારો મોટો ભાઇ એકલો વનમાં ગયો. હું પણ તેની પાછળ જવા સારૂ નીકળવાની આગમજ તને પુછવાને આવ્યો છું. એવુ લક્ષ્મણનુ બોલવું સાંભળીને તેને કૌશલ્યા કહેવા લાગી કે, હું મોટી મંદભાગ્ય છું. કેમકે, તું પણ મને મુકીને વનમાં જાય છે, મને ધૈર્ય દેવા સારૂ તું એકલો તો આંઇ રહે. ત્યારે લક્ષ્મણ તેને કેહે છે કે, તું રામની માતા છું. માટે સામાન્ય સ્રીઓની પઠે

તને ધૈર્ય મુકવા યોગ્ય નથી મારા ભાઈને વનમાં ગએ ઘણો વખત થયો ને તે દુર ગયો હશે. માટે મને વિલંબ ન કરતાં તેની પાછળ જવું જોયે. તેમાં વિઘન કરવુ તને યોગ્ય નથી. હું રામને આધીન છું એવું ભાષણ કરીને તથા તેને નમસ્કાર કરી ધનુષ્ય બાણ હાથમાં લઈને મોટા વેગથી રામની પાસે ગયો.

વિકસિત મુખકમલ છે જેમના, વનમાં જવાને તત્પર થએલા, ક્રીડા વનમાં જવાની પઠે તે ત્રણે જણ નગરથી બાહાર નિકળ્યા. તે વખતે નગરીના લોકો જેમ દેહમાંથી પ્રાણ નીકળતી વખતે દુઃખ થાય, તેમ રામ, લક્ષ્મણ તથા જાનકી વનવાશ જવા સારૂ નિકળવાથી સ્ત્રી પુરૂષો દુઃખ પામવા લાગ્યા આ કૈકેઈ મોટી ક્રૂર છે, આ વિધાતા દુષ્ટ છે. એમ બોલતા થકા સર્વ પ્રજાલોક શોક કરતા કરતા મોટા વેગથી રામની પાછળ દોડ્યા. તેમજ નેત્રમાં પાણી આણી પોતાની સ્ત્રીઓ સહિત દશરથ રાજા પણ ત્યોની પાછળ નીકળ્યો. તે વખતે આખી અયોધ્યા નગરી ઉજડ થઇ ગઇ. તે બધા રામની પાસે આવ્યાથી તેમાં પોતાનાં મા બાપ છે, એમ જોઇને રામ ચાલતો ઉભો રહી ગયો. પછી વિનય સહિત વાણીથી ત્યોને સમજાવીને રામે પાછા ફેરવ્યા, નગરીના લોકોની સાથે પણ યથોચિત બોલીને તેમને વિદાય કરચા, તદનંતર શીતા તથા લક્ષ્માણ સહિત રામ ઉતાવળો વનની તરફ ચાલવા લાગ્યો. જે જે ગામમાં ત્યો જાય, ત્યાંના મોટા મોટા લોકો ત્યોને રહેવા બાબત ઘણી પ્રાર્થના કરવા લાગ્યા. પરંતુ તે ક્યાંએ રહ્યા નહી.

આંઈ ભરતને પોતાના ભાઇનો વિરહ થયાથી તે રાજ્યને ગ્રહણ ન કરતાં કૈકઇની નીંદા કરીને પોતાના પિતાની સાથે દિક્ષા લેવાને તઇયાર થયો, અને લક્ષ્માણ તથા સીતા સહિત રામને પાછો બોલાવી લાવવા સારૂ પોતાના પ્રધાનોને મોકલ્યા. પ્રધાનો ત્યાંથી નીકળી મોટા વેગથી રામની પાસે આવીને ત્યોને પાંછા ફેરવવા સારૂ ત્યાં ઘણી યુક્તિઓ કરવા લાગ્યા. તથા ઘણી પ્રાર્થના કરી. પણ રામ પાછો ફરચો નહી. કહ્યું છે કે, "મોટાની પ્રતિજ્ઞા કદી પણ ફરતી નથી." પછી રામચંદ્રે તેમને પાછા જવાનુ ઘણું કહ્યું તથાપિ ત્યો પાછા ન ફરતાં રામની સાથે ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં જેમાં મોટા વ્યાઘરો વિચરી રહ્યા છે. કોઇ માણસનુ તો જેમાં પગલુ પણ મળે નહી; જ્યાં જુવે ત્યાં ઝાડ વિના બીજુ કાંઇ પણ દીઠામાં આવે નહી. એવી વિઘાટવીમાં રામ, લક્ષ્માણ તથા સીતા વગેરે સર્વ સાથ આવ્યો. તે વનમાં એક નદી

આવી. મોટો છે જેનો પ્રવાહ. પાણીમાં મોટા મોટા ચક્રાવર્ત થઈ રહ્યા છે, તેને જોઇને તથા તેના કાંઠા ઉપર આવીને રામચંદ્ર પોતાના પ્રધાનાદિકોને કહેવા લાગ્યો, હવે આંઇથી તમો પાછા જાઓ. આગળ રસ્તો ઘણો કઠણ આવે છે. અમારી કુલ વારતા અમારાં મા બાપને જઇ કેહેજો. અમારી માતાઓ તથા ભરતની સારી પઠે સેવા ચાકરી કરજો. એવાં રામનાં વાક્યો સાંભળીને તે પ્રધાનાદિકોના મનમાં કરૂણાનો ભાવ ઉત્પન્ન થયાથી આંખોમાં આંસુ આવ્યાં તેથી વસ્ત્ર ભીંજાઈ ગયાં. ત્યોના ગદગદ કંઠ થએથી મુખમાંથી શબ્દ નિકળવાની શકતી રહી નહી તથાપિ આ રામના ચરણકમલની પાસે અમારી યોગ્યતા કયાંથી? રામનો વિયોગ થયો માટે અમને ધિકાર છે. એમ જેમ તેમ બોલીને તથા માહા સંતાપે કરી પાછા ફરયા.

ત્યાર પછી સીતા તથા લક્ષ્મણ સહિત રામ તે નદી ઉતરીને પેલી તરફ ગયો. તે વનમાં જતાં જ્યાં સુધી દેખાવા લાગ્યા, ત્યાં સુધી તે પ્રધાનાદિકો તેમને જોતા ઉભા રહ્યા. જ્યારે અદૃષ્ટ થયા. ત્યારે તે અયોધ્યા નગરી તરફ ચાલવા લાગ્યા. ત્યાં આવીને સર્વ વ્રતાંત રાજાને કહ્યો. ત્યારે દશરથ રાજા ભરતને કેહેવા લાગ્યો કે, રામ પાછો આવ્યો નહી. હવે તુ રાજને અંગીકાર કર. તેમ તેં ન કરયાથી મારી દિક્ષામાં વિઘન થશે, માટે એમ કરવુ તને યોગ્ય નથી. ત્યારે ભરત કહેવા લાગ્યો કે, હે પિતા, મને રાજની ખપતી નથી. હું પોતે મારા ભાઇ રામની પાસે જઇ તેને રાજી કરીને પાછો બોલાવી લાવીશ. એમ કહીને ત્યાંથી ભરત નીકળ્યો ત્યારે તેની માતા કૈકેઇ રાજા કહેવા લાગી કે, હે રાજા, તમે ભરતને રાજ્ય આપ્યુ, તેથી તમારી પ્રતિજ્ઞા સાચી થઇ. હવે આ તમારો વિનઇ પુત્ર રાજને ગ્રહણ કરતો નથી. તેમજ તમારી બીજી સર્વ સ્ત્રીઓને ઘણું દુઃખ થાય છે. કેમકે મેં એ કામ કરતાં કાંઇ પણ વિચાર કરયો નહી. તેથી તમે પુત્ર સહિત છતાં રાજ્ય અરાજ્ય રૂપ થયું કૈશલ્યા, સુમિત્રા, તથા સુપ્રભા, એમનું રડવું કોઇથી પણ સહન થતું નથી. તે રોદન સાંભળીને મારૂં રૂદય પણ ફાટી જાય છે. ત્યારે હવે આ ભરતની સાથે હું જઇને લક્ષ્મણ તથા સીતા સહિત રામને પાછો લાવવાથી સર્વને સુખ થસે. માટે મને આજ્ઞા આપો. એવાં કૈકેઇનાં વચનો સાંભળીને રાજા ઘણો રાજી થયો, અને તેમને જવાને રજા આપી. ભરત તથા કૈકેઇ ગામથી નીકળ્યા પછી ૭ દિવશે ત્યાં જઇ પહોતાં. તે વખતે રામ, લક્ષ્મણ તથા જાનકી, એ ત્રણે જણ એક ઝાડના થડ પાસે બેઠાં હતાં. તેમને જોઇને કૈકેઇ રથમાંથી નીચે ઉત

રીને તેમની પાસે આવીને મોટા પ્રેમે કરી તેમને કહેવા લાગી. હે વત્સ, હે વત્સ, એટલામાં રામે આવીને તેને નમસ્કાર કરયો. ત્યારે તે તેના માથાનુ ચુંબન કરવા લાગી. તેમજ સીતા અને લક્ષ્મણે નમસ્કાર કરયો. ત્યારે ત્યોને પેટની સાથે દાબીને મોટા સ્વરે રડવા લાગી. ત્યાર પછી ભરત રામને નમસ્કાર કરીને ઘણા સ્નેહમાં આવ્યાથી મુરછા ખાઇને જમીન ઉપર પડયો. એમ જોઇને રામે તેને સાવધ કરયો. ત્યારે તે કાંઇક શુદ્ધિમાં આવીને રામને કહેવા લાગ્યો.

હે મારા પ્રિય બંધુ, અભકતની પઠે મને મુકીને તું આ અરણ્યમાં કેમ આવ્યો ? "માતાના દોષ વડે ભરત રાજ્યનો અર્થી થયો," એવો મારી ઉપર લોકોનો અપવાદ આવ્યો છે તે તું મારી સાથે ચાલીને દુર કર. અને અયોધ્યા નગરીમાં આવીને ત્યાંની રાજ્ય લક્ષ્મીનો ઉપભોગ લે, હે ભ્રાતા, એમ કરયા શિવાય મારો લોકાપવાદ દુર થવાનો નથી. તું રાજ્યાસન ઉપર બેઠાથી જગતનો મિત્ર જે આ લક્ષ્મણ તે તારો પ્રધાન થશે. હું તારો દ્વારપાલ થઇશ. અને શતરૂઘન છત્ર ધારણ કરનારો થશે. એવા દિનતા સહિત ભરતનાં વાકયો સાંભળીને તેને ટેકો દેવા સારૂ કૈકેઇ બોલવા લાગી. હે વત્સ, તું સદા ભાઇઓ વિશે દયાળુ છું તેથી આ ભરતનું બોલવું તને માન્ય કરવા યોગ્ય છે. આ કૃતમાં તારા પિતાનો દોષ નથી, તેમ આ ભરતનો પણ દોષ નથી. એ કેવળ આ મઝ અભાગિણીનો દોષ છે, સ્ત્રીઓનો એવો દુષ્ટ સ્વભાવજ હોય છે; માટે ત્યોને ધિકાર છે આ કૃત્યથી એક વ્યભિચાર શિવાય બીજા સર્વ દોષ મારામાં સંભવે છે. લક્ષ્મણ, ભરત, શતરૂઘન, સુમિત્રા, કૌશલ્યા તથા સુપ્રભા વગેરેને આ કામે કરી મેં જે દુઃખ દીધું છે તે તું સહન કર, તને હું મારો પ્રિય પુત્ર સમજુ છું. અને એવા હેતુથીજ આ મારૂ બોલવું છે. તે તું માન્ય કર. એવું કકઇનુ કરૂણાત્મક બોલવું સાંભળીને તેને રામ કહેવા લાગ્યો. હે કૈકેઇ માતા, હું દશરથ રાજાનો પુત્ર થઇને મારી કરેલી પ્રતિજ્ઞાને કેમ મુકુ ? તેણે આ ભરતને મારી સલાહથી રાજ આપ્યું છે. તે દશરથ મારો પિતા, તથા આ મારો ભાઇ, એ બેઉ જણ જીવતાં છતાં મારા વચનને હું કેમ ફેરવું ? ભરતને રાજ કરવા વિષે આ મારી બેઉની આજ્ઞા છે. તેમ છતાં પોતાના પિતા પ્રમાણે મારી આજ્ઞા પણ ફેરવાને આ ભરતને યોગ્ય નથી. એટલામાં સીતા પાણી ભરી આવી, તે વડે ત્યાં આવેલા સર્વ સામંતોની સાક્ષીએ રામે ભરતને રાજ્યાભિષેક કરયો. તે વખતે ના ધાસ્તીથી ભરતને કાંઇ પણ કહ્યા વિના સર્વ મુગા રહી ગયા. પછી રામે

અતિ આનંદ વડે કૈકેઇને નમસ્કાર કરયો. તેમજ ભરતને યથાયોગ્ય આદર સત્કાર કરયો. અને ત્યોની સાથે મધુરવાણી વડે ભાષણ કરીને તથા ત્યોને ઘણી રીતે સમજાવીને પાછા અયોધ્યા નગરી તરફ રવાને કરયા. અને પોતે દક્ષિણ દિશા તરફ ચાલ્યા. પછી કેટલાએક દિવશે ભરત અયોધ્યામાં આવીને પોતાના પિતાની તથા ભાઇની આજ્ઞાથી જેમ તેમ રાજ કરવા લાગ્યો. અને દશરથ રાજાએ પોતાના પરિવાર સહિત સત્યભુતિ મુનિની પાસે દિક્ષા લીધી. પછી ભરત રાજા પોતાના મોટા ભાઇના વનવાશના દુખે કરી પીડાણો થકો અર્હત પુજામાં તત્પર થઇને ઘણો વખત ધર્મ ધ્યાનમાં કાહાડવા લાગ્યો. પણ લક્ષ્મણ તથા સીતા સહિત રામ નાના પ્રકારના મહા વિકટ વન તથા પર્વતોને ઉલંઘન કરીને ચિત્રકુટ નામના પર્વત ઉપર જઇ પહોતા. ત્યાં કેટલાએક દિવસ રહીને કોઇએક સમયે એક અવંતી નામની નગરીના સીમાડામાં આવ્યા.

इत्याचार्य श्री हेमचंद्र विरचिते श्री राम लक्षमण चरात्र राम लक्षमण सीता उत्पत्ती तथा वनवाश गमनं,



# અથ પાંચમો ખંડ પ્રારંભતે

—o—

એવી રીતે રામચંદ્રજી રસ્તે જતાં જાનકીને અતિ થાક લાગવાથી તેને વિસામો ખવરાવવા સારૂ એક વડના ઝાડ નીચે બેઠા. આમ તેમ સર્વ દિશા તરફ જોઇને રામચંદ્ર લક્ષ્માણને કહે છે. આ બધો દેશ ઉજડ જણાય છે. તે કોઇના ભય શિવાય થાય નહી. ત્યારે અહીં કોનો ભય હશે? ચાર તરફ ઉદ્યાનોમાં પાણી ભર્યું છે. ધાન્યના ખળામાં જેમનુ તેમ ધાન્ય ભરેલુ દીઠામાં આવે છે. એ ઉપરથી એ દેશ હમણાંજ શુન્ય થયો જણાય છે. એટલામાં કોઇએક વાટમારગુને જતો જોઇને તેને પુછયું કે આ દેશ શુન્ય થવાનું કારણ શું છે? ત્યારે તે માણસ રામચંદ્રને કહેવા લાગ્યો.

અવંતિ નામના દેશમાંની અવંતિ નામની નગરીનો સ્વામી સિંહની પઠે શતરૂઓને દુ:સહ સિંહોદર નામનો રાજા છે. તેનો એક દશાંગ પુરનો સ્વામી વજ્રકર્ણ નામનો સુભટ એક સમયે વનમાં ગયો. ત્યાં એક કાયોત્સર્ગ ધારણ કરનારા પ્રીતિવર્ધન નામના મહામુનિને જોઇને તેને તે કહેવા લાગ્યો કે, હે મુનિ આ વનમાં તું ઝાડની પઠે શા સારૂ ઉભો છે! ત્યારે મુનિએ કહ્યું કે હું મારા આત્માના કલ્યાણને અર્થે અહીં ઉભો છું. ત્યારે ફરી તેણે પુછયું કે, જેમાં ખાવા પીવાને પણ કાંઇ ન મળે એવા આ જંગલમાં તારા આત્માનુ શું સારૂ થવાનુ છે? ત્યારે મુનિએ જાણ્યું કે આ જીવ ધર્મ સાંભળવા યોગ્ય છે. એમ જાણીને તેને આત્મ હિતરૂપ ધર્મ કહ્યો. તે સાંભળીને તથા તત્કાલ તે શ્રાવકપણાને પામીને "અર્હત દેવ, તથા જૈનલિંગી સાધુ શિવાય બીજા કોઇને હું નમસ્કાર કરનાર નથી" એવો તે મુનિ પાસે પાકો નિગ્રહ કરીને તથા તેને નમસ્કાર કરીને દશાંગપુરમા ગયો. ત્યાંહાં શ્રાવકપણુ પાળીને મનમાં વિચાર કરવા લાગ્યો કે, મેં કબુલ કરેલા શિવાય બીજા કોઇને નમવું નહી, એવો નિગ્રહ કરયો ખરો પણ જો આ સિંહોદર રાજાને હું નમસ્કાર કરીશ નહી તો એ મારો વેરી થશે. પછી તેણે એક રત્નની વીંટી કરાવીને તેમાં શ્રી મુનિસુવ્રત સ્વામીની પ્રતીમાને રા-

બીને તે વીંટી પોતાના હાથની આંગળીમાં ઘાલી. સિંહોદર રાજાને નમસ્કાર કરતી વખત પોતાના હેતુ પ્રમાણે તે પ્રતિમાનેજ નમ્યો એમ માની લીધું. કહ્યું છે કે, "ભગવાનની આગળ કપટ કરયા વના છુટકોજ નહી.

એમ કેટલાએક દિવશ ગયા પછી કોઇ એક માણસે વજ્રકર્ણનો સર્વ વૃતાંત સિંહોદર રાજાને કહ્યો, તે સાંભળીને સર્પની પઠે મોટા સ્વાસોચ્છવાસ લેતો થકો તે સિંહોદર રાજા મહાકોપાયમાન થયો. એ વાત કોઇએક પુરૂષે વજ્રકરણને જઇ કહી. ત્યારે તેને તે પુછવા લાગ્યો કે, રાજાનો મારા ઉપર કોપ થયો તે તેં શા ઉપરથી જાણ્યું. ત્યારે તે કહેવા લાગ્યો.

કુંડપુર નગરમાં એક સમુદ્રસગમ નામનો વાણીયો શ્રાવક છે તેની સ્ત્રી યમુનાનો હું વિદ્યુદ્વેગ નામનો પુત્ર છું. મને યૌવન અવસ્થા આવ્યા પછી વસ્ત્ર પાત્રાદિક લઇને વિકરી કરવા સારૂ ઉજ્જયિની નગરીમાં હું ગયો. તેમાં જતાં એક મૃગના જેવા નેત્રોવાળી કામલતા નામની વેશ્યાને મેં દીઠી. તેથી કામના બાણે કરી હું પીડાણો. પછી તેની પાસે એક રાત રેહેવાના મનસુબાથી તેમ કરીને મેં મારી કામના પુરી કરી. પછી જેમ લાલચે કરીને મ્રગ પાસમાં બંધાઇ જાય છે, તેમ હું પ્રીતીના આવેશથી ત્યાંહાં ફસાઇ પડ્યો, મારા પિતાએ આખા જન્મ પર્યંત મેળવેલું દ્રવ્ય, તે મેં વેશ્યાની સંગતીથી એક મહીનામાં ઉડાવી નાંખ્યું. એક દિવસે તે વેશ્યાએ મને કહ્યું કે, સિંહોદર રાજાની સ્ત્રી શ્રીધરાના કાનના કુંડલોના જેવા કુંડલ મારા સારૂ લઇ આવ. તે વખતે મારી પાસે કાંઇપણ દ્રવ્ય રહ્યું નહોતુ, પછી રાણીનાં કુંડલ ચોરવી લઇ દેવાની મરજીથી તેજ રાતના ચોરી કરવા સારૂ હું રાજાના મેહેલમાં પેઠો તે વખતે રાણી રાજાને કેહેતી હતી કે હે નાથ, ચિંતાતુર પુરૂષની પઠે આજ તમને ઊંઘ કેમ આવતી નથી? ત્યારે તે રાજા બોલ્યો કે, જ્યાં સુધી મને નમસ્કાર ન કરનારો વજ્રકર્ણને મેં મારયો નથી ત્યાં સુધી મને ઊંઘ ક્યાંથી ? સવાર થતાંજ તેના પુત્ર બંધુ પરિવાર સહિત તેને મારીને પછી સુખે ઊંઘ કરીશ. એવું તેનુ બોલવુ મેં સાંભળી લીધુ. તેજ વખતે હું મારૂ કામ મુકીને તું મારો સાધર્મી છે તેથી જલદી દોડીને તને કહેવા આવ્યો છું. એવો વૃતાંત સાંભળીને તેજ વખતે વજ્રકર્ણે પોતાનું સરંજામ તઇયાર કરયુ. એટલામાં બાહારથી આવેલા કોઇ બીજા લશકરની ધુળ ઉડતી આકાશમાં તેણે દીઠી. તેને જુએ છે તેટલામાં જેમ ચંદનના ઝાડને સર્પ ઘેરો ઘાલે, તેમ સિંહોદર રાજાના સૈને દશાંગપુર

નગરને ઘેરો ઘાલ્યો. પછી સીંહોદર રાજાએ વજ્રકરણની પાસે એક દુત મોકલ્યો. તે દુત તેની પાસે આવીને કહેવા લાગ્યો. હે વજ્રકરણ, અમારા રાજાએ એવી આજ્ઞા કરી છે કે. આજ દિવશ સુધી તેં મારી કપટે કરી વંદના કરી તે મેં જાણ્યું, પણ હવે તે વીંટી હાથમાં ન ઘાલીને મને આવી નમસ્કાર કર. નીકર કુટંબ સહિત તને આજે હું યમને ઘેર મોકલાવીશ એવું તેનુ બોલવું સાંભળીને વજ્રકરણ કહેવા લાગ્યો કે, અર્હત અથવા તેના સાધુ શિવાય કોઇને હું નમસ્કાર કરનાર નથી એવો મારો પણ છે, તે પરાક્રમનો અભિમાન નથી. પણ ધર્મનો અભિમાન છે. તે માટે એક નમસ્કાર શિવાય બીજુ જે કાંઇ મારા ઘરમાં છે તેની તને ઇચ્છા હોય તો લઇ જા. મને માત્ર ધર્મનો દ્વાર આપ. ધર્મ સારૂ અહીંથી હું બીજા ઠેકાણે જઇ રહીશ. એ સર્વ વાત દુતે જઇને સીંહોદર રાજાને કહી. તે સાંભળીને તેના ભાષણને માન દીધો નહી. કહ્યું છે કે, "માની પુરૂષો ધર્મ અથવા અધર્મને કદી પણ માનતા નથી."

પછી સીંહોદર રાજા વજ્રકરણ સહિત નગરને રૂંદી લઇને તથા બાહાર રહીને આખા દેશને લુટવાનુ શરૂ કરયું. તેના ભયે કરી આ દેશ ઉજડ થઇ ગયો. હું રાજાના ભયથી મારા કુટંબ સહિત ત્યાંથી નાશી ગયો. આ નગરમાંના સર્વ ઘરો આજ ભાગી ગયાં. મારૂ ઘર ઘણુ જુનુ છે તે જોઇને ક્રૂર બુદ્ધિ જે મારી સ્ત્રી તેણે મને બળેલા શાહુકારના ઘરમાંથી સામાન લઇ આવવાને મોકલ્યો છે. તેના તે દુષ્ટ વચનો વડે આ તમારા દરશનરૂપ શુભ ફળ થયું. મોટા પ્રાલબ્ધના યોગે દેવની પઠે મેં આજ તમને દીઠા. એવી રીતે તે દરિદ્રી પુરૂષ દીનતાથી બોલ્યો ત્યારે રામચંદ્રને તેની ઉપર દયા આવી તેથી પોતાનો સોનાનો કંદોરો તેને આપ્યો. પછી તે પુરૂષને જવાની આજ્ઞા કરી. પોતે ત્યાંથી ચાલ્યા દશાંગપુરમાં આવી શ્રી ચંદ્રપ્રભ અર્હના ચૈત્યને નમસ્કાર કરીને ત્યાંજ રહ્યા.

પછી રામની આજ્ઞા લઇને લક્ષ્મણ નગરમાં વજ્રકરણ પાસે ગયો. તેને કોઇ ઉતમ પુરૂષ જાણીને વજ્રકરણ બોલવા લાગ્યો કે, હે મહાભાગ, તમે આજ મારે ઘેર પરોણા થઇને ભોજન કરો, ત્યારે તેને લક્ષ્મણ કહેવા લાગ્યો કે, પોતાની સ્ત્રી સહિત મારો સ્વામી બાહાર ઉદ્યાનમાં બેઠેલો છે. પ્રથમ તેને ભોજન કરાવીને પછી હું જમીશ, ત્યારે વજ્રકરણ સીતા સહિત રામને બોલાવીને વ્યાંજનો સહિત ભોજન પદાર્થ તેમની પાસે આવી

રાખ્યા. તેનું આનંદ સહિત બધાએ ભોજન કર્યું. પછી રામની આજ્ઞાએ લક્ષ્મણ અવંતી નગરીમાં ત્યાંના રાજા પાસે જઈને મધુર ભાષણથી કેહેવા લાગ્યો. કે, જેને સર્વ રાજા આધીન એવો ભરત છે તેની એવી આજ્ઞા છે કે, વજરકરણની સાથે વેર કર નહી.

એવું સાંભળીને સિંહોદર રાજા કહેવા લાગ્યો કે, હે લક્ષ્મણ, ભરત રાજા પણ પોતાના ભક્ત ઉપર અનુગ્રહ કરે છે, બીજાની ઉપર કરતો નથી. આ મારો સેવક વજરકરણ મોટો દુષ્ટ છે. મને નમસ્કાર કરતો નથી, તેના ઉપર હું કેમ અનુગ્રહ કરૂં ? ત્યારે લક્ષ્મણ બોલવા લાગ્યો કે, એ તારો અભક્ત નથી. એને નમસ્કાર ન કરવાનો નિગ્રહ ધર્મના અનુરોધે કરી છે. માટે એના ઉપર કોપ કરવો તને યોગ્ય નથી. સમુદ્ર સુધી પૃથ્વીના સ્વામી ભરત રાજા છે, તેની આજ્ઞા તું માન્ય કર. એવું સાંભળીને સીંહોદર ક્રોધમાં આવી બોલવા લાગ્યો, અરે ! ભરત રાજા કોણ છે? જે મારા આધીન છતાં વાયુવાળા માણસની પઠે અમસ્તી બડબડ કરી રહ્યો છે ! ત્યારે કોપે કરી નેત્રો રાતાં કરીને તથા હોઠ ચાવીને લક્ષ્મણ બોલ્યો. અરે ! ભરતને તું જાણતો નથી કે ? હવે તેની તને જલદી જાણ કરૂં છું. ઉઠ મારી સામેજ યુદ્ધ કરવાને ઉભો રહે. આ મારી ભુજારૂપ વજ્રે કરી તું તાડિત થએથી ગોધાના જેવી તારી અવસ્થા થશે. ત્યારે જેમ બાલક રાખમાં ઢાંકેલી અગ્નિને અડકવાને તઈયાર થાય, તેમ પોતાનાં સૈન્ય સહિત સીંહોદર રાજા લક્ષમણને મારવાને તૈયાર થયો, તેની સામે લક્ષમણ પણ એક હાથીના સ્થંભને ઉખાડીને યમની પઠે શતરૂને મારવા મંડી ગયો. પછી કુદકો મારી હાથી ઉપર બેઠેલા સિંહોદરનું ગળુ પકડી તથા તેનાજ કપડાથી તેને બાંધીને સર્વ લોકોના દેખતાં ગાયની પઠે ખેંચીને લક્ષમણ તેને રામની પાસે લઇ આવ્યો, તે વખતે તેણે રામને જોઇને તથા નમસ્કાર કરીને કેહેવા લાગ્યો. હે રામ, તમે અહીં આવ્યા છો, તેની મને ખબર નથી, અથવા હે દેવ, આ મારી પરીક્ષા લેવાને તમે કર્યું છે ? અજ્ઞાને કરી મારાથી આ અપરાધ થયો તેની મને ક્ષમા કરો. તમારૂં જે કાંઇ કામ હોય તે કરવાને મને આજ્ઞા કરો. જેમ ગુરૂનો શિષ્ય ઉપર કોપ થાય, તે પ્રમાણે આ સેવક ઉપર તમારો કોપ થયો તેની આટલી શિક્ષા બસ છે. એવું તેનુ દીનતાનુ બોલવું સાંભળીને રામ કેહેવા લાગ્યા કે, હે સીંહોદર, વજરકરણની સાથે તું સલાહ કર. એ બોલવું સીંહોદરે પોતાના માથા ઉપર ચડાવ્યું. પછી વજરકરણને પણ ત્યાંજ બોલાવી

લીધો. તે આવી હાથ જોડી નમસ્કાર કરીને બોલવા લાગ્યો. હે સ્વામિન, રૂષભ દેવ સ્વામીના વંશમાં તમે બે રામ લક્ષમણ ઉત્પન્ન થયા તેની ઘણા દિવસથી મને ખબર હતી. પરંતુ આજ મોટા ભાગ્યથી મેં તમારાં દરશન કરયાં. હું અને બીજા સર્વ રાજા તમારા ચાકરજ છે. આ સિંહોદર રાજા મારો સ્વામી છે. તેને તમે મુકી આપો. અને હવે પછી એને એવી આજ્ઞા કરો કે, આ તારો શેવક તને નમસ્કાર કરતો નથી, એ એના ધર્મના નિગ્રહને તું સહન કર. કેમકે હું સાધુ તથા અર્હતની મુર્તી શિવાય બીજા કોઇને નમસ્કાર કરતો નથી. એવો મેં પ્રીતીવર્ધન નામના મુનિ પાસેથી નિગ્રહ લીધો છે. એવું સાંભળીને નેત્રે કરી શાન કરયાથી સિંહોદર રાજાએ તે માન્ય કરયાથી લક્ષમણે તેને છોડી મુકયો, પછી વજરકરણને આલીંગન કરીને મોટી પ્રીતી વડે રામની સાક્ષીએ ભાઇની પઠે વજરકરણને તેણે પોતાનું અડધું રાજ્ય દીધું. તેમજ વજરકરણે સિંહોદરની સ્રીનાં કુંડલ તેની પાસેથી માગી લઇને વિદ્યુદંગ નામના વણિક પુત્રને આપ્યાં. પછી વજરકરણે લક્ષમણને પોતાની આઠ કન્યા આપી. તેમજ સુભટ સહિત સિંહોદર રાજાએ લક્ષમણને ત્રણસે કન્યા આપી. તે વખતે લક્ષમણ કેહેવા લાગ્યો કે, એ તમારી કન્યાઓ હમણાં તમારા ઘરમાંજ રેહેવા દો, અમારા પિતાએ હાલ રાજ ઉપર ભરતને બેસાડો છે, અને અમને વનવાશ છે, સમય આવ્યાથી હું એમને અંગીકાર કરીશ, હમણાં અમે મલયાચલ પર્વત ઉપર જવાના છીએ. એ વાત સરવે માન્ય કરીને તથા રામની આજ્ઞા લઇને સિંહોદર તથા વજરકરણ વગરે પોત પોતાના ઘેર ગયા.

રામ તે રાતના ત્યાં રહી સવારના ઉઠી ચાલતા થયા. ત્યાંથી કેટલેએક દુર એક વનમાં ગયા. ત્યાં પાણી ન મળવાને લીધે સીતાને તૃશા લાગી. તેથી તેને વિસામો ખવરાવવા સારૂ ત્રણે જણ એક ઝાડની નીચે બેઠા. રામની આજ્ઞા લઇને લક્ષમણ, અન્ન તથા પાણી લેવાને નીકળ્યો. ફરતાં ફરતાં અનેક કમળે કરી શોભિત એવા એક શરોવરને તેણે દીઠો, તે વખતે જાણે મિત્રજ મળ્યો હોયની એવો આનંદ થયો. એ સમયે કબરપુરનો સ્વામી કલ્યાણમાલ નામનો રાજા વન ક્રીડા કરવા સારૂ નીકળ્યો હતો. તે ફરતો ફરતો ત્યાં આવી પહોતો. તળાવ ઉપર લક્ષમણને જોઇને કામવિકારે પીડાણો થકો તેની ઉપર મોહિત થયો. પછી નમસ્કાર કરીને લક્ષમણને કેહેવા લાગ્યો. હે લક્ષમણ તું આજ મારા ઘેર પરોણો છે, માટે ભોજન કરવાને ચાલ તેના એ બોલવા ઉપરથી લક્ષમણે તેના સર્વ મનના ચિન્હ જાણી લીધાં. તે મ

નમાં વિચાર લાગ્યો કે, આ પુરૂષના વેશે કોઇ સ્ત્રી છે, આ વેશ લેવાનું કારણ કોઇ જુદુંજ હોવું જોઇએ. એવો વિચાર કરીને તેને કેહેવા લાગ્યો કે, હે રાજા પોતાની સ્ત્રી સહિત મારો સ્વામી સાથે છે, તે આ પાસેજ એક ઝાડના તળે બેઠો છે. તેણે ભોજન કરયા વિના હું ભોજન કરતો નથી. ત્યારે તે રાજાએ પોતાના પ્રધાનોને મોકલીને સીતા સહિત રામને બોલાવી લીધો તેને નમસ્કાર કરીને ત્યોને રેહેવા સારૂ ગામ બાહાર એક તંબુ કરાવ્યો. તે ઠેકાણે તેમને સ્નાન ભોજન વગેરે સારી રીતે આદરસત્કાર કરયો.

પછી એકાંત સ્ત્રીનો વેશ લઇને લજ્યાયમાન થઇ થકી પોતાના મંત્રીને સાથે લઇને રામની પાસે આવી ઉભી રહી. ત્યારે રામ તેને કહેવા લાગ્યો કે, હે ભદ્રે પુરૂષના વેશે કરી પોતાના સ્ત્રીપણાને ઢાંકવાનુ કારણ શું છે. ત્યારે તે કેહેવા લાગી કે, આ કુબર નગરના વાલીખિલ્ય રાજાની સ્ત્રી પૃથ્વી ગર્ભીણી છતાં કોઈ મહા શુરવીર મ્લેછ લોકો આવીને રાજાને હરણ કરી ગયા. ત્યાર પછી કેટલાએક દિવશે રાણીને માસ પુરા થએથી તે મને જન્મી. તેનો પ્રધાન મહાબુદ્ધિમાન હતો. તેણે મારા જનમના વખતે એવી થાળી પીટાવી કે રાણીને પુત્ર થયો. અને સિંહોદર રાજાને પણ પુત્ર થયાની ખબર આપી. ત્યારે તેણે કહ્યું કે, આ કુબરપુર નગરનુ રાજ એ બાળક કરશે. પછી હું મોટી થવા લાગી. કહેલા હેતુથી રાજ ચલાવવા સારૂ નહાનપણમાંજ મારી માતાએ તથા પ્રધાને મને એવો વેશ દીધાથી તે હજી સુધી કાયમ છે, તે જ્યારે વાલીખિલ્ય રાજા આવશે ત્યારે ઉતારી નાંખીશ. એ વેશની મારી માતા અને પ્રધાન શિવાય બીજા કોઇને ખબર નથી, મારૂ નામ કલ્યાણમાલા છે. જ્યારથી હું અવસ્થામાં આવી ત્યારથી આ રાજ કરવા લાગી છું. પિતાને હરણ કરી ગએલા મ્લેછોને હું ઘણું દ્રવ્ય આપુ છું તો પણ તે તેને મુકતા નથી. માટે હે રામ, મારી ઉપર કૃપા કરીને જેમ પુર્વે સીંહોદર રાજાના ભયથી વજરકરણને મુકાવ્યો તેમ મારા બાપને તે મ્લેછોના હાથથી મુકાવો. ત્યારે રામ બોલ્યો કે, જ્યાં લગણ તારા બાપને હું મુકાવુ નહી, ત્યાં લગણ તું આ પુરૂષના વેશને મુકજે નહી. અને પ્રથમની પરેરાજ ચલાવજે. જ્યારે તારો બાપ ઘેર આવે ત્યારે મુકી દેજે, ત્યારે તેણે કહ્યું કે તે મારે માન્ય છે. ને હું ધન્ય છુ તમારી મારા ઉપર કૃપા થઇ. એટલામાં તેના મહાબુદ્ધિમાન મંત્રી વિનંતી કરવા લાગ્યો કે, હે મહાબાહો, આ કન્યાને યોગ્ય વર લક્ષ્મણ છે ત્યારે રામ કહેવા લાગ્યો કે, અમારા પિતાની

આજ્ઞાથી પોતાનો દેશ મુકીને અમે દેશાંતરે નીકળ્યા છીએ. ત્યાંથી જ્યારે પાછા ફરશું ત્યારે લક્ષ્મણ જરૂર એને પરણશે. એવું સાંભળીને તે પ્રધાને કબુલ કરયું. પછી ત્રણ દિવશ ત્યાં રહીને ચોથે દિવસે સવારના લક્ષ્મણ તથા સીતા સહિત રામ ત્યાંથી નીકળ્યો. તે જોઇને તે સ્રીના મનમાં ઘણું માઠું લાગ્યું, પછી પ્રથમની પઠે રાજ ચલાવવા લાગી. અને રામ તથા લક્ષ્મણ સીતા સહીત વાલીખીલને છોડાવવા સારૂ ત્યાંહાં જઇને તે મ્લેછ રાજાની પાસેથી વાલીખીલ રાજાને છોડાવી દુતોની સાથે તેની કુબરપુરી નામની નગરીમાં તેને પહોચતો કરયો. ત્યાં પુરૂષનો વેશ ધારણ કરેલી પોતાની કન્યાને તેણે દીઠી, ને રામનો સર્વ વૃતાંત તેને કહી સંભળાવ્યો. તેમજ તે કન્યાએ પણ ત્યાં આવેલા વખતની રામની સર્વ હકિકત કહી. સંભળાવી, પછી વાલીખિલ્ય રાજાને પહોચાડવા ગએલો કાકભિલ તેને મુકીને પાછો તેની પોચ લઇને પોતાની વસ્તીમાં ગયો.

એ બધુ થયા પછી ત્યાંથી રામ ચાલ્યા. કેટલાએક દિવસે તે વિંધ્યાટવીને વટાવીને તથા તાપી નદી ઉતરીને એક અરૂણ નામના ગામમાં ગયા. ત્યાં સીતાને તૃષા લાગવાથી લક્ષ્મણ સતિ રામ એક મહા ક્રોધી કપિલ નામના કોઇ અગ્નિહોત્રી બ્રાહ્મણને ઘેર આવ્યા. તેમને જોઇને તેની સુશર્મા નામની સ્રીએ તેમને જુદાં જુદાં બેસવાનાં આસનો કાહડી આપ્યાં. સ્વાદુ તથા શીતળ પાણી લાવી આપ્યું. એટલામાં પિશાચની પઠે માહા ભયંકર તે કપિલ ઘરમાં આવીને તથા ત્યોને આસન ઉપર બેઠેલાં જોઇને પોતાની સ્રીને કહેવા લાગ્યો કે, અરે, આ મહા મલીન પાપી મનુષ્યો મારા ઘરમાં કેમ આવ્યાં ? એમને બેસવાને જગ્યા કોણે આપી? હે પાપણી તેં એને ઘરમાં બેસાડીને મારા અગ્નિહોત્રને અશુદ્ધ કરયો, એવો શોક કરતો બ્રાહ્મણની ગડબડ જોઇ, લક્ષ્મણ ક્રોધમાં આવીને જેમ કુતરાને હાથી પકડે તેમ તેને પકડીને ઉચકી લીધો. ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, આને આકાશમાં ફેંકી દઉં ? એટલામાં રામ બોલવા લાગ્યો કે, આ કીડી ઉપર આટલો બધો શો કોપ ? એ બીચારો ભીખારી છે માટે એને તું મુકી દે. ત્યારે લક્ષ્મણે તેને મુકી દીધો.

પછી સીતા લક્ષ્મણ અને રામ ત્યાંથી નીકળ્યા. તે ચાલતાં ચાલતાં એક મોટા વનમાં ગયાં. તે સમયે કાજળ જેવા કાળા રંગવાળો વર્ષાકાલ આવ્યો. ત્યારે એક વડના ઝાડની નીચે વિચાર કરવા લાગ્યા કે આ ચાર મહીના

આપણે અહીંજ રહીએ. તે વડ ઉપર એક ઇભકરણ નામનો યક્ષ રહેતો હતો. તેણે તે બોલવુ સાંભળી લીધું. તેથી તે ભય પામીને પોતાના સ્વામી ગોકર્ણ નામના યક્ષ પાસે ગયો, તેને નમસ્કાર કરીને કહેવા લાગ્યો, હે સ્વામીન મારા ઝાડની નીચે કોઇ એક તેજસ્વી પુરૂષ આવ્યો છે. તેણે ત્યાંથી મને કાહાડી મુક્યો, હવે આ મારા પ્રાણનું રક્ષણ તું કર. આ વર્ષાકાલ સુધી ત્યો તે ઝાડની નીચે રહેશે. એવી રીતે તે યક્ષનું બોલવું સાંભળીને ગોકર્ણે અવધીજ્ઞાન વડે સર્વ જાણી લીધું. પછી તેને કહેવા લાગ્યો કે, એ આપણા ઘેર પરોણા આવ્યા છે. એ કોઇ સાધારણ મનુષ્ય નથી. આઠમા વાસુદેવ, બળદેવ, આપણને પુજ્ય છે. એમ કહીને તેજ રાતના તે યક્ષ ત્યાં આવી, એક નવ યોજન લાંબી, બાર યોજન પોહોળી, ધન ધાન્યે કરી પરિપુર્ણ, મોટા ઘરો તથા કિલાએ કરી શોભિત. નાના પ્રકારની રત્નાદિક વસ્તુએ કરી ભરેલી, મોટી બજારોએ કરી દીપેલી. રામપુરી નામની એક નગરીની રચના કરી. સવારના રામના ઉઠવાના વખતે તેને નાના પ્રકારના મંગલકારક શબ્દ સાંભળવામાં આવ્યા. તે વખતે એક વીણા ધારણ કરેલા યક્ષને રામે દીઠો. તેથી તે મનમાં વિસ્મિત થયો. એમ જાણીને તે યક્ષ રામની પાસે આવીને કહેવા લાગ્યો કે, હે સ્વામિન, તમે મારા ઘેર પરોણા છો તેથી તમારો આદર સત્કાર કરવો એ મારો ધર્મ છે. હું ગોકર્ણ નામે યક્ષ છું. તમારા સારૂ આ રામપુરી રાતે મેં બનાવી છે તેમાં તમે રહો, હું મારા પરિવાર સહિત નિત્ય તમારી ચાકરી કરીશ. જ્યાં સુધી તમારી મરજીમાં આવે ત્યાં સુધી તમે અહીં સુખે રહો. એ પ્રમાણે તે યક્ષે રામની પ્રાર્થના કર્યા પછી રામચંદ્ર ત્યાં સુખે કરી રહેવા લાગ્યા.

કોઇ એક સમયે કપિલ બ્રાહ્મણ લાકડાં કાપવા સારૂ ખભા ઉપર કુવાડો લઇને તે વનમાં આવ્યો. ત્યાં નવીન નગરી જોઇને તે વિસ્મયને પામ્યો, પછી મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ માયા છે ? કે કોઇ ઇંદ્રજાલ છે ? અથવા ગાંધર્વ નગર છે. એવા આશ્ચર્ય વડે આમ તેમ જુએ છે, એટલામાં એક સુંદર યક્ષણી જેણે નાના પ્રકારનાં આંગ ઉપર ઘરેણાં પેહેરેલાં છે, તથા જેણે મનુષ્યનુ રૂપ ધારણ કરેલું છે, એવી દીઠામાં આવી. તેને પુછવા લાગ્યો કે, આ નવીન નગરી કોની છે ? ત્યારે તે કહેવા લાગી કે, એ નગરી ગોકર્ણ નામના યક્ષની છે. તે લક્ષ્મણ, સીતા, તથા રામને રહેવા સારૂ કરેલી છે. તેથી એનુ નામ પણ રામપુરી પાડ્યું છે. એ રામ મોટા દયાનીધી

છે. માગવા જનારા લોકોને ઘણું દાન આપે છે. દરિદ્રી લોકોની કામના પુ રી કરે છે. એવું સાંભળીને તે બ્રાહ્મણ માથા ઉપરના લાકડાના બોજો નીચે પટક્યો. ને તે સ્ત્રીને પાસે આવીને નમસ્કાર કરીને તેને કહેવા લાગ્યો. હે સૌભાગ્ય વંતી એ રામ મારી નજરે કેમ પડે? ત્યારે તેણે કહ્યું કે, આ નગરીના ચાર દરવાજા છે. ત્યાં મોટા યક્ષો પહેરો કરે છે. તેથી એ નગરીમાં પેસવું અતિ કઠિણ છે. જો તારે માંહેલી કોરે જવું હોય તો હું કહું તે યુક્તિ કર. પુર્વ દિશા તરફ એક દરવાજો છે. તેમાં એક ચૈત્ય છે. તેને વંદના કરીને જો તું શ્રાવક થઇશ તો તું એમાં પેશી શકીશ. એમ સાંભળીને તે લાલચુ બ્રાહ્મણ તે દેવાલયમાં ગયો. ત્યાં ચૈત્યની વંદના વગેરે કરીને ત્યાંના સાધુ પાશે આવ્યો. તેને નમસ્કાર કરીને તેની પાસેથી ધર્મ સાંભળવા લાગ્યો. સાંભળતાં તેના અંતઃકરણના પરિણામ ફરવાથી તે શુધ શ્રાવક થયો પછી ત્યાંથી ઉઠીને તે પોતાને ઘેર ગયો. ત્યાં પોતાની સ્ત્રીને ધર્મ કહીને તેને શ્રાવિકા કરી. તે બ્રાહ્મણ જન્મથી દરિદ્રી હોવાથી રામની પાસેથી દ્રવ્ય લેવા સારૂ તે બેઉ સ્ત્રી પુરૂષ રામપુરી નામની નગરીમાં આવ્યાં. તે ચૈત્યોને નમસ્કાર કરીને રાજગ્રહમાં ગયાં. ત્યાં સીતા, રામ, તથા લક્ષ્મણને જોઇ તે બ્રાહ્મણને પ્રથમની વાત યાદ આવી. તેથી તે ભયને પામ્યો. પછી તે ત્યાંથી નાશી જવાનો વિચાર કરવા લાગ્યો. એટલામાં લક્ષ્મણ તેને કેહેવા લાગ્યો કે, હે બ્રાહ્મણ તું બીક નહી રાખ. તને જો દ્રવ્યની ઇચ્છા હોય તો માગી લે. એવું સાંભળીને તે નિર્ભય થયો. ને રામને આશીરવાદ દેવા લાગ્યો. એટલામાં તે યક્ષે તેને એક આસન ઉપર બેસાડયો. ત્યારે રામ તેને પુછે છે કે, હે માહારાજ, આપ ક્યાંથી આવ્યા છો? બ્રાહ્મણ બોલ્યો હું અરૂણ ગામમાં રહું છુ. ને મારી અગ્નિહોત્રી બ્રાહ્મણની જ્ઞાતી છે તે શું તમે નથી જાણતા? તમે જ્યારે મારે ઘેર આવ્યા હતા. ત્યારે મેં તમને ઘણુ ખરાબ ભાષણ કહ્યું, તેનો દ્વેષ ન રાખતાં તમે કૃપાપાત્ર હોવાથી આજે મને ઉલટો વિષેશ માન દેવા લાગ્યા છો, માટે તમે ધન્ય છો. અને તેની સ્ત્રી સુશર્મા સીતાની પાસે જઇ બેઠી. તેને પુર્વની વાત સર્વ કહી સંભળાવીને આશીરવાદ આપ્યો. પછી રામે તેને અગણિત દ્રવ્ય આપીને વિદાય કર્યો. ત્યો રામની આજ્ઞા લઇને પોતાને ઘેર ગયા. કર્મના યોગે તે બ્રાહ્મણને સારૂ જ્ઞાન થએથી ઇચ્છા માફક દાન દઇને એક નંદાવતંસ નામના સુરી પાસે જઇ દિક્ષા લીધી.

વરષાકાલ ગયા પછી રામચંદ્ર જનાર છે એમ જાણીને ગોકર્ણ તેની પાસે આવી હાથ જોડીને કહેવા લાગ્યો કે; હે દેવ, હવે તમે અહીંથી જનાર છો. એમ જાણીને હું તમારી પાસેથી માગી લઉ છું. કે જો મારાથી કાંઇ અપરાધ થયો હોય તે તમે ક્ષમા કરો. તેમજ મારા ઉપર કૃપા રાખજો. તમારા યોગ્ય સત્કાર કરવાને કોણ સમર્થ છે? એમ કહીને એક સ્વયંપ્રભ નામનો હાર તેણે રામને આપ્યો. તેમજ લક્ષ્મણને દિવ્ય રત્નોનાં કરેલાં જડાઉ બે કુંડલાં આપ્યાં. તથા એક મુકુટ આપ્યું અને સીતાને ઇચ્છાએ કરી વાજનારી એક વીણા આપી. ત્યારે રામ તેનો ઘણો ઉપકાર માનીને પોતાની ઇચ્છાથી ત્યાંથી નીકળ્યા. રામ ગયા પછી યક્ષે તે પુરી સમાવી મુકી.

રામ ત્યાથી ચાલતાં વાટમાં મહા ભયંકર વનો આવ્યાં ત્યોને વટાવીને સાંજના એક વિજયપુર નામના નગર પાસે આવ્યા. તેની વાયવ્ય દિશા તરફ એક વડના ઝાડની નીચે ત્યો બેઠા. તે નગરનો મહીધર નામે રાજા હતો. તેની સ્ત્રી ઇંદ્રાણીને પેટે એક વનમાલા નામની કન્યા જનમી હતી તે કન્યાએ બાલ્યાવસ્થામાં લક્ષ્મણના ગુણ તથા રૂપ સાંભળીને તેને વરવા વિશે પણ કરયો. હતો, કોઇ એક વખતે દશરથ રાજાએ દિક્ષા લેવાનુ સાંભળીને તથા રામ લક્ષ્મણ વનમાં ગયા એવી ખબર પડ્યાથી મહીધર રાજા મનમાં કચવાઇને એક ચંદ્રનગરમાં રૂષભ સ્વામીના કુલમાં ઉત્પન્નથયેલા સુરેંદ્રરૂપ નામના રાજાને પોતાની કન્યા વનમાલા આપવાને ધાર્યું. તેની વનમાલાને ખબર પડતાંજ તેણે મરવાનો નિશ્ચય કરયો. તે એજ રાતના ઘેરથી બાહાર નીકળીને દૈવના યોગે એકલીજ વનમાં આવી. ત્યાં વન દેવતાની પુજા કરીને કહેવા લાગી કે, આ જન્મમાં તો મારો પણ પુરો થયો નહી. પણ આવતા જન્મમાં મને લક્ષ્મણજ વર મળજો, એમ કહીને ફાંશી ખાવા સારૂ તેજ વડના ઝાડની નીચે આવી. તે વખતે રામ અને જાનકી સુતાં હતાં તેના પોહોરો કરવા સારૂ લક્ષ્મણ જાગતો હતો, તે તેને જોઇને આશ્ચર્ય પામવા લાગ્યો, કે આ શું વનદેવતા છે?. અથવા આ ઝાડ ઉપર રહેવાવાળી કોઇ યક્ષણી છે? એમ વિચાર કરે છે, એટલામાં તે વડના ઝાડની ઉપર તે ચડવા લાગી. તે જોઇને એ ઝાડ ઉપર શા સારૂ ચડે છે? તે જોવા સારૂ લક્ષ્મણ પણ તેની પાછળ ઉપર ચડયો. વનમાલા ઉપર જઇને પોતાના બે હાથ જોડીને કહેવા લાગી કે, હે માતા, વન દેવતા, હે દિગ્દેવી

હે વ્યોમ દેવી, તમે સર્વે મારૂ બોલવું સાંભળો. આ જન્મમાં મને લક્ષ્મણ પતિ મળ્યો નહી. પરંતુ જન્માંતરમાં એ મારો પતિ થાય, એવી કૃપા કરો મારી તેમામાં ઘણી પ્રીતી છે, એમ કહી ગળામાં વસ્ત્ર ઘાલીને તે તેને તે વડની ડાળ સાથે બાંધ્યો. પોતે ઉપરથી પડીને અધર લટકાવા લાગી. ત્યારે લક્ષમણ બોલ્યો કે હે ભદ્રે, આ અઘટિત કર્મ તું કર નહી. આ હું લક્ષમણ તારી સામેજ ઉભો છું. તેમ છતાં મરવાનુ કારણ શું છે! એમ કહી તેના ગળાંમાંથી ફાંશી કાહાડીને તેને લઈ ઝાડથી નીચે ઉતરયો. એટલામાં પાછલી રાતે સીતા તથા રામ ઊંઘ કરીને ઉઠયા, લક્ષમણે તેમને વનમાલાનો સર્વ વૃતાંત સંભળાવ્યો. વનમાલા લજ્જા પામી, માથા ઉપર વસ્ત્ર લઈને પછી રામ સીતાના ચરણોને નમસ્કાર કરયો.

અહીં મહીધર રાજાની સ્રી ઈંદ્રાણીને વનમાલા ન દેખાયાથી મોટા કરૂણાસ્વરે કરી રડવા લાગી. તેની શોધ કરવા સારૂ મહીધર રાજા ગામથી બાહેર નિકળ્યો. તે વડના ઝાડની નજીક આવીને આમ તેમ જુએ છે તો તે ઝાડના નિચેજ પોતાની કન્યા દીઠામાં આવી; તેની પાસે બેઠેલા માણસોને જોઈને આ માહારી કન્યાને ચોરનારા લોકો છે, એમને મારો એમ બોલવા લાગ્યો. એટલામાં લક્ષ્મણ ક્રોધાયમાન થઈને તથા ધનુષ્ય સજ્જ કરીને પોતાના શતરૂનો અહંકાર દુર કરવા સારૂ પોતાના ધનુષ્યનો ટંકાર કર્યો. તે અવાજના યોગે કેટલાએક લોકો જમીન ઉપર પડી ગયા, તેમજ કેટલાએક નાશી ગયા. ત્યારે મહીધર રાજા પાસે આવી લક્ષ્મણને જોઈને તેને કેહેવા લાગ્યો; હવે તું ધનુષ્યની પ્રત્યંચા ઉતાર. દૈવયોગે મારી કન્યાના પુન્ય વડે અકસ્માત તું અહીં આવી પોહોચ્યો છે, અને માહારા મોહોટા ભાગ્યે તું આજ માહારી નજરે પડયો. એવું સાંભળીને લક્ષ્મણે કમાન ઉતારી. ત્યારે મહીધર રાજા પાસે આવીને રામને નમસ્કાર કરીને કેહેવા લાગ્યો. આ માહારી કન્યા તમારા ભાઈ લક્ષ્મણને મેં આપ્યાનો નિશ્ચય કર્યો હતો, તેમાં કાંઈ વિઘન જેવું જણાયાથી મારી પુત્રીને ઘણું દુઃખ થતું હતું. તે બેઉના અકસ્માત સમાગમ થઈ ગયો તેથી હું માહારૂ મોહોટું ભાગ્ય સમજુ છુ. લક્ષ્મણ જેવા જમાઈ ને રામ જેવા વેવાઈ ક્યાંથી મળે? પછી મોટી ધામધુમથી તેઓને પોતાને ઘેર તેડી લાવ્યો, અને તેમનો ઘણો આદર સત્કાર કર્યો. કેટલાએક દિવસ ગયા પછી એક દિવસ રાજા સભામાં બેઠા છે, રામ લક્ષ્મણ પણ બેઠા છે. એટલામાં નંદાવર્ત નામના નગરના અતિવીર્ય

નામનો રાજાની તરફથી એક દુત આવીને કેહેવા લાગ્યો કે હે રાજા માહારા સ્વામી અને ભરતની વચ્ચે યુદ્ધ ચાલે છે, તેમાં ભરત રાજાની તરફ ઘણા રાજા આવ્યા છે, અને અતિવીર્યની તરફ થોડા છે, તમને મહા પરાક્રમી જાણીને પોતાની સહાયતા સારૂ રાજાએ બોલાવ્યા છે. એટલામાં તે દુતને લક્ષ્માણ પુછવા લાગીયો કે એ બેઉમાં દ્વેષ થવાનું કારણ શું? દુત બોલ્યો. મારો સ્વામી ભરતને પોતાના હુકમમાં રાખવા માગે છે, તેમજ ભરત એને પોતાના હુકમમાં રાખવા માગે છે. તેથી એ બેઉમાં દ્વેષ થયો છે. એવું સાંભળીને રામ કેહેવા લાગીયા કે ભરત શા સારૂ તેની આજ્ઞા માનતો નથી? અતિવીર્ય રાજાની સાથે લડવાને ભરત સમર્થ છે કે શું? ત્યારે તે દુત બોલ્યો, માહારો સ્વામી મહા પરાક્રમી છે, તેમજ બળવાન પણ છે; અને ભરત રાજા પણ તેવોજ છે, સામાન્ય નથી. એ બેઉમાં કોણ કોને જીતશે, એવું ધારવામાં આવતું નથી ત્યારે રાજા તે દુતને કેહેવા લાગયો કે, તું જા હું પાછળથી આવું છું. પછી તે રામને કહેવા લાગ્યો કે, આ રાજા કેટલો મુરખ છે? અમારી સહાયતા લઇને ભરતની સામે યુદ્ધ કરવા માગે છે? હવે માહારા સૈન્ય સહિત હું ત્યાં જઇને તેને શતરૂભાવ ન બતાવતાં તેનીજ હાર કરાવું! અને તમે અહીંજ રેહો. ત્યારે તેને રામ કેહેવા લાગો કે. તને જવાનું કામ નથી. હુંજ ત્યાં જાઉ છું. મારી સાથે તારો પુત્ર તથા સૈન્ય આપ. જે કાંઇ કરવું હશે તે હું કરીશ. તે વાત રાજાએ કબુલ કરી. ત્યારે તેનો પુત્ર, તથા તેનું સૈન્ય, સાથે લઇને લક્ષમણ તથા સીતા સહિત રામ ત્યાંથી નીકળ્યા. કેટલાએક દિવશ પછી નંદ્યાવર્તપુર પાસે આવી પહોતા. ત્યાં બાહાર ઉપવનમાં રહ્યા. રામને જોઇને ત્યાનો ક્ષેત્રદેવતા કેહેવા લાગો કે, હે મહાભાગ, તમારા ઉપર હું શું ઉપકાર કરૂં? ત્યારે તેને રામે કહ્યું કે, મારા ઉપર આ વખતે ઉપકાર કરવાની કાંઇ જરૂર નથી. તથાપિ તે દેવ કેહેવા લાગો કે, મારે ઉપકાર કરવાની લાયકી છે. માટે હું આ પ્રમાણે કરૂં છુ.—

હવે આ અતિવીર્ય રાજાને સ્ત્રીઓએ જીત્યો એવી અપકીર્તી થવા સારૂ આ સૈન્ય સહિત તમારૂં કામિક સ્ત્રીનું રૂપ કરૂં છું, એમ કહીને સ્ત્રી રાજાની પઠે રામનું સૈન્ય તેજ વખતે સ્ત્રીરૂપ થયું. તેમજ રામ તથા લક્ષમણ પણ સ્ત્રી રૂપે થયા. પછી રામચંદ્રે પોતાના દુતની સાથે તે રાજાને કહેવરાવી મોકલ્યું કે, તારી સહાયતા કરવા સારૂ મહીધર રાજાએ પોતાનુ સૈ

ન્ય મોકલ્યું છે. એવું દુતના મુખથી સાંભળીને તેને પુછયું કે, રાજા પોતે શા સારૂ ન આવ્યો ? તેના સૈન્યને મને શું કરવાનુ છે ? હું એકલોજ ભરતને જીતવાને સમર્થ છુ. મને બીજાની શાહાયતા શા સારૂ જોઇએ? એ ભયંકર સૈન્યને મારા નગર પાસેથી કાહાડી મુકો. એટલામાં બીજો કોઇ પાસે બેઠેલો બોલ્યો કે, મહીધર રાજા પોતે નહી આવ્યો તે તો રહ્યુ પણ ઉલટુ તારી મશ્કરી કરવા સારૂ તેણે સ્ત્રીઓનુ સૈન્ય મોકલ્યું છે. એવું સાંભળીને રાજા અતિ ક્રોધાયમાન થયો, ને તે સ્ત્રી રૂપ સૈન્યને તેણે પોતાની નજરે જોયું. ત્યારે દુતોને કેહેવા લાગો કે, આ દાસી જેવી સ્ત્રીઓના ગળામાં પકડીને બાહાર કાહાડી મુકો. એવો રાજાનો હુકમ થતાંજ તેના સુભટો તે સૈન્યને દુઃખ દેવા લાગા. તે જોઇને રામે એક હાથીના સ્થંભને પોતાના હાથથી જીમનમાંથી ઉખેડીને સર્વને મારી હડાવ્યા. એ વૃતાંત સાંભળીને રાજા કોપાયમાન થયો થકો હાથમાં ખડગ લઇને દોડયો. તેને જોઇને લક્ષમણે તેના હાથમાંથી ખડગ છીનવી લીધુ. અને તેના કેશ પકડી ખેંચીને તેને વસ્ત્રથી બાંધ્યો. પછી વાઘ જેમ હરણને લઇ જાય તે પ્રમાણે તે નૃપાધર લક્ષ્મણ તે રાજાને લઇને ચાલ્યો. તે જોઇને સીતાને તેની દયા આવી, તેથી લક્ષ્મણને કહી તેને મુકી દીધો. પછી લક્ષમણે તેને કહ્યુ કે, આજથી તું ભરતની શેવા કરજે. એટલામાં ક્ષેત્રદેવતાએ ત્યોનો સ્ત્રી વેશ હરણ કરયો. તે જોઇને રાજાએ જાણી લીધું. કે આ રામ લક્ષમણ છે. પછી તેમનો યથાયોગ આદરસત્કાર કરયો. ને માનભંગ થયો તેથી વૈરાગ ધારણ કરીને કેહેવા લાગો કે હું હવે બીજાની સેવા કરૂ કે? એવા અહંકારે કરી દિક્ષા લેવા સારૂ પોતાનો પુત્ર જે વિજયરથ તેને રાજ ઉપર બેસાડયો. ત્યારે રામ તેને કેહેવા લાગો કે તુ બીજો ભરત છે. પ્રથમની પઠે રાજ કર, એવા અભિપ્રાયથી દિક્ષા લેવાની કાંઇ ગરજ નથી. તથાપિ તે ન માનતાં તેણે દિક્ષા લીધી, તેના પુત્રે પોતાની બેન રતિમાલા લક્ષમણને આપી. પછી સૈન્ય સહિત રામ વિજયપુર નગરમાં આવ્યો. પાછળ વિજયરથ ભરતની સેવા કરવા સારૂ ગયો. ને થયેલો સર્વ વ્રતાંત ભરતને કહી સંભળાવ્યો. ભરતે તેનો મોટો આદરસત્કાર કરયો કહ્યું છે કે, સત્પુરૂષો જે છે તે. પોતાને નમેલા પુરૂષો વિષે મોટા દયાળુ હોય છે." પછી રતિમાલાની નાની બેન વિજયસુંદરીને તેણે ભરતને પરણાવી. એવા સમયે અતિવીર્ય મુનિ ફરતાં ફરતાં ત્યાં આવી પોહાતો, તેને ભરતે નમસ્કાર કરીને તેની પાસે ક્ષમા કરાવી. પછી તે મુનિએ

વિહાર કરયો. તેમજ વિજયરથ પણ ખુશી થઇને પોતાના નંદ્યાવર્ત પુરમા ગયો.

પણ મહીધર રાજાની રજા લઇને રામ ત્યાંથી જવાને નીકળ્યો, ત્યારે લક્ષમણે વનમાલા પાસેથી જવાની રજા માગી. ત્યારે તે મહાચિંતાતુર થઇ થકી કહેવા લાગી કે, હે સ્વામી પ્રાણત્યાગના વખતે તમે જે મારી રક્ષા કરી તે પરિશ્રમ વ્યર્થ થયો. હે પ્રાણવલભ, તારે જો હું મરી જાત તો આ વિરહનુ દુઃખ દીઠુ ન હોત. માટે એ સારાને બદલે નરસુ થયું. હે પતિ, તારા વિયોગની સંધી જોઇને મને કોઇ બાજોજ લઇ જશે. માટે હમણાં મારી સાથે લગન કરીને મને પોતાની સાથે રાખ, તારે લક્ષમણ બોલ્યો કે, હું ભાઇનો સેવક છું. જો તું મારી સાથે ચાલીશ તો તેની સેવામાં વિઘન થશે. માટે આ વખતે તને જયાં રહેવાનુ હોય, તાંહાં રેહે. હું તને એક ઘડી પણ ભુલનાર નથી. ફરી જ્યારે પાછો હું ફરીશ તારે અહીં આવીને તને મારી સાથે હું લઇ જઇશ, એને માટે જે તું સોગન આપે તે હું લેવા તઇયાર છુ. હું જો ફરી પાછો અહીં ન આવું તો જેટલો રાત્ર ભોજન કરનારને પાપ લાગે છે, તે મને લાગો એમ કહી તેને રાજી કરીને તથા તે રાત્ર તાંહાં રહીને સવારના તાંહાંથી નીકળ્યા. ચાલતાં ચાલતાં તે વન વટાવીને એક ક્ષેમાંજલી નામની નગરી પાસે આવ્યા. તાંહાં બાહાર ભાગોળમાં રહ્યા. ભુખ લાગવાથી લક્ષમણ જઇને વનમાંથી ફળ લઇ આવ્યો. તેને તઇયાર કરીને જાનકીએ રામને આપ્યાં. તથા પછી પોતે પણ ખાધાં. એમ કરતાં કેટલાએક દિવશ ગયા પછી રામની રજા લઇને લક્ષમણ તે નગરને જોવા સારૂ વસ્તીમાં ગયો. તાંહાં રસ્તામાં ચાલતાં એક થાળી પીટાતી હતી તે તેણે જોઇ પાસે જઇ સાંભળવા લાગો, "જે કોઇ પુરૂષ આ રાજાનો શક્તિપ્રહાર સહન કરશે. તો તેને રાજા પોતાની કન્યા પરણાવશે." એવું સાંભળીને કોઇ પાસે ઉભેલા પુરૂષને તેણે પુછ્યું કે, આ થાળી શાની પીટાઇ? ત્યારે તે કેહેવા લાગો કે, શતરૂદમન નામનો અહીં રાજા છે. તેની સ્રી કનકાવતીના પેટે જન્મેલી કવ્ય કમળ જેવાં જેનાં નેત્રો છે, અને જાણે લક્ષમીને જ રહેવાની જગા હોયની? એવી જન્મી. તેનુ નામ જીતપદમા છે. તે ઉપર થઇ છતાં તેને વર કરી આપવાની આગમજ તેનુ સામર્થ્ય જોવા સારૂ રાજા નિત્ય આ પ્રમાણે થાળી પીટાવે છે. પરંતુ આજ સુધી કોઇ પણ એવો પુરૂષ મળ્યો નથી. જે રાજાનો મુષ્ટી પ્રહાર સહન કરે.

એવું સાંભળીને લક્ષમણ તેજ વખતે રાજ સભામાં ગયો. ત્યારે તેને રા-

જા પુછવા લાગો કે, તું કોણ છે? તથા ક્યાંથી આવ્યો છે? ત્યારે લક્ષમણે કહ્યું કે, હું ભરત રાજાનો દુત છું. તેના કોઇએક કામ સારૂ જતાં તારા નગરમાં આ થાળી પીટાતી હતી તે મેં સાંભળી, તેથી તારી કન્યાની સાથે હું પરણવા સારૂ અહીં આવ્યો છું. ત્યારે રાજાએ પુછ્યું કે, તું મારો માર સહન કરીશ? લક્ષમણે કહ્યું, એક તો શું પણ પાંચ માર હું સહન કરીશ. એટલામાં રાજાની કન્યા જિતપદ્મા લક્ષમણને જોઇને તેની ઉપર આશક્ત થઇ થકી તથા કામે કરી પીડાતી થકી બોલવા લાગી કે, હે પિતા, તું એ પુરૂષને માર નહી. તથાપિ તે ન માનતાં પોતાનો પણ સાચો કરવા સારૂ તથા તેની પરિક્ષા કરવા સારૂ રાજાએ લક્ષનણને પાંચ શકિત પ્રહાર કરયા. લક્ષમણે બે હાથમાં લીધા, બે કાખમાં, તથા એક દાંતોમાં લીધો, ત્યારે જિતપદ્માએ તેના ગળામાં સ્વયંવરમાળા આવી ઘાલી, તે સમયે પોતાની પુત્રીને રાજા કેહેવા લાગ્યો કે, આ તને યોગ્ય વર મળ્યો છે. એની સાથે સુખે કરી તું લગ્ન કર. એવું તેનુ બોલવુ સાંભળીને તેને લક્ષમણ કહેવા લાગ્યો કે, મારો મોટો ભાઈ પોતાની સ્ત્રી સહિત બાહાર ઉપવનમાં બેઠેલો છે, હું હમણાં તેના તાબામાં છું. જેમ તે કેહેશે તેમ કરીશ. એવું બોલવા ઉપરથી રાજાએ જાણી લીધુ કે, એ રામ લક્ષમણ છે, પછી બાહાર જઇને રામને ઘણા આદરસતકારે તે રાજાએ નમસ્કાર કરયો. ને પોતાને ઘેર તેડી લાવ્યો. તાંહાં મોટા આડંબરથી રામની પુજા કરી. કહ્યું છે કે, સંસારી મોટા પુરૂષો પુજા કરવા લાયક છે, તો પછી પુરૂષોતમાની પુજા કરવા વિષે શું પુછવું છે? યથા ઇચ્છા રામ તાંહાં રહીને ત્યાંથી નીકળતી વખત લક્ષમણ રાજાને કહેવા લાગો કે હું પાછો આવતી વખત તારી કન્યાને પરણીશ તે તેણે કબુલ કરયું પછી રાતના સમયે તાંહાંથી તે ચાલતા થયા. કેટલુએક દુર ગયાથી એક દિવશ સાંજના એક વંશસ્થળ નામનુ નગર આવ્યું. તેના ઉપવનમાં જઇ વિશ્રામ કરયો; એમ તેમ ફરતાં તાંહાંના લોકોને જોતાં તેના ચેરા નિસ્તેજ દીઠામાં આવ્યા. તથા તે સર્વ ભયને પામેલા દીઠામાં આવ્યા, તારે તે નગરના કોઇ લોકને રામ લક્ષમણ પુછવા લાગા કે, આ તમારી આવી દશા થવાનુ કારણ શું? તારે તે કેહેવા લાગો કે, આ પરવત ઉપર એક રાતના ભયંકર શબ્દ થાય છે. તેને આજે ત્રણ દિવશ થયા, તેના ભયથી અહીંના સર્વ લોક રાતના બીજા ઠેકાણે જઇ રહે છે ફરી સવાર થતાંજ અહીં આવે છે, એવી નિત સ્થિતિ છે.

એવું સાંભળી રામહી આજ્ઞા લઇને લક્ષ્મણ પર્વત ઉપર ચડયો. ત્યાં

જઈ જુએ છે તો કાયોત્સર્ગ કરી રહેલા બે સાધુ તેના દીઠામાં આવ્યા. તેમને વંદનાદિક કરીને તેને નમસ્કાર કરે છે એટલામાં રામ સીતા પણ ત્યાં આવ્યાં. પછી રામ તે સાધુઓની સામે પ્રથમ ગોકર્ણે આપેલી વીણા વગાડવા લાગ્યો. લક્ષ્મણ ગ્રામ. રાગ સહિત મનોહર ગાયન કરવા લાગ્યો. તેમજ સીતા હાવભાવ સહિત ત્યાં નાચવા લાગી. એટલામાં સુર્ય અસ્તને પામ્યો. રાત્ર થતાંજ કોઇ એક અગ્નિ જેવી કાંતિવાળો વેતાલ ત્યા આવીને તે મુનિઓને ઉપદ્રવ કરવા લાગ્યો. તેને જોઇને તથા સીતાને તે મુનિઓની પાસે બેસાડીને રામ તથા લક્ષ્મણ તેને મારવા સારૂ જવાને તૈયાર થયા. તેવારે એમનો તેજ તે દેવથી સહન ન થયો તેથી ભયને પામીને ત્યાંથી નાશી ગયો. તેજ વખતે સાધુઓને કેવળજ્ઞાન ઉપન્યું. તેમને રામે નમસ્કાર કરીને પુછયું કે, એ ઉપદ્રવ થવાનુ કારણ શું છે? ત્યારે તેમાંના એક મુનિ ઉત્તર દેવા લાગ્યા. તેવોએ કેવળજ્ઞાનના પ્રભાવથી પોતાના પાછલા ભવનો વૃતાંત કહી સંભળાવ્યો, એવે સમે ત્યાંહાં આવેલો માહા લોચન નામનો દેવતા રામ લક્ષ્મણની ઉપર પ્રસન થયો પછી રામને વચન આપી પોતાના સ્થાનકે ગયો. એટલામાં વંશસ્થળ નગરનો રાજા સુરપ્રભ ત્યાં આવીને તથા રામને નમસ્કાર કરીને તેની યથાયોગ પુજા કરી. અને રામની આજ્ઞાથી તે પર્વત ઉપર તેણે એક અર્હત ચૈત્ય કરયું. તે દિવશથી તે પર્વતનુ નામ રામગિરી પડયું છે, પછી સુરપ્રભ રાજાની રજા લઇને રામચંદ્ર દંડક નામના વનમાં ગયા. ત્યાં જઇને એક ગુફામાં ઘરની પઠે રહ્યા.

કોઇએક દિવસે જમવાના વખતે આકાશ માર્ગથી કોઇ ત્રિગુપ્ત તથા સુગુપ્ત એ નામના બે ચારણ મુનિઓ માસના અપોષણાનાં પારણાં કરવા સારૂ અવીને દરવાજા ઉપર ઉભા રહ્યા. તેમને જોઇને ત્રણે જણે નમસ્કાર કરયો. પછી સીતાએ યથોચિત અન્ન દાનાદિક તેમને આપીને પારણાં કરાવ્યાં. તે વખતે દેવોએ ત્યાં રત્નોની તથા સુગંધીવાળા પાણીની વ્રષ્ટી કરી એટલામાં કંબુદ્વીપનો સ્વામી રત્નજટી વિદ્યાધર રાજા. તથા બીજા બે દેવ એ ત્રણ જણ આવી પ્રસન્ન થઇને રામને ઘોડા સહિત રથ આપ્યો. પ્રથમ દેવે કરેલી સુગંધી જળની વ્રષ્ટિને જોઇને એક ગંધાભિધ નામનો રોગી પક્ષી એક ઝાડ ઉપરથી ઉતરીને ત્યાં આવી ઉભો રહ્યો. તેને મુનિના દરશન યોગે જાતિસ્મરણ જ્ઞાન ઉપન્યું. તેથી મુરછા ખાઇને તે પૃથ્વી ઉપર પડયો. તેને જોઇને તેની ઉપર શીતળ જળ રેડયાથી તે સાવધ થઇને મુનિઓના

ચરણોમાં આવી પડયો. તેનો સ્પર્શ થતાંજ તે રોગ રહિત થઇ ગયો. પાંખ સોનાના થયાં. ચાંચ પરવાળાની થઇ. લાલ મણીના પગ થયા રત્ન જેવી કાંતિ થઇ. રત્નાંકુર જેવી જટા થઇ. તે દિવશથી તે પક્ષીનુ નામ જટાયુ પડયું. એવો ચમત્કાર જોઇને રામચદ્ર તે મુનિને પુછવા લાગ્યો. કે આ મા હાક્રોધી, તથા માંસ ખાનારો ગીધ પક્ષી તમારા ચરણો પાસે આવીને કેમ શાંત થયો, પ્રથમ એના અંગના અવયવ વિરૂપ હતા તે ઘડીકમાં સુરૂપ થયા. એના શરીરની કાંતી રત્નો જેવી કેમ થઇ ? ત્યારે રામ પ્રત્યે સુગુપ્ત મુનિ કેહેવા લાગ્યો.

હમાણાં અમારાં દરશન થયાં તેનુ પુર્વ જન્મનુ વ્રતાંત સાંભળીને એને જાતિસ્મરણ જ્ઞાન ઉપન્યુ. અને અમારા ચરણ સ્પર્શરૂપ ઔષધી મળ્યાથી એનો રોગ જતો રહ્યો. એ બધો વ્રતાંત સાંભળીને પક્ષી ઘણો રાજીથયો પછી તે મુનિઓને નમસ્કાર કરી ધર્મ સાંભળીને શ્રાવક થયો. પછી તેને મુનિએ જીવઘાત, માંસ ભક્ષણ, રાત્ર ભોજન વગેરે ખરાબ કર્મનો પચખાણ કરાવ્યો. અને તે બેઉ મુનિ રામને કહેવા લાગ્યા કે, આ તમારો સાધર્મીક છે. માટે એનો પ્રતિપાલન કરો. "સાધર્મવાત્સલ્ય શુભકારક છે, " એવું શ્રી જીનેંદ્ર વચન છે. ત્યારે રામે કહ્યું કે, એ અમારો ભાઇ છે. એમ અમે જાણશું. એમ કહીને તે બેઉ મુનિઓને ઘણી પ્રીતી વડે વંદના કરી. પછી તે મુનિઓ આકાશ માર્ગે ગયા. અને રામાદિક ત્રણ જણ તે દિવ્ય રથમાં બેશીને જટાયુ સહિત ક્રીડા કરવા લાગ્યા.

પાતાલ લંકામાં ખર અને ચંદ્રનખાના પુત્ર શંબુક અને સુંદ એ બેઉ યૌવન અવસ્થામાં આવ્યા. તેમાંનો શંબુક સુર્યહાસ નામનો ખડગ સાધવા સારૂ જવા નીકળ્યો. તે વખ તેના પિતાએ તેને ઘણુ સમજાવ્યું. તથાપિ તેનુ ન માનતાં તે દંડક નામના વનમાં ગયો. ત્યાં એક ક્રોચરવા નામની નદીના તીરે એક વાંસનુ વન જોઇને તેમાં પેશીને કેહેવા લાગ્યો કે, જે કોઇ મને અહીંથી કાહાડશે તેને હું મારી નાંખીશ. એમ કહીને તે ખડગની સાધના કરવા સારૂ તે અન્ન ન ખાનારો, અંતઃકરણ થયોછે. જેના નિરમલ ઇંદ્રીઓ જેણે જીતી છે, બ્રહ્મચર્ય વ્રતનો પાળનારો. શંબુક એક વડની ડાળીને પગબાંધીને બાર વર્ષ અને છ દિવશે સિદ્ધ થવાવાળી વિદ્યા સુર્યહાસ ખડગ મળવા સારૂ સાધવાનો આરંભ કરવા લાગ્યો. તે સમયે તેને વડવાગળની નામના પક્ષીની ઉપમા દેવાય. એવી રીતે બાર વર્ષ અને ચાર દિવશ થયા સુર્યહાસ

ખડગ સિદ્ધ હોવાના સમયે એક મ્યાંનસહિત સુર્યના જેવી કાંતીવાળો, અને જેની ચારે તરફ સુગંધી વ્યાપી રહી છે. એવો તે દિવ્ય ખડગ ત્યાં આવ્યો. એટલામાં લક્ષ્મણ ત્યા ક્રીડાકરતો કરતો તે વંશના વનમાં આવ્યો. ત્યાં સુર્યના જેવા તેજવાળો તે સુર્યહાસ નામનો ખડગ જોઇને તેને લક્ષ્મણે લઇ લીધો. પછી તેને મ્યાનમાંથી કાહાડીને જોવા લાગ્યો. તો તે અતિ અપુર્વ દીઠામાં આવ્યો. તેથી કૌતક લાગ્યું કહ્યું છે કે, "અપુર્વ વસ્તુ જોઇને ક્ષત્રીઓને મોટો આશ્ચર્ય થાય છે." તેની ધારની પરીક્ષા કરવા સારૂ તે ખડગે કરી પાસેની વાંશની ઝાડીને કમલની નાલની પઠે કાપી નાંખી. તેમાં ઊંધે માંથે લટકેલો જે શંબુક તેનુ માથુ પણ તેની સાથે કપાઇને જમીન ઉપર પડ્યું. તે લક્ષ્મણે જોયું, ત્યારે પાસે આવીને જુએ છે તો તેના ધડ ઉપર વડની શાખામાં લટકતો દેખાયો. ત્યારે આ નીરપરાધી તથા હથીયાર રહિત એવા કોઇ પુરૂષને નાહક મેં માર્યો, એવો શોક કરવા લાગ્યો. એ કર્મનાયો ગે મને ધીકાર છે. એવી પોતાની નિંદા કરી રામની પાસે જઇને થએલો સર્વ વ્રતાંત કહી સંભળાવ્યો. અને તે ખડગ પણ તેને બતાવ્યો. ત્યારે રામ તેને કેહેવા લાગ્યો. આ સુર્યહાસ ખડગ છે. એની સાધના કરનારાને તેં માર્યો જણાય છે. પણ એનો ઉતર સાધક કોઇ આટલામાંજ હોવો જોઇએ.

પણે રાવણની બેન ચંદ્રનખાએ જાણ્યું કે મારા પુત્રને આજે સુર્યહાસ ખડગ મળશે, એવા હેતુથી મોટા ઉમંગે કરી પુજા વગેરેની સામગ્રી લઇને ઉતાવળી દોડની તે વનમાં આવી જુએ છે તો કુંડલે કરી શોભાયમાન પોતાના પુત્રનુ માથુ કાપેલું જમીન ઉપર પડ્યુ છે. તે જોઇને વિલાપ કરવા લાગી. હે વત્સ શંબુક તું ક્યાં છે? અને તને હું ક્યાં જોઉં? એવી રીતે વારંવાર બોલતી થકી રડવા લાગી.

## ઢાળ.

ભઇયારીગાળો કાન માગા ચોરીરે. એ દેશી.

તારી માવડી રોવેરે પુત શંબુક બોલોને;
કેણે છેદ્યું મસ્તક તુજ શંબુક બોલોને. એ ટેક.
મેં જાણ્યું જે પુત્ર તું મારા, ફળશે મનોરથ આજરે;
એમ જાણી હરખે અહીં આવી, દીઠું વિપરીત કાજ, શંબુક બોલોને,
તારી માવડી રોવેરે પુત શંબુક બોલોને. ૧.

બાર વરશ લગી શાધન સાધી, ભુખ તરશા બહુ વેઠીરે;
શીળવ્રત પાળ્યુ સુખ કારણ, પણ સીધી નવ દેખી. શંબુક૦ ॥ ૨. ॥
કોણ પાપી એવો ઇહાં આવ્યો, જેણે છેદયુ તુજ શીશરે;
જાણવું તુજ બાંધવ પિતાને, આવે ઇહાં કરી રીશ. શંબુક૦ ॥ ૩ ॥
તુજને મારી તે કીહાં જાશે, શોધ કરૂ ત્રણ લોકરે;
જો તે કદી પેસે પાતાળે, જાવે કહી દેવલોક, શંબુક બોલોને. ॥ ૪ ॥
સંભળાવું જઇ મુજ બંધવને, ચહડી આવે સસનુરરે;
ખોળ કરાવી તે પાપીને, મારૂ તુજ હજુર. શંબુક બોલોને. ॥ ૫ ॥
ચંદ્રનખા એમ અતિ ટળવળતી, મૃતક પુત્રની પાસરે;
હે વછ એકવાર મુજ સામુ, જોવો અતિ ઉલાસ, શંબુક બોલોને. ॥ ૬ ॥
વિદ્યા સાધી ચંદ્ર હાશ્યની, ખડગ ગ્રહો નીજ હાથરે;
મસ્તક છેદો શતરૂ કેરૂ, મોચાડો યમ પાસ શંબુક બોલોને. ॥ ૭ ॥
કેમ તું મોન કરીને બેઠો, ઉતર કેમ નવી વાળેરે;
કે તુ રીસાણો મુજ સાથે, સનમુખ કેમ નહી ભાળે. શંબુ૦ ॥ ૮ ॥
એમ વિલખંતી સ્વછ થઇને, શતરૂ ગવેખણ કાજરે,
પગલે પગલે જોતી ચાલી, જેમ ઉડે પંખી બાજ્ય. શંબુક૦ ॥ ૯ ॥

એવી રી અત્યંત વિલાપ કરતી થકી ત્યાં જમીન ઉપર લક્ષ્મણનાં પડેલાં પગલાં જોઇને કહેવા લાગી કે, જેણે મારા પુત્રને માર્યો તેના આ પગ છે એમ જાણીને તે પગલે પગલે ચાલવા લાગી. કેટલુંએક દુર ગઇ ત્યાં એક ઝાડના તળે સીતા, રામ, તથા લક્ષ્મણ બેઠેલા તેણે જોયા, તેમાં રામનુ સ્વરૂપ જોઇને તેને કામવિકાર ઉપન્યો, કહ્યું છે કે, "કામિ સ્ત્રીઓને શોકના સમયમાં પણ કામનો આવેશ થાય છે." પછી તે એક તરૂણ નાગ કન્યાનુ રૂપ ધારણ કરીને કામે કરી પીડાતી છતાં કાંપતી થકી રામની પાસે આવી. તેને જોઇને રામ પુછવા લાગ્યો કે, હે ભદ્રે, સમસદનં (કાલના ઘર જેવા આ દંડક નામના મહા ભયંકર વનરાં તું શા સારૂ આવી છે! ત્યારે તે કેહેવા લાગી કે, હું અવંતીના રાજાની પુત્રી છું એક સમયે રાતના હું સુતી છતાં એક વિદ્યાધર આવીને મને હરણ કરી લઇ ગયો, તે આ વનમાં લાવ્યો, તેને કોઇ બીજા પુરૂષે જોયો. તેના હાથમાં એક મોટો ખડગ હતો, પછી તે તેને પુછવા લાગ્યો કે ચિલ પક્ષી જેમ હાર લતાનુ હરણ કરે છે તેમ આ સ્રી રત્ન હરણ કરીને હે પાપી તું ક્યાં લઇ જાય છે

તારો મોત આ હું સામે ઉભો છુ તેમ છતાં તું આગળ કેમ જઈ શકીશ?

એવું તેનુ બોલવુ સાંભળી મને અહીં મુકીને તે બેઉ પરસ્પર લડાઈ કરવા લાગ્યા. જેમ વનના હાથીઓ પોતપોતામાં લડીને અંતે પ્રાણ ગમાવે તેમ તે બેઉ મરી ગયા. અને હું આ જંગલમાં ફરતાં ફરતાં કોઇ પુન્યયોગે તડકામાં વૃક્ષની છાયા પડે તમારા આશ્રયે આવી છું. હું મોટા કુલમાં ઉપની છું. માટે આપ મને અંગીકાર કરો. એવી મારી ઇચ્છા છે. કહ્યું છે કે, “મહા પુરૂષો પાસે અર્થી જનોની પ્રાર્થના વ્યર્થ જતી નથી.” એવું તેનુ બોલવું સાંભળીને રામે વિચાર કરયો કે. આ કોઇ માયાવી નટના જેવો વેશ ધારણ કરનારી કુટનાટક ઉત્પન કરીને અમને ઠગવા સારૂ અહીં આવી છે. એમ જાણીને રામ તથા લક્ષ્મણે એક બીજાની સામે જોયુ. પછી રામચંદ્ર તેને કેહેવા લાગ્યો કે, મારી સ્ત્રી તો છે. આ લક્ષ્મણને સ્ત્રી નથી, તેની પાસે તું જા. પછી તે લક્ષ્મણની પ્રાર્થના કરવા લાગી. ત્યારે તેણે કહ્યું કે, તું પ્રથમ મારા વડીલ રામની પાસે ગઇ, તેથી તેથી તું પણ અમારે પુજ્ય ઠરી. અંગીકાર કરવાની વાત મારી પાસે બોલ નહી. એવી રીતે બેઉ ઠેકાણે આશા પુરી થઇ નહી. ત્યારે પોતાના પુત્રને યાદ કરી ક્રોધમાં આવીને ખરાદિક વિદ્યાધરો પાસે ગઇ. તેમની પાસે લક્ષ્મણે પોતાના પુત્રને મારવાનો સર્વ વ્રતાંત સંભળાવ્યો. તે સાંભળીને ચૌદ હજાર વિદ્યાધરો સહિત ખરાદિક ત્યાં આવ્યા. અને જેમ હાથી પર્વતને ઉપદ્રવ કરે, તેમ તે રામને દુઃખ દેવા લાગ્યા. ત્યારે લક્ષમણ રામને કેહેવા લાગ્યો કે, હું પાસે છતાં તમારે યુદ્ધ કરવાનુ કાંઇ કારણ નથી. હું એકલો દુશમનોને મારીશ. ત્યારે રામે કહ્યું કે, જા તું એમની સાથે યુદ્ધ કર. જે વખતે સંકટ પડે તે વખતે મને બોલાવવા સારૂ એક મોટો સીંહનાદ કરજે. એવું બોલવું માન્ય કરી. તથા તેની આજ્ઞા લઇને, ધનુષ્ય બાણ સજ્જ કરી, ગરૂડ જેમ સર્પાદિકોને મારે તે પ્રમાણે લક્ષ્મણે ખરાદિકોને મારવાનો આરંભ કરયો.

પરસ્પર યુદ્ધ ચાલતાં ચંદ્રખા પોતાના પતિની રક્ષા કરવા સારૂ જલદી રાવણ પાસે જઇને થએલી સર્વ બીના તેને કેહેવા લાગી. હે ભાઇ દંડક વનમાં કોઇ રામ લક્ષમણ નામના બે પુરૂષો આવ્યા છે. તેમણે અજાણથી તારા શંબુક ભાણેજને મારી નાંખ્યો. એ વાતની ખબર પડતાંજ તારો બનેવી તથા ભાણેજ સૈન્ય સહિત ત્યાં જઇને લક્ષ્મણની સાથે યુદ્ધ કરે છે. તે વનમાં કેટલાએક દિવસથી રામ પોતાના નાના ભાઇના બળે. તથા પોતાના

બળે કરી ગર્વીત થયો થકો વિલાસ કરે છે. તેની સ્ત્રી સીતા રૂપ લાવણ્યની કેવળ સીમાજ છે, એના જેવી કોઇ દેવી પણ હશે નહી! નાગ કન્યા એની પાસે શા હિસાબમાં! પછી મનુષ્યમાં તે કયાંથી? એનુ રૂપ જાણે સુરાસુરની સ્ત્રીઓના રૂપને તિરસ્કાર કરતો હોયની ! વાણીથી તો કેહેવાઇ શકાયજ નહી. આ જગતમાં એ કોઇ અપુર્વ રત્ન છે. તે તને યોગ્ય છે. તારા ઘેર કોઇ એવું સ્ત્રી રત્ન નથી. તેથી તું એને હરણ કરી લઇ આવ.

એવું સાંભળીને તત્કાલ રાવણ પોતાના પુષ્પક નામના વિમાનમાં બેશીને દંડક વનમા આવ્યો. તીહાં રામના આશ્રમ પાસે આવી જુવે છે તો જેમ અગ્નિના તેજથી વાઘ દુર રહે, તેમ તે રામના તેજથી નજીક આવી શકયો નહી. રામનો ભય અને સીતાનુ હરણ, એ કાર્ય જેમ એક કોરે તટ અને બીજી કોરે સિંહ, તેની પઠે રાવણને થયું પછી અવલોકની નામની વિદ્યાનુ તેણે સ્મરણ કરયું. ત્યારે તે રાવણની સામે હાથ જોડી આવી ઉભી રહી. રાવણે તેને કહ્યું કે, આ સીતાના હરણ કરવામાં તું સહાયતા કર. ત્યારે તે કેહેવા લાગી કે, મોટા નાગના માથામાંનુ રત્ન લેવાને સમર્થ થવાય. પણ રામની સામે સીતાનું હરણ કરવાને દેવતા પણ અસમર્થ છે. માટે એક ઉપાય છે તે કરયાથી તારો મનોરથ પુરો થશે. લક્ષ્મણની સાથે રામનો સિંહનાદનો સંકેત છે. તેથી તું ત્યાં જઇ સિંહનાદ કરયાથી રામ ત્યાં આવશે. પછી તું સીતાને લઇને ચાલતો થજે. એવું સાંભળીને રાવણે ત્યાં જઇને બરાબર લક્ષ્મણના જેવો સિંહનાદ કરયો. તે સાંભળીને રામ પોતાના મનમાં વિચાર કરવા લાગો કે, આ જગમાં હાથીમલ્લની પઠે લક્ષ્મણ જેવો બીજો કોઇ પ્રતિમલ્લ નથી જેથી એને એટલો બધો સંકટ થાય ! સિંહનાથતો સંકેત પ્રમાણે થાય છે ! એવી રીતે રામ તર્ક વિતર્ક કરે છે. એટલામાં સીત લક્ષ્મણ ઉપર દયા કરીને કેહેવા લાગી કે, હે આર્ય, વત્સ લક્ષ્મણ હમણાં સંકટમાં પડયો જણાય છે. તેમ છતાં તમે કેમ હજી વિલંબ કરી રહ્યા છો? હવે જલદી જઇને તેનુ રક્ષણ કરો, ઇત્યાદિક સીતાનુ બોલવું સાંભળીને અપશકુનાદિકને ન માનતાં રામ ઉતાવળો દોડીને ગયો.

પછી રાવણ વિમાનમાંથી ઉતરીને રોદન કરનારી સીતાને વિમાનમાં બેસાડવાની યુકતી કરવા લાગો, તે વખતે સીતાના વિલાપ સાંભળીને પાસેથી એક શબ્દ થયો કે, હે સ્વામીની. હે જાનકી, તમે ભય પામો નહી. એમ કહી હે નિશાચર ઉભો રહે, ઉભો રહે, એવી રીતે ક્રોધે કરી બોલીને

દુરથી જટાયુ રાવણ ઉપર દોડયો. તે જેમ ખેડુત હળે કરી જમીનને ખણી નાખે તેમ પોતાની ચાંચ વડે રાવણની છાતી વીખી નાંખી. ત્યારે રાવણ રીસમાં આવીને પોતા ખડગે કરીને તેની પાંખો કાપી નાંખી. પછી તે પૃથ્વી ઉપર પડી ગયો. ત્યારે રાવણ નિશંક થઈ સીતાને પોતાના પુષ્પક વિમાનમાં બેસાડીને તથા પોતાનો મનોરથ પુરણ થયો એમ જાણીને આકાશ માર્ગે ચાલ્યો. ત્યારે સીતા કેહેવા લાગી કે હે રામ, હે રામ, હે વત્સ લક્ષમણ, હે તાત, હે ભ્રાત, હે ભામંડળ, જેમ કાગડો બલીપિંડને હરણ કરે, તેમ તમારી સીતા આણે હરણ કરી છે. એમ કહીને અતિ દીનતાથી રડવા લાગી. તેનુ રડવું સાંભળીને અર્કજટી નામના વિદ્યાધરનો પુત્ર રત્નજટી મનમાં વિચાર કરવા લાગો કે, આ સ્વર રામની સ્રી સીતાનો છે, એ શબ્દ સમુદ્ર ઉપર સંભળાય છે. એ ઉપરથી એવું સંભજાય છે કે, રામ લક્ષમણને ઠગીને રાવણે એનુ હરણ કરયું છે. એમ જાણીને મારે ભામંડલ રાજા ઉપર ઉપકાર કરવો જોઈએ. એવા હેતુથી હાથમાં ખડગ લઇને તે રાવણ ઉપર દોડયો. તેને જોઇ રાવણ હસ્યો. ને પોતાની વિદ્યાના શામર્થે કરી તેની સર્વ વિદ્યા હરણ કરી લીધી. ત્યારે પાંખો કપાયાથી જેમ પક્ષી નીચે પડી જાય તેમ તેની વિદ્યા ગયા પછી તે જમીન ઉપર પડયો. પછી તે કંબુદ્વીપના કંબુ નામના પર્વત ઉપર જઇ રહો.

રાવણ વિમાનમાં બેશી જતાં રસ્તામાં સમુદ્ર ઉપર આવ્યો ત્યારે કામે કરી પીડણો થકો સીતાને કેહેવા લાગો કે, સર્વ વિદ્યાધરોનો રાજા જે હુ, તેની તું સ્રી થઇ. તેમ છતાં શા સારૂ રડે છે ! આ આનંદના ઠેકાણે શોક કેવો! તે ચોગ્ય નહી. તારી ચોજના તો માહારી સાથે કરવાની હતી. તે દૈવના ચોગે રામ સાથે થએથી હે દેવી તું હવે મને પતિ માન. અને તેમ કરવાથી હુ તારો દાસ થયો એમ સમજ, હું તને આધીન થએથી સર્વ વિદ્યાધર તારા દાસ થશે. ને તેમની સ્રીઓ તારી દાસી થશે. ત્યારે સીતા નીચે મુખ કરીને અતિ ભકતીથી રામનુ નામ જપવા બેઠી. એટલામાં કામે કરી અંધ થએલા રાવણે સીતાના પગ ઉપર માથુ રાખ્યું. તારે પરપુરૂષનો સ્પર્શ થાય છે એ હેતુથી સીતાએ તેને દુર કરયો. અને કેહેવા લાગી કે, હે રાવણ; તુ મહા નિર્લજ છે આ પરસ્રીની કામનાએ કરી તને જલદીજ મૃત્યુ થશે. એવો ક્રોધે કરી શ્રાપ દીધો. એટલામાં સારણાદિ મંત્રીઓ તથા બીજા રાક્ષસો રાવણની સામે આવ્યા એમની સાથે મોટા ઉત્સાહે રાવણ લંકામાં ગયો. અને સ્રી

તાએ એવો નિયમ લીધો કે, જ્યાં સુધી રામ લક્ષમણનો કુશળ વ્રતાંત મેં આં ભળ્યો નથી તાંહાં સુધી હું જમનાર નથી. એમ જાણીને લંકાની પુર્વ દિશામાં દેવરમણ નામના ઉદ્યાનમાં એક રક્તઅશોક નામના ઝાડની નીચે ચિત્ર જટા અને બીજા રાક્ષસો સહિત સીતાને બેસાડી પોતે રાજી થઇને પોતાના ઘેર ગયો પણ કામ વિકારે કરીને સીતા વિષે પોતાના માઠા અદય વસયમાં ગુંચાયો થકો એક સીતા માંહેજ ધ્યાન કરી રહો છે.

इत्याचार्य श्री हेमचंद्र विरचिते श्री राम लक्षमण चरित्रे सीता हरण इत्यादी,



# અથ શ્રી છઠો ખંડ પ્રારભંત



જે જગાએ લક્ષ્મણ દુશમનોની સાથે યુદ્ધ કરે છે ત્યાં રામચંદ્ર ગયા. તેને જોઇને લક્ષ્મણ કેહેવા લાગ્યો કે, હે બંધુ સીતાને એકલી વનમાં મુકીને તમને અહીં આવવાનુ કારણ શુ હતુ? તેવારે રામ બોલ્યો કે, તારો સિંહનાદ સાંભળીને હું અહીં આવ્યો છું. લક્ષ્મણે કહ્યું મેં સિંહનાદ કરયો નથી. તેમ છતાં તમે સાંભળ્યો. એથી કોઇએ આપણને ઠગા જણાય છે. અને સીતાને હરણ કરવા સારૂ આ ઉપાય કરયો જણાય છે. માટે હે રામ સીતાનુ રક્ષણ કરવા સારૂ તમે અહીંયાંથી જલદી જાઓ. પાછળથી આ શતરૂઓને મારીને હું પણ જલદીજ આવું છુ. એમ સાંભળીને રામ પાછો આવીને જુએ છે તો સીતા દીઠી નહી તેથી મુર્છીત થઇને પૃથ્વી ઉપર પડયો, કેટલોક વખત ગયા પછી સાવધ થઇ જુવે છે તો મરણ તુલ્ય થએલો જટાયુ દેખાયો. તેને જોઇને મનમાં વિચાર કરવા લાગ્યો કે, કોઇ પુરૂષે છલે કરી મારી સીતાનુ હરણ કરયું, તેનો અપહાર કરવા સારૂ ક્રોધમાં આવીને તેને આ આડો આવ્યાથી તેણે આને મારયો જણાય છે. ત્યારે હવે એની ઉપર મારે પ્રતી ઉપકાર કરવો જોઇએ . એવો વિચાર કરીને તે શ્રાવક પક્ષીને પરલોક જવા સારૂ ભાતાની પઠે નમસ્કાર (નવકાર) મંત્ર કહ્યું. તે જટાયુ મુવા પછી માહેંદ્ર દેવલોકમાં એક દેવ થયો. પછી રામચંદ્ર પોતાની સ્ત્રી સીતાને શોધવા સારૂ વનમાં ફરવા લાગ્યો.

પણે મહા શુરવીર લક્ષ્માણ ખર વિદ્યાધરની સાથે યુદ્ધ કરતો છતાં ખરનો નહાનો ભાઇ ત્રિશીરા આગળ થઇને પોતાના મોટા ભાઇને પાછળ કરયો. પોતે રથમાં બેશીને લક્ષ્માણની સામે આવ્યો. તે જોઇને એક ક્ષણમાં લક્ષ્મણે મારી નાંખ્યો. એટલામાં પાતાલ લંકાના રાજા ચંદ્રોદરનો પુત્ર વિરાધ પોતાના સૈન્ય સહિત ત્યાં આવી લક્ષ્મણને નમસ્કાર કરી હાથ જોડીને કેહેવા લાગ્યો કે, તમારા શતરૂનો હું શતરૂ છું. અને તમારો ભક્ત છુ. મારા પિતા ચંદ્રોદરને કહાડીને રાવણે આ પોતાના સેનાનીને પાતાલ લંકાનુ રા-

જય આપ્યું. તે કારણથી અમારા એ શતરૂ છે યદ્યાપિ આ શતરૂઓના નાશ વિષે જેમ અંધકારનો નાશ કરવામાં એકલો સુર્યજ સમર્થ છે, તેમ તમે એકલાજ સમર્થ છો. તથાપિ તમારો હું દાસ હોવાથી મને એમની સાથે યુદ્ધ કરવાની આજ્ઞા આપો. ત્યારે લક્ષ્મણ હશીને તેને કહેવા લાગ્યો કે, હે વિરાધ, આ સર્વ શતરૂઓને હમાણાંજ મેં મારચા એમ તું જાણ. કહ્યું છે કે, "પરાક્રમી પુરૂષને બીજાની સહાયતા લેવી એ લજ્જા ભરેલું કેહેવાય છે." માટે આજથી મારો મોટો ભાઈ રામ તારો સ્વામી છે. અને આજથી તું પાતાલ લંકાના રાજ ઉપર બેઠો એમ સમજ.

પોતાનો શતરૂ વિરાધ લક્ષ્મણની પાસે આવ્યો છે, એમ જાણી અતી ક્રોધમાં આવીને પોતાનું ધનુશ સજ્જ કરી, આગળ આવીને ખર વિદ્યાધર બોલવા લાગ્યો. હે વિસ્વાસઘાતક, મારા શંબુક નામના પુત્રને મારનારો તુંજકે? હવે તારૂ રક્ષણ આ બાપડો વિરાધ કરનાર છે કે? ત્યારે તેને લક્ષ્મણ કેહેવા લાગ્યો કે, હે ખર, તારા પુત્રની ઉત્કંઠાએ કરી તારા ભાઈ ત્રિશીરાને મેં તેની પાછળ મોકલી દીધો. તેની પઠે તને પણ જો ઘણી ઇચ્છા હોય તો તેની પાસે પહોચાડવાને હું તઈયાર છું. જેમ કુંથુમમુખ બારીક જીવ સહજ પગથી કચરાઈ જાય, તેમ તારો પુત્ર મારાથી મરાયો ખરો; એથી મોટો અપરાધ કરચો કહેવાય નહી, હવે જો તું પોતાને શુરવીર માનતો હો, તો કાંઈ ચમતકાર બતાવ જોઉં! જો પણ હમણા હું વનવાશમાં છું. તો પણ તારો ભક્ષ આપીને હું યમરાજાને રાજી કરીશ.

એવાં લક્ષ્મણનાં વાકયો સાંભળીને જેમ હાથી પર્વતની શિખર ઉપર પ્રહાર કરે તેમ ખર રાક્ષસ લક્ષ્મણને મારવા મંડી ગયો. તેની સામે લક્ષ્મણ પણ જેમ સુર્ય પોતાના કિરણોએકરી આકાશને ભરી નાંખે છે, તેમ બાણોવડે તે વનાકાશ ભરી મુકચો. એવી રીતે લક્ષ્મણ અને ખર રાક્ષસનુ મહાભયંકર યુદ્ધ થયું. અને યમના ઘરમાં લીલા લેહેર થઈ. એટલામાં એક આકાશ વાણી થઈ કે, વિષ્ણુની શક્તિ સહન કરવાને પ્રતિવિષ્ણુ પણ સમર્થ થાય નહી, તેમ છતાં આ ખર હજી સુધી કેમ સહન કરે છે? એવુ સાંભળીને હવે એને ઘણો વખત રહેવા દેવો નહી. એમ જાણી એક હથીયારે કરી ક્ષણ વારમાં ખરનુ માથુ કાપી નાંખ્યું. એટલામાં દુષણ સૈન્ય સહિત યુદ્ધ કરવાને આવ્યો. તે જેમ વનની અગ્નિમાં હાથી પોતાના પરિવાર સહિત બળી જાય તેમ તે પોતાના સૈન્ય સહિત નાશને પામ્યો. એવી રીતે

બધા ખલાસ થઇ ગયા. પછી લક્ષમણ વિરાધને સાથે લઇને પાછો ફરયો, દુરથી એક ઝાડની નીચે બેઠેલા રામને સીતા વિના એકલો જોઇને મોટો શોક કરવા લાગ્યો. જો પણ રામની પાસે લક્ષમણ આવ્યો તો પણ સીતાના વિરહથી પીડીત થઇને તેની સામે ન જોતાં આકાશમાં નજર કરી બોલવા લાગ્યો.

આ આખુ વન હું ફરયો તો પણ સીતા દીઠી નહી. હે વન દેવતા ક્યાઇ પણ જોઈ હોય તો કહો! ભુતો તથા ભયંકર જાનવરે કરી ભરેલા વનમાં હું જાનકીને એકલી મુકીને લક્ષમણની પાસે ગયો ત્યાં હજારો રાક્ષસો યોદ્ધાઓની સામે તેને લડતો મુકીને ફરી પાછો આવી જોઊ છું તો સીતા દેખાઇ નહી! એ વખતે મારી બુદ્ધિને શું થયુ! હા સીતા! આ નિર્જન વનમાં તને મેં એકલી કેમ મુકી? હા વત્સ લક્ષમણ? તને વનના સંકટમાં મેં કેમ નાંખ્યો? એ રીતે કહેતાં છતાં મુરછા આવી, તેથી જમીન ઉપર પડયે. એવો રામનો શોક જોઇને જાણે પક્ષીઓ પણ મોટા શબ્દો વડે રડતા હોય! અને એ બધા રામની તરફ જોતા હોય! એટલામા લક્ષમણ પાસે આવીને બોલવા લાગ્યો કે, હે આર્ય, હે આર્ય, આ શું! આ હુ તમારો લક્ષમણ ભાઇ શત્રુઓને જીતીને તમારી સામે ઉભો છું. એવી અમૃત જેવી વાણી સાંભળીને રામે જરા સાવધ થઇ લક્ષમણને આલિંગ કરયું ત્યારે લક્ષમણ આંખોમાં પાણી આણીને બોલવા લાગ્યો કે, થએલા સિંહનાદનું કારણ કોઇ કપટી પુરૂષનુ કૃત્ય છે. અને તેણેજ સીતા હરણ કરી છે. હવે તેના પ્રાણ સહિત તેનો ઘાણ કાહાડીને જલદીથી સીતાને પાછી તેડી લાવુ છુ. તમે લગારે ચિંતા કરો નહી. હવે તો તેને શોધવાના ઉપાયો કરવા જોઇએ. આ વિરાધને એના પિતાની પાતાલ લંકાના રાજ ઉપર બેસાડવો છે. એવી ખરના સંગ્રામમાં મેં પ્રતિજ્ઞા કરી છે. એવા સમયે સીતાને શોધવા સારૂ વિરાધે પોતાના વિદ્યાધર સુભટોને રવાને કરયા. અને મહા શોકમાં ગરકાબ થએલા રામ તથા લક્ષમણ ક્રોધે કરી પોતાના હોઠને ચાવીને મોટા મોટા સ્વાસોસ્વાસ લેતા થકા ત્યાંજ રહ્યા. વિરાધે મોકલેલા વિદ્યાધરો જાનકીનો ઘણો શોધ કરીને ક્યાંય પત્તો ન મળ્યાથી પાછા આવી નીચુ મો કરી નમસ્કાર કરીને બેઠા. રામ તેમને શરમાયલા જોઇને કેહેવા લાગ્યો કે, સ્વામીના કાર્યે સારૂ પોતાની શક્તિ પ્રમાણે મેહેનત કરતાં તે કાર્યની સિદ્ધિ ન થયાથી સેવક ઉપર કાંઇ પણ દોષ નથી. હે સુભટો! તમે પ

ણી મેહેનત કરી પણ સીતાનો શોધ નળ્યો નહી તેમાં તમારો શું દોષ છે દેવ ફરચાથી કોઇનુ કાંઇ ચાલતું નથી. તમે શું! ને બીજા શું!

એવું રામનુ બોલવું સાંભળીને વિરાધ આવી નમસ્કાર કરી કેહેવા લા ગ્યો કે, હે રામ તમે ખેદ કરો નહી, કહ્યું છે કે, ચિંતા થકી રહિત રહેવું તે લક્ષમી મળવાનુ કારણ છે. હું તમારો દાસ છું. મારી પાતાલ લંકામાં રેહેવા સારૂ તમે આવો. ત્યાં આવેથી સીતાનો શોધ સહેજ મળી શકશે. એ વું વિરાધનુ બોલવું કબુલ કરીને તેની સાથે સૈન્ય સહિત રામ તથા લક્ષમ ણ પાતાલ લંકા પાસે આવ્યા. ત્યારે ખરનો પુત્ર સુંદ યુદ્ધ કરવા સારૂ સૈ- ન્ય સહિત તેમની સામે આવ્યો, પુર્વનો શતરૂ જે વિરાધ તેની સામે તે આવી ઉભો રહ્યો. યુદ્ધ ચાલ્યા પછી ચંદ્રનખાએ કહ્યાથી સુંદ ત્યાંથી ના- શીને રાવણને શરણ રહેવા સારૂ લંકામાં ગયો. પછી રામ તથા લક્ષમણ વગેરે પાતાલ લંકામાં જઇને વિરાધને રાજ ઉપર બેસાડયો. પોતે ખર રા- જાના મેહેલમાં રહેવા લાગ્યા. અને વિરાધ યુવરાજાની પઠે સુંદના ઘરમ રહ્યો

કીસ્કીધા નગરીના રાજા સુગ્રીવની તારા નામની અતી મનોહર રૂપવાળી સ્ત્રી છે તે જેવારે સુગ્રીવ તારાને પરણ્યો તેવારે તે કન્યા સાહાસગતી નામ ના વિદ્યાધરને પરણવાની ઇચ્છા હતી અને તેના ઉપર તે સાહાસગતી ઘ- ણોજ મોહીત થયો હતો તેથી તારાના બાપ પાસે તેની માગણી કરી પણ તે કન્યા તેને નહી આપતાં સુગ્રીવને પરણાવી પછી તે સાહાસાગતીને તા- રાના ભોગના અભિલાષે કરી રાત દીવશ ઊંઘ આવે નહી તેથી કરી તેણે હિંમવાન પર્વતની ગુફામાં જઇનેમતારણી વિદ્યાને સાધીને, તે વિદ્યાના યોગે સુગ્રીવનુ રૂપ લઇને મહા દીપવા લાગ્યો, તે જાણે બીજોજ સુર્ય હોયની! કોઇ એક વખતે સુગ્રીવ ક્રીડા કરવા સારૂ ઉદ્યાનમાં ગયો તે લાગ જોઇને તે કિ- સ્કિંધા નગરીમાં જઇ તેના અંતઃપુરમાં જવા લાગ્યો. એટલામાં સાચો સુગ્રી વ બાહાર દરવાજા પાસે આવ્યો. તેને જોઇને દ્વારપાલે પાછો ફેરવ્યો. અને કેહેવા લાગ્યો કે, સુગ્રીવ રાજા હમણાંજ અંદર ગયો. તું કોણ છે? એ ઉપર થી સુગ્રીવે જાણ્યું કે, કોઇ બીજો કપટી સુગ્રીવ છે. એ સંશયથી અંતઃપુરનુ ર ણ કરવા સારૂ તે દરવાજા ઉપરજ ઉભો રહ્યો. એ વાતની વાલીના પુત્રને ખ બર પડતાંજ અંતઃપુરમાં જઇને જેમ નદીના વેગને પર્વત અટકાવે તેમ તેણે તે બારે સુગ્રીવને રોકયો. પછી કિસ્કીકંધા નગરીમાં ચૌદ અક્ષોહિણી સૈન્ય મળ્યું. તે બેઉમાં ખરો કયો? ને ખોટો કયો? તેનો ભેદ ન જાણતાં અક્ષુ

સૈન્ય એક તરફ, ને અડધુ બીજી તરફ થયું. પછી બંનુ માંહો માંહે દારૂણ યુદ્ધ થયું. ઘોડેસ્વારની સામે ઘોડેસ્વાર, હાથીના સામે હાથી, રથની સામે રથ, અને પાળાની સામે પાળો, એમ ચતુરંગ સૈન્યમાં પરસ્પર લડાઇ ચાલી તે વખતે પ્રૌઢપ્રિય સમાગમે કરી જેમ મુગ્ધા નાયકા કંપાયમાન થાય, તે પ્રમાણે પૃથ્વી કંપાવા લાગી. સુગ્રીવ ક્રોધમાં આવીને કેહેવા લાગ્યો કે, હે પારકા ઘરમાં ચોરની પઠે પેશનારા, આવ મારી સામે, એમ કહીને તેને પોતાની સાથે લડાઇ કરવા સારૂ પાસે બોલાવ્યો. ત્યારે તે જાર સુગ્રીવ માતેલા હાથીની પઠે ગર્જના કરીને સામે આવ્યો. પછી તે બેઉ માંહો માંહે લડવા લાગ્યા. તેથી યમના ભાઇની પઠે ત્રણે જગતને દુઃખ દેવા લાગ્યા. લડવામાં બેઉ કુશળ હતા તેથી એક બીજાના હથિયારો સુકા ઘાસની પઠે તોડવા લાગ્યા. પાડાની લડાઇમાં જેમ ઝાડના કટકે કટકા ઉડી જાય તેમ ત્યોની લડાઇમાં હથિયારોના કટકા થઇને ઉડ્યા તેથી વિદ્યાધરોની સ્ત્રીઓ અતિ ભય પામવા લાગી. જ્યારે તેમનાં બધાં હથિયારો ટુટી ગયાં ત્યારે ક્રોધાયમાન થઇને ચાલનારા પર્વતની પઠે મલ્લયુદ્ધ કરવા લાગ્યા. ઘડીકમાં આકાશે ઉડે, તો ઘડીકમાં જમીન ઉપર લોટે, એવા તે બેઉ શુરવીરોના ચુડામણી કુકડાની પઠે માંહો માંહે જીતવા સારૂ એક બીજાથી દુર થઇને બેલની પઠે ઉભા રહે, ફરી બાથ ભીડીને લડવા મંડી જાય, પણ કોઇ કોઇને જીતે નહી. ત્યારે સાચા સુગ્રીવે પોતાની મદત કરવા સારૂ હનુમાનને બોલાવીને ફરી ખોટા સુગ્રીવની સાથે લડવા લાગ્યો. પણ સાચા જુઠાનો ભેદ ન જાણતાં હનુમાન કોઇની મદતે આવ્યો નહી. અને બચાની પઠે જોતો ઉભો રહ્યો- એટલામાં ખોટા સુગ્રીવે સાચા સુગ્રીવને કુટી પાડ્યો. ત્યારે સાચો સુગ્રીવ લાચાર થઇને તથા મનમાં ચિંતા કરતો થકો નગરીની બાહાર જઇ રહ્યો. અને જાર સુગ્રીવ બીકનો મારયો પોતાને ઠેકાણે ગયો. વાલીના પુત્રે તેને અટકાવ્યાથી તે અંદર જઇ શકયો નહી.

પછી સાચો સુગ્રીવ ભાગોળમાં બેઠો થકો વિચાર કરવા લાગ્યો કે, આ પરસ્ત્રી લંપટ મારો વેરી કપટ કરવામાં કેવો ચતુર છે? કે તેની માયાએ કરી પ્રાણપ્રિય મિત્ર પણ મારા શતરૂ બની ગયા છે. માયાના પરાક્રમે કરી મારાથી બળવાન જે આ મારો દુશ્મન. તેને હું કેમ મારી શકીશ? ફકત મારા બળ વડે આ જીતવાને કઠણ છે, મેં વાલીના નામને લજવ્યું. મારા પરાક્રમને ધિક્કાર છે. અને અખંડ પ્રાક્રમી જે મારો ભાઇ વાલી તે તણુય-

માની પઠે રાજ મુકીને પરંપદને પામ્યો. તેને ધન્ય છે. આ મારો ચંદ્રરશ્મી નામનો પુત્ર આખા જગતથી બળવાન છે; પણ ઓળખ્યા વના તે મારૂ રક્ષણ કેમ કરી શકે? પણ એટલુ માત્ર સારૂ કરયું કે, તે પાપીને જનાનખાનામાં જવા દીધો નહી. આ મહા બળવાનને મારવાને હું કયા બળવાનની શરણે જાઉ? ત્રણ ખંડ પૃથ્વીમાં બળવાન, તથા શુરવીર, મરૂત રાજાના યજ્ઞને તોડનારો એક રાવણ દીઠામાં આવે છે. ત્યારે હવે એની શરણે જાઉ તો મારૂ કામ થાય! પણ સ્વભાવે કરી એ પણ સ્ત્રી લંપટ છે, તેમજ ત્રણે લોકને દંડ કરનારો છે, દૈવના યોગે એને પણ બુરી બુદ્ધિ આવ્યાથી બેઉને મારીને પોતેજ તારાને લઇ ગયો તો પછી હું શું કરૂ? એવા નાના તરેહના તર્કો કરવા લાગ્યો એટલામાં યાદ આવ્યું કે, સહાય કરવા લાયક એક ખર વિદ્યાધર હતો તેને રામે મારી નાંખ્યો. તે વખતે આવેલા વિદ્યાધરોને જેણે પાતાલ લંકાનુ રાજ આપ્યું એવા રામ અને લક્ષ્મણનુ આશ્રય લેવા યોગ્ય છે. એમની સાથે દોસ્તી કરૂ તો મારૂ કામ થાય. તે મહા પરાક્રમી છે. હમણાં વિરાધના આગ્રહે કરીને પાતાલ લંકામાં રહેલા છે. એવો વિચાર કરીને સુગ્રીવે, એકાંતમાં પોતાના એક દુતને સમજાવીને પાતાલ લંકામાં વિરાધ પાસે મોકલ્યો.

તે દુત ત્યાંથી ચાલ્યો પાતાલ લંકામાં જઇ વિરાધને નમસ્કાર કરીને પોતાના સ્વામીના દુઃખની સર્વ વાત કહી સંભળાવવા લાગ્યો. હમણાં સુગ્રીવ મહા દુઃખમાં પડેલો છે. તમારા વડે તે રામની શરણ લેવાની ઇચ્છા કરેછે એવું સાંભળીને વિરાધ કહેવા લાગ્યો કે; ત્યારે ઢીલ શાની છે? સુગ્રીવને અહીં જલદી મોકલ. "કહ્યું છે કે; મોટા પુન્યથી ઉતમ પુરૂષોનો સમાગમ થાય છે" ત્યારે તે દુત ત્યાંથી ઉઠીને સુગ્રીવ પાસે ગયો, ને વિરાધે કહેલી વાત કહી સંભળાવી ત્યારે સુગ્રીવ ઘોડાના શબ્દો સહિત અતિ ઉતાવળો પાતાલ લંકામાં આવ્યો. થોડાજ વખતમાં વિરાધની નગરીમાં આવીને રામને મળ્યો. તેને જાઇને વિરાધ અતિ રાજી થયો. પછી વિરાધની સાથે રામચંદ્રની પાસે આવી તેને નમસ્કાર કરીને પોતાના દુઃખની વાત સર્વ કહી સંભળાવીને કહેવા લાગ્યો આવા મહા દુઃખના વખતે મને તમારો આશ્રય છે. ઠીક આવતી મુઝાયાથી સુર્યની શરણ છે, તેમ આ સમયે હું તમારી શરણે છુ. એવું તેનુ બોલવુ સાંભળી રામ પોતે દુઃખમા છતાં તેનુ દુઃખ મટાડવાનું કબુલ કર્યું, કહ્યું છે કે, "મોટા પુરૂષો છે તે પોતાના કાર્ય કરતાં બીજાના

કાર્ય કરવા વિષે અધિક મહેનત લે. છે."

પછી સુગ્રીવને વિરાધે સીતાના હરણની સર્વ વાત કહી સંભળાવી. ત્યારે સુગ્રીવ હાથ જોડીને પ્રાર્થના કરવા લાગ્યો કે, તમે તો આખા જગતનુ રક્ષણ કરનારા છો. જેમ અંધકારને નાશ કરવાને સુર્યને કોઇની પણ મદત જોઈતી નથી, તેમ શતરૂઓ મારવાને તમે કોઇની મદત લેવા યોગ્ય નથી. તથાપિ હે દેવ તમારી કૃપાથી મારા શતરૂનો નાશ થએથી હું મારા સૈન્ય સહિત તમારી સીતાનો ગમે તેમ શોધ કરી પતો લાવીશ. એવું સુગ્રવનુ બોલવુ સાંભળીને સુગ્રીવને સાથે લઇને રામ કિસ્કિંધા નગરી પ્રત્યે આવ્યો. તેમની પાછળ વિરાધ આવવા નીકળ્યો તેને રામે પાછો ફેરવ્યો. પછી રામની મદતથી સાચા સુગ્રીવે ખોટા સુગ્રીવને લડાઇ કરવાને બોલાવ્યો. તેવોજ તે ગર્જના કરી બાહાર આવ્યો. કહ્યું છે કે "જેમ ભોજન કરવા સારૂ બોલાવ્યાથી બ્રાહ્મણ આળસ કરે નહી તેમ શુર પુરૂષો યુદ્ધ કરવામાં આળશી હોતા નથી-" પછી બેઉ મદાનમત હાથીની પઠે યુદ્ધ કરવા લાગ્યા. રામે તે બેઉનાં સરખાં રૂપ જોઇને સાચા સુગ્રીવને ઓળખ્યો નહી. તેમજ ખોટો પણ જાણ્યો નહી. એવા સંશયથી લગાર ઉદાસીન થઇ રહ્યા એટલામાં યુક્તિ યાદ આવ્યાથી પોતાની પાસેના વજાવર્ત ધનુષ્યનો મોટેથી એક ટણકાર કરયો. તેના યોગે રૂપાંતર કરનારી સહ શગતીની વિદ્યા હરણીની પઠે નાશી ગઇ. ત્યારે તેનુ કપટ દેખાઇ રહ્યું. ત્યારે તેને રામ કેહેવા લાગ્યો કે, માયા વડે સર્વને મોહિત કરીને પરસ્રીની સાથે સુખ ભોગ ભોગવવાની ઇચ્છા કરે છે; માટે તને ધિ:કાર છે. હે પાપી હવે મારી સામે ધનુષ્ય સજ્જ કર. એવું સાંભળીને તે ગાભરો બની ગયો. એટલામાં રામે એક બાણથી તેના પ્રાણ લીધા. જેમ હરણને મારવાને સિંહના હાથને બીજીવાર મેહેનત પડતી નથી. તેમજ રામને બીજા બાણની ગરજ રહી નહી. પછી વિરાધની પઠે સુગ્રીવને કિસ્કિંધાના રાજ ઉપર રામે બેસાડયો. ત્યારથી ત્યાંની સર્વ પ્રજા સુગ્રીવને રાજા માનવા લાગી. સુગ્રીવ પ્રસન્ન થઇને પોતાની તેર કન્યા રામને દેવાની પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારે તેને રામે કહ્યું કે, હે સુગ્રીવ, એ કન્યાઓ અને બીજી હરેક વસ્તુ લઇને મારે શું કરવું છે! મારી સીતાનો શોધ કરયાથીજ તારો પ્રત્યુપકાર માની લઇશ. એમ કહી રામ ગામથી બાહાર આવાને રહ્યો. સુગ્રીવ પોતાની નગરીમાં ગયો.

લંકા નગરીમાં ખરાદિક મરી ગયાનુ સાંભળીને મંદોદરી આદિક સ્રી

ઓ અને સુદપુત્ર સહિત ચંદ્રનખા વગેરે રડતી રડતી તથા છાતી કુટતી રા વણને ઘેર ગઈ ચંદ્રનખા રાવણના ગળામાં બાઝીને મોટા સ્વરે રડતી થકી બોલવા લાગી. હે ભાઇ, દૈવે કરી હું હણાઇ છું. મારો પુત્ર મરી ગયો, પ- તિ પણ મુવો. બે દવરોની પણ તેવી ગતિ થઇ. ચાદ હજાર સૈન્યનો પતો પણ મળ્યો નહી. તેં દીધેલી પાતાલ લંકાની રાજધાની પણ રહી નહી. તુ જીવતો છતા ગર્વે કરી માતેલા વેરીઓએ અમારી એવી અવસ્થા કરી. હું તથા આ મારો પુત્ર એ બે જણ જ્યારે પોતાનો જીવ લઇને નાઠા ત્યારે આ તારી પાસે આવી પહોતા છીએ. હવે મારૂ રહેવાનુ ઠેકાણુ કયું? તે મને કહે. એવું તેનુ બોલવુ સાંભળીને રાવણે તેને ધૈર્ય આપ્યું, ને કહ્યું કે તારા પતિ તથા પુત્રને મારવાવાળાને હું થોડાજ દિવશમાં મારીશ. એમ કહીને રાવણ ખરાદિક પોતાના સબંધીનો શોક. તથા સીતા સાથે ભોગ ભોગવવાની સંપુર્ણ ઇચ્છાની પીડાની વેદનાથી બેશુધ્ધ થઇને એકાએકી પલંગ ઉપર પ- ડ્યો ત્યારે મંદોદરી રાણી તેની પાસે આવીને કહેવા લાગી કે, હે સ્વામી; સામાન્ય જીવોની પઠે કેમ તમે ચિંતાતુર થયા છો? ત્યારે રાવણ કાંઇક શુ- દ્ધિમાં આવીને કહેવા લાગ્યો કે; હે પ્રાણપ્રિય સ્ત્રી, જાનકીના વિરહરૂપ તાપે કરી બુદ્ધિ મુઝાઇ ગઇ છે, હાલ ચાલ કરવાને શકતી રહી નથી. બોલવાની સમર્થ નથી. ખાવા પીવાનુ ગમતુ નથી. કાંઇ જોવાની ઇચ્છા થતી નથી. હવે થોડા દિવશમાં પ્રાણ પણ ચાલતા રહી જવા જેવું દેખાય છે. તેથી જો મા- રા જીવતાની તને આશા હોય તો પોતાનો માન મુકી સીતાની પાસે જઇને તેની મારા વિષે પ્રીતિ કરાવ. ઇચ્છા ન કરનારી સ્ત્રીની સાથે હું કદી પણ ભોગ કરનાર નથી. એવો મેં ગુરૂની સાક્ષીથી નિયમ કરયો છે. માટે તે મારી ઇચ્છા કરે તેવું કર. એવાં રાવણનાં વચનો સાભળીને પતિની પીડાએ પીડાતી થકી તે કુલીન મંદોદરી તેજ વખતે દેવરમણોદ્યાનમાં સીતાની પા સે જઇને તેને કેહેવા લાગી કે, હું રાવણની સ્ત્રી મંદોદરી છું. આજથી તા રી દાસી થવાની ઇચ્છા કરૂ છું. હમણાં તને બોલાવવા આવી છું. મારી સાથે ચાલીને તું રાવણની શેવા કર. હે સીતા, તું ધન્ય છે. કેમકે મારો પ તિ રાત દિવશ તારી સેવા કરવાની ઇચ્છા કરે છે. આ રાવણ તારો પતિ થ- એથી, ભુચર, તપસ્વી, તથા પગે ચાલનારો રામ તને ગમશેજ નહી. અને તેને તું શું કરીશ. એવું મંદોદરીનુ બોલવુ સાંભળીને સીતા ક્રોધે ક- રી કેહેવા લાગી અરે! સિંહ ક્યાં! ને કોલો ક્યાં! ગરૂડ ક્યાં!

ને કાગડો ક્યાં! તેમજ તારો પતિ રાવણ ક્યાં! ને મારો પતિ રામ ક્યાં! હે મંદોદરી તારો પતિ પાપિષ્ટ જે રાવણ; અને તું દુષ્ટ જે તેની સ્ત્રી એ બેઉનું દંપતિત્વ (સ્ત્રી પુરૂષપણું) યોગ્ય છે. કેમકે તારો પતિ પરસ્ત્રી લંપટ છતાં તું તેનુ કુટણપણું કરવા નીકળી છું. માટે તારૂ મુખ પણ જોવા યોગ્ય નથી. તો પછી મળવુ તો દુરજ રહ્યું, તો હવે મારી નજરની સામે ઉભી રહેવુ તને યોગ્ય નથી. હવે અહીંથી જલદી જતી રહે. એટલામાં રાવણ પણ ત્યાં આવીને બોલવા લાગ્યો. હે સીતા તું શા સારૂ કોપાયમાન થઇ છું. આ મંદોદરી તારી દાસી છે. અને હું પણ તારો દાસ છું. હે દેવી, હવે મારા ઉપર કૃપાદ્રષ્ટી કર. હે જાનકી, મારી સામે તું નજરથી પણ જોતી નથી કે? એવુ રાવણનુ બોલવુ સાંભળીને સીતા પોતાનુ મુખ ફેરાવી બેશીને કેહેવા લાગી કે, હે પાપી? રામની સ્ત્રી જે હું; તેની ઉપર તેં કુદ્રષ્ટી કરવાથી હું તારી ઉપર કાળદ્રષ્ટીએ જોઉં છું. અપ્રાર્થીની પ્રાર્થના કરનારો જે તું; તેની આ નષ્ટ આશાને ધીઃકાર છે અરે! વિચાર કર. કે શતરૂઓને નાશ કરનારો જે મારો પતિ રામ, તે જીવતો છતાં તું કેમ જીવતો રહીશ? એ પ્રમાણે જાનકીએ રાવણનુ વારંવાર તિરસ્કાર કર્યું છતાં ફરી ફરી રાવણ તેમજ બોલવા લાગ્યો. માટે તેને ધીઃકાર છે. કહ્યું કે; કામાવસ્થા મોટી બળવાન છે. ”

એટલામાં દુઃખ પામેલી સીતાની સામે જોવાઇ નહી શકવાને લીધેજ જાણે પશ્ચિમ ક્ષાર સમુદ્રમાં સુર્ય પેસી ગયો હોયની! અને મહા ઘોર રાત્રી આવી પડી. તે વખતે રાવણ સીતાને ઉપદ્રવ કરવા લાગ્યો. ઘેલુક પક્ષી મહા ભયંકર શબ્દો કરવા લાગ્યા. જંબુક પુકાર કરવા લાગ્યા. વૃક નામના જાનવર બુંમો કરવા લાગ્યા. મોટા મોટા વ્યાઘ્ર જમીન ઉપર પુછડાં પટકાવવા લાગ્યા. મહાન સર્પ ફુંફાડા કરવા લાગા. ભુત, પ્રેત, પિશાચ, વેતાલ, વગેરે નાચવા અને ઉડવા લાગા. તે નિશાચરો પાસેથી રાવણે વિકરાલ રૂપો લેવરાવીને સીતાની પાસે આણ્યા. ત્યારે સીતા પોતાના અંતઃકરણમાં પંચ પરમેષ્ટી રૂપ (નવકાર) મંત્ર કરી નિર્ભય થઇને જેમની તેમ રહી. પણ રાવણની સેવા કરી નહી. બીજે દિવશે સવારના બિભીષણ રામનો વૃતાંત જાણીને રાવણની પાસે ગયા પછી સીતા પાસે જઇને તેને પુછવા લાગો. હે ભદ્રે, તું કોણ છે! ક્યાંથી આવી છે! ભય નહી રાખ. જેવી વાત હોય તે મને કહે. એવું તેનુ મીઠુ બોલવું સાંભળીને; આ કોઇ નીષ્કપટી છે એમ જાણી સીતા નીચે મુખ

કરીને તેને કેહેવા લાગી; હું જનક રાજાની કન્યા છું. ભામંડલ રાજાની બેન છું. સીતા મારૂ નામ છે. રામની સ્ત્રી છું. અને દશરથ મારો સસરો છે પતિ અને દેવર સહિત હું દંડક વનમાં આવી. ત્યાં એક સમયે મારો દેવર ક્રીડા કરવા સારૂ આમ તેમ ફરતાં આકાશમાં એક મોટો ખડગ જોઇને કાતકે કરી તેણે લઇ લીધો, તે વતી તેણે એક પાસેની વંશજાળી છેદન કરી. તેમાં ખડગને સાધનારાનુ માથુ અજાણે કપાઇ ગયું. ત્યારે તે પશ્ચાતાપ કરવા લાગો કે, આ આયુષ્યમાન તથા નિરપરાધી છતાં તેને મેં અજ્ઞાને કરી મારી નાંખ્યો, પછી તે રામની પાસે આવ્યો. તે ખડગની ઉતર સાધક કોઇ એક સ્ત્રી પણ મારા દેવરની પાછળ આવી. તે મારા પતીને જોઇને કામાતુર થઇ. તેને રામે નિરાદર કરયો. ત્યારે તે કોપાયમાન થઇને ગઇ ત્યાર પછી રાક્ષસોનુ સૈન્ય યુદ્ધ કરવા સારૂ આવ્યું. તે જોઇને રામની સાથે લક્ષ્મણ સિંહનાદનો સંકેત કરીને યુદ્ધ કરવાને ગયો. ત્યાં એક રાક્ષસે કપટે કરી સિંહનાદ કરીને મારા પતિને દુર કાહાડીને પોતાના મરવા સારૂ મારૂ હરણ કરયું.

( એવુ સીતાનુ બોલવુ સાંભળ્યા પછા રાવણને નમસ્કાર કરીને તેને બિભીષણ કહેવા લાગ્યો. )

હે સ્વામી, તેં આ કામ કરયાથી આપણા કુલને કલંગ લાગ્યું. જ્યાં સુધી ભાઇ સહિત રામ આપણને મારવાને આંઇ આવ્યો નથી; તેની આગમજ સીતાને લઇ જઇને પાછી આપવાથી આપણુ સારૂ થશે. તથા આ લોકનો અપજસ અને પરલોકે દુરગતી તે પણ મટશે એવુ બીભીષણનુ બોલવુ સાંભળીને રાવણ (ક્રોધમાં આવીને) કેહે છે હે બીભીષણ; તું આ શું બોલે છે! શું મારા પ્રાક્રમની તને ખબર નથી? અલબત મેં સીતાનુ હરણ કરયું છે. તે મારી સ્ત્રી થશે. બીચારા ગરીબ તે રામ લક્ષમણ આંઇ આવ્યા તો ત્યોને તેજ વખતે મારી નાંખીશ. મારી પાસે તેમનુ શું ચાલવાનુ છે! એવુ રાવણનુ બોલવુ સાંભળીને બીભીષણ કેહે છે,

હે રાવણ, "રામની સ્ત્રી જે સીતા તેના થકી આપણા કુળનો ક્ષય થશે." એવાં જે તે જ્ઞાની પુરૂષનાં વચનો છે. તે ખરા થવાનાં છે. થવાનુ છે તે અવશ્ય થાય છે. તથાપિ હું તને પ્રાર્થના કરૂ છુ કે, એ સીતાને તું પાછી આપ.

(એવી રીતે બિભીષણે શિખામણ આપી તે નહી માનતાં તેનો અનાદર કરીને તથા પુષ્પક વિમાનમાં સીતાને બેશાડીને ચાલતાં વાટમાં તેને

આવી રીતે દેખાડે છે. )

(સીતાને પોતાની આંગળીથી બતાવે છે) આ રત્નોની સિખરોનો ક્રીડા પર્વત છે. આ નંદન ઉદ્યાન જેવા ઉપવન છે, આ પાણીના ફુવારાના ઘરો છે. આ ક્રીડા કરવાની નદિયો છે, આ સ્વર્ગના જેવાં રતિભોગ કરવાનાં ઘરો છે. હે સ્ત્રી તું આંઇ મારી સાથે રમાણ થા.

(એવી રીતે સાંભળીને સિંહીણી જેવી સીતા રામનુ ધ્યાન કરીને તેના બોલવાથી કાંઇ પણ લલચાઇ નહી. એ પ્રમાણે રાવણે સર્વ રમ્ય સ્થાનોમાં ફરી ફરી સીતાને બતાવ્યાથી તેનુ મન ન પીગળવાને લીધે. ફરી તેને અશોક વનમાં જઈ મુકી. એવી ઉન્મત દશામાં રાવણને બિભીષણ લેઇને પોતાના પ્રધાનોની સાથે મસલેહત કરવા લાગો.)

હે અમાત્યો! કામાદિક જે અંતર શતરૂ છે તેમાંનો એક તો પ્રાણીઓને ભુતની પઠે ઉન્મત કરી નાંખે છે. તેથીજ આપણો રાજા-રાવણ કામાતુર થઇ રહ્યો છે. એ એકલોજ અતિ દુરજય છે. તો પછી તેને સહાયતા મળેથી શું કેહેવું? આ રાવણ પરસ્ત્રીની અભિલાષાએ મોટા દુખમાં પડનાર છે. એવું તેનુ બોલવું સાંભળીને તે મંત્રીઓ કેહેવા લાગા.

ભાઇ અમે તો નામના મંત્રીઓ છીએ. ખરો મત્રી તો તું છે. જેની એવી દુર દ્રષ્ટી છે! એવાં મંત્રીઓનાં વચન સાંભળીને બીભીષણ કેહે છે જેમ મથ્યાદ્રષ્ટી જનોને જૈન ધર્મના ઉપદેશની પઠે કામાધીન જે આ રાવણ, તેને વિષે શું ઉતમ વિચાર કરૂં! સુગ્રીવ હનુમાનાદિક જે સુભટો ત્યો રામને જઇ મળેલા છે. કહ્યું છે કે, "ન્યાય વડે ચાલનારા પુરૂષોનો પક્ષ કોણ અવલંબન ન કરે!" સીતા થકી અમારા કુળનો નાશ થવાનુ તો જ્ઞાનીએ કહ્યું છે. તથાપિ સમયોચિત કર્તવ્ય પુરૂષાધીન છે.

(એમ કહીને પ્રાકારો ઉપર યંત્રાદિકોની યોજના કરવા લાગો. અને મંત્રીએ આગળ થાવાના કાર્યતે જોવા લાગા.)

આંઇ રામચંદ્રના વિરહે કરી પીડિત લક્ષ્મણે કેટલોએક વખત કહાડયો પછી રામની આજ્ઞાએ કરી ધનુષ્ય બાણ હાથમાં લઇને સુગ્રીવ તરફ ચાલ્યો. તે વખતે પૃથ્વી ચુર્ણ થવા લાગી. પર્વતો કંપાયમાન થવા લાગા. ઉતાવળા વેગ વડે રસ્તાના ઝાડો પડી જવા લાગા. એવી રીતે લક્ષમણ પોતાની ભ્રુકુટી ચડાવીને સુગ્રીવના ઘરમાં લક્ષમણ ગયો. એ વાતની સુગ્રીવને ખબર પડતાંજ તે અંતઃપુરથી બાહાર આવીને ભયે કરી કાંપતો થકો હાથ જોડીને

લક્ષ્મણની સામે ઉભો રહ્યો, ત્યારે લક્ષ્મણ ક્રોધમાં આવીને તેને કહેવા લાગો કે, હે વાનર, તારૂ કામ થયુ એટલે તું નિઃશંક અંતઃપુરમાં રહેવા લાગો. અને રામ બાહાર ઝાડની નીચે બેશીને પર્વતની પઠે દિવશ કાહાડે છે. તુ જે પ્રથમ બોલ્યો હતો તે શું ભુલી ગયો કે? હે સુગ્રીવ, હવે વિલંબ ન કરતાં સીતાના શોધને વાસ્તે જલદી ઉઠ. નીકર સાહસગતિનો રસ્તો જોવો પડશે. એવુ લક્ષમણનુ બોલવુ સાંભળીને સુગ્રીવ તેને નમસ્કાર કરીને કેહેવા લાગ્યો કે, હે લક્ષમણ તમે કોપ કરો નહી. મારા આ પેહેલા અપરાધની ક્ષમા કરો, એવી રીતે રાજી કરીને લક્ષમણ સહિત સુગ્રીવ રામની પાસે આવીને ભક્તિથી તેને નમસ્કાર કરયો. અને પોતાના સૈનિકોને આજ્ઞા કરવા લાગો. કે તમે સર્વત્ર અકુંઠિત ગતિ છો. માટે હમણાં સીતાનો શોધ કરો. વિલંબ કરવાનુ કામ નથી, એવી સુગ્રીવની આજ્ઞા થએથી તે સર્વ વાનર જાનકીના શોધને વાસ્તે સર્વ દ્વીપોમાં, પર્વતોમાં; ફરતાં ફરતાં જવા લાગા,

સીતાના હરણની વાત ભામંડળ રાજા સાંભળીને રામની પાસે આવ્યો, અને અતિ શોક કરવા લાગ્યો, વિરાધ પણ પોતાના સૈન્ય સહિત આવીને રામની સેવા કરવા લાગો. અને પાસેજ રહેવા લાગ્યો.

સુગ્રીવ પોતે સીતાનો શોધ કરવા સારૂ ફરતો ફરતો કંબુદ્વીપમાં આવ્યો તેને રત્નજટી વિદ્યાધર જોઇને મનમાં વિચાર કરવા લાગો કે, રાવણે મારા અપરાધનુ સ્મરણ કરીને મને મરાવવા સારૂ સુગ્રીવને મોકલ્યો જણાય છે! પુર્વે રાવણે મારી વિદ્યા હરણ કરી, અને આ વખતે સુગ્રીવ મારા પ્રાણ હરણ કરશે. એવી ચિંતા કરે છે એટલામાં સુગ્રીવ પાસે આવીને કેહેવા લાગો કે તું મને જોઇને કેમ ઉઠો નહી! આકાશ મારગે જવાને તું આળશી થયો કે શું? ત્યારે તે બોલ્યો કે, રાવણે મારી સર્વ વિદ્યા હરણ કરી, તેથી હું અસમર્થ થયો છું, જે વખતે રાવણે જાનકીનુ હરણ યરયું તે વખતે તેની સાથે હુ યુદ્ધ કરવાને તેની સામે ગયો, તેથી મારી એવી અવસ્થા થઇ છે, એવું તેનુ બોલવું સાંભળીને સુગ્રીવ તેને રામની પાસે લઇ આવ્યો. ત્યાં તેને સીતાની ખબર પુછવાથી તે કેહેવા લાગો કે,, હે દેવ, દુરાત્મા જે રાવણ, તેણે સીતાને અને મારી વિદ્યાને હરણ કરી, સીતાને વિમાનમાં બેસાડી લઇ જતાં, હા રામ, હા વત્સ લક્ષમણ હા! ભામંડળ બંધુ! એવો સીતાનો આક્રોશ સાંભળીને મને રાવણ ઉપર ક્રોધ ચડયો, ને તેની સાથે લડવા ગયો તેથી તેણે મારી આવી દશા કરી, એવો વ્રતાંત સાંભળીને રામ મનમાં રાજી થયો થકો રત્ન

જટી વિદ્યાધરને આલિંગ કરયું. ને ફરી ફરી સીતાનો વૃત્તાંત રામે પુછયો, ને તેને રત્નજટીએ કેહયો. પછી સુગ્રીવાદિક મહા શુર વીરોને રામે પુછયું કે, તે રાક્ષસની લંકા નગરી આંઇથી કેટલી દુર છે? ત્યારે તેઓ કેહેવા લાગ્યા કે, લંકા નગરી દુર અથવા પાસે હોવાથી શું કરવાનું છે? જગતને જીતવાવાળો જે રાવણ, તેની સામે અમે સર્વે તરખલાં જેવાં છીએ. ત્યારે તેઓને રામ કહેવા લાગ્યો કે, જય અથવા અજયનો વિચાર હું પુછતો નથી. પણ તે રાક્ષસ કયા છે? તે બતાવો. એક વખત મને બતાવ્યા પછી મારા સામર્થ્યની તમને ખબર પડશે. ત્યારે લક્ષ્મણ બોલ્યો કે, તે રાવણ કોણ છે? તેણે આ કામ કરયાથી કુત્રાની પેઠે નિર્બળ જણાય છે. કેમકે, કપટે કરી સીતાનું હરણ કરયું. પણ મારા ક્ષત્રિય ધર્મે કરી હું તેનું માથું કાપ્યા વિના રહીશ નહી. તમે સભ્ય થઇને માત્ર સંગ્રામનાટક જુવો. ત્યારે જાંબુવાન બોલ્યોઃ—તમે કહો છો તે યોગ્યજ છે, પણ "જે કોટિશિલા નામક શિલાને ઉખેડશે. તે રાવણને મારશે" એવાં અનંતવીર્ય સાધુનાં વચન છે. ત્યારે હવે અમને ધૈર્ય આવવા સારૂ તે શિલાનું ઉત્પાટણ કરો. ત્યારે લક્ષ્મણે કહ્યું કે, તે હું કબુલ કરૂ છું. ત્યારે જાંબવાનાદિક સુભટો લક્ષ્મણને આકાશ માર્ગે લઇ જઇને જ્યાં તે કોટિશિલા હતી ત્યાં તે વિદ્યાધરોએ ઉતારયો. તેને જોઇને પાસે જઇ લતાની પેઠે તે શિલાને લક્ષ્મણે ઉખેડી નાખી. તે સમયે દેવોએ તેની ઉપર ફુલોની વૃષ્ટિ કરી. ત્યારે વિદ્યાધરોને ધૈર્ય આવ્યાથી ફરી આકાશ માર્ગે ઉડીને કિસ્કિંધા નગરી પત્યે આવ્યા. ત્યાં રામની પાસે લક્ષ્માણ આવવા લાગ્યો ત્યારે ત્યાં આવેલા મોટા વાનર બોલવા લાગ્યા કે, તમારા હાથે રાવણનો નાશ થશે. માટે પ્રથમ શતરૂ પાસે દુતને મોકલો. એવી નીતી છે. દુતદ્વારા જો કાર્ય સિદ્ધિ થઈ તો યત્ન શા સારૂ કરવો? તેથી ત્યાં એક મહા પરાક્રમી દુતને મોકલો. કેમકે તે લંકામાં જવા આવવાને ઘણું કઠણ કામ છે; એમ સંભળાય છે. તે દુતે લંકામાં જઇને સીતા પાછી દેવા વિષે બિભીષણને કહેવું. કેમકે તે રાક્ષસકુળમાં વજનદાર છે. સીતાને મુકી દેવાને તે રાવણને બોધ કરશે. અને જો રાવણે તેનું નહીં માને તો તે તમારા તરફમાં થશે. એ વચનો રામે માન્ય કરયાં. એટલામાં સુગ્રીવે હનુમાનને બોલાવવા સારૂ એક શ્રીભુતિ નામના વાનરને મોકલ્યો. તેના કહ્યાથી હનુમાન ત્યાં આવીને સુગ્રીવાદિક સહિત બેઠેલા રામને નમસ્કાર કરયો. ત્યારે સુગ્રીવ રામને કહેવા લાગ્યો કે આ મહા પરાક્રમી હ-

નુમાન વિપત્તિ સમયે પરમ બાંધવ છે. આ સર્વ વિદ્યાધરોમાં આની બરાબરી કરનારો બીજો કોઇ નથી. તે માટે હે સ્વામિન, સીતાનો શોધ કરવા સારૂ આને આજ્ઞા કરો. ત્યારે હનુમાન કહેવા લાગ્યો કે, મારા જેવા હજારો વાનર છે. પણ મારા ઉપર સુગ્રીવનો પ્રેમ હોવાથી એ મારી તારીફ કરી રહ્યો છે. ઘવ, ગવાક્ષ, ગવય, શરભ, ગંધમાદર, નીલ, દ્વિવિદ, જાંબવાન, અંગદ, નલ, અને બીજા પણ હજારો શ્રેષ્ઠ વાનર છે. તેઓમાંનો એક સંખ્યા પુરી કરનારો હું તમારાં કાર્ય સિદ્ધિને અર્થે કહો તો રાક્ષસદ્વીપ સહિત લંકાને ઉખેડીને આંઇ લાવું? કહો તો ભાઇઓ સહિત રાવણને બાંધી લાવું? અથવા કુટુંબ સહિત રાવણને ત્યાંજ મારીને જાનકીને આંઇ લઈ આવું. એવું સાંભળીને તેને રામ કહેવા લાગ્યો કે, તારા વિશે સર્વ સંભવે છે. તે માટે તું લંકામાં જલદી જઇને સીતાનો શોધ લાવ. મારા હાથમાંની મુદ્રિકા લઇને એ મારી નીશાની તેને દેજે. અને તેનો ચુડામણી મને લાવી આપ. સીતાને મારા તરફથી એમ કહેજે કે, હે દેવી, રામ તારા વિયોગથી પીડીત થઇ રાત દિવશ તે તારૂંજ ધ્યાન કરતો રહ્યો છે. મારા વિયોગે કરી તું પોતાના પ્રાણ ત્યાગ કરીશ નહી. લક્ષ્મણે રાવણ મારેલો તું થોડાજ દિવશમાં દેખીશ. એવું સાંભળીને હનુમાન કહેવા લાગ્યો કે, હે પ્રભુ, તમારી આજ્ઞાથી હું લંકામાં જઇને થોડાજ કાળમાં ફરી પાછો આવીશ. ત્યાં સુધી તમે આંઇજ રહેજો. એમ કહી રામને નમસ્કાર કરીને પોતાના પરિવાર સહિત વિમાનમાં બેશીને મોટા વેગથી લંકાપુરી તરફ ચાલ્યો.

હનુમાન આકાશ માર્ગે જતાં રસ્તામાં માહેંદ્ર પર્વત ઉપર પોતાના માતામહ (માતાનો બાપ) જે મહેંદ્ર રાજા, તેનું નગર જોઇને વિચાર કરવા લાગ્યો કે, જેણે નિરપરાધી મારી માતાને નગરમાંથી બાહેર કહાડી મુકી હતી, તેનું આ નગર છે, એવું સ્મરણ કરીને મહા ક્રોધાયમાન થયો થકો તેણે રણવાદ્યનો નાદ કરયો. મહેંદ્ર રાજા શતરૂનું સૈન્ય જોઇને પુત્ર અને સૈન્ય સહિત યુદ્ધ કરવા સારૂ બાહેર નીકળ્યો. પછી મહેંદ્ર અને હનુમાન વચ્ચે પરસ્પર લડાઇ થવા લાગી. ત્યારે વાયુ જેમ ઝાડોનો નાશ કરે, તેવી રીતે હનુમાને પોતાના શતરૂના સૈન્યનો ક્ષણ માત્રમાં નાશ કરયો. મહેંદ્રનો પુત્ર પ્રસન્નકીર્ત્તિ, તે આ હનુમાન પોતાની બેનનો પુત્ર છે, એમ ન જાણીને તેની સાથે યુદ્દ કરવા લાગો. બેઉ મહા પરાક્રમી છતાં અત્યંત ક્રોધાયમાન થઇને મોટો યુદ્ધ કરતાં હનુમાન મનમાં વિચાર કરવા લાગો કે, હું યુદ્ધમાં રોકાઇ ગયાથી

સ્વામીના કાર્યમાં ઢીલ થઇ. માટે મને ધિઃકાર છે. જે લેગાર વારમાં જીતવાના તે બીજાજ છે, આ સૈન્ય મારો માતૃકુલ (માતાના માવિત્રો) છે. તોપણ જે આરંભ કરયો તે નભાવવાના હેતુથી એમને જીત્યાજ જોઇએ. એવો વિચાર કરીને હનુમાન ક્રોધમાં આવી લગાર વારમાં પોતાના શસ્ત્રે કરી તેના સર્વ સૈન્યને મોહિત કરયું. તેમના અસ્ત્ર, રથ, તથા સારથીઓ વગેરેનુ ઘાણ કાહાડી નાંખ્યું. પછી હનુમાને પ્રસન કીર્તીને પકડી લીધો. તેમજ મહેંદ્ર રાજાની સાથે યુદ્ધ કરીને તેને પણ પકડી લીધો. પછી તેને નમસ્કાર કરીને કેહેવા લાગ્યો કે, હું તમારો દોહિત્રો (પુત્રીનો પુત્ર) છું. રામની આજ્ઞાએ કરી જાનકીના શોધે લંકા તરફ જતાં આંઇ આવ્યો. ત્યારે મારી માતાને તમે કહાડી મુકયાનુ સ્મરણ થયું. તેથી ક્રોધ આવ્યાને લીધે આ યુદ્ધ કરયું હે સ્વામી, તેની તમે ક્ષમા કરો. હમણાં હું મારા સ્વામીના કામ સારૂ જાઉ છું. મારા સ્વામી રામની પાસે તમે જાઓ. એવું સાંભળીને મહેંદ્ર રાજા તેનુ આલિંગન કરીને કહેવા લાગ્યો કે, હે મહાભુજ, આટલા દિવશ હુ લોકોના મુખ થકી તારૂ સામર્થ્ય સાંભળતો હતો, તે આજ મોટા ભાગ્યે મેં તને પ્રત્યક્ષ પરાક્રમી જોયો. હવે તું તારા સ્વામીના કાર્ય સારૂ જા, આ માર્ગ તને કલ્યાણ કરનાર થાઓ. પછી પોતાનાં સૈન્ય સહિત મહેંદ્ર રાજા રામની પાસે ગયો.

હનુમાન આકાશ માર્ગે જતાં દધિમુખ નામના દ્વીપમાં કાયોત્સર્ગ ધ્યાને રહેલા બે મુનિઓને તેણે દીઠા. અને તેમની પાસે ધ્યાનમાં બેઠેલી ત્રણ વિદ્યાધરોની કુમારિકાને જોઇ. એવા સમયમાં તે દ્વીપમાં એક મોટુ દાવાનલ લાગ્યું, તેના સંકટથી તે સાધુ કુમારીઓ મોટુ દુઃખ પામવા લાગી. હનુમાનને ત્યોની દયા આવી, તેથી પોતાની વિદ્યાના બળે સમુદ્રમાંથી પાણી આણીને મેઘની પઠે તે દાવાનલ ઓલવી નાખ્યું. એવા પ્રસંગે તે કન્યાઓને વિદ્યા સિદ્ધ થઇ. પછી તે મુનિઓને પ્રદક્ષિણા કરીને હનુમાનને કેહેવા લાગી કે, સાધુઓએ ઉપસર્ગથી રક્ષણ કરવું એ યોગય છે. તારી સહાયતાએ કરી સમય શિવાય અમને વિદ્યા સિદ્ધ થઇ તેથી અમે તારો ઉપકાર માનીએ છીએ. ત્યારે હનુમાન તેમને પુછવા લાગો કે, તમે કોણ છો ? ત્યારે તે કેહેવા લાગી કે, દધીમુખ પુર નામના નગરમાં ગાંધર્વરાજ નામનો એક રાજા છે. તેની સ્ત્રી કુસુમમાલાના ઉદરથી અમારૂ જન્મ થયું છે. અમારા બાપની પાસે ઘણા વિદ્યાધરો તરફની અમારી માગણીઓ આવી. તેમાં એક

અંગારક નામનો વિદ્યાધર અમારા સારૂં અતિ ઉન્મત થયો. તેમાના કોઇને અમારા બાપે આપી નહી. કોઇએક દિવશે અમારા બાપે એક મુનિને પુછયું કે, આ મારી કન્યાઓનો પતિ કોણ થશે? ત્યારે તેણે કહ્યું કે, જે સાહસગતિ વિદ્યાધરનો નાશ કરશે તે એ કન્યાઓનો પતિ થશે. એવી રીતે તે મુનિના કેહેવા ઉપરથી અમારા બાપે તેનો ઘણો ધાધ કરયો, પરંતુ તે ક્યાંય મળ્યો નહી. તે મળવા સારૂ અમે આંઇ આવીને વિદ્યાની સાધના કરવાનો આરંભ કરયો. તેનો નાશ કરવા સારૂ અંગારક વિદ્યાધરે આજે દાવાનલ સલગાવ્યું હતું, તેનો તેં નિષ્કારણ ભાઇએ નાશ કરયો. તેથી મનોગામીની વિદ્યા જે છ મહિને સિદ્ધ થનાર તે અમને લગારવારમાં સિદ્ધ થઇ. એવું તેનુ બોલવુ સાંભળીને રામે સાહસગતિને મારવાનુ ત્યોને હનુમાનને કહ્યું. અને પોતાનુ લંકામાં જવાનુ પણ કહ્યું એવું સાંભળીને તે કન્યાઓ પોતાના પિતા પાસે જઇ તેને સર્વ વાત કહી. ત્યારે તે પોતાનુ સૈન્ય તૈયાર કરીને તત્કાલ રામની પાસે આવ્યો

હનુમાન ત્યાંથી ઉડીને લંકા નગરીની પાસે આવ્યો, ત્યાં કાલરાત્રની પઠે આશાલિકા વિદ્યા જોઇ. તેની પાસે આવ્યો ત્યારે તે વિદ્યા હનુમાનને કેહેવા લાગી કે, હે કપી, તું ક્યાં ચાલ્યો? આજ મને તું ભક્ષણ મળ્યો. એમ કહીને તે વિદ્યાએ પોતાનુ મોહોડું પસારયુ. ત્યારે હાથમાં ગદા ધારણ કરનારો હનુમાન તેમાં પેઠો. પછી જેમ સુર્ય વાદળાને દુર કરીને નીકળે, તેમ તેના પેટને ફાડીને હનુમાન બાહાર નીકળ્યો, તે વિદ્યાએ કરેલા લંકાપુરીના કિલ્લાને હનુમાને પોતાની વિદ્યા વડે ઠીકરાને ફોડી નાંખવાની પઠે કટકે કટકા કરીને તોડી નાંખ્યો, તે કિલ્લાને રાખવાળો જે વજરમુખ નામનો રાક્ષસ, તેની સાથે લડાઇ કરીને તેને મારયો. ત્યારે તેની લંકાસુંદરી નામની કન્યા ક્રોધમાં આવીને હનુમાનની સાથે લડવા તૈયાર થઇ, ને હનુમાનને બોલાવ્યો. પછી આકાશમાં વિજળીની પઠે રણભુમિમાં લંકાસુંદરી આવીને પર્વતને મારવાની પઠે હનુમાનને મારવા લાગી, ત્યારે તેના સર્વ હથિયારોને હનુમાને પોતાના હથિયારોથી લીલા માત્ર તોડી નાંખ્યાં, તેથી પાંદડાં વિનાની લતાની પઠે તે હથિયાર વિનાની લંકા સુંદરી દેખાવા લાગી. પછી તે મનમાં વિચાર કરવા લાગી કે, આતે કોણ છે? એવા આશ્ચર્યને પામીને હનુમાનની સામે જોવા લાગી, તેથી તેને કામવિકાર ઉપનો, ત્યારે તેને કેહેવા લાગી કે મારો બાપ મુવાથી હું રીસમાં આવીને વિચાર ન કરતાં

તારી સાથે યુદ્ધ કરવા લાગી. પુર્વે એક સાધુએ મને કહ્યું હતું કે, જે તારા પિતાને મારશે તે તારો પતિ થશે. માટે હે નાથ, તમે મારી જોડે લગ્ન કરો. આ જગતમાં તારા જેવો શુરવીર કોણ છે? આપણો મેલાપ થએથી હું સર્વ સ્ત્રીઓમાં ગર્વીત રહીશ. એવું બોલવું સાંભળીને હનુમાને તેની સાથે ગાંધર્વ વિવાહ કરયો. પછી તે રાતે લંકાસુંદરીની સાથે રમાયણ થયો તે રાત્ર નિશંકપણે લંકાસુદરીની સાથે રચમાણ થઇને હનુમાને કહાડી.

પછી સોનાના તંતુ જેવી પોતાની કિરણો વડે પ્રકાશ કરતો થકો સુર્ય ઉદય થયો. વિકસિત કુમુદનીની ઉપર સુર્યનાં કિરણો પડ્યાથી તે સંકોચાવા લાગી. સ્ત્રીઓએ માથામાંના ફુલો કાહાડી નાંખ્યાં, રાત્રના જાગ્રણથી નેત્રો જેનાં રાતાં થયાં છે. એવો જે ગણિકાઓ, તે કામી પુરૂષોના ઘરોથી પાછી ફરી. જેમ મુખમાંથી શ્વાસ નિકળે છે. તેમ વિકસિત કમલના કોશમાંથી ભમરા નીકળ્યા. સુર્યના તેજે કરી લતાતંતુની પડે કાંતિ રહિત ચંદ્રમા દેખાવા લાગ્યો. મોટા વાયુથી જેમ મેઘનો નાશ થાય છે, તેમ આખા બ્રહ્માંડમાંન સમાવનારો અંધકાર સુર્યનાં કિરણો વડે નાશ થયો. રાત્રની પઠે નિંદ્રા ગયા પછી સર્વ લોક પોત પોતાનુ કામ કરવા લાગ્યા. તે સમયે લંકાસુંરીને હનુમાને પુછીને તે લંકામાં બિભીષણને ઘેર ગયો. બિભીષણે તેનો સત્કાર કરીને તેને આવવાનુ કારણ પુછ્યું. ત્યારે હનુમાન ગંભીર વાણીથી બોલવા લાગ્યો. હે બિભીષણ તું રાવણનો ભાઇ છે; માટે તેના કલ્યાણનો વિચાર કરીને રામની સ્ત્રી પતિવ્રતા જે સીતા, તેને રાવણના હાથથી મુકાવ સીતાનુ હરણ કરનારો તારો ભાઇ જો પણ બળવાન છે, તો પણ તેને આ લોકમાં અને પરલોકમાં દુઃખકારક છે. એવું સાંભળીને બિભીષણ કેહેવા લાગ્યો કે, હે હનુમાન; તેં ઘણુ સારૂં કહ્યું, સીતાને મુકી દેવાને મે પુર્વેજ કહ્યું હતું. અને ફરી રાવણની હું પ્રાર્થના કરીશ. મારા ભાષણથી જો તે સીતાને મુકશે તો ઠીકજ છે. એવું બિભીશણનુ બોલવું સાંભળીને હનુમાન ત્યાંથી ઉડી દેવરમણ ઉદ્યાનમાં ગયો.

ત્યાં જઇ જુએ છે તો અશોક વૃક્ષના નીચે સીતા બેઠી છે. તેના ભાલ ઉપર વાળ પસરેલા છે. નેત્રમાંથી પાણી વહે છે. જાણે તેના જોગેજ પૃથ્વી ઉપર નાના તળાવો થયાં હોયની? અહોકુ જેનુ ઉતરી ગયું છે શરીર સુકાઇ ગયું છે. ઉનાસ્વાસે કરીને જેના હોઠ ફીકા થઇ ગયા છે. યોગિનીની પડે મુખથી રામ રામ જપ કરી રહી છે, અાંગ ઉપરનાં વસ્ત્ર જેનાં મલીન

થયાં છે, રંચમાત્ર પણ જેને દેહની અપેક્ષા નથી, એવી દશામાં સીતાને હનુમાન જોઇને મનમાં ચિંતન કરવા લાગ્યો કે, આ સીતા મહા પતિવ્રતા છે આના દરશનથી સર્વ જન પવીત્ર થાય છે. તેના વિરહે કરીને રામ ખિન્ન થાય છે. એ યોગ્યજ છે. કેમકે રૂપમાં અને શીલમાં આના જેવી પવિત્ર કોની સ્ત્રી છે? આ રાવણ, રામના પ્રતાપે કરી, તથા પોતાના પાપથી અતિ કષ્ટ ભોગવશે. પછી હનુમાને અંતર્હિત થઇને સીતાના ખોળામાં રામના હાથની વીંટી નાંખી. તેને જોઇને સીતા રાજી થઇ. તે વખતે ત્રિજટાએ જઇને રાવણને કહ્યું કે. આટલા દિવશ સુધી જાનકી મહા શોકમાં હતી. પણ આજ આનંદમાં આવેલી જણાય છે. એવું સાંભળીને રાવણ મનમાં કેહેવા લાગ્યો કે, એ રામને ભુલી ગઇ. હવે મારી સાથે રમાયણ થશે. એવો વિચાર કરીને મંદોદરીને કહેવા લાગ્યો કે, તું જઇને સીતાને ઉપદેશ કર. એવું સાંભળીને તથા પતિનુ દુતપણુ કબુલ કરીને સીતાને ફસાવવા સારૂ તેની પાસે આવીને કહેવા લાગી. ઐશ્વર્યે કરીને સાંદર્યે કરી રાવણ શ્રેષ્ટ છે તેમજ તું પણ રૂપ લાવણ્ય સંપતી વડે અપ્રતિરૂપ છે. તે બેઉનો જો પણ અજ્ઞ વિધાતાએ સંયોગ કરયો નહી, તથાપિ સંયોગ કરયાની આ વેળા છે. ત્યારે હે સીતા હવે તું આંઇથી ઉઠ. અને તે રાવણની સેવા કર. હું અને તેની બીજી સ્ત્રીઓ તારી આજ્ઞામાં રહેશે, એવું સાંભળીને તેને સીતા કેહે છે કે, હે દુષ્ટ, પતિની કુટણી, હે પાપ, તારા પતિની પઠે તારૂ મુખ જોવાથી પણ પાપ લાગે. તું જરૂર સમજ કે હું રામની પાસેજ બેઠી છું. ખરાદિકોની પઠે ભાઇઓ સહિત તારા પતિને મારવા સારૂ લક્ષ્મણ આવ્યો એમ સમજ. હે પાપિષ્ટ, આંઇથી ઉઠ? તારી સાથે મને બોલવાનો અધિકાર નથી. એવી રીતે સીતાએ તેનો તિરસ્કાર કરયાથી મંદોદરી કોપાયમાન થઇને ત્યાંથી જતી રહી.

એટલામાં હનુમાન પ્રગટ થઇ હાથ જોડી નમસ્કાર કરીને સીતાને કેહેવા લાગ્યો કે; હે દેવી લક્ષ્મણ સહિત રામ કુશલ છે. તમારા શોધ સારૂ રામની આજ્ઞાથી હું અહીં આવ્યો છુ. હું ગયા પછી શતરૂનો નાશ કરવા સારૂ રામચંદ્ર અહીં આવશે. એવું સાંભળી સીતા આંખમાં આંસુ આણીને તેને પુછવા લાગી કે, તું કોણ છે? આ સમુદ્ર કેમ ઉરંઘન કરી આવ્યો ? લક્ષ્મણ સહિત મારો પ્રાણનાથ સુખી છે કે? તેં તેમને ક્યાં જોયા? ત્યારે હનુમાન કહેવા લાગ્યો કે, મારૂ નામ હનુમાન છે. પવન અને અંજનાનો

પુત્ર છું. વિદ્યાના બળથી આકાશ માર્ગે મેં સમુદ્રનો, ઉલંઘન કરયો, સર્વ વાનરનો અધીપતી જે સુગ્રીવ, તેના શતરૂને મારીને લક્ષમણ સહિત રામ કિસ્કિંધા નગરીમાં છે. દાવાનલે કરી તાપેલા પર્વતની પઠે તમારા વિયોગથી રામ તાપેલો છે. ગાય વિના વાછડાની પઠે તમારા વીના લક્ષમણને પણ રંચમાત્ર સુખ નથી. સર્વ દિશાઓ જેમને શુન્ય દીઠામાં આવે છે, એવા રામ અને લક્ષમણ ક્ષણમાં શોક પામે, તો ક્ષણમાં ક્રોધાયમાન થાય છે. જો પણ સુગ્રીવ તેમનુ અશ્વાસન કરે છે, તથાપિ સુખ પામતા નથી. જેમ સર્વ દેવ ઇંદ્રની અને ઇશાનની સેવા કરે છે, તેમ ભામંડલ રાજા, વિરાધ તથા બીજા મહેંદ્રાદિક વિદ્યાધરો રામ લક્ષમણની સેવા કરે છે તમારો શોધ કરવા સારૂ સુગ્રીવે બતાવેલો જે હું. તેને પોતાની વીંટી આપીને રામે મોકલ્યો છે અને તમારી ચુડામણીની નીશાની લઇ આવવાનુ કહ્યું છે. જેના દરશને હુ આંઇ આવ્યો, એવો જે મારો પ્રભુ તેને એ નીશાની બતાવેથી વિસ્વાસ આવશે. પછી હનુમાને પારણું કરવા વિષે ઘણું કહેવાથી તથા રામનો વ્રતાંત સાંભળીને રાજી થવાથી એકવીસ દિવશના ઉપોષણ છોડ્યા. અને આનંદે કરી ભોજન કરયું. પછી સીતા કહેવા લાગી કે, હે હનુમાન; આ ચુડામણી લઇને તું જલદી જા. આંઇ ઘણીવાર રહ્યાથી કાંઇ પણ ઉપદ્રવ થશે; આંઇ તું આવ્યો છું એવી જો રાવણને ખબર પડશે તો તને મારવા સારૂ યમની પઠે તે આવશે. ત્યારે હનુમાન હશીને તથા હાથ જોડીને કહેવા લાગ્યો કે, મારી ઉપર કૃપા હોવાથી ભીતિએ કરી એમ બોલો છો તે તમને યોગ્ય છે. પણ હે માતા. હું રામ લક્ષમણનો શેવક છું. એ તપસ્વી રાવણ અને તેનુ સેન્ય મારી સામે શા હિસાબમાં! હે સ્વામીની, તમને મારા ખભા ઉપર લઇને તથા સેન્ય સહિત રાવણનો પરાભવ કરીને તમને હમણાંજ રામની પાસે લઇ જવાને સમર્થ છું. એવુ સાંભળી સીત હશીને કહેવા લાગી કે, રામ લક્ષમણનો સેવક જે તું, તેમાં સર્વ સંભવે છે. પરંતુ પુરૂશનો સ્પર્શ થોડો પણ મને યોગ્ય નથી. માટે તું જલદી જા. તું ગયાથી સર્વ કરયા જેવુ થશે. રામ પણ ઉદ્યોગ કરશે. ત્યારે હનુમાન કહેવા લાગ્યો કે, આ હું ચાલ્યો. પણ રાક્ષસોને કાંઇક પરાક્રમ બતાવુ છું. આ રાવણ બીજા કોઇના પરાક્રમને જાણતો નથી. પણ રામના સેવકનો પરાક્રમ બતાવવો જોઇએ. એવુ સાંભળી સીતાએ કહ્યું કે, ઠીક છે, પછી પોતાનો ચુડામણી હનુમાનને આપ્યો. હનુમાન સીતાને નમસ્કાર કરીને ચાલવા લાગ્યો. જેમ વન

નો હાથી ઉન્મત્ત થઇને અરણ્યમાં ફરે તે પ્રમાણે તે ઉદ્યાનમાં ફરવા લાગ્યો. રક્તશોક વ્રક્ષ વિશે દયા રહિત થયો, બકુલ વ્રક્ષ વિશે અનાકુલ. આંબાના વ્રક્ષને વિશે કરૂણા રહિત, ચંપક વ્રક્ષ વિશે કંપ રહિત, મંદાર વ્રક્ષ વિશે અતિક ક્રોધી. કંદલી વ્રક્ષ વિશે નિરદય, એ પ્રમાણે સર્વ વ્રક્ષોનો લીલા માત્રે કરી ભંગ કરયો, તે ઉદ્યાનના ચારે દરવાજાની રક્ષા કરનારા જે રાક્ષસો, તે હાથમાં મુદગરાદિક હથિયારો લઇને હનુમાનને મારવા સારૂ દોડ્યા. કિનારાના પર્વત ઉપર જેમ સમુદ્રના લાટ વ્યર્થ જાય છે તે પ્રમાણે હનુમાન ઉપર ત્યોનાં હથિયારો વ્યર્થ થયાં. પછી હનુમાન કોપાયમાન થઇને ત્યાંના ઝાડોને ઉખેડીને ત્યોને મારવા મંડી ગયો. તેથી વ્રક્ષોની પઠેજ રાક્ષસોનો નાશ કરયો. ત્યારે બીજા રાક્ષસો રાવણ પાસે જઇને કેહેવા લાગ્યા કે રાક્ષસોને હનુમાને મારી નાખ્યા. એવું સાંભળીને હનુમાનને મારવા સારૂ રાવણે અંક્ષકુમાર પુત્રને આજ્ઞા કરી તે ત્યાં ગયો, ત્યારે હનુમાન તેને કેહેવા લાગો કે; ભોજનમાં જેમ ફળ, તે પ્રમાણે આ રણમાં તુ પેહેલો આવ્યો છુ. ત્યારે તે કેહેવા લાગો કે, તું વ્યર્થ ગરજના કરે છે, એમ કહીને તીક્ષણ બાણે કરી હનુમાનને પ્રહાર કરયો, હનુમાને પણ બાણોનો વરસાદ કરીને રાવણના પુત્રને ઢાંકી લીધો, એમ કેટલાએક વખત અસ્ત્ર શસ્ત્રે કરી લડીને પશુની પઠે હનુમાને અક્ષકુમારને મારયો, ત્યારે ભાઇ મુવાના ક્રોધે કરી ઇંદ્રજિત આવીને, હે મારૂતે, ઉભો રહે! ઉભો રહે! એમ કેહેવા લાગો, પછી કલ્પાંતની પઠે મહા ભયંકર બેઉનુ યુદ્ધ થયું. તે બેઉ જળની ધારા પ્રમાણે હથિયારો નાખવા લાગયા, ત્યારે આકાશમાં પુષ્કરાવર્ત મેઘની પઠે દેખાવા લાગું. અને તેમનાં હથિયારો વડે ક્ષણ માત્ર પણ આકાશ દેખાયું નહી ઇંદ્રજિતના હથિયારો મારૂતિ તોડવા લાગો, અને પોતાના હથીઆરોથી ઇંદ્રજીતના અંગ ચુર્ણ કરવા લાગો. ત્યારે ઇંદ્રજીતના સુભટો લોઇની નદીઓ જોવા લાગયા. પછી મારૂ સૈન્યં નષ્ટ થયું; હથીયારો વ્યર્થ ગયાં, એમ જાણીને ઇંદ્રજીતે હનુમાન ઊપર નાગપાશ અસ્ત્ર મુકયું, તે વખતે જેમ ચંદનના ઝાડને નાગ બાંધી લે, તેમ પગથી તે માથા સુધી નાગપાસે કરી હનુમાનને બાંધી લીધો, તે નાગપાસનુ બંધન સહન કરીને કૌતક જોવા સારૂ તે બંધનમાં પડયો, પછી મારૂતીને ઇંદ્રજીત રાવણની પાસે લઇ ગયો, ત્યારે રાવણ હનુમાનને કહે છે કે, હે દુષ્ટ, આ તેં શું કરયું! જન્મથી મારો આશ્રય કરીને આજે તપસ્વીનો આશ્રય કરયો કે! તે વનવાસ કરનારા, ફળો ખાનારા, મલીન અને

વનના ભીલ જેવા પ્રસન થઇને તને શું લક્ષ્મી દેશે ? જેના કહ્યાથી તું આંઇ આવતાંજ તને પ્રાણ જવા જેવું થયું, તેના વિસ્વાસથી તું આંઇ આ વ્યો ? તે રામ અને લક્ષમણ પૃથ્વી ઉપર ફરનારા છે માટે મહા કુશળ છે. તેણે આ તને દુઃખમાં નાંખવાનો ઉપાય કરચો છે. ધુતારા લોકો જે છે તે બીજાના હાથથી આંગ ગમાવે છે. પ્રથમ તું મારો શેવક હતો. તે બીજા નો થયો તેથી તું મારવા યોગ્ય નથી. પણ શિક્ષા કરવા સારૂ માત્ર તને નીશાની કરૂં છું. ત્યારે હનુમાન કેહેવા લાગ્યો કે હું તારો સેવક ક્યારે હતો? તેમજ તુ મારો સ્વામી ક્યારે હતો? એવુ બોલતાં તને લાજ નથી થતી? એક વખતે તારો પ્રિય સામંત જે ખર શુરવીર તે બંધાઇ ગયાથી તારા કહ્યાથી મારા બાપે તેને વરૂણ પાસેથી મુકાવ્યો હતો? અને તારી સહાયતા કરવા સારૂ આવીને વરૂણના પુત્રોના હાથથી મેં તારૂં રક્ષાણ કરયું હતુ? તેમ છતાં આ વખતે તું પાપ કરવાને તત્પર થયો છે, તેથી સહાયતા કરવાને યોગ્ય નથી. પરસ્ત્રી હરણ કરનારો જે તું, તેની સાથે બોલ્યાથી પણ પાપ લાગે, આ વખતે એટલા લક્ષમણ થકી તારૂં રક્ષાણ કરનારો તારા સૈન્યમાં કોઇ દીઠામાં આવતો નથી. એવું સાંભળીને રાવણ ક્રોધાયમાન થયો. પછી દાંતે કરી હોઠ ચાવીને તેને કેહેવા લાગ્યો કે, મારા વેરીનો આશ્રય કરીને તેં મને પોતાનો શતરૂ કરચો. માટે તને મરવાની ઇચ્છા છે. પણ કોઢ વડે ગળેલા આંગવાળા પુરૂષને મોતને ઢુકડો આવેલો જોઇને હત્યાના ભયે કરીને જેમ કોઇ મારતો નથી, તેમ તું શતરૂનો દુત છે; માટે તને કોણ મારશે? તોપણ ગધેડા ઉપર બેસાડીને માથામાં પાંચ પાટા કરી, સર્વ લોકના દેખતાં લંકાના રસ્તે રસ્તે તને ફેરવીશ. એવુ સાંભળીને હનુમાને ક્રોધમાં આવીને નાગપાસને તોડી નાંખ્યુ. કમલિની નાળે હાથી બાંધેલો કેટલીવાર રહે? પછી વીજળીની પઠે કુદકો મારીને પોતાના પગે કરી રાવણના મુકુટને તોડી નાંખ્યો. ત્યારે એને મારો, એવી રીતે રાવણ પુકારવા લાગ્યો. એટલામાં હનુમાને તેની આખી નગરીને અનાજની પઠે ભંગ કરી. એવી ક્રીડા કરીને હનુમાન ગરૂડની પઠે ઉડી મારીને રામની પાસે આવ્યો, તેને નમસ્કાર કરીને સીતાનો ચુડામણી આપ્યો. ત્યારે જાણે સાક્ષાત સીતાજ આવી હોયની! એવી રીતે રામ જાણવા લાગ્યો. અને તે ચુડામણીને હ્દયની સાથે દાબીને વારંવાર તેનુ આલિંગન કરીને ત્યોનો વ્રતાંત પુછ્યાથી તેણે

રાવણનો પરાભવ, તથા સીતાનો શોધ તથા મારગમાં થએલો સંગ્રામ વગેરે સર્વ હકીકત કહી સંભળાવી.

**इत्याचार्य श्री हेमचंद्र विरचिते श्री राम लक्षमण चरींत्रे सीता हरण इत्यादी,**



# અથ શ્રી સાતમો ખંડ પ્રારંભતે



હનુમાનના મુખ થકી સીતાનો વૃતાંત તથા તેનુ રાવણેજ હરણ કરયું છે એ બધુ સાંભળીને રામે રાવણની સાથે યુદ્ધ કરવા જવાની તૈયારી કરી તેવારે સુગ્રીવ સહિત ઘણા વિદ્યાધર રાજાઓ પોત પોતાના સૈન્ય સહિત તથાતેમની સાથે ભામંડળ, નલ, મહેંદ્ર, હનુમાન. વિરાધ. શુષેણ, જંબવાન, અંગદ ઇત્યાદિ અનેક રાજાઓ સહિત પ્રીયાણ ભેરી વગડાવી લંકા તરફ રામ અને લક્ષમણની સાથે ચાલ્યા પછી વીમાનો તથા હાથી, ઘોડા, રથ પ્રમુખ વાહનો ઉપર બેશીને વિદ્યાધરોનુ સૈન્ય આકાશ માર્ગે ચાલ્યું. થોડીજ વારમાં એક વેલંધર નામના પર્વત ઉપર વેલંધર નામના નગરમાં આવ્યા. તેવારે તે નગરના રાજા સમુદ્ર અને શેતુ રામની સાથે યુદ્ધ કરવાલાગ્યા તેમાં નલે સમુદ્રને તથા નીલ નામના વિદ્યાધરે શેતુને બાંધીને રામની સાસે લાવ્યા. રામે તેમની ઉપર દયા કરીને તેનુ રાજ પાછુ આપ્યુ, પછી સમુદ્ર રાજાએ પોતાની ત્રણ કન્યાઓ લક્ષમણને આપી. તે રાત્ર તીહાં રહીને તે બંને રાજાઓને સાથે લઇને સવારમાં ચાલતા થયા, રસ્તામાં ચાલતાં કેટલાએક રાજાઓને જીતીને છેવટ લંકા નગરીની પડોશના હંસદ્વીપના રાજા હંસરથને જીતીને સર્વ તીહાં રહ્યા. રામ તથા લક્ષ્મણ અત્યંત સૈન્ય સહિત લંકા નગરીની નજીક આવ્યા. એ વાતની ત્યાં ખબર થયાથી લોકો અતિ કોળાહળ કરવા લાગ્યા. તેમ ગણા સ્ત્રી પુરૂષો ભય પામવા લાગ્યા તે જોઇને ઘણાજ રાક્ષસ વીરો રાવણના યોદ્ધા લડાઇ કરવાને તૈયાર થયા. તેવારે દુશમનને મારવાને મહા બળવાન રાવણે સુરી વાજાં વગડાવ્યાં. એ સર્વે હકીકત જાણીને રાવણનો ભાઇ બીભીષણ હાથ જોડી નમસ્કાર કરીને રાવણને કહેવા લાગ્યો.

હે બંધુ હે ભાઇ, હવે તુ સંતોષ કર. પ્રથમ વિચાર કીધા વિના તે સીતાનુ હરણ કરયું તેથી આપણા કુળને કલંક લાગ્યું. હવે રામ સીતાને લેવા માટે તત્પર થયો છે. માટે લડાઇ કરયા વિનાજ સીતાનો સત્કાર કરીને તે રામને પાછી આપ. જેથી આપણી શોભા વધશે અને કોટીગમે જી

વોના પ્રાણ જતા બચશે. એ માહારૂ કહ્યું તું નહી માને તો તારો કુળ સહિત નાશ કરીને રામ સીતાને લઇ જશે. હે ભાઇ તે નથી જોયુ સાહાસગતી અને ખરાદિક વિદ્યાધરોને તે રામ લક્ષ્મણે એક શીયાળીયાને સીંહ મારે તેમ મારી નાંખ્યા, તે તો દુર રહ્યા પણ તેનો સેવક એક હનુમાન શું તેં નથી જોયો. જે આખી લંકામાં ઉથલ પાથલ કરી ગયો હતો. આ જે તારી સંપતી ઈંદ્રના જેવી છે તે તું પરસ્રીને માટે ખોવાને તત્પર ન થા એવું બિભીષણનું બોલવુ સાંભળીને તેની પાસે બેઠેલો રાવણનો પુત્ર બોલ્યો હે કાકા તું જન્મનોજ બીકણ છે. તું આપણા કુળને કલંક લગાડે છે ઇંદ્રરાજા વિગેરે બળવાનોને જીતનારો જે માહારો પિત્તા તેને તુ મરવો તકાસે છે. માટે તુજ મરવા લાયક છે. પ્રથમ પણ તેં પ્રતિજ્ઞા કરીને દશરથ રાજાને મારયો નહી ને જુઠ્ઠ બોલ્યો કે, હું મારી આવ્યો એમ કહીને અમને ઠગ્યો. અને હવે ઇહાં આવેલા રામને માહારા પીતાના હાથથી ઉગારવાનો વિચાર કરે છે. માટે તું રામનો પક્ષપાતી છે તેથી તું અમારી મશલતમાં કામનો નથી. એવુ તે ઈંદ્રજીતનુ બોલવુ સાંભળીને બીભીષણ બોલ્યો જે હું લગાર પણ રામનો પક્ષપાતી નથી. પણ તું તો કુળનો નાશ કરનાર પુત્ર શતરૂ રૂપે પેંદા થયો છે, જે તારો બાપ અકાર્ય કરી આવ્યો છે તેનુ નિવારણ કરવું તો દુર રહ્યું પણ ઉલટો કુળને કલંક લગાડવા સામેલ થાય છે, એમ કહીને પછી રાવણને કહેવા લાગ્યો કે હે રાવણ આ પુત્રની સલાહથી તથા તારા કૃત્યો વડે તું થોડાજ વખતમાં નાશ પામીશ, તેથી માત્ર મને દુઃખ થવાનુ સંભવે છે, એવુ તેનુ વચન સાંભળીને રાવણ હાથમાં ખડગ લઇને બીભીષણને મારવા ઉઠયો. તેવારે બીભીષણ ભ્રુકુટી ચડાવીને એક મોટો સ્થંભ ઉખેડી હાથમાં લઇને રાવણની સામે થયો, તેવારે કુંભકરણ નામનો રાવણનો નાહાનો ભાઇ વચમાં પડીને બંનેને જુદા પાડ્યા. પછી બંને જણ પોત પોતાના સ્થાનકે ગયા. પછી રાવણ બીભીષણ પ્રતે કહેવા લાગ્યો જે તુ માહારી નગરીમાંથી નીકળી જા. એવુ રાવણનુ બોલવું સાંભળીને તુરતજ બીભીષણ ત્રણ અક્ષોહિણી રાક્ષસ વિદ્યાધરોનુ સૈન્ય લઇને રામની તરફ ગયો તેને આવતો જોઇને સુગ્રીવાદિકને શંક ઉત્પન થયો કહ્યું છે કે ઝેરી સર્પની માફક શતરૂનો વિસ્વાસ ન કરવો એવું સુગ્રીવનુ ચિત જોઇને બીભીષણે એક દુત રામની પાસે મોકલીને કહેવરાવ્યું કે રાવણને અન્યાયવંત જાણી હું તમારી તરફ આવ્યો છું.

એવું બિભીષણનુ બોલવું સાંભળીને રામે સુગ્રીવના સામુ જોયું ત્યારે સુગ્રીવ કહેવા લાગ્યો જે સ્વભાવે કરીને રાક્ષસો અશુદ્ધ છે અને જન્મના કપટી છે. તોપણ એ બિભીષણને આવવા દવો જોઇએ તેને અહીંયાં આવ્યા પછી ખાતરી કરીશુ કે તે કપટથી આવ્યો છે કે કાંઇ ખરા કારણથી શુધઅંતઃકરણથીજ આપણી તરફ આવ્યો છે, તેની ખાતરી કરીને પછી આપણને જેમ અનુકુળ આવશે તેમ કરીશું. એવી રીતે રામની સાથે સુગ્રીવ બોલે છે તેટલામાં એક નીષકપટી અને ધર્મનો જાણવાવાળો રાક્ષસ કેહેવા લાગ્યો કે એ બિભીષણે રાવણ પાસેથી સીતા રામને પાછી અપાવવા વિષે રાવણને ઘણો સમજાવ્યો તેનુ નહી માનતાં રાવણે તેને લંકામાંથી જવાનુ કહ્યું તેથી તે રાવણને અન્યાઇ જાણીને તથા તેની સાથે અણબનાવ કરી તમારી તરફ આવ્યો છે. અરથાત તમારે શરણે આવ્યો છે,' એ વાતમાં કાંઇ પણ અંદેશો રાખશો નહી. એવુ તેનુ બોલવુ સાંભળીને પછી રામે બિભીષણને પોતાની પાસે બોલાવ્યો તેવારે તેણે આવીને રામને નમસ્કાર કરયો, ત્યારે રામે તેને આલિંગન કરયું. તેવારે બિભીષણ કેહેવા લાગ્યો, હે રામ દુર્જય જે રાવણ તેને મુકીને હું તમારી તરફ આવ્યો છું. હું તમારો સેવક છું માટે તમારા બીજા સામંતોની પઠે મને પણ આજ્ઞા કરો, એવુ તેનુ વિનયપુર્વક બોલવુ સાંભળીને રામે પ્રતિજ્ઞા કરીને કહ્યું કે આ લંકાનુ રાજ હુ તનેજ આપીશ, કહ્યું છે કે મોટા પુરૂષોને નમસ્કાર કરયાનુ ફળ જતુ નથી ઇહાં રામ હંસદ્વીપમાં આઠ દિવશ રહીને પોતાના સૈન્ય સહિત લંકા નગરીની બાહાર આવી પડાવ કીધો. તેવારે રામના સૈન્યે વીસ જોજન પ્રથવી રોકી તે સૈન્યના ઘુઘાટે કરીને આખી લંકા નગરી બેહેરી થઇ. એવુ જોઇને રાવણના યોદ્ધાઓ હાથમાં હથીયાર લઇને રણભુમીમાં આવ્યા, તેમાંના કેટલાએક ઘોડા ઉપર તથા કોઇ હાથી ઉપર કોઇ રથ ઉપર ઇત્યાદિક વાહનો ઉપર બેશીને તથા પગે ચાલીને એવી રીતે રાવણ પાશે આવ્યા. તેવારે રાવણ પણ અનેક પ્રકારના હથીયારોથી ભરેલા એક રથમાં બેશીને તઇયાર થયો તીહાં કુંભકરણ એક હાથમાં ત્રીશુળ લઇને તથા ઇંદ્રજીત અને મેઘવાહન રાવણના બે પુત્ર બે બાજુ ઉપર આવીને ઉભા, બીજા પણ રાવણના અનેક પુત્ર તથા યોધાઓ આદી કોટીગમે શુરવીર યુદ્ધ કરવાને તઇયાર થયા એવી રીતે અસંખ્ય સૈન્ય સહિત રાવણ લંકામાંથી બાહાર નીકળ્યો. તે વખતે સુરવીરોએ હાથમાં હથીયારો તથા ધ્વજાઓ ધારણ કરેલી તે ધ્વજાઓના ઉ

પર કોઇને હાથી, કોઇને ઉંટ, કોઇને મોર. કોઇને હરણ, કોઇને નાગ, કોઇને સીંહ ઇત્યાદિક ચિત્રો સહિત ધ્વજાઓ હતી, તથા કોઇના હાથમાં તરવાર, કોઇના હાથમાં બંદુક. કોઇના હાથમાં કુહાડો, કોઇના હાથમાં ગદા, કોઇના હાથમાં ભાલો ઇત્યાદિક નાના પ્રકારનાં હથિયારો હાથમાં લઇને રાવણના યોદ્ધાઓ, રામના સૈન્યને ઘેરો નાંખવાને તઇયાર થયા, તથા એક એકની સાથે બોલવા લાગ્યા કે, તુ આને મારચ, હું આને મારૂ છુ. એવી રીતે બોલતા થકા રણભુમીમાં આવ્યા, એવુ રાવણનું સૈન્ય પચાસ જોજન ભુમીને રોકનાર લડાઇ કરવાને તઇયાર થયું.

## ઢાળ

[ દેશી કડખાની. ]

સુર રસ પુર જશ નુર વાધ્યો ઘણો, ભુરી રણ તુરીકો નાદ વાજે; એ ટેક, રામ રાવણ તણુ સેન્ય અતુળી મીલ્યું, લંકની સીમમાં યુદ્ધ સારૂ, યોદ્ધ નર ક્રોધ કરી, આયુદ્ધ કર ધરી, સામ સામી લડે જેમ પાડા, ॥ સુ૦ ॥ ૧, કેઇ લડે કેઇ પડે, કેઇ ધડ તડફડે, કાયર નર ધરે હાથ આડા, નીર જેમ તીર વરસાવતા, કેઇ નરા, કેઇ તણા તન વહે રૂદીર ધારા, ॥ સુ૦ ॥ ૨ તેણે સમે વાનર સુભટ ક્રોધે ભરયા, લેઇ હથિયાર ત્યાં ખુબ ઝુજે. જીત કરી ભીત દઇ રાક્ષસ સેનમાં, ભંગ કીધો અતી નષ્ટ ત્રાસે, ॥ સુર ॥ ૩ ॥ આપણુ સેન્ય અકળાઇ પાછુ ફરયું, સુભટ અતી માર લહી મરણ પામ્યા, તેહ દેખી કરી, આયુદ્ધ કર ધરી, હસ્ત પ્રહસ્ત રાક્ષસ આયા. ॥ સુર ॥ ૪ ॥ સુભટ નીજ બોધતો શતરૂભટ સોધતો. ધનુષ્ય ટણકાર કરે અતીય વેગે; તેણે સમે વાનરભટ તે સમા થયા, નલ અને નીલ કરી રક્ત નયણાં; ॥ સુર ॥ ૫ ॥ વાલ વીકરાળ કર વાળ કર પ્રેતજ્યુ, હીકરવકીક કપીમતદંતા, વાયુને વાં બુદા હરણ હરાણી છવ, સૈન્યભટ સકળ તવ દુર નાસે ॥ સુર ॥ ૫ ॥ કોપી રાક્ષસભટ હસ્ત ભીષણ ગતી, મેઘ જ્યુ ગાજતો, નળની સામો, નીર જીમ તીર વરસાવતો રસ ભરે, પ્રહસ્ત પણ ઝુજતો નીલ સામે, ॥ સુર ॥ ૬ ॥ સામ સામી લડે કેસરી સીંહ જ્યુ, યુદ્ધ ઉધ્ધતપણે કો ન થાકે, તેણે સમે નળ કપી બળ અણહદ તપી, હસ્તને મસ્તકે ખડગ વાહે. ॥ સુર ॥ ૭ ॥ તીમ તીહાં નીલ પણ; ઢીલ કીધા વિના. છેદતો શીશ પ્રહસ્ત કેરૂ, તેણે સમે દેવ વૃષ્ટ કરે પુષ્પની નળ અને નીલ પર પ્રસન્ન થાઇ; ॥ સુર ॥ ૮ ॥

એવી રીતે હસ્ત તથા પ્રહસ્ત મુવા પછી રાવણના સૈન્યમાંથી ક્રોધેકરી મરીચ, સિંહજઘન, સ્વયંભુ, સારણ, શુક, ચંદ્રાર્ક, ઉદ્દામ, બીભત્સ, કામા-ક્ષ, મકરજ્વર, ગંભીર, સિંહરથ, ઇત્યાદિક રાક્ષસો આગળ થયા. તેમજ વાનર સૈન્યમાંથી મદનાંકુર, સંતાપ, પ્રથિત, આક્રોશ, નંદન, દુરિત, અનઘ, પુષ્પાસ્ત્ર; વિઘ્ન, પ્રીતિકર, ઇત્યાદિક વાનરો, રાક્ષસોની સાથે લડવા લાગ્યા, જેમ કુકડા કુકડાની ઉપર ઉડે, તે પ્રમાણે તે એકમેક ઉપર ઉડવા લાગ્યા. મારીચરાક્ષસની સામે સંતાપ વાનર, નંદન અને જ્વર, ઉદ્દામ અને વિઘન, શુક અને દુરિત, સિંહજઘન અને પ્રથિત, એ પરસ્પર લડાઇ કરીને માંહોમાંહે માર કરવા લાગ્યા. એટલામાં સુર્ય આથમી ગયો. પછી બેઉ સૈન્યો પોતપોતાના મુવેલા પુરૂષોનો શોધ કરવા લાગ્યા. એમ કરતાં કરતાં રાત્ર ગયા પછી રાક્ષસોના યોદ્ધા રામના સૈન્યને યુદ્ધ કરવા સારૂ બોલાવવા લાગ્યા. મેરૂ પર્વતના જેવો અચલ રાવણ, હાથી અને ઘોડા સહિત રથ ઉપર બેશીને સૈન્યમાં ચાલ્યો. યમથી પણ ભયંકર, તે પોતાની દૃષ્ટીએ કરીને શતરૂને બાળતોજ હોયની? નાના પ્રકારનાં અસ્ત્ર તથા શસ્ત્રોને ધારણ કરનારા પોતાના દરેક સેનાનીને જોતો જોતો શતરૂને તણખળાની પઠે માનનારો રાવણ સંગ્રામમાં આવ્યો. તે સમયે રામના સેનાનીઓ સૈન્ય સહિત સંગ્રામ ભુમીમાં આવીને યુદ્ધ કરવા લાગ્યા. તે ઠેકાણે લોઇની મોટી નદીઓ વહી નીકળી. ક્યાંક પર્વતો જેવા પડેલા હાથી દીઠામાં આવ્યા, ક્યાંક મગરમચ્છ જેવા મોટા રથો ભાગેલા પડ્યા દેખાયા. કબંધો (માથા વનાના) નાચવા લાગ્યા. તે વખતે રાવણના સૈન્યે મોટા બળ વડે યુદ્ધ કરીને વાનરાઓના સૈન્યનો ભંગ કરયો. તે જોઇને ક્રોધાયમાન થયો થકો સુગ્રીવ ધનુષ્ય સજ્જ કરીને સૈન્ય સહિત પોતે યુદ્ધ કરવા ચાલ્યો. ત્યારે તેને હનુમાન કહેવા લાગ્યો કે, હે રાજા, તું આંઇજ ઉભો રહે, અને મારો પરાક્રમ જો, એવી રીતે સુગ્રીવને વારીને આગળ ચાલ્યો. મહાસમુદ્રમાં મંદર પર્વતની પઠે હનુમાન રાક્ષસ સૈન્યમાં જઇને યુદ્ધ કરવા લાગ્યો, તેની સામે મેઘના જેવી ગરજના કરીને માલી નામનો રાક્ષસ યુદ્ધ કરવા લાગ્યો. ત્યોના સંગ્રામમાં સિંહના પુછડાને દુષણ દેનારા જેવા ધનુષ્યોના ટણકાર કરનારા બેઉ શોભવા લાગ્યા. પરસ્પરનાં હથિયારો તોડવા લાગ્યા. એવી રીતે ઘણો વખત યુદ્ધ કરીને જેમ ગ્રીષ્મરૂતુનો સુર્ય નાના સરોવરને જળ રહિત કરે, તેમ હનુમાને, મહા પરાક્રમી માલી રાક્ષને અસ્ત્ર રહિત કરયો. ત્યારે તેને કહેવા લાગ્યો કે હે ન-

કામા રાક્ષસ હવે આંઇથી તું જા. તને મારીને હું શુ કરૂં? એવું હનુમાન નું બોલવું સાંભળીને તેની પાસે ઉભેલો વજ્રોદર બોલ્યો. અરે, હે પાપ, આવું તુચ્છ શું બોલે છે? તું હમાણાંજ મરીશ. આવ મારી સાથે યુદ્ધ કર પાછો જા નહી. એવુ સાંભળી સિંહની પઠે ગર્જના કરીને હનુમાને તેને બાણે કરી ઢાંકી લીધો. તે સમયે આકાશમાં દેવવાણી થઇ કે; અહો આ વજ્રોદર વીર હનુમાનની સાથે યુદ્ધ કરવા યોગ્ય છે. તે સાંભળીને હનુમા ને સેહેવાયુ નહી. તેથી એકજ વખતે ઉત્પાત મેઘની પઠે અસ્ત્રોની વરસાદ કરીને સર્વ રાક્ષસોને દેખતાં વજ્રોદરને મારી નાંખ્યો. ત્યારે રાવણ નો પુત્ર જંબુમાલી મારૂતીની સાથે યુદ્ધ કરવા લાગ્યો. પરસ્પર મારવાની ઇચ્છા છે જેમને એવા મહા પરાક્રમી તે બેઉ સર્પ અને નોળીયાની પઠે બા ણે કરીને યુદ્ધ કરવા લાગ્યા, જંબુમાલી એક બાણ મારે તો તેને હનુમાન બે મારે. એમ પરસ્પર બાણ વૃષ્ટી કરીને લડવા લાગ્યા, પછી હનુમાને ક્રો- ધમાં આવીને તેનો રથ તોડી નાંખ્યો. અને મુદગર વડે સારી પઠે મારયો તેથી જંબુમાલી મુર્છીત થઇને મરી ગયો. પછી મહોદર નામના રાક્ષસે હ- નુમાન ઉપર બાણવૃષ્ટી કરી. અને કુતરાં જેમ ડુકરને ઘેરી લે તેમ રાક્ષસ ભટોએ હનુમાનને ઘેરી લીધો, અને બાણે કરી મારવા મંડી ગયા. કોઇ બાહુ ઉપર કોઇ મુખ ઉપર, કોઇ પગ ઉપર, કોઇ હૃદય ઉપર, કોઇ કુક્ષી ઉપર, મારવા લાગ્યા. તે સમયે વનમાં અગ્નિની પઠે, તથા સમુદ્રમાં વડવા નલની પેઠે, તે રાક્ષસ સૈન્યમાં મારૂતિ શોભવા લાગ્યો, જેમ સુર્ય અંધકાર નો નાશ કરે, તે પ્રમાણે હનુમાને રાક્ષસોનો નાશ કરયો. ત્યારે કુંભકરણ હા થમાં ત્રિશુલ લઇને ઇશાન ઇંદ્રની પઠે પોતે યુદ્ધ કરવા દોડયો.

કોઇને પગના મારે, કોઇને મુઠના પ્રહારે, કોઇને બાહુથી, કોઇને મુદ- ગર વડે, કોઇને ત્રિશુલથી, અને કેટલાએકને એક બીજા ઉપર લોટીને કુભ કરણે, વાનરાઓને મારયા. તે વખતે કલ્પાંત સમુદ્રની પઠે મહાપરાક્રમી કું- ભકરણને જોઇને સુગ્રીવ, ભામંડલ, દધીમુખ, મહેંદ્ર, કુમુદ, અંગદ, ઇત્યાદિક રામના યોદ્ધાઓએ પારધી જેમ સિંહને અટકાવે, તેમ તેઓએ કુંભકરણને રૂદ્ધ કરયો. અને તેની ઉપર શસ્ત્રાસ્ત્રની વરસાત કરવા લાગ્યા ત્યારે કુંભકર ણે પ્રસ્વાપન નામનો અસ્ત્ર મુકીને દિવસને કુમુદખંડની પઠે આખા સૈન્યને ઊંઘમાં નાંખી દીધું. એવું જોઇને સુગ્રીવે પ્રબોધીની વિદ્યાનુ સ્મરણ કરીને સર્વ સૈન્યને ઉઠાડયું. પછી બોલવા લાગ્યો કે, અરે! કુંભકરણ તારી રાત ક્યાં ગઇ?

એમ કહીને પછી પક્ષીઓની પઠે વાનરભટ દોડીને કુંભકરણની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે વખતે વૈદ્ય જેમ રોગનો નાશ કરે તેમ સુગ્રીવે ગદાના મારથી કુંભકરણના સારથી રથ ઘોડાનો નાશ કરયો. તે જોઇને કુંભરણ હાથમાં મુગદર લઇને એક શૃંગી પર્વતની પઠે સુગ્રીવ ઉપર દોડયો. તેના શરીરના વાયુ વડે જેમ હાથીના અડકાયાથી વ્રક્ષો પડી જાય તેમ કેટલાએક વાનર પડવા લાગ્યા. નદીના વેગની પઠે અશ્વ સહિત કુંભકરણે મુગદરથી સુગ્રીવના રથને ચુરાણ કરી નાંખ્યો. તે વખતે સુગ્રીવ આકાશમાં ઉડીને ઇંદ્ર જેમ પર્વત ઉપર વજર નાંખે તે પ્રમાણે એક મોટી શિલા કુંભકરાણ ઉપર નાંખી. ઔત્પાતિકી રજ વ્રષ્ટી વાનરાઓને બતાવતો છતાં મુદગરે કરી તે શિળાના કટકા કરી નાખ્યા સુગ્રીવે તડતડ શબ્દ કરનારૂ તડિતદંડ નામનુ અસ્ત્ર કુંભકરાણ ઊપર નાંખ્યું. કુંભકરણે તે અસ્ત્રનો નાશ કરવા સારૂ ઘણાં અસ્ત્ર નાંખ્યાં. પણ તે સર્વ વ્યર્થ થઇને તે અસ્ત્રના પ્રહારે કરી. પર્વતની પઠે પૃથ્વી ઉપર પડયો, કુંભકરણ મુર્છીત થયો. એમ જોઇને સાક્ષાત કાલના જેવો રાવણ આવ્યો. તે વખતે ઇંદ્રજીત નમસ્કાર કરીને તેને કેહેવા લાગ્યો કે હે સ્વામિન તમારી આગળ, યમ વરૂણ કુબેર ઇંદ્ર એ ઉભા રહે નહી તો આ વાનરાઓની શું બિશાદ છે? તમે આંહીજ ઉભા રહો. હું જઇને મુકુંટની પઠે તેમને મારૂ છું. એવી રીતે રાવણને રોકીને વાનરાઓના સૈન્યની સામે યુદ્ધ કરવા સારૂ ઇંદ્રજીત તઈયાર થયો જેવી રીતે તળાવમાં સર્પ પેસે અને દેડકાં નાશી જાય; તેમ વાનરા નાશવા લાગ્યાં, ત્યારે ત્યોને ઇંદ્રજીત કહે છે કે, રે રે, ઉભા રહો યુદ્ધ ન કરનારાને હું મારનાર નથી, હું રાવણનો પુત્ર છું. તે હનુમાન અને સુગ્રીવ ક્યાં છે? તે રામ લક્ષ્માણ ક્યાં છે? એવું તેનુ બોલવું સાંભળીને સુગ્રીવે રાવણને, તથા ભામંડળે મેઘવાહને બોલાવીને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા.

ચાર દિગ્પાલની પઠે, તથા ચાર સમુદ્રની પઠે, ત્રણે લોકને ભયંકર ધનુષ્યોને માર કરનારા તે ચારે શોભવા લાગ્યા. રથોના જવા આવવાથી પૃથ્વી અને પર્વતોં કંપાયમાન થયાં. સમુદ્ર ક્ષોભને પામ્યો. બાણો નાખવામાં મહા કુશળ, ત્યોના બાણો ક્યારે જાય આવે છે? એવુ જાણવામાં આવે નહી. એવી રીતે શસ્ત્ર વડે ત્યોએ ઘણો વખત યુદ્ધ કરયું. પરંતુ કોઇએ કોઇને જીત્યો નહી. પછી ઇંદ્રજીત અને મેઘવાહન ચોએ નાગપાસ અસ્ત્ર નાખીને ભામંડલ અને સુગ્રીવને બાંધ્યાં. ત્યારે તે સ્વાસોછવાસ મુકવાને અસ-

મધે થયા, એટલામાં કુંભકરણ સાવધ થઇને તેણે ગદાએ કરી હનુમાનને વાંસા ઉપર મારયું, તેથી તે મુર્છીત થઇને પડયો. ત્યારે કુંભકરણે તેને કાખમાં ઘાલ્યો. એ જોઇને બિભીષણ બોલ્યો કે,હે રામ. તમારા સૈન્યમાં મહાપરાક્રમી, મુખને વિષે નેત્રોના જેવા સારભુત, ભામંડલ અને સુગ્રીવ, ત્યોને રાવણના પુત્રોએ જીત્યા. તે જ્યાં સુધી લંકામાં લઇ ગયા નથી. ત્યાં સુધી હું તેમને મુકાવુ છું. કુંભકરણે હનુમાનને બાહુ વડે બાંધ્યો છે, તે જ્યાં લગણ લંકામાં ગયો નથી ત્યાં લગણ છોડાવવા યોગ્ય છે. હે સ્વામિન, સુગ્રીવ ભામંડલ, તથા હનુમાન એ વિના આપણુ સૈન્ય નિર્વીર છે. માટે મને આજ્ઞા આપો હું જાઉ. એવી રીતે બિભીષણ બોલે છે. એટલામાં વાલીનો છોકરો અંગદ કુદકો મારી દોડી જઇને કુંભકરણને બોલાવીને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો, ત્યારે ક્રોધે કરી આંધળો થએલો કુંભકરણ પોતાની ભુજાઓંથી હનુમાનને છોડવાથી પોંજરામાંના પક્ષીની પઠે ઉડી ગયો, ત્યારે ભામંડલ અને સુગ્રીવને છોડાવવા સારૂ રાવણના પુત્રની સાથે યુદ્ધ કરવા સારૂ બિભીષણ દોડયો. તેને જોઇને ઇંદ્રજીત મેઘવાહનને કેહેવા લાગ્યો કે, આ આપણો કાકો આપણી સાથે યુદ્ધ કરવા સારૂ આવે છે. એ પિતાનો નાનો ભાઇ હોવાથી આપણા બાપ જેવો છે. માટે એની સાથે યુદ્ધ કેમ કરીએ ? હવે અહીંથી જવું એ સારૂ છે. કહ્યું છે કે, "પુજા કરવા લાયક પુરૂષથી ભય પામેલા પુરૂષોને કાંઇ પણ લાજ નથી." પાસથી બાંધેલા આ બે શતરૂઓ નિશ્ચય કરી મરશે. માટે ત્યોને આંહીંજ રહેવા દેવા, એટલે બિભીષણ આપણી પાસે આવશે નહી, એવો વિચાર કરીને તે બેઉ જણ રણમાંથી નાશી ગયા. ત્યારે ભામંડલ તથા સુગ્રીવને જોઇને બિભીષણ ત્યાંજ ઉભો રહ્યો. તેમજ હેમ પડવાની વખતે સુર્ય અને ચંદ્રમાની પઠે રામ તથા લક્ષ્મણનાં મુખ સુકાઇ ગયાં, ને ચિંતા કરતા થકા ત્યાંજ ઉભા રહ્યા. ત્યારે જેણે પુર્વે વર દીધો હતો એવા મહા લોચન નામના દેવનુ રામે સ્મરણ કર્યું. તેણે અવધી જ્ઞાન વડે જાણી. ત્યાં આવીને સિંહનનદા નામની વિદ્યા મુશલ, રથ, તથા શતરૂનો નાશ કરનારી વિદુદરના નામની ગદા લક્ષ્મણને દીધી. તથા વારૂણેય, આગ્નેય, વાયવ્ય પ્રમુખ અસ્ત્રો અને છત્રો બેઉને આપ્યાં. પછી ગરૂડ ઉપર બેઠેલા લક્ષ્મણને જોઇને ભામંડલ અને સુગ્રીવનાં નાગપાશ નાશી ગયા. તે સમયે રામના સૈન્યમાં જય જય શબ્દો થવા લાગ્યા અને રાક્ષસોના સૈન્યમાં અંધકાર કરી સુર્ય આથમી ગયો.

સવારના ફરી બેઉનાં સૈન્ય તૈયાર થઇ રણસંગ્રામમાં આવ્યાં. ત્યારે યમના દાંતો જેવાં દેદીપ્યમાન સમયે તાપેલા ડુકરોના યોગે સરોવરની પઠે, રાક્ષસોના વીરોએ વાનરસૈન્યને અકળાવ્યું. ત્યારે પોતાનુ સૈન્ય વીખરાઇ ગએલું જોઇને બીજા શરીરમાં પેશનારા યોગિઓની પઠે સુગ્રીવાદિક ભટ રાક્ષસોના સૈન્યમાં પેઠા, ગરૂડને જોઇને જેમ સર્પો નાસે. તેમ વાનરાઓને જોઇને રાક્ષસો નાઠા. ત્યારે રથમાં બેશીને તેના સંચાર વડે પૃથ્વીને કંપાવતો થકો રાવણ પોતે દોડ્યો, દાવાનલ જેવા રાવણને જોઇને વાનરના સૈન્યમાંનો કોઇ ઉભો રહ્યો નહી. ત્યારે રામચંદ્ર પોતે યુદ્ધ કરવા સારૂ ચાલ્યો, તેને વારીને બિભીષણે રાવણને લગારવારમાં જઇને અટકાવ્યો. ત્યારે તેને રાવણ કેહેવા લાગ્યો કે, રે ! રે ! બિભીષણ, તેં કોનો આશ્રય કરો? આ સંગ્રામમાં ગ્રાસની પઠે તું મારા મુખમાં પડ્યો, પારધી જેમ કુતરાઓને ડુકર ઉપર મોકલે તે પ્રમાણે મારી ઉપર તને મોકલવાનો રામે સારો વિચાર કરયો પોતાને રક્ષણ કરનારા પુરૂષોને એ યોગ્યજ છે. હે વત્સ, હજી સુધી તારા ઉપર મારી દયા છે, તું આંહીથી જા. આજ હું સૈન્ય સહિત રામ લક્ષ્મણને મારૂ છું- આ મરનારાનો સંખ્યા પુર્ણ તું થા નહી. પાછો પોતાને ઠેકાણે આવ, તારા વાંસા ઉપર મારૂ હાથ છે, ત્યારે તેને બિભીષણ કેહેવા લાગ્યો કે, કાલના જેવો રામ, પોતેજ તારા ઉપર આવતો હતો, તેનુ મેં નિવારણ કરયું. હે રાવણ તને પવિત્ર કરવા સારૂ યુદ્ધના મિષથી હું આંહી આવ્યો છું. હજી સીતાને મુક, સંતોષ કર; અને મારૂ વચન માન્ય કર. મેં મૃત્યુના ભય થકી અથવા રાજના લોભ થકી રામનો આશ્રય કરયો નથી. ફકત અપવાદના ભયથી આશ્રય કરયો છે. ત્યારે તું સીતા આપીને અપવાદ દૂર કર. એટલે હું રામને મુકીને તારા આશ્રયે આવું. ત્યારે રાવણ ક્રોધમાં આવીને બોલવા લાગ્યો. કે હે દુર્બુદ્ધિ બિભીષણ, હજી મને ભય બતાવે છે કે? મારૂ કેહેવું કેવળ ભાઇની હત્યાના ભયથી છે શિવાય બીજુ હેતુ નથી. એમ કહીને રાવણે ધનુષ્યનો ટણકાર કરયો. તેની સામે બિભીષણે પણ તેવોજ જવાબ દેવાને ધનુષ્યનો ટણકાર કરયો.

પછી તે બેઉ ભાઇઓ યુદ્ધ કરવાને તઈયાર થયા. પરસ્પર એક બીજા ઉપર શસ્ત્ર તથા અસ્ત્રની વ્રષ્ટી કરવા લાગા, તે વખતે ઇંદ્રજીત, કુંભકરણ, તથા બીજા રાક્ષસો સ્વામીની ભકતીએ કરી યમના કિંકરની પઠે દોડ્યા. રામ અને કુંભકરણ, લક્ષ્મણ અને ઇંદ્રજીત, નીલ અને સિંહજઘન, દુરમુ-

ખ અને ઘટોદર, સ્વયંભુ વાનર, અને દુર્મીત રાક્ષસ, નલ અને શંભુ, ગદ અને મય, સ્કંદ અને ચંદ્રનખ, ચંદ્રોદરાત્મજ અને વિઘ્ન. ભામંડલ અને કેતુ. શ્રીદત્ત અને જંબુમાલી; કુંભકરણનો પુત્ર કુભ અને હનુમાન; સુગ્રીવ અને સુમાલ; કુંદ અને ધુમ રાક્ષસ વાલીનો પુત્ર ચંદ્રરશમી અને સારણ રાક્ષસ એવી રીતે યોગતાથી પરસ્પર યુદ્ધ કરવા લાગા. તેમજ બીજા રાક્ષસો અને વાનરાઓ સુસર જાતિના મત્સની પઠે યુદ્ધ કરવા લાગા. એવી રીતે મહા ભયંકર યુદ્ધ ચાલ્યું છતાં ઈંદ્રજીતે લક્ષ્માણ ઉપર તાપસ નામનુ અસ્ત્ર નાંખ્યું. ત્યારે લક્ષ્મણે નાગપાસ અસ્ત્ર નાંખીને જેમ જલમાંના તંતુ જનાવરથી હાથી બંધાઇ જાય તેમ તેણે ઈંદ્રજીતને બાંધ્યો. નાગપાસે બધાએલો ઈંદ્રજીત વજ્રની પઠે પડયો. ત્યારે લક્ષ્મણની આજ્ઞાથી વિરાધે પોતાના રથમાં નાંખીને બંદીવાનની પઠે તેને પોતાની જાગા ઉપર લાવ્યો. તેમ રામે પણ નાગપાસથી કુંભકરણને બાંધ્યો તેને પણ રામની આજ્ઞાથી ભામંડલ લઇ ગયો. બીજા રામના સૈનીકોએ મેઘવાહન પ્રમુખ રાક્ષસોને બાંધીને પોતાના રેહેઠાણ ઉપર લઇ ગયા. એ બધુ જોઇ રાવણ ક્રોધમાં આવીને જયશ્રીનુ મુલ જે ત્રિશુલ તે બિભીષણ ઉપર નાંખ્યુ. લક્ષ્મણે બાણે કરી કેલીની પઠે તે ત્રિશુલના આકાશમાંજ કટકા કરી નાખ્યા. ત્યારે ધરણેંદ્રે આપેલી અમોઘવિજયા નામની શક્તિ રાવણે લીધી. ધગ ધગ જાજ્વલ્યમાન; તથા તડતડ શબ્દ કરનારી વીજળી જેવી તે શક્તિ આકાશમાં ફરવા લાગી. તે શક્તિને જોઇને આકાશમાંના દેવ પાછા ફરવા લાગા. સૈન્યના નેત્ર મીચાઇ ગયાં. તેને જોઇને કોઇ પણ સ્થિર રહ્યો નહી. ત્યારે રામ કહેવા લાગ્યો કે. હે લક્ષ્માણ આપણો પરોણો બિભીષણ આજે મારયો જાય છે. આશ્રીતને ઘાત કરનારા આપણને ધિકાર છે. એવું સાંભળી, લક્ષ્મણે બિભીષણની આગળ થઇને યુદ્ધ કરવાને રાવણને હાક મારી. રાવણે ગરૂડ ઉપર બેઠેલા લક્ષ્મણને જોઇને તેને કહેવા લાગ્યો કે, મેં તારા ઉપર શક્તિ નાખી નથી. માટે તુ બીજાના મૃત્યુમાં મર નહી, તેમ છતાં મરવું હોય તો મર, હું તને મારનાર નથી. તારા આશ્રયે કરી આ બિચારો ગરીબ બિભીશણ તારી સામે ઉભો રહ્યો. એમ કહીને તથા તે સક્તિને ફેરવીને લક્ષ્મણની ઉપર નાંખી તેને આવતી જોઇને લક્ષ્મણ, સુગ્રીવ, હનુમાન, ભામંડલ. વિરાધ અને બીજા વાનરાઓએ પોતપોતાના અસ્ત્ર તેની ઉપર નાંખ્યાં. તે શસ્ત્ર તથા અસ્ત્રને ન માનતાં લક્ષ્મણના હૃદયમાં લાગી. તેથી લ-

ક્ષ્મણ મુર્છીત થઇને પૃથ્વી ઉપર પડ્યો. તે વખતે રામના સૈન્યમાં હાહાકાર શબ્દ થયો. પછી રામે ક્રોધાયમાન થઇ. પંચાનન રથમાં બેશી, રાવણની સાથે યુદ્ધ કરીને ક્ષણમાત્રમાં તેને રથ રહિત કરયો. ત્યારે રાવણ મોટા વેગથી બીજા રથ ઉપર ચડયો. તે રથનો પણ રામે નાશ કરયો, એ પ્રમાણે પાંચ વખત રામે રાવણને રથ રહિત કરયો. ત્યારે રાવણે વિચાર કરયો કે, આ પોતાના ભાઇના સ્નેહથી પોતાની મેળે મરશે. એની સાથે વ્યર્થ યુદ્ધ શા સારૂ કરવુ! એમ જાણીને રાવણ લંકામાં ગયો. તે વખતે રામના શોકેજ જાણે સુર્ય આથમી ગયો હોયની!

રાવણ ગયા પછી રામ પાછો ફરયો, લક્ષ્મણની પાસે આવી મુરછાવસ્થામાં જોઇને પોતે પણ મુરછા ખાઇ પૃથ્વી ઉપર પડયો. સુગ્રીવાદિક રામની ઉપર ચદનનુ પાણી છાંટીને, તેને સાવધ કરીને, તથા લક્ષ્માણની પાસે બેસાડયો. ત્યારે રામ રડતો રડતો બોલવા લાગ્યો હે વત્સ, તને શું પીડા થાય છે? બોલતો ખરો. મૌનતાને મુકી દે. ઇશારાથી તો બોલ. મને સંતુષ્ટ કર. આ સુગ્રીવાદિક તારા મુખની સામે જોઇ રહ્યા છે. એમની ઉપર વાણીએ કરી અથવા દ્રષ્ટીએ કરી અનુગ્રહ કર. રાવણ રણમાંથી જીવતો ગયો તેની લજ્જાથી તું બોલતો નથી કે શું? કાંઇક તો બોલ. હું તારો મનોરથ પુર્ણ કરીશ. એવી રીતે લક્ષમણની સાથે બોલીને ફરી કહે છે કે, રે રે, રાવણ, દુષ્ટાત્મન, ઉભો રહે! ઉભો રહે! તું ક્યાં ચાલ્યો? આ હું તને પરલોકમાં મોકલું છું; એવું બોલી ધનુષ્યનો ટણકાર કરીને ઉભો રહ્યો. એટલામાં સુગ્રીવ આવીને કેહેવા લાગ્યો કે, હે રામ, આ રાત્ર છે. નિશાચરજે રાવણ તે લંકામાં જતો રહ્યો. આ વખત શક્તિ પ્રહાર દુર કરવાનો છે. હે રામ! ધૈર્યને ધારણ કરો. અને રાવણ મુવો એમ સમજો. અને લક્ષમણના ઉપાય કરો. ફરી રામ કેહેવા લાગ્યો કે. સીનુ હરણ થયું, ભાઇ નષ્ટ થયો: તેમ છતાં હજી સુધી રામ જીવતો છે. આ શરીરના સો કટકા શા સારૂ થતા નથી? હે સખે સુગ્રીવ, હે હનુમાન, હે ભામંડલ, હે નલ, હે અંગદ. હે વિરાધાદિક, તમે પોતપોતાના ઘેર જાઓ, સીતાનુ હરણ થવા કરતાં આ લક્ષમણના વધનુ ઘણું દુઃખ થયું છે. હે સખે બિભીષણ, તું પણ હજી સુધી કૃતારથ થયો નથી. પણ કાલે સવારે તારા ભાઇને મારા ભાઇની પાસે મોકલીશ તે તું જોશ. તારૂ કામ કરીને હું લક્ષમણની પાછળ જઇશ. આ મારા પ્રાણપ્રિય લક્ષમણ વિના સીતાને તથા આ જીવિતને શું કરવાનું છે? ત્યારે

બિભીષણ કેહેવા લાગ્યો કે, હે પ્રભો ! ધૈર્ય ધારણ કરો, આ શકિતથી હણા યલો પુરૂષ એક રાત સુધી જીવતો રહે છે. તે માટે જ્યાં સુધી રાત્ર ગઇ નથી ત્યાં સુધી ઉપાયો વિષે યત્ન કરો. એવું સાંભળીને રામે કહ્યું કે ઠીકછે.

એવું કહ્યા પછી સુગ્રીવાદિકોએ વિધાના યોગે લક્ષમાણની આસપાસ ચાર ચાર દરવાજાવાળા સાત કોટ કરયા. તેના પુર્વદ્વાર ઉપર સુગ્રીવ, હનુમાન, તાર, કુંદ, દધિમુખ, ગવાક્ષ, ગવય, એટલા યોદ્ધા ઉભા રહ્યા. ઉત્તર દ્વાર ઉપર અંગદ, કુરમાંગ, મહેંદ્ર, વિહંગમ, સુર્ષણ, ચંદ્રરસ્મી, વૃષભ, એ ઉભા રહ્યા. પશ્ચિમ દિશાના દ્વાર ઉપર નીલ, સમરશીલ, દુર્ધર, સમર્થજય વિજયઅને સંભવ, એ વીરો ઉભા રહ્યા. દક્ષીણ દિશા ઉપર ભામંડલ, વિરાધ, ગજ, ભુવનજીત, નલ, મૈંદ, બિભીષણ, એ ઉભા રહ્યા. રામ અને લક્ષમણને તેમાં બેસાડીને સુગ્રાવાદિક આખી રાત જાગતા રહ્યા. લક્ષમાણને શકિત લાગી એવું જોઇને કોઇએ સીતાને કહ્યું ને સવારના તેનો ભાઇ રામ પણ પોતાના ભાઇની પ્રીતી વડે મરણ પામશે. એવું સાંભળીને હણાયલી વેલીની પઠે જાનકી મુરછા ખાઇને પૃથ્વી ઉપર પડી. તેની ઉપર વિદ્યાધરીઓએ પાણી છાંટીને તેને સાવધ કરી, ત્યારે તે ઉઠીને કરૂણાસ્વરે વિલાપ કરવા લાગી.

હા વત્સ લક્ષમાણ રામને મુકીને તું ક્યાં ગયો ? તારા વિના એક ઘડી પણ રામ રેહેવાને સમર્થ નથી. મજ મંદભાગ્યને ધિ:કાર છે. મારા સારૂ પતિને તથા દેવરને આ વખતે મહાદુ:ખની પ્રાપ્તી થઇ, હે પૃથ્વી મારા ઉપર પ્રસન થઇને મને પેસવાનો જગા આપ. હે હ્દય પ્રાણ નીકળવાને તું તો ફાટ. એ પ્રમાણે મોટા અવાજે રડનારી સીતાને જોઇને અવલોકીની નામની વિદ્યાધરી તેને કેહેવા લાગી કે, હે દેવી, સવારના તારો દેવર જીવતો થશે. અને તે રામની સાથે આંઇ આવીને તને આનંદ કરશે. તેની વાણીએ કરી સીતા છાની રહી ગઇ. અને ચકવીની પઠે સુર્યના ઉદયનુ ચિંતન કરતી થકી આખી રાત જાગતી રહી.

આંઇ રાવણ આજે લક્ષમાણને મારયો. તેથી ઘડીકમાં રાજી થાય; તો ઘડીકમાં ભાઇઓ તથા પુત્ર વગરેના મરવાનુ સાંભાળીને રડવા લાગ્યો. હા વત્સ કુંભકરણ, તું મારો બીજો આત્માજ છે. હે ઇંદ્રજીત, હે મેઘવાહન, તમે બે મારી ભુજા છો. હે જંબુમાલ્યાદિક તમે હાથીની પઠે કેમ બંધાયા! એ પ્રમાણે પોતાના બાંધવનું નવીન બંધન સ્મરણ કરીને તથા ફરી ફરી

મુરછા ખાઇને રાવણ પડવા લાગ્યો.

આંઇ રામના સૈન્યમાં કિલાના દ્વારનો રક્ષક ભામંડલ, તેની પાસે કોઇ એક વિદ્યાધર આવીને કહેવા લાગ્યો કે, તું રામનો મિત્ર હોય તો મને રામ બતાવ. હું લક્ષમણને જીવતો કરવા વિશે ઉપાય કરૂ છું. હું તમારો હિતકારી છું. એવું સાંભળીને ભામંડલ તેનો હાથ પકડી રામની પાસે લઇ ગયો. રામને જોઇ તેણે નમસ્કાર કરયો. પછી વિનંતી કરીને તે કહેવા લાગ્યો કે, સંગીતપુર નામના નગરનો શશિમંડળ નામનો રાજા, તેની સ્ત્રી ન્યુમભા તેના પેટથી હું પ્રતિચંદ્ર નામનો પુત્ર થયો છું. કોઇ એક સમયે ક્રીડા કરવા સારૂ સ્ત્રી સહિત બાહાર જતી વખતે એક સહસ્રવિજય નામના વિદ્યાધરે મને જોઇને તથા પુર્વનુ વેર યાદ કરીને મારી સાથે લડવા લાગ્યો. પછી તેણે મારી ઉપર શક્તિ પ્રહાર કરીને મને પાડયો. ત્યાંથી લોટતો લોટતો અયોધ્યા નગરીમાં ગયો. ત્યાંના મહેંદ્ર નામના ઉપવનમાં તેવીજ દશામાં મને તમારા ભાઇ ભરત રાજાએ જોયો. અને મારી ઉપર સુગંધીનુ પાણી છાંટયું. તે વખતે જેમ ઘરમાંથી ચોર નીકળી જાય. તે પ્રમાણે મારા શરીરમાંથી શક્તિ નીકળી ગઈ. ત્યારે મારૂ શરીર સારૂ થયું. પછી હું આશ્ચર્ય પામીને તે સુગંધીવાળા પાણીનુ મહાત્મ તેને પુછવા લાગ્યો. ત્યારે તેણે મને કહ્યું કે, કોઇ એક વિધ્ય નામનો સાર્થવાહક. ગજપુરથી આંહી આવ્યો હતો. તેનો એક પાડો ઘણા ભારથી રસ્તામાં પડી ગયો. તેના માથા ઉપર પગ દઇને લોક જવા લાગ્યા. તેથી તે મરી ગયો. તે અકામ નિર્જરાના યોગથી શેતંકર નગરનો રાજા થઇને પવન પુત્રક નામનો વાયુ કુમાર નામનો દેવ થયો તે ભવમાં અવધિજ્ઞાન વડે પ્રથમનુ મૃત્યુ જાણીને કોપાયમાન થયો થકો. આ જનપદમાં તથા આ નગરમાં રોગ ઉપજાવવા લાગ્યો. પરંતુ મારા મામાના દેસમાં તથા તેના ઘરમાં વ્યાધી ઉપની નહી તે વખતે વ્યાધી હોવાનુ કારણ દ્રોણ મેઘ નામના મારા મામાને પુછ્યાથી તેણે કહ્યું કે મારી સ્ત્રી પ્રિયંકરા પુર્વે વ્યાધી વડે અતિ પિડાણી હતી. તે ગર્ભીણી થયા પછી તે ગર્ભના પ્રભાવે કરી તે રોગથી છુટી. માસ પુરા થએથી તેને વિશલ્યા નામની એક છોકરી થઇ. પછી કોઇએક સમયે તારા દેશની પઠે મારો દેશ પણ વ્યાધી વડે પીડિત થયો. ત્યારે વિશલ્યાના સ્નાનનુ પાણી છાંટવાથી તે રોગ જતો રહ્યો. કોઇએક સમયે એક સત્યભુતિશરણ મુનિને તેનુ કારણ પુછ્યાથી તેણે વિશલ્યાના પુર્વ જન્મના તપનુ ફળ કહી સંભળાવ્યું.

એના સ્નાના પાણીથી ઘા મટી જાય, શુલનો નાશ થાય. વ્યાધી જતી રહે હવે પછી થનારો જે આનો પતિ લક્ષમણ તે પણ એના થકી જીવતો રહે શે. એવી તે મુનિની વાણીથી, સમ્યક જ્ઞાનીના અનુભવથી તથા તેના સ્નાનના પાણીના પ્રભાવથી બધાઓએ નિશ્ચય કરયો. એમ કહીને દ્રોણમેઘે વિશલ્યાના સ્નાનનુ પાણી મને આપ્યું. તેના પ્રભાવથી મારી ભુમી રોગ રહિત થઈ. અને તેજ પાણી મેં તારા આંગ ઉપર છાંટયું. તેથી તું લગાર વારમાં શક્તિના દુઃખથી તથા બળવાથી મુકાયો. એવી રીતે ભરતની પઠે મને પણ તેનો અનુભવ થયો. ત્યારે જ્યાં લગણ સવાર થઇ નથી ત્યાં લગણ વિશલ્યાના સ્નાનનુ પાણી લાવો. એ કામમાં ઢીલ કરવા જેવી નથી. જલદી કરો. સવાર થઇ ગઈ તો શું કરશો! કોઈ કામ બગડ્યા પછી સુધરતું નથી.

એવુ તેનુ બોલવુ સાંભળીને ભરતની તરફ વિશલ્યાના સ્નાનનુ પાણી લેવા સારૂ ભામંડલ, હનુમાન, અને અંગદ એ ત્રણે જણ જવા નીકળ્યા, રામે ત્યોને જવાની રજા આપી ત્યારે વિમાનમાં બેશીને વાયુના વેગની પઠે અયોધ્યામાં ગયા. ત્યાં ભરતને પોતાના ઘરમાં સુતેલો જોઈ તેને જગાડવા સારૂ ત્યો આકાશમાં ગાયન કરવા લાગ્યા. ભરત રાજા જાગીને તેમને પુછવા લાગ્યો. ત્યારે ભામંડલ નમસ્કાર કરીને તેણે આવવાનુ કારણ કહ્યું કહ્યું છે કે, "વિસ્વાશીને વિસ્વાશીનો ભરોશો હોય છે" ત્યારે ભરત કેહેવા લાગ્યો કે, હુ ગયાથી એ કાર્ય થશે. પછી વિમાનમાં બેશીને કૌતકમંગલ નામના નગરમાં ગયો. ત્યાં જઇ દ્રોણમેઘની પાસે વિશલ્યા માગી. ત્યારે તેણે હજાર સ્ત્રીઓની સાથે લગ્ન કરીને વિશલ્યા આપી. પછી ભામંડલ વિશલ્યાને, તથા ભરતને અયોધ્યામાં મુકીને તે પરિવાર સહિત લંકામાં રામની પાસે આવ્યો, વિશલ્યા સહિત વિમાનમાં ભામંડલને જોઇને સુર્યના ઉદયની ભ્રાંતી થઇ, એટલામાં લક્ષમણની પાસે વિશલ્યા ગઇ પછી તેણે વાસુદેવને સ્પર્શ કરતાં વેતજ દ્રષ્ટિ વડે મહાસર્પીણીની પઠે તેના શરીરમાંથી તે શક્તિની કળીને ત્યાંથી ઉડી. તેને હનુમાને જોઇને જેમ સ્યેનપક્ષી બીજા પક્ષીઓને પકડે, તે પ્રમાણે કુદકો મારીને પકડી. ત્યારે તે દેવતારૂપ શક્તિ કહેવા લાગી કે, મારો દોષ નથી, ધરણેંદ્રે એને દીધી છે, ને પ્રજ્ઞાપ્તી વિદ્યાની હું બેન છું. આ વિશલ્યાના તપનુ તેજ મારાથી સહન થતું નથી. હું નિરપરાધી છું. માટે મને તું મુકી આપ. હવે હું જાઉ છું. એવું સાંભળીને આ

રૂતીએ તેને મુકી દીધી. ત્યારે તે શક્તિ લાજેલીની પઠે અંતરધાન પામી. વિશલ્યાએ ફરી વાસુદેવના આંગ ઉપર હાથ ફેરવ્યું. અને ગોશીર્ષ ચંદન તેના આંગને લગાડયું શક્તિનો તાપ ગયા પછી લક્ષ્મણ સુતેલાની પઠે ઉઠયો. તેને રામે આલિંગન દઇને તેને વિશલ્યાનો વ્રતાંત કહ્યો. તેના સ્નાનનુ પાણી પોતાના માણસોના આંગ ઉપર છાંટયું. તેથી તેવોના ઘા રૂજાઇ ગયા પછી રામની આજ્ઞાએ કરી તે હજાર સ્ત્રીઓ સહિત તેની સાથે લક્ષ્મણ વિવાહ કરયો. ત્યાં વિદ્યાધર રાજાઓએ લક્ષ્માણના જીવન, વિવાહ, જન્મ. ઉત્સવ કરયો.

આંહી દુતના મુખથી લક્ષ્મણ જીવતો થયો એવું સાંભળીને રાવણ વિચાર કરવા લાગ્યો કે. શક્તિના મારથી લક્ષ્મણ તાડિત થયો. તે સવાર થતાંજ મરશે, અને તેના સ્નેહથી રામ પણ મરશે; કપી પણ નષ્ટ થશે, મારા કુભકરણાદિક તથા ઈંદ્રજીતાદિક સર્વ આંહી આવશે, એવો મારો મનોભાવ હતો. પણ દૈવ પ્રતિકુલ હોવાથી લક્ષ્મણ જીવ્યો. હવે કુંભકરણાદિકોને કેમ મુકાવું? એ બ્ય. વાત પોતાના પ્રધાનોને કહેવાથી ત્યો બોલ્યા કે, જાનકીને મુક્યા શિવાય કુંભકરણાદિકો છુટનારા નથી, હમણાં આપણો કલ્યાણ દેખાતો નથી. જે થયું તે સર્વ સારૂ થયું. તેનો શોક કરવો નહી. હવે હે રાવણ, આપણા કુલની રક્ષા કર. રામને થંડો કરયા વિના બીજો ઉપાય નથી. એવું સાંભળીને રાવણે તેનો તિરસ્કાર કરયો. પછી એક દુતને આજ્ઞા કરી કે, તું રામની પાસે જઇને તેને સામ, દામ, દંડ વડે સમજાવ. ત્યારે તે દુતે જઇને સુગ્રીવાદિકે કરી ઘેરાયલા રામને નમસ્કાર કરયો. પછી રાવણની તરફથી બોલવા લાગ્યો. હે રામ, તું મારા પુત્રને અને ભાઇઓને મુકી આપ. એક જાનકી શિવાય બીજું જે કાંઇ માગે તે તને આપું. મારૂ અર્દ્ધ રાજ લે. બીજી ત્રણસે કન્યા તને આપુ. તે લઇને સંતોષ કર. એવું જો માન્ય કરીશ નહી તો પ્રાણનો નાશ કરી લઇસ. એવું રાવણનુ કેહેણ સાંભળીને તે દુતને રામ કહે લાગ્યો. તારી રાજ્ય સંપતી, તથા બીજી સ્ત્રીઓના ઉપભોગની મને ઇચ્છા નથી. રાવણ જો જાનકીનો સત્કાર કરીને તેને પાછી મોકલે, તો તેના ભાઇ તથા પુત્રને હું મુકી દેઉ. તે શિવાયે મુકનાર નથી. ત્યારે ફરી તે દુત બોલવા લાગ્યો કે, હે રામ, સ્ત્રીને માટે પ્રાણ દેવા, એ તને યોગ્ય નથી. રાવણે મારેલો લક્ષ્મણ એકવાર જીવતો થયો. પરંતુ આજ તું અને આ વાનર કેમ જીવતા રહેશો? રાવણ એકલો સર્વને મારવા સમર્થ છે. આ મારાં વચન જરૂર માન્ય કરીને તું પોતે પણ

વિચાર કર, ત્યારે લક્ષ્માણ ક્રોધમાં આવીને તેને કહે છે:— હે દુતાધમ; હુ-
જી સુધી રાવણ પોતાની શક્તિ તથા બીજાની શક્તિ જાણતો નથી, જેના
પરિવારને બંદીખાનામાં નાંખ્યો. હવે માત્ર સ્ત્રી લેવાનુ કરવું બાકી રહ્યું છે
તથાપિ હજી સુધી તે પોતાની બડાઇ કરી રહ્યો છે. અરે ! કેટલી એની હ
લકાઇ! ડાળી તુટેલા વ્રક્ષ મુશળની પઠે એકલો રહે છે, તેમ આ રાવણ
એકલો કેટલાએક દિવશ રહેશે? માટે હે દુત તું જા અને રાવણને યુદ્ધ ક-
રવા સારૂ મોકલ. તેને મારવાને અર્થે યમની પઠે મારા હાથ તઇયાર છે. એ
રીતે લક્ષ્માણ બોલ્યા પછી વાનરાઓએ તેનુ ગળુ પકડીને તેને કાહાડી
મુકયો. તે દુતે જઇને રાવણની પાસે સર્વ વાત કહી. ત્યારે રાવણ પોતાના
પ્રધાનોને બોલાવીને ત્યોને પુછવા લાગો કે, હવે કેમ કરવું? તે કહો. ત્યારે
પ્રધાનો કેહેવા લાગ્યા કે, સીતા આપવી એ યોગ છે. સીતા લાવીને વ્યતિરેક
ફળ જોયું. હવે અન્વય ફલને જો અન્વય અને વ્યતિરેક વડે સર્વ કાર્યની
પરિક્ષા થાય છે. હે દશાનન, તું એકલો વ્યતિરેક પણ રહો. હજી તારા પુ
ત્ર બંધુ ઘણા જીવતા છે સીતા અર્પણ કરવાથી તે બધા બાંધવ છુટશે. પ-
છી તેમના સાથે સુખે કરી રાજ સંપતિનો ઉપભોગ કર. એવું તેનુ બોલવુ
સાંભળીને રાવણ મનમાં અતિ દુઃખી થયો. અને પોતે વિચાર કરવા લા-
ગો કે, બહુરૂપા વિદ્યાનુ સાધન કરવું. એમ મનમાં નિશ્ચય કરીને તથા ક-
ષાય રહિત થઇને રાવણ શાંતિનાથ ચૈત્યના પ્રત્યે ગયો. ત્યાં ઇંદ્રની પઠે ભ-
ક્તિ વડે રાવણે શાંતિનાથ સ્વામીને જળના કળસથી સ્નાત્ર પુજા કરી. ગો-
રોચન ઇત્યાદિકે કરી અંગને અર્ચન કરયું. અને ફુલાદિકે પુજા કરીને તેમની
સ્તુતિ કરી. હે દેવોના દેવ. જગતના રક્ષક, પરમાત્મા શ્રીમાન સોળમા તી
રથંકર શાંતિનાથ હું તમને નમસ્કાર કરૂ છું. હે શ્રી શાંતિનાથ, હે ભગવાન
હે ભવ સમુદ્રતારક, સર્વાર્થસિદ્ધિમંત્ર સ્વરૂપ, તારા નામને નમસ્કાર હોજો. હે
પરમેશ્વર, હે પ્રભો, જે તારી અષ્ટવિધ પુજા કરે છે તેમના હાથોમાં અષ્ટ
અણિમાદિ સિદ્ધિ છે. જે નેત્ર વડે નિત તને જુએ છે તેના નેત્ર ધન્ય છે.
નેત્ર કરી જોયલો જે તું તેને રૂદયમાં ધારણ કરે છે. તેના રૂદય નેત્રથી ધ-
ન્ય છે. હે દેવ. તારા સ્પર્શે કરી જન પવિત્ર થાય છે. જેમ સ્પર્શવેધી ર-
સના યોગે લોખંડનુ સુવર્ણ થાય છે. હે પ્રભો. તારા ચરણ કમળને નમ-
સ્કાર કરવાથી તથા તારી પાસે લોટવાથી મારા કપાળની ગાંઠ શૃંગારતિલક
થશે. પવિત્ર ચંદનાદિક પદાર્થ તને અર્પણ કરવાથી મારી રાજ સંપતી રૂપ

વેલીને નિરંતર ફળ આવો એ પ્રકારે વારંવાર પ્રાર્થના કરીને કેહે છે કે, હે જગતવિભો. જન્મ જન્મમાં તારા વિષે મારી ભક્તિ હોજો. એવી શાંતિનાથ ની સ્તુતિ કરીને તેની સામે રત્નની શિળા ઉપર રાવણ બેઠો. પછી અક્ષમાળા હાથમાં લઇને તે વિદ્યા સાધન કરવાનો આરંભ કરયો. તે વખતે મંદોદરીએ યમદંડ નામના દ્વારપાલને આજ્ઞા કરી કે, આજથી આઠ દિવશ સુધી લંકામાં બધાંઓએ અષ્ટાહિક મહોત્સવ કરવો. જે નહી કરસે તેનુ માથુ કાપી નાંખ્યામાં આવશે, એવી થાળી પીટાવ. એવુ સાંભળીને દ્વારપાલે આજ્ઞા પ્રમાણે નગરમાં થાળી પીટાવી. તે સાંભળીને એક ખબર વાળાએ આવીને સુગ્રીવને કહ્યું તે સાંભળીને સુગ્રીવ રામને કેહેવા લાગો કે, હે સ્વામીન જ્યાં સુધી બહુરૂપા વિદ્યા સિદ્ધ થઇ નથી ત્યાં સુધી દશાનન સાધ્ય છે. એવું સાંભળીને રામ હસીને કહે છે કે. શાંતિનાથના ધ્યાનમાં બેઠેલા રાવણને કેમ પકડું ? હું તેના જેવો કપટી નથી. એવાં રામનાં વચનો સાંભળીને રામને ન સમજતાં અંગદાદિક રાવણની વિદ્યાનો નાશ કરવા સારૂ ગયા. ત્યાં તેમણે ઘણો ઉપદ્રવ દીધો. તથાપિ રાવણ ધ્યાનથી લગારે ડગો નહી ત્યારે અંગદ બોલ્યો કે, હે રાવણ રામથી ડરીને તેની શરણે ન આવતાં આ શું પાખંડ કરવા બેઠો છે ? મહાપતિવ્રતા માહા સ્વામીની સ્રી સીતાને તેં હરણ કરી પરંતુ હમણાં તારી સામે તારી મંદોદરીનુ હું હરણ કરૂ છુ એમ કહીને હાથે કરી કેશ પકડીને તેને ખેંચવા લાગો ત્યારે તે અનાથની પઠે કરૂણાસ્વરે કરી રડવા લાગી. તથાપિ ધ્યાનમાં બેઠેલા રાવણે તેની સામે જોયું નહી. તે વખતે તે વિદ્યા સિદ્ધ થઇ તેના યોગે આકાશ પ્રકાશમાન થયું. તે વિદ્યા આવીને કહેવા લાગી કે, હે રાવણ. હુ તને સિદ્ધ થઇ, તારૂ શું કામ છે ? તે કહે. આખુ જગત તને સ્વાધીન કરી દઉ. પછી તારે લક્ષ્મણની તે શું કથા ? ત્યારે રાવણ તેને કહેવા લાગો કે સર્વ તું કરશે. પરંતુ જે વખતે તારૂ સ્મરણ કરૂ ત્યારે તું આવજે. આ વખતે પોતાના ઠેકાણે જા. એવુ સાંભળીને તેજ વખતે તે અંતરધ્યાન થઇ. ત્યારે સર્વ વાનર ત્યાંથી પોત પોતાના સ્થાનકે ગયા.

પછી રાવણે મંદોદરી અને અંગદની વાત સાંભળીને અહંકારે કરીને મોટો હુંકારો કરયો પછી રાવણ સ્નાન ભોજન કરીને દેવરમણોદ્યાનમાં ગયો ત્યાં સીતાને કેહેવા લાગો કે મેં ઘણા દિવસ વિનય વડે તારી પ્રાર્થના કરી હવે હું વિનય ન કરતાં તારો પતિ તથા દેવર મારીને બલાત્કારે તારો

ઉપભોગ લઈશ. એવી વીષ જેવી તેની વાણી સાંભળીને તથા મુર્છીત થઇ ને નીર આશાની પઠે જાનકી પ્રથવી ઉપર પડી. કેટલાએક વખત પછી સાવધ થઈને આવો નિયમ કરયો કે, રામ લક્ષમાણ જો મુવા તો તે દિવશ થી હું અનશણ વ્રત લેઈશ. એવું સાંભળીને રાવણ મનમાં વિચાર કરવા લાગ્યો કે; રામના વિષે એનો સ્વભાવિક સ્નેહ છે, એને મારા વિષે પ્રીતી સ્થલછે પથર ઉપર કમલને રોપવા જેવીછે, મેં બિભીષણની અવજ્ઞા કરી તે સારૂ કરયું નહી. તેમજ મેં મંત્રાનોનુ પણ માન્યુ નહી. કુલને કલંક લગાડયું. હવે જો આને હું મુકું તો મને અવિચારપણુ આવે, અને રામના પરાક્રમથી મુકાશે તો મારી અપકીરતી થશે. તેથી રામ લક્ષમાણને બાંધી ને આંઇ લાવ્યાથી તેમને સીતા સ્વાધીન કરયાથી મારી કીરતી થશે. એવો નિશ્ચય કરીને તે રાત્ર ગયા પછી સવારના અપશુકન થયા. તેને ન માનતાં રાવણ યુદ્ધ કરવા નીકળ્યો. ત્યારે રામ અને રાવણના સૈન્યમાં યુદ્ધ આલ્યુ. તેમાં સુભટોની ભુજાઓના શબ્દોથી દિગજ ત્રાસ પામવા લાગ્યા. તે વખતે લક્ષમણે રાક્ષસોના સૈન્યનુ નાશ કરીને બાણે કરી દશકંધરને ખુબ મારયો.

એવો લક્ષમણનો પરાક્રમ જોઈને રાવણ શંકા પામ્યો. ત્યારે તેણે બહુરૂપા વિધાનુ સ્મરણ કરયું. તેરીજ તે રાવણની સામે ઉભી રહી. તેના યોગે રાવણે પોતાના અનેક રૂપો કરયા. તે વખતે પ્રથવી ઉપર, આકાશમાં પોતાની પાછળ, તથા આગળ. નાના પ્રકારે શસ્ત્રનો વરશાત કરતા રાવણને લક્ષમણે જોયો, ત્યારે તેટલા સર્વ રૂપોને એકલા લક્ષમણે તીક્ષણ બાણો વડે મારયો. તે બાણોથી રાવણ વિકલ થઈને અર્દ્ધચક્રીપણાના ચિન્હરૂપ ચક્રનું તેણે સ્મરણ કરયું. તે આવ્યાથી તેને આકાશમાં ફેરવીને રાવણે લક્ષમણ ઉપર નાંખ્યું. તે ચક્ર આવીને લક્ષમણને પ્રદક્ષિણા કરીને ઉધ્યાચળ પર્વતની શિખર ઉપર સુર્યની પઠે લક્ષમણના હાથમાં આવી રહ્યું. ત્યારે રાવણ ખેદને પામીને વિચાર કરવા લાગ્યો કે, મુનિનાં વચન સાચાં થયાં. બિભીષણાદિકોનુ બોલવુ ખરૂં થયું. એવી રીતે રાવણ શોકાતુર થયો તેને જોઇને બિભીષણ કેહેવા લાગ્યો કે, હે રાવણ, હજી તને જો જીવતાં રહેવુ હોય તો જાનકીને મુક. ત્યારે રાવણ ક્રોધમાં આવીને કહેવા લાગ્યો કે, રે, આ ચક્રજ મારૂ અસ્ત્ર છે કે, આ ચક્ર સહિત શતરૂને મુઠથી હું મારી નાંખીશ, એમ બોલે છે એટલામાં તેજ ચક્રથી લક્ષમણે રાવણનુ હૃદય કોલ્હાની પઠે કાપી

નાખ્યું. જેઠ મહીનાના ક્રષ્ણ પક્ષની એકાદશીના દિવશે ચોથા પ્રહરે રાવણ મરણ પામ્યો. ને તીહાંથી તે ચોથી નરકમાં ગયો. તે વખતે દેવોએ જય જય શબ્દ કરીને લક્ષ્માણની ઉપર ફુલોની વ્રષ્ટી કરી. તે સમે વિદ્યાધરો ઘણા ખુશી થવા લાગ્યા. અને રાક્ષસો શોક કરવા લાગ્યા. એ પ્રમાણે રાવણનુ મૃત્યુ લક્ષ્મણને હાથે થયું.

## इत्याचार्य श्री हेमचंद्र विरचिते श्री राम लक्षमण चरित्रे



# અથ શ્રી આઠમો ખંડ પ્રારંભતે



પોતાનો સ્વામી રાવણ મરણ પામ્યો. તે જોઇને રાવણનું સૈન્ય ભયભીત થઇ ગભરાવવા લાગ્યું તેવારે તેવોની પાસે જઇને બિભીષણ સમજાવવા લાગ્યો કે, આ રામ લક્ષ્મણ આઠમા બળદેવ વાસુદેવ છે, તમે એથની શરણે જાઓ. એવું સાંભળીને સર્વ રાક્ષસો રામ લક્ષ્મણની શરણે ગયા. તેમની ઉપર રામ લક્ષ્મણે કૃપા કરી. કહ્યું છે કે, "ધીર પુરૂષોની પ્રજા ઉપર સમદ્રષ્ટિ હોય છે." પછી બિભીષણે ભાઇ મુવો એમ જાણીને શોકના આવેશથી મરવા સારૂ એક છુરી હાથમાં લીધી. ને તે પેટમાં ખોસવાનો વિચાર કરે છે, એટલામાં રામે તેને પકડી લીધો પછી બિભીષણ મંદોદરી સહિત રાવણની પાશે જઇને હા, ભાઇ, હા, ભાઇ! એવી રીતે કરૂણા સ્વરે કરી રડનારો જે બિભીષણ, તેને લક્ષ્મણે તથા રામે આગળ થવાના પ્રકારનો બોધ કર્યો. સંગ્રામમાં જેની આગળ દેવ પણ ભયને પામ્યા. એવા પરાક્રમી રાવણનો શોક કરવો યોગ નથી આ શુરવીરપણાએ મુવો તેથી જગતમાં એની કીર્તિ થઇ છે. માટે હવે એની પ્રેતક્રીયા કરો. રડવાથી શું થવાનું છે. એમ કહીને નાગપાશાદિકે બંધા યલા જે કુંભકરણાદિક વીરો, તેમને મુકીને રામે સારી રીતે સમજાવ્યા.

પછી બિભીષણ, કુંભકરણ, ઈંદ્રજીત, મેઘવાન તથા મંદોદરી આદિક બીજા રાક્ષસો ગોરોચન, કપુર, અગરૂ, ઇત્યાદિકે કરીને રાવણનો અંગસંસ્કાર કર્યો. રામે પદ્મ સરોવર ઉપર આવીને સ્નાન કરયું. તેમજ કુંભકરણાદિકોએ પણ સ્નાન કરીને પછી લક્ષ્મણની સાથે રામ, કુંભકરણાદિકને કહેવા લાગ્યો કે, પ્રથમની પઠે હવે પણ તમે પોત પોતાના રાજ કરો. તમારી રાજ લક્ષ્મી અમારે લેવી નથી. તમારૂ કલ્યાણ થાઓ. એવું રામ બોલ્યા પછી એક વખતેજ શોક અને આશ્ચર્યે કરીને કુંભકરણાદિક બોલવા લાગ્યા. હે મહાભુજ, આ મોટા રાજથી અમને કાંઇ પ્રયોજન નથી. અમે તો મોક્ષ આપનારી દિક્ષા માર્ગ લઇએ છીએ, હમણાં કુસુમાયુધોદ્યાનમાં અપ્રમેયબલ નામના ચતુરજ્ઞાની એક મુનિ આવ્યા છે, ત્યાંજ તે રાત્રે તેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે. તે વખતે દેવોએ કેવળજ્ઞાન મહોત્સવ કરયો. એવું સાંભળીને સ-

વારના રામ, લક્ષ્મણ તથા કુંભકરણાદિક ત્યાં આવીને તથા તેમને વંદના કરીને, તેમની પાસે ધર્મ સાંભળ્યો. દેશનાની સમાપ્તી થયા પછી ઈંદ્રજીત અને મેઘવાહનને વેરાગ ઉપનાથી. તેવો મુનિને પુર્વ જન્મની વાત પુછવા લાગ્યા. ત્યારે તે મુનિ તેમને કેહેવા લાગ્યા.

ભરતક્ષેત્રમાંની કોશાંબી નામની નગરીમાં પ્રથમ તથા પશ્ચિમ નામના અતિ દરિદ્રી તમે બેઉ ભાઇ થયા. એક વખતે ભવદત્ત નામના મહામુનિ પાસે ધર્મ સાંભળીને તેમણે દિક્ષા લીધી. પછી કષાયને તજીને મુનિ વિહાર કરવા લાગ્યા. કોઇ એક સમયે તે બેઉ જણ કોશાંબી નગરીમાં આવ્યા. ત્યાંના નંદીઘોષ નામના રાજાને પોતાની સ્ત્રી ઇંદુમુખી સહિત ક્રીડા કરતાં જોઇને. પશ્ચિમ નામના મુનિએ નિયાણો બાંધ્યો કે, આ તપના યોગે આવી ક્રીડા કરનારાનો હું પુત્ર થાઊં, તેને બીજા સાધુએ વારયો તથાપિ તે નિદાન તેનો પાકો બંધાઇ ગયો. તેથી મરણ પામ્યા પછી તે પશ્ચિમ તેજ રાજાનો રતિવર્ધન નામનો પુત્ર થયો. તે હરી યોવન અવસ્થા પામીને રાજ ઉપર બેઠો. પછી તે પિતાની પઠે સ્ત્રીની સાથે ક્રીડા કરવા લાગ્યો. અને બીજો મુનિ કાળ કરી ગયા પછી નિદાન તપના યોગે પંચમકલ્પ દેવલોકમાં એક પરમ મહર્દ્ધીક દેવ થયો, તેણે અવધિજ્ઞાન વડે પોતાના પુર્વ જન્મના ભાઇની ઉત્પતી જાણીને તેને બોધ કરવા સારૂ તે દેવ મુનિના વેષે ત્યાં આવ્યો. તેને જોઇને રતિવરધન રાજાએ આસન ઉપર બેસાડયો. પછી બંધુના સ્નેહે કરીને મુનિએ પોતાનો તથા તેનો પુર્વ ભવ કહી સંભળાવ્યો. ત્યારે રાજાને જાતિ સ્મરણ જ્ઞાન થયું. તેથી વૈરાગને પામીને તેણે દિક્ષા લીધી. ત્યાંથી કાળ કરીને વિદેહ ક્ષેત્રને વિષે, વિબુદ્ધ નામના નગરમાં તમે બેઉ ભાઈ રાજા થયા તે રાજ મુકીને તમે દિક્ષા લીધી કાળે કરી દેહત્યાગ કરીને અચ્યુત દેવલોકમાં ગયા. ત્યાંથી આવીને આ પ્રતિવિષ્ણુ જે રાવણ, તેના ઘેર ઇંદ્રજીત તથા મેઘવાહન એવા તમે બેઉ પુત્ર થયા. અને રતિવરધનની માતા ઇંદુમુખી પણ ઘણા ભવ ફરીને તમારી માતા મંદોદરી થઇ, એ વાત કુંભકરણાદિક અને મંદોદરી આદિકે સાંભળીને તેજ વખતે તે સાધુની પાસે દિક્ષા લીધી. પછી રામ લક્ષ્મણ અને સુગ્રીવ તે મુનિને નમસ્કાર કરીને તથા ચોપદાર બિભીષણને આગળ કરીને તેણે દેખાડેલા મારગમાંથી લંકામાં ગયા. ત્યાંથી પુષ્પગીરી પર્વત ઉપર ઉપવનમાં ગયા. ત્યાં હનુમાનના કહ્યા પ્રમાણે રામે સીતાને દીઠી.

તે વખતે પોતાના પ્રાણની પઠે સીતા પાસે જઇને હું હમણાંજ જી-

વ્યો એમ જાણ્યું. એટલામાં આકાશમાં સિદ્ધ અને ગંધર્વ સીતાનો જય થાઓ એમ બોલવા લાગ્યા. લક્ષ્મણે આંખોમાં પાણી આણીને સીતાના પગ ઉપર માથુ રાખ્યું. ત્યારે ચીરંજીવો ઘણા કાલ આનંદ પામો, તારો ઘણા કાળ જય થાઓ, એવો સીતાએ તેને આશીરવાદ દીધો. અને તેના મસ્તકનુ ચુંબન કરયું. તેમજ ભામંડલે પણ નમસ્કાર કરયા પછી સીતાએ તેને આશીરવાદ દીધો. ત્યાર પછી સુગ્રીવ, બિભીષણ, હનુમાન; અંગદ, અને બીજા વિદ્યાધરોએ પોત પોતાનાં નામ કહીને જાનકીને નમસ્કાર કરવા લાગ્યા. સીતાએ તેમનો સત્કાર કરયો તે સમયે પુનિમના ચંદ્ર વડે જેમ કુમુદની શોભે તેમ રામના દરશનથી સીતા શોભવા લાગી પછી સીતા સહિત રામ, ભુવનલંકાર નામના હાથી ઉપર બેસીને તથા સુગ્રીવાદિકોને સાથે લઇને, રાવણના ઘેર ગયા, ત્યાંથી હજાર મણિસ્થંભે કરી યુકત શાંતિનાથના ચૈત્યની વંદના કરવા સારૂ ગયા. તે વખતે બિભીષણે લાવી આપેલાં ફુલો વડે સીતા લક્ષ્મણ સહિત રામે શાંતિનાથની પુજા કરી. પછી બિભીષણે પ્રાર્થના કરયાથી તેના ઘેર જઇને પરિવાર સહિત રામે સ્નાન તથા ભોજનાદિક કર્યું. ત્યારે રામને સિંહાસનની ઉપર બેસાડીને બિભીષણે બે વસ્ત્રો ઓઢવાને આપ્યાં, પછી હાથ જોડીને કહેવા લાગ્યો કે, આ રત્નોના તથા સોનાના કોશો આ હાથીઓ તથા ઘોડાઓ આ રાક્ષસદ્વીપ એ સર્વ તમે લ્યો, હું તમારો શેવક છું, તમારી આજ્ઞાથીજ હું તમને રાજ ઉપર બેસાડુ છું. મારી ઉપર પ્રસન થઇને આ લંકાપુરીને અને મને તમે પવિત્ર કરો. એવું બિભીષણનુ બોલવું સાંભળીને તેને રામ કેહેવા લાગ્યો કે, આ લંકાનુ રાજ મેં પ્રથમજ તને આપ્યુ છે, તું ભક્તિમાં મોહિત થઇને ભુલી ગયો કે શું? એમ કહીને રામે તેજ વખતે બિભીષણને લંકાના રાજ ઊપર બેસાડયો, ત્યાર પછી સુધરમા સભામાં ઇંદ્રની પઠે લક્ષ્મણાદિક સહિત રામ રાવણના ઘેર આવ્યો. સિંહોદરાદિક રાજાઓની કન્યાઓને વિવાહ કરવા સારૂ રામની રજાથી લાવ્યા, તે કન્યાઓએ પોત પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે યથાવિધી રામ તથા લક્ષ્મણની સાથે લગ્ન કરયું, ત્યાં નિરવિધ્નપણે ઉપભોગ ભોગવીને રામ તથા લક્ષ્મણે ૭ વર્ષ કહાડયાં એવા સમયમાં વિંધ્યાચલ પર્વત ઉપર ઇંદ્રજીત અને મેઘવાહન સિદ્ધિને પામ્યા, ત્યાં મેઘરથ નામનુ તીર્થ થયું. અને નર્મદામાં કુંભકરણ સિદ્ધિ પામ્યો, પૃષ્ઠરક્ષિત તીર્થ થયું

અયોધ્યામાં રામ તથા લક્ષ્મણની માતાઓને પોતાના પુત્રની વાત નહી

કળવાથી અતિ દુઃખને પામી. ત્યારે ધાતકીખંડથી નારદ ત્યાં આવ્યો. તેણે તેમને પુછયું કે, તમે દુખી શા સારૂ છો? ત્યારે કૌશલ્યા કહેવા લાગી કે, સીતા સહિત રામ તથા લક્ષમણ પિતાની આજ્ઞાથી વનમાં ગયા. ત્યાં સીતાનુ હરણ થયાથી લંકામાં ગયા, પછી રાવણસાથે યુદ્ધ થયું. તેમાં રાવણે લક્ષમણ ઉપર શકિત નાખી. તેનુ શલ્ય કાહાડવા સારૂ વિશલ્યાનેલઇ ગયા ત્યાર પછી શું થયું તેની ખબર નથી, અમારો પુત્ર લક્ષમણ જીવતો છે કે નહી? એમ કહીને હે વત્સ, હે વત્સ, એવા કરૂણાસ્વર વડે સુમિત્રા સહિત રડવા લાગી. ત્યારે ત્યોને નારદ કહેવા લાગ્યો કે, તમે ધીર ધરો. તમારા પુત્રોને હું જોઇને તેમને આંઇ લાવું છું. એવી પ્રતિજ્ઞા કરીને નારદ આકાશ માર્ગે ઉડયો. લોકોના મુખ થકી સાંભળેલો સર્વ વ્રતાંત પોતાના મનમાં રાખ્યુ. પછી રામની પાસે આવ્યાથી રામે તેનુ આદર સત્કાર કર્યું અને યોગ્ય આસન ઉપર બેસાડીને તેને પુછવા લાગ્યો કે, આંહી આવવાનુ કારણ શું છે? એવું પુછયાથી નારદે રામની માતાઓનુ દુઃખ કહી સંભળાવ્યું ત્યારે રામ બિભીષણને કહેવા લાગ્યો કે, હું મારી માતાઓનુ દુઃખ ભુલી જઇને તારી ભકિતથી ઘણા દિવશ આંહી રહ્યો. અમારા વિરહના દુઃખથી ત્યો જ્યાંલગણ મરી ગયાં નથી ત્યાં લગણ અમને ત્યાંજવું જોઇએ માટે હવે અમને રજા આપ. ત્યારે બિભીષણ નમસ્કાર કરીને કહે છે કે, અયોધ્યા નગરીને શિલ્પિઓ પાસેથી સુધારવાને આજથી હું લાગુ છું. તેને દિન સોળ લાગશે. તે કામ થઇ રહ્યા પછી તમે સુખે પધારજો. ત્યારે રામે કહ્યું કે ઠીક છે, પછી બિભીષણે કારીગરો પાસેથી સોળ દીવશમાં અયોધ્યા નગરી લંકાના જેવી કરાવી. ત્યારે નારદ રામની પાસેથી આદર સત્કાર પામીને ત્યાંથી ગયો. તે અયોધ્યામાં આવીને રામની માતાઓને તેમનાપુત્ર આવવાનો મહોત્સવ નિવેદન કરયો. સોળમા દિવશે સ્ત્રિયો સહિત ઇશાન ઇંદ્રની પઠે રામ લક્ષમણ ઘણા વિમાનોમાં બેશીને નીકળ્યા. સાથે બિભીષણ, સુગ્રીવ, ભામંડલ, તથા રાજાદિક લઇને ક્ષણ માત્રમાં અયોધ્યા નગરીમાં રામ લક્ષમણ આવ્યા. તેમને દુરથી પુષ્પક વિમાનમાં બેશીને આવે છે. એમ જોઇને શતરૂઘન સહિત ભરત હાથી ઉપર બેશીને તેમની સામે આવ્યો. તેને જોઇને જેમ ઇદ્રની આજ્ઞાથી પાલક વિમાન નીચે ઉતારે તેમ રામની આજ્ઞાથી પુષ્પક વિમાન પ્રથ્વી ઉપર ઉતરયું. ત્યારે પ્રથમ ભાઇ સહિત ભરત હાથી ઉપરથી ઉતરયો. પછી આનંદ સહિત રામ તથા

લક્ષમણ પુષ્પક વિમાનમાંથી ઉતર્યા. તેવારે ભરતે રામને નમસ્કાર કરયો. તેને પગમાંથી ઉઠાડીને વારંવાર તેનુ મસ્તક ચુંબન કરયું તેમજ શતરૂઘને પણ નમસ્કાર કરયા પછી તેને ભરતની પઠે ઉઠાડીને વસ્ત્ર વડે તેની આં-ખોમાંના આંસુ લુછીને આલિંગન કરયું. તેમજ લક્ષમણે પણ નમસ્કાર કરનારા જે ભરત અને શતરૂઘન તેમને આલિંગન કરયું. પછી તે ત્રણ ભાઇઓ સહિત રામ પુષ્પક વિમાનમાં બેશીને અયોધ્યામાં આવવા સારૂ વિ માનને આજ્ઞા કરી. તે વખતે આકાશમાં અને પૃથ્વી ઉપર વાજાં વાગી રહ્યાં હતાં, એવા નાટારંભે કરીને રામ અયોધ્યા નગરીમાં ગયા ત્યારે જે મ મેઘને મોર જુવે તેની પઠે નગરીના લોકો ઉપર માથુ કરીને આંખો ની પાપણો ન લવતાં એક સરખા રામની સામે જોવા લાગ્યા. રસ્તામાં ઠે-કાણે ઠેકાણે લોકોએ અર્ધ પાદ્યાદિક વડે તેમની પુજા કરી. પછી રામ લ-ક્ષમણ પુષ્પકવિમાનમાંથી ઉતરીને માતાના ઘરમાં ગયા. ત્યાં કાશલ્યા તથા સુમિત્રાદિકોને નમસ્કાર કરયો. ત્યારે ત્યોએ આશીરવાદ દીધો. તેમજ સી-તા તથા વિશલ્યાદિક સ્ત્રીઓએ પણ ઘણા ઉમંગે અપરાજિતાદિક સાસુઓને નમસ્કાર કરયો. ત્યારે તેમણે એવો આશીરવાદ દીધો કે, અમારી પઠે વીર પુરૂષને જાણનારી તમે થાઓ. પછી કોશલ્યા લક્ષમણના અંગ ઉપર હાથ ફેરવીને તથા મસ્તક ચુંબન કરીને તેને કહેવા લાગી કે, હે વત્સ, મેં મો-ટા ભાગ્યે કરી તને જોયો. વિદેશમાં જઇને તથા ત્યાં પોતાનું વિજય કરીને પાછો આંહી આવ્યો તેથી હું એમ જાણું છું કે, તારૂ ફેરી જન્મ થયું. તારી [illegible] રામ અને સીતાએ વનમાંના દુઃખને લોટયું. એવું સાંભળીને લક્ષમણ બોલ્યો કે, હે માતા, રામ અને સીતાએ મારૂ તારી પઠેજ વનમાં પાલન કરયું. તેને લીધેજ હું વનમાં સુખે કરી રહી શકયે. ત્યાં મારી વ ર્તણુકથી રામની સાથે વેર બંધાયું. તેથીજ સીતાને દુઃખ થયું. હે દેવી, ઘણું તો શું કહું ? પણ તમારા આશીરવાદે કરી વેરસાગર તરીને પોતાના પરિવાર સહિત રામ ફરી આંહી આવ્યો, એ મોટો ભાગ્ય સમજવો ત્યાર પછી ભરતે અયોધ્યામાં મોટો ઉત્સાવ કરાવ્યો. અને પોતે રામની પાસે શેવક થઇને રહ્યો,

કોઇ એક સમયે રામને નમસ્કાર કરીને ભરતે કહ્યું કે, હે આર્ય, તારી આજ્ઞાથી આજ દિવશ સુધી આ રાજ મેં કરયું. નીકર હું તો દશ રથ રાજાની સાથેજ દિક્ષા લેતો હતો. પરતુ વડીલની આજ્ઞા રાજનુ પા-

લન કરવા વિશે થઇ તેથી આજ દિવશ સુધી રહ્યો. હવે મને દિક્ષા લેવાને આજ્ઞા આપો. આ સંસારથી હું વિરકત થયો છું. તેથી હવે હું આંહી રહેવાને સમર્થ થનાર નથી. એવું ભરતનુ બોલવું સાંભળીને રામની આંખોમાં આંસુ આવ્યાં, ને તેને કહેવા લાગ્યો કે, હે વત્સ તું આમ કેમ બોલે છે? આ રાજ તુંજ કર. તારી ઉત્કંઠાથી હું આંહી રહીશ રાજ સહિત અમને મુકીને જવું તને યોગ્ય નથી. એવો રામનો આગ્રહ જાણીને ભરત રામને નમસ્કાર કરીને ત્યાંથી ઉઠ્યો. એટલામાં લક્ષમણે તેનુ હાથ પકડી લીધું. ભરતની દિક્ષા લેવાની સીતા તથા વિશલ્યાદિકે વાત સાંભળીને તેને દિક્ષાનો આગ્રહ મુકાવવા સારૂ વિચાર કરીને જલક્રીડા કરવાને ભરતની પ્રાર્થના કરી. તે સ્ત્રીઓના આગ્રહથી અંતઃપુર સહિત ભરત ક્રીડા કરવા સારૂ ગયો. જો પણ પોતે વિરકત હતો, તો પણ તેમની સાથે બે ઘડી સુધી જલક્રીડા કરી. પછી જલમાંથી બાહાર નીકળીને તીર ઉપર હંસની પઠે ભરત રાજા ઉભો રહ્યો. એટસામાં ભુવનાલંકાર હાથી સ્થંભ ઉખાડી ભરત પાસે ગયો. તે મદે કરી અંધળો હતો. તથાપિ ભરતને જોતાંજ મદરહિત થઇ ગયો. તેમજ તેના દરશન થકી ભરત પણ આનંદને પામ્યો. ત્યારે તે ઉપદ્રવ કરનારા હાથીને બાંધવા સારૂ રામ લક્ષમણ તથા બીજા સુભટો આવ્યા. પછી રામની આજ્ઞાથી માવંતે પકડીને હાથીને સ્થંભની પાસે આણ્યો. ત્યાં દેશભુષણ અને કુલભુષણ એ બે મુનિ આવ્યા. તેમને વંદન કરવા સારૂ પરિવાર સહિત રામ, લક્ષમણ, અને ભરત એ ત્રણે જણ આવ્યા. તે વખતે તેમને નમસ્કાર કરીને રામ પુછવા લાગ્યો કે, મારો હાથી ભરતના દરશનથી મદ રહિત કેમ થયો? ત્યારે દેશભુષણ કેવળ જ્ઞાનના પ્રભાવે કેહેવા લાગ્યો.

પુર્વે રૂષભસ્વામીની સાથે ચાર હજાર રાજાએ દીક્ષા લીધી. તેમાં રૂષભસ્વામી આહાર મુકીને તથા મોન ધારણ કરીને વિહાર કરવા લાગ્યા. તેથી તેમની સાથેના સર્વ તાપસ આહાર શિવાય દુઃખી થયા. ત્યોમાં પ્રલ્હાદનસુપ્રભ રાજાના, ચંદ્રોદય, તથા સુરોદય એ નામના બે તાપસ પુત્ર હતા. તે ઘણા કાળ ભવ ફરીને તેમાંનો ચંદ્રોદય ગજપુરના હસ્મતિ રાજાની સ્ત્રી ચંદ્રલેખાના ઉદરથી કુલંદર નામનો પુત્ર થયો. અને સુરોદય પણ ત્યાંજ વિસ્વભુતિ બ્રાહ્મણની અગ્નિકુંડા નામની સ્ત્રીના પેટે શ્રુતિરતિ નામનો પુત્ર થયો. પછી તે કુલંકર રાજ્ય ઉપર બેશીને કોઇએક દિવશે તાપસના આશ્ર

મમાં ગયો. તેને અવધિજ્ઞાની અભીનંદન સાધુ કહેવા લાગ્યા કે, આ આ શ્રમમાં પંચાગ્નિની સાધન કરનારા એક તપસ્વીએ બાળવાને માટે લાકડા આણ્યાં છે તેમાં એક સર્પ છે. તે તારા પુર્વ જન્મમાંનો ક્ષેમંકર નામનો તારો પિતામહ (બાપનો બાપ) છે. માટે તે લાકડાં ચીરીને તે સર્પની તું રક્ષા કર. એવું તે મુનિનુ બોલવું સાંભળીને તથા દુઃખીત થઇને કુલંકરે તે લાકડાં ફોડાવ્યાં. તેમાંથી તે સર્પ નીકળ્યો તેને જોઇને વિસ્મય થયો. તે વ ખતે કુલંકર રાજાના મનમાં આવ્યું કે, દીક્ષા લેવી. એટલામાં સુતિરતિ બ્રાહ્મણ તેને કેહવા લાગ્યો કે, હે રાજન એ ધર્મનુ નામ શું? જો તારો આ ગ્રહ હોય તો મોટી અવસ્થામાં દીક્ષા લેજે. હમણાં શા સારૂ દુઃખ ભોગવે છે? તેનુ એવું બોલવું સાંભળીને દીક્ષા લેવાનો આગ્રહ મુકયો. અને વિચાર કરવા લાગ્યો કે, હવે શું કરૂં? તેની સ્ત્રી શ્રીદામા તેજ ઉપાધ્યાયની સાથે લાગેલી હતી,તેણે વિચાર કરયો કે, આ કર્મ જો રાજા જાણશે, તો તે અ મને મારી નાખશે. એટલામાં હુંજ એને મારી નાંખુ તો પીડા જાય. એ- વો વિચાર કરીને ઉપાધ્યાયની સલાહથી રાજાને વિષ દઇને મારયો ત્યાર પછી કાલાંતરે તે સુતિરતિ નામનો બ્રાહ્મણ પણ મરી ગયો તે બેઉ ઘણા કાળ ભવ ભટકીને નાના યોનીઓમાં ગયા.

કોઇએક સમયે રાજગૃહ નગરમાં કપિલ નામના બ્રાહ્મણની સ્ત્રી સા- વિત્રીના પેટે તે જોડલા વિનોદ અને રમણ એ બે પુત્ર થયા. તેઓમાંનો રમણ વેદાધ્યન કરવા સારૂ દેશાંતરે ગયો, ત્યાં વેદ શીખીને કેટલાએક કાળ પછી રાજગ્રહ નગરમાં રાત્રના સમયે આવ્યો. તે વખતે નગરમાં જવાનો સમય ન હોવાથી તે બાહેરજ રહી ગયો. ત્યાં એક યક્ષના મંદિરમાં તે સુ તો; તે ઠેકાણે વિનોદની સ્ત્રી શાખાદત્ત નામના બ્રાહ્મણના સાથે સંકેત ક- રીને રાતના આવી, તેની પાછળ વિનોદ પણ આવ્યો. તે વખતે રમણને શાખાદત્ત જાણી ભોગ ભોગવવા સારૂ તે રમાયણ થઈ. પછી વિનોદે ખડ- ગે કરીને તેને મારી નાંખ્યો. ત્યારે રમણની ઇચ્છા કરનારી જે તે શાખા તેણે વિનોદને મારી નાંખ્યો. તે વિનોદ ઘણા કાળ ભવ ભટકીને એક ધન નામના વિશ્વશેઠનો પુત્ર થયો, રમણ પણ કાળ કરીને તે ધનની સ્ત્રી લ- ક્ષ્મીના પેટે ભુષણ નામનો પુત્ર થયો. તેણે ધન શેઠની આજ્ઞાથી બત્રીસ કન્યાઓની સાથે વિવાહ કર્યો. એક વખતે તે સ્ત્રીઓની સાથે ક્રીડા કરતો છતાં રાત્રના ચોગઠા ઉપર બેઠો; પાછલી રાતના એક શ્રીધર મુનીને કેવળ

જ્ઞાન ઉપન્યું, તેનો ઉત્સાહ દેવતાઓએ કર્યો. તે જોઈને તેને ધર્મનો પરિ-
ણામ થયો; તેજ વખતે ત્યાંથી ઉઠીને તે સાધુને વંદના કરવા સારૂ ચાલ્યો.
તે વખતે માર્ગમાં એક સર્પે તેને ડંશ કર્યો. તે વખતે તેના પરિણામ સારા
હોવાથી કાળ કરીને શુભ ગતિને પામ્યો. પછી માહાવિદેહ ક્ષેત્રના જંબુદ્વિ-
પમાં હનુપુર નગરમાં અચલ નામના ચક્રવર્તિ રાજાની સ્ત્રી હરિણીના પેટે
પ્રિયદર્શન નામનો ધર્મતત્પર પુત્ર થયો, તેણે દીક્ષા લીધાની ઇચ્છા કરી પ-
રંતુ પિતાની આજ્ઞાથી તે ત્રણ હજાર કન્યાની સાથે પરણ્યો તો પણ અં-
તઃકરણમાં વિરક્ત રહ્યો. ગ્રહવાસમાં પણ તેણે ચોસઠ હજાર વરસ ઉત્તમ
તપ કરીને તાંહાંથી ચવીને તે બ્રહ્મ દેવલોકમાં દેવ થયો.

અને તે ધનશેઠ પણ ઘણા કાળ ભવમાં ફરીને એક પોતનપુર નગર
માં શક્રનાગ્નિમુખ બ્રાહ્મણની સ્ત્રી બ્રહ્મપત્નિના પેટે મૃદુમતિ નામનો પુત્ર થ-
યો, તે અવિનયી હતો. તેથી તેના પિતાએ તેને કાહાડી મુંક્યો. પછી તે
સર્વ કળા શીખીને પાછો પોતાને ઘેર આવ્યો. ત્યાં રાત દિવસ રમે પણ
તેને કોઈ જીતવાંને સમર્થ થાય નહીં. પછી હમેશ જુગાર રમીને બીજા
લોકોને જીતીને ઘણું દ્રવ્ય મેળવ્યું. ત્યારે વસંતસેના નામની વેશ્યાની સાથે
પ્રીતિ બંધાયાથી તેની સાથે ઘણા ઉપભોગ ભોગવ્યા. પછી વૈરાગ્ય ઉપન્યો,
તેથી દીક્ષા લઈને તે બ્રહ્મ દેવલોકમાં દેવ થયો. ત્યાંથી આવીને પુર્વ જન્મ-
ના માયાના દોષથી વૈતાઢ્ય પર્વત ઉપર આ ભુવનાલંકાર નામનો હાથી થ-
યો. અને પ્રિયદર્શનનો જીવ પણ ત્યાંથી આવીને આ મહાભુજ તારો ભાઈ
ભરત થયો. એના દર્શનથી હાથીને જાતિસ્મરણ થઈને તે મદ થકી રહિત
થયો. કહ્યું છે કે "વિચાર કરવાથી રૌદ્ર ભય રહેતો નથી."

એવી રીતે પુર્વ ભવ સાંભળીને ભરતને વધારે વૈરાગ્ય ઉપન્યો, તેથી
પોતે એક હજાર રાજા સહિત દીક્ષા લઈને અંતે મોક્ષે ગયો; અને તે હ-
જાર રાજા ઘણા કાળ દીક્ષા પાળીને નાના લબ્ધિ ભોગ ભોગવતા થકા અક્ષય
પદને પામ્યા. અને તે હાથી પણ વિવિધ તપ કરી અનસન વ્રત પાળીને
મુવા પછી બ્રહ્મ દેવલોકમાં દેવ થયો. ત્યાર પછી ભરતની માતા કેકઈ પણ
દીક્ષા લઈને નિષ્કલંક વ્રત પાળતી થકી મોક્ષને પામી. ભરતે દીક્ષા લીધા
પછી ભુચર વિદ્યાધર રાજાઓએ રામને રાજ્ય ઉપર બેસાડવાની ભક્તિ સ-
હિત પ્રાર્થના કરી. ત્યારે રામે કહ્યું કે આ મારો ભાઈ લક્ષ્મણ વાસુદેવ છે,
તેને રાજ્યનો અભિષેક કરો. એવી રામની આગ્રહથી આજ્ઞા થતાંજ સર્વ લો

કોએ લક્ષ્મણને રાજ્ય ઉપર બેસાડયો. તેમજ રામ બલદેવતાનો અવતાર છે, તેથી રામને પણ રાજ્યનો અભિષેક કર્યો. એવી રીતે આઠમા બલદેવ તથા વાસુદેવ એ બેઉ રાજ્ય કરવા લાગ્યા. ત્યારે રામે બિભીષણને કહ્યા પ્રમાણે રાક્ષસદ્વિપ આપ્યો. તેમજ સુગ્રીવને વાનરદ્વિપ આપ્યો, હનુમાનને શ્રીપુરે મોકલ્યો, વિરાધને પાતાળ લંકાએ રવાને કર્યો, નીલને રૂક્ષપુર, પ્રતિસુર્યને હનુપુર, રત્નજટીને દેવોપગીત નગર, ભામંડલને રથનુપુર નગર, અને બીજાઓને પણ યથાયોગ્ય આપીને રામ શતરૂઘનને કહેછે કે, હે વત્સ તને કયો દેશ ગમે છે? તે લે. ત્યારે શતરૂઘન કહેવા લાગ્યો કે મને મથુરાં નગરી જોઇએ. ત્યારે રામ બોલ્યો કે હે વત્સ મથુરાં નગરી લેવી મહા કઠણ છે; ત્યાંના મધુ નામના રાજાને પુર્વે એક ચમરેંદ્ર નામના દેવતાએ ત્રિશુળ આપ્યું છે. તે શતરૂના સૈન્યને દુરથી નાશ કરીને ફરી પોતાના ધણીના હાથમાં જાય છે. ત્યારે શતરૂઘન બોલ્યો કે હે દેવ, હું તમારો ભાઈ છું, મારા યુદ્ધમાં તેનું રક્ષણ કરનારો કોણ છે? માટે મને મથુરાં નગરી આપો. એકલો હુંજ જેમ વૈદ વ્યાધીનો પરિહાર કરે છે તેમ તેને જીતી લઇશ. એવી રીતે શતરૂઘનના આગ્રહથી તેને મથુરાં નગરી આપીને રામ કેહેવા લાગ્યો. હે વત્સ તે મધુ રાજાના હાથમાં જે વખત ત્રિશુળ હોય નહીં તથા જે વખતે ઉન્મત થયો હોય તે વખતે તેની સાથે તું યુદ્ધ કરજે. એમ કહીને અક્ષય્યસાયક એવા બે ભાતા અને કૃતાંત વદન નામનો સેનાની એ બે પદાર્થ સાથે દીધા. તેમજ લક્ષ્મણે અગ્નિમુખ બાણ અને અર્ણવાર્વત ધનુષ્ય એ બે વસ્તુ આપી.

પછી શતરૂઘન પ્રયાણ કરીને એક સરખો ચાલતો છતાં મથુરાં નગરીની પાસે જઈ નદીના તીર ઉપર રહ્યો. પ્રથમ મધુ રાજાની પાસે ચાર દુત મોકલ્યા, તે ત્યાં જઇને પાછા આવ્યા, ને શતરૂઘનને કેહેવા લાગ્યા કે મધુ રાજા પોતાની જયંતી નામની સ્ત્રી સહિત મથુરાંની પુર્વ દિશાએ કુબેર નામના ઉદ્યાનમાં ગયો છે; અને તે ત્રિશુળ અસ્ત્ર પોતાના ઘેર પડયું છે. આ યુદ્ધનો વખત છે. એવું તે દુતનુ બોલવું સાંભળીને શતરૂઘન રાતના મથુરાં નગરીમાં ગયો. મધુ રાજા પણ તેજ વખતે નગરીમાં પેસવા લાગ્યો. ત્યારે તેને શતરૂઘનના સૈન્યે અટકાવ્યો, અને પ્રથમ રામના રણના આરંભે જેમ ખરને માર્યો હતો તેમ મધુનો પુત્ર જે લવણ તેને મારી નાંખ્યો. પુત્રના મુવાથી મધું ક્રોધાયમાન થઇને તેણે પોતાના ધનુષ્યના ટણકાર કર્યો.

પછી શતરૂઘનની સામે યુદ્ધ કરવા લાગ્યો. તે સંગ્રામમાં પરસ્પરનાં અસ્ત્રો કાપી નાંખીને દેવ અને અસુરની પેઠે તે બેઉ પરસ્પર શસ્ત્ર તથા અસ્ત્રનો વરસાત વરસાવવા લાગ્યા. તે વખતે શતરૂઘને, લક્ષ્મણે દીધેલા સમુદ્રાવર્ત ધનુષ્ય તથા અગ્નીમુખ બાણ એ બેઉનું સ્મરણ કરયું તેવાંજ તે પ્રગટ થઇને સામે આવી ઉભાં રહ્યાં. પછી તે ધનુષ્ય સજ્જ કરીને તે અગ્નીમુખ બાણ વડે શતરૂઘને મધુ રાજાને ઘાયલ કર્યો. તે બાણના મારથી વિકલ થયેલો મધુ વિચાર કરવા લાગીયો કે મારૂં ત્રિશુળ હાથમાં આવ્યું નહી, અને આ શતરૂઘને પણ માર્યો નહી, માટે મારો જન્મ વ્યર્થ ગયો, તેમજ શ્રી જિનેંદ્રની પુજા પણ કરી નહી; દેરાસરો પણ બાંધ્યાં નહી, સત્પ વડે દાન પણ કરયાં નહી, એવો વિચાર કરીને તેણે દીક્ષા લીધી. પછી નવકાર મંત્રનો જાપ કરીને કાળ કરી ગયા પછી સનત્કુમાર દેવલોકમાં તે મધુ મહર્દ્ધિક દેવ થયો. તેના શરીર ઉપર દેવોએ ફુલોનો વરસાત કરીને એનો જય થાઓ એવી રીતે તેઓ બોલવા લાગીયા.

પછી તે દેવતારૂપ ત્રિશુળ ચમરેંદ્ર પાસે આવીને તેણે શતરૂઘનના હાથે મધુના મૃત્યુની વાત કહી સંભળાવી. ત્યારે ચમરેંદ્ર ક્રોધમાં આવીને પોતે ચાલ્યો. તે વખતે વેણુદારી નામનો તાર્ક્ષ્યસ્વામી તેને પુછવા લાગીયો કે તું ક્યાં જાય છે? ત્યારે ચમરેંદ્ર બોલ્યો કે મારા મિત્રને મારનારા શતરૂઘનને મારવા સારૂ હું જાઉછું. એવું તેનું બોલવું સાંભળીને તેને તે વેણુદારી કેહેવા લાગીયો કે ધરણેંદ્ર પાસેથી રાવણને મળેલી શક્તિને પણ મહા પુન્યવાન જે અર્દ્ધ ચક્રી લક્ષ્મણ તેણે જીતી લીધી. અને તે લક્ષ્મણે રાવણને મારયો. તેનો શેવક મધુ તે બિચારો શા હિસાબમાં ! તે લક્ષ્મણની આજ્ઞાથીજ શતરૂઘને સંગ્રામમાં મધુને મારયો છે. એવું સાંભળીને ચમરેંદ્ર તેને કેહેવા લાગ્યો કે, લક્ષ્મણે જે શક્તિને જીતી તે વિશલ્યા કન્યાના પ્રભાવથી હમણાં તેને વિવાહ કરયાથી તેનો પ્રભાવ જતો રહ્યો છે. માટે મારા મિત્રને મારનારાને મારવા સારૂ શું હું જાઉ નહી ? એમ કહીને ક્રોધમાં આવ્યો થકો ચમરેંદ્ર શતરૂઘનના દેશમાં આવ્યો. ત્યાં ન્યાયમાં રહેલા સર્વ લોકોને તેણે જોયા. પછી પેહેલાં પ્રજાને ઉપદ્રવ દેવા લાગ્યો. અને શતરૂઘનને દુઃખ દેવા સારૂ નાના પ્રકારની વ્યાધીઓ ઉત્પન્ન કરી, શતરૂઘનને પોતાના કુલ દેવતાએ વ્યાધી થવાનુ સર્વ કારણ કહ્યું ત્યારે ત્યાંથી નીકળીને તે અયોધ્યામાં રામ લક્ષ્મણની પાસે આવ્યો. એવા પ્રસંગે દેશભુષણ તથા કુલભુષણ એ

બે મુનિઓ પણ ત્યાં આવ્યા, ત્યોને રામ, લક્ષ્મણ તથા શતરૂઘ્નને નમસ્કાર કરચો ત્યાર પછી તેમને રામ પુછવા લાગ્યો કે, આ શતરૂઘ્નને મથુરાં નગરીમાં આગ્રહ શા વાસ્તે થયો. ત્યારે દેશ ભુષણ કહેવા લાગ્યો કે, આ શતરૂઘનનો જીવ મથુરાં નગરીમાં અનેક વાર ઉત્પન થઇને તે એક સમયે સાધુની સેવા કરનારો શ્રીધર નામનો બ્રાહ્મણ રૂપવાન થયો. તે કોઇએક સમયે રસ્તામાં જતાં રાજાની સ્ત્રી લલિતાએ તેને જોયો, તેણે કામ ભોગની ઇચ્છાથી પોતાની પાસે બોલાવી લીધો. એટલામાં ત્યાં રાજા પણ આવ્યો. ત્યારે લલિતા ગાભરી થઇ ગઇ. તે જોઇને રાજાએ પુકાર કરી કે, આ ચોર છે માટે આને પકડો. તે સાંભળીને રાજાના માણસો ત્યાં આવ્યાં, ત્યોને રાજાએ હુકમ કરયાથી ત્યો તે બ્રાહ્મણને શુળી ઉપર લઇ ગયા. તે વખતે કોઇ એક કલ્યાણ નામના મુનિએ આ સાધુની સેવા કરનારો છે એમ જાણીને તથા રાજાને સમજાવીને તેને મુકાવ્યો. ત્યાંથી છુટીને તેણે દિક્ષા લીધી. પછી તપ કરીને તે સ્વર્ગમાં ગયો. ત્યાંથી આવીને મથુરા નગરીના ચંદ્રપ્રભ રાજાને અતિ પ્રિય થયો. તેના ભાનુપ્રભાદિક આરમાન ભાઇઓએ તેને રાજ ન મળવાની ઇર્ષાથી મારવાના ઉપાયો કરચા. તે વાતની પ્રધાનને ખબર પડ્યાથી તેણે એને કહી દીધી. તે જાણીને અચલ ત્યાંથી નાશી ગયો. તે વનમાં ફરતો ફરતો તેના પગમાં કાંટા લાગ્યાથી રડવા લાગ્યો. તે રસ્તામાં એક શ્રાવસ્તી (સાવત્થી) નગરીમાં રહેવાવાળો તથા પિતાએ કાહાડી મુકેલો, અંક નામનો પુરૂષ તેણે પોતાના માથા ઉપરનો લાકડાનો ભાર ઊતારીને તેના પગમાંથી કાંટો કાહાડ્યો કાંટો નીકળ્યાથી તે રાજા તે અંકને કહેવા લાગ્યો કે તેં ઘણુ સારૂ કરયું. જે વખતે મથુરા નગરીમાં અચલ રાજા થયો એવું તું સાંભળે તે વખતે ત્યાં આવજે. તું મારો મોટો ઉપકારી છે. એમ કહીને અચલ કાશાંબી નગરીમાં ગયો. ત્યાં સિંહ ગુરૂ નામના આચાર્યની પાસે ધનુષ્યનો અભ્યાસ કરનારા ઇંદ્રદત્ત રાજાને જોયો. અચલે પણ પોતાનુ ધનુષ્યત્વ બતાવ્યું. તેથી રાજી થઇને ઇંદ્રદત્ત રાજાએ. પૃથ્વી સહિત પોતાની કન્યા તેને આપી, પછી તે અચલ બળવાન થઇને તેણે અંગાદિક દેશો જીત્યા

કોઇ એક સમયે મથુરા નગરીમાં આવીને તથા પોતાના ભાઇઓની સાથે યુદ્ધ કરીને ભાનુપ્રભાદિક તે આઠે જણને બાંધી લાવ્યો. ત્યારે તેના પિતા જે ચંદ્રપ્રભ, તેણે પુત્રોને મુકાવવાને અર્થે અચલની પાસે પોતાનો મંત્રી આવ્યો તેને અચલે પોતાનો સર્વ વ્રતાંત કહી સંભળાવ્યો. મંત્રીએ જ-

ઈને ચંદ્રપ્રભ રાજાને કહ્યો. યદ્યપી તે પોતાનો નાલો પુત્ર હતો તથાપિ નગરીમાં લાવીને ચંદ્રપ્રભ રાજાએ તેને રાજ ઉપર બેસાડો. અને બીજા આઠ પુત્રોને કાહાડી મુક્યા. અચલે તેમને પાછા બોલાવીને આઠે ભાઈઓને અદ્દષ્ટ સેવકો કરચા. કોઇ એક સમયે નાટચ ઘરમાં તે અંક નામના પુરૂષને અચલે જોયો. તેને દ્વારપાલના હાથે બોલાવી લીધો. તેની ઉપર રાજી થઇને અચલે તેની જન્મભુમિ સાવસ્તી નગરીનુ રાજ્ય તેને આપ્યું. પછી તે બેઉ મળીને રાજ કરવા લાગ્યા. પછી તે બેઉએ એક સમુદ્રાચાર્યની પાસે દીક્ષા લીધી. કાળે કરી મરીને તે બેઉ બ્રહ્મદેવલોકમાં દેવ થયા. અચલનો જીવ ત્યાંથી અ.વીને આ તારો નાનો ભાઈ શતરૂઘન થયો. તે પુર્વ જન્મના મોહ વડે મથુરા નગરીના રાજની તેને ઇચ્છા થઇ. અને તે અંકનો જીવ આવીને કૃતાંતવદન આ તારો સેનાની થયો. એવા સમયે પ્રભાપુર નગરનો રાજા શ્રીનંદ તેની સ્ત્રી ધારણીના પેટે સુરનંદ, શ્રીનંદ, શ્રીતિલક સર્વ સુંદર, જયંત ચમર અને જય મિત્ર એ સાત પુત્રોનુ ક્રમેકરી જન્મ થયું. કોઇ એક સમયે શ્રીનંદે એક મહિનાના પુત્રને રાજ્ય ઉપર બેસાડીને પોતે પ્રતિકર ગુરૂની પાસે બીજા પુત્રો સહિત દિક્ષા લીધી, કેટલાએક કાળ પછી શ્રીનંદ મોક્ષે ગયો. અને સુરનંદનાદિક પુત્રો તપની શક્તિથી જઘાચારણ લબ્ધિ પામ્યા. તે મહર્ષી કોઇ એક સમયે મથુરા નગરીમાં ગયા. તે વખતે વરષાકાલ આવ્યાથી ત્યો પર્વતની ગુફામાં રહ્યા. ત્યાં સર્વકાલ ષષ્ઠાષ્ટમાદિ તપ કરવા લાગ્યા, પછી દુર દેશમાં જઇને તેમણે પારણાં કરચાં. ફરી મથુરા નગરીની પાસે પર્વતની ગુફામાં આવી રહ્યા. તેમના સામર્થ વડે ચમરેંદ્રે ઉતપન કરેલી વ્યાધીઓનો નાશ થયો. કોઇ એક સમયે પારણા કરવા સારૂ આ અયોધ્યા નગરીમાં ત્યો આવ્યા. અન વોરવા સારૂ અર્હદત્ત નામના શેઠના ઘેર ગયા. ત્યોની અવજ્ઞા પુર્વક વંદન કરીને એ કોણ છે એવો તે વિચાર કરવા લાગ્યો. આ સાધુનો વેષ ધારણ કરનરા વરષાકાલમાં આવ્યા તેથી એ આંહીના નથી માટે એઓને પુછું કે એ પાખંડીઓની સાથે બોલુ નહી. એવુ તે ચીંતન કરતો છતાં તેની સ્ત્રીએ ત્યોને અન વહોરાવ્યું નહી. પછી તે મહરષી દ્યુતિ નામના આચાર્યની વસ્તીમાં ગયા. દ્યુતિએ અભ્યુત્થાન દઈને યોગ્યતા સહિત નમસ્કાર કરયો, આ સમય વિના વિહાર કરનારા છે, તેથી ત્યાંના બીજા સાધુએ વંદના કરી નહી. દ્યુતિએ તેને આસન આપ્યા પછી ત્યોએ ત્યાં પારણાં કરચાં પછી મથુરાં નગરીથી આવ્યા ને ફરી ત્યાં

જઈશું, એમ કહીને આકાશ માર્ગે ઉડીને પોતાના ઠેકાણે ગયા. દ્યુતિએ જંઘાચારણ મુનિના ગુણ વખાણ્યા, તે સાંભળીને જેઓએ માન્ય કરયું નહી તે સાધુ પશ્ચાતાપ પામ્યા. તે સાંભળીને અર્હદત્ત શ્રાવકે ઘોખો કરયો; પછી તે કારતિક માસના અજવાળા પક્ષમાં મથુરાં નગરીમાં આવીને ત્યાં ચૈત્યની પુજા કરી સપ્ત મુનિને વંદના કરી, અને પોતે કરેલી તકશીરની માફ માગી.

શતરૂઘને એ વાત સાંભળીને તથા તે સપ્ત મુનિઓના પ્રભાવથી મારો દેશ રોગથી મુકાયો એમ જાણીને કારતિક માસમાં તે નગરીમાં આવ્યો. ત્યાં જઈ સપ્ત મુનિઓને નમસ્કાર કરીને કેહેવા લાગ્યો કે, મારા ઘરનું ભોજન કરો, ત્યારે તેઓએ કહ્યું કે સાધુએ રાજાના ઘરનું અંન લેવું નહી. ત્યારે ફરી શતરૂઘન બોલ્યો કે તમે મારી ઉપર ઉપકાર કરનારા છો, મારા મુલકમાં દેવતાઓએ કરેલો રોગ નાશ થયો; માટે લોકોની ઉપર કૃપા કરવા સારૂ કેટલાએક દિવસ અહીં રેહો. તમારૂ વરતવું બીજાની ઉપર ઉપકાર કરનારૂ છે. એવું તેનું બોલવું સાંભળીને તેઓ કેહેવા લાગ્યા કે હમણાં અમે તીર્થ યાત્રા કરવા સારૂ વિહાર કરનારા છીએ. મુનિએ એકજ ઠેકાણે કાયમ રેહેવું નહી, માટે તું આ નગરીમાં સર્વના ઘરમાં અર્હતની પ્રતિમાઓ કરાવ એટલે કદી પણ રોગ ઉત્પન્ન થનાર નથી. એમ કહીને તે સાતે મુનિઓ આકાશ વાટે બીજે ઠેકાણે ગયા. પછી તેમણે કહ્યા પ્રમાણે શતરૂઘને ભગવંતની પ્રતિમાઓ કરાવી. તેમજ તે સાત મુનિઓની રત્નોની પ્રતિમાઓ કરાવીને મથુરાંની ચારે દિશા તરફ પધરાવી.

વૈતાઢ્ય પર્વત ઉપર દક્ષિણ દિશામાં રત્નપુર નગરનો રાજા રત્નરથ થયો. તેની ચંદ્રમુખી નામની સ્ત્રીના પેટે મનોરમા નામની કન્યા થઈ. તે રૂપમાં પણ મનોરમા હતી. તે જયારે યૌવન અવસ્થામાં આવી ત્યારે રાજા વિચાર કરવા લાગ્યો કે આ કન્યા કોને દેવી ! એટલામાં નારદ આવીને કેહેવા લાગ્યો કે આ કન્યા લક્ષ્મણને દેવા યોગ્ય છે. એવું સાંભળીને ગોત્રના વેરે કરી તેઓના પુત્ર ચીડાયા, ને પોતાના સેવકોને કહેવા લાગ્યા કે આ નારદને લાકડી વતી મારો એવી રજા દીધી. તે મારવાને ઉઠવા લાગ્યા એટલામાં નારદ જાણીને ત્યાંથી નાશી ગયો. તે પક્ષીની પેઠે ઉડીને લક્ષ્મણની પાસે આવ્યો. તેને તેણે કન્યાની તસબીર કાહાડી બતાવી, અને પોતાની વાત પણ કહી સંભળાવી. તેનું રૂપ જોઇને તેની ઉપર લક્ષ્મણનું મન

થયું. પછી કેટલાએક વિદ્યાધરોને સાથે લઇને રામ અને લક્ષ્મણ એ બેઉ ભાઇઓ ત્યાં આવ્યા. રત્નરથની સાથે યુદ્ધ કરીને તેને લક્ષમણે જીત્યો. ત્યારે તેણે રામને શ્રીદામા નામની કન્યા આપી, તથા લક્ષમણને મનોરમા કન્યા આપી. ત્યાર પછી વૈતાઢ્ય પર્વતની દક્ષિણ દિશાને જીતીને રાઘવ અયોધ્યામાં આવ્યા, અને પ્રથમની પેઠે મુલકનું પાલન કરવા લાગય. લક્ષ્મણને સોળ હજારને આઠસો સ્ત્રીઓ થઈ. તેઓમાં વિશલ્યા, રૂપવતી, વનમાલા, કલ્યાણમાલિકા, રત્નમાલિકા, જિતપદ્મા, અભયવતી, મનોરમા, એ આઠ સ્ત્રીઓ મુખ્ય હતી. તેને બધા મળીને અઢીસો પુત્ર હતા; તેઓમાંના મુખ્ય આઠ સ્ત્રીઓના પુત્રનાં નામો આ પ્રમાણે:—વિશલ્યાના પેટે શ્રીધર, રૂપવતીના પેટે પૃથ્વીતિલક, વનમાલાને અરજુન, જિતપદ્મને શ્રીકેશી, કલ્યાણમાલિકાને મંગલ, મનોરમાને સુપાર્શ્વકીરતિ, રત્નમાલિકાને વિમલ, તથા અભયવતીને પેટે સત્યકીરતિ. એ નામના આઠ પુત્ર થયા. તથા સીતા, પ્રભાવતી, રતનિભા, અને શ્રીદામા, એ નામની ચાર સ્ત્રીઓ રામની થઈ.

કોઇએક સમયે સીતા રૂતુનો સ્નાન કરેલી છતાં તેણે પાછલી રાતે એક સ્વપ્નુ જોયું તેમાં બે શરભ વિમાનથી પડીને પોતાના મુખમાં પેઠા એવું દીઠું. પછી તે સ્વપ્ન સીતાએ રામને કહ્યું. રામે કહ્યું કે તને બે વીર પુત્ર થશે, પણ વિમાનમાંથી બે શરભ પડ્યા એથી મારા મનને આનંદ થતો નથી. ત્યારે સીતા બોલી કે હે પ્રભો તારા પ્રભાવથી અને ધર્મના પ્રભાવથી સર્વ શુભ ભાવી થશે. તે દિવસથી સીતાએ ગર્ભ ધારણ કર્યો. ત્યારથી રામને વિશેષ પ્રિય થઈ. તે જોઇને તેની કપટી શોકયો દ્વેષથી સીતાને પુછવા લાગી કે રાવણનું રૂપ કેવું હતું? તે અમને બતાવ. અમને જોવાની ઈચ્છા છે. ત્યારે સીતા બોલી કે તેનાં સર્વ અંગ મેં જોયાં નથી, માત્ર પગ જોયા છે, માટે તેનું રૂપ હું કેમ લખી શકું? ફરી તેઓ કેહેવા લાગી કે પગનો આકાર બતાવો કેમકે તેને જોવાને અમને કૌતક જેવું લાગે છે. સીતા પ્રકૃતિએ સરલ હોવાથી તેણે રાવણના ચરણોનું ચિત્ર કાહાડ્યું- એટલામાં અચિંતો ત્યાં રામ આવ્યો. તેને તે સ્ત્રીઓ કેહેવા લાગી કે તાહારી પ્રિય આ સિતા હજી સુધી રાવણને યાદ કરચા કરે છે. તેનો દાખલો સીતાએ પોતે લખેલા રાવણના પગ તું જો, બીજી તો તને ખબર. રામનો સ્વભાવ અતિ ગંભિર હોવાથી તેમનું કેહેવું મનમાં ન આંણીને સીતાની ઉપર પ્રથમની પેઠે પ્રેમ રાખ્યો. ત્યારે તેઓ પોતાની દાસીઓના મુખે સીતાની ઉપર આ

રોપ કરેલો દોષ લોકોને કેહેવા લાગી. તે વાત કોઇએક વખતે રામના કાને પડી. તે મનનાં ન લાવતાં સીતાને રામ કેહેવા લાગ્યો કે હે પ્રિય સ્ત્રી આ ગર્ભના યોગે તારૂં શરીર સુકાઈ ગયું છે, તેને આનંદ કરવા સારૂ હમણાં વસંતઋતુ રૂપ લક્ષ્મી આવીને ક્રિડા કરવાની સુચના કરે છે. અને ગર્ભવાળી સીના મનોરથે કરી બકુલ નામના વ્રક્ષને ફુલો આવ્યાં છે, માટે આ સમયે ક્રિડા કરવા સારૂ આપણ મહેંદ્ર ઉદ્યાનમાં જઇએ. ત્યારે સીતા બોલી કે મા રો મનોરથ દેવતાની પુજા કરાવાનો થયો છે. તેને ઉદ્યાનમાંના સુગંધી ફુલો વડે પુરો કરો. એવું સાંભળીને તેજ વખતે દેવોની પુજા કરાવીને તથા સીતાને સાથે લઇને રામ મહેંદ્રોદ્યાનમાં આવ્યો. ત્યાં નગરના લોકો વસંતના ઉત્સવ કરી રહ્યા છે તે જોવા લાગ્યા. એટલામાં સીતાની જમણી આંખ ફરકવા લાગી. તેથી તેના મનમાં શંકા આવી. ત્યારે તે વાત રામને કહી. રામે સાંભળીને કહ્યું કે એ ચિન્હ સારૂં નથી. સીતા બોલી મારા રાક્ષસદ્વીપના વાસથી શું વિધાતા રાજી થયો નથી કે? હે પ્રાણપતિ રામ, તારા વિયોગના દુઃખથી બીજુ અધિક દુઃખ દેવાની વિધાતાને ઇચ્છા છે કે શું? આ નિમિત અન્યથા થનાર નથી. ત્યારે રામ કહેછે કે હે દેવી તું ખેદ કર નહી, જે થવાનું હશે તે થશે; સુખ અને દુઃખ એ કર્માધીન છે. માટે જરૂર ભોગવવાં જોઇએ. હવે ઘેર જઈ દેવની પુજા કર, અને સુપાત્રને દાન આપ. કહ્યું છે કે "દુઃખના વખતે ધર્મની શરાણ છે" પછી ઘેર જઈ મોટા ભાવથી અર્હતની પુજા કરીને તેણે સારા પાત્રને ઉત્તમ પ્રકારનાં દાન દીધાં.

કોઇએક સમયે વિજય, સુરદેવ, મધુમાન, પિંગલ, શુલધર, કાલ, ક્ષેમ અને કાશ્યપ એ આઠ અધિકારીઓ આવી રામને નમસ્કાર કરીને ઉભા રહ્યા, પરંતુ તેઓનાથી રામની સામે કંઈ પણ બોલાયું નહી, કેમકે તેઓનાથી રાજ તેજ સહન થયું નહી. ત્યારે તેને રામ કેહેવા લાગ્યો કે હે અધિકારી પુરૂષો તમે એકાંત હિત કહેનારા છો તેથી હું તમને અભય આપુછું જે તમારા મનમાં હોય તે માહારી પાસે કહો. એવું રામનું બોલવું સાંભળીને તથા સમય જાણીને તેઓમાંનો વિજય નામનો અધિકારી હાથ જોડીને કેહેવા લાગ્યો. આજે અમારે વિજ્ઞાપના કરવાની જરૂર પડી છે, તેમ ન કરવાથી અમે તમારા અપરાધી ઠરીએછીએ; માટે દુઃસહ છતાં કેહેવું પડેછે, તમારી પ્રાણપ્રિય પત્નિ સીતાની ઉપર લોકો મોટો દુર્ઘટ અપવાદ રાખે છે. તેના આપ બુદ્ધિમાન પુરૂષે વિચાર કરી લેવો. જે ગ્રહણ કરવા યોગ્ય હોય

તો ઠીકજ છે, નીકર તેનો ત્યાગ કરવો. હે પ્રભો રાવણે જાનકીને હરણ કરીને તેને એકલીજ તે લેઈ ગયો. તેના ઘેર તે ઘણા દિવસ રહી, રાજીખુશીથી ઈતિરાજીથી, અથવા બળાત્કારે સ્ત્રી લંપટ જે રાવણ તેણે નિશ્ચયે કરી સીતાને દુષિત કરી છે, અને સર્વ લોક પણ એમ કહે છે. તેમજ અમે પણ કહીએછીએ. હે રઘુદ્વહ એવો યુક્તિ યુક્ત જે પ્રવાદ [ અપવાદ ] તે તમને સહન કરવા યોગ્ય નથી. હે દેવ એ પ્રવાદના સહનથી પોતાના કુળની પેઠે જન્મથી મેળવેલી જે કિરતિ તેને મલીન કરો નહી. એવું સાંભળીને તથા સીતાના અપવાદનો નિશ્ચય કરીને દુઃખે કરી પીડાણો થકો રામ મુંગો બેશી રહ્યો. કહ્યું છે કે "એકાએકી પ્રેમનો ત્યાગ થતો નથી."

પછી ધૈર્ય ધારણ કરીને તેમને રામ કહેવા લાગ્યો કે; તમે સારી વિનંતી કરી. કહ્યું છે કે, " ભકત પુરૂષ ક્યાંએ ઉપેક્ષા કરનારા નથી." એક સ્ત્રીને માટે હું અપયશ સહન કરનાર નથી, એવી પ્રતિજ્ઞા કરીને રામે તેમને જવાની આજ્ઞા કરી. પછી રાત્રના સમયે છાની રીતે ઘેરથી બાહાર નીકળીને રામ ગામમાં ફરવા લાગ્યો. રસ્તામાં ઠેકાણે ઠેકાણે લોકોની વાણી સાંભળી. તે આવી રીતે— રાવણ સીતાને લઈ ગયા પછી સીતા તેના ઘેર ઘણા દહાડા રહી. તેને ફરી રામ લઈ આવ્યો, અને તેને તે હજી સુધી પ્રતિવ્રતા માની રહ્યા છે રાવણ સીતાની ઉપર આશકત થઇ તેને લઇ ગયો છતાં શું તેનો તેણે ઉપભોગ લીધો નહી હોય ? તેનો હજી રામને વિચાર થતો નહી હોય કહ્યું છે કે, "અનુરાગી પુરૂષો દોષ જોતા નથી." એવી રીતે લોકાપવાદ સાંભળીને રામ પાછો પોતાના ઘેર આવ્યો. ફરી લોકાપવાદ સાંભળવા સારૂ પોતાના સેવકોને છાની રીતે મોકલ્યા. પછી રામ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, જેના સારૂ ભયંકર રાક્ષસોના કુલનો મેં નાશ કરયો. તેની ઉપર આ કલંક કેવો? સીતા મહાસતી છે, તે હું પાકી રીતે જાણું છું; અને તે રાવણ સ્ત્રી લંપટ હતો, તેથી આ અપવાદ થાય છે. મારૂ કુલ કલંક રહિત છે, તેની ઉપર આ કલંક ચહડયું. હવે રામ શું કરશે ! એટલામાં તે સેવકોએ લોકાપવાદ સાંભળીને રામ અને સુગ્રીવ આદિકની પાસે બેઠેલા લક્ષમણને આવી કહ્યું. ત્યારે લક્ષમણ ક્રોધાયમાન થઇને કહેવા લાગ્યો કે, આ પતિવ્રતા સીતાની જે કોઇ નિંદા કરે છે, ત્યેનો હું કાળ છું. એવું સાંભળીને તેને રામ કહેવા લાગો કે, પ્રથમ મહત્તરોએ મને કહ્યું, આ સેવકોએ પણ કહ્યું, તથા મેં પોતે પણ લોકના મુખનું બોલવું

સાંભળ્યું તેજ આ લોકો સાંભળીને તારી સાખે આવી બોલ્યા. માટે મેં સીતાનો સ્વીકાર કરચો, તેમજ તેનો ત્યાગ કરચાથી આપણા ઉપર લોકો અપવાદ રાખનાર નથી. એવું રામનું બોલવું સાંભળીને તેને લક્ષમણ કેહેવા લાગો કે, લોકોની વાણી ઉપર વિશ્વાસ રાખીને સીતાનો ત્યાગ કરવો યોગ્ય નથી. લોકો તો ગમે તેમ બોલનારા છે. લોકનુ મુખ કોણ બાંધી શકે જો પણ પોતાના રાજમાં રહે છે, તો પણ રાજાના ઉપર દોષ રાખવાને પાછા હઠતા નથી. પરંતુ રાજા તેમને શિક્ષા દેતો નથી, અને તેમની અપેક્ષા કરે છે. ફરી રામ બોલ્યોઃ—એ સાચી વાત છે. લોકો હમેશ એવાંજ છે. પણ યશસ્વી પુરૂષે લોક વિરોધ કર્મનુ ત્યાગ કરવું કહ્યું છે. એમ કહીને રામે કૃતાંતવદન નામના સેનાનીને આજ્ઞા કરીને કહ્યું કે, જો પણ આ સીતા ગર્ભવતી છે, તથાપિ એને હરેક ઠેકાણે વનમાં જઈ મુકી આવ, એવું રામનુ બોલવું થયા પછી તેના ચરણમાં લક્ષમણ માથું રાખીને તથા નેત્રોમાં પાણી આણીને કહેવા લાગ્યોઃ— પતિવ્રતા જે આ સીતા તેનો ત્યાગ કરવો યોગ નથી. ત્યારે રામે કહ્યું કે, હવે તારે બોલવાનુ કાંઈ કામ નથી. ત્યારે લક્ષમણ નીચે મુખ કરીને રડતો થકો ઘેર ગયો. રામે કૃતાંત વદનને કહ્યું કે. સમેત શિખર યાત્રાના મિષથી સીતાને વનમાં લઈ જા તેને એવોજ મનોરથ થયો છે. ત્યારે કૃતાવદન સીતાની પાસે જઈ રામની આજ્ઞા કહીને તથા તેને રથમાં બેસાડી ચાલતો થયો જતાં વાટમાં અપશુકન થયા છતાં સીતા દુર ગઈ.

કૃતાંતવદન સીતાને લઈને, ગંગાસાગર ઉતરીને તથા મહાભયંકર વનમાં જઈને, કાંઈ વિચાર કરતો બેઠો. તેના નેત્રમાં પાણી આવ્યું છે. એમ જોઈને સીતા બોલવા લાગી. તું શોકવાનની પઠે દુઃખી થઈ બેસવાનુ કારણ શું છે? ત્યારે કૃતાવદન મોટા સંકટથી કહેવા લાગ્યો કે, જે બોલવાને યોગ નહી. તે હું કેમ બોલું! હું રામનો સેવક છું. તેની આજ્ઞા મને જરૂર સાંભળવી જોઈએ. હે અનાથ સીતા, તમે રાક્ષસના ઘરમાં રહ્યાં, તેથી તે લોકાપવાદ આવ્યો. તેના ભયથી રામે તમને આ ભયંકર વનમાં મુકી, જે વખતે સેવકોએ તમારા અપવાદનુ રામને કહ્યુ તે સાંભળીને તેજ વખતે રામે તમારો ત્યાગ કરવાનો વિચાર કરચો. ત્યારે લક્ષ્મણ લોકોના ઉપર ક્રોધાયમાન થંઈને તેણે રામનુ નિવારણ કરચું. પરંતુ રામે તેનો નિષેધ કરચો, તેથી તે રડતો રડતો ઘરમાં ગયો. પછી તમને આંહી મુકવાને મને મોકલ્યો. હે દેવી

હું મોટો પાપી છું. જાનવરોએ કરી ભરેલુ આ વન તે કેવળ મૃત્યુનુ ગરજ છે. એમાં હું તમને મુકી ગયા પછી પોતાના પ્રભાવથી તમે જીવતા રહેશો. એવુ સાંભળતાંજ સીતા મુર્છીત થઇને રથમાંથી પ્રથવી ઉપર પડી. તેને મરી ગઇ એમ જાણીને તે શેનાની (નાયક) મનમાં કહેવા લાગ્યો. કે મને મોટુ પાપ થયું. એમ કહીને તે રડવા લાગ્યો. એટલામાં વનવાયુના યોગે સીતા સાવધ થઇ. ફરી મુરછા ખાઇને પડી. એમ કરતાં કેટલાએક વખત પછી શુધ્ધીમાં આવીને કહેવા લાગી કે, આંહીથી અયોધ્યા કેટલે દુર છે?' અથવા રામ ક્યાં છે? ત્યારે સેનાની બોલ્યોઃ—અયોધ્યા આંહીથી દુર છે? પણ હવે તમને પુછીને શું કરવું છે? તથા આ ભયંકર આજ્ઞાવાળો જે રામ, તેનુ નામ લઇને પણ તમને શું કરવાનુ છે? એવુ તેનુ બોલવુ સાંભળીને રામ ભકત તે સીતા સ્ત્રી કહેવા લાગી કે, હે સેનાની મારી સર્વ ખબર રામને જઇ કેહ જે અને તેને મારા તરફની વિનંતી કરજે કે, જ્યારે તમે લોકના અપવાદથી ભય ને પામ્યા ત્યારે માહારી પરિક્ષા લેવાને શું હરકત હતી સંશય આવે તાહારે લોકો દિવ્યાદિક (સોગન વગેરે) વડે ખાતરી કરી લે છે. મંદભાગ્ય જે હું તે તો પોતાના કર્મના અનુસારે સુખ અથવા દુઃખને ભોગવીશ. પરંતુ હે નાથ, તેં આ યોગ કરયું નહી. તારા વિચારને અને કુલને આ મોટો દુષણ છે. હે સ્વામિન, તેં દુરજનોની વાણીથી જેમ મને મુકી દીધી, તેમ મિથ્યાદૃષ્ટિ લોકોની વાણીથી જીન ધર્મનો વિચાર કરયો નહી. એમ કહી મુરછા ખાઇને પ્રથવી ઉપર પડી. ફરી ઉઠીને કહેવા લાગી કે, મારા શિવાય રામ કેમ જીવશે? હા! હું નષ્ટ થઇ. રામને કલ્યાણ કહેજે. તેમજ લક્ષમણને મારા આશીરવાદ કહેજે, તાહારો રસ્તો કલ્યાણકારક થાઓ, હે વત્સ, તુ રામની પાસે જા. તાહારે તે સેનાની મનમાં કહેવા લાગ્યો કે, આવો વિપરીત બુદ્ધિવાળો પતિ છતાં, સીતા આ પ્રકારની મહાપતિવ્રતા છે. એવો વિચાર કરીને તે સેનાનીએ ફરી સીતાને નમસ્કાર કરયો. અને સીતાને તે વનમાં મુકી દીધી. પછી તે મહા સંકટથી પાછો ફરયો.

**इत्याचार्य श्री हेमचंद्र विरचिते श्री राम**

**लक्षमण चरींत्रे**

**आठमो खंड समाप्त.**

# અથ શ્રી નવમો ખંડ પ્રારંભતે



પછી સીતા પુર્વ કર્મના દુઃખ વડે દુષિત થઇને પોતાના આત્માની નિંદા કરતી થકી વનમાં ભયને પામીને આમ તેમ ફરવા લાગી વારંવાર રડે ને પગલે પગલે પડે. એવી રીતે ભમતાં તેને એક મોટું સૈન્ય દીઠામાં આવ્યું. તેને જોઇને મનમાં કાંઇ પણ બીક ન રાખતાં નવકાર મંત્રનો જાપ કરતી તે ત્યાંજ ઉભી રહી મનમાં વિચાર કરે છે કે આ વનમાં ભય રાખીને શું કરવાનું છે? આવા સમયે મરવું અને જીવવું એ બેઉ સરખાં છે એવી રીતે શોકમાં વિચાર કરતી તેને જોઇને સૈનીક ભયને પામીને કહેવા લાગ્યા કે આ દિવ્યરૂપ ધારણ કરીને પૃથ્વિ ઉપર કોણ ઉભી છે? ( એટલામાં તેનું રડવું સાંભળીને સૈન્યનો સ્વામી બોલ્યો. ) એ કોઈ ગર્ભિણી છે અને મહા દુઃખરૂપ સમુદ્રમાં બુડેલી છે. ( એમ બોલીને તે કૃપાળુ રાજા સીતાની પાસે આવ્યો. તેને જોઇને સીતા બીની થકી પોતાના અંગ ઉપરના અલંકારો કાહાડીને તેની આગળ નાંખ્યાં, ત્યારે તેને રાજા કેહેવા લાગ્યો ) કે બાઈ તું ભય નહી રાખ, આ તાહારાં જે ભુષણ છે, તે તારા અંગમાં ઘાલ. તું કોણ છું ? અહીં તને કોણે નાંખી ? તે અત્યંત નિર્દય જણાય છે; સર્વ વ્રત્તાંત મને તું કહે, લગારે મનમાં શંકા કર નહી. તાહારૂં દુઃખ જોઇને તારાથી મને વધારે દુઃખ થાય છે. એવું તે રાજા બોલે છે તેટલામાં રાજાનો મંત્રી સીતાને કેહેવા લાગ્યો કે પુંડરીકપુરના રાજા ગજવાહનની સ્ત્રી બંધુદેવીના પેટે જન્મેલો આ વજ્રજંઘ નામનો રાજા મહા પરાક્રમી તથા અહતનો ભક્ત છે. પરનારીનો સહોદર ( ભાઈ ) છે. હમણાં હાથીને પકડવા સારૂ અહીં આવ્યો હતો, તે કામ કરીને ફરી ઘેર જાય છે. તે તારા દુઃખને જોઇને પોતે મહા દુખીત થયો થકો અહીં આવ્યો છે તેને તું પોતાનું દુઃખ કહે. એવું તે મન્ત્રીનું બોલવું સાંભળીને તેણે પોતાનો સંપુર્ણ વ્રત્તાંત તેને કહ્યો અને રડવા લાગી. તેને જોઇને તે કૃપાળુ રાજા તથા મંત્રી પણ રડવા લાગ્યા. પછી તે રાજા સીતાને કેહેવા લાગ્યો કે તું મારી ધર્મની બેન છે. એક ધર્મમાં રેહેવાવાળા સર્વ લોક પરસ્પર બંધુ હોય છે. માટે મને ભામંડ-

લના જેવો ભાઈ જાણીને મારા ઘેર ચાલ. માહારે ત્યાં સ્ત્રીઓને રહેવાને પ્રતિગ્રહ શિવાય બીજી બંધુગ્રહ નામની રહેવાની જગા છે. રામે તને લોકના અપવાદથી મુકી તેથી તેના ઉપર કાંઈ દોષ નથી. તે પણ પશ્ચાતાપ કરીને તારી પેઠે દુઃખ ભોગવતો હશે, એવું મને જાણ્યામાં આવે છે. અને વિરહથી આતુર થયો થકો ચકવા પક્ષીની પેઠે તારો શોધ કરતો હશે.

એવી રીતે તે બોલી રહ્યા પછી સીતાએ તેના ભાષણનો સ્વીકાર કર્યો. ત્યારે રાજાએ તેને પાલખીમાં બેસાડીને મિથિલા નગરીની પેઠે તે પુંડરિક નગરીમાં તેડી આવ્યો. ત્યાં તેને રહેવાને એક મેહેલ કાહાડી• આપ્યુ તેમાં સીતા રહીને રાત્ર દિવસ ધર્મ ધારણા કરવા લાગી.

અહીં રામનો સેનાની સીતાને વનમાં મુકીને પાછો અયોધ્યા નગરી પ્રત્યે ગયો. રામની પાસે જઈ તેને નમસ્કાર કરીને બોલવા લાગ્યો કે જાનકીને મેં સિંહનીનાદ નામના વનમાં જઈ મુકી, ત્યારે તે વારંવાર મુર્છીત અને સાવધ થઈ. એવી રીતે ફરી ફરી રડીને મહા શોક કરવા લાગી. ફરી મુર્છા ખાઇ સાવધ થઇને તમને આવી ખબર કહી છેઃ—નીતિશાસ્ત્રમાં સ્મૃતિમાં, તથા દેશમા એક પક્ષે કહેલો દોષ સાંભળીને બીજા પક્ષને શિક્ષા કરવાનું ક્યાંએ આચાર નથી. તું સર્વ કાળ સર્વ કામ વિચાર કરીને કરનારો છતાં આ કામ કરતાં તેં કંઈ પણ વિચાર કર્યો નહી, એમાં તારો દોષ નથી પણ મારા ભાગ્યના દોષથી એમ થયું. તું સદા નિર્દોષજ છે. હું નિર્દોષ છતાં દુષ્ટ લોકોના બોલવાથી જેમ તેં મને મુકી દીધી, તેમ મિથ્યાદ્રષ્ટી લોકોના બોલવાથી જૈનધર્મ મુકજે નહી, એમ કહીને સીતા મુર્છિત થઈ. ફરી ઉઠી સાવધ થઇને બોલી કે મારા વિના રામ કેમ જીવતો રહેશે? હું સર્વ રીતે ખરાબ થઈ; એવો વારંવાર તેણે ખેદ કર્યો.

એવાં તે સેનાનીનાં વચનો સાંભળીને રામ મુર્છા ખાઈ પૃથ્વિ ઉપર પડયો, તેવોજ લક્ષ્મણે આવીને તેની ઉપર ચંદનનું પાણી છાંટયું. ત્યારે કેટલાએક વખત પછી સાવધ થઇને આવી રીતે વિલાપ કરવા લાગ્યો કે તે મહા સતી સીતા ક્યાં છે? દુષ્ટ લોકોના વચનોથી તેને મેં મુકી દીધી, તે ફરી મારી નજરે કેમ પડશે? એવી રીતે રામને વિલાપ કરતો જોઇને લક્ષ્મણ બોલ્યો કે, હે સ્વામિન હજી સુધી તે સીતા પોતાના પ્રભાવથી વનમાં જીવતી હશે. હે પ્રભો તમે પોતે ત્યાં જઇને તથા તેનો શોધ કરીને જ્યાં લગણ તે તારા વિરહે કરી મરણ પામી નથી ત્યાં લગણ તેને પાછી અહીં

લાવ. એવું લક્ષ્મણનું બોલવું સાંભળીને તે સેનાની તથા બીજા વિદ્યાધરોને આકાશ માર્ગે મેલા મહા ભયંકર વનમાં રામ આવ્યો. દરેક ઠેકાણે, દરેક પાણીના સ્થાને દરેક પર્વત ઉપર, તથા દરેક ઝાડોમાં રામે જાનકીનો શોધ કર્યો, પરંતુ તેનો ક્યાંઈ પત્તો મળ્યો નહી. ત્યારે મનમાં વિચાર કરવા લાગ્યો કે કોઈ વાઘે, કે કોઈ સિંહે અથવા કોઈ જનાવરે સીતાને ભક્ષણ કરી- એમ જાણીને અત્યંત દુખી થયો થકો સીતાના મળવાની આશા મુકીને પાછો ફરી રામ પોતાના નગરમાં આવ્યો. ત્યાં ગામના લોકોએ સીતાના ગુણ ગ્રહણ કરીને વારંવાર રામની પુજા કીધી. પછી રામે સીતાનાં મૃતકાર્ય કરયાં અને જયાં ત્યાં સીતામય જોવા લાગ્યો, સીતા વિના સર્વ શુન્ય દેખાવા લાગ્યુ. રામના હૃદયમાં, નજરની સામે તથા વાણીમાં સર્વ કાળ સીતાજ આવવા લાગી, તથાપિ તેને ક્યારે પણ સીતાની ખબર મળી નહી.

અહીં વજ્રજંઘ [illegible] ને ઘેર જાનકીને અનંગલવણ અને મદનાંકુશ નામના જોડલા બે પુત્રો થ[illegible]. વજ્રજંઘે તેના જન્મનામ મહોત્સવ કરચા, તેથી પોતાના પુત્રના લાભ [illegible]ાં રાજાને વધારે આનંદ થયો. ધાઇઓના હાથથી લાલન પાલન થઇને તે બેઉ અશ્વિની કુમારની પેઠે ક્રમે કરી મોટા થયા. તે મહાભુજ હાથીના બાળકની પેઠે શિક્ષા કરવા લાયક તથા રાજાના નેત્રને આનંદદાયક બેઉ કળાઓ શીખવાને યોગ્ય થચા. એવા સમયે કોઇ એક આણુવ્રત ધારણ કરનારો, વિદ્યા, બળ, તથા રિદ્ધિએ કરી સંપન્ન અને કળામાં કુશળ, આકાશમાં ફરનારો એક સિદ્ધાર્થ નામનો મુનિ મેરૂ પર્વતની ઉપર ત્રિકાળ ચૈત્યોની યાત્રાઓ કરતો કરતો ભિક્ષાને અર્થે જાનકીના ઘેર આવ્યો ત્યારે સીતાએ અંન પાનાદિકે કરી તેને ભોજન કરાવ્યું. પછી તે મુનિને સીતાએ રસ્તાના વિહારની ખબર પુછી ત્યારે તેણે કહ્યું કે સુખે કરી વિહાર થયું. મુનિએ પણ પુત્રના જન્મ સુધી સીતાને વ્રતાંત પુછ્યો. ત્યારે તેણે મુળથી થયેલી સર્વ વાત તે મુનિને કહી સંભળાવી. તે સાંભળીને અષ્ટાંગનિમિતજ્ઞ, સિદ્ધાર્થ અને કરૂણાનિધિ એવા તે મુનિ તેને કહેવા લાગ્યો કે હે સીતા તું વ્યર્થ ખેદ શા સારૂ કરે છે? જેના આ લવણ અને અંકુશ એ બે પુત્ર છે, તે બેઉ નિર્દોશ લક્ષણવાળા સાક્ષાત રામ અને લક્ષ્મણ જેવાજ છે. એ તારા મનોરથ થોડાજ દિવસમાં પુર્ણ કરશે.

એવી રીતે તેણે સીતાનું આસ્વાસન કરયું, ત્યારે સીતાએ તેની પ્રાર્થના કરીને પોતાના બેઉ પુત્રને અધ્યાપન ( શીખવવા ) સારૂ તેને પોતાના

ઘેર રાખી લીધા; તેણે સીતાના પુત્રોને સારા જાણીને તેઓને સર્વ કળાઓ શીખવી. પછી તે યુદ્ધમાં દેવોને પણ દુર્જય થયા, અને સર્વ કળામાં નિપુણ થયા. ક્રમે કરી યૌવન અવસ્થામાં આવીને નુતન કામ વસંતની પેઠે બેઉ સાથે સંચાર ( ફરવું ) કરવા લાગ્યા. ત્યારે વજરજંઘ રાજાની સ્ત્રી લક્ષમીને પેટે થયેલી શશિચુલા નામની કન્યા અને બીજી બત્રીસ કન્યાઓને તે રાજાએ લવણને પરણાવી દીધી; પછી અંકુશને વાસ્તે પૃથ્વિપુર નગરના રાજા પૃથુની સ્ત્રી અમૃતવતીના પેટે થયેલી કનકમાલિકા નામની કન્યા તે રાજાની પાસે વજરજંઘે માગી ત્યારે પૃથુ રાજાએ કીધુ કે જેના વંશની ખબર નહી તેને મારી કન્યા કેમ આપુ? તેનું એવું બોલવું સાંભળીને તેને વજરજંઘ રાજાએ કહ્યું કે ત્યારે મારી સામે યુદ્ધ કરવાને ઉભો રહે, એમ કહીને તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો. તેનો પક્ષપાતી જે વ્યાઘરરથ રાજા તેને યુદ્ધમાં બાંધી લાવ્યો. ત્યારે પૃથુ રાજાએ પોતાની સહાયતા કરવા સારૂ પોતાના મિત્ર પોતનપતિને તેણે બોલાવ્યો. કહ્યું છે કે "આપત્તિના વખતે મિત્રનું સ્મરણ યોગીય છે." તેમજ વજરજંઘે પણ સેવકને મોકલીને પોતાના પુત્રને બોલાવ્યા. ત્યારે લવણ અને અંકુશને પાછા વાર્યા તો પણ તેઓ સંગ્રામમાં આવ્યા. બીજે દિવસે બેઉ સૈન્યો વચ્ચે યુદ્ધ ચાલ્યું, તેમાં અતિપ્રબળ શતરૂના સૈન્યે વજરજંઘના સૈન્યનો ભંગ કર્યો. ત્યારે પોતાના મામાના સૈન્યનો નાશ થયો એમ જોઇને લવણાંકુશ ક્રોધમાં આવ્યા થકા નિરંકુશ હાથીની પેઠ શતરૂના સૈન્યનો નાશ કરવાને દોડ્યા તે વખતે જેમ વરષાકાલના નદી પ્રવાહનો વેગ તીરના વૃક્ષોથી સહન થતો નથી, તે પ્રમાણે મહાપ્રાક્રમી તે બેઉ ભાઇઓનો વેગ શતરૂથી સહન થયો નહી. સૈન્ય સહિત પૃથુરાજાનો ભંગ થયો તે વખતે તે રામના પુત્ર તેને કેહેવા લાગ્યા કે ) અમે અપરિજ્ઞાત (ન જાણેલા) વંશના છીએ. અને તમે પરિજ્ઞાત (જાણેલા) વંશના છતાં યુદ્ધમાંથી કેમ નાશી ગયા?

એવાં ત્યોનાં વચનો સાંભળીને પૃથુરાજા બોલ્યો. તમારા આ પ્રાક્રમથી અમે વંશ જાણ્યો. વજરજંઘ રાજાએ અંકુશને માટે મારી કન્યા માગી, તે મારા હિતના અર્થે છે. કેમકે આવો વર બીજો કોણ મળનાર હતો.

( એમ વિનય સહિત બોલીને તેજ વખતે પ્રથમ માગેલી કનકમાલા કન્યા તેણે અંકુશને દીધી. અને કન્યાને વર અંકુશ મળ્યો એવી ઇચ્છાથી સર્વે રાજાની સામે પૃથુએ વજરજંઘની સાથે મિત્રતા કરી. ત્યાર પછી

કેટલાએક દિવસ વજ્રજંઘ ડેરા કરીને ત્યાંજ રહ્યા. કોઇએક સમયે નારદ મુનિ આવ્યો. તેનો રાજાએ સારી રીતે આદર સત્કાર કરયો, નારદ આસન ઉપર બેઠા પછી તેને સર્વ રાજાઓની સામે વજ્રજંઘ કહેવા લાગ્યો, હે નારદ આ પૃથુ રાજા પોતાની કન્યા અંકુશને દેનાર છે, તેથી એ અમારો સબંધી થયો, તેને લવણાંકુશનો વંશ કહે. પોતાના જમાઇના વંશની ખબર પડેથી એ ખુશી થશે. એવુ સાંભળીને નારદ હસીને કહેવા લાગ્યો કે એનો વંશ કોણ જાણતો નથી ! મુગ પુરૂષ ભગવાન શ્રી રૂષભદેવજીનો એ વંશ છે. એના વંશમાં ભરતાદિક ચક્રવરતી રાજા થયા છે. અને હાલ પણ રામ અને લક્ષમણ જે એમના માવીત્રો છે તેને કોણ નથી ઓળખતો. એ બાળકો ગર્ભમાં છતાં લોકોના અપવાદના ભયથી રામે જાનકીને વનમાં મુકી હતી એવું નારદના મુખથી સાંભળીને અંકુશ હાસ કરીને બોલ્યો. હે બ્રહ્મન રામે ભયંકર વનમાં જાનકીને મુકી એ સારૂ કરયું નહી. અપવાદ મટાડવાના બીજા ઘણા ઉપાયો હતા. પોતે વિદ્વાન છતાં આ તેણે શું કરયું ? એવી રીતે અંકુસ બોલે છે તેટલામાં લવણ પણ બોલી ઉઠયો હે નારદ મારો પિતા પોતાના પરિવાર તથા લક્ષ્મણ સહિત જ્યાં રહે છે, તે નગરી આંઇથી કેટલી દુર છે ? તે સાંભળી નારદ બોલ્યો મહા કીર્ત્તીમાન તારા પિતાની રહેવાની નગરી આંઇથી ૧૬૦ યોજન દુર છે. એવી રીતે નારદનાં વાકયો સાંભળીને ( વિનય સહિત વજ્રજંઘ રાજાને ) ત્યાં જઇને લવણ કહેવા લાગ્યો કે જે રામ તથા લક્ષ્માણ વગેરેને જોવાની અમારી ઇચ્છા છે.

( ત્યારે તે રાજાએ તે વચનોને માન્ય કરીને મોટા આનંદથી કનકમાલાની સાથે અંકુશનું લગ્ન કરયું. પછી વજ્રજંઘ તથા પૃથુરાજા સહિત ત્યાંથી પ્રયાણ કરીને અનેક દેશોનું ઉલંઘન કરતા થકા એક લોક નામના નગર પ્રત્યે આવ્યા. ત્યાંના ધૈર્યવાન મહા પ્રાક્રમી તથા અભિમાની કુબેરકાંત નામના રાજાને જીત્યો. ત્યાંથી ચાલ્યા લંપાક દેશમાં એક કર્ણ નામના રાજાને જીત્યો. ત્યાંથી વિજય સ્થલને વિષે એક ભાતૃશિત નામના રાજાને જીત્યો. ત્યાર પછી ગંગા ઉતરીને કૈલાસ પર્વતની ઉત્તર દિશામાં આવ્યા. ત્યાં નંદનચારૂ નામના દેશનો જય કરયો. પછી ઝષ, કુતલ, કાલાંબુ, નંદિનંદન, સિંહલ, શલભ, અનલ, શુલ, અને ભુતરવ, ઇત્યાદિક રાજાઓને જીતીને સિંધુની ઉત્તર દિશા તરફ આવ્યા. ત્યાં આર્ય અનાર્યદિક અનેક રાજાઓને જીતીને તેમની સાથે પ્રયાણ કરીને તે લવણાંકુશ પુંડરીકપુર નગર પ્ર-

ત્યે આવ્યા. તેને જોઇને લોકો કેહેવા લાગ્યા કે, અહો આ વજ્રજંઘ ધન્ય છે કે જેની બેનના પુત્રો આવા પ્રાક્રમી છે! પછી તે રાજા સહિત ઘેર ગયા. ત્યાં તે જગતને પવિત્ર કરતારા બે ભાઇઓએ જાનકીને નમસ્કાર કરયો. ત્યારે સીતાએ તેમનુ મસ્તક ચુંબન કરયું. અને પ્રેમનાં આંસુ આણી બોલવા લાગી કે, "તમે રામ તથા લક્ષ્મણના જેવા થાઓ" એવો સીતાએ તેમને આશીરવાદ આપ્યો. ત્યાર પછી ત્યો પોતાના મામા વજ્રજંઘને બંને ભાઇ કેહેવા લાગ્યા કે, પ્રથમ અયોધ્યા તરફ જવાનું અમે પુછયાથી ત્યાં જવાનું તમે કબુલ કરયું હતું. માટે અમને ત્યાં જવાની રજા આપો: અને લંપાક, કાંલાંબુ, કુંતલ, શલભ, અનલ, અને ચુલ. ઇત્યાદિક રાજાઓને સાથે ચાલવાની આગ્ના કરો. પ્રયાણ ભેરી વગડાવો. ચારે દિશાને સેન્યે કરી આછાદન કરો. જેણે અમારી માતાને મુકી દીધી છે, તેનો પ્રાક્રમ જોઇએ તો ખરા એવું પુત્રનુ બોલવું સાંભળીને રોદન કરીને સીતા કહેવા લાગી હે બાળકો, હમણાં કરમે કરી તમને શી અનર્થની ઇચ્છા થઇ છે? જેણે ત્રીલોક કંટક રાવણને મારયો. તે તમારા પીર માવીત્ર દેવોથી પણ જીતાય નહી. તો તમે શા હિસાબમાં તમને જોવાની ઇચ્છા હોય તો નમ્રપણાથી સુખે ત્યાં જાઓ. તમે બાલક છો માટે પુજ્ય પુરૂષને ઠેકાણે વિનય કરવું યોગ્ય છે. એવું સીતાનુ બોલવું સાંભળીને બંને ભાઇ ફરી સીતાને કહે છે, હે માતા, તને મુકીને શતરૂપદ પામનારા પિતા વિષે વિનય શો કરવો! ત્યાં જઇને અમે તારા પુત્ર છીએ, એમ કેમ બોલીએ! માટે પોતે જઇને તેને લજ્જા ન કરનારા અને જનકને આનંદ કરનારા વચનો બોલીશું. કેમકે તેવોને યુદ્ધમાં બોલાવ્યાથી બેઉ કુલને યશકારક છે.

એવી રીતે બોલીને તથા સીતાને રડતી મુકીને ત્યો મોટા આનંદે કરી સેન્ય સહિત રામની નગરી પ્રત્યે જવા નીકળ્યા. મારગમાં ચાલતાં કુહાડા અને કોહાળીઓએ કરી દસ હજાર પુરૂષો ઝાડોને તોડી જમીન સરખી કરતા થકા ક્રમે કરી ત્યાં જઇ સેન્ય સહિત રામની નગરીની ચારે દિશા ઘેરી લીધી. એવા મહાપ્રાક્રમી બેઉ ભાઇઓ યુદ્ધ કરવાના હેતુથી અયોધ્યા નગરીની પાસે જઇને રહ્યા. નગરી બાહાર સેન્ય ઘણુ આવ્યું, એવું સાંભળીને રામ અને લક્ષ્મણ વિસ્મય અને આનંદને પામ્યા.

લક્ષ્મણ બોલ્યો રામના પ્રાક્રમરૂપ જે અગ્ની, તેમાં આ પ્રતંગની પડે મરવાને કોણ આવ્યા છે!

પછી તે શતરૂ રૂપ અંધઃકારને સુર્યના જેવો રામ, શુગ્રીવાદિક તથા લક્ષ્માણને સાથે લઇને યુદ્ધ કરવા ચાલ્યો. આંઈ નારદના મુખથી સીતાનુ વર્તમાન સાંભળીને મોટી ત્વરાથી ભામંડલ રાજા પુંડરીકપુરમાં સીતાની પાસે આવ્યો. તેને જોઇને સીત્તા રડતી થકી બોલી હે ભાઇ! રામે મને મુકી દીધી, તેયાદ કરીને મારો ત્યાગ સહન ન કરનારા તારા ભાણેજા રામની સાથે યુદ્ધ કરવાને ગયા છે. માટે રામે ઉતાવળો થઇને મારો ત્યાગ કરયો, તેમજ પુત્રનો વધ ન કરે તો સારૂ! માટે જ્યાં સુધી "એ પોતાના પુત્ર છે." એમ ન જાણીને રામે તેમને મારયા નથી તેટલામાં આપણ ત્યાં જઇએ તો સારૂ. એમ કહીને તે સૈન્યમાં આવ્યા. ત્યારે ત્યોએ સીતાને નમસ્કાર કરયો. તેને સીતા કહે છે. હે પુત્રો, આ તમારો મામો છે. એને નમસ્કાક કરો. એવું સાંભળીને તેમણે ભામંડલ રાજાને પણ નમસ્કાર કરયો. તેણે તેમનુ મસ્તક ચુંબન કરીને તેમને પોતાના ખોળામાં બેશાડ્યા તેવારે ભામંડલ હરખીત થઇ કહેવા લાગ્યો મારી બેન પ્રથમ વીરપત્ની હતી, તે આ વખતે વીર માતા થઇ. તમે વીર પુત્ર પોતે મોટા માની છો. તથાપિ પિતા અને કાકાની સાથે યુદ્ધ કરવું યોગ્ય નથી, જેના યુદ્ધમાં મહામલ્લ જે રાવણ, તે પણ સમર્થ થયો નહી. તેમની સાથે માત્ર ભુજાના બળવડે તમે કેમ યુદ્ધનો આરંભ કરયો. ત્યારે તેવો કહેવા લાગ્યા કે હે મામા, સ્નેહના યોગ્યથી આટલો ભય બશ છે. અમારી માતા જે તમારી બેન, તેણે પણ અમને કહ્યું કે, "તમારા પિતાની સામે કોઇ પણ મલ્લ નથી." તે અમે જાણીએ છીએ. પણ યુદ્ધ મુકીને ત્યોનેજ લજ્જા કેમ ઉપજાવીએ.

એમ ત્યો બોલતા છતાં પરસ્પર સૈન્યોનું યુદ્ધ ચાલુ થયું. તેવારે "સુગ્રીવાદિક વિદ્યાધરો એમના સૈન્યને મારશે" એવા હેતુથી ભામંડલ સંગ્રામમાં આવ્યો. એટલામાં તે બે કુમારો પણ યુદ્ધ કરવાને ઉઠ્યા. તેમની સામે સુગ્રીવાદિક વિદ્યાધરો નિશંક યુદ્ધ કરતા છતાં ત્યાં ભામંડલને આવીને પુછવા લાગ્યા કે, આ કોણ છે? ત્યારે તેણે કહ્યુ કે, એ રામના પુત્ર છે. એવું સાંભળીને સીતાની પાસે જઇ તેને નમસ્કાર કરીને તેની સામે ભુમી ઉપર બેઠા. આંઇ એક ઘડીમાં લવણાંકુસે રામના સૈન્યનો ઘાણ કાહાડી નાંખ્યો. વનમાંના સિંહની પઠે તે રણમાં જ્યાં જ્યાં ફરવા લાગ્યા . ત્યાં ત્યાં રથી, સાદી, નિષાદી, હાથમાં આયુધો લઇને રહ્યા નહી. ત્યારે પોતાનુ પેન્ય નાશ થયું. એમ જાણીને રામ લક્ષ્મણ યુદ્ધમાં આવ્યા. ત્યાં તે બાળકોને જોઇને

પરસ્પર બોલવા લાગ્યા.

આ બાળક આવા શતરૂ કોણ છે? એમને જોઈને મન પાછું હઠે છે. એમનાથી યુદ્ધ કરવું નહીં. અને એમને આલિંગન કરવું એવો ભાવ થાય છે. એવો રામ લક્ષ્મણ વિચાર કરે છે તેટલામાં તે બે ભાઇ (વિનય પુર્વક) રામ લક્ષ્મણ પ્રતે કહેવા લાગ્યા. આખા જગને જીતનારા રાવણને પણ જીતનારા જે તમે, તેમની સાથે વીર યુદ્ધની શ્રદ્ધા કરનારા અમે તમને ઘણા કાળે જોયા. હે મહા ભાગ્યો, રાવણના યુદ્ધમાં તમારી રણશ્રદ્ધા પુર્ણ થઈનથી. તે અમે પુરી કરવાને આવ્યા છીએ. તેમજ તમે અમારી ઇચ્છા પુર્ણ કરવાની અમે આશા રાખીયે છીયે.

(એવું ભાષણ થયા પછી રામ લક્ષ્મણ અને લવણાંકુશ એમણે પોત પોતાના ધનુષ્યોના તણકાર કરચા. પછી કૃતાંત સારથીએ રામનો રથ, અને વજ્રજંઘ રાજાએ અનંગલવણનો રથ, એ બેઉ સામે કરચા. તેમજ લક્ષ્મણનો સારથી વિરાધ તથા અંકુશનો સારથી પૃથુ, એ બેઉએ પોત પોતાના રથો સામે કરચા પછી તે સારથીએ ચાર દિશા તરફ ફરવા લાગ્યા. તેમાં બેસનારા યોદ્ધાઓ પરસ્પરની ઉપર શસ્ત્રનો વરસાત કરવા લાગ્યા. લવણાંકુશ જ્ઞાતી સંબંધ જાણીને સાપેક્ષ યુદ્ધ કરવા લાગ્યા. અને રામ લક્ષ્મણ અજ્ઞાને કરીને નિરપેક્ષ યુદ્ધ કરવા લાગ્યા. એવી રીતે નાના પ્રકારના આયુધોથી યુદ્ધ કરીને કૃતાંત વદનને રામ કહેવા લાગા કે શતરૂની સામે રથ લઈ જા. આટલામા શું ફરે છે? ત્યારે સારથી બોલ્યો કે એ યોદ્ધાએ સર્વ આંગ ઉપર બાણો મારચાથી આ ઘોડા ઘણા વ્યાકુળ થઇ ગયા છે, ચાબુકને પણ માનતા નથી. શસ્ત્ર તથા અસ્ત્ર કરી માર ખાધેલા મારા રથ જર જર થયા છે. આ મારી ભુજા શતરૂના બાણોના મારથી થર થર કાંપવા લાગી છે. તેથી ચાબુક લેવાને સમર્થ થતી નથી. એવું સારથીનું ભાષણ સાંભળી રામ કહેવા લાગ્યા કે મારૂ ધનુષ્ય પણ ચિત્રસ્થિતની પેઠે શિથિળ થઇ ગયું છે. આ વજ્રાવર્ત્ત ધનુષ, કાર્ય કરવાને તત્પર થતું નથી. આ મુશળરત્ન શતરૂનિર્દલન વિષે અક્ષમ થઈ ગયું છે. હમણાં એને ધાન્ય ખાંડવાની લાયકી થઈ છે. આ હળ દુષ્ટ ગજને અંકુશના જેવો હતો, તે આ સમયે ભુમી ખોદવાને યોગ છે. સર્વ કાળ યક્ષે કરી રક્ષણ થયેલાં તથા શતરૂને ક્ષય કરનારાં જે આ મારાં શસ્ત્રો, અને અસ્ત્રો તેની આવી અવસ્થા કેમ થઈ!

( એવી રીતે જેમ રામના શસ્ત્ર વ્યર્થ થઇ ગયા તેમજ મદનાંકુશની

સામે યુદ્ધ કરનારા લક્ષ્મણનાં હથિયારો પણ નકામાં થયાં. એટલામાં અંકુશે લક્ષ્મણના હૃદયમાં એક બાણનો પ્રહાર કરયો. તેણે કરી તે મુર્છિત થઇને રથની ઉપર પડ્યો. ત્યારે વિરાધે રથને અયોધ્યા તરફ ફેરવ્યો. એટલા સાવધ થઇ.) લક્ષ્મણ બોલ્યો કે હે વિરાધ, આ તેં નવીન શું કામ કરયું? રામનો ભાઇ અને દસરથનો પુત્ર જે હું, તેને એ અયોગ્ય છે. માટે જ્યાં આપણો શતરૂ છે ત્યાં જલદી રથને લઇ જા. આ ચક્ર વડે તેનું માથું હું કાપીશ.

(એવું સાંભળીને વિરાધ અંકુશની પાસે રથ લઇ ગયો, ત્યારે ઉભો રહે! ઉભો રહે! એમ બોલીને તથા ચક્રને ફેરાવીને મહા ક્રોધે કરી લક્ષ્મણે તે અંકુશ ઉપર નાખ્યું. ત્યારે અંકુશે બીજા અનેક શસ્ત્રો નાખ્યાં તેમજ લવણે પણ ચક્ર તોડવા સારૂ ઘણાં હથીઆરો નાખ્યાં- પરંતુ તે કોઇને ન માનતાં મોટા વેગથી આવી અંકુશને પ્રદક્ષિણા કરીને જેમ માળામાં પક્ષી આવી બેસે, તેમ તે પાછું લક્ષ્મણનાં હાથમાં આવ્યુ. ત્યારે તેણે ફરી નાખ્યું. તે વખતે પણ જેમ હાથી પોતાની રહેવાની હસ્તિશાળામાં આવે તેમ તેને પ્રદક્ષિણા કરીને ફરી તેના હાથમાં આવ્યું. ત્યારે રામ તથા લક્ષ્મણ ચિંતાતુર થઇને વિચાર કરવા લાગ્યા કે આ ભરતક્ષેત્રને વિશે બળદેવ વા સુદેવ એજ બે પુરૂષો છે, અમે નથી. એટલામાં સિદ્ધાર્થી અને નારદમુનિ ત્યાં આવીને ચિંતામાં બેઠેલા રામ લક્ષ્મણને કહેવા લાગ્યા.) જે હર્ષના ઠેકાણે આ સોક કેવો? પુત્રના હાથે પરાજય થએલા લોકોના વંશને પ્રકાશ કરનારો થતો નથી કે? આ લવણાંકુશ સીતાના ઉદરથી જન્મેલાછે, અને તારા પુત્ર છે. આ યુદ્ધના મિષે કરી તને મળવા આવ્યા છે. એ શતરૂઓ નથી. તેની નીશાની આ ચક્ર તેને મારવાને સમર્થ ન થતાં વ્યર્થ ગયું. એ જાણી લેવી.

(પછી સીતાના ત્યાગથી પુત્રની સાથે યુદ્ધ થવા સુધી સર્વ વ્રતાંત તેને નારદ કહી સંભળાવ્યો, તે સાંભળીને રામ મહા શોકે કરી દુઃખિ થયો થકો મુર્છાને પામ્યો. તેની ઉપર ચંદનનું પાણી છાંટ્યા પછી સાવધ થઇને લક્ષ્મણ સહિત આંખોમાં આંસુ લાવીને પુત્રની વાત્સલ્ય કરવા સારૂ લવણાંકુશની પાસે ગયો ત્યારે તેઓએ રથોમાંથી ઉતરીને રામ લક્ષ્મણના પગો ઉપર માથાં રાખ્યાં. રામે તેમને પોતાના ખોળામાં લઇને તથા મસ્તક ચુંબન કરીને શોકના સ્નેહથી મોટેથી રડવા લાગ્યો. પછી લક્ષ્મણે તેઓને રામના ખોળામાંથી પોતાના ખોળામાં લઇ, મસ્તક ચુંબન કરીને તેમનું આલિંગન કર્યું. ત્યારે

તેઓએ પિતાની પેઠે તેને નમસ્કાર કરયો. પછી તેમને શતરૂઘને પણ આલિંગન કર્યું ત્યારે વિવાહમાં મળેલાની પેઠે બેઉ સેન્યોના રાજાઓ આનંદ પામ્યા. પોતાના પુત્રોનુ પરાક્રમ, અને તેમને પિતાનો સમાગમ જોઇને સીતા મનમાં રાજી થઇ થકી વિમાનમાં બેશીને પુંડરીક પુરમાં ગઇ. રામ તથા લક્ષ્મણ પોતાના જેવા પરાક્રમવાળા લવણાંકુશને જોઇને, આનંદવાન થયા. પોનાના સ્વામીના હર્ષથી સર્વ ભુચર અને ખેચર લોકો રાજી થયા. ભામંડલના કહેવાથી વજરજંઘ રાજાએ રામ લક્ષ્મણને સેવકની પઠે નમસ્કાર કરયો. ત્યારે તેને રામ કહેવા લાગ્યો, હે વજરજંઘ રાજા તું પણ મને ભામંડલની પઠે છે. આ પુત્રને તેં મોટા કરીને ત્યોને અમારી પાસે લઇ આવ્યો માટે તું ધન્ય છે.

એમ બોલીને રામ લક્ષ્મણ પુત્રો સહિત પુષ્પક વિમાનમાં બેશીને નગરીમાં આવ્યા. ત્યારે નગરના લોકો ઉચું માથુ કરીને તેને જોવા લાગ્યા. અને રામના પુત્રોની સ્તુતિ કરવા લાગ્યા, એવી રીતે રામ પોતાને ઘેર આવ્યો. ત્યાં પુત્રો તથા લક્ષ્માણ સહિત વિમાનમાંથી ઉતરીને મોટા હર્ષે કરીને રામે ઉત્સવ કરાવ્યો પછી લક્ષમાણ, સુગ્રીવ, બિભીષાણ, હનુમાન અને અંગદાદિક એક ઠેકાણે મળીને રામને વિનંતી કરવા લાગ્યા.

હે રામ, તારા શિવાય અને આ પુત્રો શિવાય પરદેશમાં જાનકી મોટા દુઃખમાં રહી છે. જો આજ્ઞા આપો તો તેને આજ આંઈ બોલાવી લાવીએ. પતિ અને પુત્રો પાસે ન હોવાથી તે મરણ પામશે. તે સાંભળી રામ ( કિંચીત વિચાર કરીને ) બલવાન વિઘન કરનારા ખોટા અપવાદથી મેં જાનકીને કેમ કાહાડી મુકી ? સીતા સતી છે એ હું પાકુ જાણું છું. અને તે પણ પોતાને પવિત્ર માને છે. માટે દિવ્ય (સોગન વગેરે) દેવાને અગર ગ્રહણ કરવાને અમે બેઉને ભય નથી. તેથી લોકોની સામે જાનકીએ તેમ કરવું, પછી હું તેની સાથે સુખથી ગ્રહવાશ કરીશ, એવું રામનુ કહેવું સાંભળીને લક્ષ્મણ બોલ્યો. આપ બોલ્યા તે ખરૂ છે. એમાં કોઇથી પણ કાંઇ કહેવાય નહી. પછી નગરીની બાહાર મોટા મંડપો તેણે કરયા. ત્યાં મોટી મોટી બેઠકો કરાવી તેના ઉપર રાજાઓ, પુરના લોકો, પ્રધાનો, બિભીષાણ અને સુગ્રીવ પ્રમુખ ઘણા ખેચર બેઠા. પછી રામની આજ્ઞાથી સુગ્રીવ પોતે પુંડરીકપુરમાં સીતાની પાસે ગયો, તેને નમસ્કાર કરીને કહેવા લાગ્યો હે જાનકી તમારી સારૂ રામે મને આંહી મોકલ્યો છે માટે આ પુષ્પકવિમાનમાં બેશીને રામ

ની પાસે ચાલે ત્યારે સીતા બોલી હજી સુધી મને ત્યાગ કરીને વનમાં મુકી દેવાનુ દુઃખ વિસરયું નથી, એવો દુઃખ દેવાને કઠોર રૂદયનો જે રામ તેની પાસે ફરી હું કેમ ચાલું? એવુ સીતાનુ બોલવુ સાંભળીને સુગ્રીવ નમસ્કાર કરીને કહેવા લાગો. હે દેવી, તમે ક્રોધાયમાન થાઓ નહી. તમારી શિદ્ધી સારૂ પુરના લોકો તથા રાજાઓ વગેરે સહિત રામ બાહાર મંચક ઉપર બેઠો છે.

એવું તેનુ બોલવુ સાંભળીને શુદ્ધિની ઇચ્છાવાળી તે સીતા, વિમાનમાં બેશીને અયોધ્યામાં આવી. ત્યાં મહેંદ્રોદ્યાનમાં આવીને વિમાનમાંથી ઉતરી ત્યારે લક્ષ્મણ પાસે આવી અર્ઘાદિકથી પુજા કરીને રાજાઓ સહિત સીતાને તેણે નમસ્કાર કરયો. પછી લક્ષ્મણ સામે બેશીને કહેવા લાગ્યો કે હે દેવી તમે નગરીમાં આવીને તેને (નગરીને) અને ઘરને પવિત્ર કરો. ત્યારે સીતા કહે કે શુદ્ધિ થયા પછી આ નગરીમાં અથવા ઘરમાં પ્રવેશ કરીશ. તે શિવાય કરનાર નહી. એવી સીતાની પ્રતિજ્ઞા સાંભળીને તે સર્વ રાજાઓએ રામને કહ્યું કે, સીતાએ આવો જવાબ દીધો. ત્યારે રામ સીતાનીપાસે આવીને, (નીતી સહિત બોલે છે) હે સીતા તું રાવણના ઘેર રહીને તેની સાથે ઉપભોગ ન કરયા વિશે સર્વ લોકોની સામે શુદ્ધિ કરવાને અર્થે દિવ્ય કર. ત્યારે સીતા હશીને બોલી જે તમારા શિવાય બીજો કોઇ પણ વિદ્વાન નથી. કેમકે, માહારો દોષ બરાબર ન જાણીને મને વનમાં કાહાડી મુકવારૂપ દંડ પેહેલાં કરીને પછી પરીક્ષા લો છો કે? તમે મોટા નિપુણ છો તથાપિ જેમ તમે કહેશો તેમ કરવાને હું તઇયાર છું. કહો તો હું દિવ્ય પંચક કબુલ કરૂં છું. કહો તો ખુબ સળગેલી અગ્નીમાં હું પ્રવેશ કરૂં. લોખંડના ચાવલ ભક્ષણ કરૂ કાંટામાં બેશીને તોલાઉ, તાપેલો શીશો પીઉ, અને કહો તો લોખંડની બરછી જીભથી ઉપાડું, એ પાંચમાંથી જે તમને ગમે તે કરવાને કહો. (એટલામાં આકાશમાં સિદ્ધાર્થ નામનો નિમિત્તજ્ઞ, નારદ સહિત રૂષીઓ અને લોકો કોલાહલ શબ્દ કરીને કહેવા લાગા.) ભો ભો રાઘવ આ સીતા નિશ્ચયે કરી સતી, સતી, મહાસતી છે. એને વિષે કોઇ વિકલ્પ કરવા યોગ નથી, એહવું સાંભળીને રામ બોલ્યો હે સર્વ લોક, તમને કાંઇપણ મર્યાદા નથી પ્રથમ તમે જ દોષ રાખીને સીતા દુષિત કરી. અને હમણાં કહો છો કે એનામાં કાંઇપણ દોષ નથી. હવે પછી ફરી બીજુજ કાંઇ બોલશો. પ્રથમ એ દોષવાળી કેમ થઇ હતી? અને હમણાં આ દોષ રહિત સતી કેમ થઇ? તેમજ ફરીથી દોષ

રાખવાને તમને લગારે વાર લાગનાર નથી. માટે તમોનો ખાતરી આવવા સારૂ સીતાએ દદીપ્યામાન અગનીમાં પ્રવેશ કરવું યોગ છે,

એમ કહીને ત્રણસે હાથ લાંબો તથા ત્રણ પુરૂષ ઉભા રહે એવો એક ખાડો રામે ખોદાવ્યો. તેમાં ચંદનનાં લાકડાં ખડકયાં. એવા સમયે વૈતાઢ્ય પ-ર્વતની ઉત્તર દિશા તરફ રહેવાવાળો હરીવિક્રમ રાજાનો એક જયભુષણ નામનો પુત્ર હતો. તેની આઠસે સ્ત્રીઓ હતી, કોઇએક સમયે તેની સ્ત્રી કિરમંડલ મા-માના પુત્રની સાથે રમમાણ થઇ. તેની ખબર પડતાં તેણે તેને ઘરમાંથી કાહા ડી મુકી. અને તેજ વખતે પોતે દિક્ષા લીધી. તેની તે સ્ત્રી કાળ કરી ગયા પ છી વિદ્યુતદંષ્ટ્રા નામની રાક્ષસી થઇ. અને તે જયભુષણ અયોધ્યાની બાહા ર આવીને કાયોત્સગ ધ્યાને રહ્યા. તેને તે રાક્ષસીએ ઘણો ઉપદ્રવ કરયો. તે વખતે તેને કેવળજ્ઞાન ઉપન્યું. તેનો ઉત્સાહ કરવા સારૂ ત્યાં ઈંદ્રાદિક દેવો આવ્યા. તે સીતાનુ કર્મ જોઇને તે દેવો ઈંદ્રને કહેવા લાગ્યા. લોકોના મિથ્યા પવાદ સીતા અગનીમાં પ્રવેશ કરે છે. એવું સાંભળીને સીતાની સહાયતા કરવા સારૂ પોતાના સેનાનીને તેણે આજ્ઞા કરી અને પોતે તે મુનિના કેવળજ્ઞાનનો મહોત્સવ કરયો. એટલામાં આંઇ રામની આજ્ઞાથી તે ચંદનના લાકડાથી ભ-રેલા ખાડામાં ચાકર લોકોએ અગની સળગાવ્યો. તે જયારે ખુબ સળગો અને તેના તેજ આંખોથી જોવાય નહી એવો જાજવલ્ય થયો તાહારે તેને જોઇને રામ મનમાં ચિતન કરવા લાગો કે, અહો? મારૂ નિર્દયપણું અત્યંત પ્રગટ થયુ. આ સીતા નકી મહા સતી છે, અને જરૂર આ અગનીમાં પેસશે, દૈવની પઠે દિ-વ્યની પણ અવળી ગતી છે મારી સાથે એ વનવાશમાં ચાલી, ત્યાં તેને રાવણે હરણ કરી. ફરી મારા કૃત્યથી એ વનમાં ગઇ. અને આ કૃત્ય પણ મારા હા થે થાય છે એવી રીતે રામ મનમાં વિચાર કરે છે, એટલામાં સીતા અગની ની પાસે આવી, અને સર્વજ્ઞ ભગવાનને નમસ્કાર કરીને પોતાના સંચ કરી ક હેવા લાગી. હે લોકપાલ સહિત લોકો તમે સર્વ સાંભળો, જો મેં મારા પતિ રામ વિના બીજા કોઇની અભિલાષા કરી હોય હોય તો આ અગની મને બાળો અને જો તેમ ન હોય તો જલની પઠે સુખે સ્પર્શ રૂપ થાઓ.

એમ કહીને નવકાર મંત્રનુ સ્મરણ કરીને સીતાએ તે અગનીમાં કુ-દકો મારયો, તેને અડકતાંજ અગની શાંત થઇ ગયો. અને તે ખાડો પાણી થી ભરાઇને કુવાના જેવો થઇ ગયો. તેની ઉપર કમલા વસ્થિત લક્ષ્મીની પઠ પોતાના પતિવ્રતાના પ્રભાવથી તે જલમાં બેસતી તેમ રહી. તે જળમાં

ક્યાંક હુંકાર શબ્દ, ક્યાંક ગુલ ગુલ, ક્યાંક ભેરીના જેવો, ક્યાંક પટ પટ થાય, ક્યાંક દિલિ દિલિ. સાંભળ્યામાં આવે, ક્યાંક ખળ ખળ અવાજ, અને ક્યાંક આવર્ત. એવી રીતે થવા લાગ્યું. અને તે પાણી સમુદ્રના પાણીના જેવું. દેખાવા લાગ્યું. સમુદ્રની ભરતીની પઠે કુવામાંથી પાણી વધીને તેણે મોટા મોટા મંચક બુડાવવાનો આરંભ કર્યો, તેના ભયથી વિદ્યાધરો આકાશમાં ઉડી ગયા. અને ભુચર લોક. "હે મહાસતી સીતા અમારૂં રક્ષણ કર. એવો આક્રોશ કરવા લાગ્યા. ત્યારે સીતા બાહાર આવીને તે પાણીને પોતાના હાથથી પાછું ફેરવ્યું. તેના પ્રભાવથી તે પાણી ફરી કુવામાં સમાઇ ગયું. પછી તે વાપી, ઉત્પલ, કુમુદ પદ્મ, અને પુંડરીક, ઇત્યાદિકે કરી શોભવા લાગી સુગંધીના લોભથી જેની ઉપર ભમરા ગુંજાર કરી રહ્યા છે, હંસાદિક પક્ષિઓ વડે આનંદ દાયક લાગે છે; મોટા મોટા છે જેમાં તરંગો માણીનીજ જેને પાયરીઓ છે. રત્ન પાષાણના જેના કિનારા. એવી તે મનોરમા વાય થઇ. આકાશમાં સીતાના આચરણની સ્તુતિ કરીને નારદાદિ મુનિઓ નાચવા લાગ્યા. આ ચેશસ્કર રામની સ્ત્રી કેટલી શીળવાળી છે! શું એનુ શીલ! એવા લોકના શબ્દોથી આકાશ સહિત પૃથ્વી ભરાઇ ગઇ. માતાનો પ્રભાવ જોઇ, લવણાંકુશ રાજી થઇને હંસના જેવા તેની પાસે આવ્યા. જાનકીએ તેમનાં મસ્તક ચુંબન કરચાં, નદીના બેઉ તટો ઉપર ઉભેલા હંસોની પઠે સીતાની આસ પાસ તે શોભવા લાગ્યા. પછી લક્ષમણ શતરૂઘ્ન ભામંડલ બિભીષણ અને સુગ્રીવાદિકે આવીને તેને નમસ્કાર કરચો. રામ પણ ત્યાં આવી પશ્ચાતાપ પામી, સીતાને કેહેવા લાગ્યો.

હે દેવી, સ્વભાવે અસત્ય દોષનો આરોપ કરનારા જે આ પુરવાશી લોક, તેમના છંદના અનુરોધ ( બળ ) થી તને મેં મુકી. તેની તું ક્ષમા કર. મેં ઘોર વનમાં નાખી પરંતુ ત્યાં પોતાના પ્રભાવે કરી તું જીવતી રહી તે પણ એક દિવ્યજ સમજવું. તથાપિ મેં તે જાણ્યું નહી. ઇત્યાદિક મારા અપરાધોની ક્ષમા કરી પોતાને ઘેર ચાલ. અને પ્રથમની પઠે મારી સાથે સુખભોગ ભોગવ એવું સાંભળીને સીતા કહેવા લાગી હે પ્રાણનાથ, તમારો દોષ નથી. લોકોનો દોષ નથી. અને બીજા કારણોનો પણ નથી. દોષ ફક્ત મારા પુર્વ કર્મોનો છે. એવાં દુઃખ કરનારાં જે કર્મોએ કરી હું ખિન્ન થઇ ત્યોને કાપવા સારૂ હું દિક્ષા લેઉ છું, હવે મને સંસારમાં રહીને સુખ ભોગ ભોગવવાની ઇચ્છા નથી.

( એમ કહીને જાનકીએ પોતાંના હાથથી માથા ઉપરના કેશો ઉખેડી નાખ્યા. તે જેમ જીનેશ્વર ઇંદ્રને આપે તેમ તેણે રામને આપ્યા. એમ જોઇને રામ તત્કાળ મુરછા ખાઇ પૃથ્વી ઉપર પડયો. તે સાવધ થવાની આગમજ સીતા જયભુષણ મુનિની પાસે ગઇ. ત્યારે તે કેવળીએ જાનકીને વિધીએ કરી દિક્ષા દઇને સુપ્રભા નામની સાધ્વીના પરિવારમાં તેને ભળાવી તેની સાથે વીચરતી થકી નીરતીચાર વ્રત પાળવા લાગી.

## इत्याचार्य श्री हेमचंद्र विरचिते श्री राम लक्षमण चरीत्रे

**नवमो खंड समाप्त.**

# અથ શ્રી દસમો ખંડ પ્રારંભતે



પછી રામના અંગ ઉપર ચંદનનું પાણી છાંટયાથી તે સાવધ થઇને કહેવા લાગ્યો કે, તે સીતા દેવી ક્યાં છે? હે ભુચર, હે ખેચર, તમે જો મરવા લાયક ન હોતો લુંચિતકેશા (વાળ વનાની) જે મારી પ્રિયા તે મને બતાવો. હે વત્સ, હે લક્ષ્મણ, ભાતો ભાતો, ધનુષ્ય, ધનુષ્ય, હું દુઃખિ છતાં આ સર્વ ઉદાશીન બેઠા. એમ કહીને રામે હાથમાં ધનુષ્ય લીધું. એટલામાં લક્ષ્મણ આવીને કહે છે, હે હે આર્ય, આ શું ! આ લોક તાહારા સેવક છે તું ન્યાયવાન છતાં લોકના ભયથી તેં સીતાનો ત્યાગ કરયો. તેમ તે સીતા એ પણ સ્વાર્થને અર્થે આ સંસારના ભયથી તેણે સર્વ મુકી દીધું. તેણે આ પાણી સામે કેશલુંચન કરીને જય ભુષણ મુનિની પાસે દીક્ષા લીધી. તે મુનીને આ વખતેજ કેવળજ્ઞાન ઉત્પન થયુ છે. તેના જ્ઞાનનો મહોત્સવ અવશ્ય કરતવ્ય છે. ત્યાં દિક્ષા ધારણ કરનારી સતી માર્ગની પઠે મુક્તિ માર્ગ બતાવનારી સ્વામિની સીતા પણ છે. એવું તેનુ બોલવું સાંભળીને રામના ચિત્તને કાંઇક શાંતી થએથી કહે છેઃ— મારી સ્ત્રીએ તે કેવળી મુનિની પાસે દિક્ષા લીધી. તે ઘણું ઉત્તમ કર્યું. એમ કહીને પરિવાર સહિત રામ જયભુષણ મુનિ પાસે જઇને તથા વંદના કરીને દેશના સાંભળવા લાગ્યો. હે પ્રભો, હું આત્માને જાણુતો નથી. માટે ભવ્ય છું કે અભવ્ય છું? તે મને કહો. ત્યારે તે કેવળી બોલ્યા.— હે રામ તું કેવળ ભવ્યજ છે, તે તો રહ્યું, પણ આજ જન્મમાં કેવળજ્ઞાનને પામીને તું મોક્ષને પામીશ. ત્યારે તેને રામ કહેવા લાગ્યો કે, દીક્ષા લીધા પછી મોક્ષ મળવાને ખોટી નનથી. અને સર્વ ત્યાગેથી દિક્ષા લેવાય છે. પણ આ લક્ષ્મણનો ત્યાગ થવું મુશકેલ છે. કેવળી કહે હજી તને બળદેવ સંપતી ભોગવવી જોઇએ છે. તે ભોગવી સર્વ સંગ મુકી. દિક્ષા લઇને મોક્ષને પામીશ. ત્યારે બિભીષણ નમસ્કાર કરીને તે મુનિને પુછે છેઃ— ક્યાં પુર્વ કરમે રાવણે સીતાનુ હરણ કરયું. અને ક્યાં કરમે લક્ષમણે યુદ્ધમાં તેને મારયો. ! સુગ્રીવ ભામંડલ લવણાંકુશ, અને હું એ બધા રામના અત્યંત ભક્ત કયા કરમે થયા? એવુ

સાંભળીને તે ભગવાન મુની તેને કેહે છે.

દક્ષિણાર્ધ ભરત ક્ષેત્રમાંના ક્ષેમપુર નામના નગરમાં એક નયદત્ત નામને વાણીયો હતો. તેની સુનંદા નામની સ્ત્રીના પેટે ધનદત્ત, અને વસુદત્ત નામના બે પુત્રો થયા. તેનો મિત્ર એક યાજ્ઞવલક્ય નામનો બ્રાહ્મણ હતો. તેજ નગરમાં સાગરદત્ત નામનો બીજો એક વાણીઓ હતો. તેને ગુણધર નામનો પુત્ર હતો. અને એક ગુણવતી નામની કન્યા હતી. તે કન્યા સાગરદત્તે નયદતના પુત્ર ધનદતને દીધી. અને તેની રત્નપ્રભા નામની માતાએ દ્રવ્યના લોભથી ત્યાંના એક શ્રીકાંત નામના શેઠને છાની રીતે દીધી. એ વાતની યાજ્ઞવલક્યને ખબર પડી. તેણે જઇ પોતાના મિત્ર ધનદત તથા વસુદત્તને કહ્યું. વસુદત્તે રાતરે જઇને શ્રીકાંતને મારી નાખ્યો. તેમજ શ્રીકાંતે ખડગ વડે તેને મારી નાખ્યો. પછી તે બેઉ વિંધ્યાટવીમાં મૃગ થયા. અને ગુણવતી પણ પરણ્યા વિના મરીને ત્યાંજ મૃગી થઇ. તેને માટે ત્યો લડીને મરી ગયા. ત્યાર પછી પરસ્પર વૈરે કરી ત્યો અનેક ભવમાં ભટકયા.

આંઇ ધનદત, ભાઇના મરવાથી દુઃખી થઇને રાત્રના ફરતો છતાં તેને ભુખ લાગી. તેવામાં કોઇ સાધુઓને તેણે જોયા. તેની પાસે તેણે ખાવાનુ માગ્યું. ત્યારે તેમાના એક મુનિએ તેને કહ્યું કે. સાધુઓ તો દિવશના પણ અન પાનાદિક રાખ્તા નથી, તેમ છતાં તને રાતના ભોજન કરવાની કેમ ઇચ્છા થઇ ? આવા અંધઃકારમાં અન કોણ જુવે છે ! એ પ્રમાણે તેને બોધ કરીને તદ્રપી અમૃત તેના કાનમાં રેડયું. કાળે કરી તે મરીને સૌધર્મ દેવલોકમાં દેવ થયો. કેટલાએક કાળે ત્યાંથી આવીને એક મહાપુર નગરમાં મેરૂનંદન નામના શ્રાવકની સ્રી ધારિણીના પેટે પદમરૂચિ નામનો પુત્ર થયો. કોઇએક સમયે તે ઘોડા ઉપર ચડીને પોતાની ઇચ્છાથી ગોકુલ પ્રત્યે ચાલ્યો ત્યાં રસ્તામા મરવાને પડેલા બેલોને તેણે જોયા. ત્યોની દયા આવ્યાથી નીચે ઉતરીને તેમની પાસે આવ્યો. અને તેમના કાનમાં પંચપરમેષ્ટીના નમસ્કારરૂપ મંત્ર કહ્યો. તે મુવા પછી તે મંત્રના પ્રભાવે કરીને તેજ નગરમાં છત્રછાય નામના રાજાની સ્રી શ્રીદત્તાને પેટે વૃષભધ્વજ નામનો પુત્ર થયો. તે મોટો થઇ પોતાની ઇચ્છાથી ફરતો છતાં કોઇ એક સમયે પેલા બેલોના ઠેકાણા પાસે આવ્યો. પુર્વ જન્મના દરશનથી તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. ત્યારે ત્યાં એક દેરાસર કરાવીને તેની એક ભીંત ઉપર મરવા ટે-

કેલા વૃદ્ધ બેલોનાં ચિત્ર કરાવ્યાં. તેમના કાનમાં નવકાર મંત્ર કહેવા વાળો પુરૂષ તેમની સામે જિનેંદ્ર સહિત કહાડયું. ત્યાં પેહેરો રાખીને તેમને કહ્યું કે, આ ચિત્રને જે યથાર્થપણે જોસે તે પુરૂષની વાત આવીને તમે મને કેહેજો. એમ કહીને તે પોતાને ઘેર ગયો.

કોઇ એક સમયે ત્યાં ચૈત્ય વંદન કરવા સારૂ પદમરૂચિ નામનો શેઠ આવ્યો. તેણે અર્હતને નમસ્કાર કરીને ભીત ઉપરનાં ચિત્ર જોયાં. ત્યારે આ સર્વ મારાંજ છે એમ તે વિસ્મય થયો થકો બોલ્યો. તે જોઇને રક્ષકોએ તે વાત રાજાને જઇ કહી. ત્યારે તે વૃષભધ્વજ ત્યાં આવ્યો. અને તેને પુછવા લાગ્યો કે, આ ચિત્રોનો વૃતાંત તું શું જાણે છે? ત્યારે તેણે કહ્યું કે, પુર્વે મુવેલા જે આ બેલો તેમને મેં નવકાર મંત્ર આપ્યો છે, તે જાણનારા પુરૂષે આંઈ મારૂ પણ ચિત્ર કહાડયું છે. એવું તેનુ બોલવું સાંભળીને તેને નમસ્કાર કરી વૃષભધ્વજ કહેવા લાગ્યો કે, જે આ વ્રદ્ધ બેલ છે, તે હું છું. તે નમસ્કાર મંત્રના પ્રભાવથી રાજપુત્ર થયો. તે તર્યક યોનિમાં તેં કૃપાલુ થઇને મને નવકાર મંત્ર આપ્યો, નીકર ફરી મને તેવીજ યોની મળત. માટે તું સર્વથા મારો ગુરૂ, સ્વામી, તથા દેવ છે. આ રાજ પણ મને તારા પ્રભાવથી મળ્યું છે. માટે તું લે. અને તેનો ઉપભોગ ભોગવ એમ બોલીને પદમરૂચિ સહિત વૃષભધ્વજ શ્રાવક વ્રત પાલન કરી વિહાર કરવા લાગ્યા. એવી રીતે ઘણા કાળ ગયા પછી કાળ કરીને ઇશાન દેવલોકમાં તે બેઉ મરધિક દેવ થયા. તેમાંનો પદમરૂચી ત્યાંથી આવીને મેરૂની પશ્ચામ દિશામાં વૈતાઢ્ય પર્વત ઉપર નંદાવર્ત નગરમાં નંદીશ્વર રાજાની સ્રી કનકમાલીના પેટે નયનાનંદ નામનો પુત્ર થયો. તે ઘણા કાળ સુધી રાજ કરી દિક્ષા લઇને માહેંદ્ર દેવલોકમાં દેવ થયો. ત્યાંથી આવીને પુર્વ મહાવિદેહ ક્ષેત્રમાં ક્ષેમા નગરીના વિપુલાવાહન રાજાની સ્રી પદમાવતીને પેટે શ્રીચંદ્ર નામનો પુત્ર થયો. તે ઘણા કાળ રાજ ભોગવીને એક સુમાધીગુપ્ત નામના મુનિની પાસે દિક્ષા લઇ કાળ કરી ગયા પછી બ્રહ્મદેવલોકનો ઇંદ્ર થયો કાળે કરીત્યાંથી આવીને આ તું પદમ નામનો રાજા રામ ભગવાન થયો.

વૃષભધ્વજનો જીવ આ સુગ્રીવ થયો. શ્રીકાંતનો જીવ ભવ ભ્રમણ કરીને મૃણાલકંદ પત્તનમાં વજરજંબુ નામના રાજાની સ્રી હેમવતીના પેટે શંભુ નામનો પુત્ર થયો. વસુદત્તનો જીવ ભમતાં ફરીને શંભુ રાજાના ઉપાધ્યાય વિજયની સ્રી રત્નચુડાના પેટે શ્રીભુતિ નામનો પુત્ર થયો. તે ગુણવતી

પણ ભવભ્રમણ કરીને શ્રીભુતીની સ્ત્રી શાસ્વતીના પેટે વેગવતી નામની કન્યા થઈ. તે યૌવન અવસ્થામાં આવ્યાથી કોઇ એક સમયે જનોએ કરીને વંદના કરવા યોગ એક પ્રતિમાસ્થ સુદરશન નામના સાધુને જોઇને તેની મશ્કરી કરતી બોલી કે, અહો આ સાધુ આજ નજરે પડયો. પ્રથમ તો સ્ત્રી એની સાથે ક્રીડા કરતો હતો તે સ્ત્રીઓ એણે બીજે ઠેકાણે મોકલી દીધી. એવાને લોકો કેમ વંદન કરે છે? એવું સાંભળીને તેની ઉપરથી લોકોનો ભાવ ગયો. પછી તેના ઉપર દોષારોપ કરીને લોકોએ તેનુ સાધુપણું નાશ કરવાનો આરંભ કરયો, ત્યારે તે મુનિ કહેવા લાગ્યો કે, જ્યાં લગણ મારો કલંક ગયો નથી ત્યાં લગણ હું પારણું કરનાર નથીં, એવો તેણે નિયમ કરયો. પછી દેવતાના ક્રોધે કરી વેગવતીના મુખ ઉપર સોજા ચહડ્યા ત્યારે સાધુનો તિરસ્કાર કરયો એમ જાણીને તેના પિતાએ તેનો ઘણો અપમાન કરયો પછી તે રોગે કરી તથા પિતાના ભયથી સુદરશન મુનિની સામે લોકોના દેખતાં મોટા અવાજે બોલવા લાગી કે, તું સર્વથા નિરદોષ છે. મેં તારા ઉપર ખોટો આરોપ કરયો. હે ક્ષમાનિધી, મારા અપરાધની ક્ષમા કરો. એવું સાંભળીને લોકોએ ફરી તે મુનિની પુજા કરી. તે દિવસથી તે વેગવતી રોગ રહિત થઈ થકી શ્રાવીકા થઈ. તે મહારૂપવતી હતી તેથી શંભુ રાજાએ તેની માગણી કરી ત્યારે તેનો પિતા શ્રીભુતી કહેવા લાગ્યો કે, મિથ્યાદૃષ્ટિ પુરૂષને હું મારી કન્યા દેનાર નથી પછી શંભુએ શ્રીભુતિને મારીને બળે કરી તેની કન્યાનો ઉપભોગ લીધો. ત્યારે તેણે તેને શ્રાપ દીધો કે, જન્માંતરે તારા વધને અર્થે હું ઉત્પન થઇશ. શંભુએ તેને મુકયા પછી તેણે હરિકાંતા નામની સાધ્વીની પાસે દિક્ષા લીધી. પછી કાળે કરી મરીને બ્રહ્મ દેવલોકમાં ગઇ. ત્યાંથી આવીને શંભુના જીવ રાવણના મૃત્યુને માટે પુર્વ નિદાનના બળથી જનકની કન્યા આ સીતા થઇ. પુર્વ ભવમાં સુદરશન મુનિ ઉપર એણે મિથ્યાદોષ રાખ્યો હતો. તેથી આંઇ એની ઉપર લોકોએ મુકેલા દોષરૂપ મિથ્યા કલંક લાગ્યો, શંભુનો જીવ પણ ભવમાં ફરીને કુશધ્વજ બ્રાહ્મણની સ્ત્રી સાવિત્રીના પેટે પ્રભાસ નામનો પુત્ર થયો. કોઇએક સમયે વિજયસેન મુનિની પાસે દિક્ષા લઇને તે ઉત્તમ તપ કરવા લાગ્યો, કોઈએક વખતે સમેતસીખરની યાત્રા કરવા સારૂ જતો વિદ્યાધરોનો સ્વામી કનકપ્રભ, તેનેઇંદ્રના જેવો શ્રીમાન જોઇને "આ તપે કરી આવો સંપતીમાન હું થઇશ." એવો નિદાન કરયો, પછી મરણ પામીને ત્રીજા દેવલોકમાં તે દેવ થયો. ત્યાં

થી આવીને કનકપ્રભની બરાબર સબંધીના નિદાનથી તે તારો ભાઇ રાવણ થયો. ધનદત વસુદતનો મિત્ર યાજ્ઞવલક્ય બ્રાહ્મણ ઘણા કાળ ભવ ફરીને તું બિભીષણ થયો.

તે શ્રીભુતિ કાલ કરી સ્વર્ગમાં જઇ. ત્યાંથી આવીને સુપ્રતિષ્ઠ નગરમાં પનર્વસુ નામનો વિદ્યાધર થયો. કોઇ એક સમયે તેણે કામે કરી પીડિત થઇને પુંડરીકવિજય નામના નગરમાં ત્રિભુવનાનંદ ચક્રીની અનંગસુંદરી નામની કન્યાનું હરણ કર્યું. તેના શોધને તે ચક્રીએ મોકલેલા વિદ્યાધરોની સામે યુદ્ધ કરતો છતાં તે અનંગસુંદરી વિમાનમાંથી નીકળીને એક નિકુંજમાં (જ્યાં ઝાડી ઘણી હોય તે ઠેકાણે) પડી. તે મળવાને પુનર્વસુ નિયાણો બાંધીને દીક્ષા લઇ સ્વર્ગમાં ગયો. ત્યાંથી આવીને આ લક્ષ્મણ થયો. અને તે અનંગસુંદરીએ વનમાં રહીને ઉત્તમ પ્રકારનો તપ કરયો. કોઇ એક સમયે તેને અજગર ગળી ગયો. તે સમાધિમાં મરણ પામ્યા પછી ત્રીજા દેવલોકમાં દેવી થઇ. ત્યાંથી આવીને આ લક્ષ્મણની સ્ત્રી વિશલ્યા થઇ. ગુણવતીનો ભાઇ જે ગુણધર તે ભવમાં ફરીને કુંડલમંડિત રાજપુત્ર થયો. તે શ્રાવકપણું પાળીને મુવા પછી સીતાનો ભાઇ આ ભામંડળ થયો. કાલિંદી નગરીમાં વામદેવ નામના બ્રાહ્મણની સ્ત્રી શ્યામલાને પેટે વસુનંદ અને સુનંદન નામના બે પુત્રો થયા. કોઇ એક સમયે તેને ઘેર માસના ઉપવાસ કરનારા મુનિ પારણા કરવા સારૂ આવ્યા. તેને ભક્તિએ કરી તેણે ભોજન કરાવ્યું તેથી મુવા પછી દાન ધર્મે કરી ઉત્તર કુરૂને વિષે તે યુગ્મી (જોડલા) થયા કાલ કરી ગયા પછી સૌધર્મ દેવલોકમાં દેવ થયા. ત્યાંથી આવીને કાલિંદી નગરીમાં રતિવંદન રાજાની સ્ત્રી સુદર્શનાના પેટે પ્રિયંકર શુભંકર એ નામના બે પુત્ર થયા. ત્યાં ઘણા કાળ રાજ્ય કરીને દીક્ષા લઇ મરણ પામ્યા પછી ગ્રૈવેયક દેવલોકમાં દેવ થયા. ત્યાંથી આવીને આ લવણાંકુશ થયા. તેમની પુર્વ જન્મની માતા સુદર્શના ઘણા કાળ ભવ ફરીને રામના પુત્રને વિદ્યા શીખવનારો આ સિદ્ધાર્થ થયો.

એવાં મુનિનાં વચનો સાંભળીને ઘણા લોકો સંવેગને પામ્યા. તે વખતે રામના સેનાની કૃતાંતવદને તે સાધુની પાસે દીક્ષા લીધી. ત્યારે રામ ઉઠી જયભુષણને નમસ્કાર કરીને સીતાની પાસે જઇ મનમાં ચિંતન કરવા લાગ્યો. આ કોમળ ફુલોના જેવી કોમળ અંગવાળી રાજપુત્રી મારી પ્રિયા સીતા શીતોષ્ણકલેશ કેમ સહન કરસે.! આ સંયમ રૂપી ભાર હૃદયે કરી ઉપાડવાને

મહા કઠણ છતાં તેને આ કેમ ઉપાડી સકશે? અથવા જેના શીલનો નાશ કરવાને રાવણ પણ સમર્થ થયો નહી, તે આ સયમ રૂપ પ્રતિજ્ઞા પાળવાને જરૂર સમર્થ થશે. એવો વિચાર કરીને રામે ગદગદ કંઠ થઇને સીતાની વંદના કરી. તેમજ લક્ષ્માણ વગેરે બીજા રાજાઓએ પણ વંદના કરી. પછી પરિવાર સહિત રામ પાછો અયોધ્યામાં આવ્યો. આંઇ સીતા અને કૃતાંતવદન એ બેઉ જણ ઉત્તમ તપ કરવા લાગ્યા. તેમાં કૃતાંતવદન ઘણા દિવશ તપ કરીને બ્રહ્મ દેવલોકમાં ગયો. અને સીતા સાઠ વર્ષ સુધી અનેક પ્રકારના તપ કરીને છેવટ બાવીશ દિવશ પાંદડાં અને વાયુનું ભક્ષણ કરીને મુવા પછી તેનો જીવ અચ્યુત દેવલોકનો ઇંદ્ર થયો.

વૈતાઢ્ય પર્વત ઉપર કાંચનપુર નામના નગરમાં એક કનકરથ નામનો વિદ્યાધર રાજા થયો. તેની કન્યાઓ મંદાકિની અને ચંદ્રમુખીના સ્વયંવરમાં પુત્રો સહિત રામ તથા લક્ષ્માણાદિક રાજાઓને તેણે બોલાવ્યા. તે સર્વ ત્યાં જઇ બેઠા છતાં મંદાકિન્યાએ પોતાની ઇચ્છાથી અનંગલવણના ગળામાં વરમાળ ઘાલી. અને ચંદ્રમુખીએ અંકુશના ગળામાં ઘાલી. તે જોઇને લક્ષ્મણના અઢીશે પુત્રો શ્રીધરાદિક ક્રોધમાં આવીને ઉઠ્યા. તેમનો અભિપ્રાય જાણીને તેમને લવણાંકુશ કહેવા લાગ્યાઃ—આમની સાથે કોણ યુદ્ધ કરશે? એ ભાઇઓ હોવાથી મારવા યોગ્ય નથી. જેમ રામ અને લક્ષ્મણમાં ભેદ નથી, તેમજ તેમના પુત્રોમાં ભેદ ન હોવો જોઇએ. એવી રીતે પોતાના દુતના મુખથી લવણાંકુશે તેમને કહેવરાવ્યું. તે સાંભળી લજ્જાયમાન થઇને પોતાના ખોટાં કર્મની નિંધા કરવા લાગ્યા. અને તેના યોગે તેજ વખતે સંવેગને પામ્યા. ત્યારે પિતાની આજ્ઞા લઇ મહાબળ નામના મુનિની પાસે જઇને દીક્ષા લીધી, પછી લવણાંકુશ વિહાર કરતા થકા લક્ષ્માણ અને રામ સહિત ફરી અયોધ્યામાં આવ્યા.

કોઇએક સમયે ભામંડળ પોતાના નગરના મહેલના ચબુતરા ઉપર બેશીને મનમાં ચિંતન કરવા લાગ્યો કે, આ સર્વ પૃથવી પોતાને સ્વાધીન કરીને, અકુંઠિત આજ્ઞાએ કરી એક છત્રી કરીને અને અંતે દીક્ષા લઇને મારો મનોરથ પુર્ણ કરીશ. એવા વિચારમાં બેઠો છે એટલામાં ઓચીંતી આકાશમાંથી તેના ઉપર વીજળી પડી તેથી તે મરીને ઉત્તરકુરૂ ક્ષેત્રમાં યુગલી પણે થયો.

આંઇ હનુમાન કોઇએક વખતે ચૈત્ર માસમાં ચૈત્યવંદન કરવા સારૂ મેરૂપર્વત ઉપર જઇને પાછો આવતાં સુર્ય આથમી ગયો. તેને જોઇને કહેવા

લાગ્યો કે, જેવી રીતે એ આથમી ગયો તેમજ ફરી ઉગશે. એ દ્રષ્ટાંતે સર્વ પદાર્થોને ઉદય અને અસ્ત છે, માટે કોઇ વસ્તુ સ્થિર નથી તેથી એને ધિઃકાર છે. એવો વિચાર કરી પોતાના નગરમાં આવ્યો. પછી પોતાના પુત્રને રાજ્ય ઉપર બેસારી. અને પોતે એક ધર્મરત્નાચાર્યની પાસે જઇ દીક્ષા લીધી. તેની પાછળ તેની સાતસોને પચાસ સ્ત્રીઓએ પણ એક લક્ષ્મીવતી નામની આર્યાની પાસે દીક્ષા લીધી. ત્યાર પછી તે શ્રીશલ, હનુમાન પ્રથમથીજ ધ્યાન રૂપ અગ્નિથી સર્વ કર્મોને બાળીને શૈલેશી પામી અથવા ( મોક્ષ ) પદને પામ્યો.

હનુમાને દીક્ષા લીધી તે સાંભળીને રામ મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ જગતના નાના પ્રકારના ભોગ સુખ મુકીને હનુમાને દુઃખકારક દીક્ષા કેમ લીધી? એવી રામની ચિંતા સૌધર્મ દેવલોકના ઇંદ્રે અવધિ જ્ઞાનથી જાણીને તે પોતાની સભામાં આવ્યો. અને કહેવા લાગ્યો કે, અહો! કર્મની ગતિ વિષમ છે. આ રામ ચરમશરીરી છતાં તે ધરમને પોતે હશે છે. અને આ વિષય જનિત્ર સુખોની પ્રસંસા કરે છે. પણ એનું કારણ આ છે કે, રામ લક્ષ્માણ વચ્ચે પરસ્પર પ્રીતિ વધારે હોવાથી તે ભવ સુખનું કારણ છે. તે સાંભળીને ત્યાંથી કૌતુકે કરી બે દેવ તેમના સ્નેહની પરીક્ષા કરવા સારૂ અયોધ્યામાં આવ્યા. તેઓએ અંતઃપુરમાં સર્વ રાજસ્ત્રીઓ કરૂણાસ્વરે કરી ખેદ કરે છે, એવી રીતે માયા વડે લક્ષ્માણને બતાવ્યું. હા રામ, હા રામ! હા; પદ્મનયન, હા! પદ્મબંધુ! હે જગતને ભય દેખાડનારા, તને આ અવસર વિના મ્રત્યુ કેમ આવ્યો! એમ રડતી થકી છાતી કુટી રહી છે, માથાના કેશ જેના છુટી પડ્યા છે. એવી અવસ્થામાં પોતાની સ્ત્રીઓને જોઇને ખિન્ન થઈ લક્ષ્માણ કહેવા લાગ્યો કે, જીવિતનો પણ જીવિત, જે મારો ભાઇ રામ તે શુ મુવો કે! અરેરે!!! દુષ્ટ યમે આ શું કર્યું! એમ બોલતો છતાં તે લક્ષ્મણનો વાણી સહિત જીવ નીકળી ગયો. કહ્યું છે કે, "કર્મોના વિપાક દુરતિક્રમ છે." લક્ષ્માણ સિંહાસન ઉપર સોનાના સ્થંભને ટેકીને બેઠો. ત્યારે આંખો ફાટીને ચિત્રના જેવી ક્રિયા વિનાની થઇ ગઇ. એમ જોઇને લક્ષ્માણ મુવો એમ જાણી તે દેવતાઓ અતિ ચિંતાતુર થઇને પરસ્પર બોલવા લાગ્યા. આ આપણે શું કરયું? આખા વિશ્વનો આધાર જે આ પુરૂષ તેને આ પણ મારયો કે શું? એવી રીતે પોતાની નિંદા કરીને તે પોતાના લોક પ્રત્યે ગયા. લક્ષ્માણ મુવો એમ જાણીને ત્યાં અંતઃપુરની સ્ત્રીઓ આવી. ત્યો

પરિવાર સહિત રડવા લાગી. તે સાંભળીને ત્યાં રામ આવીને કહેવા લાગ્યો કે, આ અમંગલનો કેવો આરંભ કરયો છે? આ હું પણ જીવતો છું, અને આ મારો ભાઇ પણ જીવતોજ છે. કોઈ વ્યાધી એને પીડા કરે છે. તેને દુર કરનારા ઘણા ઔષધો છે. એમ કહીને તેણે વૈદો અને જ્યોતિષીઓને બોલાવ્યા, તેમના હાથે ઘણા મંત્ર તથા તંત્ર વગરે કરાવ્યા પરંતુ તે સર્વ વ્યર્થ ગયા. એમ જાણીને રામ મુરછાને પામ્યો. ફરી સાવધ થઇને મોટા વિલાપ કરવા લાગ્યો. તેમજ બિભીષણ, સુગ્રીવ, અને શતરૂઘનાદિ. આંખોમાં પાણી આણીને હા! અમે બધા ખરાબ થયા! એમ કહીને રડવા લાગ્યા. કોશલ્યાદિક માતાઓ અને સ્ત્રીઓ આંખોમાં આંસુ આણીને કરૂણા સ્વર વડે રડવા લાગી. અને વારંવાર મુરછા ખાઇને જમીન ઉપર પડવા લાગી, નગરમા દરેક રસ્તામાં ઘરોમાં તથા દરેક બજારમાં જ્યાં ત્યાં હાહાકાર થઈ રહ્યો. તે વખતે લવણાંકુશ, રામને નનસ્કાર કરીને કહેવા લાગ્યા કે, હે રામ, આ લક્ષમણનો મ્રત્યુ જોઇને આજ અમે સંસારથી ડરી ગયા. કેમ કે સર્વને અકસ્માત મ્રત્યુ આવે છે. તે માટે સર્વ લોકોએ પ્રથમથીજ પરલોકના સાધન વિષે તત્પર રહેવું તેથી હવે અમને દિક્ષા લેવાની આજ્ઞા આપ. આ લક્ષ્મણ મુવેલા ઘરમાં હવે પછી અમને રહેવા યોગ્ય નથી, એમ કહી રામને નમસ્કાર કરીને એક અમ્રત ઘોષ નામમા મુનિની પાસે તેમણે જઈ દિક્ષા લીધી. પછી તે ક્રમે કરીને મોક્ષ પામ્યા.

પછી રાંમ ભાઇના દુઃખથી અને પુત્રોના વિયોગથી વારંવાર મુરછા પામીને આ પ્રમાણે બોલવા લાગ્યોઃ—હે ભાઈ, મેં તારો કાંઈ અપમાન કરયાથી આ અકસ્માત તેં મૌન ધારણ કરયું છે કે ?તું આવી રીતે થયો. પુત્રોએ મને મુકી દીધો. કહ્યું છે કે પુરૂશોમાં શંકડો છિદ્રો. જોઇને ભુતો પ્રવેશ કરે છે." એવી રીતે ઉન્મતની પઠે બોલનારો જે રામ તે જોઇને બિભીષણાદિકો પાસે આવીને ગદ ગદ વાણીથી બોલવા લાગ્યા. હે પ્રભો, તું ધીર પુરૂષોમાં ધીર છે? વીરોમાં વીર છે, તેમ છતાં આ લજ્જાકારક અર્થનો અંગીકાર કેમ કરે છે? આ સમયે તો લોક પ્રસિદ્ધ અંગસંસ્કાર સહિત લક્ષ્મણના ઔધર્વદેહિક કર્તવ્ય છે. તે સાંભળીને રામ ક્રોધમાં આવીને બોલ્યો. મારો ભાઇ જીવતો છે હે દુષ્ટ આ તમે શુ બોલો છો, બંધુ સહિત તમારૂંજ અગ્નીમાં દાહપુર્વક મૃત્યકાર્ય કરો. મારો ભાઇ તો મોટા આયુષ્યવાળો છે. એમ કહીને હે બંધુ! હે બંધુ! જલદી બોલ! જલદી બોલ! હે

વત્સ લક્ષ્મણ ! આંઇ દુર્જનોનો પ્રવેશ છે. માટે શા સારૂ મને ઘણું દુઃખ દે છે. અથવા આ ખલોની સામે તને કોપ કરવું યોગ્ય નથી. એમ કહી લક્ષ્મણને ઉપાડી ખાંભા ઉપર લઇને બીજે ઠેકાણે ગયો. તેને સ્નાન કરવાના ઘરમાં લઇ જઇને ત્યાં લક્ષ્મણને સ્નાન કરાવ્યું. તેના શરીરને ચંદનાદિકે કરી લેપન કરયુ. કદાચિત ઉતમ અન પાત્રમાં ભરીને પોતે તેની આગળ આવી રાખ્યાં. ફરી તેને પોતાના ખોળામાં લઇને તેનું મસ્તક ચુંબન કરવા લાગ્યો. ક્યારેક પલંગ ઉપર સુવરાવીને ઓહડાવી મુકે, ક્યારેક પોતે તેની સામે બોલીને પોતેજ પોતાને ઉત્તર વાળે. ક્યારેક પોતે ચાકર થઇને તેના પગ મશળે ઇત્યાદિક નાના પ્રકારની ચેષ્ટા સ્નેહે કરી રામ કરવા લાગ્યો. બીજાં સર્વ કામ ભુલી ગયો. એવી રીતે છ મહીના નીકળી ગયા. ત્યારે રામને ઉન્મત થએલો જોઇને ઇંદ્રજીતના અને સુંદના પુત્રો તથા બીજા શતરૂઓ તેને મારવા સારૂ આવ્યા. તે જેમ પર્વતની ગુફામાં સિંહ સુતેલો છતાં તેને પારધી ઘેરી લે , તેમ તેના સૈન્યે જેમાં ઉન્મત રામ શોકમાં બેઠેલો છે એ અયોધ્યા નગરીને ઘેરી લીધી. રામે પણ લક્ષ્મણને ખોળામાં લઇને અકાલે સંવર્તમેઘની પઠે વજરાવર્ત ધનુષ્યનો ટણકાર કરયો. તે વખતે આસનના કંપથી મહેંદ્ર દેવલોકથી દેવો સહિત જટાયુ પુર્વભવના મિત્ર ભાવથી રામની પાસે આવ્યો. ત્યારે તેને જોઇને ઇંદ્રજીતના પુત્ર કહેવા લાગ્યા કે, હજી સુધી રામના પક્ષમાં દેવ છે, અને આગળ અમને મારનારો બિભીષણ છે, તેથી ભય અને લાજના મારયા સંવેગને પામ્યા, પછી અતીવેગ મુનિની પાસે જઇને ત્યોએ દિક્ષા લીધી. પછી રામને બોધ કરવા સારૂ જટાયુએ એક સુકેલાં ઝાડને વારંવાર પાણી રેડયું. તથા પથ્થર ઉપર શુકેલું ખાતર નાખીને તેની ઉપર કમલનાં બીજ વાવ્યાં, મુવેલા બેલને નાગરમાં જોડીને અકાલે ધાન્ય પોખવા લાગ્યો. ઘાણીમાં રેતી નાંખીને તેમાંથી તેલ નીકળવા સારૂ તેને પીલવા લાગ્યો. ઇત્યાદિક તેણે ઘણા ઉલટા કાર્યો રામની સામે કરયાં. તે જોઇને તેને રામ કહેવા લાગ્યો કે, આ સુકા ઝાડને ફોગટ શા સારૂ પાણી રેડે છે? ફળ તો દુર રહ્યાં, પણ મુશળને કોઇ ઠેકાણે ફુલો આવે છે કે ? પથ્થર ઉપર કમળ રોપવાથી શું તે ઉગશે કે? જલ વિનાના ઠેકાણે મુવેલાથી બીજ પોખાય કે ? તેમજ વેળુમાં તેલ નીકળવાનો કાંઈ પણ સંભવ ન છતાં તે વ્યર્થ શા સારૂ પીલે છે ? હે મુરખ, તને ઉપાયની ખબર નથી. માટે આ તારી સર્વ મેહેનત વ્યર્થ છે, ત્યારે જટાયુ હસીને બોલ્યો. એવી તને

ખબર છતાં હે પ્રભો, આ અજ્ઞાનના ચિન્હરૂપ મુડદાને ખભા ઉપર લઇને શા સારૂ ફરે છે ? એવું તેનુ બોલવું સાંભળી લક્ષ્મણને આલિંગન કરીને ફરી કહેવા લાગ્યો, આ શું તું અમંગલ બોલે છે ? તું મારી સામેથી દુર જા. એવી રીતે જટાયુની સાથે રામ બોલતો છતાં અવધી જ્ઞાની કૃતાંતવદન દેવ રામને બોધ કરવા સારૂ ત્યાં આવ્યો. તે પોતાના ખભા ઉપર સ્ત્રીનુ મુડદુ લઇને રામની સામે ફરવા લાગ્યો. તે જોઇને તેને રામ કહેવા લાગ્યો કે, તું કોઇ ગાંડો છે કે ? આ મુવેલી સ્ત્રી ખભા ઉપર ઉપાડીને શા સારૂ ફરે છે ? કૃતાંત બોલ્યો તું આ શું અમંગલ બોલે છે ? આ મારી પ્રાણપ્રિય સ્ત્રી છે. તેં પોતે આ મુડદાને કેમ ઉચક્યું છે, મારા ખભા ઉપરની સ્ત્રીને તું મુવેલી જાણતો છતાં પોતાના ખભા ઉપરના મુડદાને શા સારૂ જાણતો નથી ? એવી રીતે તેણે બતાવેલા હેતુથી રામ સાવધ થઇને મનમાં ચિંતન કરવા લાગ્યો કે, આ મારો ભાઇ ખચીત જીવતો નથી ત્યારે તે બેઉ દેવ રામને કહેવા લાગ્યા કે, અમે કૃતાંતવદન તથા જટાયુ એ બેઉ પુર્વ ભવના તમારા સેવકો છીએ. એમ કહીને પોતાને ઠેકાણે ગયા. તેવાજ રામે પોતાના ભાઇનુ મૃતકાર્ય કર્યું, પછી પોતે દિક્ષા લેવાની ઇચ્છા કરીને શતરૂઘનને રાજ્ય ગ્રહણ કરવાની આજ્ઞા કરી ત્યારે તેણે કહ્યું કે, હું પણ તમારા ચરણોની પાસે રહીશ, એમ કહી ભવથી ઉપરામ થઇને શતરૂઘને રાજ મુકી દીધું. પછી લવણના પુત્ર અનંગ દેવને રામે રાજ ઉપર બેસાડયો, પોતે ચોથા પુરૂષાર્થ (મોક્ષ) ને માટે અર્હદાસ નામના શ્રાવકે કહેલા મુનિસુવ્રત સ્વામીના વંશમાં થએલા સુવ્રત નામના મહામુનિની પાસે ગયો. ત્યાં શતરૂઘ્ન સુગ્રીવ, બિભીષણ, વિરાધ, વગેરે બીજા કેટલાએક રાજાઓ સહિત રામે દીક્ષા લીધી, એવી રીતે રામચંદ્ર નીકળ્યા પછી પોતાના વૈભવોનો ત્યાગ કરીને સોળ હજાર રાજાઓ તેની પાછળ નીકળ્યા. તેમજ સાડત્રીસ હજાર અંતઃપુરની સ્ત્રીઓ દીક્ષા લઇને શ્રીમતી સાધવીની પાસે રહી, પછી સાઠ વર્ષ સુધી ગુરૂની પાસે રહી અનેક અભિગ્રહો વિષે તત્પર થઇ, પુર્વાંગ સુત ભાવિત થઇને તે રાજરૂષી અનેક તપાચરણ કરવા લાગ્યો. પછી વિહાર કરવા સારૂ ગુરૂની આજ્ઞા લઇને એકાએકી રામ વનમાં ગયો. ત્યાં ધ્યાન કરતા બેઠે છતાં રામને રાતના અવધિ જ્ઞાન ઉત્પન થયું. ત્યારે ચૌદ લોક હાથમાં છે એમ જોવા લાગ્યો. અને કહેવા લાગો કે, તે હવે થકી હું ખરાબ થયો. કેમકે લક્ષ્મણ નરકમાં ગયો. પછી રામ મનમાં ચિંતન કરીને હું પુર્વે જ-

ન્મમાં ધનદત્ત હતો અને લક્ષમણ વસુદત્ત હતો, તે ભવમાં તે કૃતકૃત્ય થઇને ન મુવાથી આ જન્મમાં વસુદત્તનો જીવ લક્ષમણ થયો. તેમાં બાળપણામાં આ ના સો વર્ષ વ્યર્થ ગયાં. માંડલીકપણામાં ત્રણસે વર્ષો ગયાં. દિગવિજય કરવામાં ચાળીશ ગયાં, અગીયાર હજાર પાંચશો અને સાઠ વરષો રાજ્ય કરવાં ગયાં. એ પ્રમાણે બાર હજાર વરસ વીતી ગયાં, તે માટે તે અવિરક્તનું આયુશ્ય વ્યર્થ થયું. એમાં દેવોનો દોષ નથી, પણ એ પુર્વ કર્મનો વિપાક છે એવો વિચાર કરીને પોતાના કર્મોને કાપવાને અધિક મેહનત કરતો થકો રામ સમાધીમાં બેશી ગયો, પછી છ દિવશ ઉપવાસ કરીને પારણું કરવા સારૂ સ્યંદનસ્થલ નગરમાં ગયો, તે વખતે જેમ ચંદ્ર પૃથ્વી ઉપર આવે એવી રીતે નગરના લોકો રામને જોઇને તેની સામે ગયા, ત્યાંની સ્ત્રીઓ પોતે પોતાના ઘરના દરવાજામાં તેને ભિક્ષા દેવા સારૂ નાના પ્રકારના ભોજનોએ કરી ભરેલાં પાત્ર લઇને રાજી થઇ, તે લોકોના હર્ષથી આખા ગામમાં મોટી ભીડ થવા લાગી, હાથીઓએ થાંભલા ઉખેડી નાંખ્યા. ઘોડાઓ ઊંચા કાન કરીને ઉભા રહ્યા, ત્યાંના લોકો ધર્મવાળા ન હોવાથી ત્યોનો આહાર ન લેતાં રામ ત્યાંના રાજાને ઘેર ગયો, ત્યારે તે પ્રતિનંદી રાજાએ તેને દોષ રહિત ભીક્ષા દીધી. રામે વિધીએ કરી ભોજન કરયું. ત્યારે દેવોએ વસુધારાદિક પંચ ધારાની વ્રષ્ટી કરી, પછી રામ ફરી વનમાં આવ્યો, ફરી રાજ્યનો ક્ષોભ ન થાય અને એવી ગર્દી ન થાય એવી બુદ્ધિથી તેણે નિગ્રહ કરયો કે, આ વનમાંજ ભિક્ષાના વખતે ભોજન મળ્યું તોજ પારણું કરવું, નીકર એમજ રહેવું. પછી પોતાના શરીરમાં નિરપેક્ષ થઇને તે સમાધીમાં બેશી ગયો.

કોઇ એક દિવશે પ્રતિનંદ રાજા અશ્વક્રીડા કરવા સારૂ ઘોડા ઉપર બેશીને નગરથી બાહાર નીકળ્યો. તે ઘોડો તેના હાથમાં ન રહીને રાજાને તે વનમાં લાવીને એક નંદનપુણ્યપ્ય સરોવરમાંના ચીખલમાં જઇ પડયો. તેની પાછળ તેનુ સૈન્ય પણ ત્યાં આવીને તે ઘોડાને ચીખલમાંથી કાહાડીને ત્યાંજ ડેરામાં બાંધ્યો. રાજાએ સ્નાન કરીને પરિવાર સહિત ત્યાં ભોજન કકરયો. તે વખતે રામ ધ્યાન મુકીને પારણું કરવાની ઇચ્છાથી ત્યાં આવ્યો. તેને જોઇને રાજા ઉઠયો. અને પાછળ ચોખુ રહેલું જે અન્ન પાનાદિક તે રાજાએ રામને આપ્યું. ત્યાં રામે પારણું કરયા પછી આકાશમાંથી રત્નતોની વરસાત થઇ. પછી તે રામની દેશના સાંભળીને પ્રતિનંદ્યાદિક સર્વ દ્વાદશ વ્રત ધારી શ્રાવકો થયા. તે દિવશથી વનદેવતાએ કરી પુજાણો થકો રામ તેજ અ

રણ્યમાં ઘણા દહાડા રહ્યો. પછી સંસારને તણખલાની પઠે સમજીરામ એક મહીને. બેમહીને. ત્રણ મહીને, તથા ચાર મહીને પારણું કરવા લાગ્યો. ક્યારેક પર્યંક ઉપર બેશીને ધ્યાન કરે, ને ક્યારેક ઉચા હાથો કરી રહે, ક્યારેક અંગુઠા ઉપર અને ક્યારેક પાર્સ્વ ભાગે એ પ્રકારે નાના પ્રકારના આસનો કરીને રામે અતિ કઠિણ તપ કરયો. તે કોએક સમયે ફિરતો ફિરતો લક્ષ્મણે વિદ્યાધરોની સામે ઉપાડેલી કોટીશીલા નામની શિલાની પાસે આવ્યો. તે ઉપર બેશીને ક્ષપશ્રેણિનુ આશ્રયણ કરયું. રાતના કાઉશગપણે રહીને શુકલધ્યાન કરવા લાગ્યો. તે વખતે સીતેંદ્રે તે અવધી જ્ઞાન વડે જાણી લીધુ તેથી આ રામ સંસારી થશે તો ફરી એની સાથે હું રહીશ. માટે અનુકુલ ઉપસર્ગ વડે અને જો હું ઉપદ્રવ કરૂં તો આ મારો સુહૃદય દેવ થાય. એવુ ચિંતન કરીને, સીતેંદ્ર રામની પાસે આવ્યો. તેણે એક વસંત રૂતુએ કરી શોભાયમાન એવું ઉદ્યાન ત્યાં કર્યું. તેમાં કોકિલા શબ્દો કરવા લાગી. મલયાનિલ નામનો પવન ચાલવા લાગ્યો. ફુલોની સુગંધીથી હર્ષીત ભમરાઓ ગુંજારવ કરવા લાગ્યા. આમ્ર, ચંપક, કિંકિલ, પાટલ, અને બકુલાદિક વૃક્ષો ને કામના નવીન અસ્ત્રોરૂપ ફુલો લાગ્યાં તેમાં સીતેંદ્ર સીતાનુ રૂપ લેઇને તેમજ પોતાની સાથે બીજી સ્ત્રીઓ ઉત્પન્ન કરીને રામને તે કેહેવા લાગી. હે પ્રિય જે સીતા તે હું પોતે આંઇ આવી છું. તે વખતે તને અનુક્ત મુકીને મેં દિક્ષા લીધા પછી મને પશ્ચાતાપ થયો, અને આ વિદ્યાધરી કુમારીઓએ પણ મારી પ્રાર્થના કરી કે, હે સીતા. તારો પતિ જે રામ, તે અમને પતિ કરી આપ. એટલી અમારી ઉપર કૃપા કર. અને તું પણ દિક્ષા મુકીને રામની સ્રી થા. તે માટે હે રામ, આ વિદ્યાધરી સ્રીઓને અંગીકાર કર. અને હું પણ તારી સાથે રમમાણ થઇશ. એવી રીતે તે સીતેંદ્ર બોલે છે. એટલામાં તે ખેચર સ્રીઓ કામને ઉત્પન કરનારૂ ગાયન કરવા લાગી. તો પણ તે સીતેંદ્રના વચનોથી, તેમજ તે ગાયનથી, તથા તો વસંતથી રામ લગારે ધ્યાનથી ડગ્યો નહી. પછી માઘના શુકલ પક્ષની દ્વાદશીની રાત્રના ચોથા પ્રહરે રામને કેવળજ્ઞાન થયું, ત્યારે તેના કેવળ જ્ઞાનનો મહોત્સવ સીતેંદ્ર સહિત દેવોએ કરયો. તે વખત દિવ્ય કમલ ઉપર બેઠેલા, તથા દિવ્ય ચામર વડે વીજીત, દિવ્ય ધારણ કરનારા રામર્ષીએ ત્યાં ધર્મ દેશના દીધી. તે દેશનામાં સીતેંદ્રે ક્ષમાપના કરી નમસ્કાર કરીને લક્ષ્મણ અને રાવણની ગતી પુછી. ત્યારે તેને રામ મુનિ કહેવા લાગ્યા. આ વખતે ચોથા

નરકમાં શંબુક સહિત રાવણ અને લક્ષ્મણ છે. કહ્યું છે કે, "દેહ ધારીને ગતિ કર્માધીન છે."

તે નરક ભોગવીને રાવણ અને લક્ષ્મણ પુર્વ મહાવીદેક્ષેત્રને ભુષણ જેવી વિજયાવતી નામની નગરીમાં સુનંદની સ્ત્રી રોહિણીના જીનદાસ અને સુદર શન નામના બે પુત્ર થશે. તે નિરંતર જીન ધર્મને પાળશે. ત્યાંથી મરીને સૌધર્મ દેવલોકમાં દેવ થશે. ત્યાંથી આવીને વિજયા નગરીમાં ત્યો ફરી શ્રા વક થશે. ત્યાંથી મુવા પછી દેવલોકમાં જશે. ત્યાંથી આવીને વિજયાપુરીમાં કુમારવાર્ત રાજાની સ્ત્રી શ્રીલક્ષ્મીના પેટે અયકાંત તથા અયપ્રભ એ નામના બે પુત્ર થશે. તે ભવમાં જિનભાષીત સંયમપાલન કરીને મુવા પછી લાંતક દેવલોકમાં દેવ થશે. તે વખતે તું અચ્યુત દેવ લોકથી નીકળીને આ ભરત ક્ષેત્રમાં સર્વ રત્નમતિ નામનો ચક્રવરતી રાજા થઇશ. ત્યાંથી તે બેઉ આવી ને ઇંદ્રાયુધ અને મેઘરથ નામના તારા પુત્ર થશે. પછી તું દિક્ષા લઇને કાલ કરી વૈજયંત દેવલોકમાં જઇશ. અને રાવણનો જીવ જે ઈંદ્રાયુધ તે ત્રણ ભ વ ભમીને તીરથંકર ગોત્ર કર્મ ઉત્પન કરશે. ને તેનો જીવ તીરથનાથ થશે ત્યારે તું વૈજયંત દેવલોકથી આવીને તેનો ગણધર થઇશ. પછી તું અને તે મોક્ષ મતે જશો, અને તારો પુત્ર મેઘરથ જે લક્ષ્મણનો જીવ તે સુભ ગતિ પામશે. ત્યાર પછી તે પુષ્કર દ્વીપમાં રત્નચિત્રા નગરીને વિષે ચક્રવરતી રા જા થશે, તે સંપતી ભોગવીને દિક્ષા લીધા પછી ક્રમેકરી તીરથંકર થઇને મોક્ષને પામશે.

એવાં રામ કેવળીનાં વચનો સાંભળીને પુર્વના સ્નેહથી જ્યાં લક્ષ્મણ નરકમાં દુઃખી પડયો હતો ત્યાં સીતેંદ્ર ગયો. ત્યાં શંબુકે અને રાવણે સિં હાદિકોનાં રૂપો કરીને લક્ષ્મણની સાથે યુદ્ધ કરતા સીતેંદ્રે દીઠા, ત્યારે તે ત્યાંના પરમાધામિક લોકોએ તેમને કહ્યું કે, આ પ્રમાણે યુદ્ધ કરનારા જે ત મે તેને ફરી દુઃખ ન થાય માટે તેનો ઉપાય કરવો જોઇએ. એમ કહીને તે મને અગનીના કુંડમાં નાખ્યા, તેમાં જ્યારે ત્યો બળવા લાગ્યા, ત્યારે મોટે થી પુકારો કરવા લાગ્યા, પછી તેમને ત્યાંથી કાહાડીને તાપેલા તેલના કુંડમાં નાખ્યા, ત્યાં તેમના શરીરો ગળી ગયા પછી તાપેલા નળીઆ ઉપર નાખ્યા ત્યાં તડતડ શબ્દ કરી ફુટવા લાગ્યા, ઇત્યાદિક દુઃખો જોઇને સીતેંદ્ર તે અ સુરને કહેવા લાગો કે, તમે એમને જાણતા નથી ! એ શ્રેષ્ટ પુરૂષો છે તમે આંઇથી દુર થાઓ. અને એમને મુકી દ્યો. એવી રીતે ધમકાવીને શં-

બુક. અને રાવણને તે સીતેંદ્ર કહેવા લાગો પુર્વ કર્મ કર્યાથી આ નરકમા તુમે આવ્યા, તથાપિ તે વેર મુકતા નથી કે? એમ કહીને તેમને બોધ થવા સારૂ રામ મુનિએ કહેલો વ્રતાંત સર્વે રાવણ અને લક્ષ્મણને તેણે કહ્યો. તે સાંભળીને ત્યો કહેવા લાગયા કે, હે કૃપાનિધી તેં ઘણુ સારૂ કરયું. તારા ઉપદેશથી અમને દુ:ખોની વિસ્મૃતિ થઈ પુર્વે જન્માર્જીત કર્મે કરી, ઘણા દિવશ નરકવાસ થયો તે દુ:ખ કોણ દુર કરનાર છે? એવાં તેમનાં વાકયો સાંભળીને સીતેંદ્રને કરૂણા આવ્યાથી કહે છે:—આ નરકથી તમને હું દેવલોક માં લઇ જઇશ. એમ કહીને તે ત્રણેને હાથમાં પકડ્યા. ત્યારે પારાની પઠે હાથ માંથી તે નીચે પડી ગયા, ત્યારે ફરી હાથેથી ઉપાડ્યા, ફરી પડ્યા એ પ્રમાણે ત્રણ ચાર વખત થયા પછી ત્યાં સીતેંદ્રને કહેવા લાગ્યા કે, તારા ઉપાડવાથી અમને ઘણું દુ:ખ થાય છે, માટે અમને આંઇજ મુકીને તું તારા સ્વર્ગમાં જા, એવું તેમનું બોલવુ સાંભળીને તેમને ત્યાંજ મુકીને તથા રામને નમસ્કાર કરીને તીર્થ યાત્રા કરતો કરતો તે નંદીશ્વર દ્વીપમાં ગયો જતાં દેવકુરૂ પ્રદેશમાં ભામંડલ રાજાનો જીવ જોઇને પ્રથથના સ્નેહ વડે તેને ઉત્તમ બોધ કરતો થકો સીતેંદ્ર દેવલોક પ્રત્યે ગયો રામને કેવળજ્ઞાન ઉત્પન થયા પછી પચીસ વર્ષ પૃથ્વીં ઉપર વિહાર કરી ભાવિક લોકોને બોધ કરી તથા પચાસ હજાર વર્ષ આયુષને ઉલંઘન કરીને સૈલીષી વિધીયેથી રામચંદ્ર રાજર્ષી સુખાનંદ સાસ્વત પ્રત્યે પ્રાપ્ત થયા રાવણ અને લક્ષ્માણ ચોથી નરકે ગયા, અને સીતા અચ્યુત છંદ્ર થયો એવી રીતે શ્રી રામ લક્ષ્માણ તથા રાવણ વિગેરેનું ચરીત્ર આચાર્ય શ્રી હેમચંદ્રસુરીએ વરણવ્યું,

इत्याचार्य श्री हेमचंद्र विरचिते श्री राम

लक्षमण चरित्रे

श्री राम नीरवाण इत्यादी,



दसमो खंड समाप्त.

# મહા ઉપાદયાય શ્રી જસોવીજેજી.

આ માહા પંડીત શ્રી જશોવીજેજી ઉપાધ્યાય સંવત ૧૭૧૦ માં કાશી નગરમાં રહી ઘણો વિદ્યાભ્યાસ કરીને શ્રી જૈનમાર્ગમાં નીપુણ થયા હતા એઉના રચેલા ઘણાક ગ્રંથો ગાચનમાં તથા શ્લોકબંધ અને કાવ્ય સહિત છે આ મહા પંડીતે કોઇ રીતે ખેંચ તાણ કીધા વિના શ્રી જીન વચનને અનુસારે ગ્રંથો રચેલા છે એમની બુદ્ધિ એટલી તો સરસ હતી કે ખસે શ્લોક દ્રષ્ટીએ ધારી લઇને જીભાગ્રે કરતા હતા તેમજ એમના રચેલા ગ્રંથો આ દુઃસમકાળમાં બાળ જીવોને જનમાર્ગ ઓળખવા તથા પામવાને ઘણાજ ઉપયોગી થઇ પડ્યા છે એઉ સાહેબે જે જે ગ્રંથો રચ્યા છે તેમાં માત્ર સીદ્ધાંતને અનુસારેજ રચ્યા છે. વળી તે સાધારણ બુધીવાળાને પણ સમજાણ પડે તેવા કેટલાક ગ્રંથો છે તેમાંના આ ગ્રંથમાં કિંચીત એ મહા પંડીતના નામસ્મરણરૂપ દાખલ કરીએ છીએ.

---

## શ્રી મંધરસ્વામીનો વિનંતિ રુપે ગાથા ૧૨૫ નું સ્તવન,

### ઢાળ ૧ લિ,

એક દીન દાશી દોડતી. એ દેશી. સ્વામી શ્રી મંધર વિનતી, સાંભળજો માહારી દેવરે; તાહારી આણ હું શીર ધરૂં, આદરૂં તાહારી સેવરે, સ્વામી૦ ૧ કુગુરૂની વાસના પાસમાં, હરિણ પરે જે પડ્યા લોકરે; તેહને શરણ તુજ વીણ નહી, ટળવળે બાપડા ફોકરે. સ્વામી૦ ૨ જ્ઞાન દરશન ચરણ ગુણ વિના, જે કરાવે કુળાચારરે; લુટીયા તે જન દેખતાં, કીહાં કરે લોક પોકારરે. સ્વામી૦ ૩ જેહ નવી ભવ તરચા નીરગુણી, તારશે કેણી પેરે તેહરે; ઇમ અજાણ્યા પડે ફંદમાં, પાપ બંધી રહ્યા તેહરે, સ્વામી૦ ૪ કામ કુંભાદિક અધીકનુ, ધરમનુ કો નવી મુલરે; દોકડે કુગુરૂ તે દાખ-

વે, શું થયું એહ જગ ધુળરે, સ્વામી૦ ૫ અરથની દેશના જે દીએ, ઉલવે ધરમના ગ્રંથરે; પરમપદનો પ્રગટ ચોર છે, તેહથી કીમ વહે પંથરે. સ્વામી૦ ૬ વીખ્યય રસમા ગ્રહી માચીયા, નાચીયા કુગુરૂ મદપુરરે; ધામ ધુમે ધમા ધમી ચલી, જ્ઞાન મારગ રહ્યો દુરરે. સ્વામ૦ ૭ કલહકારી કદાગ્રહ ભરચા, થાપતા આપણા બોલરે; જન વચન અન્યથા દાખવે, આજતો વાજતે ઢોલ રે. સ્વામી૦ ૮ કેઇ નીજ દોષને ગોપવા, રોપવા કેઇ મતી કંદરે; ધરમની દેશના પાલટે, સત્ય ભાખે નહી મંદરે. સ્વામી૦ ૯ બહુ મુખે બોલ ઇમ સાંભળી, નવી ધરે લોક વિસ્વાસરે; ઢુંઢતા ધરમને તે થયા. ભમર જીમ કમલની વાસરે. સ્વામી૦ ૧૦

## ઢાળ ૨ જી.

ભોળીડા હંસારે વીખ્યય ન રાચીએ. એ દેશી. ઇમ ઢુંઢતારે ધરમ સોહામણો, મળીયો સદગુરૂ એક; તેણે સાચોરે મારગ દાખવ્યો, આણી રૂદય વિવેક. શ્રી શ્રીમંધર સાહીબ સાંભળો. એ આંકણી. ૧૧ પર ઘર જોતાંરે ધરમ તુમે ફિરો, નીજ ઘર ન લહોરે ધરમ; જીમ નવી જાણેરે મૃગ કસ્તુરીઓ, મૃગ મદ પરીમલ મરમ; શ્રી૦ ૧૨ જીમ તે ભુલોરે મૃગ દશ દીશી ફીરે, લેવા મૃગ મદ ગંધ, તીમ જગ ઢુંઢેરે બાહીર ધરમને, મીથ્યા દ્રષ્ટીરે અંધ. શ્રી૦ ૧૩ જાતી અંધનોરે દોષ ન આકરો, જે નવી દેખેરે અર્થ મીથ્યા દ્રષ્ટીરે તેહથી આકરો, માને અર્થ અનર્થ. શ્રી૦ ૧૪ આપ પ્રસંસેરે પરગુણ ઓળવે, ન ધરે ગુણનોરે લેશ; તે જીન વાણી નવી શ્રવણે સુણે, દીએ મીથ્યા ઉપદેશ. શ્રી૦ ૧૫ જ્ઞાન પ્રકાશેરે મોહ તીમર હરે, જેહને સદ ગુરૂ સુર; તે જન દેખેરે સત્તા ધરમની, ચીદાનંદ ભરપુર. શ્રી૦ ૧૬ જીમ નીરમળતારે રત્ન ફટીક તણી, તીમ જે જીવ સ્વભાવ; તે જીન વીરેરે ધરમ પ્રકાશીયો, પ્રબળ કખાય અભાવ, શ્રી૦ ૧૭ જીમ તે રાતેરે ફુલે રાતડું, શામ ફુલથીરે શામ; પાપ પુન્યથીરે તીમ જગ જીવને, રાગ દ્વેશ પરિણામ. શ્રી૦ ૧૮ ધરમ ન કહીએરે નિશ્ચય તેહને, જેહ વીભાવ વડ વ્યાધી; પહીલે અંગેરે ઇણી પેરે ભાખીયું, કરમે હોય ઉપાધી. શ્રી૦ ૧૯ જે જે અંસેરે નીરૂપાધીકપણું, તે તે જાણોરે ધરમ; સમ્યગ દ્રષ્ટીરે ગુણઠાણા થકી, જાવ લહે શીવ શરમ. શ્રી૦ ૨૦ ઇમિ જાણીનેરે જ્ઞાન દશા ભજી, રહીએ આપ સ્વરૂપ; પર પરણીતથીરે ધરમ ન છાંડીએ, નવી પડીએ ભવી કુપ. શ્રી૦ ૨૧

## ઢાળ ૩ જી.

હુવે રાણી પદમાવતી એ દેશી, જીહાં લગે આતમ દ્રવ્યનું, લક્ષણ ન વી જાણ્યું, તીહાં લગે ગુણઠાણું ભલુ, કિમ આવે તાણ્યું, આતમ તત્વ વિચારીએ. ૨૨ એ આંકણી. આતમ અજ્ઞાને કરી, જે ભવ દુખ લહીએ; આતમ જ્ઞાને તેટલે, એમ મન સંદહીએ આ૦ ૨૩ જ્ઞાન દશા જે આકરી, તે ચરણ વિચારો નિરવિકલ્પ ઉપયોગમાં, નહી કરમનો ચારો આ૦ ૨૪ ભગવાઇ અંગે ભાખીયાં. સામાઇક અર્થ, સામાઇક પણ આતમા, ધરો સુધો અર્થ આ૦ ૨૫ લોકસાર અધ્યયનમાં, સમકીત મુનિ ભાવે, મુનિ ભાવજ સમકીત કહ્યો, નિજ શુદ્ધ સ્વભાવે આ૦ ૨૬ કષ્ટ કરો સંજમ ધરો, ગાલો નીજ દેહ, જ્ઞાન દશા વીણ જીવને, નહી દુખનો છેહ આ૦ ૨૭ બાહિર યતના બાપડા, કરતા દુહવાએ; અંતર યતના જ્ઞાનની, નવિ તેણે થાએ, આ૦ ૨૮ રાગ દવેશ મલ ગાલવા, ઉપસમ જળ ઝીલો; આતમ પરણતી આદરી, પર પરિણતી પીલો આ૦ ૨૯ હું એહનો એ માહરો, એ હું ઇણિ બુદ્ધિ; ચેતન જડતા અનુભવે, નવી માસો શુદ્ધિ, આ૦ ૩૦ બાહિર દ્રષ્ટી દેખતાં, બાહિર મન ધ્યાવે; અંતર દ્રષ્ટી દેખતાં; અક્ષય પદ પાવે આ૦ ૩૧ ચરણ હોઇ લજ્જાદિકે, નવિ મનને ભંગે; બીજે અધ્યયને કહ્યો, ઇમ પહિલે અંગે આ૦ ૩૨ અધ્યાતમ વિણ જે ક્રિયા, તે તનુમળ તોળે. મમકારાદિક યોગથી ઇમ જ્ઞાની બોલે આ૦ ૩૩ હું કરતા પરભાવનો, ઇમ જીમ જીમ જાણો, તીમ તીમ અજ્ઞાને પડે, નિજ કર્મને ઘાણે આ૦ ૩૪ પુદગલ કર્માદિક તણો, કરતા વ્યવહાર; કરતા ચેતન કરમનો, નિશ્ચય સુવિચાર આ૦ ૩૫ કરતા શુદ્ધ સ્વભાવનો, નય શુદ્ધિ કહીએ; કરતા પર પરિણામનો, બે કરિયા ગ્રહીએ આ૦ ૩૬

## ઢાળ ૪ થી.

શિષ્ય કહે પરભાવનો, અકરતા કહિઉ પ્રાણી; દાન હરણાદિક કિમ ઘટે કહે સદગુરૂ વાણી, શુદ્ધ નય અર્થ ધારીએ. ૩૭ ધરમ નવિ દીએ નવા સુખ દિએ, પર જંતુને દેતો. આપ સતા રહે આપમાં, ઇમ રદયમાં ચેતો શુ૦ ૩૮ જોગવશે જે પુદગલ ગ્રહ્યાં, નવિ જીવના તેહ, તેહથી જીવ છે જુજવા, વળી જુજુવા દેહ. શુ૦ ૩૯ ભકત પાનાદિ પુદગળ પ્રતે, નદીયે છતી વીના પોતે, દાન હરણાદિ પર જંતુને, ઇમ નવી ઘટે જોતે શુ૦ ૪૦ દાન હરણાદિક અવસરે, શુભ અસુભ સંકલ્પે; દીયે હરે તુ નિજ રૂપને, મુખે

અન્યથા જલ્પે શુ૦ ૪૧ અન્યથા વચન અભિમાનથી, ફરી કરમ તું બાંધે જ્ઞાયક ભાવ જે એકલો, ગ્રહી તે સુખ સાધે શુ૦ ૪૨ શુભ અશુભ વસ્તુ સંકલ્પથી, ધરે જે નટ માય; તેટલે સહજ સુખ અનુભવે, પ્રભુ આતમ રાયા શુ૦ ૪૩ પર તણી આશ વિખ વેલડી, ફળે કરમ બહુ ભાતી; જ્ઞાન દહને કરી તે દહે, હોઈ એક જે જાતી શુ૦ ૪૪ રાગ દોષે રહિત એક જે, દયા શુદ્ધ તે પાળે, પ્રથમ અંગે ઇમ ભાખિવું, નિજ શકતી અજુઆળે શુ૦ ૪૫ એકતા જ્ઞાન નિશ્ચય દયા, સુગુરૂ તેહને ભાખે; જેહ અવિકલ્પ ઉપયોગમાં, નીજ પ્રાણને રાખે શુ૦ ૪૬ જેહ રાખે પર પ્રાણને, દયા તાસ વ્યવહારે; નીજ દયા વિણ કહો પરદયા, હોએ કવણ પ્રકારે શુ૦ ૪૭ લોક વીણ જીમ નગર મેદીની જીમ જીવ વીણુ કાયા, ફોક તીમ જ્ઞાન વીણ પરદયા, જેસી નટ તણી માયા શુ૦ ૪૮ સરવ આચાર મય પ્રવચને, ભણ્યો અનુભવ યોગ તેહથી મુનીવમે મોહને, વળી અરતી રતી સોગ શુ૦ ૪૯ સુત્ર અક્ષર પરાવર્તના સરસ સેલડી દાખી; તાસ રસ અનુભવ ચાખીએ, જીહાં એક છે સાખી શુ૦ ૫૦ આતમ રામ અનુભવ ભજો, તજો પર તણી માયા, એ છે સાર જીન વચનનું, વળી એહ શીવ છાયા શુ૦ ૫૧

## ઢાળ ૪ થી

એમ નિશ્ચય નય સાંભળીજી બોલે એક અજાણ; આદરશું હવે જ્ઞાનનેજી, શું કીજે પચખાણ સોભાગી જીન શ્રી મંધર સુણો વાત આ૦ ૫૨ કીરીયા ઉથાપી કરીજી, છાંડી તેણે લાજ; નવી જાણે તે ઉપજેજી, કારણ વીણ નવી કાજ, સો૦ ૫૩ નિશ્ચય નય અવલંબતાંજી, નવી જાણ્યો તસ મરમ; છોડે જે વ્યવહારનેજી, લોપે તે જીન ધરમ. સો૦ ૫૪ નિશ્ચય દ્રષ્ટી રૂદય ધરીજી, પાળે જે વ્યહાર; પુણ્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર. સો૦ ૫૫. તુરંગ ચઢી જીમ પામીએજી, વેગે પુરનો પંથ; મારગ તીમ શીવનો લહેજી. વ્યવહારે નિગ્રંથ સો૦ ૫૬ મેહેલ ચઢંતાં જીમ નહીજી, તેહ તુરંગનુ કાજ; સફળ નહી નિશ્ચય લહેજી; તીમ તનુ કીરીયા સાજ. સો૦ ૫૭ નિશ્ચય નવી પામી શકેજી, પાળે નવી વ્યવહાર; પુણ્ય રહિત જે એહવાજી તેનો કવણ આધાર. સો૦ ૫૮ હેમ પરિક્ષા જીમ હુવેજી, સહત હુતાસન તાપ; જ્ઞાન દશા તીમ પરખીએજી, જીહાં બહુ કીરીયા વ્યાપ. સો૦ ૫૯ આલંબન વીણુ જીમ પડેજી; પામી વસમી વાટ, મુગ્ધ પડે ભવ કુંપમાંજી, તીમ વીણુ કીરીયા ઘાટ. સો૦ ૬૦ ચરીત્ર ભણી બહુ લોકમાંજી; ભરતાદિક નરે

જેહ; લોપે શુભ વ્યવહારનેજી બોધી હણાએ નીજ તેહ. સો૦ ૬૧ બહુ દલ દીસે જીવનાજી, વ્યવહારે શીવ જોગ; છંડી તાકે પાધરોજી, છોડી પંથ અજોગ. સો૦ ૬૨ આવશક માંહિ ભાખીઓજી, એહજ અરથ વિચાર; ફળ સંસય પણ જાણતાંજી, જાણીને સંસાર. સો૦ ૬૩

ઢાળ ૬ ઠી.

મુની મન સરોવર હંસલો. એ દેશી—અવર ઈસીનય સાંભળી, એક ગ્રહે વ્યવહારેરે; મરમ દ્વિવિધ તસ નવી લહે, શુદ્ધ અશુદ્ધ વિચારેરે. તુજ વીણ ગતી નહી જંતુની. ૬૪ તું જગ જંતુનો દીવોરે, જીવીએ તુજ આલંબને; તું સાહીબ ચીરંજીવોરે, તુ૦ ૬૫ આંકણી. જેહને આગમ વારીયો, દીસે અસઠ આચારેરે તેહજ બુધ બહુ માનીયો, શુદ્ધ કહ્યો વ્યવહારેરે; તુ૦ ૬૬ જેહમાં નીજ મતી કલ્પના, જેહથી નવી ભવ પારેરે; અંધ પરંપરા બાંધીને તે અશુધ આચારેરે. તુ૦ ૬૭ શીથલ વીહારીએ આચરયા. આલંબન જે કુડાંરે, નીયત વાસદિક સાધુને, તે નવી જાણીએ રૂડારે. તુ૦ ૬૮ આ જન ચરણ છે આકરૂ સહન નાદીક દોષરે; એમ નીજ અવગુણ ઓળવી, કુમતી કદાગ્રહ પોખેરે, તુ૦ ૬૯ ઉતર ગુણ માંહી હીણડા; ગુરૂ કાલાદિક પાખેરે. મુળ ગુણે નહી હીણડા; એમ પંચાસક ભાખેરે. તુ૦ ૭૦ પરીગ્રહ ગ્રહ વશ લીંગીયા; લેઈ કુમતરજ માથેરે; નીજ ગુણ પર અવગુણ લવે; ઇંદ્રિય વૃષભન નાથેરે. તુ૦ ૭૧ નાણ રહિત હીત પરિહરી, નીજ દંસણ ગુણ લુસેરે; મુનિ જનના ગુણ સાંભળી; તેહ અનારજ રૂસેરે. તુ૦ ૭૨ અણુ સમ દોશ જે પરતણો; મેરૂ સમાન તે બોલેરે; જેહશું પાપની ગોઠડી, તેહશું હીયડુ ખોલેરે. તુ૦ ૭૩ સુત્ર વિરૂદ્ધ જે આચરે, થાપે અવધીના ચાળારે; તે અતી નીવડ મીથ્યા મતી; બોલે ઉપદેશ માળારે. તુ૦ ૭૪ પામર જાણ પાણ નવી કહે; સહસા જુઠ સશુકોરે; જુઠ કહે મુની વેશોજે; તે પરમારથ ચુકયોરે. તુ૦ ૭૫ નિરદય હૃદય છકાયમાં; જે મુની વેષે પ્રવરતેરે; ગૃહિયતિ ધરમથી બાહીરા; તે નીરધન ગતી વરતેરે. તુ૦ ૭૬ સાધુ ભગતી જીન પુજના; દાનાદિક શુભ કરમેરે; શ્રાવક જન કહયો અતી ભલો; નહી મુની વેશ અધરમેરે તુ૦ ૭૭ કેવળ લીંગ ધારી તણો; જે વ્યવહાર અશુધોરે; આદરીએ નવી સર્વથા જાણીએ ધરર વિરૂધોરે. તુ૦ ૭૮.

## ઢાળ સાતમી.

હવે ત્રીજો સર્વગ પક્ષીનો માર્ગ દખાડે છે.

આગે પુરવ વાર નવાણું,—એ દેશી. જે મુની વેષ સકે નવી છંડી, ચરણ કરણ ગુણ હીણાજી; તે પણ મારગ માંહે દાખ્યા, મુની ગુણ પક્ષે લીણાજી. મૃષાવાદ ભવ કારણ જાણી, મારગ સુધ પરૂપેજી; વંદે નવી વંદાવે મુનીને આપ થઇ નીજ રૂપેજી. ૭૯, મુની ગુણ રાગે પુરા સુરા જે જે જયણા પાળેજી. તે તેહથી સુભ ભાવ લહીને, કર્મ આપણાં ટાળેજી, આપ હીનતા જે મુની ભાખે, માન સાંકડે લોકેજી, એ દુર્ધ્ધર વ્રત એહનું દાખ્યું, જે નવી ફુલે ફોકેજી. ૮૦, પ્રથમ સાધુ, બીજો વર શ્રાવક, ત્રીજો સંવેગપક્ષીજી. એ ત્રણે શીવમારગ કહીએ, જીહાં છે પ્રવચન સાખીજી, શેષ ત્રણ ભવ મારગ કહીએ, કુંમત કદાગ્રહ ભરીયાજી, ગૃહીયતી લીંગ કુલીંગે લખીએ, સકળ દોષના દરીયાજી. ૮૧, જે વ્યવહાર મુગતી મારગમાં, ગુણઠાણાને લેખેજી; અનુક્રમે ગુણ શ્રેણીનું ચઢવું, તેહજ જીનવર દેખેજી; જે પણ દ્રવ્ય ક્રીયા પ્રતીપાળે, તે પણ સનમુખ ભાવેજી; શુકલ બીજની ચંદ્રકળા જેમ, પુર્ણ ભાવમાં આવેજી. ૮૨, તે કારણ લજ્યાદિકથી પણ, શીલ ધરે જે પ્રાણીજી; ધન્ય તેહ કૃત્ય પુણ્ય કૃતારથ, માહાનિશીથે વાણીજી; એ વ્યવહાર નયે મન ધારો, નીશ્ચય નય મત દાખ્યુંજી; પ્રથમ અંગમાં વિતીતીગીછાએ, ભાવચરણ નવી ભાખ્યુંજી. ૮૩,

## ઢાળ ૮ મી.

દેશી ચોપાઇની—અવર એક ભાખે આચાર, દયા માત્ર શુધજ વ્યપહાર; જે બોલે તેહજ ઉથપે, સુધ્ર કરૂહુ મુખ એમ જપે. ૮૪, જીન પુજાદીક સુભ વ્યાપાર, તે માને આરંભ અપાર; નવી જાણે ઉતરતાં નઇ, મુનીને જીવદયા કયાં ગઇ. ૮૫, જો ઉતરતાં મુનીને નદી, વિધી જોગે નવી હીંસા વદી; તો વિધિ જોગે જીન પુજના, શીવ કારણ મત ભુલો જના. ૮૬, વીષયારંભ તણો જીહાં ત્યાગ, તેહથી લહીએ ભવજળ તાગ; જીન પુજામાં શુભ ભાવથી; વીશયારંભ તણો ભય નથી. ૮૭; સામાયિક પ્રમુખે શુભ ભાવ; યધપિ લહિએ ભવજળ નાવ; તોપણ જિન પુજાએ સાર, જિનના વિનય કહ્યો ઉપચાર. ૮૮; આરંભાદિક શંકા ધરી; જો જિનરાજ ભગતિ પરિહરી; દાન માન વંદન આદેશ; તો તુજ સબળો પડયો કલેશ. ૮૯; સ્વરૂ-

થી દીસે સાવદ્ય; અનુબંધે પુજા નિરવદ્ય; જે કારણ જિન ગુણ બહુ માન; જે અવસરે વરતે શુભ ધ્યાન. ૯૦; જિનવર પુજા દેખી કરી; ભવિયણ ભાવે ભવજળ તરી; છકાયના રક્ષક હો વળી; એહ ભાવ જાણે કેવળી. ૯૧; જળ તરતાં જળ ઉપર યથા; મુનિને દયા ન હોવે વૃથા; પુષ્પાદિક ઉપર તિમ જાણ; પુષ્પાદિક પુજા એ આણ. ૯૨; તો મુનિને નહી કિમ પુજના; ઇમ તું શું શુભ મના; રોગીને ઓષધ શમ એહ; નીરોગી છે મુનિવર દેહ. ૯૩;

## ઢાળ ૯ મી.

સાળભદ્ર ભોગીરે હોય—એ દેશી. ભાવસ્તવ મુનિને ભલોજી; બિહું ભેદ ગૃહી ધાર; ત્રીજે અધ્યયને કહ્યોજી; મહાનિસીથ મઝાર; સુણો જિન તુજ વિણ કવણ આધાર. એ આંકણી. ૯૪; વળી તિહાં ફળ દાખીયોજી; દ્રવ્ય સ્તવનું રે સાર; સ્વર્ગ બારમું ગ્રહિનેજી; ઇમ દાનાદિક ચાર. સુ૦ ૯૫; છઠે અંગે દ્રપતીજી; જિન પ્રતિમા પુજેય; સુરિયાભ પરે ભાવથીજી; ઇમ જિન વીર કહેય. સુ૦ ૯૬; નારદ આવ્યે નવિ થઇજી; ઉભી તેહ સુજાણ; તે કારણ તે શ્રાવિકાજી; ભાખે આળ અજાણ. સુ૦ ૯૭; જિન પ્રતિમા આગળ કહ્યોજી; શક્ર સ્તવ તેણે નાર; જાણે કુણ વિણ શ્રાવિકાજી; એહ વિધ રૂદય વિચાર. સુ૦ ૯૮; પુજે જિન પ્રતિમા પ્રતેજી; સુરિયાભ સુરરાય; વાંચી પુસ્તક રત્નનાજી; લેઇ ધર્મ વ્યવસાય. સુ૦ ૯૯; રાયપસેણી સુત્રમાંજી; મોટો એહ પ્રબંધ; એહ વચન અણ માનતાંજી; કરે કર્મનો બંધ. સુ૦ ૧૦૦; વિજયદેવ વ્યકતવ્યતાજી; જીવાભિગમેરે એમ; જો થિતિ છે એ સુર તણીજી; તો જિન ગુણ થુતિ કેમ. ૧૦૧; સિદ્ધારથરાય કિયાજી; યાગ અનેક પ્રકાર; કલ્પસુત્રે ઇમ ભાખીયોજી; તે જિન પુજા સાર. સુ૦ ૧૦૨; સમણોપાસક તે કહ્યોજી; પહિલા અંગ મઝાર; યાગ અનેરા નવિ કરેજી; તે જાણો નિરધાર, સુ૦ ૧૦૩; ઇમ અનેક સુત્રે ભણ્યુંજી; જિન પુજા ગૃહિ કૃત્ય; તે નવિ માને તે સહીજી; કરશે બહુ ભવ નૃત્ય. સુ૦ ૧૦;

## ઢાળ ૧૦ મી

જંસુર સંઘાસા સુર સંઘા—એ દેશી. અવર કહે પુજાદિક ઠામે; પુણ્ય બંધ છે સુભ પરિણામે; ધરમ ઇહાં નવિ કોઇ દીસે; જિમ વ્રત પરિણામે ચિત હીસે. ૧૦૫; નિશ્ચય ધર્મ ન તેણે જાણ્યો; જે સેલેસી અંત વખાણ્યો; ધર્મ અધર્મ તણો ઇયકારી; શિવ સુખ દેને ભવજળ તારી. ૧૦૬ તસ સાધન

તું જે જે દેખે; નિજ નિજ ગુણઠાણાને લેખે; તેહ ધરમ વ્યવહારે જાણો; કારજ કારણ એક પ્રમાણો. ૧૦૭; એવંભુત તણો મત ભાખ્યો; સુદ્ધ દ્રવ્ય નય ઇમ વળી દાખ્યો; નિજ સ્વભાવ પરણતિ તે ધર્મ; જે વિભાવ તે ભાવજ કર્મ. ૧૦૮; ધર્મ સુદ્ધ ઉપયોગ સ્વભાવે; પુણ્ય પાપ શુભ અશુભ વિભાવે; ધર્મ હેતુ વ્યવહારજ ધર્મ; નિજ સ્વભાવ પરણતિનો મર્મ. ૧૦૯; શુભ યોગે દ્રવ્યાશ્રવ થાય; નિજ પરિણામ ન ધર્મ હણાય; યાવત યોગ ક્રિયા નહી થંભી; તાવત જીવ છે યોગારંભી. ૧૧૦ મળિ નારંભ કરે જે કિરિયા; અસદારંભ તજી તે તરિયા; વિષય કષાયાદિકને ત્યાગે; ધર્મ મતે રહિવે સુભ માગે. ૧૧૧ સ્વર્ગ હેતુ જો પુણ્ય કહિજે; તો સરાગ સંસય પણ લીજે; બહુ રાગે જે જિનવર પુજે; તસ મુનિની પરે પાતક ધુજે. ૧૧૨; ભાવસ્તવ એહથી પામીજે; દ્રવ્ય સ્તવ એ તેણે કહીજે; દ્રવ્ય શબ્દ છે કારણ વાચી; ભર્મમ ભુલો કર્મની કાચી. ૧૧૩.

## ઢાળ ૧૧ મી

દાન ઉલટ ધરી દિજીએ—એ દેશી. કુમત ઇમ સકળ દુરે કરી; ધારિયે ધર્મની રીતરે; હારિયે નવિ પ્રભુ બળ થકી; પામીયે જગતમાં જીતરે; સ્વામી શ્રી મંધિર તું જયો. આંકણી. ૧૧૪ ભાવ જાણે સકળ જંતુના; ભવ થકી દાસને રાખરે; બોલે આ બોલ જે તે ઘણું; સફળ જો છે તુજ સાખરે. સ્વા૦ ૧૧૫ એક છે રાગ તુજ ઉપરે; તેહ મુજ શિવતરૂ કંદરે; નવિ ગણું તુજ પરે અવરને; જો મિલે સુરનર વૃંદરે- સ્વા૦ ૧૧૬; તુજ વિના મેં બહુ દુખ લહ્યો; તુજ મિલે તે કિમ હોયરે; મેહ વિણ મોર માચે નહીં; મેહ દેખી માચે સોયરે સ્વા૦ ૧૨૭ મન થકી મીલનમે તુજ કિયો; ચરણ તુજ ભેટવા સાઇરે કીજીએ જતન જીન એ વીના; અવર ન વાંછીયે કાંઇરે. સ્વામી૦ ૧૨૮ તુજ વચન સુખ આગલે; નવી ગણું સુરનર શર્મરે; કોબીજો કપટ કોઇ દાખવે; નવી તજુ તોઇ તુજ ધર્મરે સ્વા૦ ૧૨૯, તુજ મુજ રૂદયાગીરીમાં વસે; સિંહ જો પરમનોરી હરે; કુમતમાતંગના જુથથી; તો કિસી પ્રભુ મુજ બીહરે. સ્વા૦ ૧૩૦ કોમિઠે દાસ પ્રભુ તાહરે; માહરે દેવ તું એકરે; કીજીયો સાર સેવક તણી; એ તુજ ઉચિત વિવેકરે. સ્વા૦ ૧૩૧ ભગતી ભાવે ઇસુભાષિયો; રાખિએ એહ મન માંહીરે; દાસનાં ભવ દુખ વારીયે; તારીએ સો ગ્રહી બાંહીરે. સ્વા૦ ૧૨૨. બાલ જીમ તાત આગલ કહે; વીનવું કું તિમ તુજરે; ઉચિત જાણો તિમ આચરો.

નવી રહે તુજ કિસ્યુ ગુંજરે; સ્વા૦ ૧૨૩ મુજ હુવો ચિત શુભ ભાવથી; ભવ ભવ તાહારી સેવરે; યાચિએ કોટિયતને કરી; એહ તુજ આગળ દેવરે. સ્વા૦ ૧૨૪

## કળસ *

ઇમ સકલ સુખકર દુરિત ભય હર વિમલ લક્ષણ ગુણ ધરો; પ્રભુ અજર અમર નરિંદ વાંદિત વિનવ્યો શ્રી મંધરો, નિજ નાદતરજીત મેઘ ગરજી ધૈર્ય નિરજીત મંદરો; શ્રી નય વિજય બુધ ચરણ સેવક; જસવિજય બુધ જ યકારો; ૧૨૫ ઇતિ શ્રી મંદીર સ્વામી વિનતી સંપુર્ણ. ॥ છ ॥ .॥ છ॥

### પદ.

રાગ ધન્યાશીરી—જૈન કહો કયુ હોવે પરમગુરૂ જૈન કહો કયુ હોવે, ગુરૂ ઉપદેશ વિના જન મુઢા દરશન જૈન વિગોવે. ૧ કહેત કૃપાનીધી શમ જળ ઝીલે, કર્મ મેલ જો ધોવે, બહીર પાપ મલ અંગ ન ધારે, શુધ રૂપ નીજ જોવે. ૫૦. ૨ સ્યાદ વાદ પુરન જો જાણે, નય ગરભીત જસ વાચા, ગુણ પરજાય દ્રવ્ય જો બુઝે; સોઇ જઇન હે સાચા, ૫૦. ૩; કીરીયા મુઢ મતી જો અજ્ઞાની ચાલે ચાલ અપુંઠી, જઇન દશા ઉનમાંહી નાહી, કહેસો સબહી જુઠી. ૫૦ ૪ પર પરણતી અપની કરી માને, કિરીયા ગર્વે ઘેલો; ઉનકુ જઇન કહો કયું કહીએ, સો મુરખમાં પેહેલો ૫૦ ૫. જઇન ભાવ જ્ઞાની સબ માંહી, શિવ સાધન સદહિએ; નામ ભેખશું કામ ન શીજે, ભાવ ઉદાસે રહીએ. ૫૦ ૬, જ્ઞાન સકળ નય સાધન સાધો, ક્રિયા જ્ઞાનકી દાશી, કિરીયા કરતુહે ધરતહે મમતા, આહી ગલેમે ફાંસી. ૫. ૭ કીરીયા વિના જ્ઞાન નહી કબહુ, કિરીયા જ્ઞાન વિના ચાહી; જ્ઞાન ક્રીયા દોઉ મિલત રહેતહે જ્યુ જળ રસ જળ માંહી. ૫૦ ૮ કિરીયા મગનતા બાહીર દીસે, જ્ઞાન શકતી જસ ભાજે, સદગુરૂ શીખ સુણે નહી કબહુ, સો જન જનતે લાજે ૫૦ ૯ તત્વ બુધી જીનકી પરણતીહે; સકળ સુત્રકી કુંચી, જગ જસ વાદ વદે ઉનહીકો; જઇન દશા જસ ઊંચી ૫૦ ૧૦

### પદ.

રાગ ધન્યાશીરી—પરમ પ્રભુ સબ જન શબ્દ ધ્યાવે, જબ લગે અંતર ભરમ ન ભાજે; તબ લગે કોઉ ન પાવે પર૦. ૧ સકળ અંશ દેખે જગ જોગી. જો ખીનુ સમતા આવે; મમતા અંધ ન દેખે યાકો, ચીત ચહુરે ધ્યાવે પર. ૨, સેહેજ શકતી આર ભકતી સુગુરૂકી જો ચીત જોગ જગાવે, ગુણ

પરજાય દ્રવ્યસુ અપને, તો લય કોઉ લગાવે. પર. ૩ પઢંત પુરાણુ વેદ ઓર ગીતા, મુરખ અરથ નવી પાવે; ઉત ઇત ફરત ગ્રહત રસ નાહી, જ્યુ પસુ ચરબીત ચાવે. પર. ૩ પુદગળ શું ન્યારો પ્રભુ મેરો, પુદગળ આપ છિપાવે ઉનસે અંતર નાહી હમારો, અબ કિહાં ભાગો જાવે પર, ૪ અકલ અલખ અર અજર નીરંજન, તાહારી ગતી તુહી જાણે, અગમ અરૂપી આગમ અનુસારે, સેવક જસ ગુણ ગાવે. પર. ૫.

## પદ.

રાગ ઉપરનો—ચેતન જો તું જ્ઞાન અભ્યાસી, આપહી બાંધે આપહી છોડે, શકતી બુધી વિમાસી. ચેં૦ ૧ જો તું આપ સ્વભાવમે ખેલે, આશા છોડ ઉદાશી, સુરનર કીનર નાયક સંપતી, સો તુજ ઘરકી દાસી. ચે૦ ૨. મોહ ચોર જન ગુણ ધન લુસે; દેત આશ ગલે ફાંશી. આશા છોડ ઉદાશ રહે જો સો ઉતમ સન્યાશી ચે૦ ૩ જોગ લઇ પરઆસ ધરતહે, યાહી જુગમે હાંશી; તું જાણે મેં ગુનકુ સંચુ, પણ ગુણ જાએ નાશી. ચે૦ ૪ પુદગળકી તું આશ ધરતહે, સોતો સબહી વિનાશી; તુંતો ભીનરૂપહે ઉનતે ચીદાનંદ અવિનાશી. ચે૦ ૫ ધન ખરચે નર બોહોત ગુમાને, કરવત લેવે કાશી, તોબી દુખનો અંત ન આવે જો આશા નહુ ઘાશી. ચે૦ ૬ સુખ જળ વિખય વીખય મૃગ ત્રશના, હોત મુઢ મતી પાસી; વિભ્રમ ભુમી ભઇ પર આશી, તુંતો સહજ વિલાશી ચે૦ ૭ યાકો પીતા મોહ દુખ ભ્રાતા, હોય વીખય રતીમાસી, ભવસુત ભરતા અવીરતી માની મીથ્યા મતી હે વાશી ૮ આશા છોડ રહે જો જોગી; સોહે શિવ વિલાશી, ઉનકુ સુજસ વખાણે જ્ઞાતા, અંતર દ્રષ્ટી પ્રકાશી. ચે૦ ૯

## પદ.

રાગ કનડો—અજબ ગતી ચિદાનંદ ઘનકી; ભવ જંજાળ શકિત શું હાવે ઉલટ પુલટ જીનકી, અ૦ ૧ ભેદી પરણુતી સમકીત પાયો. કર્મ વજર ઘનકી. સહેજ અખંડ ચડતા ચાકી; ખીમા વિમળ ગુણકી, અ૦ ૨, પાપવેલી સબ જ્ઞાન દહનસુ, જાલી ભવ વનકી; શીતળતા પ્રગટી ઘટ અંતર; ઉતમ લંછનકી અ૦ ૩ ઠકુરાઇ જગ જન તે અધીકી, ચરન કરન ધનકી, વૃધી રૂધી પ્રગટે નીજ નામે, ખ્યાતી અકિંચનકી, અનુભવ વિના ગતી કોઇ ન જાણે અલખ નિરંજનકી, જસ ગુન ગાવત પ્રીતી નીવાહો ઉનકે સમરનકી, અ૦ ૫

પદ.

રાગ ધન્યાશીરી—ચેતન જ્ઞાનકી દ્રષ્ટ નીહાળો; મોહ દ્રષ્ટી દેખે સો બોહારા, હોત માહા મતવાળો ચે૦ ૧ મોહ દ્રષ્ટી અતી ચપળ કરતહે; ભવ વન વાનર ચાળો; યોગ વિજોગ દાવાનળ લાગત. પાવત નાહી વિચાળોચે૦ ૨, મોહ દ્રષ્ટી કાયર નર ડરપે, કરે આકારણ ટાળો. રણ મેદાન લરે નહી અરીસુ, સુર લરે જ્યુ પાળો. ચે૦ ૩ મોહ દ્રષ્ટી જન જનકે પરવશ, દીન અનાથ દુખાળો, માગે ભીખ ફીરે ઘર ઘરશું; કહે મુજકુ કોઇ પાળો. ચે૦ ૪ મોહ દ્રષ્ટી મદ મદીરા માતી; તાકો હોત હોત ઉછાળો; પર અવગુણ રાચેસો અહનીશ; કાગ અસુચી જ્યુ કાળો ચે૦ ૫ જ્ઞાન દ્રષ્ટીમાં દોષ ન એતે, કરે જ્ઞાન અજુવાળો, ચીદાનંદઘન સુજસ વચન રસ સજન રૂદય પ ખાળો. ચે૦ ૬

પદ.

રાગ નાયકી કનડો—ચેતન મમતા છોર પરીરી દુર પરીરી. ચે૦ પર રમણીસ્યુ પ્રેમ ન કીજે, આદર સમતા આપ વરીરી. ચે૦ ૧ મમતા મોહ ચંડાળકી બેટી. સમજ નૃપ કુમરીરી, મમતા મુખ દુરગંધ અસતે, સમતા સત્ય સુગંધ ભરીરી ચે૦ ૨ મમતાસે લરતે દિન જાવે સમતા નહી કોઉ સાથ લરીરી. મમતા હેતું બોહોત હે દુશમન, સમતા કોઉ ન હોય અરીરી ચે૦ ૩ મમતાકી દુરમતીહે આલી; દાકણ જગત અનરથ કરીરી; સુમતાકી સુભ મતીહે આલી, પર ઉપગાર ગુણે સભરીરી ચે૦ ૪ મમતા પુત ભયે કુલ ખંપાણ, સોગ વિજોગ મહા મસ્તરીરી; સુમતા સુત હોવેગા કેવળ, રહે દિવ્ય નીશાન ધુરીરી ચે૦ ૫ સમતા મગન રહેગો ચેતન, જો એ ધારે શીખ ખરીરી સુજસ વિલાસ લહેગો તો તું ચીદાનંદ ઘન પદવી વરીરી ચે૦ ૬

પદ

રાગ ધન્યાશીરી—આવે નહી મન ઠામ જબ લગે આવે નહી ઠામ, તબ લગે કષ્ટ કિરિયા સબ નિષ્ફળ, જ્યુ ગગને ચીત્રામ. જ૦ ૧ કરણી વિના તું કરે મોટાઇ, બ્રહ્મ વ્રતી તુજ નામ, આખર ફળ ન લહેગો જ્યુ જગ, વેપારી વિણુ દામ, જ૦ ૨ મુડ મુડાવ સબહી ગાડરીયાં હરણ રોઝ બન ધામ; ઝટા ધરાવત ભસ્મ લગાવત, રાસ ભએવસતુગામ, જ૦ ૪ એતે પર નહી જોગકી રચના, જો નહી મન વિસરામ; ચીત અંતર પરમાતમ કેસે કહા જપત મુખ રામ. જ૦ ૪ વચન કાય ગોપે દઢ ન ધરે; ચીત તુરગ લ-

ગામ. તામે તુ ન લહે શીવ સાધન, જ્યુ કણસુ ને ગામ જ૦ ૫. ધ્યાન ધરો કરો સંજમ કિરીયા, ન ફીરાવો મન ઠામ, ચીદાનંદ ઘન સુજસવિલાશી. પ્રગટે આતમ રામ.

---

# ચઢતા પડતાનો સઝાય.



શ્રી શ્રી મંધર સાહેબ આગે, વીનતડી એક કીજે. એ દેશી.

ચઢ્યા પડ્યાનો અંતર સમજી, સમ પરીણામે રહીએ; થોડો પણ જીહાં ગુણ દેખીજે, તીહાં અતીહી ગહ ગહીએરે; લોગા ભોલવીયા મત ભુલો. ટેક. ૧; અંતર મહુરત છે ગુણ વુઢી, અંત મહુત્તહ હાણી; ચઢવું પડવું તીહાંથી મુનીને, તે ગતી કીણહી ન જાણીરે. લોગા૦ ૨; બાજ્ય કષ્ટથી ઊંચુ ચઢવું, તેતો જડના ભામા; સંજમ શ્રેણી સીખર ચહડાવે, અંતરંગ પરીણામારે. લોગા૦ ૩ તીહાં નિમિત છે બાહીર કિરિયા, તે જો સુત્રે સાચી; નહીતો દુખદાયક પગ સામું, મોર જુવે જીમ નાચીરે. લોગા૦ ૪; પાસથાદિક સરખે વેશે, જુઠાં કારણ દાખે; એકવીસ પાણી ખપ નવી કરતા, મીઠાં પાણી ચાખેરે. લોગા૦ ૫; પરીચીત ઘરની ભીક્ષા લેવે, ન કરે તે સમુદાણી; વસ્તી દોખ ન તજે કૃત્યાદિક, જીન આણા મન આણીરે. લોગા૦ ૬ વસ્ત્ર પાત્ર દુખાણ નવી ટાળે, કરે પતીતનો સંગો; કલહ વઇરની વાત ઉઇરે, મન માન્યં તિહાં રંગોરે. લોગા૦ ૭ હીણો નીજ પરીવાર વદાવે, આપ કષ્ટ બહુ દાખી; ચઢ્યો તેહને કેણી પેરે કહીએ, સુત્ર નહી તીહાં સાખીરે. લોગા૦ ૮ ન ગણે ઉત્તરગુણની હાણી, સુત્ર ક્રિયામાં પંગુ; દુખ સહસ્યે જીમ ઉપદેશમાળા, બોલ્યો મથુરા મંગુરે. લોગા૦ ૯ એકનું મુળ કારણ ચિંતવતાં, આવે મોહોટું હાંસુ; પંચમાહાવરત કીહાં ઉચરીયા, સેવ્યું કુણનું પાસુરે. લોગગા૦ ૧૦; પેહેલાં વરત જે જુઠાં ઉચરીયાં, તેતો નાવ્યાં લેખે; ફરીને હવે તે ઉચરીએ, પંચ લોક જીમ દેખેરે. લોગા૦ ૧૧; મુનીને તો સઘળું સાચવવું, વાત ઘટે નવી કુડી; શુધ પરૂપકને તો જે જે, યતના તે તે રૂડીરે. લોગા૦ ૧૨; પેહેલા મુળ ગુણે જે હીણો, ફરી દિક્ષા તે લેવે; ચરણ આસ હોય તે તપ છેદ, ઉદ્યમ મારગ શેવેરે. લોગા૦ ૧૩; એહવું ભાષ્ય કહ્યું વ્યવહારે, તેતો મર્મ ન જાણે; અધીકાઇ બાહેર દેખાડી, મતવાળો મત તા-

ણેરે. લોગા૦ ૧૪; કહે તે શુધ કથક અજ્ઞાની, ઉપધી ઘણેરી ધારી; દ્વિધ બાળ તે માર્ગ લોપી, ભાખ્યું અંગ આચારેરે. લોગા૦ ૧૫; પાસથાદિક જાતી ન તજીએ, તો કીમ ઊંચા ચઢીએ; જ્ઞાનાદિક આણાએ રહીએ, તે સાથે નવી વઢીએરે. લોગા૦ ૧૬; પાસથો પણ તેહને કહીએ, જે વ્રત લેઈ વિરાધે; ધુરથી જેણે વરત નવી લીધાં, તે શો મારગ સાધેરે. લોગા૦ ૧૭; શરવ સુધી વીણ પણ યતના, સુધ કથકને છાજે; ઇછા જોગી આપ હીનતા, કહેતો તે નવી લાજેરે. લો૦ ૧૮; કુસુમપુરે એક શેઠ તણે ઘર, હેઠે રહ્યો સંવેગી; ઉપર એક સંવર ગુણ હીણો, પણ ગુણ નીધી ગુણ રંગીરે. લો૦ ૧૯; સંવેગી કહે ઉપર છે, તે માહા મોકળો પાપી; ગુણ રંગી કહે વરત પાળે, તસ કીરતી જગ વ્યાપીરે. લો૦ ૨૦; સંવેગીના બાજ્ય કષ્ટથી, થયા લોક બહુ રાગી; કોઇક શુધ કથકના પણ મતી, જેહની જ્ઞાને લાગીરે. લો૦ ૨૧. ચોમાસુ પુરી બેહુ વિચરીયા, તીહાં આવ્યા એક નાણી; બેહુમાં અલ્પ અધિક ભવ કુણના, પુછે એમ બહુ પ્રાણીરે. લો૦ ૨૨. જ્ઞાની કહે સંવેગી નીંથા, કરી ઘણા ભવ રૂલસે; શુધ કથક વેહેલો શીવ સુખમાં, પાપ પખાળી ભળશેરે. લો૦ ૨૩. સુણી એહવું બહુ જન સમજ્યા, ભાવ મારગ રૂચી જાગી; એ ઉપદેશ પદ સવી જોજો, તુમે હોજ્યો ગુણના રાગીરે. લો૦ ૨૪. શુધાચારી કળીમાં વીરલા, સુધ કથક પણ થોડા; ઇચ્છાચારી બહુલા દીસે, જાણે વાંકા ઘોડારે. લો૦ ૨૫. પાસથાદીકમાં પણ સંજમ, થાન કહ્યું કોઈ હીણું; શુધ પરૂપક વયણે સાસન, કહીએ ન હોયે ખીણુંરે. લો૦ ૨૬. જીન વિણ અછતુ ચરણ પણ કહીએ, હોએ તેતો ઉધરીએરે; નવો મારગ જન આગે ભાખી, કહો કેણી પેરે નીસ્તરીએરે. લો૦ ૨૭. સંજમ ઠાણ વિચારી જોતાં, જો ન લહે નીજ સાખે; તો જુઠું બોલીને દુરમતી, શું સાધે ગુણ પાખેરે. લો૦ ૨૮. સંજમ વીણ સંજતતા થાપે, પાપ શ્રમણ તે દાખ્યો; ઉતરાધ્યેને સરળ સ્વભાવે, સુધ પરૂપક દાખ્યોરે. લો૦ ૨૯. સુવીહીત ગછ કીરીયાનો ધોરી, શ્રી હરીભદ્ર કહાવે; એહ ભાવ ધરતો તે કારણ. મુજ મન તેહ સુહાયરે. લો૦ ૩૦. સુધ દ્રવ્ય સંજત તે એણી પરે. ભાવ ચરણ પણ પાવે. પ્રવચન વચન પ્રભાવક તેહના. સુરપતી પણ ગુણ ગાવેરે. લો૦ ૩૧. સુધ કથક વચને જે ચાલે. મુળ ઉત્તરગુણ ધારી; વચન ક્ષમાદિક રંગે લીલા. તે મુનીની બલીહારીરે. લો૦ ૩૨. પુન્જનીક જ્ઞાને જ્ઞાનાદિક. સંજત ચરણ વીલાસે; એકે નહી જેહને બેહુમાં. કીમ જઇએ તસ પાસેરે. લો૦ ૩૩ જીમ જીમ પ્રવચન

જ્ઞાને કીધે. તીમ સંવેગ તરંગી. એ આવશ્યક વચન વિચારી. હોએ જ્ઞાનના રંગીરે. લો૦ ૩૪. જ્ઞાની જ્ઞાન અભેદાપચારે. તીમ તીમ જ્ઞાનીના સંગીરે. જ્ઞાનાદિકના ગુણ જે દુખે. કષ્ટ કરે અભીમાને. માથે ગંઠી લગે નવી આજ્ઞા. તે ખુત્યા અજ્ઞાનેરે. લો૦ ૩૫ તેહની કષ્ટ ક્રીયા અનુમોદ્દે. ઉનમારગ થીર થાએ. તેહથી દુરગતીનાં દુખ લહીએ. પંચાશક કહેવાયરે. લો૦ ૩૬. કુલગણ સંઘ તણી જે લજ્યા. આપ છંદતા ટાળે. પાપ ભીરૂ ગુરૂ આણાકારી. જીનમારગ અજુવાળેરે. લો૦ ૩૭ જ્ઞાન અધીકની દિક્ષા લેખે. કરે તસ વપણે પરખી. બીજાની ખોડ શકે ભાખી. હોળી નૃપ રીધી સરખીરે. લો૦ ૩૮, જ્ઞાન અધીકનો વીનય ન કરે. શ્રી જીનવર દુહવાએ. વીનય ભેદ સમજે તે કીંકર. જ્ઞાનવંતનો થાએરે. લો૦ ૩૯. તે માટે જ્ઞાની અધીક વચણે. રહી ક્રીયા જે કરશે. અધ્યાતમ પરણતી પરીપાકે. તે ભવ સાયર તરશેરે. લો૦ ૪૦. વાચક જયવીજયે એમ દાખી. શીખ સરવને સાચી. પણ પરીણમશે તેહ તણે મન. જેહની મતી નવી કાચીરે. લો૦ ૪૧.

---

## જતી ધરમ બત્રીશી.

---

### દુહા.

ભાવ જતી તેને કહો. જીહાં દસ વીધ જતી ધર્મ. કપટ ક્રીયામાં માહાલતા. નહીયાં બાંધે કર્મ. ૧ લોકીક લોકોતર ખીમા. દુવીધ કહી ભગવંત. તેહમાં લોકોતર ખીમા. પ્રથમ ધરમ છે તંત. ૨. વચન ધરમ નામે કહ્યો. તેના પણ બેહુ ભેદ. આગમ વયણે જે ખીમા. તેહ પ્રથમ અપખેદ. ૩ ધરમ ખીમા નીજ સહજથી. ચંદન ગંધ પ્રકાર. નીરતીચાર એ જાણીએ. પ્રથમ સુક્ષમ અતીચાર. ૪. ઉપકારે અપકારથી. લોકીક વળી વીવાગ. બહુ અતીચાર ભરી ખીમા. નહી સંજમને લાગ. ૫. બાર કષાય ખય કરી. જે મુની ધરમ લહાય. વચન ધરમ નામે ખીમા. જે બહુ તીહાં કહાય. ૬; મદ્દવ અજ્જવ મુત્તી તવ; પંચ ભેદ એમ જાણ; તીહાં પણ ભાવ નીગ્રંથને; ધરમ ભેદ પ્રમાણ. ૭. ઇહ લોકાદિક કામના; વીણ અણસણ મુખ જોગ. સુધ નીરઝરા ફળ કહ્યો. તપ શીવ સુખ સંજોગ; ૮; આશ્રવ દ્વારને રૂંધીએ; ઇંદ્રિય દંડ કહાય, સતર ભેદ સંજમ કહ્યો; એહજ મોક્ષ ઉપાય; ૯, સત્ય

સુત્ર અવીરૂધ જે, વચન વીવેક વીસુધ, આલોયણ જળ સુધતા, મોચ કરમ અવીરૂધ. ૧૦, ખગ ઉપાય મનમે ધરે, ધરમે પીગરણુ જેહ. વરજીત ઉપધી ન આદરે, ભાવ અકીંચન તેહ. ૧૧ સીલ વીખય મન વરતીજે, બ્રહ્મ તેહ સુપવીત; હોય અનુતર દેવને, વીખે ત્યાગનો ચીત. ૧૨ એ દશ વીધ જતી ધરમ જે, આરાધે નીત મેવ; મુળ ઉત્તર ગુણ યતનથી, તેહની કીજે શેવ. ૧૩ અંતર જતના વીણુ કીશો, વામ ક્રીયાનો લાગ; કેવળ કંચુક પરીહરે નીર વીખ હોયે ન નાગ; દોશ રહીત આહારજ લીએ, મનમાં ગારવ રાખ; તે કેવળ આજીવીકા, સુય ગડાની સાખ. ૧૫ નામ ધરાવે ચરણનું, વીગર ચરણ ગુણ ખાણ; પાપ શ્રમણ તે જાણીએ. ઉતરાધ્યેન પ્રમાણ. ૧૬ શુદ્ધ ક્રીયા ન કરી શકે, તો તું સુધી ભાખ; શુદ્ધ પરૂપક હુઇ કરી; જીન સાસન થિતી રાખ. ૧૭ ઉસનો પણ કરમ રજ; ટાળે બાળે બોધ; ચરણ કરણ અનુમોદતાં; ગછ વરતાવે શોધ. ૧૮ હીણો પણ જ્ઞાને અધીક; સુંદર સુરૂચી વિશાળ; અલ્પાગમ મુની નહી ભલો, બોલે ઉપદેશ માળ. ૧૯ જ્ઞાનવંતને કેવલી, દ્રવ્યાદીક અહી નાણ; વીરહત કલ્પ ભાખે વળી, સરસા ભાખ્યા જાણ. ૨૦ જ્ઞાનાદીક ગુણ મછરી, કષ્ટ કરે તે ફોક; ગ્રંથી ભેદ પણ તસ નહી, ભુલે ભુલા લોક. ૨૧ જ્યુ જોહાર જવેહરી; જ્ઞાની જ્ઞાને તેમ; હીણાધીક જાણે ચતુર; મુરખ જાણે કેમ. ૨૨ આદર કીધે તેહને; ઊન આરગ સ્થીર હોય; બાજ્ય ક્રીયા મતી રાચજે; પંચાસક અવીલોય. ૨૩ જેહથી મારગ પામીએ; તેહને સામો થાય; પ્રતીનીક તે પાપીઓ; નિશ્ચય નરકે જાય. ૨૪ સુંદર બુદ્ધિપણે કરયો; સુંદર શ્રવન ન થાય; જ્ઞાનીદિક વચને ફરી; માર્ગ ચાલ્યો જાય. ૨૫ જ્ઞાનાદીક વચને રહયો, સાધે જે શિવ પંથ; આતમ જ્ઞાને ઉજળો; તેતો ભાવ નીગ્રંથ. ૨૬ નિદક નિશ્ચે નારકી; બાજ્ય રૂચી મતી અંધ; આતમ જ્ઞાને જે રમે; તેહને તો નહી બંધ. ૨૭ આતમ સાખે ધર્મ જે, તીહાં જનનુ શું કામ; જન મન રંજન ધરમનુ, મુલ ન એક બદામ. ૨૭ જગમાં જન છે બહુ સુખી, રૂચી નહી કો એક; નીજ હીત હોયે તીમ કીજીએ, ગ્રહી પ્રતિજ્ઞા ટેક, ૨૯ દુર રહીજે વિખયથી, કીજે સુત અભ્યાસ; સંગત કીજે સંતની; હુઇ તેહના દાસ. ૩૦ સમતા સેલવ લાઇએ ધરી અધ્યાતમ રંગ; નીંદા તજીએ પર તણી, ભજીએ સંજમ ચંગ. ૩૧ વાચક જસવીજયે કહી, જે મુનીને હીત વાત; એહ ભાવ જે મુની ધરે. તે પામે શીવ સાથ. ૩૨.

# ઊપાદયા શ્રી વીનયવીજયજી



આ માહા પંડીત સંવત ૧૭૧૦ માં હતા એઉના રચેલા ગ્રંથો પણ ઘણા છે એમણે પણ શ્રી જસોવીજયજીની પેઠે ઘણા ગ્રંથો ગાયનમાં તથા શ્લોકમાં અને કાવ્યો સહિત રચેલા છે વીનેવીજેજી અને જસવીજેજી બંને એક ગુરૂના વંશના હતા વીનેવીજેજી જસવીજેજી પેહેલા દેવગત થયા હતા. અને પ્રથમ તેવોએ પણ જસોવીજેજી સાથે કાશીમાં વીદ્યાભ્યાસ કીધો હતો તેમના રચેલા ગ્રંથો માંહેથી ભવ્ય જીવોને સમજવા જોગ નીચે દાખલ કીધા છે.

## श्री धर्मनाथजीनुं स्तवन आतम उपर,

દુહા—ચિદાનંદ ચિત ચીંતવું, તીર્થંકર ચોવીસ, જગ ઉપકાકારી જગત ગુરૂ, જ્યોતિ રૂપ જગદિશ, ૧ આપે આપ વિચારતાં, લહીએ આપ સ્વરૂપ, પ્રગટે મમતા તૃણછપે; સમતા અમ્રત કુંપ. ૨ જબલગ જગ ભુલો ભમે, તબલગ શિવપુર દુર, જબલગ રૂદયન ઉમગે. આતમ અનુભવ સુર, ૩ મન બંધવ વિનતી કરૂ, છોજી ચપલ સ્વભાવ, સજ થઇ સંભાલીએ, આવીએ આતમ ભાવ. ૪ કેવલ ચિન્મય ચતુર તું, તું હોસી તુહંસ, અલખ અરૂપી અકલ ગતી; અવીનાશી અવતંસ. ૫ લબધી સિધી લહરી જલધી, મહિમાનીધી માહારાજ, મોહાદિકવયરી વીકટ, તીણે લોપી તુજ લાજ. ૬ રાજ રૂદ્ધી તુજ સવી હરી, દાખ્યાં દુઃખ અનેક, અબ આતમ આલસ તજી ચેત ચેત ધરી ટેક. ૭ નામ ઠામ તસ દાખવે, ઉપગારી અરીહંત. આપ બલે અરીજીતીએ, સાહજ ર ભગવંત. ૮ આરાધો આદર કરી; અડવડીયાં આધાર, વિનય કરીને વિનવો, શરણાગત સાધાર. ૯

ચોપઇ—પાટણ એક અનોપમ વસે; ભવ ચક્રનામે ઉલ્હસે, નગર તણો મોટો વિસ્તાર, આદિ નહી જસ અંતન પાર. ૧૦ ચોવીસ મારગ પોઢીપોલ, લાખ ચોરાશી ચોટાં ઓલ, ચોટે ચોટે હાટ અનેક; વાણીગ વ્યવહારી નહી છેક. ૧૧ વ્હોરે વાણુજે વસ્તુ અનંત, વસે ઘણા ત્યાં સંત અસંત. બહુ ધનપતિ નીરધન પણ ઘણા; નાટીક કૌતીકની નહી મણા; ૧૨ કોઇ ઉપરાજે કોઇ નીગમે; ભલા ચતુર ત્યાં ભુલા ભમે. શેરી શેરી નવ નવ સાથ વિછડ્યાં સાજન નાવે હાથ. ૧૩ થોક થોક જન જોઇ નાટ; જોઇ જોઇ બજ

ણુ જોઇ જોઇ વાટ, ઉપજે વિણસે વસ્તુ અસંખ; તેહ તણી કુણ જાણે સં-
ખ; ૧૪ ચાર નયર તે માંહે રહે; પાર એક એકનો કુણ લહે, પાપી પંજર
પશુ સંસ્થાન; માનવ વાસને બુધ નિધાન. ૧૫ રાયા રાય કરમ પરિણામ;
રાજ કરે ત્યાં અતિ ઉદ્દામ; જગમાં જશ પરતાપ પ્રચંડ; સબલ નિબલ શિર
પાવે દંડ. ૧૬ સેવા કરે જસ રાણા રાણ. ત્રિભુવન કોઇ ન લોપે આણ; સુ
રજ શશી કરે ચાકરી. આશા આશંક જેની આકરી. ૧૭ જે કીડીને કુંજર
કરે, કીડી કુંજર થઇને ફરે, કરે રાંક રાજાને ધસી, રાજ .દ્ધીએ નીરધનને
હુશી, ૧૮ જન પરમેશ્વર એને કહે, કોઇ વિધાતા કરી સદ્દહે; ભાગ્ય દૈવ
ખુદાએ હોય, અવર ન કરતા હરતા કોય. ૧૯ આઠ બંધવે છે ભુપાલ; તે-
માં ચાર મહા વિકરાલ. નાણ દંસણ આ વરણ અનંત, વિઘન મોહની અ
તિ બળવંત. ૨૦ એ ચારે ઘન ઘાતી કહ્યા; આતમ રૂપ રોકીને રહ્યા. વાદ-
લ વિંટયો દિનકર જીસ્યો; રાહે જીમ શશિ ગ્રસ્યો, ૨૧ જલ. માંહે કાદવ
જીમ મીલ્યો. લોહ માંહિ વિસ્વાન ભલ્યો, માણી વૈડુર્યજ મેલો થયો; ગઇ
જ્યોતી દરપણ કાટયો, ૨૨ ઇણ પર રોકી આતમ રૂપ; ઉપાડી નાખ્યો ભવ
કુપ; નાણ દંસણા વરણે આવરયો; આતમ અજ્ઞાની થઇ ફરયો; ૨૩ જે અ-
નંત બલ તે બલહીન, વિઘનરાય કીયો જીવ આધીન મોહનીય તો છે દુર
દંત તે આગળ કહીશું વીરતંત. ૨૪ નામ ગોત્ર આયુષ વેદની, એહ વાત સ
મજે ભેદની; પુણ્ય પાપ સુખ દુખ થઇ મલે; પંજરમાં પ્રભુને સાંકલે; ૨૫,
ત્રસ થાવર અતિ સુક્ષ્મ થુલ, પૃથ્વી પાણીવન તરૂ મુલ. અગ્ની વાય કીડી
કુંથુવો, નામ કર્મથી ચેતન હુઓ. ૨૬ માખી મધુકર કાછ ભમીન. ગોહ ભુ
જંગમ ઊંદર દીન; ગાય તુરંગમ ઊંટ ગયંદ હરણ રોઝ શીયાલ મયંદ. ૨૭
ચાતક ચકવા ચાસ ચકોર, નામ નરેસર અતીહી કઠોર; પશુ સંસ્થાન નયર
માંહી ભરયા; એમ પ્રાણી બહુ રૂપે કરયા; ૨૮ નિખ રૂપ કીધા નારકી. ના
મ કરમ આજ્ઞા મારકી, વિબુધ નિધાન નયર જન ઘણા; કીધા સુંદર સો-
હામણા; ૨૯ માનવ વાસ વસે માનવી. તેહની પેર કીધી નવ નવી; કોઇ
સુંદર કોઇ કુત્સિત અંગ; કોઇ ગોરા કોઇ કાજલ રંગ; ૩૦ કોઇ ઊંચા કોઇ
અતિ વામણા કોઇ સુખીયા કોઇ દુખી દુમણા, કોઇ સુસર કોઇ દુસર હુઆ
સકલ લોક ગુણ ઇમ જુજુઆ; ૩૧ ગોત્ર કરમનો જુઓ વિશેક; નિરમલ
વંશ કીધા નર એક; એક કીધા માણસ કુલ હીન; નિરબલ નિરધન નિર
ગુણ દીન; ૩૨ આયુ રાયનો એ અધીકાર હડી બંધન બાંધ્યો સંસાર; તેના

હુકમ થયા વીણ ચરે; કોઇ ભવાંતર નવ સંચરે; ૩૩ રાય વેદની રંગે રમે સુખ અસુખ થઇને પરાણમે; એ ચારે ભવના થીર થોભ; જીમ મંદીરના મંડપ મોભ; ૩૪ હવે કહીશું મોહનીય નરેશ, જીણ જીત્યા સવી દેશ વિદેશ જીણ જીત્યા સવી સુરનર રાય; મુનિ કેતાઇ લગાવ્યા પાય. ૩૫ એહ તણો પોઢો પરીવાર; નાના મોટા સવી કુંઅર; એહનુ મન અટવીમાં વાસ; ઇંડાદિક સેવે જીમ દાસ; ૩૬ નદી પ્રેમતા દુરમત નીર; ચિત વિક્ષેપ મંડપ તસ વીર; બેસે ચતુર તૃષ્ના ચોતરે; વિપરયાસ આસન ઉપરે, ૩૭ બબ સાતે બંધવનુ એહ; પુષ્ઠ કરે આણી મન નેહ; એહથી રાય કરે પરિણામ; રાજ કરે અવિચલ અભિરામ. ૩૮ મોહ તણી પટરાણી સાર; મહા મુઢતા નામે નાર; કંથ કામની સબલ સનેહ; એક જીવ દીસે દુઇ દેહ; ૩૯ મિથ્યા દરશન મેતો તાત, સદા રહે નરપતિને પાસ; સ્વામિ ભક્તિ સબળો બુદ્ધિવંત, રાજ કાજ સવિ ચલવે તંત. ૪૦. ત્રણ જગ વરતે જેહની આણ, વશ કીધા સવિ જાણ અજાણ; મોહરાયના સવિ આરંભ, થોભાવણ જાણે થિરથંભ. ૪૧. જે અર્ધાંગી રાખે નાર, કરિ જપમાળા કર હથિયાર; હસે રૂવે તું ખેદ શ્રાપ, તેવા દેવ મનાવ્યા આપ. ૪૨. જે આરંભી જે પરિગ્રહી, જસ બહુ તૃશ્રા તૃપ્તી નહીં; ઘરબારી જે ગુરૂ પુજાય, એ સવિ મેતા તણો ઉપાય. ૪૩. હોમ હવન હિંસા જ્યાં ઘણી, દયા દાન મુક્યાં અવગુણી; જિમ જગ એવે ધર્મે ધસે, તિમ મિથ્યામતિ મેતો હસે. ૪૪. વીતરાગ જે નિર્મળ દેવ, તેની ન કરે ભાવે સેવ; બ્રહ્મચારી વિરતી ગુણવંત, તે જ્ઞાની ગુરૂ નાવે ચંત. ૪૫. દયા મુળ જિન ભાષિત ધર્મ, તેને જાણે એ સવિ ભર્મ; મિથ્યા દર્શણ મેતા તણા, એ કરતુક અછે અતિ ઘણા. ૪૬. કુદ્દષ્ટિ નામે તરૂણી તાસ, સદા રહે જે પિયુની પાસ; સકળ ચલાવે ઘરનો ભાર, રમે નિચંતો તસ ભરથાર. ૪૭. કેતેઇક જિનશાસન લહી, મેતાની આજ્ઞા શિર વહી; સુત્ર તજી ઉતસુત્રે પડ્યા, મત વાહ્યા તે મોહે નડ્યા. ૪૮ કોઇ જટાળા કોઇ શિર મુંડ, કોઇ રક્તાંબર કોઇ કર દંડ; છાર લગાવે માગે ભીખ, એ સવિ મેતા કેરી શીખ. ૪૯. મોહરાયનો કુંવર વડો, રાગ કેશરી અતિ વાંકડો; સબળ પ્રતાપી શક્તિ અનંત, રાણી મુઢતાનો જે કંત. ૫૦. ત્રણ રૂપ છે એ નરપતિ તણા, એક એકથી બીહામણા; કામ સ્નેહ રાગ એ દોય, ત્રિજો રાગદષ્ટી તિમ હોય. ૫૧. વિષય તણા રસ જે વિષજસ્યા, તે પ્હેલે રૂપે મન વસ્યા; બીજે રૂપે ધન પરિવાર, તે ઉપર પ્રતિબંધ અપાર.

૫૨. ત્રીજે રૂપે આપ આપણા, અર્હંત સહુમાં સોહામણા; એ ત્રિણ રૂપે રાજ કુમાર, જેર કરી મુકયો સંસાર. ૫૩. મોહરાયનો બીજો પુત, દ્વેષ ગયંદ છે ભાંગડ ભુત; વાંકુ મુખ લોચન વિકરાળ, જળહળતી જાણે દંગ ઝાળ. ૫૪. નિર્વિવેકતા એની નાર, ધરે અંગ ગુણ પિયુ અનુસાર; ઇણે રૂંધ્યો જબ રૂદય દુવાર, તવ નવ આવે વિનય વિચાર. ૫૫. રાગ કેશરીનો વિસ્તાર, ચાર સુતા વળિ નંદન ચાર; અનંતાનુબંધી અપચ્ચખાણ, પચ્ચખાણ સંજલ પરમાણ. ૫૬. પ્હેલી દ્રઢ ધનવંશી જસી, મીંઢ સીંગ સમ બીજી કશી; ત્રિજિ ગૌમુત્રીકા સમ હોય, ચોથી છોઇ સરખી જોય. ૫૭. એ ચારે વ્હે નર ભગવંત. જાળે બાંધ્યા જીવ અનંત; કુડ કપટ બહુપર કેળવે, નરય તિરય ગતિશું મેળવે. ૫૮. માયા ચારે એ દીકરી, જેસો કુંભ તેસિ ઠીકરી; પુત્ર લોભના એનાં નામ, પિતા સરીખા સુત પરણામ. ૫૯. પેલો પુત્ર રંગ કરમજી, બીજો કાદવ સમ ગત ભજી; ત્રીજો દીપ મળી સમ કહ્યો, ચોથો હળદ્ર રંગ સમ લહ્યો. ૬૦. દ્વેષ ગેજંદ્ર તણા સુત આઠ, જેવો તરૂઅર તેવો કાઠ; ક્રોધ માન એ દો ચાર ચાર, અનંતાનુબંધાદિક ચાર. ૬૧. અનંતાનુબંધી જે ક્રોધ, મોહરાયનો સબળો જોધ; જાવ જીવ સાધે સંગ્રામ, ગિરિ રેખા જિમ નાવે ઠામ. ૬૨. બીજો વરસ લગે નવિ મળે, રજ રેખા વરસાળે ભળે; ત્રીજો રજ રેખા સમ હોય, ચોથો જળ રેખા સમ જોય. ૬૩. શૈલ થંભ સમ પ્હેલો માણ, અસ્થિ થંભ સમ બીજો જાણ; ત્રીજો કાઠ સરિખો ધીઠ, ચોથો નેત્ર લતા જિમ ઇઠ. ૬૪. મોહરાયના એ પુતરા, સોળે નીચ જિસ્યા કુતરા; સમકિત દેશ વિરત ચારીત્ર, વીતરાગ પદવીના સત્ર. ૬૫. ફોજદાર મોહરાયનો, કોઇ ન કળે જેનો માયનો; મદનરાય મોટો મુછાળ, જિણે જિત્યા સુરનર ભુપાળ. ૬૬. રાખે પંચ કુસુમનાં બાણ, કંપાવે તિહુઅણના પ્રાણ; યોધ જુવાન વડો જગ જેઠ, દાનવ દેવ કરાવ્યા વેઠ. ૬૭. રતી પ્રિતી ઘરણી દુઇ તાસ, જે સાથે અવિહડ ઘરવાસ; ખટ રિતુ સેવે જેના પાય, વિધુ વસંત સુરિજન સુખદાય. ૬૮. બ્રહ્મા નિજ પુત્રીશું રમ્યો, ઇંદ્ર અહલ્યા ચરણે નમ્યો; કૃષ્ણ થયા ગોપીના દાસ, એ સવિ મન્મથ તણા વિલાસ. ૬૯. ત્રિભુવન ભુપ ધરે ત્રણ રૂપ, પુરૂષ નપુંશક નારી અનુપ; ત્રિહુ રૂપે ત્રણ જગને દમે, એ વશ લોક ઘણા દુખ ખમે. ૭૦. અરતિ હાંશ ભય શોક દુગંછ, રતિ છએ સુભટ મરોડે મુછ; ઇણિપર કામ તણો પરિવાર, કરે રણાંગણ રિપુ સંહાર. ૭૧. રાગકુંવરની સબળ જગીશ, વિષયભિલાષ વડો મંત્રીશ;

પાંચે ઇન્દ્રિય જાસ આધીન, સવિ જગ જીવ કરયા જીણે દીન. ૭૨. કૃષ્ણ નીલ કાપોતી લેશ, ત્રણ સાહેલી ભવ નવ વેશ. સંખ્યા રહિત અશુભ પરિણામ, સબળ શિપાઈ કરે સંગ્રામ. ૭૩. હાંશ તણી નારી તુચ્છતા, ભય ભાર્યા હિણુ સત્વતા; ભવ આસ્થા છે ઘરણી સોક, એ ત્રિહુ નિર્લજ કીધાલોક. ૭૪. હરખ વિષાદવમાં જુઆર, મોહરાયના ચામરધાર; વળિ ઘન ગર્વ ધરે શિર છત્ર, મુખરખા વદ બીડી પત્ર. ૭૫. વિકથા વાપ સુણાવે ઘણી, ચારે ચતુરા ચિહુ દિશિ તણી; અવિરત રાંધણ રાંધે અન્ન, નિંદ્રા પોલણ કરે જતન. ૭૬; પર નિંદ્રા ચંડાલણી નાર, સદા બુહારે ભવ દરબાર; ખાસા સાતે વ્યસન ખવાસ, મોહરાયને સોહે પાસ. ૭૭; મોઠા પાપસ્થાન અઢાર; અટલ ઉમરાવ વડા જુંઝાર; ઇણિ પરે સુભટ તણી બહુ કોડ, સેવે મોહ નૃપતિ કરજોડ. ૭૮; ઇણિપર અલ્પ કહ્યા અધિકાર, મોહનરેશ્વરનો વિસ્તાર; હવે વર્ણવું ધર્મ નિરંદ, રાજ કરે જગ સુરતરૂ કંદ. ૭૯, સાત્વિક માનસ નામે નગર, અતિ સુવાસ જિમ મહકે અગર; જ્યાં દાનાદિક ગુણનો વાસ, જ્યાં સહજ શુભ મતિ અભ્યાસ. ૮૦; ગિરિ વિવેક સોહે તસ પાસ, અતિ ઉત્તમ જીસ્યો કૈલાસ; જ્યાં ચઢતાં લહિએ નિરધાર, જગત ત્રિણ કેરો વિસ્તાર. ૮૧; ગિરિ વિવેક ઉપર અતિ સખર, અપ્રમત્તતા નામે શિખર; નગર જૈનપુર ત્યાં ઉલ્હસે; સદા સુખી ત્યાં ભવિજન વસે; ૮૨; તેહ નયર માંહે ઇક ચિત્ત, સમાધાન મંડપ સુપવિત્ત; તેહ તળે રેતાં સંતાપ, સવિ જાએ પ્રગટે સુખ વ્યાપ; ૮૩; નિસ્પૃહતા નામે વેદિકા, તિહાં વિરાજે સુખ ભેદિકા; જ્યાં બેઠા વિષયાદિક ભોમ, વસિ ન કરે ન હોએ દુખ ભોગ; ૮૩; જીવ વિર્ય ત્યાં આસન ચંગ, જ્યાં ઉપજે સમ રંગ અભંગ; જસ અનુભાવે ચેતન કળા, પ્રગટે ચિહુ દિશિ અતિ નિર્મળા; ૮૫; ચારિત્ર ધર્મ તહાં મહારાજ, રાજ્ય કરે અતિ સુંદર સાજ; વદન અનોપમ જેના ચાર, દાન શીલ તપ ભાવ ઉદાર; ૫૬ ઇણ રૂપે એ જગ ઉદ્ધરે; સકલ જીવને આનંદ કરે; ઉતારે ભવ સાયર પાર; પોચાડે શિવ નયર મઝાર; ૮૭ વિરતી નામ જસ નારી અનુપ; પિયુ સરખુ જસ સકલ સ્વરૂપ; મુકતી પંથ દેખાડે હશી; તેને ધન જશ હઇડે વશી; ૮૮ વડો કુંવર તેની યાતિ ધર્મ; જે સેહજે આપે શિવ શર્મ; લઘુ નંદન શ્રાવક આચાર; અંગ તુંગ સોહે જસ બાર; ૮૯ શામાઇક છે ઉવઝાય. પરીહાર વસદ્ધી સુહાય; સુહમ સંપરાય ૯૦ અવર રૂપ વળી કહ્યા એહનાં; નામ સુણો કહીએ તેહનાં; ખંતી અજવ મદ્દવમુતી; સત્ય શૌચ તપ સંયમ ગુતી. ૯૧. બ્રહ્મચર્યને અકંચન્ય; એ

હ રૂપ સેવે તે ધન્ય; રૂપ એક માહે પ્રતિરૂપ; તેહ અનેક ધરે વર રૂપ ૯૨ રૂપ બાર સુણીએ તપ તણાં, સતર સંયમના સોહામણા; ઇણીપર કેતાં નાવે પાર; ચારીત્ર ધર્મ તણો વિસ્તાર, ૯૩ તિમ સભ્દાવ સરલતા નાર; યતી ધર્મ ઘરણી મનુહાર; એક એક વિના નવી રહે; સ્ત્રી ભરતાર સબલ સુખ લહે; ૯૫ શ્રાવક ધર્મ તણી પતિવ્રતા; છે નારી સદગુણ રકતતા; સમ્યક દર્શન મેતો ધીર; ધર્મરાયનો વડો વજીર; ૯૫ સમ તત્વ મંદીરમાં રમે; શમ સંવેગ દયા પરિણામે; શુભ આસ્થા વળી ભવનિર્વેદ; ઇષ્ટ મિત્ર જસ ટાલે ખેદ, ૯૬ મૈત્રી મુદીતા કરૂણાસાર; મધ્યસ્થતાસહિયર પરીવાર; સુદ્રષ્ટી નામ ગુણ રયણે ભરી; મેતાને ઘર અંતે ઉરી; ૯૭ સારે સવી ભવી જનનાં કાજ; સદા સંભાલે નરપતી રાજ; દેખાડે શિવ મારગ જોગ; તેહથી રહીએ શુભ સંયોગ; ૯૮વિમલ બોધ મંત્રી સરવીર; ચતુર વિચક્ષણ સાહ સધીર; જાણે સકલ લોકની વાત; પાર નહી જસ મતિ અવદાત ૯૯; અતિત અનાગતને વર્તમાન મંત્રી જાણે સવી વિજ્ઞાન; કાલ સભા વસવી જાણે સોય; ઇસ્યો ચતુર નહી બીજો કોય; ૧૦૦ પાંચ રૂપ ધરતો તે વલી; સુત મતી અવધી મનસ કેવલી પાંચે રૂપે પ્રગટ પ્રતાપ; ધર્મ કર્મ સવી દાખે આપ; ૧૦૧ અધીગતી નામે તસ કામની; શુભ પરીણામ તણી શામની; નીજ પીયુ તણી વધારે લાજ; સારે ધરમરાયનાં કાજ; ૧૦૨ સૈન્યાપતિ સાચો સંતોષ; જેહ નિવારે સઘળા દોષ; ઇણી પેરે ધરમરાયની ફોજ, કરે ભવિક મન માંહે મોજ; ૧૦૩ કબહીક જોર કરે મોહરાય, ધર્મરાયનો ટાળે ઠાય; ધર્મરાય જબ કરે સંગ્રામ; મોહ તણો તવ ટાલે ઠામ ૧૦૪ ઇણીપર દોય કટક કરે ઝુઝ, ભવીક લોક મન અહ નિશિ ગુઝ; કોઇ હારે કોઇ જીતે કદા; એ રીતે વરતે છે સદા, ૧૦૫ ઉત્કંટ કર્મી કેરો ચિત; મોહરાય વ્યાપી રહ્યો નીત, ધર્મરાય ત્યાંથી રહ્યો દુર; જીમ રજની મુખ નાઠો સુર, ૧૦૬ હુએ અનુકુલ કરમ પરિણામ; ભવથીતિ કેરો હુએ વિરામ; નિયત કાલ જબ મિલે સ્વભાવ, ઉધમ ઉપજાવે સદભાવ, ૧૦૭ એ પાંચે જન ટોળે મળી આતમ શકતી કરી નીરમલી, તબ ચેતન મન ચીંતા થઇ હે હે એ ગતી મુજ શી ભઇ ૧૦૮ હું પુરૂષોતમ પરમ સ્વરૂપ, નાથ નિરંજન ત્રિભુવન ભુપ- કીધો કરમે હું સાંકડો; મોહ મહા દુશમન વાંકડો; ૧૦૯ રૂલ્યો કાલ અનંત નીગોદ, કુગતી ભમાડી કીધો ખોદ, રાંક તણી પેરે જ ગરોલબ્યો, ભલે ધુતારે હું ભોલવ્યો, ૧૧૦ સમજી આવ્યો સદગુરૂ પાય, પુછ્યો શિવપુર તણો ઉપાય, તબ સદગુરૂ શિવ મારગ કહયો, જ્ઞાન દરશન

ચારીત્ર સદ્દહ્યો. ૧૧૧ દેખાડ્યા મોહાદિક દોષ; કરતા કર્મ ભરમના પોષ, તેહ તણી દેખાડી રીત, લહે રાજ મોટા રીપુજીત, ૧૧૨ ચારીત્ર ધર્મ કીયો અનુકુલ; મોહ તણુ ઉખેડયું મુલ. ધર્મ નરેશરનો પરિવાર, રમે રંગભર રૂદય મઝાર; ૧૧૩.

દુહા—જબ દુશમન દુરે ગયા, વસમા વિશય કષાય, રાજ લહે તબ આપણું. ઉતમ આતમરાય, ૧૧૪ સંતોશી સુખીયો રહે, સદા .સુધારસ લીન, ઇંદ્રાદિક તે આગલે, દીસે દુખીયા દીન. ૧૧૫ તે સુખ નહી સુર રાયને તે નહી રાયા રાય. ૧૧૬ પરવશતા પાછી વળી, ગઇ દીનતા દુર; આશ પરઇ જબ તજી, જાવો ઝીલે સુખપુર. ૧૧૭ ઝુરીને ઝંખર થયા. મુખે મુકે નીશાસ. કામી કામીની પગ પડે, આશ કરે ઇમ દાસ. ૧૧૮ અગની આપથી ઉપજે, તૃષ્ણા આપ જલાય, આપે આપ વિચારતાં, આપહી આપ બુઝાય ૧૧૯. આશા બંધન બાંધીયો, જગ સઘળો મુઝાય. ૧૨૦ આશા કરો અરીહંતની, જગ થઇ રહ્યો ઉદાશ, વિનય અનોપમ એહ સુખ; અનુભવ લીલ વિલાસ; ૧૨૧ આશા પારી ગોટકો, તાપે ફાટી જાય; તીમ આશા મન માનવી; ન લહે મુકતી ઉપાય, ૧૨૨ જેહ નિરાશી ગોટકો, હોએ સહજ અભંગ, તરૂઆનો મલ અપ હરી, રૂપુ કરે સુરંગ. ૧૨૩ તેમ નિરાશી મન હરે. સવી આતમ સંતાપ, આતમ પરમાતમ હુએ; વિનય વિચારો આપ. ૧૨૪ વિનય વિચારી આદરો, સમતા શિવપુર વાટ; આરતી નાવે આશની, ઉપજે નહી ઉચાટ. ૧૨૫ વિરૂઇ આશા વિષયની, ઉખેડો વિષવેલ; સેવો સમતા સુરલતા, વિનય રમો રસ ખેલ. ૧૨૬ કાટન લાગે કનકને જીમ રહતાં રજ પાસ. તિમ કરમે નવી ભેદીએ; આતમ રામ ઉદાસ, ૧૨૭ ઇમ ઉદાસ રસ ચાખતાં, શિથીલ હોય ભવબંધ, સુકલ ધ્યાન તબ ઉપજે, પાવન પરમ સુગંધ. ૧૨૮ સુકલ ધ્યાન જબ થીર કરી, ચંચલ મન કલોલ; કેવલ જ્ઞાન તરંગમાં, આતમ કરે ઝકોલ, ૧૨૯ કર્મ ઘનઘાતી ખય ગયા. તબ પ્રગટી નીજ જ્યોત તિમ વાદલ વિઘટી ગયાં, ઉદયો રવી ઉદ્યોત, ૧૩૦ માંખણથી જબ જલ ખલ્યું. તબ પ્રગટ્યું ધૃત રૂપ, તિમ ઘનઘાતી મલબલે; પ્રગટે જ્ઞાન સ્વરૂપ; ૧૩૧ મનવચ કાયા થીર કરી, પરમ સકલ ધરી ધ્યાન ચારે કર્મ દહી સુહે. પરમાનંદ નિધાન; ૧૩૨ સિદ્ધ સદા સુખ અનુભવે, અનુપમ કાલ અનંત, અજરામર અવિચલ રહે; પ્રણમુ તે ભગવંત. ૧૩૩ ધરમનાથ આરાધતાં; એ સવી સીજે કાજ. અંતરંગ રિપુજીતીએ, લહીએ અ

વિચલ રાજ; ૧૩૪ ધરમનાથ અવધારીએ, સેવકની અરદાસ. દયા કરીને દીજીએ. મુક્તી મહોદય વાસ. ૧૩૫ વાસ ન દીજે મુકતીનો, તો દો સહુજ ઉલ્લાસ, તેહુ લઇ અમે સાધશું, સહુને શિવ અભ્યાસ. ૧૩૬ સતરસે સોલોતરે, સુરત રહી ચોમાસ, તવન રચ્યું મેં અલ્પ મતી; આતમ ગ્યાન પ્રકાશ, ૧૩૭ શ્રી વિજય દેવ સુરી પટે શ્રી વિજય પ્રભસુરીસ, શ્રી કીર્તીવીજય વાચક તણો. વિનય વિનય રસ પુરી. ૧૩૮

---

# अथ श्री पांच कारणनुं स्तवन लीख्यते,



સિદ્ધારથ સુત વંદીએ, જગદીપક જીનરાજ. વસ્તુ તત્વ સવી જાણીએ જસ આગમથી આજ. ૧ સ્યાદ વાદથી સંપજે; સકલ વસ્તુ વિખ્યાત; સપ્ત ભંગ રચના વિના; બંધ ન બેસે વાત; ૨. વાદ વદે નય જુજુઆ, આપ આપણે ઠામ; પુરણ વસ્તુ વિચારતાં. કોઇ ન આવે કામ. ૩ અંધ પુરૂષે એહ ગજ. ગ્રહી અવયવ એકેક, દ્રષ્ટીવંત લહે પુરણ ગજ, અવયવ મીલી અનેક. ૪ સંગતી સકલ નયે કરી, જુગતી યોગ સુધ બોધ; ધન જીન સાસન જગ જયો; જીહાં નહી કીસો વિરોધ, ૫,

## ઢાળ ૧ લી

રાગ આશાઉરી—શ્રી જીન સાસન જગ જયકારી; સ્યાદ વાદ સુદ્ધ રૂપરે. નય એકાંત મિથ્યાત નિવારણ. અકલ અભંગ અનુપરે. શ્રી૦ ૧ આંકણી. કોઇ કહે એક કાલ તણે વસી. સકલ જગત ગતી હોયરે; કાલે ઉપજે કાલે વિણસે. અવર ન કારણ કોયરે; શ્રી૦ ૨. કાલે ગરભ ધરે જગ વનિતા, કાલે જનમે પુતરે, કાલે બોલે કાલે ચાલે; કાલે ચાલે ઘરસુતરે, શ્રી૦ ૩ કાલે દુધ થકી દહી થાય. કાલે ફલ પરીપાકરે; વિવીધ પદારથ કાલ ઉપાએ. કાલે સહુ થાયે ખાકરે; શ્રી૦ ૪ જીન ચોવીસે બારે ચક્રવર્તી, વાસુદેવ બલદેવરે કાલ કવલિત કોઈ ન દીસે. જસુ કરતા સુર સેવરે, શ્રી૦ ૫ ઉત્સર્પણી અવસર્પણીઆરે; છે જુજુઇ ભાતરે, ષટ રૂતુકાલ વિશેષ વિચારો; ભિન્ન ભિન્ન દિન રાતરે, શ્રી૦ ૬ કાલે બાલ વિલાસ મનોહર, યૌવન કાલા કેશરે; વૃદ્ધપણે વળી પલી અતી દુરબલ; શક્તિ નહી લવલેશરે, શ્રી૦ ૭.

## ઢાળ ૨ જી

ચીરૂઆરે ગુણ વીરજી એ દેશી—તત્ર સ્વભાવ વાદી વદેજી, કાલ કરે કિસ્યું રંક, વસ્તુ સ્વભાવે નીપજેજી; વીણસે તીમજ નીસંક; સુવિવેક વિચારી જુઉ જુઉ વસ્તુ સ્વભાવ. ૧ એ આંકણી; છતે યોગ યોવનવતીજી. વાંઝણી ન જણે બાલ; મુછ નહી મહિલા મુખીજી, કરતલ ઉગે ન વાલ; સુ૦ ૨, વિણ સ્વભાવ નવી નીપજેજી; કેમ પદારથ કોય, અબ ન લાગે લિંબડે જી; વાગ વસંતો જોય. સુ૦ ૩ મોર પીછ કુણ ચીતરેજી; કુણ કરે સંધ્યા રંગ; અંગ વિવીધ સવી જીવનાજી; સુંદર નયન કુરંગ સુ૦ ૪ કાંટા બોર બબુલનાજી; કોણે આણીઆળા કીધ; રૂપ રંગ ગુણ જુજુઆજી; તરૂ ફલ ફુલ પ્રસિદ્ધ સુ૦ ૫ વિષધર મસ્તક નિત વસેજી; માણી હરે વિષ તતકાલ. પરવતથી સ્થલવાયરોજી, ઉરધ અગ્નીની ઝાલ; સુ૦ ૬ મછ તુંબ જળમાં તરેજી; બુડે કાગ પાહાણ; પંખી જાત ગયણે ફીરેજી; ઇણીપરે સ્વભાવ વિનાણ સુ૦ ૭ વાયુ સુંઠથી ઉપશમેજી, હરડે કરે વિરેક; સીજે નહી કણ કાંગડુજી. શક્તિ સ્વભાવ અનેક. સુ૦ ૮ દેશ વિદેશે કાષ્ટનુજી. ભુયમાં થાય પાહાણ. સંખ્યસ્થિનો નીપજેજી. ક્ષેત્ર સ્વભાવ પ્રમાણ સુ૦ ૯ રવિતાતો શશિ સિતલોજી. ભવ્યાદિક બહુ ભાવ. ષટ દ્રવ્ય આપ આપણાંજી, ન તજે કોય સ્વભાવ સુ૦ ૧૦

## ઢાળ ૩ જી.

કપુર હોએ અતિ ઉજળોરે—એ દેશી. કાળ કરે શું બાપડોજી, વસ્તુ સ્વભાવ અકાજ; જો ન હોય ભવિતવ્યતાજી, તો કિમ સીજે કાજરે, પ્રાણી મ કરો મન જંજાળ. ભાવિ ભાવ નિહાળોરે, પ્રાણી૦ ૧. એ આંકણી. જળ નિધિ તરે જંગલ ફરેજી, કોડ જતન કરે કોય; અણભાવી હોએ નહીજી, ભાવિ હોય તે હોયરે. પ્રા૦ ૨. આંબે મોહોર વસંતમાંજી, ડાળે ડાળે કેઈ લાખ; કેઇ ખરચાં કેઇ ખાખટીજી, કેઇ આંબા કેઇ સાખરે. પ્રા૦ ૩. વાઉલ જિમ ભવિતવ્યતાજી, જિણ જિણ દિસિ ઉજાય; પરવશ મન માણસ તણાંજી, તૃણ જીમ પુંઠે ધાયરે. પ્રા૦ ૪. નિયત વસે વિણ ચિંતવ્યુંજી, આવિ મિલે તતકાળ; સરસા સોનું ચિંતવ્યુંજી, નિયતી કરે વિસરાળરે. પ્રા૦ ૫. બ્રહ્મદત્ત ચક્રી તણાંજી, નયણ હણે ગોવાળ; દોય સહસ જસ દેવતાજી, દેહ તણાં રખવાળરે. પ્રા૦ ૬ કો કુહો કાલ કહેજી, કિમ રાખસે પ્રાણ; આ-

હેડી સર તાકીયોજી, ઊપર ભમે સીંચાણરે. મા૦ ૭. આહેડી નાઠો ડસ્યો-જી, બાણ લાગ્યો સીંચાણ; કોકુહો ઊડી ગયોજી, જુઓ નિયત પ્રમાણરે. મા૦ ૮ શસ્ત્ર હણ્યા સંગ્રામમાંજીઃ રાન પડ્યા જીવંત; મંદિરમાંથી માનવી-જી, રાખ્યાહી ન રહંતરે. મા૦ ૯.

## ઢાળ ૪ થી.

રાગ મારૂણી મનોહર હીરજીરે—એ દેશી. કાળ સ્વભાવ નીયત મત કુડી, કર્મ કરે તે થાય; કર્મે નિરય તિરય નર સુર ગતિ, જીવ ભવ તે જાય, ચેતન ચેતયોરે. ૧. કર્મ ન છુટે કેઈ ચેતન. એ આંકણી. કર્મે રામ વસ્યા વનવાસે; સીતા પામે આળ; કર્મે લંકાપતિ રાવણનું રાજ થયું વિસરાળ. ચે૦ ૨. કર્મે કીડી કર્મે કુંજર; કર્મે નર ગુણવંતરે; કર્મે રોગ શોગ દુખ પીડિત; જનમ જાય વિલવંત, ચે૦ ૩. કર્મે વરસ લગે રિસહેસર; ઉદક ન પામે અ ન્ન; કર્મે વીરને જુઓ ગમારે; ખીલા રોપ્યા કાન. ચે૦ ૪. કર્મે એક સુખ પાલે બેસે; શેવક શેવે પાય; એક હય ગય ચઢ્યા ચતુર નર; એક આગે ઉજાય. ચે૦ ૫. ઉદ્યમ માની અંધ તણી પરે; જગ હીંડેહા હુતોરે; કરમ બ ળી તે લહે સકળ ફળ; સુખ ભરી સેજે સુતોરે. ચે૦ ૬. ઊંદર એકે કીધો ઉદ્યમ; કરંડીયો કરકોલેરે; માંહિ ઘણા દિવશનો ભુખ્યો. નાગ રહ્યો દુખ ડોલેરે. ચે૦ ૭. વિવર કરી મુખક તસ મુખમાં. દિઈ આપણું દેહ. માગ લહી વન નાગ પધારચા. કર્મ બળી જુઓ એહ. ચે૦ ૮.

## ઢાળ ૫ મી.

હવે ઉદ્દમવાદી ભણેએ. એ ચ્યારે અસમરથતો. સકળ પદારથ સાધ-વાએ. એક ઉદ્યમ સમરથતો. ૧. ઉદ્યમ કરતા માનવીએ. સ્યું નવિ સીઝે કાજતો. રામે રયણાયર તરીએ. લીધું લંકા રાજતો. ૨. કરમ નિયત તે અનુસરેએ, જેહમાં શકિત ન હોયતો. દઉલ વાઘ મુખે પંખીયાએ. પિઉ પેસંતા જોયતો. ૩. વિણ ઉદ્યમ કીમ નીકળેએ. તિલ માંહેથી તેલતો. ઉદ્યમ થી ઊંચી ચઢેએ. જુઓ એકેંદ્રી વેલતો. ૪. ઉદ્યમ કરતાં એક સમેએ. જો નવિ સીઝે કાજતો. તે ફિરિ ઉદ્યમથી હુવેએ. જો નવિ આવે વાજતો. ૫. ઊદ્યમ કરી ઓરચા વિનાએ. નવિ રંધાએ અન્નતો આવી ન પડે કોળીઓ એ. મુખમાં પાખે જતન્નતો. ૬ કર્મ પુત ઉદ્યમ પિતાએ. ઉદ્યમ કીધાં કર્મ તો. ઉદ્યમથી દુરે ટળેએ. જુઓ કર્મના મર્મતો. ૭. દ્રઢ પ્રહારી હત્યા કરી-

એ. કીધાં પાપ અનંતતો. ઉદ્યમથી ખટ માસમાંએ. આપ થયો અરિહંતતો. ૮. ટીંપે ટીંપે સર ભરેએ. કાંકરે કાંકરે પાળતો. ગિરી જેહવા ગઢ નીપજેએ. ઉદ્યમ શાક્ત નિહાળતો. ૯ ઉદ્યમથી જળ બિંદુએએ. પાહ્માણમાં કરે ઠામતો. ઉદ્યમથી વિદ્યા ભણેએ. ઉદ્યમ જોડે દામતો. ૧૦.

**ઢાળ ૬ ઠી.**

એ છીંડી કિહાં રાખી—એ દેશી. એ પાંચે નય વાદ કરતાં. શ્રી જિન ચરણે આવે. અમીય સરીસ જીન વાણી સુણીને. આનંદ અંગ ન માવેરે. પ્રાણી૦ સમકિત મતિ મન આણો. નય એકાંત મ તણોરે પ્રાણી. તે મિથ્યામતિ જાણોરે પ્રાણી. સ૦ ૧. એ આંકણી. એ પાંચે સમુદાય મિલ્યા વિનું. કોઇ કાજ ન સીઝે. અંગુલિ યોગે કર તણા પરે. જે બુઝે તે રીઝેરે. પ્રાણી૦ સ૦ ૨. એહમાં દિયેરે વડાઇ. પણ સેના મિલિ સકળ રણાંગણ. જીતે સુભટ લડાઇરે; પ્રાણી સમ૦ ૩. તંતુ સ્વભાવે પટ ઉપજાવે. કાળ ક્રમેરે વાણાએ. ભવિતવ્યતા હોય તો નીપજે. નહીંતો વિઘન ઘણાએરે. પાણી સમ૦ ૪ તંતુવાય ઉદ્યમ ભોક્તાદિક. ભાગ્ય સકળ સહકારી. ઇમ પાંચે મિલી સકળ પદારથ. ઉતપતિ જુઓ વિચારીરે. પ્રાણી સમ૦ ૫ નિય તિવ સેહલું કરમો થઇને. નિગોદ થકી નીકળીયો. પુન્યે મનુજ ભવાદિક પામી. સદગુરૂને જઈ મીલીયોરે. પ્રાણી સમ૦ ૬ ભવથિતિનો પરીપાક થયો તવ. પંડીત વીર્ય ઉલ્લસિઉ. ભવ્ય સભાવે સિવ ગતી ગામી. સીવપુર જઇને વસીઓરે. પ્રાણી સમ૦ ૭. વર્દ્ધમાન જીન ઇણી પરિ વીનયે. સાસન નાયક ગાયો. સંઘ સકળ સુખ હોયે જેહથી. સ્યાદવાદ રસ પાયોરે પ્રાણી સમ૦ ૮.

## કળસ *

કળસ—ઇય ધમ નાયક સુમતી દાયક વીર જીનવર સંથુણ્યો. સય સત્તર સતંત વન્હિ લોચન વર્ષ હર્ષ ધરી ઘણો. શ્રી વિજય દેવસુરિંદ પટધર શ્રી વિજયપ્રભ સુરિંદએ. શ્રી કીર્તીવિજય વાચક સીસે ઇણી પરી વિનય કહે આણંદએ.

**૫૬.**

રાગ આસાવરી—સાધુભાઇ સોહે જૈનત્રા રાગી, જાકી સુરતન મુલ ધુન લાગી સા૦ ૧ સાધુ અષ્ટ કરમશું ઝગડે, સુન બાંધે ધર્મશાળા, સાહં સ ખકા ધાગા સાંધે, જપે અજપા માળા; સા૦ ૨ ગંગારે જુમના મધ્ય સર:

સ્વતી, અધર વહે જળ ધારા, કરી સ્નાન મગન હોય બેઠે, તોડે કર્મ દળ ભારા. સા૦ ૩ આપ અભ્યંતર જોતી બીરાજે બંક નાળ ગ્રહે મુલા; પછીમ દિશકી ખડકી ખોલે, તો બાજે અન હદ તુરા, સા૦ ૪ પંચ ભુતકા ભિસ્મ મીટાયા. છઠે માંહી સમાયા. વિનય પ્રભુસું જોત મીલે જબ. ફીર સંસાર ન આયા. સા૦ ૫.

૫૬.

રાગ ભેરવ—જાગો પ્યારે ભયો સુવીહાન. શ્રી તીરથંકર ઉદયો ભાણ પાયે ભવીક મન કમળ વીકાસ; ઉડ ગયે અવગુણ ભમર ઉદાશ જા૦ ૧ નયન ઉઘાડી વીલોકો કંત મોહ તીમર અબ આયો અંત. પ્રગટી જ્ઞાન કળા એક જ્યોત મુગતી પંથ ભયો ઉદોત, જા૦ ૨ સ્વપનેમે મુઝી રહયો મેરે લાલ એણી વીધ ગયા અનતા કાળ; અબ સ્વપનેકા છોડો ખ્યાલ, આ સબ જુઠે મીથ્યા જાળ. જા૦ ૩ યા પવન માયા સેજ પશાર પેઉકા ઇનતા હે સુકળ ધ્યાન પખાળો અંગ. યુ પ્રગટે તુમ નીરમળ રંગ. જા૦ ૪ પીઉ નીરખે જિન રાઉદીનંદ, કહે મતી ન્યારી મીટે આનીદ, આપ સંભાળો ખોલી નેન, વિનય કરી ચીતવો પીઉ ચીત. જા૦ ૫

૫૬

રાગ હુશેની—કાય કામની બેલાલ કહે સુણ જીવડા મે હુ બંદીલાલ તુમેરા. પેઉર પેઉરા સુનબે કરૂ વીનતી મકર ઉરસે નેહરો; દો દીવશ કીયા દામ એ દોલત; દેત છીનુમે છેહરે. ૧ તું ગુમાસ્તા બે લાલ અપને સેઠકા; લે જાયગા બે લાલ હુકમ હેઠકા; હેઠકા આવે હુકમ જબ તુહી; પલક એક ન શકે રહી; તોકાહા મુરખ કરે ધંધા; અંત તેરા કછુ નહી. ૨ હોને ખુયા બે લાલ અપને સાંઇ કંસા નાહુ ચોરીએ બેલાલ નાહક પાઇકા; નાહક ચોરી ઉસકા જબ; નવી દેતજ પ્યારે; તબ તોહી કુદે દુરદો જબ; દોશ દેખા અપરે સોદાહ ચુકા બે લાલ એસા કીજીએ, હોવે ફાયદા બે લાલ સાહબ રીજીએ; રીજીએ સાહેબ યુનિવાજે, આ દુખથે ઉતરે, વિમત્તી ઇતની માન બાલમ, બે પરવાહી મત કરે. ૪ તું પરદેશકા બે લાલ પંથી પ્રાહુણા, પ્રીતમ બંધ બે લાલકયું રહુતો વીના, તું વિના કયું કરી રહુ દુખ ભરી, સતીસ્યું સંગ ચલે, સાંઇકા કરી વિનય સજનયુ અભેદ તું મીલે. ૫

—*—

# અથ શ્રી પુન્ય પ્રકાશનું સ્તવન,



સકળ સિદ્ધી દાયક સદા ચોવીસે જીન રાય; સહગુરૂ સામિની સરસ્વતી પ્રેમે પ્રણમુ પાય. ૧ ત્રીભુવનપતી ત્રીશલા તણો; નંદન ગુણ ગંભીર. ૨ સાશન નાયક જગ જયો. વર્ધમાન વડવીર. ૨. એક દીન વીર જીણંદને. ચરણે કરી પ્રણામ, ભવીક જીવના હીત ભણી, પુછે ગૌતમ સ્વામ. ૩ મુકતી મારગ આરાધીએ કહો કેઇ પરે અરીહંત, સુધા સરસ વચન રસ. ભાખે શ્રી ભગવંત, ૪ અતીચાર આળોઇએ, વ્રત ધરીએ ગુરૂ શાખ, જીવ ખમાવો શયળ જે, યોની ચોરાશી લાખ. ૫ વિધીશું વળી વોશરાવીએ, પાપસ્થાન અઢાર. ચાર શરણ નીત્ય અનુસરો. નિંદો દુરીત આચાર. ૬ શુભ કરણી અનુમોદીએ ભાવ ભલો મન આણ. અણસર અવસર આદરી, નવપદ જપો સુજાણ, ૭ શુભ ગતી આરાધન તણો. એ છે દસ અધીકાર; ચિત આણીને આદરો; જેમ પામો ભવપાર. ૮

## ઢાળ.

કુમતીએ છેડી કીહાં રાખી. એ દેશી—જ્ઞાન દરિસણ ચરિત્ર તપવીર જા, એ પાંચે આચાર, એહ તણા ઇહભવ પર ભવના આલોઇએ અતિ ચારરે; પ્રાણી જ્ઞાન ભણો ગુણ ખાણી, વીર વદે એમ વાણીરે. પ્રા૦ ૧ એ આંકણી—ગુરૂ ઉલવીએ. નહી ગુરૂ વિનએ; કાળે ધરી બહુ માન, સુત્ર અરથ તદુ ભય સુધ, ભણી ભણીએવહી ઉપધાનરે. પ્રા૦ જ્ઞા૦ ૨ જ્ઞાનો પગરણ પાટી પોથી; ઠવણી નોકરવાળી. તેહ તણી કીધી આસાતના; જ્ઞાન ભકતી ન સંભારીરે. પ્રા૦ જ્ઞા૦ ૩ ઇત્યાદિક વીપરીતપણાથી, જ્ઞાન વીરાધ્યું જેહ, આ ભવ પર ભવ વળીરે; ભવો ભવ મીછામી દુકડ તેહરે. પ્રા૦ જ્ઞા૦ ૪ પ્રાણી સમકીત લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણીરે. પ્રા૦ સ૦ ૫ જીન વચને શંકા નવી કીજે; નવી પરત વસ્તુભિલાખ, સાધુ તણી નીંદા પર હજો, ફળ સંદેહ મા રાખરે. પ્રા૦ સ૦ ૫ મુઢપણું છંડો પર નીંધા ગુણવંતને આદરીયે સામીન ધરમે કરી થીરતા, ભકતી પરભાવના કરીએરે; પ્રા૦ સ૦ ૬ સંઘ ચૈતપરસાદ તણો જે; અવર્ણવાદમની લેખો; દ્રવ્ય દેવ કોજે વણ સાડયો, વિણ સંતો ઉવેખ્યોરે. પ્રા૦ સ૦ ૭ ઇત્યાદિક વીપરીતપણાથી, સમકીત ખં-

ડયું જેહ, આ ભવ પર ભવ વળીરે ભવો ભવ મીછામી દુકડ તેહરે. પ્રા૦ સ૦ ૮ પ્રાણી ચરિત્ર લ્યો ચિત આણી, પંચ સુમતી ત્રણ ગુપ્તી વીરાધી આઠે પ્રવચન માય; સાધુ તણે ધર્મે પરમાદ, અસુધ વચન મન કાયરે. પ્રા૦ ચા૦ ૯ શ્રાવકને ધર્મે શામાયકા પોસહ મામન વાળી, જે જયણા પુર્વક એ આઠે, પ્રવચન માય ન પાળીરે, પ્રા૦ ચા૦ ૧૦ ઇત્યાદિક વિપરીત પણાથી, ચારીત્ર ડોહોલું જેહ; આ ભવ પરભવ વલીરે ભવો ભવ મીછામી દુકડ તેહરે. પ્રા૦ ચા૦ ૧૧ બારે ભેદ તપ નવી કીધો; છતે જોગેનીજ સકતે; ધર્મે મન વચ કાયા વીરજ નવી ફોરવીઉ ભગતેરે. પ્રા૦ ચા૦ ૧૨ તપ વીરજ આચાર એણીપરે, વિવિધ વિરાધ્યા જેહ, આ ભવ પર ભવ વળીરે ભવો ભવ મીછામી દુકડ તેહરે. પ્રા૦ ચા૦ ૧૩ વળી વિશેષે ચારીત્ર કેર, અતિચાર આલોઇએ; વીર જીણેસર વયણ સુણીને, પાપ મેલશ વિધોઇએરે. પ્રા૦ ચા૦ ૧૪

## ઢાળ ૨ જી.

પામી સુગુરૂ પસાય. એ દેશી—પૃથ્વી પાણી તેઉ; વાયુ વનસ્પતી; એ પાંચ થાવર કહ્યાએ. ૧ કરી કરસાણ આરંભ; ખેત્રદ ખેડીયાં; કુવા તલાવ ખણાવીએ. ૨ ઘર આરંભ અનેક ટાંકાં ભુઇરાં, મેડી માલ ચણાવીઆએ. ૩ લીંપણ ધુંપણ કાજ એણી પરેપરે પૃથ્વી કાય વીરાધીઆએ. ૪ ધોયણ નાહણ પાણી ઝીલણ અપકાયા છોતી ધોતી કરી દુહવ્યાએ, ૫ ભાઠી ઘર કુંભાર, લોહ સુવનગર ભાડભુંજા લીહાગરાએ. ૬ તાપણ સેકણ કાજ, વસ્ત્ર નીખારણ રંગણ રાંધણ રસ વતીએ. ૭ એણી પેરે કરમાદાન, પરે પરે કેલવી; તેઉ વાયુ વિરાધીયાએ. ૮ વાડી વન આરામ, વાવી વનસ્પતી, પાન ફુલ ફલ ચુંટીયાંએ. ૯ પુહક પાપડી સાક; સેક્યાં સુકવ્યાં છેદ્યાં છુદયાં આથીયાંએ. ૧૦ અળશી ને એરંડા ધાણી ઘાલી તો,ઘણ તીલાદીક પીલીયાં એ. ૧૧ ઘાલી કોલુ માંહે, પીલી સેલડી, કંદમુળ ફળ વેચીયાં એ. ૧૨ એમ એકંદ્રી જીવ હણ્યા હણાવીયા; હણતાં જે અનુમોદીયાંએ. ૧૩ આ ભવ પર ભવ જેહ; વળી ભવો ભવો તે મુજ મીછામી દુકંડ એ. ૧૪ કરમ સરમીયા કીડા; ગાડર ગંડોલા, ઇઅલીરાંને અલશીયાં એ. ૧૫ વાળા જળો ચુડેલા ચિચલ તરસ તણા, વળી અથાણાં પ્રમુખનાં એ. ૧૬ એમ બેરંદ્રી જીવ જેહ મે દુહવ્યા, તે મુજ મીછામી દુકંડ એ. ૧૭ ઉધેહી જુલીખ, માંકણ મંકોડ, ચાંચડ કીડી કંથુવા એ. ૧૮ ઘધીયાં ઘીમેલ કાનખજુરીયાં ગંગોડા ધનેરીયાં

એ. ૧૮ એમ તેરંદ્રી જીવા જેહ મે દુહવ્યા, તે મુજ મીછામી દુકડએ. ૨૦ માંખી મછર ડાંસ, મસા પતંગયાં કંસારી કોલીયા વડાએ. ૨૧ ઢિંકણુ વીંછુ તીડા ભમરા ભમરીયો, કાંતા બગ ખડ માંકડીએ, ૨૨ એમ ચોરંદ્રી જીવ જેહ મે દુહવ્યા, તે મુજ મી દુકડએ, ૨૩ જળમાં નાંખી જાળ, જળચર દુહવ્યા, વનમાં મૃગ સંતાપીઆએ. ૨૪ પીડ્યા પંખી જીવ; પાડી પાસમાં, પોપટ ઘાલ્યા પાંજરેએ; ૨૫ એમ પંચેંદ્રી જીવ જે મે દુહવ્યા, તે મુજ મીછામી દુકડએ. ૨૬.

## ઢાળ ૩ જી.

વાણી પ્રાણી હીતકારીજી એ દેશી—ક્રોધ લોભ ભય હાંશથીજી, બોલ્યા વચન અસત્ય; કુડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદતરે, જીનજી મીછા દુકડ આજ, તુમ સાખે મહારાજરે જીનજી દેઇ સારૂ કાજરે જીનજી મીછામી દુકડ આજ, એ આંકણી. દેવ મનુષ્ય ત્રીયનાજી મથુન સેવ્યાં જેહ, વિષયારસ લંપટપણેજી, ઘણુ વિટંબ્યો દેહરે, જીનજી. ૨ પરીગ્રહની મમતા કરીજી ભવે ભવે મેલીયા જે જીહા તે તીહાં રહીજી; કોઇ ન આવી સાથરે જીનજી. ૩ રયણી ભોજન જે કરયાંજી, કીધાં ભક્ષ અભક્ષ રસના રસની લાલચેજી. પાપ કરયાં પ્રત્યક્ષરે જીનજી૦ ૪ વ્રત લેઇ વીસારીયાંજી વળી ભાગ્યાં પચખાણ, કપટ હેત કીરીઆ કરીજી, કીધાં આપ વખાણરે જીનજી. ૫ ત્રણે ઢાળે આઠ દુહેજી, આલોયા અતીચાર શિવ ગતી આરાધન તણોજી; એ પેહેલો અધીકારરે જીનજી ૬.

## ઢાળ ૪ થી.

સાહેલડીજી એ દેશી—પંચ મહાવ્રત આદરો સાહેલડીરે અથવા લ્યો વ્રત બારતો, યથા શકતી વ્રત આદરો; સાહેલડીરે; પાળો નિરતી ચારતો. ૧ વ્રત લીધાં સંભારીએ સા૦ હઇડે ધરીએ વિચાર તો શિવ ગતી આરાધન તણો સા૦ એ બીજો અધીકાર તો. ૨ જીવ સવે ખમાવીએ સા૦ યોની ચોરાશી લાખ તો, મન સખે કરી ખામણા, સા૦ કોઇશું રોશ ન રાખતો; ૩ સર્વ મીત્ર કરી ચીંતવો, સા૦ કોઇ ન જાણે શતરૂ તો, રાગ દવેશ એમ પરહરી સા૦ કીજે જન્મ પવીત્ર તો. ૪ સામી સંગ ખમાવીએ સા૦ જે ઉપની અમીતતીતો; સજન કુટંબ કરી ખામણા; સા૦ એ જીન સાશન રીતી તો, ૫ ખમીએને ખમાવીએ સાજી એહજ ધરમનુ સાર તો. શિવ ગતી

આરાધન તણો સા૦ એ ત્રીજો અધીકાર તો ૬; મૃષાવાદ હીંક્ષા ચોરી સા૦ ધન મુરછા મેથુન તો, ક્રોધમાન માયા તૃષ્ણા સા૦ પ્રેમ દવેશ પૈશુન્ય તો. ૭ નિંદા કલહ ન કીજીએ સા૦ કુડો ન દીજે આળ તો, રતી અરતી મિથ્યાતજો સા૦ માયા મોહ જંજાળ તો. ૮ ત્રિવિથ ત્રિવિધા વોસરાવીએ સા૦ પાપસ્થાન અઢાર તો, શિવગતી આરાધન તણો સા૦ એ ચોથો અધીકારતો ૯.

## ઢાળ ૫ મી

હવે નિસુણો ઇહાં આવીયાએ એ દેશી—જન્મ જરા મરણે કરીએ, એ સંસાર અસારતો, કરચાં કરમ સહુ અનુભવેએ, કોઇ ન રાખણ હારતો. ૧ શરણ એક અરીહંતનુએ; શરણ સિધ ભગવંત તો, શરણ ધરમ શ્રી જઇનનાએ, સાધુ શરણ ગુણવંત તો, ૨ અવર મોહ સવી પરીહરીએ ચાર શરણ ચિત્ત ધાર તો. શિવ ગતી આરાધન તણોએ; એ પંચમો અધીકાર તો. ૩ આ ભવ પરભવ જે કરચાંએ, પાપ કરમ કેલાખ તો; આતમ સાખે તે નિંદીએએ, પડીકમીએ ગુરૂ શાખ તો, ૪ મિથ્યા મત વરતાવીનેએ; જે ભાખ્યાં ઉસુત્રતો, કુમત કદા ગ્રહને વશેએ, જે ઉથાપ્યા સુત્રતો. ઘડ્યાં ઘડાવ્યાં જે ઘણાંએ ઘરત હળ હથીયારતો ભવ ભવ મેલી મુક્યાંએ કરતા જીવ સંહાર તો. ૬ પાપ કરીને પોશીયાંએ, જનમ જનમ પરીવારતો જનમાંતર પોહોત્યા પછીએ, કોણે નકીધી સારતો. ૭ આ ભવ પરભવ જે કરચાંએ, એમ અધી કરણ અનેકતો. તે ત્રિવિધે વોસરાવીએ; એ આણી રૂદય વિવેક તો, ૮ દુક્રૃત નિંદા એમ કરીએ. પાપ કરો પરીહારતો, શિવગતી આરાધન તણોએ, એ છઠો અધીકાર તો. ૯.

## ઢાળ. ૬ ડી

આ તું જોને જીવડા એ દેશી—ધન ધન તે દીન માહરો, જીહાં કીધો ધરમ દાન શીયળ તપ ભાવના; ટાળ્યાં દુક્રત કર્મ. ધન૦ ૧ શેતરૂંજાદિક તીર્થની, જે કીધી જાત્રા જુગતે જીનવર પુજીઆ; વળી પોખ્યાં પાત્ર ધન૦ ૨ પુસ્તક જ્ઞાન લખાવીયાં; જીણહરજીન ચૈત્યા સંઘ ચતુરવીધ સાચવ્યા. એ સાતે ખેત્ર. ધન ૩ પડીકમણાં શું પરે કરચાં; અનુકંપા દાન, સાધુ સુરી ઉપઝાયને, દીધાં બહુ માન ધન ૪ ધર્મકાજ અનુમોદીએ. એમ એમ વારો વાર, શિવગતી આરાધન તણો, સાતમો એ અધીકાર ધન૦ ૫, ભાવ ભલો મન આણીએ ચિત આણી ઠામ, સમતા ભાવે ભાવીએ એ આતમારામ, ધન૦ ૬ સુખ દુ:ખ કારણ જીવને, કોઇ અવર ન હોય; કરમ

આપણે આચરયાં, ભોગવીએ સોય. ધન૦ ૭ સમતા વીણ જે અનુસરે; પ્રાણી પુન્ય કામ; છાર ઉપર તેલીપણું, ઝંખર ચીત્રામ ધન૦ ૮ ભાવ ભલી પરભાવીએ. એમ ધરમનુ સાર. શિવગતી આરાધન તણો; આઠમો એ અધીકાર ધન૦ ૯.

## ઢાળ ૭ મી.

રેવતગીરી હુઆં પ્રભુનાં ત્રિણ કલ્યાણ એ દેશી— હવે અવસર જાણી કરી સલેખાણ સાર; અણસણ આદરીએ પંચખીચ્યારે આહારા લલુતા સવી મુકી. છાંડી મમતા અંગએ આતમ ખેલે સમતા જ્ઞાન તુરંગ. ૧ ગતી ચારે કીધ; આહાર અનંત નીશંક, પાણ ત્રમી ન પામ્યો, જીવ લાલચીયો રંક. દુલ હોયે વળી વળી, અણસણનો પરિણામ એહથી પામીજે. શિવપદ સુરપદ ઠામ, ૨ ધન ધનાશાલીભદ્ર, ખંધો મેઘ કુમાર. અણસણ આરાધી પામ્યા ભવનો પાર, શિવ સુંદરી જોશે કરી એક અવતાર; આરાધન કેરો; એ નવમો અધીકાર. ૩ દશમે અધીકારે, મહા મંત્ર નવકાર મનથી નવી મુકો, શિવ સુખ ફલ સહકાર. એહ જપતાં જાયે; દુરગતી દોષ વિકાર; શુપરે એ સરસે, ચાૈદ પુરવનુ સાર. ૪ જનમાનતર જાતાં, જો પામે નવકાર, તો પાતીક ગાલી; પામે સુર અવતાર; એ નવ પદ સરીખો; મંત્ર ન કો સંસાર, એહ ભવ પરભવનો સુખ સંપતી દાતાર, ૫ જયુ ભીલ ભીલડી, રાજા રાણી થાય. નવપદ મહીમાથી, રાજસિહ મહારાય, રાણી રતનવતી બેહુ પામ્યાં છે સુરભોગ, એક ભવ પછી લેશે, શિવ વધુ સંજોગ; ૬ શ્રીમતીને અવલી; મંત્ર ફળ્યો તતકાલ; ફણીધર ફીટીને પ્રગટ થઇ ફુલમાલ; શિવકુમરે જોગી; સોવન પુરીસો કીધ; એમ એણે મંત્રે; કાજ ઘણાનાં સિધ; ૭ એ દસ અધીકારો વીર જીણેસર ભાખ્યો; આરાધન કેરો વિધી. જેણે ચિત માંહી રાખ્યો, તેણે પાપ પખાળી; ભવ ભય દુરે નાંખ્યો; ૮.

## ઢાળ ૮ મી

નમો ભવી ભાવશું, એ દેશી—શીધારથ રાય કુલતિલો એ; ત્રિસલા માત મલારતો; અવનીત લતમે અવ તરયાએ; કરવા અમ ઉપકારતો; જયો જીનવીરજીએ. ૧ મેં અપરાધ કરયા ઘણાએ; કેહેતાં ન લહુ પારતો; તુમ ચરણે આવ્યા ભણીએ; જો તારે તો તારતો; જયો૦ ૨ આશ કરીને આવીયો એ; તુમ ચરણે મહારાજતો; આવ્યાને ઉવેખશોએ; તો કેમ રહેશે લાજતો; જયો૦ ૩ કરમ અલુજાણ આકરીએ; જનમ મરણ જંજાળતો; હું છું એહ

થી ઉભગોએ; છોડવો દેવ દયાળ; જયો૦ ૪ આજ મનોરથ મુજ ફળ્યાએ. નાઠાં દુઃખ દંદોલતો; તુઠો જીન ચોવીશમોએ; પ્રગટયા પુન્ય કલોલતો; જયો૦ ૫ ભવે ભવે વિનય તુમારડોએ; ભાવ ભકતી તુમ પાય તો દેવ દયા કરી દીજીએએ; બોધ બીજશું પસાય; જયો ૬

## કળસ *

એહ તરણ તારણ સુગતી કારણ; દુખ નિવારણ જગ જયો; શ્રી વીર જીનવર ચરણ થુણતાં. અધીક મન ઉલટ થયો, ૧ શ્રી વીજયદેવ સુરીદપધર તિરથ*જંગમ એણી જગે; તપ ગછ પતિ શ્રી વીજય પ્રભસુરી; સુરી તેજે જગમગે; ૨ શ્રી હીરવીજયસુરી શીશ વાચક; શ્રી કીરતીવીજય સુર ગુરૂ સમો; તસ શીશ વાચક વીનયે વીજય; થુણો જીન ચોવીશમો ૩ સેશસતર સંવત ઉગણત્રીશે રહી રાનેર ચોમાસુએ; વિજય દસમી વિજય કારણ; કીયો ગુણ અભ્યાસએ, ૪ નરભવ આરાધન શિવ સાધન સુકૃત લીલ વિલાસએ; નિરન્જરસ્ત હેતે વનરચીયો; નામે પુન્ય પ્રકાશએ. ૫

---

# માહા પંડીત શ્રી આનંદઘનજી મહારાજ.

—*—

શ્રી આનંદ ઘનજી માહારાજ આ પચમાકાળમાં આત્માર્થી પુરૂષ થએલા છે, એમ સાંભળવાથી તેમજ તેવોના રચેલા ગ્રંથો ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે તે પુરૂષ અત્માર્થી સંપુર્ણ હતા એઓ સાહેબે એક પાંચ ગાથાનું અગર બે ગાથાનું પદ જે જે રચેલું છે તે જોતાં તદ્દન ધર્મોથી જીવોને આણંદ થાય છે એઓ સાહેબના વાકયોમાં ફકત જૈન માર્ગનીજ વાત છે તથા તદ્દન સ્યાવાદથીજ માર્ગની વ્યાખ્યા કરેલી છે એ પુરૂષ નીષમહીહતા પ્રથમ માથુ મુડાવી સાધુનો વેષ પેહેરયો હતો પણ પાછળથી જ્ઞાન માર્ગ જાણીને પોતાના આત્મા સાથે તુલ્યના કરતાં પોતાથી મુનીપણું જે મેરૂ પર્વતનો ભાર તે પળી સકતુ નથી તથા મુની માર્ગની વાત મોહોટી છે, તેથી મને મુનીનો વેષ પેહેરેલો જોઇને લોકો સાધુ માને છે ને માહારામાં સાધુપણું

નથી દીસતુ વળી માથે ગીતાર્થ ગુરૂ નથી તેથી ભુલ ચુક પણ કોને પુછુ અને મુની માર્ગની વાત સિધાંત જોતાં તો માહારાથી કાંઇપણ પળતી નથી માટે વેષનો ભર્મ મુકી દેવો જોઇએ એમ ધારીને પોતે યતી અયતીથી ન્યારો વેષ પેહેરીને જૈન માર્ગની શુધપરૂપણા કરતા તથા પોતાનું આત્મ ધ્યાન એકાંતમાં કરતા એમ ઘણા સત્યવકતા જનો કહે છે તથા તેમના રચેલા સ્તવનો વિગરેનો રેહેસ તે જોતાં પણ તેઉ તદન આત્માર્થી હતા એમ સંભવે છે તથાપી અતિશે ગ્નાની કહે તે પ્રમાણ અગર તેઉનો આત્મા જાણે, પરંતુ શાસ્રમાં કહ્યું છે કે આત્માર્થી વિના તદન નીરપેક્ષ તથા સ્વાદવાદ રેહેસનાં ભરેલાં અધ્યાત્મી વચન બીજાના મુખમાંથી નીકળે નહી માટે તેઓ આત્માર્થી હતા એમ સંભવે છે તેઉ સાહેબજી સંવત ૧૭૦૩ ની સાલમાં હતા તથા તે પછી સાંભળવા પ્રમાણે તેઓ શ્રી જસવીજેજી ઉપાધ્યાને સંવત ૧૭૧૩ ની સાલમાં મળેલા કહે છે એઉના રચેલાં સ્તવનો વિગરે ઘણાં છે તેમાંથી આ ગ્રંથમાં થોડાં લખીએ છીએ.

## अथ श्री चोवीस जीनना स्तवन,

### અથવા

આનંદઘનજી કૃત્ય ચોવીશી,

### શ્રી રષભદેવજીનું સ્તવન.



શ્રી મંધર કરજો મયા એ દેશી—રીખભ જીનેશ્વર પ્રીતમ માહરોરે; ઓર ન ચાહુરે કંત, રીજ્યો સાહીબ સંગ ન પરીહરેરે; ભાગે સાદી અનંત રી० ૧ પ્રીત સગાઇરે જગમાં સહુ કરેરે, પ્રીત સગાઇ ન કોય; પ્રીત સગાઇરે નિરૂપાધીક કહીરે, સો પાધીક ધન ખોય. રી० ૨, કોઇ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરેરે; મિલસું કંતને ધાય; એ મેલો નવી કહીએ સંભવેરે; મેલો ઠામે નઠાય. રી० ૩ કોઇ પતી રંજન અતિ ઘણું તપ કરેરે, પતિ રંજન તન તાપ, એ પતિ રંજનમે નવીચીત ધરેોરે; રંજન ધાતુ મિલાપ. રી ૪ કોઇ કહે લિલારે લલખ અલખ તણી, લખ પુરે મન આશ; દોષ રહીતને લીલા કીમ ઘટેરે; લીલા દોષ વિલાસ. રી० ૫ ચિત પ્રસ્ન તે પુજન ફળ કહુરે; પુજા અખંડીત એહ, કપટ રહિત થઇ આતમ અરપણોરે; આનંદઘન પદ એહ. રી० ૬

## અજીત નાથજીનું સ્તવન.

રાગ સિંધુડો અસા ઉરી—પંથડો નિહાલુરે બીજા જીન તણોરે, અજીત અજીત ગુણ ધામ; જે તે જીત્યારે તિણે હું જીતીયોરે; પુરૂષ કિસું મુજ નામ. પં० ૧ ચરમ નયણ કરી મારગ જોવતોરે, ભુલો સયલ સંસાર, જેણે નયણે કરી માર્ગ જોઇએરે, નયણ તે દિવ્ય વિચાર. પં ૨ પુરૂષ પરંપર અનુભવ જોવતાંરે, અંધો અંધ પીલાય, વસ્તુ વિચારેરે જો આગમ કરીરે ચરણ ધરણ નહી ઠાય. પં ૩ તરક વિચારેરે વાદ પરંપરારે; પાર ન પહુચેરે કોય, અભિમત વસ્તુ વસ્તુ ગતે કહેરે; તે વીરલા જગ જોય. પં० ૪ વસ્તુ વિચારેરે દિવ્ય નયણ તણોરે, વીરહ પડયો નિરધાર તરતમ યોગેરે; તરતમ વાસનારે; વાસીત બોધ આધાર. પં० ૫ કાળ લબ્ધ લહી પંથ નિહાલશુંરે, એ આશા અવલંબ એ જન જીવેરે; જીનજી જાણજોરે; આનંદ ઘન મત અંબ. પં० ૬

## શંભવ નાથજીનું સ્તવન.

રાગ ધન્યસી—સંભવ દેવતે ધુર સેવો સવેરે, લહી પ્રતુ સેવન ભેદ, સેવન કારણ પેહેલી ભુમીકારે; અભય અદ્વેખ અખેદ. સં० ૧ ભય ચંચળતા હોજે પરિણામનીરે, દ્વેખ અરોચક ભાવ; ખેદ પ્રવૃતિ હો કરતા થાકીએરે, દોખ અબોધ લખાવ. સં० ૨, ચરમાવર્તહો ચરમ કરણ તથારે; ભવ પિરિણતિ પરિ પાક, દોખ ટળે વળી દ્રષ્ટી ખુલે ભલીરે; પ્રાપતિ પ્રવચન વાંકય. સં० ૩ પરીચય પાતક ઘાતક સાધુશુંરે, અકુસળ અપચય ચેત, ગ્રંથ અધ્યાતમ શ્રમણ મનન કરીરે, પરિસિલન નય હેત. સં० ૪ કારણ યોગે હોકારજ નિપજેરે, એહમાં કોઈ ન વાદ, પણ કારણ વિન કારજ સાધીયેરે, તેનીજ મત ઉનમાદ. સં० ૫ મુગધ સુગમ કરી સેવન આદરેરે, સેવન અગમ અનુપ, દજો કદાચિત સેવક યાચનારે, આનંદ ઘન રસ રૂપ; સં० ૬

## અભીનંદનજીનું સ્તવન.

રાગ કેદારો—અભિનંદનજીન દરિસન તરસિયે, દરસન દુર્લભ દેવ; મત મત ભેદરે જો જઇ પુછીએ, સહુ થાપે અહ મેવ. અ० ૧ સામાન્યે કરીં દર્શન દોહીલું; નિરણય સકલ વિશેષ; મદમે ઘેરયો હો અંધો કીમ કરે, રવી સસી રૂપ વિલેખ. અ० ૨ હેતુ વિવાદ હોચીત ધરી જોઇએ, અતિ દુર્ગમનય વાદ, આગમ વાદ હો ગુરૂ ગમકો નહી; એ સખલો વિખવાદ. અ० ૩ ઘાતી ડુંગર આડા અતિ ઘણા, તુજ દરીસન જગનાથ, ધીઠાઇ કરી મારગ સંચરૂં;

સેગુ કોઇને સાથ. અ૦ ૪ દરસન દરસન રટતો જો ફીરૂ; તો રણ રોઝ સમાન, જેહેને પિપાસાહો અમૃત પાનની, કીમ ભાજે વિખ પાન. અ૦ ૫ તરસન આવે હો મરણ જીવન તણો, સીજે જો દરિસન કાજ, દરિસન દુર્લભ સુર્લભ કૃપા થકી, આનંદ ઘન માહારાજ. અ૦ ૬

## સુમતીનાથજીનુ સ્તવન.

રાગ વસંત—સુમતી ચરણ કજ આતમ અરપણો; દરપણ જીમ અવિકાર; મતિતર પણ બહુ સમત જાણીએ; પરીસર પણ સુવિચાર. સુ૦ ત્રિવીધ સકલ તનુ ધરગત આતમા; બહીરાતમ ધુરીભેદ બીજો અંતર આતમ તિસરો; પરમાતમ અવીછેદ. સુ૦ ૨ આતમ બુધે કાયાદિક ગ્રહો; બાહીરાતમ અધરૂપ કાયાદીકનો સાખી ધર રહયો; અંતર રૂપ; આતમ.સુ૦ ૩ જ્ઞાના નંદે હો પુરણ પાવનો; વરજીત સકલ ઉપાધી; અતીએંદ્રી ગુણ ગણમાણી આગરૂ; ઇમ પરમાતમ સાધ સુ૦ ૪ બહીરાતમ તજી અંતર આતમા; રૂપ થઇ થીર ભાવ; પરમાતમનુ હો અતમ ભાવવુ; આતમ અરપણ દાવ. સુ૦ ૫ આતમ અરપણ વસ્તુ વિચારતા; ભરમ ટળે મતિ દોષ; પરમ પદાર્થ; સંપતી સંપજે; આનંદઘન રસ પોષ. સુ૦ ૬

## પદમ પ્રભુજીનુ સ્તવન.

રાગ મારૂ—પદમ પ્રભુ જીન મુજ તુજ અંતરૂરે; કિમ ભાજે ભગવંત; કરમ વિપાકે કારણ જોઇનેરે; કોઇ કહે મતીમંત; પ૦. ૧ પયણુઠીઇ અનુભાગ પ્રદેશથીરે; મુલ ઉતર બહુ ભેદ; ઘાતી અઘાતીહો બંધ ઉદય ઉદીરણારે; સતા કર્મ વિછેદ પ૦ ૨ કનકો પલવત પયડી પુરૂસ તણીરે; જોડી અનાદી સ્વભાવ; અન્ય સંયોગીહો જીહા લગે આતમારે; સંસારી કેહેવાયા પ૦, ૩ કારણ યોગે હો બાંધે બંધનેરે; કારણ મુગતી મુકાય; આશ્રવ સંવર નામ અનુક્રમેરે; હેયો પાદેય સુણાય પ૦ ૪ જુંજન કરણે હો અંતર તુજ પડયોરે; ગુણ કરણે કરી ભંગ; ગ્રંથ ઉકતે કરી પંડીત જન કહયોરે; અંતર ભંગસુ અંગ; પ૦; ૫ તુજ મુજ અંતર અંતર ભાજશેરે; વાજશે મંગળ તુર; જીવ સરોવર અતીશય વાધશેરે; આનંદઘન રસ પુર. પ૦ ૬

## સુપાસજીનનુ સ્તવન.

લલનાની એ દેશી—શ્રી સુપાસજીન વંદીએ, સુખ સંપતીને હેતુ લલના, શાંત સુધારસ જલનીધી, ભવસાગરમાં સેતુ લલના, ૧ શ્રી૦ સાતમ ભય ટાળતો, સાતમ જીનવર દેવ લ૦ સાવધાન મનસા કરી, ધારો જીનપદ સેવ લ૦ શ્રી૦ ૨

શિવશંકર જગદીસ્વરૂ; ચિદાનંદભગવાન લ૦; જીન અરીહા તીરથંકરૂ; જ્યોતી સરૂપ સમાન લ૦ શ્રી૦ ૩. અલખ નીરંજન વછલુ, સકલ જંતુવીસરામ લલના, અભયદાન દાતા સદા, પુરણ આતમરામ લલના. શ્રી૦ ૪ વીતરાગ મદ કલ્પના; રતિ અરતિ ભય સોગ લ. નિંદ્રા તંદ્રા દુરદશા, રાહત અબાધિત યોગ. લ૦ શ્રી૦ ૪. પરમ પુરૂષ પરમાતમા, પરમેશ્વર પરધાન. લ૦ પરમ પદાર્થ પરમેસ્ટી; પરમ દેવ પર માન. લ૦ શ્રી૦ ૬. વિધી વિરંચી વીસ્વંભરૂ, રૂખી કેસી જગનાથ; લ૦ અઘહર અઘ મોચન ધણી, મુક્તિ પરમ પદ સાથ. લ૦ શ્રી૦ ૭. ઇમ અનેક અભીધા ધરો, અનુભવ ગમ્ય વિચાર. લ૦ જે જાણે તેહને કરે, આનંદઘન અવતાર. લ૦ શ્રી૦ ૮

## શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન.

રાગ કેદારો—ચંદ્ર પ્રભુ મુખ ચંદ, સખિ મુને દેખન દે; ઉપસમ રસનો કંદ; સ૦ સેવે સુર નર વૃંદ. સ૦ ગત કલિમલ દુખ દંદ. સ૦ ૧. સુહમ નીગોદેન દેખીયો, સ૦ બાદર અતિહે વિશેખ; સ૦ પુઢવી આઉ ન લેખીઉ. સ૦ તેઉ વાયુ ન લેશ. સ૦ ૨. વનસ્પતી અતિ ઘણુ દીહા, સ૦ દીઠો નહી દીદાર; સ૦ બીતી ચઉરંદિ જળ લીહા, સ૦ગતિ સની પણ ધાર. સ૦ ૩. સુર તીરી નીરય નીવાસમાં, સ૦ મનુજ અનારજ સાથ. સ૦ અપજ્જતા પ્રતિભાસમાં, સ૦ ચતુર ન ચઢીયો હાથ. સ૦ ૪, એમ અનેક થળ જાણીએ, દરસણ વિણુ જિણ દેવ; સ૦ આગમથી મત જાણીએ. સ૦ કિજે નીરમળ સેવ. સ૦ ૫. નિરમળ સાધુ ભગતી લહી, સ૦ જોગ અવંચક હોય; સ૦ કીરીયા અવંચક તિમ સહી, સ૦ ફળ અવંચક જોય. સ૦ ૬. પ્રેરક અવસર જીનવરૂ, સ૦ મોહનીય ક્ષય જાય; સ૦ કામીત પુરણ સુરતરૂ, સ૦ આનંદઘન પ્રભુ પાય. સ૦ ૭.

## શ્રીશુવીધી નાથજીનું સ્તવન.

રાગ કેદારો—સુવિધી જીનેસર પાય નમીને, સુભ કરણી ઇમ કીજેરે; અતી ઘણા ઉલટ અંગ ધરીને, પ્રહ ઉઠી પુજીજેરે. સુ૦ ૧. દ્રવ્ય ભાવ સુચી ભાવ ધરીને, હરખે દેહેરે જઇએરે, દહ તિગ પણ અહિગમ સાચવતાં. એક મના ધુરી થઇએરે. સુ૦ ૨. કુસુમ અક્ષત વર વાસ સુગંધો, ધુપ દીપ મન સાખીરે, અંગ પુજા પણ ભેદ સુણી ઇમ, ગુરૂ મુખ આગમ ભાખીરે. સુ૦ ૩. એહનું ફળ દોય ભેદ સુણીજે, અનતરને પરંપરરે; આણા પાલણ ચિત પ્રસન્ની, મુગતી સુગતી સુરમંદિરરે. સુ૦ ૪. ફુલ અક્ષત વર ધુપ

પઇવો, ગંધ નઇવેદ ફળ જળ ભરીએરે; અંગઅગ્ર પુજા મિલી અરવીધ, ભાવે ભવીક સુભ ગતી વરિરે સુ० ૫. સત્તર ભેદ એકવીસ પ્રકારે, અઠોતેર સો ભેદરે, ભાવ પુજા બહુ વિધ નીરધારી; દોહગ દુરીગતી છેદરે. સુ० ૬. તુરીય ભેદ પડીવત્તી પુજા, ઉપસમ ખિણ સંજોગીરે; ચઉહા પુજા ઇમ ઉત્તરાધ્યયને ભાખી કેવળ ભોગીરે. સુ० ૭. ઇમ પુજા બહુ ભેદ સુણીને, સુખદાયક સુભ કરણીરે, ભવીક જીવ કરશે તે લહસ્યે, આનંદઘન પદ ધરણીરે, સુ० ૮.

## શ્રીશીતલ જીનનુ સ્તવન.

રાગ ગોડી—સીતળ જીન પતી લલિત ત્રિભંગી, વિવિધ ભંગી મન મોહેરે; કરૂણા કોમળતા તીક્ષણતા, ઉદાસીનતા સોહેરે. સી० ૧. સર્વ જંતુ હિતકરણી કરૂણા. કરમ બિદારણ તિક્ષણરે; હાના દાન રહિત પરિણામે, ઉદાસીનતા વિક્ષણરે. સી० ૨. પર દુખ છેદન ઇચ્છા કરૂણા; તીક્ષણ પર દુખ રીઝરે. ઉદાસીનતા ઉભય વિલક્ષણ. એકઠામેં કીમ સીજેરે. સી० ૩. અભયદાનતે મળ ક્ષય કરૂણા; તીક્ષણતા ગુણ ભાવેરે. પ્રેરણ વિનુ કૃત ઉદાસીનતા; ઇમિ વિરોધ મતી નાવેરે. સી० ૪ શકતી વ્યકતી ત્રિભુવન પ્રભુતા. નિગ્રંથતા સંયોગેરે; યોગીં ભોગી વકતા મૌની; અનુપયોગી ઉપયોગેરે. સી० ૫. ઇત્યાદીક બહુ ભંગ ત્રિભંગી; ચમતકાર ચીત્ત દેતીરે; અચરીજકારી ચીરીત્ર વિચીત્રા; આનંદઘન પદ લેતીરે. સી० ૬.

## શ્રીશ્રીયાંસનાથજીનુ સ્તવન.

રાગ ગોડી—શ્રી શ્રેયાંસ જીન અંતરજામી; આતમરામી નામીરે. અધ્યાતમ મત પુરણ પામી; સહજ મુગતી ગતી ગામીરે. શ્રી० ૧. સયળ સંસારી ઇંદ્રીયરામી. મુની ગુણ આતમરામીરે; મુખ્યપણે જે આતમરામી. તે કેવળ નીકામીરે. શ્રી० ૨. નીજ સરૂપ જે કીરીયા સાધે; તે અધ્યાતમ લહીએરે. જે કીરીયા કરી ચઉગતી સાધે; તેને અધ્યાતમ કહીએરે. શ્રી० ૩. નામ અધ્યાતમ ઠવણ અધ્યાતમ; દ્રવ્ય અધ્યાતમ છંડોરે. ભાવ અધ્યાતમ નિજ ગુણ સાધે; તો તે સુરઢ માંડોરે. શ્રી० ૪. શબ્દ અધ્યાતમ અરથ સુણીને; નિરવીકલ્પ આદરજોરે. સબ્દ અધ્યાતમ ભજના જાણી; હાન ગ્રહણ મતી ધરજોરે.શ્રી० ૫. અધ્યાતમ જે વસ્તુ વિચારે; બીજા જાણે લબાસીરે. વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાસે; આનંદઘન મત વાસીરે. શ્રી० ૬.

## વાસુપુજ્યજીનનું સ્તવન.

રાગ ગાડી—વાસપુજ્ય જીન ત્રિભુવન સ્વામી; ઘનનામી પરીણામીરે,

નીરાકાર સાકાર સચેતન; કરમ કરમ ફળ કામીરે. વા૦ ૧. નીરાકાર અભેદ સંગ્રાહક. ભેદ ગ્રાહક સાકારોરે. દરસન જ્ઞાન દુભેદ ચેતના; વસ્તુ ગ્રહણ વ્યાપારોરે. વા૦ ૨. કરતા પરીણામી પરીણામો; કરમ જે જીવે કરીએરે. એક અનેક રૂપ નયવાદે; નીયતે નય અનુસરીયેરે. વા૦ ૩ દુખ સુખ રૂપ કરમ ફળ જાણો; નિશ્ચય એક આનંદોરે; ચેતનતા પ્રણામ ન ચુકે, ચેતન કહે જીન ચંદોરે. વા૦ ૪. પરીણામી ચેતન પરીણામો, જ્ઞાન કરમ ફળ ભાવીરે; જ્ઞાન કરમ ફળ ચેતન કહીએ, લેજ્યો તેહ મનાવીરે. વા૦ ૫. આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્ય લીંગીરે; વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાસે; આનંદઘન મત સંગીરે. વા૦ ૬.

## વીમળ નાથજીનુ સ્તવન.

રાગ સામેરી—વિમલ જીનેસર આજ દીઠા લોયણેરે, દુખ દોહગ દુરે ટળ્યારે; સુખ સંપદ સુભેટ, ધીંગ ધણી માથે કીયારે, કુણ ગંજે જન ખેટ, વિ૦ ૧ ચરણ કમળ કમળા વસેરે, નીરમળ થીર પદ દેખ; સમલ અથીર પદ પરીહરેરે; પંકજ પાંમર પેખ. વિ૦ ૨. મનમધુકર તુજ પદ કજેરે, લીનો ગુણ મકરંદ; રંક ગીણે મંદીર ધરારે, ઇંદ્ર ચંદ્ર નાગિંદ. વી૦ ૩. સાહિબ સમરથ તું ધણીરે, પામ્યો પરમ ઉદાર; મન વીસરામી વાલહોરે, આતમ— ચોઆધાર. વી૦ ૪. દરશન દીઠે જીન તણોરે, સંસયન રહે વેધ: દિનકર કર ભર પસરંતાંરે, અંધકાર પ્રતીખેધ. વી૦ ૫. અમીય ભરી મુરતી રચીરે, ઓપમા ન ઘટે કોય; સાંત સુધારસ ઝીલતીરે, નીરખતે ત્રપતી ન હોય. વી૦ ૬. એક અરજ સેવક તાણીરે, અવધારો જીન દેવ; કૃપા કરી મુજ દીજીએરે, આંનંદઘન પદ સેવ. વી૦ ૭.

## અનંત નાથજીનું સ્તવન.

રાગ રામગીરી—ધાર તરવારની, સોહિલી દોહલી, ચઉદમા જીન તણી ચરણ સેવા. ધારપર નાચતાં, દેખ બાજીગરા; સેવના ધારપર રહે ન દેવા. ધા૦ ૧. એક કહે સેવીએ, વિવિધ કીરીયા કરી; ફળ અનેકાંત લોચન દેખે. ફળ અનેકાંત કીરીયા કરી, બાપડા રડવડે; ચ્યાર ગતી માંહિ લેખે. ધા૦ ૨. ગછના ભેદ બહુ, નયણ નિહાળતા; તત્વની વાત કરતા ન લાજે. ઉદર ભરણાદિ નિજ કાજ કરતાં થકા મોહનડીયા કળીકાળ રાજે, ધા૦ ૩. વચન

નીરપેક્ષ વ્યવહાર જુઠો કહયો; વચન સાપેક્ષ વ્યવહાર સાચો, વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફળ; સાંભળી આદરી કાંઇ રાચો. ધા૦ ૪. દેવ ગુરૂ ધરમની, સુધી કહો કીમ રહે; કીમ રહે સુધ સરધા ન આણો. સુધ સરધાન વિણ, સરવ કીરીયા કરી; છારપર લીપણો સરસ જાણો. ધા૦ ૫- પાપ નહી કોઇ, ઉસુત્ર ભાખણ જીસ્યો; ધર્મ નહી કોઇ જગ સુત્ર સરીખો. સુત્ર અનુસાર જે, ભવીક કીરીયા કરે; તેહનો સુધ ચારીત્ર પરખો. ધા૦ ૬. એહ ઉપદેશનું; સાર સંક્ષેપથી; જે નરા ચીતમાં નીત ધીયાવે. તે નરા દિવ્ય બહુ કાળ સુખ અનુભવી; નીયત આનંદઘન રાજ પાવે. ધા૦ ૭.

## ધરમનાથ જીનુ સ્તવન.

દેસી રસીયાની—ધરમ જીનેસર ગાવું રંગસ્યુ. ભંગમ પડજ્યો હો પ્રીત જીનેસર, બીજો મન મંદીર આણો નહી; એ અમ કુળ વટ રિત. જી૦ ૧ ધ૦ ધરમ ધરમ કરતો જગસહુફરે; ધર્મન જાણો હો મરમજી; ધરમ જીનેસર ચરણ ગ્રહા પછી; કોઇ ન બાંધે હો કર્મ. જી૦ ૨ ધ૦ પ્રવચન અર્જન જો સદગુરૂ કરે; દેખે પરમનીધાન. જી૦ રીદયનયણ નીહાળે જગ ધણી; મહિમા મેરૂ સમાન. જી૦ ૩ ધ૦ દોડત દોડતદોડત દોડીયો; જે તીમનની દોડ. જી૦ પેમપ્રતીત વિચારો ઢુંકડી; ગુરૂગમ લેજો હો જોડ. જી૦ ૪ ધ૦ એક પખી કીમ પ્રીત વરે પડે; ઉભય મીલેહોવે સંધી. જી૦ હું રાગી હું મોહે ફંદીયો; તું નીરાગી નીરબંધ જી૦ ૫. પરમ નિધી પ્રગટ મુખ આગળે; જગત ઓલગીહો જાય. જી૦ જોતી વીના જોઉ જગદિસની; અંધો અંધ પુલાય. જી૦ ૬ નિરમળ ગુણ માણી રોહણ ભુધરા, મુની જન માણસ હંસ; જી૦ ધન તે નગરી ધન વેળા ઘડી, માત પીતા કુળ વંસ. જી૦ ૭. ધ૦ મન મધુકર વર કર જોડી કહે; પદ કજ નીકટ નીવાસ; જી૦ ઘનનામી આનંદઘન સાંભળો, એ શેવક અરદાસ. જી૦ ૮.

## શાંતીનાથ નુસ્તવન

રાગ બંગાળ—સાંતી જીન એક મુજ વીનતી, સુણો ત્રીભુવનરાયરે; સાંતી સરૂપ કીમ જાણીએ, કહો મનકીમપરખાયરે. સાં૦ ૧, ધન્ય તુઆતમ જેહને એહવો; પ્રસ્ન અવકાસરે; ધીરજ મન ધરી સાંભળો; કહુ સાંતીપ્રતી ભાસરે. સા૦ ૨. ભાવ અવીસુધ સુવીસુધ જે; કહ્યા જીનવર દેવરે. તે તીમ અવીતથ સેદહે; પ્રથમ એ સાંતી પદ સેવરે. સા૦ ૩ આગમધર ગુરૂ સમકેતી, કીરીયા

સંવર સારરે, સંપ્રદાઈ અવંચક સદા; શુચિઅનુભવા ધારરે. શા૦ ૪ શુદ્ધ આલંબન આદરે, તજી અવર જંજાળરે; તામસી વૃતિ સવિ પરીહરી, ભજે સાત્વિકી સાલરે. શા૦ ૫ ફળ વિશંવાદ જેહમાં નહી શબ્દ તે અર્થ સંબંધિરે; સકળ નયવાદ વ્યાપી રહ્યા, તે શિવ સાધન સંધિરે, શા૦ ૬ વિધિ પ્રતિષેધ કરી આતમા, પદારથ અવિરોધરે ગ્રહણ વિધિ મહાજને પરિ ગ્રહ્યા; ઈસો આગમે બોધરે, શા૦ ૭ દુષ્ટ જન સંગતિ પરિહરી, ભજે સુગુરૂ સંતાનરે; જોગ સામર્થ્ય ચિત ભાવજે, ધરે મુગતિ નિદાનરે. શા૦ ૮ માન અપમાન ચિત સમગણે સમ ગણે કનક પષાણરે; વંદક નિંદક સમ ગણે, ઈસો હોય તું જાણરે. શા૦ ૯ સર્વ જગ જંતુનેસમ ગણે, ગણે તૃણ મણિ ભાવરે; મુગતિ સંસાર બિહુ સમ ગણે, મુણે ભવજળ નિધિ નાવરે. શા૦ ૧૦ આપણો આતમા ભાવજે, એક ચેતના ધારરે અ ર સવિસાથ સંયોગથી, એહ નિજ પરિકર સારરે. શા૦ ૧૧ પ્રભુ મુખથી ઇમ સાંભળી, કહે આતમ રામરે; તાહરે દરિસણે નિસ્તરયો મુજ સિધ્યા સવિ કામરે. શા૦ ૧૨ અહો અહો હું મુઝને કહું, નમો મુજ નમો મુઝરે; અમિત ફળ દાન દતારની, જેહને ભેટ થઇ તુઝરે. શા૦ ૧૩ શાંતિ સરૂપ સંક્ષેપથી, કહ્યા નિજ પર રૂપરે; આગમ માંહિ વિસ્તાર ઘણો; કહયો શાંતિજિન ભુપરે. શાં૦ ૧૪ શાંતિ સ્વરૂપ ઇમ ભાવસ્યે, ધરિ શુદ્ધ પ્રણિધાનરે; આનંદઘન પદ પામસ્યે, તે લહિસ્યે બહુ માનરે. શાં૦ ૧૫.

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન.

રાગ રામકળી અંબર દેહો મુરારી એ દેશી—કુંથુ જિન મનડું કિમ હીન બાજે, જિમ જિમ જતન કરીને રાખું; તિમ તિમ અળગુ ભાજેહો. કું૦ ૧ રજની વાસર વસ ી ઊજડ, ગયણ પાયાલે જાયે; સાપ ખાયને મોહોડું થોથું એહ ઉખાણો ન્યાયેહો. કું૦ ૨ મુગતિ તણા અભિલાષી તપીયા, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે; વયરીડું કાંઈ એહવું ચિંતે; નાંખે અવળે પાસેહો. કું૦ ૩ આગમ આગમ ધરને હાથે; નાવે કિણ વિધિઆંકું; કિહાં કિણજો હઠ કરીને હટકું; તોવ્યાલ તણી પરે વાંકુહો. કું૦ ૪ જો ઠગ કહું તો ઠગતું ન દેખું, સાહુકાર પિણ નાંહિ, સર્વ માંહેને સર્વથી અળગું; એ અચરિજ મન માંહિહો, કું૦ ૫ જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાલો, સુરનર પંડિત જન સમઝાવે, સમજે ન માહરો સાળોહો, કું૦ ૬ મેં જાણ્યું એ લિંગ નપુંસક; સકલ મરદને ઠેલે; બીજી વાતે સમરથ છે નર; એહને કોઇ ન ઝેલેહો કું૦ ૭ મન સાધ્યું તિણે સઘળુ સાધ્યું એહ વાત નહિ ખોટી; ઇમ

કહે સાધ્યું તે નવિ માનું; એકહિ વાત છે મોટીહો કું૦ ૮ મનડું દુરા રાધ્ય તે વસિં આણ્યું; તે આગમથી મતી આણું; આનંદઘન પ્રભુ મ્હારૂ આણો; તો સાચુ કરિ જાણુંહો કું૦ ૯.

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

રાગ પરજીઓમારૂ રૂષભનો વંશ રયણાયરૂ એ દેશી—ધરમ પરમ અરનાથનો; કિમ જાણું ભગવંતરે; સ્વપર સમય સમઝાવીયે; મહિમા વંત મહંતરે ૧ ધ૦ શુદ્ધાતમ અનુભવ સદા; સ્વસમય એહ વિલાસરે; પરવડિ છાંહડી જિહાં પડે; તે પર સમય નિવાસરે. ૨ ધ૦ તારા નક્ષત્ર ગ્રહ ચંદની; જ્યોતિ દિને સમઝાયરે: દર્શન જ્ઞાન ચરણ થકી શક્તિ નિજાતમ ધારરે. ૩ ધ૦ ભારી પીલો ચીકણો, કનક અનેક તરંગરે, પર્યય દ્રષ્ટિ ન દીજીએ; એ કજ કનક અભંગરે. ૪ ધા૦ દર્શન જ્ઞાન ચરણ થકી અલખ સરૂપ અનેકરે; નિરવિકલપ રસ પિજીયે; શુદ્ધ નિરંજન એકરે. ૫ ધ૦ પરમારથ પંથ જે કહે તેરંજે એક તંતરે; વ્યવહારે લખ જે રહે તેહના ભેદ અનંતરે. ૬ ધ૦ વ્યવહારે લખે દોહિલા કાંઇ ન આવે હાથરે; શુદ્ધ નય થાપના સેવતાં નવિ રહે દુવિધા સાથરે. ૭ ધ૦ એક પખી લખ પ્રીતની; તુમ સાથે જગનાથરે; કૃપા કરીને રાખજ્યો, ચરણ તળે ગ્રહી હાથરે. ૮ ધ૦ ચક્રી ધરમ તીરથ તણો, તીરથ ફળ તત સારરે; તીરથ સેવે તે લહે આનંદઘન નિરધારરે. ૯ ધ૦

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

રાગ કાફી—સેવક કિમ અવગણિયેહો મલ્લિજિન. એ અબ સોભા સારી; અવર જેહને આદર અતિ દિયે; તેહને મુળ નિવારીહો ૧ મ૦ જ્ઞાન સુરૂપ અનાદિ તુમ્હારૂં તે લીધું તુમે તાંણી; જુઓ અજ્ઞાન દશા રીસાવી જાતાં કાંણ ન આણીહો. ૨ મ૦ નિંદ્રા સુપન જાગર ઉજાગરતા તુરિય અવસ્થા આવી. નિદ્રા સુપન દશા રીસાણી જાણીન નાથ મનાવીહો. ૩ મ૦ સમકીત સાથે સગાઇ કીધી સપરીવાર સુંગાઢી. મિથ્યા મતી અપરાધણ જાણી, ઘરથી બાહિર કાઢીહો. ૪ મ૦ હાસ્ય અરતિ રતિ સોગ દુગછા, ભય પામર કરસાળી, નોકષાય શ્રેણી ગજ ચઢતાં સ્વાન તણી ગતિ ઝાલીહો. ૫ મ૦ રાગ દ્વેષ અવિરતિની પરણીત; એ ચરણ મોહના યોધા, વીતરાગ પરિણતી પરણમતાં ઉઠી નાઠા બોધાહો. ૬ મ૦ વેદોદય કામા પરિણામાં કામ કરમ સહુ ત્યાગી, નિઃકામી કરૂણા રસ સાગર અનંત ચતુષ્ય પદ પાગીહો, ૭ મ૦ દાન વિઘન વારી સહુ જનને, અભય દાન પદ

દાતા; લાભ વિઘન જગ વિઘન નિવારક પરમ લાભ રસ માતાહો. ૮ મ० વિર્ય વિઘન પંડિત વીર્યે હણી; પુરણ પદવી જોગી; ભોગો પભોગ દાય વીઘન નિવાર્યો; પુરણ ભોગી સુભોગીહો. ૯ મ० ઇમ અઢાર દુષણ વરજિત તણું મુનિ જીન વૃંદ ગાયા; અવિરતિ રૂપક દાષ નિરૂપણ; નિરદુષણ મન ભાયાહો.. ૧૦ મ० ઇણ વિધિ પરખી મન વિસરાંમી; જિનવર ગુણ જે ગાવે દીન બંધુની મહિર નિજરથી આનંદઘન પદ પાવેહો. ૧૧ મ०

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

રાગ કાફી—આઘા આમ પધારો પુજ. એ દેશી. મુનિસુવ્રત જિન રાય એક મુઝ વીનતીનિ સુણો; આતમ તત્વ કયું જાણું જગત ગુરૂ, એહ વિચાર મુઝ કહીયો; આતમ તત્વ જાણ્યા વિણ નિરમળ, ચિત સમાધિ નવિ લહિયો. ૧ મુ० કેઇ અબંધ આતમ તત માને, કિરિયા કરતો દીસે; ક્રિયા તણું ફળ કહો કુણ ભોગવે. ઇમ પુછયું ચિત રીસે. ૨ મુ० જડ ચેતન એ આતમ એકજ, થાવર જંગમ સરિખો; દુખ સુખ સંકર દુષણ આવે, ચિત વિચાર જો પરખો. ૩ મુ० એક કહે નિત્યજ આતમ તત, આતમ દરસણ લીણો; કૃત વિનાશ અકૃતાગમ દુષણ, નવિ દેખે મતિ હીણો. ૪ મુ० સુગત મત રાગી કહે વાદી, ક્ષિણક એ આતમ જાણો; બંધ મોખ સુખ દુખ નવ ઘટે, એહ વિચાર મન આણો. ૫ મુ० ભુત ચતુષ્ક વરજીત આતમ તત, સત્તા અળગી ન ઘટે; અંધ સકટ જો નિજર ન દેખે, તો સ્યું કીજે સકટે. ૬ મુ० ઇમ અનેક વાદી મતિ વિભ્રમ, સંકટ પડિયો ન લહે; ચિત સમાધિ તે માટે પુછું, તુમ વિણ તત કોઇ ન કહે. ૭ મુ० વળ તું જગ ગુરૂ ઇણ પરે ભાખે, પક્ષપાત સવિ છંડી; રાગ દ્વેષ મોહ પખ વરજિત, આતમ શું રઢિ મંડી. ૮ મુ० આતમ ધ્યાન કરે જો કોઉ, સો ફિરિ ઇણમાં નાવે, વાગ જાળ બીજું સહુ જાણે, એહ તત્વ ચિત ચાવે. ૯ મુ० જિણે વિવેક ધરિ એ પખ ગ્રહિએ, તે તત્વજ્ઞાની કહિયે; શ્રી મુનિસુવ્રત કૃપા કરોતો, આનંદઘન પદ લહિયે. ૧૦ મુ०

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

રાગ આસાઉરી—ધન ધન સંપ્રતી સાચો રાજા. એ દેશી. ખટ દરસણ જિન અંગ ભણીજે, ન્યાસ ખડંગ જો સાધેરે; નમિ જિનવરના ચરણ ઉપાસક, ખટ દરસણ આરાધેરે. ૧ ખ० જિન સુર પાદપ પાય વખાણું, સાંખ્ય યોગ દાય ભેદેરે; આતમ સત્તા વિવરણ કરતા, લહો દુગ અંગ અખે-

ધ્રુજે. ૨ ષ૦ ભેદ અભેદ સુગત મીમાંસક, જિનવર દોય કર ભારીરે; લોકા લોક અવલંબન ભજિયે, ગુરૂગમથી અવધારીરે. ૩ ષ૦ લોકાયતિક કુખ જિનવરની, અંસ વિચાર જો કીજેરે, તત્વ વિચાર સુધારસ ધારા, ગુરૂગમ વિણ કિમ પીજેરે. ૪ ષ૦ જૈન જિનેશ્વર વર ઉત્તમ અંગ, અંતરંગ બહિ રંગેરે; અક્ષર ન્યાસ ધરા આરાધક આરાધે ધરિ સંગેરે. ૫ ષ૦ જિનવરમાં સઘળા દરિસણ છે, દર્શન જિનવર ભજનારે; સાગરમાં સઘળી તટની સહી, તટિની સાગર છજનારે. ષ૦ જિન સરૂપ થઇ જિન આરાધે, તે સહી જિ-નવર હોવેરે; ભંગી ઇલીકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવેરે. ૭ ષ૦ ચુરણિ ભાષ્ય સુત્ર નિરયુક્તિ, વૃતિ પરંપર અનુભવરે; સમય પુરૂષના અંગ કહ્યાએ, જે છેદે તે દુર ભવરે. ૮ ષ૦ મુદ્રા બીજ ધારણા અક્ષર, ન્યાસ અરથ વિનિ યોગેરે; જે ધ્યાવે તે નવિ વંચીજે, ક્રિયા અવંચક ભોગેરે. ૯ ષ૦ શ્રુત અનુસાર વિચારી બોલું; સુગુરૂ તથા વિધિ ન મિલેરે; ક્રિયા કરી નવી સાધી સકીયે; એ વિખવાદ ચિત સઘળેરે. ૧૦ ષ૦ તે માટે ઉભા કર જોડી; જિનવર આગળ કહિયેરે; સમય ચરણ શેવા શુધી દેજ્યો; જિમ આનંદઘન લહિયેરે. ૧૧ ષ૦

## અથ શ્રી નેમનાથ જીન સ્તવન.

રાગ મારૂણી—ધણરા ઢોલા. એ દેશી. અષ્ટ ભવંતર વાલહીરે; તું મુઝ આતમરામ; મનરા વાલા; મુગતિ નારીશું આપણેરે; સગપણ કોઇ ન કામ. મ૦ ૧ ઘરિ આવોહો વાલિમ ઘરિ આવો; મારી આશાના વિસરામ; મ૦ રથ ફેરોહો સાજન રથ ફેરો; સાજન માહારા મનોરથ સાથ; મ૦ આં-કણી. નારી પખો સ્યો નેહલોરે વાલા; સાચ કહે જગનાથ; મ૦ ઇશ્વર અ-રધંગે ધરીરે વાલા; તું મુજ ઝાલે ન હાથ. મ૦ ૨ પશુ જનને કરૂણા કરીરે વાલા; આણી રીદય વિચાર; મ૦ માણસની કરૂણા નહીરે વાલા; એ કુણ ઘર આચાર. મ૦ ૩ પ્રેમ કલપતરૂ છેદીયોરે વાલા; ધરિયો યોગ ધતુર; મ૦ ચતુરાઇરો કુણ કહોરે વાલા; ગુરૂ મિલિઓ જગ સુર. મ૦ ૪ માહરૂ તો એમાં કયું નહીરે વાલા; આપ વિચારે રાજ; મ૦ રાજસભામાં બેસતાંરે વાલા; કીસડી બધસી લાજ. મ૦ ૫ પ્રેમ કરે જગ જન સહુરે વાલા; નિર વાહે તે ઓર; મ૦ પ્રીત કરીને છાંડિ દેરે વાલા; તેહશું ચાલે ન જોર. મ૦ ૬ જો મનમાં એહવું હતુંરે વાલા; નિસપતિ કરત ન જાણ; મ૦ નિસપતિ કરીને છાંડતાંરે વાલા; માણસ હુવે નુકશાણ. મ૦ ૭ દેતાં દાન સંવત્સરીરે

વાલા; સહુ લહે વંછિત પોખ; મ૦ શેવક વંછિત નવિ લહેરે વાલા; તે શેવકનો દોષ. મ૦ ૮ સખી કહે એ સામળોરે વાલા; હું કહું લક્ષણ સ્વેત. મ૦ ઇણ લક્ષણ સાચી સખીરે વાલા; આપ વિચારે હેત. મ૦ ૯ રાગી સુરાગી સહુરે વાલા; વૈરાગી સ્યો રાગ; મ૦ રાગ વિના કિમ દાખવોરે વાલા; મુગતિ સુંદરી માગ. મ૦ ૧૦ એક ગુહ્ય ઘટતું નહીરે વાલા; સઘળો જાણે લોગ. મ૦ અનેકાંતિક ભોગવેરે વાલા; બ્રહ્મચારી ગત સોગ. મ૦ ૧૧ જિણ જોગે તુજને જોઉરે વાલા; તિણ જોગે જુવો રાજ, મ૦ એક વાર મુજને જુઓરે વાલા; તો સીઝે મુજ કાજ. મ૦ ૧૨ મોહ દશા ધરિ ભાવતાંરે વાલા; ચિત લહે તત્વ વિચાર. મ૦ વીતરાગતા આદરીરે વાલા; પ્રાણનાથ નિરધાર. મ૦ ૧૩ શેવક પિણ તે આદરેરે વાલા; તો રહે શેવક મામ. મ૦ આસય સાથે ચાલીયેરે વાલા. એહિજ રૂડું કામ. મ૦ ૧૪ ત્રિવિધ યોગ ધરિ આદરયોરે વાલા. નેમનાથ ભરતાર. મ૦ ધારણ પોષણ તારણોરે વાલા. નવરસ મુગતાહાર. મ૦ ૧૫. કારણ રૂપી પ્રભુ ભજયોરે વાલા; ગણ્યો ન કાજ અકાજ; મ૦ કૃપા કરી મુજ દીજીયેરે વાલા; આનંદઘન પદ રાજ. મ૦ ૧૬.

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

રાગ સારંગ—દેશી રશીયાની. ધ્રુવપદ રામીહો સ્વામી માહરા; નિઃકામી ગુણરાય સુગ્યાની નિજ ગુણ કામીહો પામી તું ધણી; ધ્રુવ આરામીહો થાય સુ૦ ૧ ધ્રુ૦ સર્વ વ્યાપીકહો સર્વ જાણગપણે; પર પરણ મન સ્વરૂપ. સુ૦ પર રૂપે કરી તત્વપણું નહી. સ્વસત્તા ચિદ રૂપ સુ૦ ૨ ધ્રુ૦ ગ્યેય અનેકે હો ગ્યાન અનેકતા; જળ ભાજનરવિ જેમ સુ૦ દ્રવ્ય એક તત્વપણે ગુણ એકતા; નિજ પદ રમતાંહો એમ. સુ૦ ૩ ધ્રુ૦ પર ક્ષેત્રે ગત ગ્યેય ને જાણવે; પર ક્ષેત્રી થયું ગ્યાન. સુ૦ અસ્તિપણું નિજ ક્ષેત્રે તુમે કહ્યો- નિર્મળતા ગુણ માન- સુ૦ ૪ ધ્રુ૦ ગ્યેય વિનાસેહો જ્ઞાન વિનસ્વરૂ. કાળ પ્રમાણેરે થાય, સુ૦ સ્વકાળે કરી સ્વસતા સદા, તે પરરીતે ન જાય. સુ૦ ૫ ધ્રુ૦ પરભાવે કરી પરતા પામતા; સ્વસત્તા થિર ઠાણ. સુ૦ આતમ ચતુષ્ક મઇ પરમાં નહી. તો કિમ સહુનોરે જાણ. સુ૦ ૬ ધ્રુ૦ અગુરૂ લઘુ નિજ ગુણને દેખતાં. દ્રવ્ય સકળ દેખંત. સુ૦ સાધારણ ગુણની સાધર્મ્યતા. દર્પણ જળને દ્રષ્ટાંત. સુ૦ ૭ ધ્રુ શ્રી પારસ જિન પારસ રસ સમો. પિણ ઇહાં પારસ નાંહિ સુ૦ પુરણ રસીઓહો નિજ ગુણ પરસનો. આનંદઘન મુજ માંહિ. સુ૦ ૮ ધ્રુ૦

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

રાગ ધન્યાશી—વીરજીને ચરણે લાગું, વીરપણું તે માગુરે. મિથ્યા મોહ તિમીર ભય ભાગું. જીત નગારૂં વાગુરે. ૧ વીં છઉમથ વીરય લેસ્યા સંગે. અભીસંધીજ મતી અંગેરે. સુક્ષમ થુલ ક્રીયાને રંગે. યોગી થયો ઉમંગેરે. ૨ વી૦ અસંખ્ય પ્રદેશ વીર્ય અસંખે. યોગ અસંખ્યિત કંખેરે. પુદ્દગળ ગણ તીણે લ્યેસુ વિશેષે યથા શકતી મતી લેખેરે. ૩ વી૦ ઉતકૃષ્ટે વીરયને વેસે. યોગ ક્રીયા નવી પેસેરે; યોગ તણી ધરૂવતાને લેસે. આતમ શગતી ન ખેસેરે, ૪ વી૦ કામ વીર્ય વશી જીમ ભોગી; તીમ આતમ થયો ભોગીરે. સુરપણે આતમ ઉપયોગી. થાયે તેહને અયોગીરે ૫ વી૦ વીરપણું તે આતમ ઠાણે. જાણ્યું તુમચી વાણીરે. ધ્યાન વિનાણે શકતી પ્રમાણે. નીજ ધરૂવ પદ પહીચાણેરે. ૬ આલંબન સાધન જે ત્યાગે પરપરિણીતિને ભાગેરે; અક્ષય દરશન ગ્યાન વિરાગે આનંદઘન પ્રભુ જાગેરે; ૭ વી૦ ઇતી શ્રી આનંદઘન કવી વીરચીતા જીન સ્તવન ચતુર્વીશતી સમાપ્ત,

---

# अथ श्री मानविजय उपाध्याय कृत चोवीशि



## અથ શ્રી રૂષભદેવ જીન સ્તવન.

રાગ પ્રભાતિ—રૂષભ જીણંદા રૂષભ જીણંદા, તુમ દરીસણ હુએ પરમાણંદા, અહનીશિધ્યાઉ તુમ દીદારા, મહીર કરીને કરજો પ્યારા,. ૧ રૂ૦ આપણને પુઠે, જેવલગા કીમ સરેતેહને કરતા અલગા; અલગા કીધા પણ રહે વલગા; મોર પીંછ પરે નહી એ ઉભગા. ૨ રૂ૦ તુમ્હે પણ અલગે થયે કિમ સરશે. ભગતી ભવી આકરશી લેશે. ગગને ઉડે દુર પડાઇ. દોરી બલે હાથે રહી આઇ ૩ રૂ૦ મુજ મનડુ છે ચપલ સ્વભાવે; તોહે અંતરમુર્ત પ્રસ્તાવે, તુતો સમય સમય બદલાયે, ઇમ કીમ પ્રીતનીવાહો થાએ. રૂ૦ ૪. તે માટે તું સાહીબ માહરો. હું છું સેવક ભવોભવ તહારો; એહ સબંધમાં મહસ્યો ખામી; વાચક માન કહે શીર નામી. રૂ૦ ૬

## અથ શ્રી અજીતનાથ જીન સ્તવન.

આઘા આમ પધારો રાજ એ દેશી—અજીત જીણેસર ચરણની સેવા હેવાયે હું હલીયો; કહીયે આણચાખ્યો પણ અનુભવ રસનો ટાણો મળીયો. ૧ પ્રભુજી મહીર કરીને આજ કાજ અમારાં સારો,; મુકાવ્યો પીણ હું નવી મુકું; ચુકુ એ નવી ટાણો. ભકતી ભાવ ઉઠયો જે અંતર; તે કીમ રહે શરમાણો પ્ર૦ ૨, લોચન શાંતિ સુધારસ સુભગા, મુખ મટકાલુસુ પ્રસન. યોગ. મુદ્રાનો લટકો ચટકો; અતિશયનો અતી ઘન પ્ર૦ પીંડ પદસ્થરૂપ સ્થેલીનો. ચરણ કમલ તુજ ગ્રહીયાં; ભમરપરે રસ સ્વાદ ચખાવો; વિરસો કાં કરો મહીયાં, પ્ર૦ ૪ બાલ કાલમાં વાર અનંતી, સામગ્રીએ હું નવી જાગ્યો; પ્ર૦ ૬ તું અનુભવ રસ દેવા સમરથ હું પાણ અરથી તેહનો, ચિતવિતને પાત્ર સબંધે; અતર રહ્યો હવે કેહનો પ્ર૦ ૬ પ્રભુની મહીરે તે રસ ચાખ્યો., અતરંગ સુખ પામ્યો; માનવિજય વાચક ઇમ જંપે હુઓ મુજ મન કામ્યો. પ્ર૦ ૭

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

સુમતી સદા દીલમે ધરૂ એ દેશી—સાંભળ સાહીબ વિનતી, તુ છે ચતુર સુજાણ, સનેહી કીધી સુજાણને વિનતી; પ્રાયે ચડતે પ્રમાણ. સ૦ ૧ સંભવ જીન અવધારીએ. મહીર કરી મેહેરબાન, સ૦ ભવ ભય ભાવટ ભંજણો; ભગતી વછળ ભગવાન સ૦ ૨ સં૦ તું જાણે વિણુ વિનવે, તોએ મેં ન રહાય સ૦ અરથી હોયે ઉતાવળો. ક્ષણવર સાંસો થાય સ૦ ૩ સં૦ તુતો મોટીમમાં રહે; વીનવીયે પાણ વિલંબાય સ૦ એક ધીરો એક ઉતાવલો, ઇમ કીમ કારજ થાય સ૦ ૪ સં૦ મન માન્યાની વાતડી, સઘલે દીસે નેટ સ૦ એક અંતર પઇસી રહે, એક ન પામે ભેટ સ૦ ૫ સં૦ જોગ અજોગ્ય જે જોઇવા, તે અપુરણનુ કામ સ૦ ખાઇના જળને પાણ કરે ગંગા જળ નીજ નામ સ૦ ૬ સં૦ કાલ ગયો બહુ વાયદે તે તો મેં ન ખમાય. સ૦ જોગવાઇએ ફીરી ફરી પામવી દુરલભ થાય સ૦ ૭ સં૦ ભેદ ભાવ મુકી પરો, મુજશુ રમો એકમેક સ૦ માનવીજય વાચક તણી, એ વીનતી છે છેક. સ૦ ૮ સં૦

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન.

મોતીડાની એ દેશી—પ્રભુ મુજ દરીશન મલીયો અલવે, મન થયો હવે હલવે હલવે સાહિબા અભીનંદ દેવા, સોહેના અભીનંદ; પુણ્યોદય એ

હે મોટો માહરો. આજુચીંત્યો થયો દરીશણ તાહરો; ૧ સા૦ દેખત એવ હરી મન લીધુ. કામણગારે કામણ કીધુ સા૦ મનડુ જાએ નહી કોઇ પાસે, રાત દિવશ રહે તુમ પાસે સા૦ ૨ પહીલુ તો જાણ્યુ હતુ સોહીલુ પણ મોટાશું હિલવુ દોહિલુ સા૦ સોહીલુ જાણી મનડુ વલગ્યું; થાએ નહી હવે કીધુ અલગું સા૦ ૩ રૂપ દેખાડી હોએ અરૂપી. કીમ ગ્રહીવાયે અકલ સરૂપી સા૦ તાહરી વાત ન જાણી જાયે. કહો મનડાની શી ગતી થાએ. સા૦ ૩ પહીલાં જાણી પછે કરે કીરીયા, તે પરમારથ સુખના દરીયા સા૦ વસ્તુ અજાણે મન દોડાવે. તેતો મુરખ બહુ પીછતાવે. સા૦ તે માટે તું રૂપી અરૂપી, તુ સુખ બુદ્ધીને સિદ્ધ સરૂપી સા૦ એહ સરૂપ ગ્રહીયુ જવ તાહરૂ; તવ ભ્રમરહિત થવું મન માહરૂં સા૦ ૬ તુજ ગુણ ગ્યાન ધ્યાનમાં રહીએ. ઇમ હિલવુ પણ સુલભજ કહીએ સા૦ માનવિજય વાચક પ્રભુ ધ્યાને અનુભવ રસમાંહ લ્યો એકતાને, સા૦ ૭.

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

થારા મોહલા ઉપર મેહ૦ એ દેશી. રૂપ અનુપ નિહાળી સુમતી જિન તાહરૂંહો લાલ; સુ૦ છાંડી ચપળ સ્વભાવ ઠરયું મન માહરૂંહો લાલ; ઠ૦ રૂપી સરૂપ ન હોત જો જગ તુજ દીસતુંહો લાલ; જો૦ તો કુણ ઉપર મન કહો અમ હીંસતુંહો લાલ. ક૦ ૧ અહીંસ્યા વિણ કિમ શુદ્ધસ્વભાવને ઇછતાહો લાલ, સ્વ૦ ઈછા વિણ તુજ ભાવ પ્રગટ કિમ પ્રીછતાહો લાલ પ્ર૦ પ્રીછ્યા વિણ કીમ ધ્યાન દશા માંહિ લ્યાવતાહો લાલ; દ૦ લાવ્યા વિણ રસ સ્વાદ કહો કિમ પાવતાહો લાલ. ક૦ ૨ ભક્તિ વિના નવી મુક્તિ હુયે કોઇ ભગતનેહો લાલ; હુ૦ રૂપી વિના તો તેહ હુયે કિમ વ્યગતનેહો લાલ, હુ૦ નવણ વિલેપન માળ પ્રદીપને ધુપણાહો લાલ, પ્ર૦ નવ નવ ભુષણ ભાળ તિલક સિર ખુંપણાહો લાલ. તિ૦ ૩ અમ સત પુન્યને યોગે તુમે રૂપી થયાહો લાલ, તુ૦ અમૃત સમાણી વાણી ધરમની કહી ગયાહો લાવ; ધ૦ તેહ આલંબીને જીવ ઘણા એ મુઝીયાહો લાલ, ઘ૦ ભાવ વિભાવ ન ગ્યાને અમો પણ રંજીયાહો લાલ. અ૦ ૪ તે માટે તુજ પિંડ ઘણા ગુણ કારણોહો લાલ; ઘ૦ સેવ્યો ધ્યાયો હુયે મહા ભય વારણોહો લાલ; મ૦ શાંતિવિજય બુધ સીસ કહે ભવિક જનાહો લાલ, ક૦ પ્રભુનું પંડસ્થ ધ્યાન કરો થઇ ઇક મનાહો લાલ. ક૦ ૬.

## અથ શ્રી પદમપ્રભુ જીન સ્તવન.

વારિ હું ગોડીપાસજી, ભય ભંજન ભગવંત; જિન૦જી૦ એ દેશી. શ્રી

પદમપ્રભુના નામને, હું જાઉં બલિહાર, ભવીજન નામ જપતાં દીહાગમું, ભવ ભય ભંજન હાર. ભ૦ ૧ શ્રી૦ આંકણી. નામ શુણતાં મન ઉલ્હસે, લોચન વિકસીત હોય; ભ૦ રોમાંચિત હુયે દેહડી, જાણે મિલીયો સોય ભ૦ ૨ શ્રી૦ પંચમ કાળે પામવું, દુરલભ પ્રભુ દીદાર; ભ૦ તોહે તેહના નામનો, છે મોટો આધાર. ભ૦ ૩ શ્રી૦ નામ ગ્રહે આવી મિલે, મન ભિતર ભગવાન; ભ૦ મંત્ર બળે જીમ દેવતા, વાહલો કીધે આહવાન. ભ૦ ૪ શ્રી૦ ધ્યાન પદ સ્થ પ્રભાવથી, ચાખ્યો અનુભવ સ્વાદ; ભ૦ માનવિજય વાચક કહે, મુકો બીજો વાદ. ભ૦ ૬ શ્રી૦

## અથ શ્રી સુપાર્સ્વ જીન સ્તવન.

રંગીલે આતમા એ દેશી. નિરખી નિરખી તુજ બીંબને, હરખિત હુયે મુઝ મન; સુપાસ સોહામણો. નિરવિકારતા નયનમાં; મુખડું સદા સુપ્રસન્ન. ૧ સુ૦ ભાવ અવસ્થા સાંભરે, પ્રાતિહારજની શોભ; સુ૦ કોડી ગમે દેવા સેવા, કરતા મુકી લોભ. ૨ સુ૦ લોકા લોક તણા સવિ ભાવા, પ્રતીભાસે પરતક્ષ, સુ૦ તોહે ન રાચે નવી દુસે. નવી અવીરતીનો પક્ષ. ૩ સુ૦ હાસ ન રતિ ન અરતી નહી, નહી ભય શોક દુગંછ; સુ૦ નહી કંદર્પ કદર્થના, નહી અંતરાયનો સંચ. ૪ સુ૦ મોહ મીથ્યાત નિંદ્રા ગઇ, નાઠા દોષ અઢાર; સુ૦ ચોત્રીસ અતિશય રાજતો, મુલાતિશય ચ્યાર. ૫ સુ૦ પાંત્રીસ વાણી ગુણે કરી, દેતો ભવિ ઉપદેશ; સુ૦ ઇમ તુજ બીંબે તાહરો, ભેદનો નહિ લવલેશ. ૬ સુ૦ રૂપથી પ્રભુ ગુણ સાંભરે, ધ્યાન રૂપસ્થ વિચાર સુ૦ માનવિજય વાચક વદે, જીન પ્રતિમા જયકાર. ૭ સુ૦

## અથ શ્રી ચંદપ્રભુ જીન સ્તવન.

દિન જમુના જુના સાહબારે એ દેશી. તુંહી સાહિબારે મન માન્યા, તું તો અકલ સ્વરૂપ જગતમાં; મનમાં કેણે ન પાયો, શબ્દ બોલાવી ઓળખાયો, શબ્દાતીત ઠરાયો. ૧ તુંહી૦ રૂપ નિહાળી પરિચય કીનો, રૂપ માંહી નહી આયો; પ્રાતિહારજ અતિશય અહિનાણે. શાસમાં બુદ્ધે ન લખાયો. ૨ તું૦ શબ્દ ન રૂપ ન ગંધ નરસ નહી, ફરસન વરણુન વેદ; નહી સંગન્યા છેદન ભેદન, હાસ નહી નહી ખેદ, ૩ તુ૦ સુખ નહી દુખ નહી વળી વાંછા નહી; નહી રોગ યોગને ભોગ; નહી ગતિ નહી થીતિ નહી રતિ અરતિ, નહી તુજ હરખને શોગ. ૪ તું૦ પુણ્ય ન પાપ ન બંધન દેહન, જનમ

મરન ન પ્રીડા; રાગ ન દ્વેષ ન કલહ ન ભય નહી, નહિ સંતાપ ન ક્રીડા. ૫ તું૦ અલખ અગોચર અજ અવિનાશી, અવિકારી નિરૂપાધી; પુરણ બ્રહ્મ ચિદાનંદ સાહિબ, ધ્યાયો સહજ સમાધી. ૬ તું૦ જે જે પુજા તે તે અંગે, તું તો અંગથી ન્યારો; તે માટે પુજા ઉપચારીક, ન ઘટે ધ્યાનને પુરે. ૭ તું૦ ચિદાનંદ ઘન કેરી પુજા, નિરવિકલ્પ ઉપયોગ; આતમ પરમાતમને અભેદ, નહી કોઇ જડનો જોગ. ૮ તુ૦ રૂપાતિત ધ્યાનમાં રહેતાં, ચંદ્રપ્રભુ જિન રાય; માનવિજય વાચક ઇમ બોલે, પ્રભુ સરીખાઇ થાય. ૯ તું૦

## અથ શ્રી શુવીધી નાથજીનુ સ્તવન.

રાગ સિંધુડો—ચિત્રોડી રાજારે. એ દેશી. તુજ સેવા સારીરે, શિવ સુખની ત્યારિરે; મુજ લાગે પ્યારીરે, પણ ન્યારી છે તાહરી પ્રકૃતી સુવિહિજિનારે. ૧ હેજે નવિ બોલેરે, સ્તવીયો નવિ ડોલેરે; હીયડો નવિ ખોલેરે, તુજ તોલે ત્રિણ જગમાં કોઇ નહી નીસંગીયોરે. ૨. ન જુએ જોતાનેરે. ન રીઝે સોતાનેરે; રહે મેળે પોતાનેરે. શ્રોતાને જોતાને તોહે વાલહયોરે. ૩. નવિ તુસેન રૂસેરે, ન વખાણે ન દુસેરે; નવિ આપે ન મુસેરે, નવિ ભુસે ન મંડેરે કોઇનિ કહારે. ૪. ન જાણુએ ધાતરે. તેહસ્યું શી વાતરે; એહ જાણ્યું કહે વાતરે. રહિ વાત ન તોહે તુજ વિણ માનનેરે. ૫.

## અથ શ્રી શીતલ જીનનુ સ્તવન.

મન રંગધરી એ દેશી—તુઝ મુખ સનમુખ નિરખતા, મુઝ લોચન અમી ઠરતાંહો. શીતળજિનજી. તેહની શીતળતા વ્યાપે; કિમ રહિવાયે કહો તાપેહો; ૧ શી૦ તુઝ નામ સુણ્યું જવ કાને; હઇયડું આવે તવ સાનેહો શી૦ મુરછાયો માણસ વાટે; જિમ સજ હુયે અમૃત છાંટેહો. ૨ શી૦ શુભ ગંધને તરતમ યોગે, આકુળતા હુઇ ભોગેહો; શી૦ તુઝ અદભુત દેહસુ વાસે તેહિ મિટી ગઇ રહત ઉદાસેહો ૩ શી૦ તુઝ ગુણ સંસ્વતને રસના છાંડે અન્ય લવની ત્રસનાહો શી૦ પુજાયે તુઝ તનું ફરસે; ફરસન શીતલ થઇ ઉલ્હાસેહો. ૪ શી૦ મનની ચંચળતા ભાગી, સવિ છંડી થયો તુઝ રાગીહો શી૦ કવિ માન કહે તુઝ સંગે શીતળતા થઇ અંગો અંગેહો, શી૦ ૫

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનુ સ્તવન.

દેશી વાંહાણની રાગ મલ્હાર— શ્રી શ્રેયાંસ જિણંદ ઘના ઘન ગહ

ગ્રહ્યોરે ધના૦ વૃક્ષ અશોકની છાયાં સુભરછાઇ રહ્યોરે. સુ૦ ભામંડળની ઝ-ળક ઝબુકે વીજળીરે. ઝ૦ ઉન્નત ગઢતિઞ ઇંદ્ર ધનુષ શોભા મિળીરે ધ૦ ૧ દેવ દુંદુહિનો નાદ ગુહિર ગાજે ઘણુંરે ગુ૦ ભાવિક જનનાં નાટિક મોર ક્રીડા ભણુંરે. મો૦ ચામર કેરી હાર ચલંતી બગતતીરે. ચ૦ દેશના સરસ શુદ્ધારસ વરસે જિનપતીરે. ૧૦ ૨ સમકિતિ ચાતકવૃંદ તૃપતિ પામે તીહાંરે તૃ. સકળ કષાય દાવાનળ શાંતિ હુઇ જિહાંરે શાં૦ જિન ચિત્ત વૃત્તિસુભુમિ ત્રે હાળી થઇ રહીરે તે૦ તેણિ રોમાંચ અંકુર વતી કાયા લહીરે ૧૦ ૩ શ્રમ-ણ કૃષીબળ સજ હુયે તવ ઉજમાંરે; હુ૦ ગુણવંત જન મનક્ષેત્ર સમારે સં યમીરે સ૦ કરતા બીજા ધાન સુધાન નીપાવતારે. સુ૦જેણે જગના લોક રહે સવી જીવતારે. ૨૦ ૪ ગણધર ગિરિતટ સંગી થઇ સુત્ર ગુંથનારે. થં૦ તેહ ન-દી પર વાહે હુઇ બહુ પાવનારે હુ૦ તેહજ મોટો આધાર વિષમ કાળે લ-હ્યોરે, વિ૦ માનવિજય ઉવઝાય કહે મેં સદહ્યોરે. ક૦ ૫.

## અથ શ્રી વાશુપુજ્ય જીન સ્તવન.

સીતાતો રૂપે રૂડી એ દેશી—વાસુપુજ્ય તું સાહિબ સાચો, જેહવો હુ-યે હીરો જાચોહો; સુંદર સોભાગી જસ હોયે વિરોદ્ધી વાચો, તેહની કરે સેવા કાચોહો સુ૦ ૧ અછતિઓ વાત ઉપાવે, વળિ ભવ છતાને છિપાવેહો સુ૦ કાંઇનું કાંઇ બોલે, પરની નિંદા કરી ડોલેહો સુ૦ ૨ ઇમ ચઉવિહ મિથ્યા ભાખી, તે દેવની કુણ ભરે શાખીહો સુ૦ પ્રાણિના મર્મના ઘાતી; હઇયા-માં મોટી કાતીહો. સુ૦ ૩ એ બિઠુ રહ્યા ઉંચે ઠાણે કિમ દેવ ઠહરાય પ્રમા ણેહો સુ૦ પ્રાસાદ શિખર રહ્યો કાગ, કિમ પામે ગુરૂડ જસ લાગહો. સુ૦ તુંતો વીતરાગની રીહ, તુઝ વચન યથારથ લીહહો, સુ૦ કહે માનવિજય ઉવઝાય તું સાચો દેવ ઠરાયહો. સુ૦ ૫.

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

રાગ મલ્હારની દેશી જિહો વિમળ જિનેસર સુંદરૂ, લાલા વિમળ વદ ન તુઝ દિઠ. જિહો વિમળહુઓ મુઝ આતમા, લાલા તેણે તું અંતર પઇઠ.૧ ૦જિનેસર તું મુજ પ્રાણ આધાર. જિહો સકળ જંતુ હિતકાર જિનેસર તું મુજ પ્રાણ આધાર. આંકણી જિહો વીમળ રહે વિમળે થળે; લાલા સમલે સમલ રમેય, જિહો માનસરે રમે હંસલો, લાલા વાય સખાઇ જલેય જિ૦ ૨ જિહો તિમ મીથ્યાત્વી ચિત્તમાં લાલા તુજ કિમ હોયે આભાસ; જિહો તિહાં કુદેવ

રંગે રંગે, લાલા સમકિત મને તુજ વાસ. જિ૦ ૩ જિહો હીરો કુંદન સ્યું જડે, લાલા દુધને સાકર યોગ, જિહો ઉલટ યોગે વસ્તુનો લાલા ન હોયે ગુણ આભોગ. જિ૦ ૪ જિહો વિમળ પુરૂષ રહેવાતણું લાલા થાનક વિમળ રેય જિહો અડપતિને તિહાં સીત્રશા, લાલા ભાટક ઉચિત ગ્રહેય. જિ૦ ૫ જિહો તિમ તે મુજ મન નિરમળ લાલા કીધું કરતેરે વાસ જિહો પુષ્ટી શુદ્ધી ભાટક ગ્રહી, લાલા હું સુખીયો થયો દાસ. જિ૦ ૬ જિહો વિમળે વિમળ મળિ રહ્યા. લાલા ભેદ ભાવ રહ્યો નાંહિ જિહો માનવિજય ઉવઝાયને લાલા અનુભવ સુખ થયો ત્યાંહિ. જિ૦ ૭.

## અથ શ્રી અનંત નાથજીનું સ્તવન.

રાગ મારૂ દેશી ગીત ગુલાણની ગુજરાતી—જ્ઞાન અનંતુ તાહરેરે, દરીસન તાહરે અનંત. સુખ અનંત મય સાહુબારે; વીરજ પણ ઉલસ્યુ અનંત; અનંત જીન આપજોરે; મુજએહ અનંતા ચ્યાર અ૦ મુજને નહી અવરશું પ્યાર, અ૦ તુજને આપતાં શી વાર અ૦ એહ છે તુજ યશનો દાર અ૦ આપ ખજીનો ન ખોલવોરે નહી મીલવાની ચીંત, માહરે પોતે છે સવેરે; પણ વિચે આવરણની ભીંત, અ૦ ૨ તપ જપ કીરીયા મોગરેરે; ભાંજી પણ ભાગી ન જાય; એક તુજ આણ લહે થકેરે. હેલામાં પરહી થાય અ૦ ૩ માત ભણી મરૂદેવીનેરે. જીન રૂષભ ખીણમાં દીધ, આપ પિયારૂ વિચારતાંરે, ઇમ કીમ વીતરાગતા સિદ્ધ અ૦ ૪ તે માટે તસ અરથીયારે, તુજ પ્રાર્થના જે કોઇ લોક તેહને આપો આફણીરે તિહાં ન ઘટે કરાવવી ટોક અ૦ ૫ તેહને તેહનુ આપવુરે, તિહાં શો ઉપજે છે ખેદ, પ્રારથના કરતે તાહરેરે પ્રભુતાઇનોપાણનહી છેદ અ૦ ૬ પામ્યા પામે પામસેરે જ્ઞાનાદિક જેહ અનંત; તે તુજ આણાથી સવેરે; કહે માનવિજય ઉલસંત અ૦ ૭

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

સુખને મરકલડે એ દેશી—શ્રી ધરમ જીણંદ દયાલજી ધરમ તણો દાતા. ભવી જંતુ તણો રખવાલજી. ધરમ તણો ત્રાતા, જસ અમીય સમાણી વાણીજી. ધ૦ જેહ નિસુણે ભાવે આણીજી ધ૦ તેહના ચિતનો મેલ જાયજી ધ૦ જીમ કતક ફૂલે જલ થાયજી, ધ૦ નિરમલતા તેહજ ધર્મજી; ધ૦ કલુષાઇ એ ટલ્યાનો મર્મજી; ધ૦ ૨ નીજ ધરમતો સહજ સભાવજી, ધ૦ તોહી તુજ નીમીત પ્રભાવજી. ધ૦ વનરાજી ફુલ નરાગહીજી, ધ૦ પણ રિતુરા જેહ ઉચ્ચ

गतीजी; ध० ३ कमला करे कमलविकासजी ध० सोरंभता लिखमी वासजी ध० ते दीनकर कराणी जोयजी ध० ईम धरम दायक तुं होयजी; ध० ४ ते मा टे धरमना रागीजी ध० तुज पद सेवे वडभागीजी ध० कहे मानविजय उ वज्झायजी ध० निज अनुभव ग्यान पसायजी. ध० ६

## अथ श्री शांतीनाथ जीन स्तवन

धरी आवोजी आंबो मोरीओ ए देशी—श्री शांती जीनेसर साहीबा; तुज नाठे कीम छुटाशे; में लीधी केडज ताहारी तेह प्रसन थये मुकाशे, श्री० १ तु वीतरागपणुं दाखवी; भोला जनने भुलावे जाणाने कीधी प्रतीज्ञा; तेथी कहो कुण डोलावे, श्री० २ कोई कोईने केडे मत पडो; केड पड्यां आणेवाज; नीरागी प्रभु पाणु खींचीओ, भगते करी मे सात राज श्री० ३ मनमांही आणी वासीओ हवे कीम निसरवा देवाय, जो भेद रहीत मुजशुं मीले, तो पलक मांही छुटाये; श्री० ४ कबजे आव्या कीम छुटसो; दीधा वीण कहाण कृपाल; तो शुं हठ वाद लेई रह्या. कहे मान करो खुशीयाल. श्री० ५

## अथ श्री कुंथुनाथ जीन स्तवन.

योगीसर चेला. ए देशी. कुंथु जिनेशर जाणजोरे लाल. मुज मननो अभिप्रायरे, जिनेस्वर मोरा. तुं आतम अळवेसरूरे लाल, रखे तुज विरहो थायरे. जि० १ तुज विरहो किम वेठीयेरे लाल, तुज विरहो दुखदायरे. जि० तुज विरहो न खमायरे, जि० खिणु वर सांसो थायरे; जि० विरहो मोटी बलायरे. जि० ए आंकणी. ताहरे पासे आववुंरे लाल. पहिला नावे तुं दायरे; जि० आव्या पछी तो जायवुंरे लाल, तुज गुण वस्ये न सुहायरे. जि० कुं० २ न मिल्यानो धोखो नहीरे लाल. जस गुणनुं नही नाणरे. जि० मिलीया गुण कलिया पछीरे लाल, विछुरत जाये प्राणरे, जि० कुं० ३ जाति अंधने दुख नहीरे लाल; न लहे नयननो स्वादरे; जि० नयण सवाद लही करीरे लाल, हारयाने विखवादरे जि० कुं० ४ बीजे पण किहां नवी गमेरे लाल, जिणे तुज विरह खचायरे; जि० मालती कुसुमे मालडी चारे लाल, मधुपकरीरे न जायरे, जि० कु० ५ वन दव दाधां रूंखडांरे लाल, पालहवे वळी वरसातरे; जि० तुज विरहानलना बळ्यारे लाल; काळ अनंत गमातरे. जि० कुं० ६ ताढक रहे तुजसंगमेरे लाल, आकुळता मिटि जायरे.

જી; તુજ સંગે સુખીયો સદારે લાલ માનવીજય ઉપજાયરે જી. કુ. ૭

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

આશ્રવ માશવને કહેજ્જે એદેશી—શ્રી અરનાથ ઉપાસના; સુભ વાસના મુળ; હરી હર દેવ આસાસના; કુણ આવે સુલ; શ્રી. ૧ દાસના ચીતેની કુવાસના; ઉદવાસના કીધ; દેવા ભાસની ભાસના વીસારી દીધ શ્રી૦ ૨ વલી મીથ્યા વાસન તણું; વ;સનારા જેહ તે કુગુરૂની સાસના; હઇએ ન ધરેહ. શ્રી. ૩ સંસારીક આસસના; તુજશું ન કરાય; ચીંતામણી દેણુ હારને કીમ કામગાય શ્રી૦ ૪ તીમ કલપીત ગચ્છવાસના; વાસના પ્રતીબંધ; માન કહે એક જીન તણો; સાચો પ્રતીબંધ શ્રી૦ ૫

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

સાસુ પુછે હે વહુ એ દેશી—મહીમા મલી જીણંદનો; એકે જીભે કહયો કીમ જાયે; યોગ ધરે ભિન યોગશું; ચાલા પણ યોગની દેખાય મ. ૧ વયણે સમજાવે સભા, મન સમજાવે અનુતર દેવ; ઉદારિક કાયા પ્રતે; દેવ સમીપે કરાવે સેવ મ. ૨ ભાષા પણ સવી શ્રોતાને નીજ નીજ ભાષાએ સમજાય હરખે નીજ નીજ રીજમાં; પ્રભુ તે નીર વીકાર કહાય મ. ૩ યોગ અવસ્થા જીન તણી ગ્નાતા હુએ તીણે સમજાય; ચતુરની વાત ચતુર લહે, મુઢ બીચારા દેખી મુજાય મ. ૪ મુરખ જન પામે નહી. પ્રભુ ગુણનો અનુભવ રસ સ્વાદ; માનવિજય્ર ઉવજાયને તે રસ સ્વાદે ગયો વીખવાદ મ. ૫.

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

ઇડર આંબા આંબલીરે એ દેશી—મુની સુવ્રત કીજે મયારે; મન માંહી ધરી મહિર મહીર વિહુણા માનવીરે; કઠીણ જાણાયે કહીર. ૧ જીણેશર તું જગ નાયક દેવ. તુજ જગહીત કરવા ટેવ; બીજા જુએ કરતા સેવ, જી. અરહટ ખેત્રની ભુમીકારે; સીંચે કૃતારથ હોય ધારા ધર સઘલી ધરારે ઉખર વાસજ જોય. ૨ જીતે માટે અમ ઉપરેરે; આણી મનમાં મેહેર, આપે આયા આફણીરે, બોધવા ભરૂયચ સેહેર; ૩ જી. અણ પ્રારથતા ઉધર્યારે; આપે કરીય ઉપાય, પ્રારથતા રહે વિલવતારે એ કુણ કહીએ ન્યાય. જી. ૪ સબંધ પણ તુજ મુજ વિચેરે. સ્વામી સેવકભાવ; માન કહે હવે મહીરનોરે ન રહયો અન્જર પ્રસ્તાવ. જી. ૫

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

કપુર હોવે અતી ઉજલોરે એ દેશી—શ્રી નમીનાથ જીણંદનેરે ચરણ કમલ લયલાય; મુકી આપણી ચલપતારે: તુછ કુસુમે મત જાયરે; ૧ સુણી મન પધુકર માહરી વાત, મકરો ફોકટ વલુપાત, સુ. વિષમ કાલ વરષારીતુરે; ક્રમી ક્રમી હુઓ વ્યતીત; છેહલો પુગલ પરિયટોરે; આવ્યો શરદ પ્રતીતરે, સુ. ૨ ગ્યાનાવરણ વાદલ ફટેરે; ગ્યાન સુરજ પ્રકાશ; ધ્યાન સરોવર વીકસીયાં રે; કેવલ લક્ષમી વાસરે. સુ, ૩ નામે લલચાવે કોઇરે, કોઇક નવ નવ રાગ; એહવી વાસના નહી બીજેરે; શુધ અનુભવ સુપરાગરે; સુ. ૪ ભમત ભમત કહાવીએરે; મધુકરનો રસ સ્વાદ; માનવિજય મનને કહેરે, રસ ચાખો આલ્હાદરે સુ. ૫.

## અથ નેમનાથ જીન સ્તવન.

અબ પ્રભુ સુઇતની કહુ એ દેશી—નેમી જીણંદ નીરંજાણો; જઇ મોહ થલે જલ કેલરે, મોહના ઉદભટ ગોપી; એકલમલે નાંખ્યાં હેલરે. ૧ સામી સલુણા સાહીબા, અતુલી બલ તુ વડવીરરે, સા. કોઇક તાકી મુકતી અતી તીખાં કટાક્ષનાં બાણરે; વેધક વયણ બંધુક ગોળી જે લાગે જાય પ્રાણરે સા. ૨ અંગુલી કટારી ઘોચતી, ઉછાલતી વેણી ક્રપાણરે સિંથો ભાલા ઉગામતી, સીંગી જલ ભરે કોક બાણરે, સા. ૩ ફુલ દડા ગોળી ન્હાખે, જે સત્વ ગઢે કરે ચોટરે, કુચ યુગ કરી કુંભ સ્થલે. પ્રહરતી રૂદય કપાટરે સા; ૪ શીલ સનાહ ઊનત સબે. અરી શસ્ત્રને ગોલા ન લાગ્યા સોર કરી મીથ્યા સવે. મોહ સુભટ દહો દીસે ભાગ્યા સા. ૫ તવ નવ ભવ ચોથો મંડયો; સજી વિવાહ મંડપ કોટરે. પ્રભુ પાણ તસ સનમુખે ગયો, નીસાણે દેતો ચોટરે સા. ૬ ચાકરી મોહની છોડવી. રાજુલને શિવપુર દીધરે, આપે રેવત ગિર સજી. ભીંતર સંયમ ગઢ લીધરે. સા. ૭ શ્રમણ ધરમ યોદ્ધા લડે, સંવેગ ખડગ ધ્રૃતી ઢાલરે. ભાલા કેસ ઉપાડતો. શુભ ભાવના ગડ ગડે નાલરે મા. ૮ ધ્યાન ધારાશર વરષતો હાણી મોહ જગ નાથરે. માનવીજય વાચક વદે. મેં ગ્રહયો તાહરો સાથરે. સા. ૯

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

દેહુ દેહુ નણદ હઠીલી એ દેશી—શ્રીપાસજી પ્રગટ પ્રભાવી. તુજ સુ-

રતી મુજ મન ભાવીરે મન મોહના જીનરાયા. સુરનર કિનર ગુણ ગાયારે. મ. જે દીનથી મુરતી દીઠી. તે દીનથી આપદ નીઠીરે મ૦ ૧ મટકાલે મુખડુ પ્રસન. દેખત રીજે ભવી મનરે મ. સમતા રસ કેરાં કચોલાં. નયણાં દીઠે રંગરોલારે મ. ૨, હાથે ન ધરે હથીયાર. નહી જપમાલાનો પ્રચારરે મ. ઉત્સંગે ન ધરે વામા. તેહથી ઉપજે સવીકામારે મ. ૩ ન કરે ગીત નૃત્યના ચાલા. એતો પરતક્ષ નટના ખ્યાલારે મ. ન વજાવે આપે વાજા. ન ધરે વસ જીરણ શાજાંરે મ. ૪ ઇમ મુરતી તુજ નિરૂપાધી. વીતરાગપણે કરી સાધીરે મ. કહે માનવિજય ઉવજાય મેં અવલંબ્યા તુજ પાયરે મ ૫

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

હેમરાજ જગ જસ જીતો એ દેશી—સાસન નાયક સાહિબ સાચો; અતુલીબલ અરીહંત. કરમ અરીબલ સબલ નીવારી, મારીય મોહ મહંત ૧ મહાવીર જગમાં જીત્યોજી. જીત્યો જીત્યો આપ સહાય હાંજી જીત્યો જીત્યો ગ્યાન પસાય. હાંજી જીત્યો જીત્યો, ધ્યાન દશાય; હાંજી જીત્યો જીત્યો. જગ સુખ દાય મ૦ અનંતાનુ બંધી વડયોધા. હણીયા પહિલીચોટ, મંત્રી મિથ્યાતપછે તિગરૂપી. તવ કરી આગલ દોટ મ૦ ૨ ભાજી હેડ આયુસ તિજ કેરી, ઇક વીગલેંદી અજાતી. એહ મેવાસ ભાંજયો ચિરકાલે નરક યુગલ સંઘાતિ મ૦ ૩ થાવર તિરીદુગ આંસિકટાવિ, સાહારણ હણીધાડી. થીણદ્ધી તિગ મદિરાવયરી; આ તપ ઉદ્યોત ઉખાડી, મ૦ ૪ અપચખાણા અને પચખાણા હણીયા યોદ્ધા આઠ. વેદ નપુસક સ્ત્રી સેનાની પ્રતિબીંબિત ગયા નાઠ મ૦ ૫ હાસ્ય રતિ અરતિ શોક દુગંછા, ભયે મોહ ખવાસ હણીયા પુરૂષ વેદ ફોજદારા; પછે સંજલના નાશ, મ૦ ૬ નિંદ્રા દોય મોહ પટરાણી ઘરમાંહીથી સંહારી; અતંરાય દરશણને ગ્યાના, વરણીય લડતા મારી મ૦ ૭ જયજય હુઓ મોહજ મુઓ, હુઓ તું જગનાથ; લોકા લોક પ્રકાશ થયો તવ, મોક્ષ ચલાવે સાથ મ૦ ૮ જીત્યો તિમ ભગતને જીતાવે, મુકાયો મુકાવે. તરણ તારણ સમરથ છે તુહી; માનવિજય નિતુ ધ્યાવે મ૦ ૯

ઇતિ શ્રી માનવીજય ઉપાધ્યાય કૃત ચોવીશી સમાપ્ત.

# अथ श्री जिनविजय कृत चोवीशि



## અથ શ્રી ઋષભદેવ જીન સ્તવન.

હારરોહીરો એ દેશી—પ્રથમ જીણેસર પુજવા; સહીયર મહારી અંગ ઉલટ ધરી આવીહો; કેસર ચંદન મૃગમદ સ૦ સુંદર આંગી બનાવીહો. ૧ સહજ સલુણો માહરો, સમ સુખ લીનો મહારો, ગ્યાનમાં ભીનો માહારો સાહીબો, સહીયર મહારી જયો જયો પ્રથમ જીણંદહો આંકણી; ધન્ય મરૂદેવી કુખને સ૦વારી જાઉ વાર હજારહો, સરગ શિરોમણીને તજી સ૦ જીહાં પ્રભુ લીએ અવતારહો સહ૦ ૨ દાયક નાયક જન્મથી સ૦ લાજ્યો સુરતરૂ વૃંદહો, યુગલા ધરમ નિવારણો સ૦ જે થયો પ્રથમ નરિંદહો સહ૦ ૩ લોક નીતી સહુ શીખવી સ૦ દાખવા મુક્તીનો રાહહો; રાજ ભલાવી પુત્રને સ૦ થાપ્યાં ધર્મ પ્રવાહહો સહ૦ ૪ સંયમ લેઇ સંચરયો સ૦ વરસલ ગેવિણાહાર હો. સેલડી રસ સાંટે દીયા સ૦ શ્રેયાંસને સુખ સારહો સહ૦ ૫ મોટા મંહંતની ચાકરી સ૦ નીફલ કદીયન થાયહો, મુનીપણે નમિ વિનમી કરચા સ૦ ખિણમાં ખેચર રાયહો મહ૦ ૬ જનનીને કીધો ભેટણો. સ૦ કેવલ રત્ન અનુપહો, પહીલી માતા મોકલી સ૦ જોવા શિવ વહુ રૂપહો સહ૦ ૭ પુત્ર નવાણુ પરીવરયો. સ૦ ભરતના નંદન આઠહો, આઠ કરમ અષ્ટાપદ, યોગ નીરોધે નેઠહો, સહ૦ ૮ તેહનો બીંબ સીધાચલે સ૦ પુજો પાવન અંગહો, ક્ષમાવિજય જીન નિરખતાં સ૦ ઉછલે હરખ તરંગહો સહ૦ ૯ સ૦ ગ્યા૦ જ૦

## અથ શ્રી અજીતનાથ જીન સ્તવન.

પ્રિયડા જીન ચરણારી સેવારી પ્યારી મુને લાગે એ દેશી—જીવડા વિષમ વિષયની હેવાતુજ કાંઇજ જાગે હુજી કાંઈ જાગે જીવડા અકલ સરૂપ; અજીત જીત જિન નિરખ્યો. પરખ્યો પુરણ ભાગે; જી૦ ૧ શરશ શકોમલ સુરતરૂ પામી કંટક બાઉલ માગે; એરાવન સાટે કુણ મુરખ, રાસભ પુંઠે લાગે જિ૦ ૨ ઘોર પાહાડ ઉજાડ ઉલંગી આવ્યો સમકીત માગે તૃ-

કનાએ સમતા રસ વિગડે; કુભ ઉદક જિમ કાઝે જિ૦ ૩ જિમ કોઇક નર જાન લઇનિ, આવ્યો કન્યા રાગે સરસ આહાર નિંદ્રા ભર પોઢયો; કરડો વિપશા નાઝે જિ ૪ વિજ્યાનંદન વયણ સુધારસ; પીતાં શુભમતી જાગે. પાંચે ઇંદ્રીય ચપલ તુરંગમ વશ કરી જ્ઞાન સુવાગે જિ ૫ ક્ષમાવિજય જિનગુણ કુસુમાવલી; શોભીત ભકતી પરાગે કંઠ આરોપી વિરતી વીનતા. વરી કેસરીયે પાગે જિ૦ ૬

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

દેશી હંસલાની—સુખકારકહો શ્રી સંભવનાથકે; સાથ ગ્રહ્યો મેં તાહરો. સિદ્ધપુરનોહો પ્રભુ સારથવાહકે; ભવ અટવીનો ભય હરો. ૧. હું ભમીયોહો મોહ વશ મહારાજકે; ગહન અનાદિ નિગોદમાં, કીધાં પુદગળહો પરાવર્ત્ત અનંતુકે; મહા મુઢતા નિંદમાં. ૨. તિરીગઇમાંહો,૧ અસન્નિ:૨ એગીંદીકે; વેદ નપુસક,૪ને વનાં;૫ આવળીનેહો; અસંખ્યમેભાગકે. સમ પુગ્ગલ પરાવર્તના. ૩. સુક્ષમમાંહો સામાન્યે સ્વામીકે;ભુ;૨.જલ;૩ જલણ;૪ પવનપ વને;૬ ઉત્સર્પિણીહો અસંખ્યાતા લોગકે. નભ પરદેશ સમા મીણે ૪. ઓઘે બાદરહો બાદર વન માંહિકે. અંગુલ અસંખ્ય ભાગે મિતા, અવસર્પ્પિણીહો સુક્ષ્મઇતર અનંતકે. અઢી પુગ્ગલ પરીઅત્તતા. ૫. હવે બાદરહો પુઢવીને નીરકે. અવલ અનીલ પતેયરૂ, નીગોદમાંહિ સુણી તારક દેવકે; સીતેર કોડા કોડી સાગરૂ. ૬, વીગલેંદીહો માંહી સંખ્યાતકે, સહુસ વરસ જીવન રૂલ્યો. પંચેંદી હો તીરી નર ભવ આઠકે. આઠ કરમ કચરે કળ્યો. ૭, નારક સુરહો એક ભવ અરીહંતકે. વીણ અંતર સાંભરપણે; કહુ કેત્તકીહો જાણો જગદીશકે. કર્મ કદર્થન જીવને. ૮. ચઉદ ભેદહો ચઉદ રાજ મઝારકે; ચોરાશી લખ જોનીમાં. ભ્રમ રશીઓહો વશીઓ બહુ વેશકે. ભવ પરીણતીતતી ગહનમાં. ૯; અશુદ્ધતાહો થઇ અશુદ્ધ નીમીત્તકે. શુદ્ધ નીમીતે તે ટળે; તે માટેહો સર્વજ્ઞ અમોહકે, તુમ્હ સંગે ચેતન હીલે. ૧૦. નીજ સત્તાહો ભાસન રૂચી રંગકે; ક્ષમાવીજય ગુરૂથી લહી; જીનવીજયેહો પારઅ તુમ્હ સેવકે, સાધન ભાવે સંગ્રહી. ૧૧,

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન.

મહાવિદેહ ખેત્ર સોહામણો—એ દેશી. અભિનંદન આણંદમાં, અતિશય લીલ અનંત લાલરે; સંવરરાયનો બેટડો, સંવર સુખ વિલસંત લાલરે.

૧. અભિનંદન આણંદમાં. આંકણી. સિદ્ધારથાનો લાડલો, સિદ્ધારથ ભગવાન લાલરે; એ જગ તું જગતી તળે, વિચરે મહિમ નિધાન લાલરે. ૨. અ૦ ચાલે ગજ ગતિ ગેલસ્યું, કામ કેશરી કરે નાશ લાલરે; દીપે દીનકર તેજથી. સીતલ સહજ વિલાસ લાલરે. ૩ અ૦ વરસે વાણી મેહ જ્યું, તૃસ્ના તટિની શોષ લાલરે; આતમ સંપદ વેલડી, ક્ષાયિક ભાવે પોખ લાલરે. ૪ અ૦ બાંધ્યું ભાવના સાંકળે, મુજથી ચંચળ ચિત્ત લાલરે; લાંછન મિશ ચરણે ર હો, વાનર કરે વિનત લાલરે. ૫. અ૦ તિરીગઇ ચંપળાઇપણું, વારો આપ વિવેક લાલરે; ક્ષમાવિજય જિન ચાકરી, ન તજું ત્રીવિધે ટેક લાલરે. ૬ અ૦.

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

રાગ રામકળી તથા સારંગ મલ્હાર—અંબર દેશ મોરારી—એ દેશી. તુમ્હેહો પર ઉપગારી, સુમતિ જિન તુમ્હેહો જગ ઉપગારી; પંચમ જિન પંચમ ગતિ દાયક, પંચમહાવ્રત ધારી; પંચ પ્રમાદ મતંગજ ભેદન, પંચાનન અનુકારી. ૧. સુમતિ જિન તુમ્હેહો જગ ઉપગારી. આંકણી. પંચ વિષય વિષ ધરતનિ ખગપતિ, પંચ સર મદન વિડારી; આશ્રવ પંચ તિમીર ભર દિનકર, કિરીયા પંચ નિવારી. ૨. સુ૦ પંચાચાર સુકાનન જળધર, પંચ માંહિ અધિકારી, આગમ પંચ અમૃત રસ વરશી, દુરિત દાવાનલ ઠારી. ૩. સુ૦ મેતારજ અપરાધિ વિહંગમ, ચરણે રાખ્યો શિર ધારી; પરખદ માંહે આપ વખાણ્યો, કોચ સ્વરા સુરા નારી. ૪. સુ૦ મેઘ નૃપતિ કુળ મુકુટ નગીનો, મંગળા ઉર અવતારી; ક્ષમાવિજય બુધ શીશ કહે જિન, ગરભથી સુમતી વધારી. ૫. સુ૦.

## અથ શ્રી પદમપ્રભુ જીન સ્તવન.

આછેલાલની દેશી—પદમ ચરણ જિનરાય, બાળ અરૂણ સમ કાય; જિવનલાલ; ઉદયોધર નૃપ કુલટિલોજી. ૧ મોહાદિક અંતરંગ, અરીયણ આઠ અભંગ જિ૦ મારવા મનુ રાતો થયોજી. ૨. ચઢી સંયમ ગજરાય, ઉપસમ ઝુલ બનાય; જિ૦ તપસી દુરે અલંકરયોજી. ૩. પાખર ભાવના ચ્યારે, સુમતિ ગુપતિ સીણગાર. જિ૦ અધ્યાતમ અંબાડીયેજી. ૪. પંડિત વીર્ય કબાન, ધર્મ ધ્યાન શુભ બાણ; જિ૦ ક્ષપકસેન સેના વળીજી. ૫. શુકલ ધ્યાન સમશેર કર્મ કટક કીયો જેર; જિ૦ ક્ષમાવિજય જિન રાજવીજી. ૬.

## અથ શ્રી સુપારસ્વ જીન સ્તવન.

ઝુમખડાની દેશી—દેહ ગેહ સોહાવીયીએ, મન દેહરાસર ખાસ; સો-

ભાગી સાજના; નિજ ગુણ રૂચિ સીંહાસને, થાપો દેવ સુપાસ. સો૦ ૧ સમકીત બારણે બાંધીએ, તોરણ મૈત્રી ભાવ; સો૦ ગુણીજન ગુણ અનુમોદના, સરસ સુવાસ બનાવ. સો૦ કરૂણા શીતળ જળ ભરે, સંવર ભુમી સમાર; સો૦ મધ્યસ્થ ભાવના મંડપે, રચના ભાવના બાર. સો૦ ૩. ચંદ્રોદય ધર્મ ધ્યાનતો; પંચાચાર ચિત્રામ; સો૦ ઉત્તર ગુણ આરાધના; ઝળકે મોતી દામ. સો૦ ૪ ઓરસીઓ અપ્રમત્તતા; અનુભવ કેસર ઘોળ. સો૦ ક્ષપકશ્રેણી આરોહણા; પુજના ભકિતની ચોળ. સો૦ ૫. શુકલ ધ્યાનાનળ ધુપીએ; ચારિત્ર મોહની ચુરી. સો૦ પ્રગટ અનંત ચતુષ્ટથી; ખિમાવિજય જિન ચુરી. સો૦ ૬.

## અથ શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન.

રાગ રામગિરી—તુંગીયાગીરી શિખર સોહે. એ દેશી. શ્રી ચંદ્રપ્રભુ જગદિશ દિપે; વિશ્વ પાવન નાથરે. નામ ઠવણા દ્રવ્ય ભાવે; કરત લોક સનાથરે. ૧. શ્રી ચંદ્રપ્રભુ જગદીશ દીપે. એ આંકણી. નયરી ચંદ્રાનના નામે; મહસેન મહી કંતરે. રાણી લખમણા માત જાયો; નામ ચદ્રપ્રભુ ખ્યાતરે. ૨. શ્રી૦ નામ જાંગુલી મંત્ર જાપે; પાપ વિષધર નાસરે; થાપના ત્રિહુ લોક માહિં; પુજતાં સુખ વાસરે. ૩ શ્રી૦ પાછલે ભવે પદમરાજા; યુગંધર મુની પાસરે. ગ્રહી સંયમ યોગ સાધી; વીજયંતિ નિવાસરે. ૪. શ્રી૦ તીન અધિકા તીસ સાગર; પાળી પુરણ આયરે; પોસ માસે કૃસ્ન બારસ. જનમીયા જિનરાયરે. ૫. શ્રી૦ ગેહ વાસી પણ ઉદાશી; ભોગવી વરરાજરે; દાન વરશી દેઈ છઠ તપ, લહે વ્રત સાગ્રાજ્યરે. ૬. શ્રી૦ ઘાતીયાં દળ ચ્યાર ચુરી; ચ્યાર મહાવ્રત સૈન્યરે; સમોસરણે ભાવ જિનવર; થયા સિદ્ધ વરેણ્યરે. ૭ શ્રી૦ સર્વ ક્ષેત્રે સર્વ કાળે; જગત વછલ રૂપરે, ક્ષમાવિજય જિનરાજ મહિમા; પ્રગટ પુન્ય સરૂપરે. ૮ શ્રી૦

## અથ શ્રી શુવીધી નાથજીનુ સ્તવન.

વીરે વખાણી રાણી ચેલણાજી—એ દેશી. સુવિધીજીન વળી વળી વીનતીજી; મીનતી કેતી કરાય. જગગુરૂ મોટીમમાં રહોજી; આતુર જન અકળાય. સુ૦ ૧, નાયક નજર માંડે નહીજી; પાયક કરે અરદાસ; જેહની પુંઠે ને સરયજાજી; તેહને તેહની આશ. સુ૦ ૨. આપ અનંત સુખ ભોગવોજી; તેહનો અંસ દ્યો મુજ. મિઠડું સહુ જાણે દીઠડુંજી; અવરશું ભાખીયે તુજ. સુ૦ ૩. રયણ એક દેવ રયણાયરેજી, ઉણિમ કાંઈ ન થાય; હાથીના મુખથી

હાણો પડેજી; કીડીનું કુટંબ વરતાય. સુ૦ ૪. ચંદ્રની ચંદ્રીકા વિસ્તરેજી; અમૃતમાં નહીં હાણ. ક્ષમાવિજય જિન લહેરથીજી; જગ જિન મહત ક- લ્યાણ. સુ૦ ૪.

## અથ શ્રી શીતલ જીનનુ સ્તવન.

હીરજી ગુરૂ વંદુ એ દેશી—શીતળ જિન સહજાનંદી, થયો મોહની કર્મનિ કંદી; પરજાયિ બુદ્ધિ નિવારી, પરણામીક ભાવ સમારી. ૧ મનોહર મિત્ર એ પ્રભુ શેવો; દુનિયાં માંહિ દેવ ન એવો; મનો૦ આંકણી. વર કે; વળ નાંણ વિભાસી, અજ્ઞાન તીમર ભર નાસી જયો. લોકા લોક પ્રકાશી, ગુણ પજવ વસ્તુ વિલાસી ૨ મ૦ અક્ષય થીતિ આવ્યાબાધ, દાનાદિક લબ્ધિ અગાધ; જેહ સાસત સુખનો સ્વામી, જડ ઈદ્રીય ભોગ વિરામી; ૩ મ૦ જેહ દેવનો દેવ કહાવે, યોગીસર જેહને ધ્યાવે; જસુ આણા સુરતરૂ વેલી; મુ નિહદય આરામે ફેલી. ૪ મ૦ જેહની શીતળતા સંગે, સુખ પ્રગટે અંગો અંગે; ક્રોધાદિક તાપ સમાવે, જિન વિજયાણંદ સભાવે. ૫. મ૦

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનુ સ્તવન.

નાન્હો નાહલારે એ દેશી—શ્રીશ્રેયાંસ જિણંદનીરે, સુરતી સુંદર દેખી લાગી મોહનીરે; મધુકર માચ્યો માલતીરે, બીજા રૂપ ઉવેખિ. લા. ૧ આવ. લ ફુલજયું ફુટડારે, નહી ગુણ પરીમલ લેશ; લા. વેશ બનાવે દેવનારે, તિહાં સ્યો પ્રેમ નિવેશ. લા૦ ૨ બે પરવાહિ પદમાસનેરે, મુખ શશિ સહજ પ્ર- સન્ન. લા૦ નયન પીયુખ કચોલડાંરે, વિષય વિકાર પ્રસન્ન. લા૦ ૩ રાગ દે- ષ વિણ એકલોરે, ખાગડઅી શરૂગ ઉપમાન; લા૦ વિશ્નુ પિતા વિશ્નુ માવ ડીરે, વિશ્નુમાં વ્યાપી ગ્યાન. લા૦ ૪ સુતાં જાગતાં ઉઠતાંરે, ચાલતાં કરતાં કામ; લા૦ બોલતાં બેસતાં સાંભરેરે; ક્ષમા વિજય જિન નામ. લા૦ ૫.

## અથ શ્રી વાશુપુજ્ય જીન સ્તવન.

શ્રી રૂપભાનન ગુણનિલો એ દેશી—આવો મુજ મન મંદિરે. સમરા શું સમકિત વાસહો મુણંદ પંચા ચાર બિછાવણા, પંચરંગી રચનાતાસહો. મુ. આ૦ ૧ મિજયા મંત્રિ ભાવના. ગુણ મુદિતા તળાઈ ખાસહો મુ. ઉપસમ ઉત્તર છદબનો, તિહાં કરૂણાં કુસુમ સુવાસહો. મુ. આ૦ ૨ થીરતા આસન આપસ્યું, તપ ટકિયા નિજ ગુણ ભોગહો; મુ૦ શુચિતા કેસર છાંટણાં; અનુ

ભર તંબોળ સુરંગહો મુ. આ૦ ૩ ખાંતિ ચાંમર વિંજસે; વળી મૃદુતા ઢોળે વાયહો. મુ. છત્ર ધરે રૂજુતા સખિ. નિરલોભ ઉલાસે પાયહો મુ. આ૦ ૪ સત્ય સચિવને સોંપસ્યું, શેવામાં વિવેક સંયુતહો, મુ. આતમ સતા શુદ્ધ ચેતના, પરણાવું આજ મુહુર્તહો. મુ. આ૦ ૫ અરજ સુણીને આવિયા, જયા નંદન નિરૂપમ દેહહો. મુ. ઓછવ રંગ વધામણા; થયા ક્ષમાવિજય જિન ગેહહો, મુ. આ૦ ૬.

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

ધુંયલી કરો ગુરૂં આગળે એ દેશી—વિમળ વિમળ ગુણ તાહરા. કહે વાયેહો કિમ એકણજીહ; જગ જંતુ સનિપાણું, તસુ જીવીતહો અસંખ્યાતા દિહ વિ૦ ૧ સાયર સ્યાહી સંભવે; સવિ વસુધાહો કાગદ ઉપમાન; તરૂ ગણ લેખ ન કીજીએ, નલિખાએહો તુજ ભાસન માન વિ૦ ૨ લિખન કથન અભિલાપ્પ છે; અનંત ગુણહો નભિલા પ્પપયથ્થ. કેવળનાણ અનંત ગુણો; કહવાનેહો કુણ હોયસમથ્થ વિ૦ ૩ રૂપી અરૂપી દ્રવ્યના; ત્રિહુકાળના હોય જવ સમુદાય; પરણામિકતાએ પરિણમે. તુહ્મ ગ્યાનમાંહો સમકાળ સમાય. વી૦ ૪ કેવળ દંસણ તિમવળી, ગુણ બીજોહો ગ્રાહકસામાન્ય. કરતા એકપણા થકી, ઉપીયોગહો સમયાંતર માન્ય. વિ૦ ૫ સુરગણ સુખ પંડિત કરી, કોય વરગ્ગિતહો કર વાર અંનત, તુમ્હ ગુણ આવ્યા બાધને, અનંતમેહો નવી ભાગ આવંત. વી૦ ૬ દ્રવ્ય સાધર્મે માહરી, સહુ સત્તાહો ભાસન પરતિત; ફટક સંયોગે સામળો નીજ રૂપેહો ઉજવળ સુપવીત, વી૦ ૭ ક્ષમાવિજય જીન શેવના; નીતુ કીજેહો જીમ પ્રગટે તેહ; સહજાનંદી ચેતના ગુણી ગુણમાંહિ રમે સાદિ અછેહ. વિ૦ ૮.

## અથ શ્રી અનંતનાથ જીન સ્તવન.

રાગ મલ્હાર ત્રિભુવન તારણ તીરથ પાસ ચિંતામણી એ દેશી—અનંત જીણંદ મુણિંદ ઘના ઘન ઉન્હ્યોરે; ઘના ઘન ઉ૦ સદલ અસોકની છાંહી સભર છાહિ રહ્યોરે, સ૦ છત્ર ત્રયો ચઉ પાસ ચલતા વાદળારે. ચ૦ ચંચળ ચોવીસ ચામર બગ પરે ઉજળારે; બ૦ ૧ ભામંડળની જ્યોત ઝબુકે વીજળીરે. ઝ૦ રત્ન સિંહાસન ઈંદ્ર ધનુષ શોભા મીળીરે; ધ૦ ગુહિરો દુંદુહી નાદ આકાશે પુરતોરે. આ૦ ચોવીહ દેવ નીકાય મયુર નચાવતોરે, મ૦ ૨ બહુ વીધી ફુલ અમુલખ સુગંધી વીસ્તરેરે; સુ૦ બાર પરખદા નયન સર

સીયા કરેરે; સ૦ સુજ્યા નંદન વયણું સુધારસ વરસતોરે, સુ૦ ભવીક હૃદય ભુ પીંઠ રોમાંચ અંકુરતોરે. રો૦ ૩. ગણધર ગીરીવર શરૂગથી પસરી સુર શરીરે. ૫૦ નયગમ ભંગ પ્રમાણ તરંગે પરવરીરે. ત૦ ક્રોધ દાવાનળ શાંતીથી શીતલ ગુણ વહેરે શી૦ અશુભ કરમ ધન ધામ શમાધી સુખ લહેરે શ૦ ૪ વીકસીત સંયમ શ્રેણીવીચીત્રના વલીરે વી૦ આશ્રવ પંચજ વાસકે મુલ સંતતી બલીરે મુ૦ પસરયો સુથ સુગાલ દુકાલ ગયો ટલીરે. દુ. ક્ષમાવીજય જીન સંપદ વરષા રૂતુ ફલીરે વ૦ ૬

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

થાંપર વારી માહારા સાહીબા કાબીલ મત જાજો એ દેશી—સુરતી ધર્મ જીણંદની. સમતા રસ પુરી; અંતર દોષ અભાવથી; બની કાંતીસુનુરી ૧ હુ વારી ધરમ જીણંદની મુરતીરે મટકે; આંકણી; હાસ્ય અરતીરતી અગનતા ભય શોક દુગંછા; રાગ દ્વેષ અવીરતી નહી કામની દ્રામીછા હુ૦ ૨ દાનાદિક ગુણ અનુભવે અંતરાય અભાવે; વસ્તુ સ્વભાવિક ધર્મને કુણ ઉપમ આવે, હુ૦ ૩ પુરણ પરમાનંદથી. પદમાસનવાલી. સાધ્ય સંપુરણ નીપને ન ધરે જપ માલી. હુ૦ ૪ અંગના ઉછંગે નહી, હાથે હથીયાર; ક્ષમાવિજય જીનરાજની મુદ્રા અવીકાર. હુ૦ ૫.

## અથ શ્રી શાંતીનાથ જીન સ્તવન

તાહારી આંખડીએ ઘર ઘાલ્યું,ગહજાં ગીરધારી એ દેશી—તુ પારંગત તુ પરમેશર, વાલા મારા તુ પરમારથ વેદી, તુ પરમાતમ તુ પુરષોતમ. તુ અછેદી અવેદીરે. ૧ મનના મોહનીયા તાહારી કીકી કામણગારીરે .જગના સોહનીયા આંકણી. યોગી અયોગી ભોગી અભોગી વા૦ તુહીજ કામી અકામી, તુહી અનાથ નાથ સહુ જગનો; આતમ સંપદ રામીરે મ૦ ૨ એક અસંખ્ય અનંત અનુચુર વા૦ અકલ સકલ અવીનાશી, અરસ અવર્ણ અગંધ અફાસી; તુહી અપાસી અનાસીરે મ૦ ૩ મુખ પંકજ ભમરી પરે અમરી વા૦ તુહી સદા બ્રહ્મચારી; સમોસરણ લીલા અધીકારી; તુહીજ સંયમ ધારીરે મ૦ ૪ અચરાનંદન અચરીજ એહી વા. ટહણી માંહી ન આવે; ક્ષમાવિજય જીન વયણ સુધારસ; પીવે તેહીજ પાવેરે મ૦ ૫

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન.

કરૂણા કુંથુ જિણંદની ત્રિભુવન મંડળ માંહિ લલના, પરમેસર પંચ

કલ્યાણકંદ; પ્રગટ ઉદ્યોત ઉછાહ લલના. ૧ ક૦ સુર સુત તન પ્રગટ કાયને; રાખે અશરીર રૂપ; લ૦ ભાવ અહિંસક ગુણ તણો; એ વ્યવહાર અનુપ, લ૦ ૨ ક૦ દાવો દુષ્ટ વ્યંતર થકી; ભાગ રહ્યો મગ આય; લ૦ પરમ કૃપાળ પ્રભુ મિલે, કહો કિમ અગ્ગો થાય લ૦ ૩ ક૦ શાંત અનુમત વશ તણો લોકોત્તર આચાર, લ૦ ઉદયિક પામ્યુ અરિહંતનો; ન ધરે વિષય વિકાર. લ૦ ૪ ક૦ અસંખ્ય પ્રદેશી પરિણમે, અભ્યાભ્યાસ અનંત; લ૦ વાનગી અવની મંડળે, વિહારે ઇતિ સમ તંત. લ૦ ૫ ક૦ જગજંતુ જિનવર તણે; શરણો સિદ્ધિલહંત; લ૦ ક્ષમા વિજય જિન દેશના; જલધર પરે વરસંત લ૦ ૬ ક૦

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

થારે માથે પંચરંગી પાઘ સોનારો છોગલો મારૂજી એ દેશી—અરજિનવર નમીએ નિજ ઘર રમીએ, જીવના સાહિબજી; પર પરણતી દમીએ; નવીભમીએ ભવ ગહનમાં સાહિબજી. ૧ સા. ગયો કાલ અનંતો, પ્રભુ અણ લહતો નિંદમાં; સા. મીથ્યામતી નીંડોકીનો વિષયા લિંદમાં. સા૦ ૨ વ. રમણિ રૂપેલીનો દિનો મૈથુને સા૦ આશ્રવ ભરભારી પાપ અંધારી પૈશુને; સા૦ ૩ થયો લાખ ચોરાશી ઘાનીવાસી મોહવસે. સા૦ વરયો તૃશ્ના દાસી ઉદગળ આસી બહુ ધસે; સા૦ ૪ વિશ્વાનર રાતો માને માતો કુકુરો, સા૦ માયા વિષ વેલી કરતો કેલી વાનરો. સા૦ ૫ લોભાનલ દાધો ખાધો મમતા સાપિણી. સા૦ ડાકિણ પરે વળગી ન રહે અળગી પાપીણી. સા૦ ૬ લોકો દર દ્રેગે અરિયાણ સંગે હેળંવ્યો, સા૦ ભવિતવ્યતા અમરી સમરી નર ભવ મેળંવ્યો. સા૦ ૭ નવી કીજે ખામી અવસર પામી પુણ્યથી, સા૦ જ્ઞાનાવરણાદિકક ર્મમ ર્મ થિતિનું નથી. સા૦ ૮ સમતક સદાગણ ગુણ ગાણ આગમ પામીને. સા૦ કહે ચેતના નારી પ્યારી આતમ' રામને. સા૦ ૯ કિમ તજીએ ભજીએ ક્ષમાવિજય જિન નામને. સા૦ જો વાંછો અનોપમ અક્ષય લીલા ધામને. સા૦ ૧૦.

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

સુણ બેહેની પિઉડો પરદેશી એ દેશી—મલ્લિજિન સર ધર્મ ધુરંધરે, સાદિ અનંત સ્વભાવજી; લોકા લોક વિશેષા ભાષણુ; ગ્યાનાવરણી અભાવજી; ૧ મ૦ એક સમયને ભાસે ભાખી, અવગાહિણ સામાન્યજી; બીયા વરણ અભાવે દેખે, ઉપયોગાંતર માન્યજી ૨ મ૦ આતમ લોક અસંખ્ય પ્રદેશી;

અવ્યા બાધ અનંતજી: વેદની વિનાસી સાયે સાદિ કર્ગ્યં મહંતજી. ૩ મ૦ મોહની ક્ષયથી ક્ષયક સમકિત, યથાખ્યાત ચારીત્રજી; વીતરાગતારમણો આયુ; ક્ષય અક્ષય થિતિ નિત્યજી. ૪ મ૦ પંચ દેહ અવગાહના આકૃતિ નામ વિલાજ અનુપજી, વર્ણ ગંધરસ ફાશ વરજિત; અંતિંદ્રિય સરૂપજી. ૫-મ૦ અગુરૂ લધુ ગુણ ગોત્ર અભાવે; નહી હળુવા નહી ભારજી; અંતરાય વિજયથી દાનદિક લબ્ધિ ભંડારજી. ૬ મ૦ ચેતન સમતાયે મુઝસતાં પરખી પ્રભુ પદ પામીજી; આરીસો કાટે અવરાણો મલ નાસે નિજ ધામજી. ૭ મ૦ સંગ્રહ નય જે આતમ સત્તા, કરવા એવં ભુતજી, ક્ષમાવિજય જિન પદ અવલંબિ; સુરનર મુનિ પુહુતજી. ૮ મ૦

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

જય જય મુનિસુવ્રત જગદીસ, વરસે વાણી ગુણ પાંત્રીસ; વારે ઘાતી સડતાળીસ, જેહથી પ્રગટેરે જેહથી પ્રગટે ગુણ એકત્રીસરે. ૧ મુનિંદા તુજ દેશનાં સુખ ખાણી, સુખ ખાણીરે મેં જાણીરે મુણિંદા; જેહથી લાજે સાકર પાણીરે. મુ. એતો ધર્મરાય પટરાણીરે મુ૦ આંકણી. એહનાં અંગ ઉપાંગ અનુપ, એહનુ મુખડું મંગળ રૂપ; એતો નવરસ રંગ સરૂપ; એહનાં પગલાંરે એહનાં પગલાંરે પ્રણમે ભુપંરે. ૨ મુ૦ એતો એક અનેક સ્વભાવ; એતો ભાસે ભાવ વિભાવ; એતો બોલે બહુ પ્રસ્તાવ; એતો ભંગીરે એતો ભંગી સત્ય બનાયરે. ૩ મુ૦ એતો નય ગરભિત અવદાત, એહનો તીર્થંકર પદ તાત; એ ચઉ પુષારથની માત; એહનાં સકળાંરે એહનાં સકળાં અર્થછે જાતરે. ૪ મુ૦ એહનો ત્રિહુ જગમાં ઉદ્યોત; છીપે રવિ શશિ દિપક જ્યોતિ; બીજા વાદી શુત ખદ્યાત; એતો તારેરે એતો તારે જિમ જળ પોતરે, ૫ મુ૦ એહને ગણધર કરે સિણગાર, એતો ધુરથી સદા બ્રહ્મચાર; એતો ત્રીપદીરે એતો ત્રીપદીનો વીસ્તારરે. ૬ મુ૦ એહથી જાતીનાં વયર સમાય; બયસે વાઘણી ભેળી ગાય. આવે સુર દેવી સમુદાય; એહને ગાવેરે એહને ગાવે પાપ પલાયરે. ૭ મુ૦ એહને વાંછે નરને નાર; એહથી નાસે કામ વિકાર; એહથી ઘર એથી ઘર મંગળ ચ્યાર; એતો મુની જીનરે એતો મુનીજીન પ્રાણ આધારરે. ૮ મુ૦

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

હળી લાવણ દેરાણી અરજ કરે છે એ દેશી—બીજમતીગારો ખાસો મુકું નપાસો; મુજને સમકીત વાસોહોવ પ્રારાણીના જાયા; સુરનર નાગિંદે ગાયા

મોહન મહીર કરીજે, આશ ધરીને આયા અહોનિશ સેવે; તેહને દીજે દીલાસા. ૧ વખારાણીના જાયા સુ૦ મુ૦ આંકણી. ઘર ઘર ભટકી લાજ ગમાવે, તે સેવક કુણ લેખેહો વ૦ પતીત પાવન જગ જીવન ઓષધી, સરિસ દરિસણ ઊવેખેહો વ૦ ૨ સુ૦ મો૦ કામ સનેહ કુદ્રષ્ટી રાગને છાંડી ગુણ રાગે ર૮ મંડીહો. વ૦ પ્રાણ તજે પણ પ્રીત ન છંડે; તેહની કીરતી અખંડીહો વ૦ ૩ સુ૦ મો૦ ક્ષેત્ર કાલાદિક કારણ દાખી; મુજને શું બોલાવોહે વ૦ પ્રણત મ્હારી સાધ્ય તુમ્હારી; અવસર એહ બનાવોહો વ૦ ૪ સુ૦ મો૦ ભુજલ યોગે અંકુર શકિત. પ્રગટ એહ નહી છાનોહો વ૦ ક્ષમાવિજય જીન કરૂણા લહરી અક્ષયલી લખ્ખ જાનોહો વ૦ ૫ સુ૦ મો૦

## અથ નેમનાથ જીનં સ્તવન.

અંતરથી અમ્હને આજ ગરવે ગીરધારી—એ દેશી. તોરણ આવિ કંત પાછા વળીયારે, મુજ ફુરકે દાહિણ અંગ તિણે અટકળીયારે. ૧. કુણ જોશી જોયા જોસ, યુગલ કુણ મિલીયારે, કુણ અવગુણ દીઠા આજ, જિણથી ટળીયારે. ૨, જાઓ જાઓરે સહિરો દુર, સ્યાને છોડોરે; પાતળીઓ સામળવા, વાલિમ તેડોરે. ૩. યાદવ કુળ તીલક સમાન, એમ ન કીજેરે, એક હાંસુ બીજી હાણી, કેમ ખમીજેરે. ૪. ઇહાં વાયે ઝંઝ સમીર, વીજળી ઝબકરે; બાપીઓ પીઉ પુકારા. હિયડું ચમકેરે. ૫. ડર પાવે દાદુર સોર, નદીઓ માતીરે; ધન ગર્જારવને જોર, ફાટે છાતીરે. ૬. હરિતાં શુક પહિરયાં ભુમી, નવરસ રંગેરે; બાવળીયા નવસાર હાર, પ્રીતમ સંગેરે. ૭. મેં પુરવ કીધાં પાપ, તાપે દાધીરે; પડે આંસુ ધાર સંવિખાધ, વેલડી વાધીરે. ૮. મુને ચઢાવી મેરૂ શીશ. પાડી હેઠીરે; કિમ સહવાયે મહારાય, વીરહ અંગીઠીરે. ૯. મુને પરણી પ્રાણઆધાર, સંયમ લેજ્યોરે; હું પતિવ્રતા છું સ્વામી; સાથી વહેજ્યોરે. ૧૦. એમ આઠ ભવાંરી પ્રીત, પ્રિઉડા પળશેરે; મુજ મનહ મનોરથ નાથ, પુરણ ફળશેરે. ૧૧, હિવે ચ્યાર મહાવ્રત સાર, ચુંદડી દીધીરે; રંગીલી રાજુલ નારી, પ્રેમે લીધીરે. ૧૨. મૈત્રાદિક ભાવના ચ્યાર, ચોરી બાંધીરે; દહી ધ્યાનાનળ સળગાયા, કર્મ્મ ઉપાધીરે. ૧૩. થયો રત્નત્રયી કંસાર, એકા ભાવેરે; આરોગે વરને નારી, શુદ્ધ સ્વભાવેરે. ૧૪. તજી ચંચળતા ત્રિક યોગ, દંપતિ મિલિયારે; શ્રી ક્ષમાવિજય જિન નેમ, અનુભવ ફળિયારે. ૧૫.

## અથ શ્રી શ્રીપાશ્ર્વનાથ જીન સ્તવન.

ઘોડીજી આઇ થારા દેશમાં મારૂજી—એ દેશી. પરમ પુરૂષ પરમાતમા સાહિબજી, પુરીસાદાણી પાસહો. શિવ સુખરા ભમર; થાશો વીનતી; સાહિબજી; અવસર પામી ઓળગુ; સા૦ સફળ કરો અરદાસહો. ૧. શિ૦ દોય નંદન મોહ ભુપરા; સા૦ તિણે કરયો જગ ધંધોલહો; શિ૦ દ્વેષ કરિ રાગ કેહરી, સા૦ તેહનાં રાણા સોળહો. ૨. શિ૦ મિથ્યા મુહતો આગળે, સા૦કામ કટક સિરદારહો; શિ૦ ત્રણ રૂપ ધરી તેહ રમે. સા૦ હાસ્યાદિક પરિવારહો. ૩. શિ૦ મોહ મહીપતી જોરથી; સા૦ જગ સઘળો થયો જેરહો; શિં૦ હરી હર સુરનર સહુ નમ્યા, સા૦ જકડી કર્મની ઘેરહો. ૪. શિ૦ ભવથિતિ ચોગતી ચોકમાં, સા૦ લોક કરે પોકારહો. શિ૦ આપ ઉદારથી થઇ રહ્યા, સા૦ ઇમ કીમ રહસ્યે કારહો. ૫. શિ૦ ક્ષપકશ્રેણેરી ગજ ઘટા. સા૦ હલકારો અરિહંતહો. શિ૦ નાણ ખડગ મુજ કર દિઓ. સા૦ ક્ષણમાં કરૂ અરીહંત. ૬. શિ૦ કરૂણા નયણ કટાક્ષથી, સા૦ રિપુદળ હોએ વિસારાળહો. શિ૦ ક્ષમા વિજય જિન સંપદા; સા૦ પ્રગટે ઝાકઝમાળહો. ૭. શિ૦

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

ઇમ ધન્નો ધણીને પરચાવે—એ દેશી. વીર જિણંદ જગત ઉપગારી. મિથ્યા ધામ નિવારીજી; દેશના અમૃત ધારા વરશી. પર પરણતી સવી વારીજી. ૧. વી૦ પંચમે આરે જેહનો શાસન, દોય હજારને ચ્યારજી; યુગ પ્રધાન સુરીસર વહસે, સુવીહિત મુની આધારજી. ૨. વી૦ ઉત્તમ આચારજ મુની અજજા. શ્રાવક શ્રાવીકા અછજી; લવણ જળધી માંહી મીઠો જળ, પીવે સીંગી મછજી. ૩. વી૦ દશ અછેરે દુષિત ભરતે, બહુ મત ભેદ કરાલજી; જિન કેવળ પુરવધર વિરહે, ફણી સમ પંચમ કાળજી. ૪. વી૦ તેહનો ઝહર નિવારણ મણી સમ, તુમ્હ આગમ તુજ બીંબજી; નિશિ દીપક પ્રવહણ જિમ દરીએ, મરૂમાં સુરતરૂ લુંબજી. ૫, વી૦ જૈનાગમ વક્તાને શ્રોતા, સ્યાદ વાદ શુચિ બોધજી; કળિ કાળે પણ પ્રભુ તુમ્હ શાસન, વરતે છે અવિરોધજી. ૬. વી૦ મ્હારે તો સુખમાંથી દુખમાં, અવસર પુણ્ય નિધાનજી; ક્ષમા વિજય જિન વીર સદાગમ, પામ્યો સિદ્ધી નીદાનજી. ૭. વી૦ ઇતી શ્રી જીનવિજય કૃત ચોવીશી સમાપ્ત.

---

# अथ श्री पद्मविजय कृत चोवीशि,



## અથ શ્રી રૂષભદેવ જીન સ્તવન.

અરણીક મુનીવર ચાલ્યા ગોચરી—એ દેશી. રૂષભ જીનેસર રૂષભ લંછન ધરૂ, કીધા જે સાત રાજયોજી; નિર લંછન પથને પામીયા. શિવપુરનો સામ્રાજ્યોજી. ૧. રૂ૦ અવ્યય અચળ અચિંત અનંત છે, અશરીરી અણાહારીજી; અવિનાશી શાસત સુખનો ધણી, પર પરણતી નીવારીજી. ૨. રૂ૦ જ્ઞાન અનંત અનંત દર્શન મયી, લોકા લોક સ્વભાવોજી; દેખે કર આલમ પરે પણ નહીં, રમતા જે પર ભાવોજી, ૩. રૂ૦ નિજ રૂપે રમણ કરતા સદા, સાદિ અનંતહ ભાંગોજી; અવ્યાબાધ અજર અજ જે થયા; પુદગળ ભાવ નિસંગોજી. ૪. રૂ૦ પુદગળ રહિતપણે સુખ ઉપનું, તે કીમ જીભે કહાયોજી; વર્ણાદિક નહી જાસ સ્વરૂપ છે, જોગાતીત જિન રાયોજી. ૫. રૂ૦ કરતા ભોકતારે નિજ ગુણનો પ્રભુ; અવગાહી નીજ ખેતોજી; અછે અનંતા નિજ ઠામે રહ્યા, ભીડી ન કોયને દેતોજી; ૬. રૂ૦ એ જીનવર ઉત્તર પદ રૂપ જે; પદ મને અવલંબીજેજી; તો પરભાવ કરમ દુરે કરી, ઠાકુર પદવી લીજેજી. ૭. રૂ૦.

## અથ શ્રી અજીતનાથ જીન સ્તવન.

સ્વામી શ્રી મંધર વીનતી—એ દેશી. અજીત જિન તુજ મુજ અંતરો; જોવતાં દીસે ન કોયરે; તુજ મુજ આતમ સારિખો, હાંરે સત્તા ધર્મથી હોયરે. અ૦ ૧. જ્ઞાન દર્શન ચરણ આદિ દેઇ, ગુણઅ છે જેહ અનંતરે; અસંખ્ય પરદેશ વળી સારિખા, અછે ઇણિ પરે તંતરે. અ૦ ૨. એટલો અંતર પણ થયો; હાંરે આવિર્ભાવતિરો ભાવરે; આવિર્ભાવે ગુણ નીપના; તીણે તુજ રમણ સ્વભાવરે, અ૦ ૩. રાગ દ્વેષાદિક વીભાવની; હાંરે પરણતિ પરભાવરે. ગ્રહણ કરતો કરે ગુણ તણો; હાંરે પ્રાણી એહ તિરો ભાવરે. અ૦ ૪. એહ અંતર પડ્યો તુજ થકી; હાંરે તેને મન ઘણું દુખરે. ભીખ માગે કુણ ધન છતે; હાંરે છતે આહાર કુણ ભુખરે. અ૦ ૫. તુજ અવલંબને આંતરો; હાંરે ટળે માહરે સ્વામરે. અચળ ~~અસંખ આતુર લહુ, હાંરે લહે નિરમળ ઠામરે.~~ અ૦ ૬. જે

અવેદી અખેદીપણે; અલેશીને અભોગીરે; ઉત્તમ પદવર પદમનો, હરિ થાયે ચેતન ભોગીરે. અ૦ ૭.

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

આવો મુજ મન મંદિર——એ દેશી. કયું જાનું કયું બની આબહી; શ્રી સંભવજીન રાજહો મિત; તુજ મુજ અંતર મોટકો, કિમ ભાજે તે આજહો મીત કયું૦ ૧. મુજ પ્રવર્તન જેહ છે, તે ભવ વૃદ્ધિનું હેત હો મીત; હું કર્તા કર્મજ તણો; કરિયે તે કર્મ એતહો,મીત. કયું૦ ૨. જીવ ઘાતાદિક કરણે કરી; કરણ કારણ ઇમ હોયહો મીત; અક્ષય પંચ પોષક સદા, કારક સંપરાણ જોય હો મીત કયું૦ ૩. ઇમ મનુજનો ભવ ભલો; હારીને સુણયે સ્વામીહો મીત; નરક નિગોદ વિષે ગયો, ખટકારક મુજ નામહો મીત. કયું૦ ૪. તે વિપરીત એ સાધીઆ, તુ કરતા શિb ઠાણહો મીત; કરીયે તે કારક કર્મ.તે, શુભ સેવન કરણેગુહો મીત. કયુ૦ ૫. દેઈ ઉપદેશ ભવી લોકને, દીધો કર્મને ત્રાસહો મી ત; કર્મ થકી અળગો થયો, સીદ્ધી વીષે ગયો ખાસહો મીત. કયું૦ ૬. ઇમ તુજ મુજ અંતર પડયો, કિમ ભાજે ભગવંતહો મીત; કયુ૦ પણ જાણું તાહરી પરે, સાધતાં ભાજેસે તંતહો મીત. કહિં૦ ૭. તવ કર્તા નિજ આથિનો; ભોક્તા પણ તસ થાયહો મિત્ત, તુજ મુજ અંતર સવિ ટળે, સવિ મંગળિક બની આયહો મિત. કયું૦ ૮. અજરામર તસ સુખ હોયે, વિલસે અનંતી રીદ્ધી હો મીત; ઉત્તમ ગુરૂ સેવા લહે, પદમવિજય ઇમ સિદ્ધિહો મીત. કયું૦ ૯.

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન.

તુમ્હે જોજયો જોજયોરે જંતને બજાવે તુમ્હે—એ દેશી. તુમ્હે જોજયો જોજયોરે વાણીને પ્રકાશે તુમ્હે. એ આંકણી. ઉઠે છે અખંડ ધ્વની, જોજને સંભળાય; નર તિરિય દેવ આપાણી, સહુ ભાષા સમજી નાય. ૧. તુ૦ દ્રવ્યા દિક દેખી કરીને, નય નીખેપે જુત્ત; ભંગ તણી રચના ઘણી, કાંઇ જાણે સહુ અદભુત. તુ૦ ૨. પય સુધાને ઇક્ષુ વારિ, હારી જાયે સર્વ; પાખંડી જન સાંભળીને, મુકી દીયે ગર્વ. તુ૦ ૩. ગુણ પાંત્રીસ અલંકરી, અભિનંદન જીન વાણી; સંસય છેદ મન તણા, પ્રભુ કેવળજ્ઞાને જાણી. તુ૦ ૪. વાણી જે નર સાંભળે તે. જાણે દ્રવ્યને ભાવ; નિશ્ચય ન વીવહાર જાણે, જાણે નિજ પરભાવ. તુ૦ ૫. સાધ્ય સાધન ભેદ જાણે. જ્ઞાનને આચાર; હેય ગેય ઉપાદેય જાણે, તત્વા તત્વ વિચાર. તુ૦ ૬. નરક સરગ અપવર્ગ જાણે, થિર અથિર પ્રમાદ; રાગ દ્વેષ અનુબાંધ જાણે, ઉત્સર્ગને અપવાદ. તુ૦ ૭. નિજ

સ્વરૂપને ઓળખીને, અવલંબે સ્વરૂપ; ચિદાનંદ ઘન આતમા તે. થાયે જિન ગુણ ભુપ. તુ૦ ૮. વિગુણીથી જીન ઉત્તમ કેરા, અવલંબે પદ પદમ; ની તે પરભાવ તજીને, પામે શિવપુર સદમ. તુ૦ ૯.

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

સાહેલડીની દેશી—પંચમ જગપતિ વંદિયે. સાહેલડીયાં; સુમતિ જીનેસર દેવ, ગુણ વેલડીયાં. સુમતી તણો દાયક પ્રભુ, સા૦ એહ શેવો નીત મેવ. ગુ૦ ૧. જહને જનમ મરણ નહી, સા૦ આર્તધ્યાન નવિ હોય; ગુ૦ દુરગતિ સનમુખ નવિ હોયે, સા૦ ભવ દુખ સામુ ન જોય. ગુ૦ ૨. રોગ શોગ નવિ એહને. સા૦ નહિ એહને સંતાપ; ગુ૦ એહની કરો ઉપાસના. સા૦ જાયે જેહથી પાપ. ગુ૦ ૩. અષ્ટ કરમ દળ છેદીને. સા૦ પામ્યા અવિચળ રાજ્ય, ગુ૦ રત્ન ત્રયી પરગટ કરી, સા૦ સુખ વિલસે આશ્ચર્ય, ગુ૦ ૪. જીન ઉત્તમ પદ પદમને, સા૦ શેવે સુખ નિરધાર; ગુ૦ જેહથી અક્ષય પદ લહે, સા૦ અવ્યાબાધ ઉદાર. ગુ૦ ૫.

## અથ શ્રી પદમપ્રભુ જીન સ્તવન.

દેશી રસીયાની—પદમ જિનેસર પદમ લંછન ભલુ, પદમની ઓપમ દેવાય; જિનેસર. ઉદકને પંકજ માંહિ જે ઉપનુ, ઉદક પંકે ન લેપાય. જિ૦ ૧. તિમ પ્રભુ કર્મ પંકથી ઉપના, ભોગ જળે વધ્યા સ્વામી; જિ૦ કર્મ ભોગ મ્હેલી અળગા રહ્યા, તેહને નમું શિર નામી. જિ૦ ૨. પ૦ બારે પરખદ આગળ તું દીયે, મધુર સ્વરે ઉપદેશ; જિ૦ સર દ્દષ્ટાંતે દેશના સાંભળે. નર તિરિ દેવ અસેસ. જિ૦ ૩. પ૦ રક્ત પદમ સમ દેહ તે તગતગે, જગ લગે રૂપ નિહાળ. જિ૦ ઝગમગે સમવસરણ માંહિ રહ્યા, પગ પગે રીદ્ધી રસાળ. જિ૦ ૪. પ૦ સુશીમા માતારે પ્રભુને ઉર ધરચા, પદમ સુપન ગુણ ધામ; જિ૦ ઉત્તમવિજય ગુરૂ સાહ્યે ગહ્યા, પદમવિજય પદમ નામ. જિ૦ ૫. પ૦,

## અથ શ્રી સુપારસ્વ જીન સ્તવન.

તુંગિયાગિરી શિખર સોહે—એ દેશી. શ્રી સુપાસ જિણંદ તાહરૂ. અકળ રૂપ જણાયરે; રૂપાતીત સ્વરૂપવંતો. ગુણાતીત ગુણ ગાયરે. ૧. કયુંહિ કયુંહિ કયુંહિ કયુંહિ, તારનારો તુંહિ કિમ પ્રભુ; રીદયમાં ધરી લોકરે, ભવ સમુદ્રમાં તુજ તારે, તુજ અભિધા ફોકરે. કયું૦ ૨. નીરમાં ઘૃતિ દેખી તરતી, જાણીયો મ્હે સ્વામરે, તે અનિલ અનુભાવ જિમ તિમ, ભવિક તાહરે નામરે. કયું૦ ૩, યુંહિ યુંહિ યુંહિ યુંહિ. આ;જેહ તનુમાં ધ્યાન ધ્યાયે; તા-

હરૂ તસ નાશરે; થાય તનુનો તેહ કિમ પ્રભુ, એહ અચરિજ ખાસરે. કયું૦ ૪. વિગ્રહને ઉપસમ કરે તે, મધ્ય વરતી હોયરે, તિમ પ્રભુ તુમ્હે મધ્ય વરતી, કલહ તનું શમ જોયરે. કયું૦ ૫. તુમ પ્રમાણ અનલ્પ દીસે, તે ધરી હૃદી ભવ્યરે; ભાર વિનું જિમ શીઘ્ર તરિયે; એહ અચિરજ નવ્યરે. કયું૦ ૬. મા હા પુરૂષ તણો જે મહિમા, ચિંતવ્યો નવિ જાયરે, ધ્યાન ઉત્તમ જિન રાજ કેરો, પદમવિજય તિણે ધ્યાયરે. કયુ૦ ૭.

## અથ શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન.

ધાણરા ઢોલા—એ દેશી. ચંદ્રપ્રભુ જિન આઠમારે, પામ્યા પુર્ણ સ્વ ભાવ, જિનવર ધ્યાવો; પુર્ણતા મુજ પ્રગટ થવારે, છો નિમીત નિ:પાવ. ૧. જિ૦ ધ્યાવો ધ્યાવોરે ભવીક જીન ધ્યાવો; પ્રભુ ધ્યાતાં ધ્યાન પલાય; જિ૦ પર ઉપાધીની પાર્ણતારે, જાચીત મંડન તેહ; જિ૦ જાત્ય રત્ન સમ પુર્ણતારે, પુ- ર્ણતા સુભ રેહ, જિ૦ ૨. કલ્પનાથી જે અતાત્વિકીરે; પુર્ણતા ઉદધિ કલ્લોલ; જિ૦ ચિદાનંદ ઘન પુર્ણતારે; સ્તિમિત સમુદ્રને તોલ. જિ૦ ૩, પુર્યે માન હાનિ લહેરે, અસંપુર્ણ પુરાય; જિ૦ પુર્ણાનંદ સ્વભાવ છેરે; જગદદભુતનો દાય. જિ૦ ૦. પુર્ણાનંદ જિણંદનેરે, અવલંબે ધરી નેહ; જિ૦ ઉત્તમ પુર્ણતા તે લહેરે; પદમવિજય કહે એહ, જિ૦ પુ.

## અથ શ્રી શુવીધી નાથજીનું સ્તવન.

મન મોહનારે લાલ—એ દેશી. સુવીધી જીનેસર સાહીબારે; મન મો હનારે લાલ, સેવો થઇ થીર થોભરે; જગ સોહનારે લાલ; સેવા નવી હોયે અ- ન્યથારે. મ૦ હોયે અથિરતાયે ક્ષોભરે. જ૦ ૧; પ્રભુ સેવા અંબુદ ઘટારે, મ૦ ચઢી આવી ચિત્ત માંહીરે; જ૦ અથીર પવન જબ ઉલટેરે; મ૦ તબ જાયે વિલઇ ત્યાહીરે. જ૦ ૨. પુંશ્ચલા શ્રેય કરી નહીરે. મ૦ જીમ સીદ્ધાંત મઝારરે; જ૦ અથીરતા તીમ ચીતથીરે; મ૦ ચીત્ર વચન આકારરે જ૦ ૩. અંત:કરણે અથિરપણુંરે, મ૦ જો ન ઉધર્યું મહા સલ્યરે જ૦ તો શ્યો દોષ સેવા તણોરે મ૦ નવી આપે ગુણ દિલ્લરે. જ૦ ૪. તીણે સીદ્ધમાં પણ વાં- છાંછીયોરે; મ૦ થીરતા રૂપ ચરિત્તરે. જ૦ જ્ઞાનદર્શન અભેદથેરેરે; મ૦ રત્ન ત્રયી ઇમ ઉત્તરે. જ૦ ૫. સુવધ્રી જીન સીદ્ધી વરચારે; મ૦ ઉત્તમ ગુણ અ- નુપરે; જ૦ પદ્મવીજય તસ સેવથીરે; મ૦ થાયે નીજ ગુણ ભુપરે. જ૦ ૬.

## અથ શ્રી શીતલજીનુ સ્તવન.

અહ્ય ઘર માંડવ સીઆલોએ—એ દેશી, શીતલ જીન પતી સેવીયેએ;

શીતળતાનો કંદ; સાહિબ શિવ સુખ કરૂએ; પ્રતી પ્રદેશ અનંત ગુણાએ, પરગટ પુરાણાનંદ. સા૦ ૧; એક પ્રદેશે નભ તણોએ, દેવ સમુહ સુખ વ્યાપી; સા૦ ત્રણ કાળ ભેળું કરીએ. અસન કલપનાયે થાપિ. સા૦ ૨. ઇમિ આકાશ પ્રદેશ જેએ, લોકા લોકના તેહ. સા૦ થાપતાં સંપુર્ણ હોઇએ, અનંત ગુણું એમ એહ. સા૦ ૩. તે સુખ સમુહ તણો વળીએ, કીજે વર્ગ ઉદાર; સા૦ તેહનો વર્ગ વળી કરે;એ, એમ વર્ગ કરો વારંવાર. સા૦ ૪. અનંત વર્ગ વર્ગે કરીએ; વર્ગીત સુખ સમુદાય; સા૦ અવ્યાબાધ સુખ આગલેએ, પાણ્ અતી ઊત્તમ થાય સા૦ ૫. મ્લેછ નગર ગુણ કિમ કહેએ; અન્ય મલેછ પુર તેહ; સા૦ તિમ ઓપમ વિણ કિમ કહુંએ. શીતળ જીન સુખ જેહ. સા૦ ૬. આવશ્યક નિરયુક્તિયએ, ભાખ્યો એ અધીકાર; સા૦ કરતાં સિદ્ધી ભણી તિહાંએ, ઉત્તમ અતિ નમસ્કાર. સા૦ ૭ એમ અનોપમ સુખ ભોગવોએ, જીન ઉત્તમ મહારાજ; સા૦ તે શીતળ સુખ જાચીયેએ, પદ્મવીજય કહે આજ, સા૦ ૮.

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનુ સ્તવન.

વારી હું ગોડી પાસજી એ દેશી—શ્રીશ્રેયાંસ જિણંદની, અદભુત તાન કહાય; મોહન સંજમ ગ્રહિ કેવળ લહિ; શૈલેશીયે સુહાય મોહન. ૧ શ્રી૦ શુષિ પુરાણથી હીનતા, યોગ નિરોધને કાળ. મો૦ હોય ત્રિભાગ અવગાહના વિછંડી કર્મ જંજાળ. મો૦ ૨ શ્રી૦ વાચ્ય નહી સંઠાણથી, તેણે અનિશ્ચિત સંઠાણ; મો૦ પ્રદેશાંતર ફરસ્યા વિના, પામ્યા લોઅગ ઠાણ. મો ૩ શ્રી. પ્રથમ સમય અનંતર કહ્યા; પછે પરંપર સિદ્ધ; મો૦ વેતાસવિજગ ભાવનો પાણ કોઇ પયથ્યે નગિદ્ધ; મો૦ ૪ શ્રી૦ ચિદાનંદ નીત ભોગવો; સાદિ અનંત સ્વરૂપ, મો૦ જન્મ જરા મરણે કરી; નવિ પડવું ભવ કુપ; મો ૫ શ્રી૦ મોહક્ષીયી પણ તાહરા; ગુણવાન સમથ્થ; મો૦ પણ જ્યુંશિ શુ સાગર મવે, વિતરણ કરી નિજ હથ્થ. મો૦ ૬ શ્રી૦ તિણે જિનવર ઉત્તમ પ્રીતે, વીનતી કરીએ એહ. મો૦ જિન પદ પદમ સેવક ભણી; દીજે શિવ સુખ નેહ. મો૦ ૭ શ્રી૦

## અથ શ્રી વાશુપુજ્ય જીન સ્તવન.

પ્રથમ ગોવાળા તણે ભવેજી એ દેશી—વાસવ વંદિત વંદિયેજી; વાસુપુજ્ય જિન રાય માનુ અરૂણ વિગ્રહ કરયોજી; અંતત રિપુ જયકાર. ૧ ગુણા કર અદભુ તહ્મારીરે વાત, સુણતાં હોય સુખ સાત, ગુ૦ અંતર રીપુ ક્રમ

જય કરયોજી. પામ્યો કેવળજ્ઞાન; રોલે શીકરણે દલ્યાંજી; શેષ કરમ સુહઝાણ, ણ. ગુ૦ ૨ બંધન છેદા દિક થકીજી; જઈ ફરસ્યો લોક અંત; જિહાં નિજ એક અવગાહના; તિહાં ભવ મુકત અનંત- ગુ૦ ૩ અવગાહના જે મુળછે જી; તેહમાં સિદ્ધ અનંત; તેહથી અસંખ ગુણા હોયેજી; ફરસિત જીન ભગવંત. ગુ૦ ૪ અસંખ પ્રદેદ અવગાહનાજી, અસંખ્ય ગુણા તિણે હોયે; જ્યોતિમા જ્યોતિ મિલ્યા પરેજી, પણ સંકીર્ણ ન કોય. ગુ૦ ૫ સિદ્ધ બુદ્ધ પરમાતમાજી; આધિ વ્યાધિ કરી દુર; અચલ અમલની કલંક તુંજી, ચિદાનંદ ભરપુર. ગુ૦ ૬ નીજ સ્વરૂપ માંહિ રમેજી, ભેળા રહત અનંત પદમવિજય તે સિદ્ધતુંજી; ઉત્તમ ધ્યાન ધરંત. ગુ૦ ૭

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

ગુણ હવિલા મંગલીક માળા એ દેશી—વિમળ જીનેસર વયણ સુણીને; વિમળતા નિજ ઓળખાણીરે, પુદગલ તત્વાદિક ભિન્ન સત્તા; સિદ્ધ સમાન પીછાણીરે વા૦ ૧ પુદગલ સંગથી પુદગલ મયનીજ ખીંર નીર પરે અપારે એતા દિન લગે એહીજ ભ્રાંતિ, પુદગલ અપ્પા થપ્યારે; વી૦ ૨ માનું અબ મેં વાણી સુણીને, નીજ આતમ રીદ્ધી પાઈએ. ગૃહ અંતર ગત નીધી બત લાવત; લહે આણંદ સવાઈરે. વી૦ ૩ અપ્પા લહ્યા ત્યું દેહને અંતરે ગુણ અનંત નિધાનરે, આવારક આચાર્ય આવરણ, જાણ્યા ભેઅ અમાનરે વી૦ ૪ સીદ્ધ સમાન વીમળતા નીજતે, કરવા પ્રગટ સ્વભાવરે, વીમળ જીન ઉત્તમ આલંબન, પદમવીજય કરે દાવરે વી૦ ૫

## અથ શ્રી અનંતનાથ જીન સ્તવન.

વીમળજીન વીમળતા તાહરીજી એ દેશી—અનંત જીન જ્ઞાન અનંતા જી; મુજથી કેમ કહેવાય; અનંત આગમ માંહી તોળીઆજી, એ ખટ પયસ્થ જીન રાય. અ૦ ૧ જીવ૧ પુદગલ,૨ સમય,૩ એ ત્રીહુજી, દ્રવ્ય;૪ પરદેશ૫ પરયાય,૬ થોડલા જીવ પુદગળ તીહાંજી; અનંત ગુણાહ ઠરાય. અ૦ ૨ અનંત ગુણ તે જરા એકછેજી, અનંત ગુણ કમગતાસ, બંધને મુકત ભેળા વળીજી; તીણે અનંત ગુણી રાશ. અ૦ ૩ અનંત ગુણ સમય તેહથી કહ્યા જી; સાંપ્રત સમય સહુ માંહી; વ્યાપીઓ તીણે તેહથી વળીજી, દ્રવ્ય અધીકા કહ્યા ત્યાંહી. અ૦ ૪ જીવ પુદગલાદી પ્રક્ષેપથીજી; થાયે અધીકા એમ તેહ; છે પરદેશ અનંત ગુણાજી; નભ પરદેશે કરી એહ. અ૦ ૫ શ્રેણી અનાદી અનંતમોજી; થાય ઘન નભ પરદેશ, કાળનાં ઘન નવી હોયેજી; તીણે અનં-

ત ગુણ પરદેશ. અ૦ ૬ તેહથી અનંત ગુણ પજજવાજી; અગુરૂ લહુ પજ ય અનંત; એક પરદેશ વીશે ભાખીઆજી. થાય સમુદાય કરંત; અ૦ ૭ અ નંતા જીન કેવળજ્ઞાનમાંજી; દેખતા નીતુ પરતક્ષ; જીનવર ઉત્તમ મહેરથીજી; પદમને પાણ હોય લક્ષ. અ૦ ૮

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

દેશી બિંદલીની છે—શ્રી ધર્મજીનેસર દેવા; બીજાની ન કરૂ હેવાહો; સાહીબ અરજ સુણો; તેતો કાચ શકલને જેહવા; તું ચિંતામણી દુખ હરેવા- હો. સા૦ ૧ તે નવી લહ્યા આપે ધર્મ; તસ શેવા કીમ દીયે સર્મહો. સા૦ તુંતો ધર્મ તણો અધીકારી. ધરમી જનને સુખકારીહો. સા૦ ૨ નીજ જેહ અ નંતા ધર્મ; કરયા પરગટ છંડી કર્મહો; સા૦ મુજ પણ જે ધર્મ અનંતા; પ્રગટ કરવા કરૂ ચિંતાહો, સા૦ ૩ તસ તું પ્રભુ કારણ મીળીઓ.; હવે તરિઓ ભવ જળ દરીઓહો; સા૦ તુજ મુરતી સુરત માંહી; મનોહર દીઠી ઉછાંહીહો; સા૦ ૪ તેહથી તુજ પ્રત્યય આવ્યો; જીન ઉત્તમ ભાવે ભાવ્યોહો, સા૦ કહે પદ્મવિજય પ્રભુ સેવા કરવા અક્ષય પદ લેવાહો સા૦ ૪ સા૦ ૫

## અથ શ્રી શાંતીનાથ જીન સ્તવન

હારે માહારે ચોવનીયાનો ભટકો દહાડા ચારજો એ દેશી—હારે મહારે શાંતી જીનેસર અલવેસર આધારજો; લેઇ દિક્ષા દીયે શિક્ષા ભવીજન લોકને રેલો હાં૦ પામી જ્ઞાન ધરી શુભ ધ્યાન અનંતજો; ત્રણ ભુવન અજુવાલે ટા લે શોકનેરેલો. હાં૦ ૧ સલેશીમાં થઇ અલેશી સ્વામીજો; નીજ સતાનો ભો ગી શોકી નહી કદારેલો હાં૦ ગુણ એકત્રીસ જગીશ અતિ અદભુતજો; પ્ર- ગટ થયા અવગુણ ગયા સવી સાદી સદારેલો હાં૦ ૨ ગત આકાર શ્રીકાર સ્વરૂપ ગુણ પાંચજો; વરણ વિચીત્ર અતીતથી ગુણ પાણ પામીઆરેલો હાં૦ દોય ગંધ સંબંધ ટલ્યાથી દોયજો; અરસ સરસથી ગુણરસ પણ પ્રભુ વાંમી યારે લો હાં૦ ૩ ફરસ અરસથી ગુણ લહ્યા અષ્ટજો; ત્રણ વેદનો ખેદ પ્રભુ દુરે કરયોરેલો હાં૦ અશારીરી અસંગીવરી અરૂહજો; એકત્રીસ ગુણ વરીઓ ભવ દરીઓનિસ્તરયોરેલો હાં૦ ૪ પામ્યા સિદ્ધ સરૂપ અનુપજીણંદજો. તીમ સેવકના કારક તારક ભવ તણોરેલો હાં૦ જીન ઉતમ વરગુણ ભરપદ કજ નીતજો પદમવિજય કહે ભાવો ભાવે ભવીજનારેલો ૫.

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન.

સઇયાં મોહીરે આંદલીઓ ઉદ્યોત મધ્ય મધ્ય રાતમારે એ દેશી—જી

નશ્ચ મોરારે રાત દીવશ નીત સાંભરેરે; દેખી તાહરૂ રૂપ લાલ, લાલ ગુલાબ આંગી બનીરે; તુજ ગુણ જ્ઞાનથી માહરૂરે; જાણ્યુ શુદ્ધ સ્વરૂપલાલ લા૦ ૧ જી૦ તેહ સ્વરૂપને સાધવારે; કીજે જીનવર સેવલાલ દ્રવ્ય ભાવ દુભેદથીરે દ્રવ્યથી જીમ કરે દેવ લાલ લા૦ જી૦ ૨ મોગર માલતી કેવડારે લ્યો માહારા કુંથુજીનને કાજલાલ; લાખેણારે ટોડર કરીરે, પુજો શ્રીજીનરાજલાલ લા૦ ૩ જિ૦ કેસર ચંદન ધુપાણારે; અક્ષત નૈવેદનીરેલાલ, દ્રવ્યથી જીનની પુજા કરેરે; નીરમલ કરીને શરીરલાલ લા૦ ૪ જી૦ દ્રવ્યથી ઇમ જીન પુજા કરીરે ભાવથી રૂપાતીત સ્વભાવલાલ ની:કર્માને નીશંતારે, ની:કામીવેદ અભાવલાલ લા૦ ૫ જી૦ આવર્ણ સવી થયા વેગલારેલાલ ઘાતી અઘાતીસ્વરૂપલાલ બંધ ઉદયને સતા નહી નીજ ગુણના થયા ભુપલાલ લા૦ ૬ જી૦ મુજ આતમ તુજ સારીખોરે; કરવાને ઉજમાલ લાલ તે જીન ઉતમ સેવથીરેપદ્મને મંગલ માલલાલ લા૦ ૭ જી૦

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

ઘડી એક ઘોને રાણી સુંબરો એ દેશી—શ્રી અરનાથજી સાંભળો સેવકની અરદાસ; ભવ અટવી માંહી હું ભમ્યો બંધાણો મોહપાસ; શ્રી૦ ૧ મોહરાયના રાજમાં બહુલુ કટક જાણાય, મિથ્યા મહેતો તીહાંઅછે મંત્રીકુબુધ કહાય શ્રી૦ ૨ અભગા સીપાઇ અતી ઘણા, કહેતાં નાવે પાર; તોપણ અધીકારી તણા, નામ કહુ નીરધાર શ્રી૦ ૩ ક્રોધ માયા લોભ માનતે મુકે ન માહરા સંગ,મુજ પાણ તેહ છે વાહલા, નવી મુકુ રંગ શ્રી૦ ૪ રાગ દ્વેષ દોય મલવલી બાંધ્યા બાંહીમરોડ, હવે પ્રભુ તુમ્હ આગલ રહી, વીનતી કરૂ કરજોડ; શ્રી૦ ૫ બંધન માંહીથી છોડવો; ઉતારો ભવપાર; હરીહર દેવ સેવ્યા ઘણા; નવી પામ્યો હું સાર, શ્રી૦ ૬ સહસ વદન નસ્તવીસકે તુજ ગુણ અગમ અપાર, જીમ રયણાકર રત્નનો નવી વીલસે પાર. શ્રી૦ ૭ આચારીજ પંડીત ઘણા, સત્યવિજય ગુરૂરાય, કપુરવીજય તસ પાટવી, ભવીજનને સુખ થાયશ્રી. ૮ ખીમવીજય તસ પાટવી. જીનવીજય સુપસાય પંડીત ઉતમવિજયનો પદ્મવીજય ગુણ ગાય શ્રી. ૯

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

પાંચમે મંગલવાર પ્રભાતે ચાલવુંરેલો એ દેશી—સાહીબા મલી જીને સરનાથ અનાથ તણો; ધણીરેલો સા૦ વસ્તુ સ્વભાવ પ્રકાશક ભાશક દિનમણીરેલો સા૦ ધરમ અનંતા સુખ દેતાં પરગટ થયોરેલો સા૦ વસ્તુ સરવ પર્યવસભાખી જીન ગયારેલો સા૦ ૧ યુગપદ ભાવીને ક્રમ ભાવી પર્યવ કહ્યા

રેલો સા૦જ્ઞાનાદિક યુગપદ ભાવીપણે સંગ્રહ્યારેલો સા૦ નવ જીરણાદિક થાય તે ક્રમ ભાવી સુણીરેલો સા૦ શબ્દ અરથથી તે પણ દીવીધપરે સુણીરેલો સા૦ ૨ ઇંદ્ર હરી ઇત્યાદિક શબ્દ તણા ભલારેલો સા૦ જે અભીલાપ્ય નહી તે અર્થ પર્યવ કલારેલો સા૦ તે પણ દ્વીવીધ કહીજે સ્વપરભેદ કરીરેલો સા૦ તે પણ સ્વભાવીકે આપેક્ષીકથી વરીરેલો સા૦ ૩ સર્વ અતીત અનાગત સાંમત કાલથીરેલો સા૦ ઇત્યાદીક નીજ બુધે કરી સભાળથીરેલો, સા૦ સમ કાલે ઇમ ધરમ અનંતા પામીયેરેલો. સા૦ તે સહી પરગટ ભાવથી તુમ્હ શીર નામીયેરેલો. ૪ સા૦ ખટ દરવ્યના જે ધરમ અનંતા તે સવેરેલો. સા૦ નહી પરછન સ્વભાવ અભાવ મુજ સંભવેરેલો. સા૦ પુષ્ટા લંબન તુંહી પ્રગટપણે પામીયેરેલો. સા૦ હું પણ હવે તુજ રીતે થવાને કામીયેરેલો. ૫ સા૦ મલ્લીનાથપરે હરતી મલ થઇ જુજરાુરેલો સા૦ તસપરે ઉતમ સીસને મેહેરથી નીરખીએરેલો સા૦ પદ્મવીજય કહેતો અમહે ચીતમાં હરખીએરેલોશા૦ ૬

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

સાબરમતીએ આવીસા ભરપુરજો ચારેન કાંઠરે માતા રમી વલ્યારે એ દેસી—ગરબાની છે, પરમાનંદન વંદન કરીએ નીત્યજો, સ્યાદ વાદ સૈલીજ અભીધા સુચવેરે, લોકાલોકને જાણે તીણે મુની હોયજો એ ગુણથી મુજ મનમાં હઠથી રૂચવેરે ૧ મત્યાદીક ચઉનાણ અભાવથી જાસજો. કેવલજ્ઞાન તે સુરજ ઉગ્યો જેહુનેરે કટવી વરે કરી સુરજ કીરણે મકાશજો. મંગ્રાતરથી આવ્યો જન કહે તેહુનેરે. ૨; વાતાયન પરમુખનો કહે છાણી પરકાશજો; પણ સુરજનો નવી કહે ઇણીપરે જાણીએરે. કેવલજ્ઞાન પ્રકાસે ક્ષયોપશમ નામજો. મત્યાદીકથી ભવીજન મનમાં આણીએરે. ૩ વાતાયન પરમુખ કીધા શવી દુરજો; તવ કહેવાય સુરજનો પરકાશ છેરે તીમ આવરણ ગયાથી ઇમ કહેવાય જો કેવલજ્ઞાને ત્રણ ભુવન આભાશછેરે. ૪ અથવા સુરજ ઉગે પણ નવી જાયજો, ગ્રહણ તારા પણ પરવર્તન તશ નથીરે તીણીપરે સતા મત્યાદીકની જાણજો; પણ પરવર્તન નહી તસ કેવલજ્ઞાનથીરે૫ ઉતમ વ્રત પાલ્યાથી સુવ્રત નામજો; જ્ઞાન ક્રીયા ઇમ નામે જેહને પામીએરે, જ્ઞાન ક્રીયાથી મોક્ષ હોએ નીરધારજો તે શાધી શીવ પામ્યા તુમ્હ શીર નામીએરે ૬ જ્ઞાન માંહી દરશાન તે અંતર ભુતજો; શાધન રૂપ ટળીને સાધ્યપણું થઇરે રત્નત્રયી જીનવર ઉતમને નીત્યજો, પદમવીજય કહે ભજતાં આપદ શવી ગઇરે ૭.

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

મુગટ બન્યો માહાવીરનોજો એ દેશી—નિત નમિયે નમિ જિનવરૂજો; જે એક અનેક સ્વરૂપજો; નિત્ય અનિત્યપણે વલીજો, જેહના ગુણ અતિ અદભુતજો. નિ૦ ૧ અવયવી અવયવ રૂપછેજો, જે અસ્તિ નાસ્તિ સ્વભાવજો; વલી ગુણાતીતને જે ગુણીજો, રૂપા તીત સ્વરૂપી ભાવજો. નિ૦ ૨ વ્યય ઉત્પતિ ધરૂવ જેહછે જો, જે વેદી અવેદી વિચારજો; ભિન અભિનપણે કરીજો, નિત્ય ભોગવે સુખ શ્રીકારજો. નિ૦ ૩ કરતા અકરતા જેહછેજો, વલી ભોક્તા અભોક્તા જેહજો; સક્રિય અને અક્રિય વલીજો પરિણામ ઇતર ગુણ ગેહજો. નિ૦ ૪. યોગાતીત યોગીસરૂજો, વર્ણાતીતને તદ વંતજો; સ્યાદવાદ એણિપરે કરીજો, તું સિદ્ધ સ્વરૂપ ભગવંતજો. નિ૦ ૫. ઇમ જિનવરન ઓળખીજો, જેથીર મન કરી સેવેજો; ઉત્તમ ભવિ જન તે હોવેજો, કહે પદ્મવિજય પોતે દેવજો. નિ૦ ૬.

## અથ નેમનાથ જીન સ્તવન.

સુણ ગોવાલણી ગોરસડાવાળીરે ઉભી રહેને—એ દેશી. સામળીયાલાલ તોરણથી રથ ફેર્યો કારણ કહેને, ગુણ ગિરૂઆ લાલ મુજને મુકી ચાલ્યા દરિસણ દ્યોને. આંકણી. હું છું નારી તે તમારી, તુમ્હેસેં પ્રિતી મુકી અમ્હારી; તુમ્હે સંયમ સ્ત્રી મનમાં ધારી. સા૦ ૧. તુમ્હે પસુ ઉપર કિરપા આણી, તુમ્હે માહરી વાત ન કો જાણી, તુમ્હ વિણ પરણું નહી કો પ્રાણી. સા૦ ૨. આઠ ભવાની પ્રીતલડી, મુકીને ચાલ્યા રોતલડી; નહી સજ્જનની એ રીતલડી. સા૦ ૩. નવી કીધો હાથ ઉપર હાથે, તો કર મુકાવું હું માથે. પણ જાવું પ્રભુજીની સાથે. સા૦ ૪. ઇમ કહી પ્રભુ હાથે વ્રત લીધો, પોતાનો કારજ સવિ કીધો; પકડ્યો મારગ એણે શિવ સીધો. સા૦ ૫. ચોપન દિન પ્રભુજી તપ કરીઓ, પાણ પન્ને કેવળ વર ધરીઓ; પાણ સત છતિસસુ સીવ વરિઓ. સા૦ ૬. ઇમ ત્રણ કલ્યાણક ગિરનારે, પામ્યો તે જિન ઉત્તમતારે; જો પાદ પદ્મ તસ શિર ધારે સા૦ ૭.

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

આઘા આમ પધારો પુજ્ય, અમ ઘર વોહોરણ વેળા—એ દેશી. પરવાદી ઉલુકો પરિ હરી સમ; હરિ શેવે જસ પાયા; હરીતવાને પ્રભુની ગતિ ગજ સમ, હરી સેવે જસ પાયા, ૧. પ્રભુજી મહેર કરી મહારાજ કાજ આજ મુજ સારો. ૧ જિમ ઉષધીપતી દેખી મનમાં, કૌસીક આણંદ પામે,

તિમ પ્રભુ વક્ત્ર તે દ્વિજપતિ દેખી, કૌસિક આણંદ પામે. પ્ર૦ ૨. જિમ ઓષધીપતી દેખી મનમાં, સચ્ચ કોર પ્રીતી પામે; તિમ પ્રભુ વક્ત્ર તે દ્વિજ પતિ દેખી, સચ્ચકોર પ્રીતી પામે. પ્ર૦ ૩. જિમ રોહીણીપતિ જગમાં જાણો, શિવને તીલક સમાન; પ્રભુ મોક્ષ ખેત્ર શોભાકારી, વળી શિવને તિલક સમાન. પ્ર૦ ૪. જિમ રાજા ઝળઝળતો ઉગે; નિજ ગોથીતમ ટાળે; તિમ પ્રભુ સમવસરણ બેશીને, નિજ ગોથીતમ ટાળે. પ્ર૦ ૫. જિમ સિત રૂચી નભમાં ઉગીને, કુવલય કરે ઉલ્લાસ; તિમ જિનવર જગમાં પ્રગટીને, કુવલય કરે ઉલ્લાસ. પ્ર૦ ૬. નિસા પતિ જબ ઉગે હોયે. પુણ્ય સમુદ્ર વૃદ્ધિકારી; શંભાણુ પાસ પદ પદ્મની શેવા પુણ્ય સમુદ્ર વૃદ્ધિકારી. પ્ર૦ ૭.

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

ગિરૂઆરે ગુણ તુમ તણા—એ દેશી. વીર જિણેસર પ્રણમું પાયા, ત્રિશલાદેવી માયારે; સિદ્ધારથ રાજા તસ તાયા. નંદીવરદ્ધન ભાયારે. ૧. વી૦ લેઈ દીક્ષા પરિસહ બહુ આયા, ખમ દમ સમણ તે જાયારે; બાર વર્ષ પ્રભુ ભુમિ ન ઠાયા. નિંદ્રા અલપ કહાયારે. વી૦ ૨. ચંડકૌશિક પ્રતિબોધન આયા. ભય મનમાં નવિ લાયારે; ત્રણ પ્રકારે વીર કહાયા. સુરનર જસ ગુણ ગાયારે. વી૦ ૩. જગત જીવ હિતકારી કાયા, હરિ લંછન જસ પાયારે; માન ન લોભ વળીઅ કસાયા. વિહાર કરે નિરમાયારે. વી૦ ૪. કેવળજ્ઞાન અનંત ઉપાયા, ધ્યાન શુકલ પ્રભુ ધ્યાયારે; સમોસરણે બેશી જિનરાયા, ચઉવિહ સંઘ થપાયારે. વી૦ ૫. કનક કમળ ઉપર ઠવે પાયા, ચઉવિહ દેશન દાયારે; પાંત્રીસ ગુણ વાણી ચઉરાયા, ચોત્રીસ અતિસય પાયારે. વી૦ ૬. સેલેશીમાં કર્મ જલાયા, જયત નિશાણ વજાયારે; પંડિત ઉત્તમવિજય પસાયા, પદ્મવિજય ગુણ ગાયારે. વી૦ ૭. ઇતી શ્રી પદ્મવિજયજી કૃત ચોવીશી સમાપ્ત.

---

# अथ श्री ज्ञानविमळजि कृत चोवीशि,



## અથ શ્રી રૂષભદેવ જીન સ્તવન.

ઢાળ લલનાની—આદિ કરણ અરીહંતજી, ઓળગડી અવધાર લલના.

પ્રથમ જિનેસર પ્રણમીએ, વંછિત ફળ દાતાર. લ૦ ૧. આ૦ ઉપગારી અવની તળે, ગુણ અનંત ભગવાન; લ૦ અવિનાશી અક્ષય કળા, વરતે અતિશય નીધાન. લ૦ ૨. આ૦ ગૃહવાસે પણ જેહને, અમૃત ફળ આહાર લ૦ તે અમૃત ફળને લહે, એ યુગતુ નિરધાર. લ૦ ૩. આ૦ વંશ ઇક્ષાંગ છે જેહનો, ચઢતો રસ સુવિસેષ; લ૦ ભરતાદિક થયા કેવળી, અનુભવ રસ ફળ દેખ. લ૦ ૪. આ૦ નાભીરાયા કુળ મંડણો, મરૂદેવી સર હંસ; લ૦ રૂષભદેવ નિતુ વંદીયે, જ્ઞાનવિમળ અવતંસ. લ૦ ૫. આ૦

## અથ શ્રી અજીતનાથ જીન સ્તવન.

પુણ્ય પ્રસંસીયે—એ દેશી. અજીત જિણંદ દયા કરો; આણી અધીક પ્રમોદ; જાણી શેવક આપણો, સુણીયે વચન વિનોદરે, જિનજી શેવના. ૧. ભવ ભવ તાહરી હોજોરે, એ મન કામના. આંકણી. કર્મ શત્રુ તુમે જીતીઆ, તિમ મુજને જીતાડ; અજિત થાઉં દુશમન થકી; એ મુજ પુરો રૂહાડરે. જિ૦ ૨. જિતશત્રુ નૃપ નંદનો. જીતે વયરી એહ; અચિરજ ઇહાં કાણી કો નહી, પરીણામે ગુણ ગેહરે. જિ૦ ૩. સકળ પદારથ પામીયે, દીઠે તુમ દીદાર; સોભાગી મહિમા નીલો. વિજયામાત મલ્હારરે. જિ૦ ૪. જ્ઞાનવીમળ સુપ્રકાશથી, ભાસીત લોકા લોક; શિવસુંદરીના વાલહા. પ્રણમે ભવિજન થોકરે. જિ૦ ૫.

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

કપુર હોવે અતિ ઉજલોરે એ દેશી—સંભવ જીનવર ખુબ બન્યોરે; અવિહડ ધર્મ સનેહ; દિન દિન વધતો અછેરે; કબ હીન હોવે છેહ. ૧ સોભાગી જિન મુખ તુહી સુહાય; એતો બીજાના વેદાય, હુંતો લલિ લલિ લાગું પાય સો૦ આંચલી, દુધ માંહી જિમ ધૃત વસ્યુંરે; વસ્તુ માંહી સામર્થ તનુમાંહી જીમ પટ વસ્યોરે. સુત્રમાંહીજીમ અર્થ ૨ સો૦ કંચન પારસ પાહાણમાંરે, ચંદનમાં જિમવાસ. પૃથ્વી માંહી જિમ ઉષીધીરે, કાર્યે કારણ વાસ; ૩ સો૦ જિમ સ્યાદ વાદે નય મીલેરે; જિમ ગુણમાં પર્યાય; અરૂણીમાં પાવક વસ્યોરે, જિમ લોકે ખટકાય. ૪ સો૦ તિણે પરે તુ મુજ ચિત વસ્યોરે; સેના માત મલ્હાર, જો અભેદ બુદ્ધિ મિલેરે, શ્રી જ્ઞાનવિમળ સુખકાર. ૬ સો૦

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન.

રામચંદ્ર કે બાગ ચાંપો મોરી રહ્યોરી એ દેશી—અભિનંદન જીન રાજ; આણી ભાવ ઘણોરી; પ્રણમું તુમચા પાય; સેવક ઉરી આપણોરી;

ભવ ભય સાગર તાર સાહીબ સુહામણોરી; સુરતરૂ જાસ પ્રસન કીમ હોયે તે દુમણોરી; ૧ ભગત વછળ જીનરાજ શ્રવણે જેહ સુણ્યોરી; તેહસ્યું ધર્મ સનેહ; સહજ સુભાવ બન્યોરી; ઉપસમવંત અથાહ; તોહી મોહ હણ્યોરી; રતિ પતિ દુરિર જેહ દુસમન તે ન ગણ્યોરી. ૨ સંવર નૃપનો જાત; સંવર જેહ ધરેરી; અચરિજ સું તેહ માંહિ, કુળ અચાર કરેરી.; કીરતી કન્યા જાસ ત્રિભુવન માંહિ ફિરેરી, પરવાદી મત માન તાસુ તેહ હરેરી. ૩ અખય લહે રૂપ તેહ. જેહ સુહે જન હેરી; દોહગ દુરગતિ દુખ; દુસમન ભીતિ દ હેરિ. ભવ ભવ સંચિત પાપ, ખિણમાં તેહ હરેરી. ઇમ મહિમા મહિ માંહિ સબથી કીમ કહેરી. ૪ સાયર ભળિઉ બિંદુ, હોયે અખય પણેરી; તિમ વીનતીસુ પ્રમાણ; સાહબિ જેહ સુણેરી, અનુભવ ભવને નિવાસ આપો હેજ ઘણેરી; જ્ઞાનવિમળ સુ પ્રકાસ, પ્રભુ ગુણ રાશ થુણેરી. ૬

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

દેશી બીંદલીની સોતા અતી રૂડી—સાહિબા સુમતી જિણંદા; ટાળો ભવ ભવ મુજ ફંદા; શ્રી જીન સેવો બે, તુજ દરિસણ અતિ આનંદા; તુ સમતા રસમાં કંદા. શ્રી૦ સુમતી સુમતી જવ આવે, તવ કુમતીનો દાવ ન ફાવે, શ્રી૦ તુજ સ્વરૂપજવ ધ્યાવે; તવ આતમ અનુભવ પાવે; ૨ શ્રી૦ તુંહી જ છે આપ અરૂપી; ધ્યાયક બહુ ભેદ રૂપી. શ્રી૦ સહજે વળી સિદ્ધી સ્વરૂપી.ઇમિ જોતાં તુંબહુ રૂપી, ૩ શ્રી૦ ઇમ અળગો વિળગો હોવે; કિમ મુઢમતિ તું જોવે. શ્રી૦ જો અનુભવ રૂપે જોવે. તો મોહ તિમિરને ખોવે. ૪ શ્રી૦ સુમંગળા જેહની માતા; તું પંચમ ગતીનો દાતા. શ્રી૦ જ્ઞાનવિમળ પ્રભુ જ્ઞાતા તું માંતા ત્રાતા ભ્રાતા. ૬ શ્રી૦

## અથ શ્રી પદમપ્રભુ જીન સ્તવન.

વાલ્હેસરની દેશી—પદ્મપ્રભુ જિન રાયજીરે લાલ; ગુણ અનંત ભગવાનરે; વાલ્હેસર મોરા, અતિશય વંત છે તાહરીરે લાલ રક્ત કમમળ સમવાનરે વા૦ ૧ પ૦ ગગન મવે કુણ અંગુલેરે લાલ; કણ તોલે કરી મેરરે; વા૦ સર્વ નદિ સિકતાકણારે લાલ; કુણ ગ્રહે મુઠિ સમીરરે. વા૦ ૨ પ૦ પ૦ કુણ તરરૂ બાંહિ કરીરે લાલ, ચરમ જળધી લહે તીરરે. વા૦ સવિ જળ ઠામના બિંદુઆરે લાલ, તારા ગણીંત ગંભીરરે. વા૦ ૩. પ૦ એહ અસંખ માંહીં રહ્યારે લાલ, પ્રભુ તુમ ગુણ છે અનંતરે. વા૦ સમરથ કીમ ગણવા હોઇરે લાલ, યદ્યપી મોહનો અંતરે. વા૦ ૪ પ૦ તેજ પ્રતાપે આગળારે લાલ.

ગીરૂઆને ગુણવંતરે; વા૦ શ્રી જ્ઞાનવિમળ ભાવે કરીરે લાલ, તું શિવ સુંદરી કતરે. વા૦ ૫. ૫૦

## અથ શ્રી સુપારસ્વ જીન સ્તવન.

સુણ બેહેની પીઉડો પરદેશી—એ દેશી. સાહિબ સ્વામી સુપાસ જીણંદા. સુનજર કરિને નીરખોરે, હીત હીયડેહે જાણુ હરખે, સેવક સુપરે પરખોરે, ૧. સા૦ એ કાયા જાયા પરી ભવમાં, વાર અનતી વીલસીરે. તુજ ભગતી જોડી નહી ભાવે; તો થઇ અવ કર સરસીરે. ૨. સા૦ ભક્તિ તણા અનુબંધ પ્રભાવે. જેહ થઇ ઉજમાળીરે; અખય થયે અવગાહના રૂપે, તેહજ તુજ ગુણ ભાળીરે, ૩. સા૦ તિણે હેતે કરી આપ સમાની એહ સબંધે જાણુંરે; એહનો ગુણ બહુ લેખે લાગ્યો, જો તુમ ધ્યાને આણુંરે. ૪, સા૦ જોડ્યો નેહ ન તોડે કબહી- એહ ઉત્તમની વાતોરે; જ્ઞાનવીમળ પ્રભુ ધ્યાન પસાયે. કાળ ન જાણ્યો જાતોરે. ૫ સા૦

## અથ શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન.

ધાગુરા ઢોલા—એ દેશી, શ્રી ચંદ્ર પ્રભુ સાહીબારે. ચંદ્ર કિરણ સમ દેહ; મનરા માન્યા; નિત્ય ઉદય નિકલંક તુંરે; અનોપમ અચરીજ એહ; મ૦ ૧, આવો આવોહો સુજાણ. કેતાં કીજેહો વખાણ. તું તો ત્રીભોવન ભાસાણ ભાણ. મ૦ આંકણી. તુજ સમ ગણના કારણેરે; જે રેખા પ્રથમ સુચંગ; મ૦ તે આકાશે નીપનીરે, ત્રિભુવન પાવન ગંગ. મ૦ ૨. અવર ન કો તુમ સારિખોરે. છોડ્યો ખટીકા ખંડ, મ૦ તે કેલાસ રૂપા સમોરે. મહિયલ માહે અખંડ મ૦ ૩ તાહરા ગુણ તુમમાં રહ્યારે એહ ગુણ નહી પરપાસ મ૦ તેણે હેતે કરી જાણીએરે; ત્રિભુવન તાહરો દાસ મ૦ ૪ દોષકર તુમ પદ રહયોરે. સેવા સારે ખાસ મ૦ દોષ રહિત તનુ તાહરૂંરે; જ્ઞાન વિમલ સુપ્રકાશ મ૦ ૫.

## અથ શ્રી શુવીધી નાથજીનું સ્તવન.

રાય કહે રાણી પ્રતે એ દેશી—સુવીધી જીણંદ સોહામણારે અરીહંતાજી સુવીધી તણા ભંડાર. ભગવંતાજી પ્રેમ ધરીએ પ્રાહુણા; અ૦ મન મંદીર પાઉધાર મ૦ ૧ જ્ઞાન દીપક તે જલહલે અ૦ સમકીત તોરણ માલ, મ૦ ચારીત્ર ચંદ્રોદય ભલો અ૦ ગુણ મુકતા ઝાકઝમાલ મ૦ ૨ મિત્રી ભાગ સીહાસને અ૦ તકીયા પરગુણ પક્ષ મ૦ મુદીતા પરમ વિછાવણા અ૦ ઇત્યાદિક ગુણ લક્ષ મ૦ ૩ ઇહાં આવીને બેશીએ અ૦ તુમ ચરીત્ર નાગીત

મ૦ ગાવે મુજ તનુ કામની અ૦ આણી અધીકુ પીત ભ૦ ૪ અરજ સુણીને આવીયા અ૦ સાહીબ મનઘર માંહી ભ૦ જ્ઞાન વિમલ પ્રભુતા ઘણી અ૦ પ્રગટી અધીક ઉછાહી ભ૦ ૫.

## અથ શ્રી શીતલજીનુ સ્તવન.

જીહોની દેશી—જીહો શીતલ જીન જગતનો ધણી; જીહો શીતલ દરશન જાસ; જીહો શીતલ ચંદન નીપનેરે; જીહો પસરયો સુજસ સુવાસ ૧ સુગુણ નર સેવો શીતલનાથ એતો અવીચલ શિવ સુખ સાથ સુ૦ આંકણી. જીહો વિષય દાવાનલ ઓલ્હવે, જીહો ધ્યાન તણો લવલેશ; જીહો ગારવરજ તે ઉપશમે; જીહો દુરી દુરીત કલેશ સુ૦ ૨ જીહો મલયાચલ સુભ વાસથી જીહો કંટક હોવે સુગંધ; જીહો સજન સહુ પણ આદરી, જીહો એ ઉતમ અનુબંધ સુ૦ ૩ જીહો રોમ રોમ તનુ ઉલસે, જીહો આનંદ અધીક અથાહ સુ૦ ૪ જીહો શીતલતાને કારણે; જીહો આણો સમતા ભાવ, જીહો જ્ઞાન વિમલ સુખ સંપદા, જીહો હોવે અધીક જમાવ સુ૦ ૫.

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનુ સ્તવન.

નીંદરડીની દેશી—શ્રી શ્રેયાંસ જીનેશરૂ સેવકનીહો કરજો સંભાલતો રૂપે વીમાણી મુકતા; હોય મોટાહો જગે દિન દયાલતો શ્રી૦ ૧ મુજ સરીખા છે તાહરે; સેવકનીહો બહુ કોડાકોડતો; પણ જેસુ નજરે નિરખીઓ કિમ દીજેહો પ્રભુ તેહને છોડતો શ્રી૦ ૨ મુજને હેજછે અતીઘણુ પ્રભુ તુમથીહો જાણુ નીરધારતો, તો તુ નીપટ નિરાગીઓ; હું રાગીહો એ વચન વિચારતો શ્રી૦ ૩ વલી નહાનુ મન માહરૂ હુતો રાખુંહો તુમને તે માંહીતો હું રાગી પ્રભુ તાહરો; એકાંગીહો ગ્રહીએ પ્રભુ બાંહીતો. શ્રી૦ ૪ નિગુણો નવી ઉવેખીએ પોતાવટહો ઇમ નોહો સ્વામીતો જ્ઞાન વીમલ પ્રભુ શું કરો; વીણ અંતરહો સેવક એક તાનતો; શ્રી૦ ૫

## અથ શ્રી વાશુપુજ્ય જીન સ્તવન.

ગીરૂઆ ગુણ વીરજી એ દેશી—શ્રી વસુપુજ્ય નરીંદનોજી નંદન ગુણ મણીધામ વાસુપુજ્ય જીન રાજીઓજી; અતિશય રત્ન નીધાન ૧. પ્રભુ ચીત ધરીને અવધારો મુજ વાત, દોષ સયલ મુજ સાંસહોજી સ્વામી કરી સુપસાય તુમ ચરણે હું આવીઓજી, મહીર કરો મહારાય પ્ર૦ ૨ કુમતી કુસગતી સંગ્રહીજી, અવીવીને અસદાચાર; તે મુજને આવી મીલ્યાજી; અનંત અનંતીવાર પ્ર૦ ૩ જબ મેં તુમને નીરખીયાજી, તવ તે નાઠા દુર; પ્રણમે

પ્રગટે શુભ દીશાજી; આયો તુમ હજુર પ્ર૦ ૪ જ્ઞાન વિમલ પ્રભુ જાણુનેજી શું કહું બહુ વાર, દાસ આશ પુરણ કરોજી આપો સમકીતસાર પ્ર૦ ૫

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

બે બે મુનીવર વહેરણ પાંગરયાજી એ દેશી—વિધશુ વંદતાં વિમલ જી નેશરૂજી વાધે વલી વારૂ ધરમ સનેહરે. આતમ અનુભવ જ્ઞાન માંહે મીલેજી; હોયે અવીનાસી અખય અછેહરે ૧ વી૦ પાણુ જીમ સહજે વિષ દુરે કરેજી; મંત્રે વાસ્યુ હોય અમરત રૂપરે, તીમ તુમ ધ્યાને એહ અભેદથી, ધ્યાયો હોયે આતમ સિદ્ધ સરૂપરે વી૦ ૨ જીમ તિલ ઉજલ શુભ કુસુમે કરીજી; વાસ્યા બહુ મુલાં હોયે તેલરે; તિમ સિત પક્ષી તુમ ગુણ વાસથીજી; હોયે અતિશય ગુણ પરીમલ મેલરે વી૦ ૩ આપ સરીખો સેવકને કરેજી; સાહિબ સેવ્યો તે સુપ્રમાણરે; મોટા સેવ્યાનો તો સ્યો પટંતરોજી; સમજે થો ડે કહે જે હોએ જાણરે વી૦ ૪ જ્ઞાનવિમલ સુપ્રકાશ થકી લહોજી; ત્રિભુવન જનમન કેરા ભાવરે; તોશી જોવોછો સેવક વીનતીજી; આપો તુમ સેવા ભવજલ નાવરે વી૦ ૫

## અથ શ્રી અનંતનાથ જીન સ્તવન.

એ ડુંગરવારૂ નાયકાની એ દેશી—અનંત જીનેશર આપણોહો લાલ અંતર યામી એહરે એ જીનજીવારૂ નેહ નિવડ નિશ્ચય થયોરે લાલ. જીમ પથરની રેહરે એ૦ ૧ અ૦ અંત કરયો તે કરમનોહો લાલ પામી ખાઇક ભાવ રે એ૦ ગુણ અનંત તેહથી લહારે લાલ પ્રગટયો સહજ સુભાવરે એ૦ ૨ અ૦ બેહો અનતે પાંચમેહો લાલ આઠ અનંત કરી હાથરે એ૦ નાથ નહી કો તાહરેરે લાલ ભાણીયે ત્રિભુવન નાથરે એ૦ ૩ અ૦ એતા દિન નવી જાણીઓહો લાલ તાહરૂ અનંત સરૂપરે એ૦ સુયશા માતા જેહનીરે લાલ તાત સિંહસેન ભુપરે એ૦ ૪ અ૦ કાલ અનંત મે પામીઓહો લાલ હવે કીમ છોડયો જાયરે એ૦ જ્ઞાનવિમલ સુખ પોખવારે લાલ; અવિચલ તુંહી સહાયરે એ૦ ૫ અ૦

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

મેડા ઉપર મેહ ઝરૂખે વીજળીહો લાલ. ઝ૦—એ દેશી. ધર્મજિનેસર ધર્મ ધુરંધર બેટીએહો લાલ; ધુ૦ અવિધી અધર્મ અનિતી અસજ્જન મેટિએહો લાલ; અ૦ સંભારૂ નિસ દિન કરિ ગુણ એકઠાહો લાલ; ક૦ પ્રાણ

સેવાની નીવેર દીસોછો મન મેડાહો લાલ. દી૦ ૧ આજ લગે કોઇ કામ ક-
રયા હોયે દાસનોહો લાલ, ક૦ તે દાખો લેઇ નામ હોયે જો આસનોહો લા-
લ. ક૦ તે દાખો લેઇ નામ હોયે જો આસનોહો લાલ. હો૦ નીરાગી શું
ચિત ધરે તે ચોડિલા હો લાલ, ચ૦ મોજ ન પામે કાંઇ ભાનુ નૃપ લાડિલા
હો લાલ. ભા૦ ૨. ઇમ કરતાં કહો સ્વામી કેતા દિન ચાલસ્યે હો લાલ, કે૦
મોઠા કરે પ્રમાણુ કહી કુણ પાલસ્યેહો લાલ; ક૦ પડીય પટોળે ભાત તે ક-
દહી નવી ટળેહો લાલ; તે૦ જે તુમસ્યું બન્યું તાન તે અવર સ્યું નવી
મળેહો લાલ. અ૦ ૩. તાહરા ગુણનો પાર ન પામે કોઇ ગુણીહો લાલ, ન૦
કીરતી ત્રીભુવન માંહી તુમારી મેં સુણીહો લાલ, તુ૦ બહુ કહતાં આસંગ
હોયે આસાતના હો લાલ; હો૦ ઇમ ખીજાવ્યા નવી જાય હોયે જે આપના
હો લાલ, હો૦ ૪. આપ પીયારૂ કોઇ ન દીસે તાહરેહો લાલ, ન૦ એ કહે-
વાની રીત ભગત ન થાહરેહો લાલ; ભ૦ જ્ઞાનવીમળ પ્રભુ આણ વહે જે
તુમ્હ તણીહો લાલ, ચ૦ ત્રિભુવન તિલક સમાન હોયે ત્રિભુવન ધણીહો લા-
લ. હો૦ ૫.

## અથ શ્રી શાંતીનાથ જીન સ્તવન

વીછીયાની દેશી—સુણો શાંતી જિનેસર સાહીબા, સુખકારક કરૂણા સિં-
ધુરે; પ્રભુ તુમ સમ કો દાતા નહી. નિષ્કારણ ત્રિભુવન બંધુરે. ૧. સુ૦ જસ
નામે અખય સંપદ હોએ, વળી વ્યાધી તણી હોમે શાંતિરે, દુખ દુરિત ઉ-
પદ્રવ સવી મીટે, ભાંજે મીથ્યાત મતી ભ્રાંતીરે. ૨. સુ૦ તું રાગ રહીત પણ
રીઝવે, સવી સજ્જન કેરાં ચીત્તરે, નીર દ્રવ્ય અને પરમેશ્વરૂ, વીણ નેહે તું
જગ મીત્તરે. ૩. સુ૦ તું ચક્રી પણ ભવ ચક્રનો; સબંધ ન કોઇ કીધરે; તું-
તો ભોગી યોગી દાખીયો, સહજે સમતા રસ સિદ્ધરે. ૪. સુ૦ વીણ તેડયો
નીત સહાય છે; તુજ લોકોત્તર આચારરે; કહે જ્ઞાનવીમળ ગુણ તાહરા, લહીયે
ગણવે કીમ પારરે. સુ૦ ૫.

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન.

મોતીડાની દેશી—કુંથુ જીણંદ સદા મન વશીયો; તુંતો દુર જઇ પ્રભુ
વશીયો; સાહીબા રંગીલા હમારા, મોહના શીવ સંગી, છઠો ચક્રી ખટ ખંડ
સાધે, અભ્યંતર જીમ ખટ રીપુ બાંધે. ૧, સા૦ ત્રિપદી ત્રિપથ ગંગા ઉપકંઠે,
નવ નીધી રીધી સીધી ઉતકંઠે; સા૦ કોઇ અજેય રહ્યા નહી દેશ, તીમ કો
ન રહ્યા કર્મ નીવેશ. ૨. સા૦ ધર્મ ચક્રવર્તી પદવી પામી, એ પ્રભુ માહરો

અંતરજામી; સા૦ સતર ભેદશું સંયમ પાળી, અંતરમે જીન મુગતી સંભાળી. ૩; સા૦ તેહને ધ્યાને જો નિતુ રહીએ, જો તેહની આણા નિરવહીએ; સા૦ તો ખાઇક ભાવે ગુણ આવે, સાહીબ શેવક ભેદ ન પાવે. ૪ સા૦ વાર વાર સુપુરીસને કહવું, તેતો ભરીયા ઉપર વહવુ; સા૦ જ્ઞાનવીમળ ભાવે કરી જો વે, તો શેવક મન વંછીત હોવે. ૫. સા૦

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

કીસકે ચેલે કીસકે પુત—એ દેશી. શ્રી અર જીનવર દીન, દયાળ. સેવા જેહની છે સુરસાળ; સાહીબ શેવીયે, દુસમ સમય મહા વિષ ઝાળ, તેહમાં સેવકને સંભાળ, સા૦ ૧. મેરૂ થકી મરૂ ભુમી સુહાય; જીહાં પ્રગટી સુર તરૂવર છાંય; સા૦ જીહાં તુમ સાસનની પરતીત, તેહજ જાણો સમકીત રીત. સા૦ ૨, અગની થકી જીમ અગરનો ગંધ, પ્રગટે દહ દીશી પરીમળ બંધ; સા૦ કષ પાષાણે કનક સભાવ. પરખીજે પરિક્ષકને ભાવ. ૩. સા૦ તીમ કળીયુગ છે ગુણને હેત; જો તુજ સાસન શુદ્ધ સંકેત. સા૦ જિમ નીશી દીપક જળધીમાં દ્વીપ; જીમ મરૂમાંરે વાજળ નીપ સા૦ ૪. તીમ કળીમાં તુમ પદકજ શેવ; દુર્લભ પામી પુણ્યે હેવ. સા૦ જ્ઞાનવીમળ તેજે કરી જોય, ગંજી ન શકે દુર્જન કોય, સા૦ ૫,

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

ઇડર આંબા આંબલીરે—એ દેશી. મલ્લી જીનેસર વંદીયેરે; મહ ઉગમતે સુર; મલ્લી કુસુમ પરે વિસ્તરયોરે; મહિમા અતી મહમુર. ૧. ચતુર નર શેવો શ્રી જિનરાય; કુમરી રૂપે થાય. ચ૦ આંકણી. કુંભ થકી જે ઉપન્યોરે; જે મુનીવર કહવાય; તે ભવજળ નીધી શોખવેરે; અચરીજ એહ કહાય; ૨. ચ૦ લંછન મીસી સેવે સદારે; પુર્ણ કળસ તુમ પાય; તે તારક ગુણ કુંભમાંરે, આજ લગે કહવાય. ૩. ચ૦ મંગળીકમાં તે ભણીરે, થાપે કળશ મંડાણ; શ્રી જીન સેવાથી હોયેરે; આયતિ કાડી કલ્યાણ, ૪, ચ૦ પરમાતમ સુખ સાગરૂરે; આગર ગુણનો એહ; જગ જયવંતા જાણીયેરે; જ્ઞાનવિમળ કહે તેહ. ૫ ચ૦

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

આજ મહેંજો—એ દેશી. શ્રી મુનીસુવ્રત જિન વીસમા; વીશમીયા મન માંહીજી; કોઇક શુભ મહુરત આવી વસ્યા; વીસ વસા ઉછાહીજી. ૧ શ્રી૦ અનુભવ જાગ્યો જ્ઞાન દિશા તણો; પર પ્રરિણત ગઇ દુરજી; વીષ સમ વિષય

લાગું ફુળ જાણીયાં; શ્રદ્ધા પરિમળ પુરજી. ૨, શ્રી૦ ઇત્યાદીક ગુણ પ્રગટે પ્રભુ થકી; અવર ન આવે દાયજી; ચંપક તરૂ તળે જે રતી પામ્યા; આઉલ તસ ન સુહાયજી. ૩. શ્રી૦ જે સુગુણશું મનકું વેંધ્યું; તે ન કરે વિગુણ સંગજી; હંસા છીલર સર નવી આદરે. છોડી ગંગા તરંગજી. ૪. શ્રી૦ જાણ જાણ સાથે પ્રીત કરે ઘાણી; તે કોઇ નાવે દાયજી; જ્ઞાનવિમળ પ્રભુ પામ્યાથી હોવે; સેવક વંછીત થાયજી. ૫. શ્રી૦

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

રંગીલે આતમા એ દેશી—નેહ કરો નેમીનાથસ્યું જે છે ચતુર સુજાણ; સુરંગા સાહિબા અર્થ સરે સ્યો તેહથી, નિગુણ નહિ ગુણ જાણ- સુ૦ ૧ રાગી દોષી દેવતા, તે કિમ આવે જોડ. સુ૦ એતો દેવનો દેવ છે, વીતરાગ ગુણ કોડ. સુ૦. ૨ કિહા સાયર કિહાં છીલરૂ; કિહાં દિનકર ખદ્યોત; સુ૦ કિહાં ઘૃત પુરને કુસકા; કીહાં મૃગપતિ અગપોત. સુ૦૩ કિહાં તારાપતિ તારીકા કિહાં ચિંતામણી કાચ; સુ૦ કિહાં ચંદન કિહાં આકડો; કિહાં કકર કીહાં પાચ. સુ૦ ૪ જ્ઞાનવિમળ ગુણ સંપદા, સંયુત એ ભગવાન; સુ૦ અવર કહો કિમ દેવતા; આવે એહ ઉપમાન. સુ૦ ૬

## અથ નેમનાથ જીન સ્તવન.

આઘા આમ પધારો પુજ્ય એ દેશી—નેમિ નિરંજન નાથ હમારો; અંજન વર્ણ શરીર, પણ અજ્ઞાન તિમીરને ટાળે; જીત્યો મન મથવીર- ૧ પ્રણમો પ્રેમ ધરીને પાય; પામો પરમાનંદા; યદુ કુળચંદા રાય; માત શિવા દે નંદા. આંકેણી. રાજીમતી સ્યું પુરવ ભવની. પ્રીત ભલી પરે પાળી; પાણીગ્રહણ સંકેતે આવી, તોરણથી રથ વાળી. ૨ પ્ર૦ અબળા સાથે નેહ ન જોડયો, તે પણ ધન્ય કહાણી; એક રસે બિહુ પ્રીત થઇતો; કિરતી કોડ ગવાણી. ૩ પ્ર૦ ચંદન પરિમળ જિમ જિમ ખીરે; ઘૃત એક રૂપ નવી અળગાં, ઈમ જે પ્રીત નિવાસહિં અહનિસ, તે ધન ગુણસુ વિલગાં, ૪ પ્ર૦ ઈમ એકંગી જે નર કરસ્યે; તે ભવસાયર તરસ્યે, જ્ઞાનવિમળ લીલા તે ધરસ્યે, શિવસુંદરી તે વરસ્યે. ૫

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

ત્રીભોવન તારણ તીરથ પાસ ચિંતામણી રેકે એ દેશી—પુરીસાદાણી પાસકે આસ સફળ કરોકે, આ૦ દાસ તણી અરદાસ દિલમે ધરોરેકે. આ૦ પંઇઓ જિમ જળધર વિણું નવી નહિરેકે વિ૦ તિમ તુમ વિણ કું ઓર

ન જાચુ એ સહિરેકે જા૦ ૧ તુમ ઉપર એક તારી કરીને હું રહ્યોરેકે ક૦ સાહિબ તુમ મુઝ એકમેં અવર ન સંગ્રહ્યોરેકે. અ૦ સેવાનીપણ ચુક કદા ૫ ડતી નથીરેકે ક૦ રીદ્ધી અનંત ખજાને ખોટ પણ કો નથીરેકે ખો૦ ૨ ભવિ તત્વતા પાણ ભવ્ય અછે પ્રભુ માહરીરેકે અ૦ તે જાણું નિરધાર કૃપા લહી તાહરિરેકે કૃ૦ ભવ થીતીનો પરીપાક વિલંબ વિચે કરેરેકે વિ૦ સંઘયણા દિક દોષ તણો અંતર ધરેરેકે ત૦ ૩ પાણ તે ભાવે કામ એ વાતનિ વાત છેરેકે વા૦ શેવક કિમ હોયે દુર જે ખાના જાતિ છેરેકે ખા૦ ભોળવીયા નવિ જાય કે જે તુમ્હે શીખ૦યારેકે જસ પહિલા હેજ દેખાડી જેહને હેળ૦યારે જે૦ ૪ તે અળગાં કિમ જાય નજર ધરો નેહનીરેકે ન૦ વંછિત આપી આસ સફળી કરો તેહનીરેકે૦ સ૦ જ્ઞાનવિમળ પ્રભુ ચરણ શેવા નિતુ થીજીયેરેકે સે૦ સહજે ઉદય બહુ માન અધિક હુવે કિજીયેરે અ૦ ૫

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

આદર જીવ ખિમા ગુણ આદર એ દેશી—વર્દ્ધમાન જીનવરને ધ્યાને; વર્ધમાન સમ થાવેજી; વર્ધમાન વિદ્યા સુપાયે; વર્ધમાન સુખ પાવેજી. ૧ વ૦ તુ ગતિ મતિછતી થીતી છે માહરો. જીવન પ્રાણ આધારજી; જયવંતુ જગ માં જસ સાસન કરતુ બહુ ઉપગારજી. ૨ વ૦ જે અજ્ઞાની તુમ મત સરિખો પરમતને કરી જાણેજી. ૩ વ૦ જે તુમ આગમ સરસ સુધારસે; સીંચ્યો શીતળ થાયજી; તાસ જનમ સુકૃતારથ જાણો; સુરનર તસ ગુણ ગાયજી. ૪ વ૦ સાહિબ તુમ પદ પંકજ સેવા; નિતુ નિતુ એહજ જાચુજી; શ્રી જ્ઞાનવિમળ સુરિસર ભાખે, પ્રભુને ધ્યાને માચુજી. ૫ વ૦ ઇતિ શ્રી જ્ઞાનવિમલજી કૃત ચોવીશી સમાપ્ત.

# પ્રમોદ સાગર કૃત ચોવીશી

## અથ શ્રી રૂષભદેવ જીન સ્તવન.

શ્રીયાંસ જિનવર વંદીએરેલો—એ દેશી. પ્રથમ જિનેશ્વર પુજીએરેલો; પુજ્યે પાપ પુલાયરે રંગીલા; વૃષભ લંછન પદ શોભતુરેલો; કંચન વરણી કાયરે, રંગી૦ ૧. પ્ર૦ આંચળી, શુભ વનીતા નગરી પતીરેલો; નાભી નૃપતી જસ તાતરે; રં૦ પાંચસે કર્યુ દેહનુરેલો; માન કહ્યું વિખ્યાતરે. રં૦ ૨, પ્ર૦ પાળ્યું પુરણ આઉખુરેલો, પુરવ ચોરાશી લાખરે. રં૦ ચતુર ચોરાશી ગુણધ-

હારેલો; એહ સીધાંતની સાખરે. ૨૦ ૩, પ્ર૦ સોહે ત્રીણ લખ સાધવીરેલો. સહસ ચોરાશી મુણિંદરે. ૨૦ ગોમુખ જક્ષ ચકેશ્વરીરેલો. જીનસાસન આણંદરે; ૨૦ ૪, પ્ર૦ વંસ ઇક્ષાગ વખાણીયેરેલો. મરૂદેવી જસ માયરે, ૨૦ રૂષભ જિનેશ્વર સેવતાંરેલો, પ્રમોદસાગર સુખ થાયરે. ૨૦ ૫, ૫,

## અથ શ્રી અજીતનાથ જીન સ્તવન.

રામચંદ્રકે બાગ આંબો મોરી રહ્યોરી—એ દેશી. વંદુ અજીત જીણંદ મુરતી અચલ બનીરી. આવ્યો છું પ્રભુ પાસ તારક બીરૂદ સુનીરી. જિતશત્રુ નૃપ જાત વીજયા માત ભલીરી. ગજ લંછન અભીરામ દેખીઆસ ફલીરી. ૧. નગરી અયોધ્યા સ્વામી કાયા કનક છસીરી. શેવકને એક વાર દેખો નયન હસીરી. પુરવ બહોંતર લાખ જીવીત જાસ સુણુરી, સાડાચારસે ચાપ દેહનુ માન ભણુરી; ૨. પંચાણું ગણધાર. દીપે દેવ જસારી. વાચંજમ એક લાખ માહરે હૃદય વસ્યારી, મહા જક્ષ મહિમાવંત અજીત નામે શુરીરી, ૩ સાહુણી ત્રીણી લાખ સાચી સીલવતીરી, ઉપર વીસ હજાર હોજો તાસનતીરી. વળગ્યો છુ પ્રભુ પાય કીજે સોહચ્ચડેરી. બાંહ ગ્રહાની લાજ એ છે રીત વડેરી. ૪ પંચમ કાલે નાથ પામ્યો પુન્ય ભલેરી. પંચમી ગતી દાતાર. પંચમ જ્ઞાન ધરેરી પ્રમોદ સાગર નમે પાય વારંવાર લલીરી. નિરમલ સમકીત સુધિ તુજ થી થાય ભલીરી. ૫

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

કીસકે ચેલે બે કીસકે પુત. એ દેશી. સંભવ જિનવર ત્રીજો દેવ, ત્રિવ ધે માગુ હું નીત મેવ સાહિબ સુંદરૂ. સાવથી નગરી સુલતાન, ચલકે દેહી ચંપકવાન. સા૦ ૧ ભુપ જીતારી કે તનુ જાત. શેના રાણી છે જસ મા ત સ. હય લંછન લાગત જીન પાય નામે દોહગ દોહિલ જાય. સ. ૨ આઉ પુર ષટી લક્ષ. સેવે પદ યુગ ત્રિમુખ યક્ષ. દુરિતારી દેવી ગુણ ધામ. દુર કરી સવી દુકૃત નામ. સા૦ ઊંચ પણે ધનુષ શત ચ્યાર, એક શત ઉપર દો ગણધાર. સા. મુનિવર બે લખ જાસ ઉદાર. સાધ્વી લખત્રિ છત્રીસ હજાર સા૦ ૪ અક લ સરૂપી એહ અનંત, વંદો ભવીકા એ ભગવંત સા૦ પ્રમોદ શાગર પ્રભુ ચ રણે લીન, જિમ જલની રતિ પામી મીન, સા૦ ૬

## શ્રી અભીનંદન જીન સ્તવન.

સુમતી સદા દીલમાં ધરે એ દેશી. અભિનંદન અવધારીયે; વીનતડી એક વાર સહુણો; આજ દશામે ભેટીયો, તું ત્રિભોવન આધાર સ૦ ૧ રીધિ ભરી ભ-

નીતાપુરી સોહે સંવર ભુપ; સ૦ ૨; રમાણી જાસ સીધારથા; રાજે રંભા રૂપ સ૦ સારધ ત્રીણ સત જેહનું ઉંચું તનુ ધનુમાન સ૦ પલ્વગ લંછન ચરણે. ભલું દેહી કુંદન વાન સ૦ ૩ પુરવ પંચાસ લાખનું. છવીત જિન પ્રમાણ સ૦ એક શતષાડેશગાણુંધરૂં ત્રણ લાખ સાધુ સુજાણ. સ૦ ૪ જક્ષનાયક નામે કાલીકા સાધવી ખટ લખ સાર, સ૦ ત્રીસસહસ ઉપર વળી પ્રમોદસાગર સુખકાર સ૦ ૬

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

માહારી સહીરે સમાણી એ દેશી, સુમતી જીનેશ્વર સેવા સારી સુરનર લાગે પ્યારીરે જિન મોહનગારી મુરતિ જસકી મોહનગારી મુરતિ શીવસુખ કારીરે જી૦ ૧ કોસલકારી કોસલા નગરી દુર કરચા સબ વયરીરે જિ૦ સિલવતી તસ મંગળા માતા મેઘનરેસર તાતારે જિ૦ ૨ કૌંચ લંછન કરે ચરણની સેવા. સેવે તંબરૂ દેવારે જિ૦ મહાકાલિ મનવંછીત પુરે શાસન સંકટ ચુરેરે. જિ૦ છવીત ચાળીસ લાખ પુરવનું. ત્રીણસે ધનુ તનુ માનુરે જિ૦ મુનિ ત્રણ લાખ ને વિશ હજાર. એક શત જશ ગણુધારરે. જિ૦ ૪ અર્યા પંચ લખ ત્રીશ હજાર પામી ભવ જળ પારરે જી૦ ફીરફીર વદન પ્રભુકો નીરખે પ્રમોદસાગર મન હરખે જી ૦ ૫;

## અથ શ્રી પદમપ્રભુ જીન સ્તવન.

ચતુર સનેહી મોહના એદેશી શ્રી જીનરાજ જયંકરૂ શ્રી પદ્મ પ્રભુ રાજેરે દીનકર વાને દીપતો, જ્ઞાન ગુણેકરી ગાજેરે; ૧ બલહારી જીન રૂપકી કોસંબી નગરી ધાણી ધરરાજા જસતાતોરે. કુખેસુશીમા માતની અવતરીયા ભગવંતોરે; ૨ બ૦ ત્રીસ પુરવ લાખનુ આઉખુ અભીરામરે; ધનુષ અઢીશત દેહડી કમળ લંછન શુભઠામરે; બ૦ ૩ કુસુમ જક્ષ અને જક્ષણી. શ્યાંમાકરે પ્રભુ સેવરે; સાત અધીક શત ગણધરા, હું વંદુ તતખેવરે. બ૦ ૪ ત્રીસ સહસ ત્રીણ લખયતી, સાહુણી ચઉ લાખરે વીસ સહસ અધકી સહી પ્રમોદસાગર ઇમ ભાખેરે બ૦ ૫

## અથ શ્રી સુપારસ્વ જીન સ્તવન.

દાન કહી જગ હું વડો એ દેશી—મુજરો માનો સુપાસજી. તું મુજ આતમરામ લલના દીન દયાલ કૃપા કરી, આપો ઠામ સુઠામ લ૦ ૧ મુ૦ સુરપુર સરસી વણારસી, સુમતીષ્ઠ નામે નરેશ લ૦ પ્રથવી જનની જેહની સ્વસ્તીક અંક. નીવેશ લ૦ ૨ મુ૦ વીશ લાખ પુરવ આઉખુ કંચન વાન ઉદાર લ૦ દેહી દોય શત ધનુષની; નવ ફેણ શિરપર સાર લ૦ ૩ મુ૦ પં આણું જસધણુધરા ત્રિણ લાખ મુનીવર સાર લ૦ ચઉલખ સાધવી અતી ભ

લી; ઉપર ત્રીસ હજાર લ૦ ૪ મુ૦ માતંગ યક્ષ શાંતાસુરી શાશન સાની વ કાર લ૦ પ્રમોદ સાગરની વીનતી ધરજો રૂદય મજાર લ૦ ૫ મુ૦

## અથ શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન.

નંદનકુ ત્રિશલા હુલરાવે એ દેશી—શ્રી ચંદ્રપ્રભ સાહિબ મેરા, શશી કર ઉજ્જલ દેહરે, ચંદ્ર લંછન નિજ ચરણે શોભે. અઠમા શીધી ગેહરે શ્રી૦ ૧ ચંદ્રાનના નગરીનો નાયક મહસેન રાજાના તનરે; દશ લખ પુરવ આયુ અનોપમ લખમણા માત વિખ્યાતરે શ્રી૦ ૨ કાયા સારધ શત ધનુ માને; ત્રાણુ ગણધર જાસરે, વીજયાસુર ભ્રૂકુટી તસ દેવી નવી છંડે પ્રભુ પાસરે શ્રી૦ ૩ સારધ દો લખ મુની જન કહીએ; ગુણ માણી ગણુ ભંડારરે, ત્રીણ લખ સહસ અયસી જાજેરી. સાહુણી પરીવારરે શ્રી૦ ૪ અષ્ટ દશ ગુરૂ દોષ નીવારણ; તારણ એ જીન રાજરે; પ્રમોદસાગર પ્રભુ ચરણ પ્રશાદે દુશ્મન દુરે ભાજેરે શ્રી૦ ૫.

## અથ શ્રી શુવીધી નાથજીનું સ્તવન.

ચંદન બાલા બારણેરેલાલ એ દેશી—વીધીશું સુવીધી જીણંદનીરે લોલ સેવ કરૂ નીસ દિસ મન મોહીઉરે , આઠ કરમ દુરે કર્યારેલાલ નામે સુર નર સીશ મ૦ ૧ વિ૦ સુગ્રીવ વંશ દિવાકરૂરેલો. રામા માત મલ્હાર મ૦ પુરવ દોય લખ આઉખુરેલો૦ પુષ્પદંત જયકાર મ૦ ૨ વિ૦ કાકંદીપુરી જેહ નીરેલો લંછન મગર અનુપ મ૦ શત ધનુમાને દેહડીરેલાલ. શોભે એક સુરૂપ મ૦ ૨ વિ૦ સોહે દોય લખ સંજતીરેલાલ અઠયાસી ગણનાથ મ૦ વીસ સહસ એક લાખછેરેલાલ સાહુણી પ્રભુ સાથ મ૦ ૪ વિ૦ અજીતા યક્ષ સુતારીકારેલાલ પુજે જીન પતિ પાય મ૦ પ્રમોદસાગર પ્રભુ ધ્યાનથીરે લોલ સમકીત નીરમલ થાય મ૦ ૫ વિ૦

## અથ શ્રી શીતલજીનુ સ્તવન.

ગોડી મન લાગુ એ દેશી—શીતલનાથ સુખાકરૂ શીતલ વચન રસાલરે, જીનશું દીલ લાગ્યું; શીતલતા નયણે થઇ, જીન પતી વંદન નીહાલરે, જી૦ ૧ ભદીલપુરી નામે નગરી; દ્રઢરથ રાજા ધીરરે નંદા રાણી જનમીઓ શ્રીવછ લંછન વીરરે; જી૦ ૨ છવીત પુરવ લાખનુ, નેઉ ધનુષ તનુમાનરે જી૦ એકાશી ગણધર મુની ચાંમીકરસમ વાનરે જી૦૩ વાયં જમલખનેહને બ્રહ્મેશ્વર જસયક્ષરે જી૦ દેવી અશોકા દીપતી, મહીમા જાસ પ્રતક્ષરે જી૦ ૪ એક લાખ ખટ સહસ સાહુણી સાધુ નીજપર કાજરે જી૦ પ્રમોદસાગર ભણી ભણે દેખો અવીચલ રાજરે જી૦

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનુ સ્તવન.

દહી દહી નાણંદ હડીલી એ દેશી—વંદો વંદો એહ જીણંદા, પદ પ્રણમે સુરજન વૃંદારી વં૦ શ્રી શ્રેયાંસ મુણંદા વિશ્નુ કુલ કુવલય ચંદારી વં૦ ૧ માતા વિશ્નુ રાણી જાત લંછન ખડગી ઉપશાંતરી વં૦ આઉ વરશ ચોરાશી લાખ એહવી પ્રવચન સાચી સાખરી વં૦ ૨ સુભ સીંહપુરી પતી જાણ અયશી ધનુષનુ દેહ પ્રમાણરી વં૦ જસ સહસ ચોરાશી મુણંદા, છીહોતર જાસ ગણધારરી વં૦ ૩ જસ એક લખ તીસ હજાર વરસાહુણી નિરધારરી વં૦ શ્રી માનવી દેવી જખેસ સુર સાસન મંગલ કારીરી વં૦ ૪ જસ અષ્ટાપદ સતરૂર ઘન મોહ તિમિર કરે દુરીરી વં૦ પ્રભુ પ્રમોદસાગર સુખપુર પ્રગટયો અનુભવ ગુણ સુરીરી વં૦ ૫

## અથ શ્રી વાશુપુજ્ય જીન સ્તવન.

મુને પ્યારેરે લાગે વીંછુઓ એ દેશી—સખી વાસુપુજ્ય પ્રભુ બારમા; મન મોહન સાહિબ દેવરે સખી દેહી દીપે સુરસી સુરકિનર કરતા સેવરે. સ૦ ૧ સખી સીતેર ધનુ તનુ માન છે. લખ બહોતર વરસનુ આયરે, સખી વસુપુજ્ય નામે નરપતી જસ રાણી જયાદેવી માયરે સ૦ ૨ સખી મહિષ લંછન ચંપા ધણી, જસ છાસઠ ગણધર સામીરે સરવી કુમાર ચંડા જક્ષાણી, પ્રભુ આણ ધરે સીર નામીરે સ૦ ૩ સખી સહસ બહોતર સંયતી સુખ કર શ્રી જીનરાજરે; સખી એક લખ સુંદર સાધવી; અતી સાધે આતમ કાજરે સ૦ ૪ સખી રૂદય કમલમાં એહને ધ્યાઈને હોયે સિધીરે, સખી પ્રમોદસાગર પ્રભુ સેવથી, ઘેર પ્રગટે નવ નીધી રીધીરે સ૦ ૫

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

દેશી રશીયાની વીમલ વીમલ ભાવે ભવી પ્રણમીએ, વીમલ થયાં મુજ નયન કૃપાનીધી શ્રવણ યુગલ માહારા પાવન થયાં નીસુણી પ્રભુજીના વયણ કૃ૦ ૧ વિ૦ કોડી કલ્યાણ કરી કંપીલપુરી ભુપ ભલો કૃતવર્મ કૃ૦ શામારાણી જનની પ્રભુ કેરી, કરતી ધરમના કર્મ કૃ૦ ૨ વી૦ સાઠ ધનુષ સરલી જશ દેહડી સાઠ લાખ વરશનુ આય કૃ૦ સુયર લંછન ચરણે વીરાજતું, પ્રગટતર વીસમ કાય કૃ૦ ૩ વિ૦ સુત ધર શતાવન ગણધર ભલા; મુનીવર અડસઠ સહસ કૃ૦ અજા એક લખ ઉપર આડસે પામી સદ ગતી વાસ કૃ૦ ૪ વિ૦ ષણમુખ યક્ષ અને વિજયાસુરી; પુને જીનના પાવ કૃ૦ અહનીશ ધ્યાન ધરે પ્રભુ તાહરૂ, પ્રમોદસાગર ગુણ ભાવ, કૃ૦ ૫ વિ૦

## અથ શ્રી અનંતનાથ જીન સ્તવન.

વાલેશ્વર સુજ વિનતી ગોડીચા રાય એ દેશી—નગરી અયોધ્યા રાજીયો, જીમુદરાય સુત અનંત ભગવંતરે જી૦ સીંહસેન સુયસા માતનો જી૦ નંદન શુભ ગુણવંતરે જી૦ ૧ ન૦ ત્રીસ લાખ વરશનુ આઉખુ જી૦ તાપીત સોવન વાનરે જી૦ સીંચાણો સેવા કરે જી૦ પંચાશ ધનુશનુ માનરે જી૦ ૨ ન૦ પાતાલ જક્ષને અંકુશા જી૦ જીન સાસન જયકારરે જી૦ પંચાશ ગણ નાયકા જી૦ આગલ જસ આધારરે જી૦ ૩ ન૦ સહસ બાસઠ સંજમી જી૦ ધરન સુર ધર સાથરે જી૦ સહસ બાસઠ સાધવી જી૦ તપ જપ કરે નીરાબાધરે જી૦ ૪ ન૦ શક્તિ અનંતી નાથની જી૦ પામ્યો ઠામ અનંતરે જી૦ પ્રમોદસાગર ઇમ વીનવે જી૦ આપો ઠામ અનંતરે જી૦ ૫ ન૦

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

હે સખી અમીયર સાલકે ચંદાવાખંડરે એ દેશી—માણસુ ધરમ જીનેશર ધરમ ધુરંધરૂરે ધ૦ ધરીએ ધર્મ સનેહ અનેહી જયગરૂરે અ૦ રતનપુરીનો નાયક લાયક સોહતોરે લા૦ કંચન કાંતિ સુકાંતિ સદા મન મોહતોરે સ૦ ૧ તેજે ભાનુ સમાન ભાનુ વસુધા પતીરે ભા૦ સુવ્રતા માતા વિખ્યાત સદા વ્રત ધારતીરે સ૦ વજ્ર લંછન સુભ લંછન અંગિ વીરાજતારે અ૦ ત્રેતાલીસ ગણધાર ગુણકર છાજતારે ગુ૦ ૨ દશ લાખ વરશનુ જીવીત સુર ધાણીરે જી૦ પણયાલીસ ધનુમાને કાયા જીન તણીરે કા૦ કેનર નામે યક્ષ પુરે મન કામનારે પુ૦ કંદર્પ સુરી પુજે પદકજ સ્વામીનારે પ૦ ૩ સોહે સબલા ચોસઠ સહસ તપોધનારે સ૦ સહસ બાસ૦ ચારસેં સાધવી ભવીજનારે સા૦ તુજ સરીખો નહી સ્વામી અવર કીમ આદરૂરે અ૦ મધુરી સાકર ચાખી કંકર શું કરૂરે કં૦ ૪ ગુણવંત સાથે ગોઠડી જો હોય નીપલીરે જો૦ ત્રીભોવન નાથ અનાથકે મોપાણી નેભલીરે મો૦ જો સફલી હોવે પ્રીતતો નીચન સેવીયેરે ની૦ પ્રમોદસાગર ત્રિવધેસ્યુ ભવીજન સેવીયેરે ભ૦ ૫

## અથ શ્રી શાંતીનાથ જીન સ્તવન

ઇડર આંબા આંબલીરે એ દેશી—શાંતી જનાધીપ સોલમોરે પુન્ય તણો અંકુર; ધ્યાનાનલ મલટાલીનેરે પ્રગટયો આતમ નુર ૧ ચતુર જીન પ્રગટયો અનુભવ પુર મોહ તિમીર દુર કરીરે ઉગ્યો સમકિત સુર ચ. એ આંચલી ગજપુર નગર સોહામણોરે વીશ્વ સેન નરપતિ તાત અચી રાજનની દેવનીરે હરીણ લછન અતી કાંતિચ. ૨ જીવત વરશ એક લાખનુરે ચ્યાલીસ ધનુષનુ

માન છત્રીસ ગણધર ગુણ નીલારે; ધરતા પ્રભુકો ધ્યાન ચ૦ ૩ બાસઠ સહસ જસ સાધુવારે, તીન રયણ આધાર એકસઠ સહસ સાધવીરે, અધકી ખટ અવધાર ચ૦ ૪ સેવે ગુરૂ યક્ષ ખરૂરે, નિરવાણી તસ નાર; શાંતિ કરણ જગ શાંતિજીરે પ્રમોદસાગર જયકાર ચ૦ ૫.

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન

મમકરો માયા કાયા કારમી એ દેશી—રંગ લાગ્યો પ્રભુ રૂપશું તુજ્યો કુંથુ જિનરાયરે; દેહની કાંતિ કંચન સમી; ગજપુરેસુર નૃપતાયરે રં૦ ૧ રાણી શિરી જેહની માતૃકા; પાંત્રીસ ચાપની દેહરે સેવતો છાગ લંછન મીસે ક્રીમ દીયે પ્રભુ તસ છેહરે રં૦ ૨ જેહને પાંત્રીસ ગણધરા, મુનીજન સાઠ હજારરે, સાઠી સહસ પ્રભુ સાહુણી; ખટ શત અતી મનોહારરે રં૦ ૩ યક્ષ ગંધર્વ ખલા જક્ષણી; દોય કરે સાસન સેવરે; વરસ પંચાણું સહસ આઉખું તુહી તુહી સહી દેવરે રં૦ ૪ જ્ઞાન ગુણ કુસુમતનુ વાશિત; ભાશિત લોક અલોકરે; પ્રમોદસાગર પ્રભુ ચિતે ધરો; જિમ ધરે દિનકર કોકરે રં૦ ૫

## અથ શ્રી અજીતનાથ જીન સ્તવન.

વાહાણ પાંચસે પુરીયાં એ દેશી—આશ પુરો અરનાથજી; સાતમો ચક્રધર સ્વામીરે, ભવીક પંકજ પ્રતીબોધતો સોધતો આતમ રામીરે ૧ મોહન મુરતી જીન તણી, આંકણી. ગજપુર નગર અતી સુંદરૂ; નામ શુદરશણ ભુપરે, દેવી રાણી જસ માત છે; ગાતિલ હેમતનુ રૂપરે મો૦ ૧ લંછન નંદા વરતનું; ધનુષ જસ ત્રીસનુ માનરે; વરસ ચોરાશી હજારનુ; જીવીત જાસ પ્રધાનરે મો૦ ૩ ગણધર તેત્રીસ જાણીએ; સાધુ ગણ સહસ પંચાશરે, સાહુણી સાઠ સહસ ભલી; છોડવે મોહ ભવ પાસરે મો૦ ૪ યક્ષ રાજા સુર યક્ષણી; ધારણી નામે કહાયરે, પ્રભુ તણી આગના શીર ધરે, પ્રમોદસાગર ગુણ ગાયરે, ૫;

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

આદિ જીનેશર વિનતી એ દેશી—મલી જીનેશર વંદીએ; નીલ કમલ દલ અંગ લાલરે; તીરથંકર પદ ભોગવ્યું; કુમરી રૂપે ચંગ લાલરે મ૦ ૧ મીથીલા નગરીનો રાજીઓ; કુંભ પીતા યશવંત લાલરે; દેવી નામે પ્રભાવતી કુખે રયણ ગુણવંત લાલરે મ૦ ૨ સહસ પંચાવન વરશનુ; જીવીત જગમાં સાર લાલરે; પણ વીસ ધનુષની દેહડી; કલસ લંછન શિવકાર લાલરે મ૦ ૩ સહસ ચાલીશ મુની જેહને; ગણધર અઠાવીશ સાર લાલરે; સહસ પંચાવન

સાધવી, નામે પ્રભુ પદ શિસ લાલરે મ૦ ૪ યક્ષ કુબેર વેરાણુ પ્રીયા, જીન સાશન રખવાલ લાલરે; પ્રમોદસાગર જપેઇસ્યુ, આપો વાણી રસાલ લાલરે ૫

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

વીસમો જીનવર સુકૃતકારી; મન મથ વૈરી માન નીવારી, મોહના મુની સુવ્રત સાંમી જીવના મુની સુવ્રત મો૦ ૧ કજલવાને દેહિ દીપે નીરૂપમ રૂપે ત્રીભોવન જીપે મો૦ જી૦ કછપ લંછન પદકજ ભાસે, વિશ ધનુશ તનુ ધર્મ પ્રકાસે મો૦ ૨ જી૦ જીવીત વરશ ત્રીસ હજાર, ગાણધર સોહે જાસ અઢાર મો૦ જી૦ વીસ સહસ મુનીવર પ્રભુ પાસ, સાહુણી કહી સહસ પંચાસ. મો૦ ૩ જી૦ રાજગ્રહી નગરીનો રાજા; સુમીત્ર નરપતિ કુલ દિવાજા મો૦ જી૦ પદમાવતી દેવી તનુ જાત, હરીવંશમાં જનમ વિખ્યાત મો૦ ૪ જી૦ વરાણુ સુરનર દતાદેવી; આન અધીકે સાસન સેવી મો૦ જી૦ પ્રમોદસાગર પ્રભુ ચરણે લાગે, વીસ વશાનુ સમકીત માગે મો૦ ૫ જી૦

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

સેવો સેવોહો લાલ પુરસાદાણી તુમને એ દેશી— વંદો વંદોને લાલ જીન ભુવન જયકારી. પુજો પુજો બેલાલ જીન સાશન સુખકારી; એકવીસમા નમીનાથ જીણંદા; મીથીલપુર અધીકારી વં૦ ૧ લંછન નીલ કમલ અતી સુંદર; પનર ધનુષ તનુ ધારી વં૦ સહસ જસ દસવરશનુ આયુ; કાયા કંચન સારી વં૦ ૨ વિજય નૃપતી ને વિજયા રાણી નંદન આનંદકારી વં૦ ભ્રુકુટી સુર ગંધારી દેવી; સાશનને હિતકારી વં૦ ૩ સતર ગાણધર વરગુણ ખાણી, વીસ સહસ વ્રતધારી વં૦ અજા એકતાલીસ હજાર કુમતી કુગતી ભવ વારી વં૦ ૪ હીયડે હરખી નયણે નીરખી, મોહન મુરતી તાહારી વં૦ પ્રમોદસાગર જંપે પ્રભુજીના; દરશનકી બલીહારી વં૦ ૫

## અથ નેમનાથ જીન સ્તવન.

મકર જીવ પરતાતી દીનરાતિ તુ એ દેશી—નેમ જીન સાંભળો વિનતી મુજ તણી, આશ નીજ દાસની સફલ કીજે. બ્રહ્મચારી શિર સેહરો તુ પ્રભો તાત મુજ વાત ચિતે ધરીજે ને૦ ૧ નગર સૌરીપુર નામ રલીઆમણુ, સમુદ્ર વિજયા ભીદાભુપદીપે, શ્રી સીવા દેવી નંદન કરૂ વંદના, અંજન વાનરતિ નાથજીપે ને૦ ૨ શંખ ઉજલ ગુણાશંખ લાંછનસુ, સાર ઇગ્યાર ગણધર સોહાવે, આયુ એક સહસ વરખ માને કહ્યુ, અંગ દસ ધનુષ માને કહાવે, ને૦ ૩ યક્ષ ગોમેધને અંબીકા યક્ષાણી; જીન સાસન સદા સુખકારી, અઢાર હજા

૨ આણગાર સુત સાગરા, સહસ્ર ચાલીસ અજા વિચારી ને૦ ૪ કાંચનાદિક બહુ વસ્તુ જગ કારમી સાર સંસારમાં તુહી દીઠો. પ્રમોદસાગર પ્રભુ હરખથી નીરખતાં, પાતીકપુર સવી દુર નીઠો ને૦ ૫

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

થારા મોહલાં ઉપર મેહ ઝરૂખે વીજલી એ દેશી—પુરશાદાણી પાસ જીનેશ્વર પુજીએ હો લાલ જી૦ ત્રેવીસમો જીનરાય દેખી મન રંજીએહો લાલ દે૦ ચરણ સરો રૂહયમલ પ્રાણમીયે સ્વામીનાહો લાલ પ્ર૦ કમઠાસુર હઠ ચુરતપુરી મન કામનાહો લાલ પુ૦ ૧ અશ્વસેન નરપતિ વંશ કુમુદ ચંદલોહો લાલ કુ૦ વામા માતા કુખે શરોવર હંશલોહો લાલ શ૦ નીલ વરણ તનુ કાંતી સુભાતિ રાજતીહો લાલ સુ૦ નવકર માને કાયા અનોપમ છાજતીહો લાલ અ૦ ૨ નગરી વાણારશી જેહની ધનંદ પુરીજસી હોલાલ ધ૦ સરપ લંછન શિવ કારણ ચરણે સેવે હશીહો લાલ ચ૦ દશ ગણધર મનોહાર મનોભવ ટાલતાહો લાલ મ૦ શોળ સહસ મુની આણ જીણંદની પાલતા હોલાલ જી૦ ૩ ધરણેંદ્ર પદ્માવતી કરે જીન ચાકરીહોલાલ ક૦ સાધવી અડત્રીસ સહસ અતીવ કૃપા કરીહો લા૦ અ૦ એકશત વરશનુ જીવીત જેહનુ જાણીયેહોલા જે૦ જગ જીવન જીનરાજ સેવા ચિત આણીયેહોલાલ ચિ૦ ૪ સંસાર સાગર તીરથી ભવીજન તારીયે હોલાલ ભ૦ અધર્મ અકીરતી અનીતી અસન-વારીયેહો લાલ અ૦ ઉતમ સરસી પ્રીત કરે તે સુખ લહેહો લાલ ક૦ પ્ર-મોદસાયર પ્રભુ નીસદીન આગ્ના શિર વહેહો લા૦ અ૦ ૫

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

મુજરો છે જીરં એ દેશી—મુજરો લ્યોજી સીધારથ દારક મુજરો લ્યો જી. સેવક સુખકારક મુ૦ ત્રીભોવન જીન તારક મુ૦ જીન શાશન ધારક મુ૦ આં૦ વંદો ભવીકા વીર જીણેશર, ચોવીસમો જીન તાતા, કેસરી લંછન કેસરી સરખો ત્રીસલા રાણી માતા મુ૦ ૧ જીવીત વરશ બહોતર અનોપમ શોવન કાંતિ ઉદાર, ક્ષત્રીય કુંડ નગર અતી શોભે. એકાદશ ગણધાર મુ૦ ૨ માતંગ સુરસી ધાઇ દેવી પુજે જીનવર પાયા, સાત હાથ તુજ દેહ પ્રમાણ, ચઉદ સહસ મુનીરાયા. મુ૦ ૩ સાધવી સહસ છત્રીશ વીરાજે ચર્મ જીનેસ્વર દેવા, તેર પદ મેં જીનવર ગાયા, સુરપતી કરતા શેવા મુ૦ ૪ ભાણશે ગાણશે જે જન સુણશે; તસ ઘર રીધી વીશાલા, પ્રમોદસાગર જંપે પ્રભુ જીને હોજો મંગલ માલા મુ. ૫ ઇતી શ્રી પ્રમોદસાગરજી કૃત ચોવીશી સંપુર્ણ

# અથ શ્રી વિજયલક્ષમિ સુરિજિ કૃત ચોવીશિ,

## અથ શ્રી રૂષભદેવ જીન સ્તવન.

અરજ અરજ સુણોને રૂડા રાજીયાહોજી એ દેશી—રૂષભ રૂષભ જીણંદ નિરખી લોયણેહોજી; અભીનવ ઉદયો આણંદ, જીનવર જીનવર સુખ કર સાહીબાહોજી, પરમેશ્વર મુનીચંદ રૂ૦ ૧ અનોપમ અનોપમ રમણતા તાહરેહોજી. જ્ઞાન વિલાસી સમાજ, અવિચલ અવિચલ સ્થાનક પામીનેહોજી અનુભવ શિવપુર રાજ રૂ૦ ૨ અનેક અનેક સુગુણ મય સુંદરૂહોજી, નિસંગીત નીરાબાધ, આતમ આતમ અસંખ્ય પ્રદેશમાંહીહોજી, અક્ષય ધર્મ અગાધ રૂ૦ ૩ સ્વરૂપ સ્વરૂપ સ્થાનથી એકતાહોજી, સુક્તાઅવધરૂપ. યોગ યોગ રહીત અકંપતાહોજી, અનેક ત્રીભંગી અનુપ રૂ૦ ૪ અશરણ અશરણ શરણ હરણ ભવ ભય તણોહોજી; અવિસંવાદીતમીત; અતીશય અતીશય ધારી ગુણાવલીહોજી, તત્વ વીલાસી જગમીત, રૂ૦ ૫ પ્રભુ ગુણ પ્રભુ ગુણ રંગી થઇ ચેતનાહોજી, અવિલંબે જીન દેવ, કારણ કારણ કરતાપણે આરોપીનેહોજી વિઘટે અનાદી કુદેવ રૂ૦ ૬ ઇણ વિધ ઇણ વિધ પરખી સ્વામીનેહોજી આદરે સુભ પ્રણિધાન. સોભાગ્ય સોભાગ્ય લક્ષ્મીસુરીજીન થકી હોજી, પામે દરશન ગુણ ગ્યાન રૂ૦ ૭

## અથ શ્રી અજીત જીન સ્તવન

ધન દિન ધન વેળા તેહ એ દેશી—વિજયા નંદન ચરણ સુરતરૂ છાંહ; સમી હિત પુરે ચુરે દુરીતનેજી, સુરપતિ નરપતી મુનીવર ભ્રંગ ચરણ વિલાસી લહે સુખ સરીતનેજી ૧ સુક્ષ્મ બાદર પુઢવિજલણ સમીર, જલવણ સઇ વિગલેંદ્રીમાં સહીજી, નરયતિરય સુરનર કર્મ સંજોગ, ભુવન પાવન જીન સેવા નવી લહીજી, ૨ ચઉગઇ ભમતાં સુક્રત નૃપતી પસાય, આરજ દેશ નિરમલ કુલ લહયાજી દાશ વીલાશી આસીભાવ નીવારી માન સહંસ પરે તુમ પદ ગ્રહ્યાજી ૩ વીતરાગ સુખ દુખ ગતસંસ, તેહથી અસંગત કીમ ફલ કામીએજી, ઇમ મન ચીંતુ જીમ સુરમણી સાર; અચીંત્યપણે પણ ચીંતીત પામીએજી ૪. પીંડ પદસ્થ રૂપસ્થ ધ્યાનેહો લીન જીનજીનાં ચરણ સરોજ જીણે ગ્રહ્યાંજી, આતમ તત્વ રમણતા પ્રગટેહો તાસ; ધ્યાન અનલથી

કર્મ ખીણ દહ્યાંજી ૫ અજીત અમીત ગુણ ચરણની વાસ, સમકીત સોધ કરોધક કરમનેજી, સોભાગ્ય લક્ષ્મી સુરીજગ ભાણ, ધ્યાન પ્રભાવે વહે શિવ શર્મનેજી. ૬

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

અજીત જીન તારજ્યોરે, એ દેશી—નિરૂપાધીકતા તાહરેરે, પ્રભુ રમણતા તાહરે અનંત વ્યાપ વ્યાપકતા શુદ્ધતારે સદા શુભ ગુણ વિલસંત ૧ સંભવ જીન તારજોરે તારજો દીન દયાળ સં૦ સેવક કરો નીહાલ સં૦ તાહરો છે વીશવાશ સં૦ તુ મોટો મહારાજ સં૦ તુ જીવ જીવન આધાર, પરમ ગુરૂ તારજોરે, ઉતારો ભવપાર સં૦ આંકણી, દ્રવ્ય રહીત રૂદ્ધીવંતછોરે પ્રભુ વિકસીત વીરજ અક્ષોભ, વિગત કષાય વયરી હણ્યોરે, અભિરામી જ્યોતી અલોભ સં૦ ૨ ગુરૂ નીહી ત્રીભુવન ગુરૂરે; તારક દેવાધી દેવ, કરતો ભોકતા સર્વનોરે, શહજ આણંદ નીત મેવ શં૦ ૩ અનંત અક્ષય અધ્યાતમીરે, પ્રભુ અશરીરી અનાહાર સર્વ શક્તિ નિરાવર્ણતારે અતુલ દુતિ અનાકાર સં૦ ૫ રૂચીર ચારૂ ગુણ સાંભળીરે, રૂચી ઉપની સુખકંદ; પુષ્ટ કારણ જીન તું લહીરે; શાધક શાધ્ય અમંદ સં૦ ૭ પુષ્ટા લંબન આદરીરે; ચેતન કરો ગુણ ગ્રામ, પરમાનંદ સ્વરૂપથીરે, લહસ્યો શમાધી સુઠામ સં૦ ૮ સુખ સાગર સતારશોરે, ત્રીભુવન ગુરૂ અધીરાજ; સેવક નીજ પદ અરથીઓરે; ધ્યાવો એહ મહારાજ સં૦ ૯ આરોપી સુખ ભ્રમ ટળેરે; પુજ્યને ધ્યાન પ્રભાવ; અષ્ટ કરમ દલ છંડીનેરે; ભોગવે શુદ્ધ સ્વભાવ સં૦ ૧૦ અધ્યાતમ રૂપી ભજ્યોરે, ગણ્યો નહી કાજ અકાજ; કૃપા કરી પ્રભુ દીજીએરે સોભાગ્ય લક્ષ્મી પદ રાજ. સં૦ ૧૧.

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન

ઝીરૂઆરે ગુણ તમ તણા એ દેશી—ત્રીભુવન નાયક લાયકો; અભીનંદન જીન રાયોરે, બલીહારી તુજ નામની જીણે મારગ શુદ્ધ બતાયોરે બ૦ ૧ તેતો આતમ તેમ નભાયોરે બ૦ નિવૃતી નયરીયે છાજતા; રાજતા અક્ષય રાજેરે, અતીશય નિરમલ વર રૂચી, મહારા પરમેશ્વરને દિવાજેરે બ૦ ૨ સ્વપર પ્રકાશક દીન માણી શુદ્ધ સ્વરૂપી અમયાસીરે; શકલ દાનાદિક ગુણ તણી, વ્યક્તતા શક્તિ અનાશીરે બ૦ ૩ શહજ આનંદ વીતરાગતા; પ્રદેશ પ્રદેશ અનુપરે, શાદી અનંત ભાગે કરી, પુર્ણ નયે તશ ભુપરે બ૦ ૪ અવી શંવાદી નીમીતપણે; થકી તુજ શક્તિ માહરેરે; શત્ય હેતુ બહુ આદરો હોય

ભવ ભેદ પ્રકારે બ૦ ૫ ભવ વાશી જે આતમા; તે પ્રભુ પ્રભુતા અવલંબેરે; ભેદ છેદ કરી જીન હોયે; પણ ન હોય તે વિલંબેરે બ૦ ૬ પરમ શિવંકર ગોપને જે નર ચિતમાં ધ્યાવેરે; દીવ્ય બહુ સુખ શાસ્વતા; સોભાગ્ય લક્ષમી સુરી પાવેરે બ૦ ૭

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

મોતીડાની દેશી—સુમતી જીણેશર પ્રભુ પરમાતમ; તું પરમાગમ તુ સુધાતમ; શાહીબા વિનતી અવધારો; મોહના પ્રભુ પાર ઉતારો; તુમે જ્ઞાનાદિક ગુણના દરીયા; અનંત અક્ષય નિજ ભાવમાં ભરીયા શા૦ ૧ તુમે શબ્દાદિક ગુણ નિઃશગી, અમ્હે સ્વપ્ને પીણ તેહના શંગી; તુમે ઉતમ ગુણ ઠાણે ચડીયા; અમ્હે કોહાદિકષાયે નડીયા શા૦ ૨ અમ્હ મતિ ઇંદ્રી વિષયે રાચી; તુમે અનુભવ રશમાં રહ્યા માચી, અમે મદ માતંગને વશ પડીયા; નવી તુમે તે તલ માત્ર આભડીયા શા૦ ૩ તુમે જગ શરણ વિનીત સુજાણ; તુમે જગ ગગન વિકાસન ભાણ; તમે અકલંક અબિહ અકોહી; તમે જડ સંગીન રાગી મોહી શા૦ ૪ અતયેંદ્રિય સ્યાદ્વાદવાગીશ સહજાનંત ગુણ પજવ ઇશ; અલખ અગોચર જીન જગદિશ; અશરણનાથ નાયક અમીસ શા૦ ૫ તે માટે તમ ચરણે વિલગ્યો; એક પલક નહી રહીશું અળગા; સોભાગ્યલક્ષ્મીસુરી ગુણ વાધે, જીન સેવે તે જીન સાધ્યતા સાધે; શા૦ ૬

## અથ શ્રી પદ્મપ્રભુ જીન સ્તવન.

ઇમિ ધનો ધણીને પરચાવે એ દેશી—પદ્મ પ્રભુ પદ પંકજ સેવના; વિણ નવી તત્વને જાણુંરે; મત અનેક વિભ્રમમાં પડિયો, નિજ મત માને પ્રમાણેરે. ૫૦ ૧ ક્ષાણીક ભાવ સુગત પ્રકાશે; સૃષ્ટી સંહારનો કરતારે; ઇશ્વર દેવ વિભુ વ્યાપક એક; નૈયાયિક અનુસરતારે; ૫૦ ૨ આતમરૂપ એક દેહ દેહે; ભિન્નરૂપ પ્રતી ભાસેરે; જલ ભાજન જીમ ચંદ્ર અનેકતા, યુકતી સાંખ્ય વિકાશેરે ૫૦ ૩ પુન્યેતર જીવાદિક ભાવા, ધુમાકારી છે સર્મેરે, જલ થલ ગિરી પાદપસવી આતમ, અદ્વૈત વાદીનો મર્મેરે ૫૦ ૪ નિત્ય અનીત્ય એકાંતે કોઇક, એમ અનેક મત જાલેરે, પડીયો તત્વ અલહતો પેખી જગ ગુરૂ તત્વને આલેરે ૫૦ ૫ ક્ષાણીકતો ત્રીણ કાલ સ્વરૂપને જાણે નહીં કદાપીરે, શુભા શુભનો જો કરતા ઇશ્વર, ફલ ભોગતા તસુ વ્યાપીરે ૫૦ ૬ એક આતમ તો ત્રણ ભુવનમાં, સુખ લહે સમકાલેરે, શુન્યે વસ્તુ દ્રષ્ટી ઉલવતાં, મતામે બંધ્યા માહલેરે ૫૦ ૭ અદ્વૈત વાદી જડ ચેતન એકજ, નિત્ય અનીત્ય એકાંતેરે

પ૦ ૮ દ્રવ્ય પર્યાય નીત્ય અનીત્યએ એક અનેક ઉપયોગીરે, પક્ષપાત સવી દુર કરી કહે. જગ ગુરૂ ગુણ ભોગીરે પ૦ ૯ સમભાવે એ પક્ષ ગ્રહે તે; ફ્રી રી સંસાર તન કામેરે, સૌભાગ્યલક્ષ્મીસુરી જીન કરૂણાથી, પરમાનંદ પદ જામેરે પ૦ ૧૦

## અથ શ્રી સુપાસ્ર્વ જીન સ્તવન

દેશી રશીયાની—શ્રી સુપાસ જીણેશર સાહિબો, અવી સંવાદી જસ પંથ; સુગુણ નર અહનિશી સેવે મન પરમોદશું, જે હસ્યાદ્વાદીનીગ્રંથ, સુ૦ ૧ શ્રી૦ માને નૈગમનય વસ્તુ પ્રતે, સામાન્ય વિશેષ ઊભેરૂપ સુ૦ સંગ્રહ નય કહે સર્વ પદાર્થે, સામાન્ય એક સ્વરૂપ સુ૦ ૨ શ્રી૦ વ્યવહાર નય પ્ર વૃતી વિશેષ વિના નહી; વ્યોમ કમલપરે અન્ય સુ૦ અતીત અનાગત પરકિય પરીત્યજી, રૂજુ સુત્ર ગ્રહે વર્તમાન સુ૦ ૩ શ્રી૦ એકારથ વાચક સવી શબ્દ તે, કુંભ કલશ વસ્તુ એક સુ૦ પર્યાય કલ ભેદથી ભીન વસ્તુ કહે, સમભિરૂઢ એહ એક ટેક સુ૦ ૪ શ્રી૦ ઘટ શાદિક નિજ નિજ અર્થમાં વરતે એવંભુત વસ્ત; સુ૦ વિશુદ્ધ યથોતર પિણ એકાંતથી, નવી લહે સ્યાદ્વાદ દસ્ત સુ૦ ૫ શ્રી૦ જાતી અંધ નર ગજ પ્રતિ અવયવે; ગજપણું સકલ કહંત સુ૦ દિવ્ય નયનથી યથારથ ગજ ગ્રહે; તિન તુજ શાસન કંત સુ૦ ૬ શ્રી૦ મુક્તિ વિરાધી જીન સમય ગ્રહેયદા, સેવક જીમ ચક્રવરતી સુ૦ મિથ્યા કચવર આપદ નાશથી, હોય અને કાંત પ્ર વૃતી સુ૦ ૭ શ્રી૦ ત્રીકાલવેદી જીન મત અવિલંબતાં; હોયે અવિકલ મતી મંત સુ૦ સૌભાગ્યલક્ષ્મીસુરી આતમ સંપદા પ્રગટે શક્તિ અનંત સુ૦ ૮ શ્રી૦

## અથ શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન.

માલા કીહાં છેરે એ દેશી—ચંદ્ર પ્રભુ જીન ત્રીભુવન દીપક; જીપક અ અરીગણ ભવીંદારે, આઠ કરમ વીનુ ગુણ જસ પ્રગટયા, આતમ ઠાણે સુખ કંદારે ૧ ભવિક જન વંદોરે; ચંદ્ર પ્રભુ જીન ચંદ્ર ભ૦ જ્ઞાનાવરણી કર્મ ક્ષયે તુજ; કેવળજ્ઞાન અંનતુરે, વિશ્વરૂપ વિભાસન સમર્થ; વિશેષ પ્રકારે સંતુરે; ભ૦ ૨ દંશણાવરણી કર્મ ઉછેદ સામાન્ય સ્વરૂપ વિભાસેરે; દુવીધ વેદની મુલ વીનાસે અવ્યબાધ સુખ થાશેરે ભ૦ ૩ ત્રીભુવન જેતા મોહ પણઠે, ક્ષાયિક દુગાનીશંકરે; પંચમ કરમ ભરમ નીવારી; સાદી અનંત સ્થિતી અંકરે ભ૦ ૪ ભ્રિમત નામ કરમથી મુનરપી; રૂપાદીક ન લહંતરે; ગોત્ર કરમ દહનથી સિદ્ધગુણ; અગુરૂ લઘુ ઉલસંતરે ભ૦ ૫ દાનાદિક જસ લાબ્ધી અગાધ; વીધન

કરમને વીનાસેરે; ઇમ તુજ ગુણ પ્રગટયા સીદ્ધરૂપે; એકજ આતમ આવાસેરે ભ૦ ૬ પ્રભુ ગુણ રાગે જે દીપંતા; છંડે તે ભવ સંયોગરે; સોભાગ્યલક્ષ્મીસુરી ગુણ રસીકતા, દીનમણી સમ ઉદ્યોગરે ભ૦ ૭

## અથ શ્રી શુવીધી નાથજીનું સ્તવન.

સુમતીનાથ ગુણશું મલીજી એ દેશી—સુવીધી જીણંદ શુભ ધ્યાનથીજી સહણા શુચીભોગ; તેહથી નાણ ચરણ ગુણાજી; વીકસેથીર ત્રીક જોગ; ગુણ વંતા સુમનજન ધ્યાવો જીન જગદીશ, ૧ ભમતાં ભવ કંતારમાંજી; ગીરીશીરો પલપરેજીય, અનાભોગે લહુકમ કરીજી ભેદ ગ્રંથી ભવબીય ગુ૦ ૨ ક્ષીણ ક્ષીણ શુદ્ધ થતો થકોજી; અંતર કરણ પઇઠ; કર્મ સુભટ અરીજીતીનેજી વીઘટેરે મીથ્યા અનીઠ ગુ૦ ૩ ઉપશમાદી સમકીત લહેજી; તુજ સુપશાયરે નાથ, તવ સ્તવના વીધે જોગ્યતાજી; હોયે તે જીવ શનાથ ગુ૦ ૪ અમલ અખંડ અ લીપતાજી; સ્વરૂપરમણ અવીનાશી; વાશ વસુર નર મુનીવરૂજી આ જીવીત સુપ્રયાશી ગુ૦ ૫ ગુણ સ્તવના પ્રતીદીન કરેજી; તદપીન પામેરે પાર; દ્રવ્ય સ્તવના વચનાદીકેજી; ભાલથી તનમય શાર; ગુ૦ ૬ શાધકા શીધતા હે તુને જી; અવલંબેરે મતીવંત; ભેદ મીટે પ્રગટે મહાજી; સોભાગ્ય લક્ષ્મી અનંત. ૭

## અથ શ્રી શીતલજીનનુ સ્તવન.

આધા આમ પધારો પુજ્ય અમઘર વેહીરણ વેલા એ દેશી— શીતલ જીન વીભુ આતમ સુધના શકલ દ્રવ્યથી ન્યારી જશ ગુણ જ્ઞાન તણે અનુ શારે શર્વ પદાર્થ પ્રચારી; ધારો વીનતી શીતલ દેવ, નેહ નજરે નીહાલો; ૧ ધર્મ અધર્મ આકાશ શમય વલી પુગદલ ચેતન એહ; પંચ અચેતન એકજ ચેતન; જશ નહી આદીન છેહ; ધા૦ ૨ ગતી થીતી હેતુ ધર્મ અધરમા; જીવ પુદગલને હોવે શર્વ દ્રવ્ય અવકાશન કારણ તેહ આકાશ કહાવે ધા૦ ૩ શમયાદીક તે કાલ વખાણ્યો; પુરણ ગલન સ્વભાવે; ક્ષીર નીર પરે ચેતન મલી રહે, તેહ પુદગલ કહાવે ધા૦ ૪ જીવ અરૂપી કર્મકી ઓટમેં ઘટાકાશ ઘટમાંહે કરતા ભોક્તા રમતો વીભવે; ગ્રહે ઉપાધી વહછાંહે, ધા૦ ૫ ખટ દ્રવ્ય ગુણ પર્યાયથી ભીનતા; પ્રતી પ્રદેશે અનંતી પ્રભુમેં પ્રતક્ષ પ્રમાણે પ્રગટી આતમ ગુણ વીકસતી ધા૦ ૬ એહવી શુદ્ધતાને અવલંબે, ઉપ શહજ ભાવી ભાજે સોભાગ્ય લક્ષ્મીસુરી જીનવરથી, દેવ ચંદલીરવ ગાજે ધા૦ ૭

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનનું સ્તવન.

ઇડર આંબા આંબલીરે એ દેશી—શ્રી શ્રેયાંશ જીનરાજજીરે. ચીદાનંદ ભગવાન. ત્રીણ કાલનાજ્ઞેયનેરે જાણું અનંતે જ્ઞાન ૧ જીનેશર તું પ્રભુ જગદાધાર; તુંહી જગ હીતકાર જી૦ ધરમાદિક સહુ દ્રવ્યનારે ગુણ પરજાય સમેત; નિત્યા નીત્યિ તસુ ધરમનેરે; જ્ઞાયકતા નિજ ખેત જી૦ ૧ છતી પરયાય જે જ્ઞાનનારે; તેતો નવી બદલાય, વર્તના નવ નવ જ્ઞેયનીરે સમયમાં તે સવી જાણાય. જી૦ ૨ સામાન્ય સ્વભાવ જે જ્ઞેયનારે, સામાન્યે સવી દખંત, સમયાંતર દરશન મુખ્યતારે; પ્રગટે તાહરે અનંત; જી૦ ૩ ગુણ પર્યાય નિજ ધર્મમેરે, સદા પ્રવર્તનતંત પર પરીરમણ તે નવી ગ્રહેરે, તે માટે ચરણ અનંત જી૦ ૪ જ્ઞાનાદિક નિજ ગુણ તણીરે, ભોગ શકતી અસમાસ તેહજ વીર્ય અનંતતારે; અનંત ચઉ કઇમ ખાસ; જી૦ ૫ માહરી પણ એ હવી અનંતતારે, પર વિભાવે સંસકત આવીરભાવ પણે હોવેરે, શ્રી શ્રીયાંશ પ્રસકત જી૦ ૬ પ્રભુ ગુણ રંગી ચેતનારે પરમોદય સુનિદાન, સોભાગ્યલક્ષમી સુરી સંપજેરે; સુયશ સમાધી અશમાન જી૦ ૭,

## અથ શ્રી વાસુપુજ્ય જીન સ્તવન.

બન્યોરે કુઅરજીનો સેહરો એ દેશી— શ્રી વાસુપુજ્ય તનુ દેખીને; સુરનર હરષે સ્વાંતહો જીણંદ નિજ વિગ્રહ કાંતે કરી, અધર કૃત રવીં કાંત હો મુણીંદ તુજ દરિશણ મુજ વાલહું સામાન્ય જનથી અધીક હોવે મંડલ ક્ષિતી પતી રૂપહો જી૦ તેહથી હલધર હરી તનુ ચક્રીરૂપ અનુપહો મુ૦ ૨ તુ૦ તેહથી ભુવનપતી વ્યંતરા જોઇશ ચઢતે વાનહો જી૦ અનુક્રમે કલ્પગ્રિવેયક સુરા અનુતર રૂપ નિધાનહો મુ૦ ૩ તુ૦ અધીકા તેહથી મુનીવરા; ચઉદ પુરવ ધર વૃદ્ધીહો જી૦ આહરકતનુ છવી તેહથી; ગણપતી રૂપ સમરૂધીહો મુ૦ ૪ તુ૦ સહુથી લક્ષણ લક્ષિતં; જીત્યા સવી ઉપમાનહો જી૦ રૂપ અનંત ગુણ દેહમાં શાંત રૂચી અસમાનહો મુ૦ ૫ તુ૦ તિલક સમાને ત્રિભોવન વિષે નિપજાવ્યો ગુણ ગેહહો જી૦ જગમાં પુદગલ જેતલા; જીણે નહી તુજ સમદેહહો મુ૦ ૬ તુ૦ પાદ પાદપ સુર સારીખા, શશી સુખ અતી સુખ હેતુહો જી૦ કરમ ભરમ હરકર કહયાં, લોચન ભવો દધી સેતુહો મુ૦ ૭ તુ૦ ઇમ પ્રભુ રૂપ નિજ સ્વરૂપને પ્રાપ્તી ભણી સુત દાનહો, જી૦ અવલંબી લક્ષમીસુરી અનુભવે અનુતર સુખ અવીગાનહો મુ૦ ૮ તુ૦

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

અરણીક મુનીવર ચાલ્યા ગોચરી એ દેશી—વિમળ જીનેશર નિજ કારજ કરો, છાંડીને સોપાધી ભાવોજી; એકપણે સવી ગુણમાં મલી રહયો, પરમાનંદ સ્વભાવોજી વિ૦ ૧ સુમન શકાંતારે વિભ્રમરોચિતા જમુમાન સન કોભાલોજી. મંદાર બાચેરે સવી સુર જીતીયા તુંતો જીતેંદ્રી સ્વભાવોજી વિ૦ ૨ ત્રીભોવન બંધુરે અતિશય પુરણો, દોષ અભાવે ગત તાંતીજી. હિરણાગજ અસિહા મિટે ભવ ઇહા; અતુલ દાયક મુજ શાંતીરે વિ૦ ૩ નિઃપ્રતિબંધ અબાધક મેં સ્તવ્યો; અપવર્ગ પદવીનો ભુપોજી નિકટ કરે જનને મન સુંદ રૂ. રમે તે સહજ સ્વરૂપોજી વિ૦ ૪ વિમલ જીણંદથીરે ધરૂવ પદ રાગીયા નિરમલ કરે નિજ શકતીજી. સોભાગ્યલક્ષ્મીસુરી અવધ ભેદી લહે પુરણાનંદ પદ વ્યકતીજી વિ૦ ૫,

## અથ શ્રી અનંતનાથ જીન સ્તવન.

દેશના દેઈ તારે એ દેશી—અનંત જીન સહજ વિલાશી પ્રભુ લોકાલોક પ્રકાશી. કેવલ જીન નાણ વિકાશી ૧ જીણંદરાય દેશના દેઇતારે; ભવ જલ નીધી પાર ઉતારે જી૦ આંકાણી ગુણ માણી ખાણી સત્યવંતી; નય ગ્રામ ધારક ધનવંતી, ભવી ચીત પંકજ વિલસંતી જી૦ ૨ ત્રિભુવનપતી ત્રીગડે સોહે. ત્રીભુવન જનનાં મન મોહે; તરણી પરે જન પડીબોહે જી૦ ૩ નવી મત એકાંત ભાણંતી; જેહ ચ્યાર નીક્ષેપાવંતી. ખટ ભાષામાં પ્રણમંતી જી૦ ૪ ઉપને વ્યથિર ત્રિકરૂપ સર્વ ભાવમાં વરતન સ્વરૂપ તે કેહેવા વચન અનુપ જી૦ ૫ પાણ તીશ ગુણે ગુણવંતી સમકાલે સંશય હરંતી' મુની શુભ ચેતના વિકસંતી જી૦ ૬ કેવલકા સારથી નિકશી, નિશ્ચય વ્યવહાર પ્રસંસી મીથ્યા કલીમલ વિધ્વંશી જી૦ ૭ સુણતાં જીન વાણી શી વાંછા, ખટ માસ નભો જન ઇછા; દુરે નીગમે ભવ વીછા જી૦ ૮ સવી દોષ હરણ જીન વાણી, સોભાગ્ય લક્ષ્મીસુરી જાણી; એતો સમકીત સુખની નીશાણી જી૦૯

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

જીહો જાણ્યુ અવધી પ્રયુજ્ય એ દેશી—જીહો ધરમ તીરથંકર જગ ગુરૂ લાલા નીરજીત મોહ નરેંદ જીહો ઘાતી કરમ ઉછેદીને લાલા કેવલ પ્રગટયુ અમંદ, જીણેશર ધરમ પરમ કહે ધીર જી૦ ૧ જીહો સેષ જ્ઞાન છદમસ્થનાં, લાલા અંતર ભાવે તે હોયે જીહો જીમ અંશુ માલીની કાંતીમાં ભાસા ઉડુ ગણ તેય લીન જોયજી. ૨ જીહો જ્ઞાન સમે સવી સુર તીહાં, લાલા

ત્રીગડુ રચે મનોહાર જીહો સુરવાણી મુખે પ્રભુ સ્થીતી કરે, લાલા ભાસુર આસને સાર જી૦ ૩ જીહો શેષ ત્રીદીશી ત્રીદશ કરે લાલા તદનુ રૂપ પ્રતીબીંબ; જીહો નીરખી હરખે સુરનરા લાલા પામી જીમ પીકઅંબ જી૦ ૪ જીહો સંયત કલ્પ નારી અજા લાલા થીતી અગની કોણે કરંત જીહો જોઇ શભવન વ્યંતરસુરી લાલા થીતી નૈરતો વીરચંત જી૦ ૫ જીહો એ સુર ત્રીક જીન વંદીને લાલા વાયુ દીસે સોહંત જીહો કપીદ નર પતી કામની લાલા ઇશાન કુણે વીલસંત જી૦ ૬ જીહો તે ઉપગારી જીન ધર્મને લાલા કહે પડીઓહેરે જીવ જીહો હીંશાદીક દુષણા વીના લાલા દુવીધ પ્રકારે અતીવ જી૦ ૭ જીહો એકાંત વાદી મત સવે લાલા વીહચેં ધર્મ પ્રકાર જીહો પીણ મૌનીંદ્ર દરશન વીનુ; લાલા જાણે ન ધરમ ઉદાર જી૦ ૮ જીહો દુરગતી પડતા જીવને લાલા ધારક કહીએ ધરમ, જીહો યોગ વંચક કીયા કરી, લાલા ચઉગઇ સાધે અધરમ જી૦ ૯ જીહો આતમ ગુણ સવી ઉલખ્યાં, લાલા પર ગ્રાહક કરી દુર, જીહો નીત્યાનંદ વીલસતાં લાલા ધરમ જીણંદ વડનુર જી૦ ૧૦ જીહો ભાવ ધરમ દાયક વિભુ; લાલા નિરધારી થિર બુદ્ધ, જીહો સૌભાગ્યલક્ષ્મીસુરીં આદરે, લાલા પ્રગટે ધરમ વિશુદ્ધ જી૦ ૧૧,

## અથ શ્રી શાંતીનાથ જીન સ્તવન

જીરેજી એ દેસી—જીરે શ્રી શાંતિ નિરૂપમ ચક્રી; સવી જનપદ પ્રભુ સદગુણી જી૦ જીરે વિગત વિકાર કિરતાર, અજરામર નિરગુણ ગુણી જી૦ ૧ જીરે બ્રહ્મ વિધાતા મહેસ, ચેતના અવલ સુતાપતી જી૦ જીરે શબ્દથી સંભુ જનમાંહ, ગુણથી જૈન વેદી કૃતી જી૦ ૨ જીરે હરીહર શક્ર નાગેશ, તેહનો જે તારતી પતી સુણ્યો, જી૦ જીરે અચીંત્ય બલે કરી નાથ, ક્ષણમાં તે મદાણ દહન મુણ્યો જી૦ ૩ જીરે સદાશિવ વિધી વિશ્નુ, જીશ્નુ પુરૂષોતમ સ્વયંપ્રભુ; જી૦ જીરે દમીક્ષમી નિરદંભ અંતરજામી નામી વિભુ જી૦ ૪ જીરે અનેક કલ્પના જાલ; વરજીત ધ્યેય અવીનય સ્વરૂપ જી૦ જીરે શુધબુદ્ધ નિર્લેપ અલખ અજોગી વિસ્વંભરૂ જી૦ ૫ જીરે અગમ અરૂજ મહાગોપ સનાતન અગુરૂ લઘુ, જી૦ જીરે તિરથાધીપ ભગવાન પામી તુરીય દશાનઘુ જી૦ ૬ જીરે માધવ વરૂણ બીડોલ, નીલકંઠ સુરગુરૂ ગુણી જી૦ જીરે ત્રિવીધ જોગે પ્રણમંત, તેહજ ધામ તું જગ ધણી જી૦ ૭ જીરે નારવીક સહુગત સાંખ્ય; યોગાચાર વૈશિકા જી૦ જીરે એકાંતે કરી તેહ તુજ કલના નવી કરી શકયા, જી૦ ૮ જીરે ઇત્યાદિક શુભ નામ; યથારથ પ્રગટયા સદા, જી૦

જીરે તસુ ધ્યાને વીકસંત, સોભાગ્યલક્ષમીસુરી સંપદા જી૦ ૯

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન

સાંતી જીનએક મુજ વીનતી એ દેશી—કુથુ જીન આગમ વયણથી જાણીએ હેતુ સ્વરૂપરે; સ્યાદાદ રચનાયે હઠવીના સરાહે જે જ્ઞાની અનુપરે ૧ માહરી ઓલગ ચીત ધારીએ મા; કાલ સ્વભાવ ભાવીમતી; કર્મોદ્યમ એહ પંચરે, સમવાયે સમકીત ગુણ લહે, મીથ્યા એકાંત પરપંચરે મા૦ ૨ સમય વાદી કહે જગતમાં કાલ કૃત સકલ વીભુતીરે ષટ રૂતુ જીન ચક્રી હરીબલા, અંબ ગરભાદી પ્રસુતીરે મા૦ ૩ સ્વભાવ વાદી વદે વસ્તુમાં અનેક પરીણામ ન સ્વભાવરે, તંતુ ગાગુપટપણે સંભવે પીંડ ઘટલ કુટથી નાવરે મા૦ ૪ ભાવી કહે વચન ઇણી પરે કીજીએ કોટી ઉપાયરે; તદપી પ્રમાણ નીયતી હોવે સુભુમ ચરીતથી મનાયરે મા૦ ૫ કાલ સ્વભાવ નીયતવીના, કરમ હેતુ સતરૂપરે મા૦ કહે ઉદ્યમ પ્રતીવાદીને ઉદ્યમાધીન સત્રી કામરે, નવી હોયે તૃપતી અન દેખીને એક પ્રયાસ ગુણ ધામરે મા૦ ૭ પંચ નય નિજ મત થાપતા; લહી તુજ પદ તરૂ છાંયરે; મિથ્યા મતિ દુરે કરી ધારીયે, મન વિષે પંચ સમવાયરે મા૦ ૮ નિયત વસે કર્મ ખપાવીને, ભવ થિતી તણે પરી પાકેરે, વીર્ય પંડીત ભવ્ય ભાવથી મિટે ભવ દોહગ છાકેરે મા૦ ૯ કુંથુ જીન ચરણ સેવન થકી; પામી શુભ કારણ જોગરે, સોભાગ્યલક્ષમીસુરી સુખ લહે; પરમ સમાધી સયોગરે મા૦ ૧૦

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

પંથડો નિહાલુરે બીજા જીન તણો એ દેશી—અરજીન દરશન નિજ દરશન તણુરે; નિમીત છે ગુણ ગેહ; જીમ દરપણની નીરમલતા વિષેરે, નિજ પ્રતિબીંબની રેહ ૧ દરિશણ કીજેરે અરજીન રાજનુરે દરશન દરશન જગમાં સહુ વદેરે, દરશન ભેદ ન લહંત; તર્ક સીંધુ કલોલે ચપલતારે, ચિત ચિંતન વરતંત દ૦ ૨ શામાન્ય દરશન તે ગુણ તાહરોરે, તિમ ક્ષાયક ગુણ દષ્ટ, સ્યાદાદ દરશન પ્રગટકારક ક્ષમીરે, ઇમ ત્રીક દરશણ પુષ્ટ દ૦ ૩ તે માટે પ્રીય દરશન નાથનુરે, નિરધારે રૂચી શુદ્ધ, રયણ ત્રયી દિપક ભવી જીવનેરે, વિતી મિરક રણ અવીરૂધ દ૦ ૪ દરશન કારક પ્રતિ વાંછો નહીરે, પીણ પુણ્યશાલી જે દશ્ય. અવલંબનથી મીટાવે કદષ્ટીનેરે, આતમ દરશન હોય વશ્ય દ૦ ૫ સહજ દરશન તુજ અલખ અગોચરૂરે, મહા યોગીશ્વર ગમ્ય; તે પીણ જગબંધુથી નીપન્યોરે; જીમ સુત્રધારથી શુભ હર્મ્ય દ૦ ૬

તુજ દરશણથી જે સંતોષતારે; વિધી હરીહરથી તે નાહી; લખી શશી કાંતિ હર્ષ ચકોરનેરે તારક ગણથી તે નાહી, દ૦ ૭ દ્રવ્યભાવ અવલોકન આદરે, દશ્ય દરશક મિટે ભેદ; લક્ષમીસુરી જીન દરશન સુરતરૂરે; સફલે અનેક ઉમેદ દ૦ ૮

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

પાંડવ પાંચે વાંદતા એ દેશી—મલી જીન ત્રીભોવનપતી; પ્રભુ સકલ પદારથ રૂપરે; ચાર નિક્ષેપે વરણવે; અનેકાંત ભુમીના જે ભુપરે; અને૦ અનુપ સ્વરૂપ. અનંત ગુણ આગરો સમરૂપરે ૧ જીવ અજીવ ઉભય તણો, સંકેત ન માત્ર જે શબ્દરે, તદરથ વિણ વરતે સદા; મતી નામ નિક્ષેપે એ લબ્દરે; મતી૦ ૨ અનુપસ્વ૦ સદરથ વિગહીત આકૃતી; સાકાર નિરાકાર ભેદરે; ચીત્ર અક્ષાદિકમાં સહી; થાપના નિક્ષેપ અછેદરે થા૦ ૩ ભુત ભાવી જે ભાવનો, હેતુ તે દ્રવ્ય નિક્ષેપરે; નિક્ષેપયોગ અથ વાસહી; હોવે તીહાં દ્રવ્ય આપેક્ષરે હો૦ ૪ મુલ અરથમાં પરીણમ્યો; અનુભવન ક્રીયાનો તે ભાવરે, પરમ અરથ મય ગુણ વદ એહ તુરીય નિક્ષેપાનો દાવરે એ૦ ૪ નામાકાર દ્રવ્ય ત્રીણ કહ્યા; એક ભાવના સાધન હોયરે; ભાવે તે કારજ શુધ છે તેહ શું ગુણીને રઢ હોયરે; તે૦ ૬ સર્વ પદારથ વિસ્વમાં હોય ચાર પર્યયાય સંજુક્તરે; પુરણ ગ્રાહક તે જીન મતી જીહાં નહી એકાંતમતી ચુક્તરે જી૦ ૭ નામથી મલીજીન પ્રભુ સ્થાપનાથી તુજ પ્રતિબીંબરે, છઉમથ ભાવે દ્રવ્યથી; ત્રીગડે સ્થીતી ભાવા લંબરે ત્રી૦ ૮ તુજ આગમ થકી મતી લહી; ગ્રહ્યો ચઉવીધ આતમ રામરે; સોભાગ્ય લક્ષ્મીસુરી પ્રતે પ્રગટે શુભ યશ સુખ ધામરે પ્ર૦ ૯

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

અજીત જીણંદશું પ્રીતડી એ દેશી—શ્રી મુની સુવ્રત જીન ગુણ નીલો ચરણાદિકહો અનંત ગુણ કંદકે, કેવલી પણ એક સમયના ગુણ જાણે હો નહી કેહવા અમંદકે શ્રી૦ ૧ વચન અગોચર ગુણ થકી ભાગે અનંત હો હોવે ખલુ વાચ્યકે સુતધર કેવલી સારીખા; તેહમાં પણહો કાંઇક કહેવાયકે શ્રી૦ ૨ ત્રીભોવન જીવ ગણવા વિશે; સમયાસીહો વરતે સમકાલકે અનંત ભાવે પિણ ક્ષાણુકનાં કહેવા અસમથહો ગુણ દીન દયાલકે શ્રી૦ ૩ અસંખ્ય પ્રદેશ આતમ તણા, તેહમાં પાણહો કાઇક પ્રદેશકે; અસ્તી નાસ્તી નિત્યાદિકે ધર્મ પર્યવહો ગુણ અનંત આવેશકે, શ્રી૦ ૪ સંખ્યાતિત નીજ દેશ

માં ગુણ અનંતતાહો સમાણી કેમકે લોક પ્રદેશ અસંખ્ય વિષે, દ્રવ્ય પર્યવહો સમાયે જેમકે શ્રી૦ ૫ જીમ વ્યક્તીપણે ગુણ તાહરે, તિમ શકતીથીહો માહરે છે નાથકે, ઉપાદાન સમરે શહી; શુભ હેતુથીહો પ્રગટે નિજ આથકે શ્રી૦ ૬ લોહ મીટે પારસ ફરસથી; અભોધતાહો તિમ મનથી જાયકે, સૌભાગ્યલક્ષ્મી સુરી ગુણ નીધી, અવલંબનતાહો તન્મય પદ થાયકે શ્રી૦ ૭

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

દેશી આછેલાલની—શ્રી નમી જીણંદ દયાલ; અનુભવ ભોગ રસાલ; આછેલાલ જગવંદન જીન ભેટીએજી. ૧ અંબુજ દલ પરે નયણ દુરજય જીત્યો મયણ આ૦ વયણ સયણ પરે સુખ કરૂજી; ૨ લક્ષણ શોભીત અંગ; અઢહીય સહસ ઉતંગ આ૦ અભ્યંતર અગણીત સદાજી, ૩ લાજ્યો શશિ મુખ જોય; તમ નખ હુતસમહોય આ૦ અધર અરૂણોદય સમ પ્રભાજી ૪ અષ્ટમી શશિ સમભાલ, ઇંદ્ર નાગેંદ્ર નિહાલ આ૦ ચકીત થકીત નયણે જુએજી ૫ સહજ અદભુતરૂપ કાંતિ નીરખી હરષે જીન ખાંતિ આ૦ કાંત એ કાંત નહી તુમ સમોજી ૬ ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર, કિનર અનંગદિણંદ આ૦ ઉપમ સવી તુજ પદ નમેજી ૭ મિટે નિરૂપમ જીનરાજ; ચીદાનંદ ઘન સાજ આ૦ સોક રહિત થીતી નીત રહેજી ૮ વિઘન નિવારક દેહ; ધ્યેય સ્વરૂપી ગુણ ગેહ આ૦ શીવગામી નામી શાહીએજી ૯ અનુક્રમે ગ્રહી ગુણ ઠાણ પામ્યા કેવલ ગુણ ખાણ આ૦ તે મુજ સાહિબ નમી જીનાજી ૧૦ એહ વિનતી ચીત ધાર; આપવો સમકીત સાર આ૦ સેવક ભાવ નીવારીએજી ૧૧ ગિરૂવા ગરબની વાજ, મહીર કરી મહારાજ આ૦ સૌભાગ્યલક્ષ્મીસુરી સુખ દીએજી ૧૨

## અથ નેમનાથ જીન સ્તવન.

થારા મોહલા ઉપર મેહ જબુકે વીજલી સાહીબજી એ દેશી—શ્રી નેમી જીનવર અભયંકર પદ સેવના સાહીબજી પ્રભુ મહોદય કારણ વારણ, ભવ ભય વાસના સા૦ જીનવર સેવન તેહીજ નિજ સેવન જાણીયે સા૦ પ્રભુ શશી અવલોકન નયન કાંતી જીમ માનીયે સા૦ ૧ પ્રભુ પરકૃત સેવન વાંછા દુગંછા તુજ નહી સા૦ છે દોષ વિલાશી વાંછા અભ્યાસી ભવમહી સા૦ પ્રભુ પુજ્ય સ્વભાવ વિભાવ અભાવે નીપનો સા૦ તેહ પુરણાનંદ મય પુરણ નય સુખ દીપનો સા૦ ૨ પ્રભુ વંદન ચંદન સુમનાદિકે દ્રવ્ય પુજના સા૦ તુજ ગુણ એકતાને ભાવે બહુ માને સુજના સા૦ સ્વરૂપથી દીસે સાવદ્ય નિર

વધ અનુબંધીરે સા૦ વિધી યોગે હિંશા ખીંશા; વિણુ શિવ સંધીરે સા૦ ૩ પ્રભુ સમયમાં પુજન દ્રવ્ય ભાવ ભેદે લહ્યો સા૦ જીન આણા જોગે આગાર આગુગારે તે નીરવહ્યો સા૦ સુખ દ્રવ્યથી સ્વર્ગ લહે અપવર્ગ તે ભાવથી સા૦ ઇમ ફલ દો દાખ્યાં ભાખ્યાં સમયાનુભાવથી સા૦ ૪ અંગાદિક ત્રીવીધ અડવીધ અક્ષતાદિક ભેદરે સા૦ ઇમ સગ દસ ઇગિ વિશ કીજે પુજા અખેદરે સા૦ જીનવર અનુરાગ રંગી સંગી કરી ચેતના સા૦ શુભ કરણી કીજે લીજે અનુભવની કેતના સા૦ ૫ ઇમ પુજ્ય પુજન પુજક ત્રીક યોગ સંયોગરે સા૦ મીટે સેવક ભાવ અનાદીનો પ્રગટે સંભોગરે સા૦ ઇમ વીનતી પ્રકાસે અભ્યાસે શૌભાગ્ય સુરી શીસરે સા૦ પ્રભુ સવી દુખ ચુરો પુરો સયલ જગીશરે સા૦ ૬

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

વીરે વખાણી રાણી ચેલણાજી એ દેશી—પારસ્વ જીન પુરાણતા તાહરીજી; શુભ થીરતામાં સમાય પરમ ઇશ્વર વિભુ જીનવરૂજી, સહજ આનંદ વિલાસ પા૦ ૧ શુદ્ધ શુદ્ધાતમે રાજતાજી, કર્મ રહિત મહારાય; પામીને અશુભને પામતાજી નીરીહપણે સુખદાય પા૦ ૨ વિશ્વ નાયક તુહી સારહીજી ત્યાગી ભોગી જીનરાય; ચઉ બંધને પ્રભુ છંડીનેજી; થયો માહારો શીરતાય પા૦ ૩ ભવગીરી ભંજન પવીસમોજી, તારક બિરૂદ ધરાય; અમર પતી નિત્ય નમે તુજ પદેજી ભાવ ધરી નિરમાય પા૦ ૪ અમ સરીખા જે મોહે ગ્રહ્યાજી તેહને તુહી સહાય; સોભાગ્યલક્ષમી સુરી પદવરેજી જેહ તુજને નીતુ ધ્યાય પા૦ ૬

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

રાગ ધન્યાશી—આજ માહારા પ્રભુજી સાહમુરે જુવો, સેવક કહીને બોલાવો; એ દેશી—આજ માહારા પ્રભુજી મહિર કરીને, સેવક સાહમુ નિહાલો કરૂણા શાયર મહિર કરીને, અતિશય સુખ ભુપાલો, આ૦ ૧ ભગત વછલ શરણાગત પંજર, ત્રીભુવન નાથ દયાલો, મૈત્રી ભાવ અનંત વહે અહનીશ, જીવ સયલ પ્રતિપાલો. મા૦ ૨ આ૦ ત્રીભુવન દીપક જીપક અરિગણ; અવિઘટ જ્યોતી પ્રકાશી, મહાગોપ નિર્યામક કહીયે, અનુભવ રસ સુવિલાશી મા૦ ૩ આ૦ માહા માહણ મહાસારથી અવિતથ, અપનાં બિરૂદ સંભાળો મા૦ ૪ આ૦ વાદી તમહર તરણી સરીખા. અનેક બીરૂદના ધારી; જીત્યા પ્રતીબાદી નીજ મતથી સકલ જ્ઞાયક યશકારી મા૦ ૫ આ૦ યજ્ઞ કારક ચઉ વેદના ધા

૨૬ છવા દિસતા ન ધારે તે તુજ મુખ દિનકર નિરખાણથી; મિથ્યાતી મિર પરજાલે મો૦ ૬ આ૦ ઇલીકા ભમરી ન્યાયે જીનેશર, આપ સમાન તેં કીધા; ઇમ અનેક યશ ત્રીસલા નંદન; ત્રીભુવન માંહે પ્રસીધા; મો૦ ૭ આ૦ મુજ મન ગીરી કંદરમાં વશીઓ, વિર પરમ જીન સિંહ, હવે કુમત માતંગ નાગાણથી, ત્રિવીધ યોગે મિટિબીહ મો૦ ૮ આ૦ અતિ મન રાગે શુભ ઉપયોગે, ગાતાં જીન જગદીશ સૌભાગ્યસુરી શિષ્ય લક્ષમીસુરી કહે, પ્રતીદીન સયલ જગીશ મો૦ ૯ ઇતી શ્રી સૌભાગ્યલક્ષમીસુરી કૃત ચોવીશી સંપુર્ણ.

---

# अथ श्री भाणविजयजि कृत चोवीशि,

## અથ શ્રી રૂષભદેવ જીન સ્તવન.

મોરા સ્વામીહો શ્રી પ્રથમ જીણંદકે રીષભ જિનેશ્વર સાંભળો. મુજ મનનીહો જે હું કહુ વાતકે, છોડી મનનો આંમળો મો૦ ૧ ગુણ ગિરૂઆહો અવશર લહી આજકે, તુજ ચરણે આવ્યો વહી સેવકનેહો કરૂણાની લહેરકે, જુઓ જો મનમાં ઉમહી મો૦ ૨ તો હોવે હો અંગોઅંગ આલ્હાદકે, ન કહીં જાએ તે વાતડી, દયા સિંધુહો સેવકને સાથકે અવિહડ રાખો પ્રીતડી મો૦ ૩ હવે અંતરહો નવી ધરવો ચિતકે; નિજ સેવક કરી લેખવો; સેવા ચરણનીહો દેજો વળી મુજકે, નેહભર નિજરે પેખજો, મો૦ ૪ ઘણુ તુમનેહો શું કહું ભગવાનકે; દુખ દોહગ સહુ ચુરજો, પ્રેમ વિબુધનેહો ભાણ વિજયના સ્વામીકે મન વંછીત તુમે પુરજો મો૦ ૫

## અથ શ્રી અજીત જીન સ્તવન

દેશી કંસારાની—અજિત જિન ઓલગ માહારી; એતો સુંદર સુરતી તાહારી: હુતો જોવાને ઘણુ ઉમહયો પુરવ પુન્યે તુજને મેં લહયો, અ૦ ૧ માહારી ભાગ્ય દશા જાગી હવે, હવે માહારૂ ભાગ્ય મગે ગંગાજલ નાહયો હું સહી; મુજ સમ પુન્યવંત બીજો કો નહી અ૦ ૨ મુખ માગ્યા પાસા મુજ ઢલ્યા; ઇછંતાં સજન આવી મીલ્યા; એતો સુરતરૂ ફલીઓ; આંગણે દુધે મેહ વુઠા મુજ બારણે. અ૦ ૩ હવે સહુ થકી અધીકો હું થયો; જવ મેં તુમ

સમ ઠાકુર લહયો. સેવકને નિરવ હજ્યો તુમ્હે; એતલી વિનતી કરૂ છુ અ મ્હે અ૦ ૪ સકલસુરીશ્વરમાં સોભતા શ્રી વિજય પ્રભુસુરી દિપતા, પંડીતો તમ પ્રેમ વિજય તણો; તુમ દરિશણે ભાણુને સુખ ઘણો. ૫

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

આસાઉરા યોગી એ દેશી—ત્રીજા સંભવ જિનની સુખદાઇ, પુરવ પુન્યે સેવા પાઇરે, સાહિબ સોભાગી ક્ષણ ઉતમને પરસંગે; લહતાં સુખ હોએ અંગેરે સા૦ ૧ તો તુમ્હ જેવડવાની જે સેવા; તેહનુ શું કહવું દેવારે સા૦ ત્રીભુવન તારક તુજને મેં દીઠો, અમૃતથી લાગ્યો મીઠોરે સા૦ ૨ તુમ ચરણે મુજ મનડુ બાંધ્યું, વળી ભકિત ગુણે કરી સાંધ્યુરે સા૦ હરિહરાદીશું ચિત ન રાખ્યું; એક તુમ્હ સેવા મૃત ચાખુરે સા૦ ૩ હેજ ધરીને શેવક સાહમુ, જુઓ એ બગસીશ પામુરે સા૦ ઓલગડી એ સાહિબ માહારી; ચિત ધરજ્યો, જગ હિતકારીરે સા૦ ૪ ઘણુ ઘણુ તુમને શું કહીએ; સેવકને સંગે વહિએરે સા૦ પંડીત પ્રેમવિજય સુપસાયા, ભાણવિજય નમે તુમ્હ પાયારે સા૦ ૫

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન

સાહિબા માહારા મોહીરે મટકતી ચાલરે જાવા નહી દઉરે એ દેશી—સાહિબા માહારા અભીનંદન જિનરાયરે સાહિબ સાંભળોરે સા૦ સુરસેવી તુમ પાયરે સા૦ સા૦ સેવક મનડાની વાતરે શા૦ સા૦ કહુ તે સુણો અવદાતરે શા૦ ૧ સા૦ મોટા જનશુ જે પ્રીતરે શા૦ સા૦ કરવી તે ખોટી રીતરે શા૦ સા૦ અમ મનમાં તુ એકરે શા૦ સા૦ અમ સમ તુમને અનેકરે શા૦ ૨ સા૦ નિરાગીશું નેહરે શા૦ સા૦ છટકી દેવે છેહરે શા૦ સા૦ શી ધરવી પ્રીત તે સાથરે શા૦ સા૦ તે નિફલ ગગને બાથરે શા૦ ૩ સા૦ પણ મોટાની જે સેવરે શા૦ સા૦ નિફલ ન હોવે કેદેવરે શા૦ સા૦ મુજ ઉપર ભગવાનરે શા૦ સા૦ તુમ્હ હજો મહિરબાનરે શા૦ ૪ સા૦તપ ગછમાં શિર તાજરે શા૦ સા૦ શ્રી વિજય પ્રભુસુરી રાજરે શા૦ સા૦ પ્રેમ વિબુધ પસાયરે શા૦ સા૦ ભાણ નમે તુમ પાયરે શા૦ સા૦

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

માહરૂ મન પાત્યુરે માધવ દેખતાંરે એ દેશી—ધન ધન દિવશ આજુનો માહરોરે; ધન ધન વલી ઘડી એહ; ધન ધન સમય વલી જે તાહરૂરે; દરિશણ દિઠુ નયણેહ ૧ માહારૂ મન માન્યુરે સુમતી જિણંદશુરે, આંકણી સુદર મુરતી મેં દીઠી તાહરી; કેતલે દિવસે આજ નયન પાવન થયાં પ્રભુજી

માહારારે, પાપ તિમીર ગયાં ભાજ મા૦ ૨ ખાસો ખજમતગાર તે જાણીનેરે કરૂણા ધરો મન માંહ, સેવક ઉપક હીતબુધ્ધ આણીનેરે; ધરી વલી રૂદય ઉમાહ મા૦ ૩ નિરમલ સેવા મૃત મુજ આપીએરે, જીમ બુઝે ભવનારે તાપ; હવે દરિશણનો વિરહ તે મત કરોરે, વલી મેટજો મનનો સંતાપ મા૦ ૪ ઘણુ ઘણુ શું કહીએ તુમનેરે, છો તુમે ચતુર સુજાણ, મુજ મન વંછીત પુરજ્યો ઇમ ભણેરે; પંડિત પ્રમનો ભાણ મા૦ ૫

## અથ શ્રી પદમપ્રભુ જીન સ્તવન.

લાછલદે માત મલ્હાર એ દેશી—શ્રી પદ્મ પ્રભ સ્વામી અરજ સુણો અભિરામી આજહો શિર નામીરે, બહુ વિધપરે વિનવુજી ૧ તુમ્હો છો જગદાધાર, મુજ સેવકને તાર, આજહો ધારીરે. મુજ સ્વામીજી નિજ ચિતમાંજી ૨ ભગતી વાછલ ભગવાન, મુજ પેહજ્યો મહિરબાન, આજહો મુજ ઉપરેરે બિમાણી સ્નેહલતા ધરીજી ૩ તુજ સમ માહરે સ્વામી, હવે ન રહી કાંઇ ખામી આજહો કામિતરે,માહારાં હવે પુરણ થાય સેજી, ૪ પ્રેમ વિબુધ સુપસાય; ભાણ નમે તુમ પાય; આજહો દેજ્યોરે; ભવ ભવ તુમ પદ સેવનાજી૫

## અથ શ્રી સુપારસ્વ જીન સ્તવન

થારા મારા કરહલા એ દેશી—પાસે સુપાસજી રાખીએ, સેવક ચિતમાં આણી, સલુણા જીમ હુ અંતર ચિતની વાત કહુ ગુણ ખાણી, સ૦ ૧ પા૦ કરૂણા વિલાસી તુમહે અછો, કરૂણાગાર કૃપાલ સ૦ કરૂણા સરસ સરોવરે; પ્રભુજી તુછે મરાલ સ૦ ૨ પા૦ અપરાધી જો સેવક ઘણુ, તો પણ નવી છંડાય; સ૦ જિમ વિદ્દુત અગની સમી, નવી છંડે મેઘરાય સ૦ ૩ પા૦ તે માટે છોડતાં થકાં સોભશો કીમ મહારાય સ૦ બાંહ્ય ગ્રહ્યાની લાજ છે, ઘણુ શું તુમને કહાય સ૦ ૪ પા૦ તું છંડે પણ નવી છંડુ, હુ તુજને મહારાય સ૦ તુમ ચરણે ભાણ આવહો; પ્રેમ વિબુધ સુપસાય સ૦ ૫ પા૦

## અથ શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન.

ઝાંઝરીયાની દેશી—શ્રી ચંદ્ર પ્રભ મહારાજી તુમ્હે છો દિન દયાલ મહિર ધરી મુજ ઉપરેજી; વિનતી માનો કૃપાલ ૧ સસનેહા પ્રભુશુ લાગ્યો. અવિહડ નેહ; જીમ ચાતુક મન મેહ આંકણી સજનશુ જે નેહલોજી, કરતાં બમણો રંગ, દુરજન જનશુ પ્રીતડીજી, ક્ષણ ક્ષણમાં મન ભંગ. સ૦ ૨ ઉતમ જન રૂપાણાંછ; તેહ પણ ભલાં નીરધાર, મુરખ જનશું ગોઠડીજી, કરતાં રસ નિલગાર સ૦ ૩ મનમાં ઇમ જાણી કરીજી; આવ્યો તુમ્હારે પાસ; નિ

२वही એહવે મુજનેજી જિમ પોચે મનની આશ સ० ४ બહુલપણું શું દા ખીએજી તુમે છો બુદ્ધિ નિધાન; પ્રેમવિબુધના ભાણશુંજી; રાખો પ્રીત પ્ર ધાન સ० ५

## અથ શ્રી શુવીધી નાથજીનું સ્તવન.

અબકો ચોમાસો મોકા પુજયજીયે રહોને એ દેશી— સુવિધી જીણંદ માને દરિશણ દાને, દિલભર દિલથી મારે સામુ ઘે જુવોને; હસી થારા ચી તની વાત માને થે કહોને, પ્રીતનીરે રીતમાં શું થે વહોને આંકણી. અંતર ચિતની વારતારે પ્રભુ કહુ તે ચીત ધરોને, પ્રીત પ્રતીત જીમ ઉપજેરે; તિમ અતીહક પ્રીત કરોને સુ० २ સુંદર તુમ મુખ મટકડેરે; પ્રભુ લોભાવ્યા તે અ મને મુજ મન મળવા અતી ઘણુરે; ચાહે ક્ષણ ક્ષણ માંહે માંહે તુમને સુ० ३ પ્રી० લલચાવશો દિન કેતલારે, ઇમ મુજને દિલાસા દેઇને; હાના મુખથી ભાખાએરે , બેસીશું રહ્યા મોન લેઇને સુ० ४ પ્રી० હસિત વદને બોલાવીને રે; આજ મુજને રાજી કરોને; વંછીત દેઈ અમને. તુમ્હે જગમાં સુજસવરો ને; સુ० ५ પ્ર०

## અથ શ્રી શીતલજીનનુ સ્તવન.

માયા મોસન કીજે એ દેશી—એતો શ્રી શીતલ જીન મેરા; મેંતો ચ રણ ગ્રહ્યા પ્રભુ તેરા; અબ દુર કરો ભવ ફેરાહો લાલ १ પ્રભુ માહારે મન માન્યા; આંકણી એતો શીતલ મુદ્રા એહની; વલી શીતલ વાણી જેહની એ સમ સુરતી નહી કેહનીહો લાલ પ્ર० २ તુમ વાણી ઘણી ઘણી મીષ્ટ; સાકર દ્રાખથી એવી સીષ્ટ; એતો લાગે છે મુજ ઇષ્ટહો લાલ પ્ર० ३ તુમ શીતલ ના મ પ્રધાન; મુજ તનમન કરી એકતાન; તુમ નામ કરૂ ખુરબાનહોલાલ પ્ર० ४ નીજ ચરણની સેવા દેજયો; નિજ બાલકપરે મુને ગણજયો; બાંહ ગ્રહીને તુમ્હે નિરવહજયોહો લાલ પ્ર० ५ એતો પ્રેમવિબુધ સુપસાય ભાણ વિજય નમે તુમ પાય; તુમ દરીશણે આનંદ થાયહોલાલ પ્ર० ६

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનનુ સ્તવન.

ઘણુ પ્યારો ઘણુ પ્યારો પ્રાણથી તું પ્રભુજી, એ દેશી—શ્રી શ્રીયાંસ જી શ્રી શ્રીયાંસજી વિનતી અમ તણીજી, માનો તુમે માનો તુમે પ્રાણ આ ધારહો. અમ મનની અમ મનની વાત છે ઘણીજી; એક વચનેસે એક વચ નસે દાખુ પ્રકારહો, શ્રી० १ મોટાને મોટાને થોડુજ દાખીએજી, થોડા માંહી ઘણુંરે સવાદહો મુજ મનમાં મુજ મનમાં ચિંતા એ મોટકીજી; ઉપજંતે ઉ

પજ્જતે હૃદય આલ્હાદહો શ્રી૦ ૨ હવે જાણ્યુ હવે જાણ્યું ચિતમાં વિચારતાં જી, સ્વામી છો તુમ્હે સ્વામી છો તુમ્હે; મનના જાણહો. તેહ માટે તેહ માટે થોડે વિનવુંજી; ઘણું તુમ્હને ઘણું તુમ્હને કેહેવુ અપ્રમાણહો શ્રી૦ ૩ સેવકને સેવકને કૃપા કરી દીજીએજી, અતિ અદભુત અતિ અદભુત વાંછિત દાન હો, તુમ્હ પાસે તુમ્હ પાસે ચ્યાર અનંત છેજી, અંસતે દ્યો અંસતે હો ભગવાનહો શ્રી૦ ૪ ઓલગ એ ઓલગ એ ચિતમાં ધારજ્યોજી, મુજપેં તુમ્હે મુજપેં તુમ્હે હજ્યો મહિરબાનહો; પંડિતા તમ પંડિતા તમ પ્રેમવિજય તણોજી ભાણુવિજય તે ભાણુવિજય તે ધરે તુમ ધ્યાનહો શ્રી૦ ૫

## અથ શ્રી વાસુપુજ્ય જીન સ્તવન.

મોતીડાની દેશી—શ્રી વાસપુજ્યજી સાહિબ માહરા, પ્રભુ લાગો છો તુમ્હે પ્રેમ પાયારા; સાહિબા જિનરાયા હમારા, મોહના જિ૦ તન મન ચિત વધ્યું તુમ્હસ્યું, હવે અંતર રાખો કહો કિમ અમસ્યું. ૧. સા૦ દાસની આશા પુરીએ પ્યારા, જો તુમ્હે નામ ધરાવો છો જગદાધારા; સા૦ અકળ લીલા તુમ પાશે જે સ્વામી, હિત આણી દીજીએ અંતર જામી. ૨. સા૦ એતલી વિમાસણ શી છે તુજને, એતો વંછિત દેતા સ્વામી મુજને; સા૦ ખોટ ખજાને નહી પડે તાહરે, પણ અખય ખજાનો હોશે માહરે- ૩. સા૦ ભલો ભુડો પણ પોતાનો જાણી, વળી કરૂણાની લહર તે મનમાં આણી, સા૦ અમ્હે મનોગત વંછિત દેજ્યો, પ્રભુ હેજ ધરીને સાહમું જોજ્યો ૪. સા૦ વારંવાર કહુ સ્યું તુમને; શેવા ફળ દેજ્યો સ્વામી હમને; સા૦ પ્રેમ વિબુધના ભાણની પ્રભુજી; તુમ નામે દોલત ચઢતી વિબુજી. ૫. સા૦

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

વીછીયાની દેશી—હારે લાલા વિમળ જિનેશ્વર શેવીએ, એતો વિમળ અછે તસ નામરે લાલા; વિમળ વાણી ગુણ નેહના, જસ વિમળ અછે પરીણામરે લાલા. વિ૦ ૧. એતો વિમળ કમળ દળ પાંખડી, સમ નયન યુગલ છે ખાસરે લાલા; મુખ પંકજ ઘણું વિમળ છે; વળી વિમળ છે મુદ્રા જાસરે લાલા. ૨. વિ૦ દર્શણ ચારિત્ર વિમળ છે, એતો વિમળ છે કેવળજ્ઞાનરે લાલા; સ્તુતી સ્તવના જસ વિમળ છે, વળી વિમળ છે શુક્લ ધ્યાનરે લાલા. ૩ વિ૦ સત્તર ભેદ સંજમ કહ્યો, તેહજ પણ વિમળ છે તાસરે લાળા; યશ કિર્તી ઘણું વિમળ છે; ગણુ વિમળ જે ગુણનો આવાસરે લાલા. ૪. વિ૦ પ્રેમ વિબુધ પસાયથી; ભાણુવિજયને જયજય કારરે લાલા; નિત નિત ચરણ કમળ

મતે; પ્રણમે એ પ્રભુના ઉદારરે લાલો. ૫. વિ૦

## અથ શ્રી અનંતનાથ જીન સ્તવન.

માલિ ફેરે બાગમે- એ દેશી—સુંદર મુરતી તમ તણી; પ્યારી લાગે જિણંદા લોઅ હો પ્યારી૦ ક્ષણ એક સંગ ન પરીહરૂ; તુમ દીઠા આણંદા લોઅ હો. તુમ૦ ૧. અહો પ્રભુ મોહનગારા લો- આંકણી. કોમુદ ચંદ્ર સમાન છે; પ્રભુજી તુમ્હ મુખડું લો. અ૦ લગન જાગી જોવા તણી; એહમાં નહી કુડુ લો. અ૦ ૨. વિકસીત પદ્મ સમાન છે, સાહિબ તુમ નયણાંલો. અ૦ સાકર દ્રાખ થકી ઘણું; મીઠાં તુમ વયણાંલો. અ૦ ૩. આણંદ પામ્યો દેખીને; અનંત જિન તુમનેરેલો, અ૦ હૃદયે ઉલ્ટ આણીને; વંછીત દેજ્યો અમનેરેલો. અ૦ ૪. શ્રી વિજય પ્રભસુરી ગછ ધણી; તપ ગછમાં દિણંદાલો. અ૦ પંડિત પ્રેમના ભાણને; તુમ નામે આણંદાલો. અ૦ ૫.

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

છાંજી છાંજી છાંજી બંદા છાંજી—એ દેશી. લ્યોને લ્યોને લ્યોને મુજરો લ્યોને. ધર્મ જિણેશ્વર પ્યારા; મુજરો લ્યોને. જીવન પ્રાણ આધારા. મુ૦ આંકણી. તુમ ગુણ રંગે અમે પ્રભુ રાચ્યા; માચ્યા નામ સુણીને. અમે દરિસણના અરથી તુમ કને; આવ્યા દાયક જાણીને. મુ૦ ૧. અંજર ન કીજે ઘડી એકની હવે; દીજે દરિસણ અમને. દરિસણ દેઇ પરસન કીજે; એ શોભા છે તુમને. મુ૦ ૨. મુજ ઘટ પ્રગટયો આણંદ અતહુ; નવલી મુરત પેખી. વિકસીત કમળ પરે મુજ હિયડું; થાએ છે તુમ મુખ દેખી. મુ૦ ૩. મુજ ભક્તિએ તુમ્હે આકર્ષ્યા; આંવ્યા છો મુજ ઘટમાં; ન્યુનતી ન રહી હવે કશી માહરે. મુજ સમ કો નહી જગમાં. મુ૦ ૪. સુવ્રતા નંદન સુરનર સેવિત; પુરણ પુન્યે પાયો. પંડિત પ્રેમવિજય સુપસાયે; ભાણવિજય મન ભાયો. મુ૦ ૫.

## અથ શ્રી શાંતીનાથ જીન સ્તવન

દીઠીહો પ્રભુ દીઠી જગગુરૂ તુજ—એ દેશી. સાહિબહો તુમ્હે સાહિબ શાંતી જિણંદ; સાંભળોહો પ્રભુ સાંભળો વિનતી માહરીજી; મનડુંહો પ્રભુ મનડું રહ્યું લપટાય. સુરતિહો પ્રભુ સુરતિ દેખી તાહરીજી. ૧. આશાહો પ્રભુ આશ્યા મેરૂ સમાન; મનમાંહો પ્રભુ મનમાં હુતિ મુજ અતિ ઘણીજી; પુરણ હો પ્રભુ પુરણ થઇ અમ આશ. સુરતિહો પ્રભુ સુરતિ દીઠે તુમ તણીજી. ૨. સેવકહો પ્રભુ સેવક જાણી સ્વામી; મુજસ્યુંહો પ્રભુ મુજસ્યું અંતર, નવી રા

ખીએજી. વિલગાહો પ્રભુ વિલગા ચરણે જેહ; તેહનેહો પ્રભુ તેહને છેહ ન દાખીએજી. ૩. ઉત્તમહો પ્રભુ ઉત્તમ જનસ્યું .પ્રીત: કરવીહો પ્રભુ કરવી નિશ્ચે તે ખરીજી. મુરખહો પ્રભુ મુરખસ્યું જખવાદ. જાણીહો ઇમ જાણી તુમસ્યું મેં કરીજી. ૪. નિરવહવીહો પ્રભુ નિરવહવી તુમ હાથ. મોટાનેહો પ્રભુ મોટાને ભાખીએ સ્યું ઘણુંજી; પંડિતહો પ્રભુ પંડિત પ્રેમના ભાણ. ચાહે હો નિતુ ચાહે દરિસણુ તુમ તણુંજી. ૫.

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન

ઘેર આવોજી આંબો મોરીઓ—એ દેશી. શ્રી કુંથુ જિન રાજજી; વિનતી કહુ મનની વાત. મહીર ધરી સેવક જાણી; સુણો વીનતી તો અવિધાત. ૧. શ્રી૦ અવસર પામી કહો પ્રભુ; કાણુ અહીં લેતે ગમી જાય; તિમ અવસર પામી તુમ ગતે; હું વિનવું છું જિનરાય. ૨. શ્રી૦ શજ્જન એકાંતે મળ્યા; કહેવાએ મનની વાત. પણ મુજ મનની જે વારતા; તેતો જાણો છો અવદાત. ૩. શ્રી૦ પણ એક વચને જે કહુ; તેતો માનો થઇ સુપ્રસન્ન. અતુલો અમૃત પાઇએ, જિમ હરખિત હોય મુજ મન્ન. ૪ શ્રી૦ ભવ ભવ તુજ પદ સેવના, હવે દેજ્યો શ્રી જિનરાય. પ્રેમવિબુધના ભાણને. તુમ દરિસણથી સુખ થાય. ૫. શ્રી૦

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

માના દરજાણની—એ દેશી. અર જિનસ્યું પ્રીતડીરે, મેં કીધી એક તાર. પ્રીત કરી કપટે રમે તેહમાં સ્વાદ નહી લગારરે. ૧. તુમશું નેહલોરે, દિન દિન વધતી નેહ વૃતિ. અલેહરે દાળીદ્ર. શોભા લહે તે અતી ઘણી. ભય પામે તેહથી ક્ષુદ્રરે, ૨. તુ૦ ઉત્તમ જનસ્યું પ્રીતડીરે, વંછીત દાયક હોય. ઇમ જાણી તુમસ્યું પ્રભુ. મેં પ્રીત કરી છે જોયરે. ૩. તુ૦ હવે શેવક જાણી આપણોરે. થાઓ તુમે સુપ્રસન્ન. હું પણ જાણું તો ખરી. મેં પ્રીત કરી તે ધન્યરે; ૪ તુ૦ મહીર ધરી મુજ ઉપરેરે. દરિસણ દ્યો એક વાર. જિમ પ્રેમવિબુધના ભાણની, થાયે ઇછા પુરણ નિરધારરે. ૫. તુ૦

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

રામચંદ્રકે બાગ ચાંપો મોરી રહ્યોરી.—એ દેશી. મલિ જિણંદજી વાત, કયું તુમ સુણો નમેરીરી, જબ દરિસણ દેખો તોય. તબ મેરી ગરજ સરીરી. ૧ અબ મુજથી ડરે સોય; અષ્ટ કરમ વયરીરી; સુબમતી જાગોય મોય; દુર મતી ઓસે ડરીરી, ૨ અબ પ્રગટયો મુજ ચિત અનુભવ સુર સમોરી, તવ

સહ્યા દેવ કુદેવ, દુર દુર ધ્યાન થમોરી, ૩ લગન લગી તોહ સાથ. અબ કયુ સંગત જુરી, તુમ ચરણે લપટાય, રહીતો નામ ભજુરી ૪; પરશન હોજો મોય; એહુ હું અરજ કરૂરી; પ્રેમ વિબુધ ભાણ એમ કહે તમ આન ધરૂરી ૫

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

હારે મારા ધર્મ જીણંદશું પુરાણ પ્રીતજો એ દેશી—હાંરે મુજ પ્રાણા ધાર તું મુની સુવ્રતજીન રાયજો, મલિઓ હેજેહલીઓ પ્રીત પ્રસંગથીરેલો, હાંરે મુજ સુંદર લાગી માયા તાહારી જોરજો અલગોરે ન રહુ હુ પ્રભુ તુજ સંગથીરેલો; ૧ હાંરે માનુ અમીઅક ચોલાંહે જાલાં તુમ નેનજો, મનોહર રે હશીત વદન પ્રભુ તાહરૂરેલો, હાંરે કોઇની નહી તિન ભુવનમાં તુમસમ મુરતીજો; એહવી સુરતી દેખી ઉલસ્યુ મન માહરૂરેલો, ૨ હાંરે પ્રભુ અંતર પડદો ખોલી કીજે વાતજો; હેજ હિઆથી આણી મુજને બોલાવીએરેલો હાંરે પ્રભુ નયન સલુણે સનમુખ જોઇ એક વારજો; સેવકના ચિત માંહિ આણંદ ઉપજાવીએરેલો ૩ હાંરે પ્રભુ કરૂણાસાગર દીન દયાલ કૃપાલજો; મહિર ધરી મુજ ઉપર પ્રીત ધરી હોયેરેલો, હાંરે પ્રભુ નિજ બાલકપરે મુજ લેખજો જીણંદજો, પ્રીત સુરંગી અવિહડ મુજસ્યુ નિવાહીએરેલો ૪ હાંરે પ્રભુ બાંહ ગ્રહ્યાની લાજ છે તુજને સ્વામીજો, ચરણે સેવા મુજને દેજો હેજે હસીરેલો; હાંરે પ્રભુ પંડિત પ્રેમવિજયનો કવિ એમ ભાણજો, પભણેરે જીન મુરતી મુજ દીલમાં વસીરેલો- ૫

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

અરણીક મુનિવર ચાલ્યા ગોચરી એ દેશી—શ્રી નમીનાથ સાહિબ સાંભલો, તમ ચરણા બુઝ લિનોજી; મુજ મન મધુકર અતિહે રૂઅડો, તમ ગુણ વાસે ભીનોજી શ્રી૦ ૧ હરીહરાદિક ધતુર ઉવેખીને; અબુજ પ્રત્યય આણીજી, દુરમતિ વાસે તેહ સરચાય છે બહુ ઇમ અંતર જાણીજી શ્રી૦ ૨ તે દેવ છંડી તુજને આશ્રયો, કરવા ભજન તમારોજી, સ્નેહ દિશા નિજ દિલમાં આદરી, પ્રભુજી મુજને તારોજી શ્રી૦ ૩ ભવ ભવ તુમ પદ કમલની સેવના; દેજો શ્રી જીન રાજયોજી, એ મુજ વિનતી ચિતમાં ધારજ્યો. ગિરૂઆ ગરીબ ન વાજોજી, શ્રી૦ ૪ તપ ગછ નંદન અમર દરૂમ સમો; શ્રી વિજય પ્રભસુરી રાયજી, પ્રેમવિબુદ્ધ પય સેવક ઇણપરે; ભાણ નમે તુમ પાયજી. શ્રી૦ ૫.

## અથ નેમનાથ જીન સ્તવન.

જટણી દેશી—નયન સલુણાહો વાલહા, સસનેહા પ્રભુ નેમ તોરણ આવીને તુમ્હે, પાછા વલી ગયા કેમ ન૦ ૧ આસો વાદલ નીપરે, એવડો ડંબર કીધ; જાન લઇને આવ્યા વહી, પિણ થયા અપ્રસીદ્ધ, ન૦ ૨ નેહ નિવાહી નવી શક્યા. ક્ષણમાં દીયો છેહ. એસી જાદવ રીત છે, જે પુરણ પાલો ન નેહ ન૦ ૩ લાલચ દેઈને તુમ્હે, કરી નિજ નારી નિરાશ. વચન સહુનાં અવગણી, ગીરનાર કીધો વાસ ન૦ ૪ સિદ્ધ અનેકે વિલસિજે, તેહથી કીધો જાવા પ્રેમ, ભવ ભવની નાર જે મુકો, રીતી સીછે તુમ એમ ન૦ ૫ છાણપેરે લિપતી બહુપરે, પહુતી ગઢ ગિરનાર, કેવલ દરિસણ અનુભવે, પ. હોતી મુગત આગાર ન૦ ૬ ધન ધન નેમ રાજુલ જેણે; પાલી પુરવ પ્રીત, ભાણ ભણે પ્રેમ પ્રભુનો, સાચી એ ઉતમ રીત. ન૦ ૭

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

ધન ધન ધનની દેશી એ દેશી—વામાનંદન શ્રીપાસ, મ્હારી સાંભલો તુમે અરદાસહો સાહિબ સસનેહા, અમે સેવક તમારા તુમ્હે છો સાહિબજી હમારાહો સા૦ ૧ સુંદર પ્રભુ તુમ રૂપ, જસ દિઠે હારચા રતી ભુપહો સા૦ પ્રભુ મુખ વિધુ સમ દિસે દેખી ભવીયણ નામન હીસેહો સા૦ ૨ કમલ દલ સમ તુમ નયણાં, અમ્રમથી મીઠાં વયણાંહો, સા૦ તમ અર્ધ ચંદ્ર સમ ભાલ; માનુ અધર જીસ્યા પરવાલહો સા૦ ૩ શાંતિ દાંતિ ગુણ ભરીયો, એ તો અગણિત ગુણનો દરિયોહો સા૦ સાચો શિવપુર સાથ પ્રભુ તું છે અનાથનો નાથહો સા૦ ૪ એતો ભજન કરેવા તાહરૂ, પ્રભુ ઉલશું છે મન માહરૂ હો. સા૦ એતો પ્રેમવિભુધનો શિષ, ભાણવિજય નમો નિસ દિસહો સા૦ ૫.

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

આણંદ મયનિરૂપમ ચોવીશમો, પરમેશ્વર પદ નીરખ્યોરે, પરમેશ્વર પદ જેહને છાજે, અંતર ચિતથી મેં પરખ્યોરે આ૦ ૧ ધારક છે દેવ શબ્દ ઘણેરા, પિણ દેવ તત્વતે ન ધરેરે, જેમ કનક કહીએ ધંતુરને, હેમની ગત તે ન સરેરે; આ૦ ૨ જે નર તમ ગુણ ગુણથી રશીઆ; તે કીમ અવરને સેવેરે; માલતી કુસમે લીના જે મધુકર; અવર સુરભી લેવેરે આ૦ ૩ ચિત પ્રસતે જીનજીની ભજના; સજન કહો કિમ ચુકેરે; ઘર આંગણ ગંગા પામીને કુણ ઉવેખીને મુકેરે આ૦ ૪ ધ્યેય સ્વરૂપે ધ્યાય તમને જે; મન વચ કાયા આરાધેરે; પ્રેમવિબુધભાણ પભણે; તે નર વર્ધમાન સુખ સાધેરે આ૦ ૫ ઇતિ શ્રી ભાણવિજય કૃત ચોવીશી સંપૂર્ણ.

# अथ श्री देवचंदजि कृत चोविशि,

## અથ શ્રી રષભદેવ જીન સ્તવન.

રીષભ જીણંદશું પ્રીતડી કિમ કીજેહો કહો ચતુર વિચાર; પ્રભુજી જઇ અલગા વશ્યા; તિહાં કિણ નવીહો કોવચન ઉચાર; રી૦ ૧ કાગલ પણ પહુચે નહી; નવી પહુચેહો તિહાં કો પરધાન, જે પહુચે તે તુમ્હ સમો, નવી ભાખેહો કોનો વ્યવધાન, રી૦ ૨ પ્રીત કરે તે રાગીયા. જીનવર જીહો તુમ્હે તો વિતરાગ, પ્રીતડી જેહ અરાગીથી; ભેલવવીહો લોકોતર માગ રી૦ ૩ પ્રીતી અનાદીની વિષ ભરી; તે રીતેહો કરવા મુજ ભાવ, કરવી નરવીષ પ્રીતડી, કિણ ભાંતેહો કહો બને બનાવ રી૦ ૪ પ્રીતી અનંતી પરથકી; જે તોડેહો તે જોડે એહ; પરમ પુરૂષથી રાગતા એકત્વતાહો દાખી ગુણ ગેહ. ૫. રી૦ પ્રભુજીને અવલંબતા, નિજ પ્રભુતાહો પ્રગટે ગુણ રાશ, દેવચંદ્રની શેતના, આપે મુજહો અવિચળ શુખવાસ. ૬. રી૦

## અથ શ્રી અજીત જીન સ્તવન .

જ્ઞાનાદીક ગુણ સંપદારે, તુજ અનંત અપાર; તે સાંભળતાં ઉપનીરે; રૂચિ તેણે પાર ઉતાર, ૧, અજિતજીન તારજ્યોરે, તારજ્યો દિન દયાળ. અજી૦ આંકણી. જે જે કારણ જેહનોરે, સામગ્રી સંયોગ; મિલતા કારજ નિપજેરે, કર્તા તેણે પ્રયોગ, ૧, અ૦ કાર્ય સિદ્ધ કર્તા વસુરે, લહિ કારણ સયોગ, નિજ પદ કારક પ્રભુ મિલ્યારે, હોય નિમીંતહ ભોગ. ૩. અ૦ અજ કુળ ગત કેસરી લહેરે, નિજ પદ સિંઘ નિહાળી; તિમ પ્રભુ ભકતે ભવિ લહેરે, આતમ શકિત સંભાળ. ૪ અ૦ કારક પદ કર્त्તાપણેરે; કરી આરોપ અભેદ; નીજ પદ અરથી પ્રભુ થકીરે, કરે અનેક ઉમેદ. ૫. અ૦ અહવા પરમાતમ પ્રભુરે, પરમાનંદ સ્વરૂપ; સ્યાદ્વાદ સત્તારશીરે, અમલ અખંડ અનુપ. ૬. અ૦ આરોપિત સુખ ભ્રમ ટળ્યોરે, ભાશ્યો અવ્યાબાધ; સમરયો અભિલાખીપણોરે, કર્त्તા સાધન સાધ્ય. ૭. અ૦ ગ્રાહકતા સ્વામીત્વતારે, વ્યાપક ભોકતા ભાવ; કારણતા કારજ દશારે, સકળ ગ્રહ્યું નિજ ભાવ. ૮. અ૦ શ્રદ્ધા ભાસન રમણતારે, દાનાદિક પ્રરીણામ; સકળ થયા સત્તારસીરે, જિનવર દરસણ પામી. ૯. અ૦

તિણે નિર્યામક માહણોરે, વૈદ્ય ગોપ આધાર; દેવચંદ્ર સુખ સાગરૂરે, ભાવ ધરમ દાતાર. ૧૦ અ૦

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

શ્રી સંભવજીન રાજજીરે, તાહરૂં અકળ સ્વરૂપ; જિનવર પુજો સ્વપર, પ્રકાશક દિનમાણીરે, સમતારસનો ભુપ. જિ૦ ૧. પુજો પુજોરે ભવિક જિન પુજો, પ્રભુ પુજો પરમાનંદ; જિ૦ આંકણી. અવિસંવાદ નિમીત્ત છેરે, જગત જંતુ સુખ કાજ. જિ૦ હેતુ સત્ય બહુ માનથીરે, જીન સેવ્યા શિવરાજ. જિ૦ ૨. ઉપાદાન આતમ સહીરે, પુષ્ટાલંબન દેવ; જિ૦ ઉપાદાન કારણપણેરે, પ્રગટ કરે પ્રભુ સેવ. જિ૦ ૩. કાર્ય ગુણ કારણપણેરે, કારણ કાર્ય અનુપ; જિ૦ સકળ સીદ્ધતા તાહરીરે, માહરે સાધન રૂપ. જિ૦ ૪, એક બાર પ્રભુ વંદનારે; આગમ રીતે થાય. જિ૦ કારણ સત્યે કાર્યનીરે, સિદ્ધ પ્રતીત કરાય. જિ૦ ૫. પ્રભુપણે પ્રભુ ઓળખીરે; અમલ વિમલ ગુણ ગેહ; જિ૦ સાધ્ય દ્રષ્ટી સાધક પણેરે; વંદે ધન નર તેહ. જિ૦ ૬. જન્મ કૃતારથ તેહનોરે. દિવશ સફળ પણ તાસ. જિ૦ જગત સરણ જિન ચરણનેરે; વંદે ધરીય ઉલ્લાસ. જિ૦ ૭. નીજ સત્તા નીજ ભાવથીરે, ગુણ અનંતનો ઠાણ; જિ૦ દેવચંદ્ર જીન રાજજીરે, શુદ્ધ સિદ્ધ સુખ ખાણ. જિ૦ ૮.

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન

કયું જાણું કયું બનીઆવહી; અભીનંદન રસ રીતીહો મીત; પુદગળ અનુભવ ત્યાગથી, કરવી જસ પરતીતહો મીત. કયું૦ ૧, પરમાતમ પરમેશ્વરૂ, વસ્તુ ગતે તે અલીપ્તહો મીત; દ્રવ્યે દ્રવ્ય મીલે નહી; ભાવ તે અન્ય અવ્યાપ્તહો મીત. કયું૦ ૨. શુદ્ધ સ્વરૂપ સનાતણો, નીર્મળ જે નીસ્સંગહો મીત; આત્મ વિભુતે પતણમ્યો ન કરેંતે પરસંગહો મીત. કયું૦ ૩. પણ જાણું આગમ બળે; મીલવો તુમ્હ પ્રભુ સાથહો મીત; પ્રભુ તો સ્વસંપતી મઇ, શુદ્ધ સ્વરૂપનો નાથહો મીત. કયું૦ ૪ પર પરીણામીકતાઅ છે, તે તુજ પુદગળ જોગહો મીત; જડચલ જગતી એઠનો; ન ઘટે તુજને ભોગહો મીત. કયું૦ ૫. શુદ્ધ નીમીત્ત પ્રભુ ગ્રહો; કરી અશુદ્ધ પરીહેયહો મીત; આત્માલંબી ગુણ લઇ; સહુ સાધકનો ધ્યેયહો મીત. કયું૦ ૬. જીમ જીનવર આલંબને, વધે સુધે એક તાનહો મીત; તિમ તિમ આત્માલંબની; ગ્રહે સ્વરૂપ નિદાનહો મીત, કયું૦ ૭. સ્વસ્વરૂપ એકત્વતા, સાધે પુર્ણાનંદહો મીત; રમે ભોગવે આતમા; રત્નત્રયી ગુણ વૃંદહો મીત. કયું૦ ૮. અભીનંદન અવલંબને, પરમાનંદ વિ

લાસહો મીત; દેવચંદ્ર પ્રભુ શેવના, કરી અનુભવ અભ્યાસહો મીત. કયું૦ ૮.

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

અહો શ્રી સુમતી જીન શુદ્ધતા તાહરી; સ્વગુણ પર્યાય પરીણામ રામી, નિત્યતા એકતા અસ્તિતા ઈતર યુત; ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી. ૧ અ૦ ઉપજે વ્યય લહે તહવી તેહવો રહે, ગુણ પ્રમુખ બહુલતા તહવી પીંડી; આતમ ભાવે રહે અપરતા નવી ગ્રહે, લોક પરદેશ મિત પિણ અખંડી, ૨. અ૦ કાર્ય કારણપણે; પરણમે તહવી ધ્રુવ, કાર્ય ભેદે કરે પિણ અભેદી. કર્તૃતા પરણમે નવ્યતા નવી રમે; શકળ વેત્તા થકો પિણ અવેદી. ૩. અ૦ શુદ્ધતા બુદ્ધતા દેવ પરમાતમા; સહજ નીજ ભાવ ભોગી અયોગી; સ્વપર ઉપયોગિતા તાદાત્મ્ય સત્તારસી; શક્તિપર યુંઝતો, ન પ્રયોગી. ૪ અ૦ વસ્તુ નીજ પરણતે સર્વ પરણામકી; એતલે કોઈ પ્રભુતા ન પામે; કરે જાણે રમે અનુભવે તે પ્રભુ; તત્વ સ્વામીત્વ શુચી તત્વ ધામે. ૫. અ૦ જીવ નવી પુદ્‌ગલી નૈવ પુગ્ગલ કદા, પુગ્ગલા ધાર નહી તાસ રંગી; પર તણો ઈસ નહી અપર ઐશ્વર્યતા; વસ્તુ ધર્મે કદા ન પરસંગી, ૬, અ૦ સંગ્રહે નહીં આપે નહીં પર ભાગી; નવી કરે આદરે ન પર રાખે; શુદ્ધ સ્યાદ્વાદ નિજ ભાવ ભોગી જીકે, તેહ પર ભાવને કેમ ચાખે. ૭. અ૦ તાહરી શુદ્ધતા ભાસ આશ્ચર્યથી, ઉપજે રૂચી તીણે તત્વ ઈહે; તત્વરંગી થયો દોષથી ઉભગો; દોષ ત્યાગી ટળે તત્વ લીહે. ૮. અ૦ શુદ્ધ માર્ગે વધ્યો સાધ્ય સાધન સધ્યો, સ્વામી પ્રતીછંદ સત્તા આરાધે; આતમ નિષ્પતી તીમ સાધના નવી ટીકે, વસ્તુ ઉત્સર્ગ આતમ સમાધે. ૯ અ૦ માહરી શુદ્ધ સત્તા તણી પુર્ણતા, તેહનો હેતુ પ્રભુ તુહીં સાચો; દેવચંદ્રે સ્તવ્યો મુની ગણે અનુભવ્યો, તત્વ ભકતે ભવીક સકળ રાચો. ૧૦. અ૦

## અથ શ્રી પદ્મપ્રભુ જીન સ્તવન.

શ્રી પદ્મ પ્રભુ જીન ગુણનીધીરે લાલ; જગતારક જગદીસરે વાલ્હેસર; જીન ઉપગાર થકી લહેરે લાલ, ભવીજન સીદ્ધી જગીસરે. વા૦ ૧. તુજ દરિસણ મુજ વાલહેરે લાલ; દરસણ શુદ્ધ પવીત્તરે; વા૦ દર્શન શબ્દ નયે કરેરે લાલ, સંગ્રહ એવંભુતરે. વા૦ ૨. બીજે વૃક્ષ અનંતતારે લાલ; પસરે ભુ જળ યોગરે, વા૦ તિમ મુજ આતમ સંપદારે લાલ, પ્રગટે પ્રભુ સંયોગરે. વા૦ ૩. ૩. તુ૦ જગત જંતુ કારજ રૂચીરે લાલ. સાધે ઉદ્યે ભાણરે; વા૦ ચિદાનદ સુવિલાસતારે લાલ; વાધે જીનવર ઝાણરે વા૦ ૪. તુ૦ લબ્ધિ સિદ્ધી મંત્રાક્ષરે લાલ; ઉપજે સાધક સંગરે. વા૦ સહેજ અધ્યાતમ તત્વતારે લાલ; પ્રગટે ત-

ત્વી રંગરે. વા૦ ૫. તુ૦ લોહ ધાતુ કંચન હુવેરે લાલ. પારસ ફરસન પામીરે. વા૦ પ્રગટે અધ્યાતમ દશારે લાલ. વ્યક્ત ગુણી ગુણ ગ્રામરે. વા૦ ૬. તુ૦ આત્મ સિદ્ધિ કારજ ભાણીરે લાલ, સહજ નિર્યામક હેતુરે. વા૦ નામાદિક જિનરાજનારે લાલ, ભવસાગર મહા સેતુરે વા૦ ૭. તુ૦ થંભન ઈંદ્રિય યોગનોરે લાલ. રક્ત વરણ ગુણ રાયરે. વા૦ દેવચંદ્રે વૃંદ સ્તવ્યોરે લાલ. આપે અવર્ણ અકાયરે. વા૦ ૮. તુ૦

## અથ શ્રી સુપારસ્વ જીન સ્તવન

શ્રી સુપાસ આણંદમે ગુણ અનંતનો કંદહો જીનજી; ગ્યાનાનંદ પુરણો પવિત્ર ચારીત્રા નંદહોજી શ્રી૦ ૧ સરક્ષણ વિણ નાથછો; દ્રવ્ય વિના ધનવંતહો જી૦ કરતા પદ કિરીયા વિના; સંતઅજેઅ અનંતહો જી૦ ૨ શ્રી૦ અગમ અગોચર અમરતું. અન્વય રીદ્ધી સમુહહો જી૦ વરણ ગંધરસ ફરસ વિણુ. નિજ ભોક્તા ગુણ વ્યુહહો જી૦ ૩ શ્રી૦ અક્ષય દાન અચીંતના લાભ અયત્ને ભોગહો જી૦ વીર્ય શકિત અપ્રયાસતા. સુદ્ધ સ્વગુણ ઉપભોગહો, જી૦ ૪ શ્રી૦ એકાંતિક આત્યંતિકો. સહજ અકૃત સ્વાધીનહો જી૦ નિરૂપ ચરિતનિરદ્વંદ્વશુખ. અન્યઅહેતક પીનહો જી૦ ૫ શ્રી૦ એક પ્રદેશે તાહરે, અવ્યાબાધ સમાયહો જી૦ તસુ પર્યય અવિભાગતા. સર્વાકાશન માયહો જી૦ ૬ શ્રી૦ ઇમ અનંત ગુણનો ધણી. ગુણ ગુણનો આનંદહો જી૦ ભોગ રમણ આસ્વાદયુત, પ્રભુ તું પરમાનંદહો જી૦ ૭ શ્રી૦ અવ્યાબાધ રૂચી થઇ; સાધે અવ્યાબાધહો જી૦ દેવચંદ્ર પદ તે લહે, પરમાનંદ સમાધહો જી૦ ૮શ્રી૦

## અથ શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન.

શ્રી ચંદ્ર પ્રભુ જીન પદ સેવા. હેવાયે જેહિ લિયાજી. આતમ ગુણ અનુભવથી મલીયા. તે ભવ ભયથી ટલીયાજી શ્રી૦ ૧ દ્રવ્ય સેવ વંદન નમનાદિક. અર્ચન વલી ગુણ ગ્રામોજી શ્રી૦ ૨ ભાવ સેવ અપવાદે નૈગમ, પ્રભુ ગુણને સંકલ્પેજી. સંગ્રહ સતા તુલ્યા રોપે. ભેદાભેદ વિકલ્પેજી શ્રી૦ ૩ વ્યવહારે બહુ માન ગ્યાન નિજ. ચરણે બહુ ગુણ રમણાજી. પ્રભુ ગુણ આલંબી પરિણામે, રજુ પદ ધ્યાને સ્મરણાજી શ્રી૦ ૪ શબ્દે શુકળ ધ્યાનારોહણ સમ ભિરૂઢ ગુણ દશમેજી. બીઅશુકલઅવિકલપ એકત્વે. એવંભુતતે અપ્રમેજી શ્રી૦ ૫ ઉત્સર્ગે સમકીત ગુણ પ્રગટે નૈગમ પ્રભુતા અંસેજી. સંગ્રહ આતમ સતાલંબી મુની પદ ભાવ પ્રસંસેજી શ્રી૦ ૬ રૂજુ સુત્રે છે શ્રેણીપદ સ્થે આતમ શકતી પ્રકાસેજી. યથાખ્યાત પદ શબ્દ સ્વરૂપે શુદ્ધ ધર્મે ઉલ્લાસે

જી શ્રી૦૭ ભાવ સયોગી અયોગી સૈલેસે. અંત દુગનય જાણોજી સાધનતાએ નીજ ગુણ વ્યકતી તે સેવના વખાણોજી. શ્રી૦ ૮ કારણ ભાવ તેહ અપવાદે કાર્યરૂપ ઉત્સર્ગોજી. આતમ ભાવ તે ભાવ દ્રવ્યપદ, બાહ્ય પ્રવૃતિ નિસર્ગોજી શ્રી૦ ૯ કારણ ભાવ પરંપર સેવન પ્રગટે કારજ ભાવોજી. કારજ સિદ્દે કારણતા વ્યય શુચી પરિણામિક ભાવોજી શ્રી૦ ૧૦ પરમ ગુણી સેવન તનમયતા. નિશ્ચય ધ્યાને ધ્યાવેજી, શુદ્ધાતમ અનુભવ અસ્વાદી. દેવચંદ્રપદ પાવેજી શ્રી૦ ૧૧

## અથ શ્રી શુવીધી નાથજીનું સ્તવન.

દીઠો સુવીધી જીણંદ સમાધી રસે ભર્યોહો લાલ સમા૦ ભાસ્યો આતમ સ્વરૂપ અનાદિનો વિસરયોહો લાલ અ૦ સકલ વિભાવ ઉપાધી થકી મન ઓસરયોહો લાલ થ૦ સતા સાધન મારગ ભાણી એ સંચરયોહો લાલ ભ૦ ૧ તુમ પ્રભુ જાણગ રીતિ સરવ જગ દેખતાહો લાલ સ૦ નિજ સતાએ શુદ્ધ સહુને લેખતાહો લાલ સ૦ પરપરણતી અદ્દેષપણે ઉવેખતાહો લાલ. ભોગ્યપણે નિજ શકતી અનંત ગવેખતાહો લાલ અ૦ ૨ દાનાદિક નિજ ભાવ હતા છે પરવશ્યાહો લાલ હ૦ તે નિજ સનમુખ ભાવ ગ્રહે લહી તુજ દશાહો લાલ ગ્ર૦ પ્રભુનો અદભુત યોગ સ્વરૂપ તણીરસાહો લાલ સ્વ૦ ભાસેવાસે તાસ જાસ ગુણ તુજ જીસાહો લાલ જા૦ ૩ મોહાદિક નીધુમ અનાદિની ઉતરેહો લાલ અ૦ અમલ અખંડ અલિપ્ત સ્વભાવજ સાંભરેહો લાલ સ્વ૦ તત્વ રમણ શુચી ધ્યાન ભણીજે આદરેહો લાલ ભ૦ તે સમતા રસ ધામ સ્વામી મુદ્રાવ વરેહો લાલ સ્વ૦ ૪ પ્રભુ છો ત્રીભુવનનાથ દાસ હું તાહરોહો લાલ દા૦ કરૂણાનિધી અભિલાખ અછે મુજ એખરોહો લાલ અ૦ આતમ વસ્તુ સ્વભાવ સદા મુજ સાંભરોહો લાલ સા૦ ભાસન વાશન એહ ચરણ ધ્યાને ધરોહો લાલ ચ૦ ૫ પ્રભુ મુદ્રાનો યોગ પ્રભુ પ્રભુતા લખેહો લાલ પ્ર૦ દ્રવ્ય તણે સાધર્મ સ્વ સંપતી ઓલખેહો લાલ સ્વ૦ ઓલખતાં બહુમાન સહિત રૂચી પણ વધેહો લાલ સ૦ રૂચી અનુજાઇ વિર્ય ચરણધરા શધેહો લાલ ચ૦ ૬ ક્ષયોપશમિક ગુણ શર્વ થયા તુજ ગુણ રસીહો લાલ થ૦ શતા શાધન શકતી વ્યકતા ઉલશીહો લાલ વ્ય૦ હવે શંપુરણશિદ્ધ તણી શી વાર છેહો લાલ ત૦ દેવચંદ્ર જીનરાજ જગત્ર આધાર છેહો લાલ જ૦ ૭

## અથ શ્રી શીતલજીનનું સ્તવન.

શીતલ જીન પતિ પ્રભુતા પ્રભુની; મુજથી કહી ન જાયજી. અનંતતા નિર્મલતા પુર્ણતા, જ્ઞાન વિના ન જણાયજી શી૦ ૧ ચરમ જલધી જલમિણે અં

જલી. ગતિ જીપે અતિવાયજી. શર્વ આકાશ ઉલંઘે ચરણે પિણ પ્રભુતાં ન ગિણાયજી શા૦ ૨ શર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા. તેહથી ગુણ પર્યાયજી. તાશ વ ર્ગથી અનંત ગુણો પ્રભુ. કેવલજ્ઞાન કહાયજી શી૦ ૩ કેવલ દરશન એમ અ નંતો; ગ્રહે સામાન્ય સ્વભાવજી. સ્વપર અનંતથી ચરણ અનંતો; સ્વરમણ સંવર ભાવજી શી૦ ૪ દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવ ગુણ રાજનિતી એ ચારજી ત્રાસ વિના જડ ચેતન પ્રભુની; કોઇ ન લેપે કારજી શી૦ ૫ શુદ્ધાશયથિર પ્રભુ ઉપયોગે જે શમરે પ્રભુ નામજી અવ્યાબાધ અનંતો પામે. પરમ અમ્રત સુખ ધામજી શી૦ ૬ આણા ઇશ્વરતા નિરભયતા. નિર વાંછકતા રૂપજી ભાવ સ્વાધીન તે અવ્ય રીતે ઇમ અનંત ગુણ ભુપજી શી૦ ૭ અવ્યાબાધ સુખ નિરમલતે તો; કરણ જ્ઞાન ન જાણાયજી, તેહુજ એહનો જાણજ ભોકતા, જે તુમ્હ સમગુણ રાયજી શી૦ ૮ ઇમ અનંત દાનાદિક નિજ ગુણ; વચનાતીત પડુરજી, વાસન ભાસન ભાવે દુર્લભ, પ્રાપ્તી તો અતિ દુરજી શી૦ ૯ સકલ પ્રત્યક્ષપણે ત્રીભુવન ગુરૂ; જાણુ તુજ ગુણ ગ્રામજી; બીજુ કાંઇ ન માગુ સ્વામી, એહ છે મુજ કામજી શી૦ ૧૦ ઇમ અનંત પ્રભુતા સરહદતાં અરચે જે પ્રભુ રૂપજી; દેવચંદ્ર પ્રભુતા તે પામે, પરમાનંદ સ્વરૂપજી શી૦૧૧

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનનુ સ્તવન.

પાંચે પાંડવ વાંદતાં મન મોહ્યારે એ દેશી—શ્રી શ્રીયાંસ પ્રભુ તણો અતિ અદ્દભુત સહજાનંદરે, ગુણ ઇકવીધ ત્રિક પરણમ્યો, ઇમ અનંત ગુણ નો વૃંદરે, ૧ મુની ચંદ જીણંદ, અમંદ દિણંદપરે નિત દીપતો સુખકંદરે; નિજ જ્ઞાને કરી જ્ઞેયનો, જ્ઞાયક જ્ઞાતા પદ ઇસરે, દેખે નિજ દરશન કરી, નિજ દશા સામાન્ય જગીશરે, મુ૦ ૨ નિજ રમે રમાણ કરો પ્રભુ; ચારીત્રે રમતા રામરે, ભોગ અનંતને ભોગવો, ભોગે વિણ ભોગતા સ્વામીરે મુ૦ ૩ દેય દાન નિજ દિજતે, અતિ દાતા પ્રભુ સ્વયમેવરે, પાત્ર તુમ્હે નિજ શકતીના; ગ્રાહક વ્યાપક મય દેવરે; મુ૦ ૪ પરણામિક કારજ તણો, કરતા ગુણ કરણે નાથરે; અક્રિય અક્ષય સ્થીતી મયી: નિકલંક અનંતી આથરે મુ૦ ૫ પરિણામિક સતા તણો. આ વિરભાવ વિલાસ નિવાસરે; સહજ અકત્રમ અપરા શ્રયી. નિર વીકલ્પને નિપ્રર્યાસરે મુ૦ ૬ પ્રભુ પ્રભુતા સંભારતા. ગાતાં કરતાં ગુણ ગ્રામરે, સેવક સાધન તાવરે, નિજ સંવર પરણતિ પામરે, મુ૦ ૭ પ્રગટ તત્વતા ધ્યાવતાં; નિજ તત્વનો ધ્યાતા થાયરે. તત્વ રમાણુ એકાગ્રતા; પુરણ તત્વે એહ સમાયરે, મુ૦ ૮ પ્રભુ દીઠે મુજ સાંભરે, પરમાતમ પુરાણાનંદરે;

દેવચંદ્ર જીનરાજના નિત વંદો પય અરવૃંદરે મુ૦ ૮

## અથ શ્રી વાસુપુજ્ય જીન સ્તવન.

પુજના તો કીજેરે બારમા જીન તણીરે, જસુ પ્રગટયો પુજ્ય સ્વભાવ; પરકૃત પુજારે જે ઇછે નહીરે; સાધક કારજ દાવ, પુ૦ ૧ દ્રવ્યથી પુજારે કારણ ભાવનોરે, ભાવ પ્રશસ્તને શુદ્ધ; પરમ ઇષ્ટ વલભ ત્રીભુવન ધણીરે, વાસુપુજ્ય સ્વયંબુધ પુ૦ ૨ અતિશય મહિમારે અતી ઉપગારતારે નિરમલ પ્રભુ ગુણ રાગ; સુરમણી સુરઘટ સુરતરૂ તું છેતેરે, જીનરાગી માહાભાગ પુ૦ ૩ દરશન જ્ઞાનાદિક ગુણ આતમારે, પ્રભુ પ્રભુતા લય લીન; શુદ્ધ સ્વરૂપી રૂપે તન્મયીરે તસુ આસ્વાદન પીન પુ૦ ૪ શુધ તત્વ રસ રંગી ચેતનારે; પામે આતમ સ્વભાવ, આતમાલંબી નિજ ગુણ સાધતોરે, પામે પુજ્ય સ્વભાવ. પુ૦ ૫ આપ અકરતા સેવાથી હુવેરે સેવક પુરણ સીધી. નિજ ધન ન દીયે પિણ આશ્રીત લહેરે. અક્ષય અક્ષર રિધી પુ૦ ૬ જીનવર પુજા તે જીન પુજનારે. પ્રગટે અન્વય શકતી. પરમાનંદ વિલાસી અનુભવેરે. દેવચંદ્ર પદ વ્યકી પુ૦ ૭

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

દાસ અરદાસ સીપર કર કહેજી એ દેશી—વિમલ જીન વીમલતા તાહારીજી અવર બીજે ન કહાય લઘુ નદી જીમતિમ લંઘીએજી પણ સ્વયંભુરમણ ન તરાય. ૧ વિ૦ સયલ પુઢવીગીરી જલતરૂજી, કોઇ તોલે એક હાથ તેહ પણ તુઝ ગુણ ગણ ભણીજી. ભાખવા નહી સમરથ ૨ વિ૦ સરવ પુદગલ નભ ધરમનાજી., તેમ અધરમ પરદેશ તાસ ગુણ ધરમ પજ્જવ સહુજી, તુજ ગુણ ઇક તણો લેશ. ૩ વિ૦ એમ નીજ ભાવ અનંતનીજી, અસ્તીતા કેટલી થાય. નાસ્તીતા સ્વપર પદ અસ્તીતાજી, તુજ સમ કાલ સમાય. ૪ વિ૦ તાહરા શુદ્ધ સ્વભાવનેજી. આદરે ધરી બહુ માન, તેહને તેહિજ નીપજેજી. અહો કોઇ અદભુતતાન ૬ વિ૦ તુમ્હ પ્રભુ તુમ્હ તારક વિભુજી, તુમ્હ સમો અવર ન કોય. તુમ્હ દરશન થકી હું તરયોજી. શુદ્ધ આલંબ ન હોય ૬ વિ૦ પ્રભુ તણી વીમલતા ઓળખી જી. જે કરે થિર મન સેવ દેવચંદ્ર પદ તે લહે જી. વિમલ આનંદ સ્વયમેવ.

## અથ શ્રી અનંતનાથ જીન સ્તવન.

મુરતીહો પ્રભુ મુરતી અનંત જીણંદ. તાહારીહો પ્રભુ તાહરી મુજ ન-

ચણે વશીજી સમતાહો પ્રભુ સમતા રસનો કંદ; શહજેહો પ્રભુ શહજે અનુભવ રસ લસીજી ૧ ભવદવહો પ્રભુ ભવ[illegible] તાપિત જીવ તેહનેહો પ્રભુ તેહને અમૃતઘન સમીજી મિથ્યા વિષહો પ્રભુ મિથ્યાવિષની ખીવ હરવાહો પ્રભુ હરવા જાંગુલમ ણી રમીજી. ૨. ભાવહો પ્રભુ ભાવ ચિંતામણી એહ. આતમહો પ્રભુ આતમ સંપતી આપવાજી. એહીજહો પ્રભુ એહિજ શીવસુખ ગેહ, તત્વીહો પ્રભુ તત્વા લંબન થાપવાજી, ૩ જાયેહો પ્રભુ જાયે આશ્રવ ચાલી. દીઠેહો પ્રભુ દીઠે સંવર વધેજી. રતનહો પ્રભુ રત્ન ત્રયી ગુણ માલ અધ્યાતમહો પ્રભુ અધ્યાતમ શાધન શાધેજી ૪ મીઠીહો પ્રભુ મીઠી સુરતી તુજ દીઠીહો પ્રભુ દીઠી રૂચી બહુ માનથીજી. તુજ ગુણહો પ્રભુ તુજ ગુણ ભાશન યુક્ત. સેવેહો પ્રભુ સેવે તસુ ભવ ભય નથીજી. ૫ નામેહો પ્રભુ નામે અદ્ભુત રંગ. ઠવણાહો પ્રભુ ઠવણા દીઠાં ઉલસેજી. ગુણ આસ્વાદહો પ્રભુ ગુણ આસ્વાદ અભંગ. તનમય હો પ્રભુ તનમય તા એ જે ધસેજી ૬ ગુણ અનંતહો પ્રભુ ગુણ અનંતનો વૃંદ, નાથહો પ્રભુ નાથ અનંતને આદરેજી. દેવચંદહો પ્રભુ દેવચંદને આણંદ પરમહો પ્રભુ પરમ મહોદય તે વરેજી, ૭

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

ધરમ જગ નાથનો ધર્મ શું ચીગાઇયેં. આપણો આતમા તેહવો ભાવિયેં જાતિજસુ એકતા તેહ પલટે નહિં શુધ ગુણ પજજવા વસ્તુ સતા સહી. ૧ નિત્ય નિરવયવ વલિ એક આક્રિય પણે સર્વ ગત તે સામાન્ય ભાવે ભણે તેહથી ઇતરસા વયવ વિશેશતા વિક્તિ. ભેદ પડે જેહની ભેદતા ૨ એકતા પિંડને નિત્ય અવી નાશતા અસ્તી નીજ રીધીથી કાર્ય ગત ભેદતા. ભાવ શ્રુત ગમ્ય અભિ લાપ્ય અનંતતા ભવ્ય પર્યાયની જે પરાવર્ત્તીતા ૩ ક્ષેત્ર ગુણ ભાવ અવિભાગ અનેકતા નાસ ઉત્પાદ અનિત્ય પરના સ્તિતા ક્ષેત્ર વ્યાપત્વ અભેદ અવક્ત વ્યતા. વસ્તુ તે રૂપથી નિયત અભવ્યતા ૪ ધર્મ પ્રાગ ભાવતા સકલ ગુણ સુધતા ભોગ્યતા કર્તૃતા રમણ પરિણામતા શુધસ પ્રદેશતા તત્વ ચૈત ન્યતા વ્યાપ્પ વ્યાપક તથા ગ્રાહા ગ્રહાક ગતા ૫ સંગ પરિહારથી સ્વામી નીજ પદ લહ્યું શુધ આત્મીક આનંદ પદ સંગ્રહ્યું જઇ વિપર ભાવથી હું ભવો દધી વસ્યો પર તણો સંગ સંસારતાએ ગ્રસ્યો ૬; તહવિ સતા ગુણે જીવ છે નીરમલો અન્ય સંશ્લેષ જીમ સ્ફટિક ન બિસાયલો જે પરોપાધીથી દુષ્ટ પરણુતિ ગ્રહી ભાવતા તાદ્ગ્યમાં માહરૂં તે નહીં ૭ તિણે પ-

રમાતમ પ્રભુ ભકતી રંગી થઇ, શુદ્ધ કારણ રસે તત્વ પરણમચી આતમ માતમ ગ્રાહક થયે તજે પરગ્રહણતા. તત્વ ભોગી થયે ટલે પરભોગીતા ૮ શુદ્ધ નિપ્રયાસ નિજ ભાવ ભોગીયદા. આતમ ક્ષેત્રે નહી અન્ય રક્ષણ તદા. એક અસહાય નિસંગ નિરદંદ્વતા. શકતી ઉતસર્ગ નીહોય સહુ વ્યકતતા ૯ તિણે મુજ આતમા તુજ થકી નિપજે માહારી સંપદા સકલ મુજ સંપજે તેણે મન મંદિરે ધર્મ પ્રભુ ધ્યાઇએ. પરમ દેવચંદ્ર નિજ સીધ સુખ પાઇયે૧૦

## અથ શ્રી શાંતીનાથ જીન સ્તવન

માલા કિહાં છેરે એ દેશી—જગત દિવાકર જગત કૃપાનિધી, વાહલા મારા સમવસરણમે બેઠા. ચોમુખ ચોવિહ ધર્મ પ્રકાસે, તે મેં નયણે દીઠારે ૧ ભવિકજન હરખોરે, નિરખી શાંતિ જીણંદ, ભ૦ ઉપસમ રસનો કંદ, ન હી ઇને સરીખોરે. આકણી. પ્રાતિહારય અતિશય શોભા, વા૦ તે તો કહીય ન જાવે. ધુક બાલકથી રવિ કર ભરનો; વરણન કિપરે થાવેરે ભ૦ ૨ વા- ણી ગુણ પાંત્રીસ અનોપમ. વા૦ અવિ સંવાદ સરૂપે, ભવ દુખ વારણ શિ વ સુખ કારણ, સુધ ધર્મ પ્રરૂપેરે ભ૦ ૩ દક્ષિણ પશ્ચિમ ઉતર દિશી મુખ, વા૦ ઠવણ જીન ઉપગારી. તસુ આલંબન લહીય અનોપમ. તિહાં થયા સમકીત ધારી. ભ૦ ૪ ખટનય કારયરૂપે ઠવણા. વા૦ સગ નય કારણ ઠાણી નિમત સમાન થાપના જીનજી, એ આગમની વાણી ભ૦ ૫ સાધક તિન નિ ક્ષેપા મુખ્યે. વા૦ જે વિણ ભાવન લહીએ. ઉપગારી દુગ ભાખ્યે ભાખ્યા; ભાવ વંદકનો ગહીએરે ભ૦ ૬ ઠવણા સમવસરણ જીન સેતી. વા૦ જો અ- ભેદતા વાધી. એ આતમાના સ્વસ્વભાવ ગુણ; વ્યકત યોગ્યતા સાધી. ભ૦ ૮ મલુ થયુ મેં પ્રભુ ગુણ ગાયા. વા૦ રસનાનો ફલ લીધો. દેવચંદ્ર કહે માહા રા મનનો. સકલ મનોરથ સીધો ભ૦ ૮

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન

સમવસરણ બેશી કરીરે બારહ પરખદ માંહિ. વસ્તુ સ્વરૂપ પ્રકાશતારે કરૂણા કર જગનાહોરે. ૧ કુંથુ જીનેશરૂ. નિરમલ તુજ મુખ વાણીરે. જે શ્ર વણે સુણે. તેહિજ ગુણ માણી ખાણીરે. કુ૦ ૨ ગુણ પર્યાય અનંતતારે. વળી સ્વભાવ અગાહ. નયગમ ભંગ નિક્ષેપનારે. હોય દેય પ્રવાહરે કુ૦ ૩ કુથુનાથ પ્રભુ દેશનારે. સાધન સાધક સિધ; ગૌણ મુખ્યતા વચનમેરે. ગ્યાન તે સકલ સમૃધરે કુ૦ ૪ વસ્તુ અનંત સ્વભાવ છેરે અનંત કથક તસુ નામ. ગ્રાહક અ ક્ષર બોધથીરે. કહવે અર્પીત કામોરે કુ૦ ૫ શેષ અનર્પીત ધર્મનેરે. સાપેક્ષ

શ્રાબોતે. ઉભય રહિત ભાસન હુવેરે પ્રગટે કેવલ બોધરે કુ૦ ૬ છતિ પરણ તિ ગુણ વર્ણનારે. ભાસન ભોગ આણંદ, સમકાલે પ્રભુ તાહરેરે રમ્ય રમણ વૃંદારે. કુ૦ ૭ નિજ ભાવે શી અસ્તીતારે, પરનાસ્તીત્વ સ્વભાવ. અસ્તિપણે તે નાસ્તીતારે સીઅતે ઉભય સ્વભાવોરે કુ૦ ૮ અસ્તિ સ્વભાવ જે આપણોરે રૂચિ વૈરાગ્ય સમેત. પ્રભુ સનમુખ વંદન કરીરે માગીશ આતમ હેતોરે કુ૦ ૯ અસ્તી સ્વભાવ જે રૂચી થઇરે, ધ્યાતો અસ્તિસ્વભાવ; દેવચંદ્ર પદ તે લહેરે પરમાનંદ જમાવોરે કુ૦ ૧૦

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

રામચંદ્રકે બાગ એ દેશી—પ્રણમો શ્રી અરનાથ શિવપુર સાથ ખરોરી ત્રીભુવન જન આધાર; ભવ નિસ્તાર કરોરી ૧ કરતા કારણ યોગ. કારય સી ધી લહેરી કારણ ચાર અનુપ કાર્યથી તે ગ્રહેરી ૨.જે કારણ તે કાર્ય. થાયે પુર્ણ પદેરી, ઉપાદાન તે હેતુ, માટી ઘટ જેમ વદેરી ૩ ઉપાદાનથી ભીન. જે વીણ કાર્ય ન થાયે. ન હુવે કારયરૂપ કરતાને વ્યવસાએ ૪; કારણ તેહ નિમીત. ચક્રાદિક ઘટ ભાવે. કાર્ય તથા સમવાય. કારણ નિયતને દાવે ૫, વ- સ્તુ અભેદ સરૂપ, કાર્ય પણુ ન ગ્રહેરી. તે આધારણ હેતુ કુલેશથાસ લહેરી ૬ જેહનો નવી વ્યાર ભિન નિયત બહુ ભાવી. ભુમીકા કાલ આકાશ ઘટ કારણ સદભાવી ૭ એહ અપેક્ષા હેતુ આગમ માંહી કહયોરી. કારણ પદ ઉ ત્પન કાર્ય થયે ન લહોરી ૮ કરતા આતમ દ્રવ્ય કારય સિધ પણોરી નિજ સતાગત ધર્મ તે ઉપાદાન ગણોરી ૯ યોગ સમાધી વિધાન અસાધારણ તેહ વદેરી વિધી આચરણા ભકતી જીણે નિજ કાર્ય સધેરી ૧૦ નર ગતી પઢમ સંઘયણ તેહ અપેક્ષા જાણો. નિમીતા શ્રીત ઉપાદાન તેહની લેખે આણો ૧૧ નિમીત હેતુ જીનરાજ સમતા અમૃત ખાણી. ૧૨ પુષ્ટ હેતુ અરનાથ તેહના ગુણથી હીલીયે, રીજ ભકતી બહુ માન ભોગ ધ્યાનથી મીલીયે ૧૩ મોટાને ઉછંગ બેઠાને શી ચીંતા. તિમ પ્રભુ ચરણ પસાય સેવક થયા નિચીંતા. ૧૪ અર પ્રભુ પ્રભુતા રંગ. અંતર શકતી વિકાશી દેવચંદ્ર આણંદ. અક્ષય ભો ગ વિલાશી ૧૬

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

કરતાં સેતી પ્રીતી તિ સહુ હુંસી કરેરે સ૦ એ દેશી—મલ્લિનાથ જગ નાથ ચરણ યુગ ધ્યાઇયેરે. ચ૦ શુદ્ધાતમ પ્રાગભાવ પરમ પદ પાઇયેરે. સાધક ાર્ક ખટ કે ગુણ સાધનારે ક૦ તેહિજ શુદ્ધ સરૂપ થાયે નિરા બાધનારે.

થા૦ ૧ કર્ત્તા આતમ દ્રવ્ય કાર્ય નિસિદ્ધતારે. કા૦ ઉપાદાન પરણામ પ્રયુક્ત તે કરણતારે. પ્ર૦ આતમ સંપદદાન તેહ સંપ્રદ દાનતારે. તે૦ દાતા પાત્રને દેય ત્રિભાવ અભેદતારે. ત્રિ૦ ૨ સ્વપર વિવેચન કરણ તેહ અપાદા નથીરે. તે૦ સકલ પર્યાય આધાર સંબંધ આ સ્થાંનથીરે. સં૦ બાધક કારક ભાવ અનાદિનિ વારવોરે અ૦ સાધકતા અવલંબિ તેહ સમારવોરે તે૦૩, શુદ્ધ પણે પર્યાય પ્રવર્ત્તન કાર્યનેરે. પ્ર૦ કર્તાદીક પરિણામ તે આતમ ધર્મનેરે, તે૦ ચેતન ચેતન ભાવ કરે સમવે તમેરે સાદી અનંતો કાળ રહે નિજ ખેતમેરે; ર૦ ૪ પરક્રૃત સ્વભાવ કરે તાં લગી કરેરે, ક૦ શુદ્દ કાર્ય રૂચિ ભાસ થયે નવી આદરેરે; શુદ્ધાતમ નીજ કાર્ય રૂચીર કરીરેરે રૂ૦ તેહિજ મુલસ્વભાવ વગ્રહે નિજપદ વરેરે ગ્ર૦ ૫ કારણ કારજ રૂપ અછે કારક દસારે, અ૦ વસ્તુ પ્રગટ પર્યાય એહ મનમાં વસ્યારે એ૦ પિએ શુદ્ધ સરૂપ ધ્યાન ચેતનતા ગ્રહેરે ચે૦ તબનિજ સાધક ભાવ સકલ કારક લહેરે સ૦ ૬ માહરૂ પુર્ણાનંદ પ્રગટ કરવા ભણીરે પ્ર૦ પુષ્ટા લંબન રૂપ સેવ પ્રભુજી તણીરે દેવચંદ્ર જીન ભગતિ મન મેધરોરે, ભ૦ અવ્યા બાધ અનંત અખય પદ આદરોરે અ૦ ૭

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

અથ શ્રી મુની સુવ્રત જીન સ્તવન ઓલગડી તો કીજે શ્રી મુની સુવ્રત સ્વામીનીરે જેહથી નીજ પદ સિદ્ધ. કેવલ ગ્યાનાદીક ગુણ ઉલસેરે લહીએ સહજ સમૃદ્ધ ૧ ઓ૦ ઉપાદાન નિજ પરણાતી વસ્તુનીરે, પિણ કારણ નીમીત્ત આધિન પુષ્ટ અપુષ્ટ દુવિધ તે ઉપદિસ્યોરે ગ્રાહક વિધિઆ ધીન, ૨ ઓ૦ સાધ્ય સાધ્ય ધર્મ જે માંહિ હવેરે તે નિમિત્ત અતિ પુષ્ટ પુષ્પમાંહિ તિલવાસ કવાસનારે નહિ પ્રધ્વંસ કદુષ્ટ ૩ ઓ૦ દંડ નિમિત્ત અપુષ્ટ ઘડા તણોરે નવી ઘટતા તસુ માંહિ સાધક, સાધક પ્રધ્વંસકતા ઓઅ છેરે તિણે નહિં નિયત પ્રવાહ ૪ ઓ. ખટકારક ખટકારક તે કારણ કાર્યનો જે કારણ સ્વાધીન તે કર્ત્તા કર્ત્તા સહુ કારક તે વસુરે કર્મ તે કારણ પીન ૫ ઓ૦ કારણ સંકલ્પે કારક દસારે છતિ સત્તા સદભાવ અથવા તુલ્ય ધર્મને જોઈ વેરે સાધ્યા રોપણ દાવ ૬ ઓ૦ અતિશય અતિશય કારણ કારક કરણતારે નિમિત્ત અને ઉપાદાન સંપ્રદાન કારણ પદ ભવનથીરે કારણ વ્યય અપાદાન ૭ ઓ૦ ભવ નવ્યય વિણુ કારય નવિ હવેરે જીમ દષ દેન ઘટત્વ સુત સ્વાધ સ્વ ગુણનો દ્રવ્ય છેરે સતાધાર સુતત્વ ૮ ઓ૦ આતમ કર્તા કાર્ય સિદ્ધતારે, તસુ સાધન જીન રાજ પ્રભુ દીઠે કારજ રૂચિ ઉપજેરે પ્રગટે આતમ સમાજ ૯ ઓ૦ વંદન સેવન

નમન વલિ પુજનારે સમરણ સ્તવન વલિ ધ્યાન દેવચંદ્ર દેવચંદ્ર કીજે જી- ન રાજનારે પ્રગટે પુર્ણનીધાન ૧૦ એ૦

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

પીછોલારી પાલિ ઉભા દોય રાજવીરે એ દેશી શ્રી નમિ જીનવર સેવઘનાઘન ઉનમ્યોરે ઘ૦ દીઠાં મીથ્યારોરે ભવિક ચીતથી ગમ્યોર ભ૦ સુચી આચરણા રિતી તે અભ્ર વધે વડારે વિ૦ વાજે વાઉ સુવાવ્ય તે પાવન ભાવનારે પા૦ ઇંદ્ર ધનુષ ત્રિકયોગ તે ભકતી ઇકમનારે ભ૦ નિરમલ પ્રભુ સ્તવઘોષ જુની ઘન ગર્જનારે જુ૦ તૃસના ગ્રીષમ કાલ તાપની તર્જનારે તા૦ ૨ શુભ લેશ્યાની આલિ તે બગ પંકતી બતીરે બ૦ શ્રેણી સરોવર હંસ વસે શુચિ ગુણ મુનીરે વ૦ ચાગતી મારગ બંધ ભવિકજન ઘર રહયોરે લ૦ ચે- તન સમતા સંગ રંગમે ઉમહ્યારે ૨૦ ૩ સમ્યક દ્રષ્ટી મોર તિહાં હરખે ઘણુ રે તિ૦ દેખી અદભુતરૂપ પરમ જીનવર તણુરે પ૦ પ્રભુ ગુણનો ઉપદેશ તે જલ ધારા વહીરેજ૦ ધરમ રૂચી ચિત ભુમી માંહી નિશ્ચલ રહીરે માં૦ ૪ ચાતક શ્રમણ સમુહ કરે તબ પારણોરે ક૦ અનુભવ રસ આસ્વાદ સકલ દુખ વારણોરે સ૦ અશુભા ચાર નિવારણ તૃણ અંકુરતારે તૃ૦ વિરતી તણો પર- ણામે તે બીજની પુરતારે. બી૦ ૫ પંચમહાવ્રત ધાન તણાં કરણ વધ્યાંરે. ત૦ સાધ્ય ભાવ નિજ થાપી સાધનતાએ સધ્યારે સા૦ ક્ષાયક દરશન ગ્યાન ચરણ ગુણરે ઉપન્યારે ચ૦ આદિક બહુ ગુણ સશ્ય આતમ ઘર નિપનારે આ૦ ૬ પ્રભુ દરશણ મહા મેહ તણે પરવે સમેરે ત૦ પરમાનંદ સુભિક્ષ થ યો મુજ દેશમે થ૦ દેવચંદ્ર જીન ચંદ્ર તણો અનુભવ કરોરે ત૦ સાદિ અ- નંતો કાલ આતમ સુખ અનુસરોરે આ૦ ૭

## અથ શ્રી નેમનાથ જીન સ્તવન.

પદમ પ્રભુજીન જઈ અલગા રહ્યા એ દેશી—નેમ જીણેશર નિજ કારજ કરયો. છાંડયો સર્વ વિભાજી આતમ શકતી સકલ પ્રગટ કરી. આસ્વાદો નિજ ભાવોજી નેં૦ ૧ રાજુલ નારીરે સારી મતી ધરી. અવલંબ્યા અરીહંતતોજી; ઉતમ સંગેરે ઉતમતા વધે. સધે આનંદ અનંતોજી નેં૦ ૨ ધર્મ અધર્મ આ કાશ અચેતના. તેરી જાતી અગ્રાહ્યોજી. પુદગલ ગ્રહવેરે કર્મ કલંકતા વાધે બા બાધક બાહોજી નેં૦ ૩ રાગી સંગેરે રાગ દશા વધે. થાયે તિણે સંસારોજી નીરાગીથીરે રાગનો જોડવો. લહીએ ભવનો પારોજી નેં૦ ૪ અપ્રશસ્તતા રે ટાલી પ્રશસ્તતા; કરતાં આશ્રવ નાસેજી સંવર વાધેરે શાધે નીર્જરા આ-

તમ ભાવ પ્રકાશેજી નં૦ ૫ નેમી પ્રભુ ધ્યાને એકત્વતા નિજ તત્વે ઇકતાનો જી શુકલધ્યાનેરે સાધી સુસિદ્ધતા. લહિયે મુક્તી નિદાનોજી નં૦ ૬ અગમ અ રૂપીરે અલખ અગોચરૂ, પરમાતમ પરમીશોજી. દેવચંદ્ર જીનવરની શેવના; કરતાં વાધે જગીશોજી નં૦ ૭.

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

કડખાની દેશી—સહજ ગુણ આગરો સ્વામી સુખ સાગરો; જ્ઞાન વઇ રાગર પ્રભુ સવાયો. શુદ્ધતા એકતા તિક્ષણતા ભાવથી; મોહરીપુજીતી જય પડ હ વજાયો. સ૦ ૧ વસ્તુ નિજ ભાવ અવભાસ નિકલંકતા પરણતી વૃતિતા ક રી અભેદ, ભાવતા દાત્મ્યતા શકતી ઉલાસથી; સંતતી યોગને તુ ઉછેદ સ૦ દોષ ગુણ વસ્તુની લખીય યથાર્થતા લહી ઉદાશીનતા અપર ભાવે, ધ્વંસિત જનન્યતા ભાવ કરતાપણો. પરમ પ્રભુ તું રમ્યો નિજ સ્વભાવે સ૦ ૩ શુભ અશુભ ભાવ અવભાસ તહકીકથી; શુભ અશુભ ભાવ તિહા પ્રભુ ન કીધો. શુ ધ પરણામતા વીર્ય કરતા થઇ; પરમ અક્રીયતા અમૃત પીધો સ૦ ૪ શુધ- તા પ્રભુ તણી આતમ ભાવે રમે; પરમ પરમાત્મતા તાસુ થાયે, મિશ્ર ભાવે અછેત્રી ગુણની ભિનતા, ત્રિગુણ એકત્વ તુજ ચરણે આયે; સ૦ ૫ ઉપસમ રસ ભરી સર્વ જન સંકરી, મુરતી જીનરાજની આજ ભેટી, કારણે કાર્ય નિ ષ્પતિ શ્રદ્ધાન છે; તિણે ભવ ભ્રમણની ભીડી મેટી સ૦ ૬ નયર ખંભાયતે પારશ્વ પ્રભુ દરશને, વિકસતે હર્ષ ઉત્સાહ વાધ્યો. હેતુ એકત્વતા રમણ પરણા મથી. સીધી સાધકપણો આજ સાધ્યો. સ૦ ૭ આજ કૃત પુણ્ય ધન દીહ માહારો થયો, આજ નર જનમ મેં સફલ ભાવ્યો; દેવચંદ્ર સ્વામી ત્રેવીસ મો; વંદીયો, ભકતી ભરચિત તુજ ગુણ રમાવ્યો. સ૦ ૮

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

કડખાનીં દેશી—તારહો તાર પ્રભુ મુજ સેવક ભણી; જગતમે એત- લો સુયશ લીજે દાસ અવગુણ ભરયો જાણી પોતા તણો. દયાનીધી દીનપ રિ દયા કીજે તા૦ ૧ રાગ દ્વેષે ભરયો મોહ વેરી નડયો, લોકની રીતીમે ઘણુ રાતો; ક્રોધ વસ ધમ ધમ્યો શુધ ગુણ નવી રમ્યો. ભમ્યો ભવ માંહી કુ વિષય માતો તા૦ ૨ આદરયો આચરણ લોક ઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ પિણ કોઇ કીધો, શુદ્ધ શરદ્ધાન વલી આતમ અવલંબવીનુ, તેહવો કાર્ય તિ- ણે કો ન સીધો તા૦ ૩ સ્વામી દરશણ સમો નિમીત લહી નિરમલો; જો ઉપાદાન એ શુચીન થાયે, દોષ કો વસ્તુનો અહવ ઉદ્યમ તણો. સ્વામી

સેવા સહી નિકટ લાશે તા૦ ૪ સ્વામી ગુણ ઓલખી સ્વામીને જે ભજે; દ રિશણ શુધતા તેહ પામે, જ્ઞાન ચારીત્ર તપ વિર્ય ઉલાસથી, કર્મ જીપી વસે મુકતી ધામે તા૦ ૫ જગત વછલ મહાવીર જીનવર સુણી, ચિત પ્રભુ ચરણ ને શરણ વાસ્યો; તારજ્યો બાપજી બિરૂદ નિજ રાખવા દાસની સેવના રખે જોસ્યો. તા૦ ૬ વિનતી માનજો શકિત આપજો ભાવ સ્યાદ્દતા શુદ્ધ ભાસે; સા ધી સાધક દશા સિદ્ધતા અનુભવી, દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાસે તા૦ ૭

## કળસ.

ચઉવીસે જીન ગાઇએ ધ્યાઇએ તત્ત સરૂપોજી, પરમાનંદ પદ પાઇએ અક્ષય ગ્યાન અનુપોજી ચો૦ ૧ ચવદહસે બાવન ભલા, ગણધર ગુણ ભં ડારોજી; સમતા મયી શાહુ શાહુણી. સાવય સાવઇ સારોજી ચો૦ ૨ વર્ધમાન જીનવર તણો; સાશન અતી સુખકારોજી; ચઉવીહ સંઘ બિરાજતા; દુશમકાલ આધારોજી ચ૦ ૩ જીન સેવનથી જ્ઞાનતા; તિણે હિતા હિત બોધોજી; અહિ ત ત્યાગ હિત આદરે સંયમ તપની સોધોજી ચ૦ ૪ અભિનવ કર્મ અગ્રહણ તા; જીણ કર્મ અભાવોજી, નિકરમીને અબાધતા, અવેદન અનાકુલ ભાવોજી. ચ૦ ૫ ભાવ ભાગના વિગમથી; અચલ અક્ષયનિરાબાધોજી; પુરણાનંદ દશા લ હિ વિલસે સિધી સમાધોજી ચ૦ ૬ શ્રી જીનચંદ્રનિ સેવના; પ્રગટે પુણ્ય પ્ર ધાનોજી, સુમતિસાગર અતિ ઉલસે, સાધુ રંગ પ્રભુ ધ્યાનોજી ચ૦ ૭ સુવિહિ ત ગછ ખરતરવરૂ; રાજસાગર ઉવજાયોજી, જ્ઞાન ધર્મ પાઠક તણો. શિષ્ય સુ જન સુખ દાયોજી ચ૦ ૮ દિપચંદ્ર પાઠક તણો. શિસસ્તવે જીનરાજોજી. દે વચંદ્ર પદ સેવતાં; પુર્ણાનંદ સમાજોજી ચ૦ ૯ ઇતિ શ્રી દેવચંદજી કૃત ચો- વિશિ સંપુર્ણ.

# अथ श्री रामविजयजि कृत चोविशि,

## અથ શ્રી રૂષભદેવ જીન સ્તવન.

હાંરે મારે યોવનીઆનો લટકો દાહાડા ચ્યારજો એ દેશી-હાંરે આજ મલિઓ મુજને તિન ભુવનનો નાથજો; ઉગ્યો સુખ સુરતરૂ મુજ ઘટ ઘર આંગણુરેજો. હાંરે આજ અષ્ટ મહાસિદ્ધી આવી માહરે હાથજો. નાઠા માઠા દાહડા દરિશણ પ્રભુ તણુરેજો ૧ હાંરે માહારે હિયડે ઉલટી ઉલટ રસ નીરાશીજો; નેહ સલુણી નજર નિહાલી તાહરીરેજો. હાંરે હુંતો જાણુ નિશ દિન બેસી રહું તુજ પાસજો. તાહરે નેહે ભેદી મીજી માહરીરેજો.૨ હાંરે મ્હારી પુગી પુરણ રીતે મનની હુશજો. દુરજનીઆ તોંદુષભરી આવટસ્યે પડયારેજો હાંરે પ્રભુ તું તો સુરતરૂ બીજા જાણ્યા. તુસજો તુજ ગુણ હીરો મુજ હિયડા ઘાટે જડયોરેજો ૩ હાંરે પ્રભુ તુજસ્યું મ્હારે ચોલ મજીઠો રંગજો. લાગ્યો એહવો તે છે કુણ ટાલી શકેરેજો હાંરે પ્રભુ પલટે તે તો કાચો રંગ પતંગજો લાગ ન લાગે દુરજનનો કો મુજ થકેરેજો ૪ હાંરે પ્રભુ તાહરી મુદ્રા સાચી મોહન વેલજો. મોહ્યા તીન ભુવન જન દાસ થઈ રહ્યારેજો. હાંરે પ્રભુ જે નવિ રંજ્યા તે સુરતરૂને ઠેલિજો; દુખ વિષ વેલી આદર કરવા ઉમહ્યારેજો; ૫. હાંરે પ્રભુ તાહરી ભક્તિ ભિનુ માહરૂ ચિતજો. તલ જીમ તેલે તેલે જેમ સુવાસનારેજો. હાંરે પ્રભુ તાહરી દીઠી જગમે મોટી રીતજો, સુફલ ફલ્યા અરદાસ વચન મુજ દાસનારેજો ૬ હાંરે મ્હારે પ્રથમ પ્રભુજી પુરણ ગુણનો ઇસજો, ગાતાં રૂષભ જીણેશર હુસે મન તાણીરેજો હાંરે માહારે વિમલ વિજય વરવાચકને સુભસીસજો રામે પામી દિન દિન દોલત અતી ઘણીજો.૭

## અથ શ્રી અજીત જીન સ્તવન

યશોદાજી કાનો તુમારો રોકી રહે યમુનાનો આરો એ દેશી— દીઠો નંદન વિજયાનો નહી લેખો હરખ થયાનો. પ્રભુ કીધો મન મયાનો. બોલ પાળ્યા બાંહ્ય ગ્રહ્યાનો ૧ મુજને પ્રભુ પદ સેવાનો. લાગ્યો છે અવિહડતાનો. મુજ વાહલો તે હિયડાનો; જે રસિયો ભાવ કુસનો ૨; ન ગમે સંગ મુજ બીજાનો; જો કેલવે કોડિક વાનો; જીણે ચાખ્યો સ્વાદ સીતાનો; તેહને ભાવે ધંતુરો

સ્યાનો. ૩ પ્રભુ સાથે લાડ કરચાનો. માહારે આ સંગ સદાનો; પ્રભુનો ગુણ ચિત્ત હરચાનો. કહિયે મુજ નહી વિસરચાનો; ૪; નહી છે માહારે વિનવ્યાનો. પ્રભુજીથી શું છે છાનો, શિષ વાચક વિમલ વિજયનો; લહે રામ સુખો લવિજયનો ૫.

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

મુજરો લેજો જાલિમ જાટડી એ દેશી—મુજરો લ્યોને માહારો સાહિબા ગિરૂઆ ગરીબ નિવાજ. અવસર પામીજી એહવો. અંતર ન કરશોજી આજ મુ૦ ૧ તરૂ આપે ફલ ફુલડાં. જલ આપે જલધાર. આપ સવારથ કો નહી; કેવલપર ઉપગાર, મુ૦ ૨ તિમ પ્રભુ જગ જન તારવા; તેં લીધો અવતાર. માહારી વેલાજી એવડો. એ છેક વાણુ વિચાર મુ૦ ૩ ખિજમતગાર હું તાહરો. ખામી ન કરૂજી કોઇ. બિરૂદ સંભાલી આપણો, હિતની નજરેજી જોઇ મુ૦ ૪ સંભવ સાહિબ માહરા. તુ મુજ મલીઓજી ઇશ, વાચક વિમલ વિજય તણો. રામ કહે શુભ સીશ મુ૦ ૫.

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન

નંદનંદ સલુણા નંદનારેલો એ દેશી—સંવર રાયના નંદનારેલો. ત્રીભુવન જન આનંદનારેલો, મુરતી મોહનગારીચેરેલો, તન ધન જીવન વારીયેરેલો સ૦ ૧ મુજરો લિજે માહરોરેલો; હું છુ સેવક તાહરોરેલો; જગ તારક નહી બીસરોરેલો; તો મુજને કિમ વિસરોરેલો, સ૦ ૨ જે નેહના તે તેહનારેલો, સેવું પાસાં કેહનારેલો; અપજસ જગ જે દેવનારેલો, ન કરૂ તેહની સેવનારેલો. સ૦ ૩ જે ફલ ચાખ્યાં કાગડેરેલો; તે હંસો કિમ આભડેરેલો; આપ વિચારી દેખસોરેલો, તો મુજ કેમ ઉવેખશોરેલો સ૦ ૪ અભિનંદન જીન ભેટીયોરેલો ભવસાયર ભવ મેટીયોરેલો. વાચક વિમલવિજય તણોરેલો; રામ લહે આણંદ ઘણોરે લોલ સ૦ ૫

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

અરજ અરજ સુણોને રૂડા રાજીઆહોજી એ દેશી—સુમતી સુમતી સલુણા માહારા સાહિબાહોજી. જગજીવન જીનચંદ; ધનધન ધનધન માતા મંગલાહોજી. જાણ્યો તુ જાઓરે નંદ સુ૦ ૧ ગિરૂઆ ગિરૂઆઇ પ્રભુ તાહરીહોજી. દીઠી જોતાંરે જોર. તુમ ગુણ તુમ ગુણ જે નવી રંજીઆહોજી. તે માણસ પાણ ઢોર. સુ૦ ૨ અમને અમને તુમાંશ આવજોજી. જે પણ દાખો ન વેણ. અધીક અધીક મિલી દાખવેહોજી. તેતો ઉછારે સેણ સુ૦ ૩ દે-

ખી દેખી તુમ મુખ ચંદ્રમાહોજી. જે સુખ પામેરે નેણ. તે મન તે મન જાણે માહરૂહોજી, પણ ન કહાયેરે વેણ સુ૦ ૪ એકણ એકણ તુમ મેલાવ ડેહોજી. સફલ હુઓ અવતાર, વિમલ વિમલ વિજય ઉવજ્ઝાયનોહોજી. રામ લહે જયકાર. સુ૦ ૫

## અથ શ્રી પદ્મપ્રભુ જીન સ્તવન.

નથગઇરે મેરી નથગઇ એ દેશી—અજબ બનીરે મેરે અજબ બની. આંચલી; અજબ બની પ્રભુ સાથે પ્રીતિ; તો મુજ દુરગતીની શી ભિતી. મેરે અજબ બની. દેખી પ્રભુની મોટી રિતી. પામી પુરણ રીતિ પ્રતિતિ મે૦ ૧ જે દુનિયાંમાં દુરલભ નેટી; તે મેં પામી પ્રભુની ભેટી મે૦ આલસુને ઘેર આવી ગંગ. પામ્યો પંથી સરવ તુરંગ મે૦ ૨ તિરસે પાયો માન સતીર; વાદ કરતાં વાધી ભીર મે૦ ચિત ચોરચા સાજનનો સંગ; આણચિંત્યો મલ્યો ચડતે રંગ મે૦ ૩ જીમ જીમ નિરખુ પ્રભુ મુખં નુર. તિમ તિમ પાઉં આનંદ પુર. મે૦ સુણતાં જન મુખ પ્રભુની વાત. હરખે માહારા સાતે ધાત મે૦ ૪ પદમ પ્રભુ જીનને ગુણ જ્ઞાન. લહીયે શિવપદવી અસમાન મે૦ વિમલવિજય વાચકનો સીસ રામે પાયો પરમ જગદીસ. મે૦ ૫

## અથ શ્રી સુપારસ્વ જીન સ્તવન

માહારે જાઇ સહિયરનો સાથ કાંબલી મેલોને કાનજીરે એદેશી—દીસે અકલ સરૂપ સ્વામી સુપાસજી તાહરોરે, લોક વદીતી વાત, રાગ ન રોસ હિયે ધરોરે. દી૦ ૧ જેહને વસ મહાદેવ, ઉમયા નારી નચાવીયારે; વૃંદ્રાવનમાં કાન્હ, ગોપી રાસ રમાવીયારે દી૦ ૨ બ્રહ્મા પાડયો ફંદ; સાવીત્રી નીજ દીકરીરે, તે તે મદના પિશાચ, હણતાં કરૂણા કશી કરીરે દી૦ ૩ ક્રોધ સરીખા યોદ્ધ. તેં તો ખીણ માંહિ મારીયારે. જે વલી જાલ્યા બાંહી. તેં તો હેજશું તારીયારે. દી૦ ૪ કહીયે કેતો એમ, તુજ અવદાત અછે ઘણોરે, રામ કહે શુભ સીશ; વાચક વિમલવિજય તણોરે દી૦ ૫

## અથ શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન.

થા પરિવારી મારા શાહિબા, કાબિલ મત ચાલો એ દેશી—ચંદ્ર પ્રભુની ચાકરી મુને લાગે મીઠી, જગમાં જોડી જેહની, કિહાં દીસે ન દીઠી. ચં૦ ૧ પ્રભુને અરગે માહરૂં, મનડુ લલચાણુ કુણ છે બીજા જગે; જીણે લોગે પલટાણુ ચં૦ ૨ કોડિ કરે પણ અવરકો. મુજ હિયડે નાવે. સુરતરૂ ફુલ માહિયા. કિમ આકા સોહાવે. ચં૦ ૩ મુજ મન મોહન વેલડી, કરૂણા

શું ભરીએ; પ્રભુતા પુરી ત્રીભુવને. ગુણમણીના દરીઓ. ૪ ચં૦ જીમ જીમ નિરખુ નયણડે, તિમ હિયડું ઉલ્લસે. એક ઘડીને અંતરે. મુજ મનડુ તરસે ચં૦ ૫. સહજ સલુણો સાહિબો, મિલ્યો શિવનો સાથી, સહજે જીત્યો જગતમે, પ્રભુની સેવાથિ ચ૦ ૬ વિમલવિજય ગુરૂ શિસનો. શિસ કહે કરજોડી રામ વિજય પ્રભુ નામથી લહે સંપદ કોડી. ચં૦ ૭

## અથ શ્રી શુવીધી નાથજીનું સ્તવન.

મુરલી વાઇછેરે રસાલ મુરલી સાંભળવા જઇએ એ દશી—પ્રભુની વાણી જોર રસાળ. મનડુ સાંભલવા તરસે આંકણી. સજલ જલદ જીમ ગાજતી જા ણુ વરસે અમૃત ધાર મન૦ સાંભળતાં લાગે નહી. ખિણ ભુખને તરસ લ- ગાર મ૦ ૧ તિરજંચ મનુષ્યને દેવતા સહુ, સમજે નિજ નિજવાણ. મ૦ જોજનખેત્રે વિસ્તરે. નય ઉપનય રતનની ખાણ મ૦ ૨ બેસે હરિમૃગ એ કઠા. ઊંદર માંજારના બાલ મ૦ મોહ્યા પ્રભુની વાણીએ, કો ન કરે કેહની આલ. મ૦ ૩ સહસ વરસ જો નીગમે, તોહે તૃપતિ ન પામે મન. મ૦ સાતાયે સહુ જીવના, રોમાંચિત હુવે તન મ૦ ૪ વાણી સુવિધી જીણંદની સિવ રમાણીની દાતાર મ૦ વિમલવિજય ઉવજાયનો; સિસ રામ લહે જય કાર મન૦ ૫.

## અથ શ્રી શીતલજીનનુ સ્તવન.

અબકો ચોમાસો માહારા પુજજી રહોને એ દશી--ભગતીનો ભિનો મા રો મુજરો થે લ્યોને; નેહલે સલુણો થારો દરસણ દ્યોને. મોરા દિલમેરે આ વી રહોને; આંબલી. શિતલ જીન ત્રીભુવન ધણીરે, પ્રભુ સેવકને ચિત લહોને દાસ કહાયો આપણોરે; પ્રભુ તેહની લાજ વહોને ભગ૦ ૧ જાણપણુ મેં તાહ રૂરે, પ્રભુ તે નવી દિઠુ ક્યાહીને. મોહન મુદ્રા દેખીનેરે. પ્રભુ વસી મુજ હ યડા માંહિને ભ૦ ૨ રાત દિવશ તુજ ગુણ જપુરે, પ્રભુ બીજુ કાંઇ નસુહાય ને જીમ જાણો તિમ રાખજોરે, પ્રભુ હું વલગો તુમ પાયને ભ૦ ૩ નરગની ગોદ તણા ધણીરે. પ્રભુ તેં ઝાલ્યા બાહીને. તેહ થયા તુજ સારીખારે; પ્રભુ સેવક કે મન ચાહિને. ભ૦ ૪ તુમ દીઠે દુખ વિસરયાંરે. પ્રભુ વાધ્યો વધતે વાનને. વિમલવિજય ઉવજાયનોરે. પ્રભુ રામ કહે સુનજ્ઞાનને ભ૦ ૫

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનનુ સ્તવન.

પ્રભુની ચાકરીરે એ દશી--શ્રી શ્રેયાંસની સેવનારે. સાહિબા મુજને વાહલી જોર પ્રભુને સેવીએરે. પ્રભુ દેખી હરખુ હિયેરે. સાહિબા જીમ ઘન દેખી

મોર મ૦ ૧ અણિયાલી પ્રભુ આંખડીરે સા૦ મુખ પુનિમનો ચંદ મ૦ અ હનિસે ઉભા ઓલગેરે સા૦ જેહને ચોસઠ ઇંદ્ર મ૦ ૨ ફુલ પગર ઢીંચણ સ મારે સા૦ લહકે વૃક્ષ અસોક મ૦ દિવ્યધ્વનિ પ્રભુ દેશનારે સા૦ મોહે ત્રા- ભુવન લોક મ૦ ૩ ચામર છત્ર સોહામણાંરે સા૦ ભામંડલ મનોહાર મ૦ વા જે દેવની દુંદુભીરે સા૦ સીંહાસન સુખકાર મ૦ ૪ આપે શિવ સુખ સંપદારે સા૦ પ્રભુશું પુરણ પ્રેમ. મ૦ વિમલવિજય ઉવજાયનોરે સા૦ રામવિજય ક- હે એમ મ૦ ૫

## અથ શ્રી વાશુપુજ્ય જીન સ્તવન.

ઉચો ગઢ ગિરનારીકોરે. મનમોહના નેમ એ દેશી– શ્રી વાસુપુજ્ય જીણંદજીરે દિલ રંજનાહો લાલ મુજ મન વાધ્યો રંગહો. દુખ ભંજનાહો લાલ, ચાહુના હુ નિસ દિનેરે દિ૦ તુજ ગુણ ગંગ તરંગેહો દુ૦ ૧ જે સંગિ જગ સંગનારે દિ૦ તેહશું કેહો સંગહો દુ૦ ત્રિભુવન હેમની મુદ્રડીરે દિ૦ તુ તો અમુલખ નંગહો દુ૦ બાંહ ગ્રહી મુજ બાલનેરે દિ૦ રાખો નિજ ઉછંગ હો દુ૦ મોહ સરીખા રાજવીરે દિ૦ જેમન મંડે જંગેહો દુ૦ ૩ વાતડીઆં સ મજાવિચોરે દિ૦ સમજે કિમ એ કંગહો દુ૦ અટક્યો તે નવી ઉભગેરે દિ૦ માન સધવલ વિહંગહો દુ૦ ૪ ભકતી વસે લેશુ અમેરે દિ૦ પ્રભુ શુભ પદવી ચંગહો દુ૦ વાચક વિમલના રામનેરે દિ૦ પ્રભુશુ પ્રેમ અભંગહો દુ૦ ૫

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

નિત નવિ નિત નવિ નિત નવિરે, કાજલ વાળી ગોરી નિત નવીરે, એ દેશી–મન વસી મન વસી મન વસીરે પ્રભુજીની મુરતી માહારે મન વશીરે; આંચલી; જીમ હંસા મન વાહજી ગંગ. જેમ ચતુર મન ચતુરનો સંગ, માહરે મન વસીરે- પ્રભુજીની મુરતી માહરે મન વશીરે; જીમ બાલક ને માત ઊછંગ, તિમ મુજને પ્રભુ સાથે રંગરે મા૦ ૧ મુખ સોહે પુનિમ નો ચંદ, નેણ કમલ દલ મોહે ઇંદ મા૦ અધર જીરયા પરવાલી લાલ, અ રધ સસી સમ દિપે ભાલ મા૦ ૨ બાંહડી જાણે નાલ મૃણાલ, પ્રભુજી મેરો પરમ કૃપાલ મા૦ જોતાં કો નહી પ્રભુની જોડ; પુરે ત્રિભુવન કેરા કોડ મા૦ ૩ સાયરથી અધીકો ગંભિર, સેવ્યો આપે ભવનો તીર મા૦ સેવે સુરનર કો કા કોડ, કરમ તણા મદ નાખે મોડ મા૦ ૪ ભેટયો ભાવે વિમલ જીણંદ મુજ મન વાધ્યો પરમ આણંદ મા૦ વિમલવિજય વાચકનો સીસ. રામ ક હે મુજ પુરો જગીશ, મા૦ ૫.

## અથ શ્રી અનંતનાથ જીન સ્તવન.

પીઉડા વારૂજીરેલો એ દેશી—અરદાસ અમારી દિલમે ધારી સાંભળો રેલો. પ્રભુજી પ્રાણ પિઆરાલો હિત નજરે નિહાલો ટાળો મનનો આંમલોરે લો પ્ર૦ જે પાલવ વલગ્યા અલગા તે તો કિમ હુસેરેલો પ્ર૦ આ સંગે હલિયા મલિયા તેંતો ચાહસ્યેરેલો પ્ર૦ ૧ મોટી ઠકુરાઇ વળી ચતુરાઈ તાહરી રેલો પ્ર૦ દેખી સવિ શેખી વાધી દિલસા માહરીરેલો તુમ પાખે બીજાશું તો દિલ ગોઠે નહીરેલો; પ્ર૦ સુરતરૂને છોડી બાવલ સેવે કુણ કહીરેલો પ્ર૦ ૨ જોવા તુજ દરિશણ ખિણ ખિણ તરશે આંખડીરેલો પ્ર૦ હું ધ્યાઉ ઉડી આઉ પાઉ પાંખડીરેલો પ્ર૦ શેવક ગુણ જોસ્યો પરસન હોસ્યો તો સહિરેલો, પ્ર૦ પામીને અવસર મુજને વિસરસ્યો નહીરેલો પ્ર૦ જગ જનને તારો બિરૂદ તુમારો એ ખરોરેલો પ્ર૦ તો માહારી વેળા આનાકાની કિમ કરોરેલો પ્ર૦ સેવક સંભાલો વાચા પાળો આપણીરેલો. પ્ર૦ તુ જગનો નાયક પાયો મેં ધાણીરેલો. પ્ર૦ ૪ શિવનારી સારી મેલો તસ મેલાવડોરેલોરે પ્ર૦ અવિગત પરમેસર અનંત જીનેશર તું વડોરેલો. પ્ર૦ વિમલવિજય વાચકનો બાલક ઇમ ભણેરેલો પ્ર૦ રામવિજય બહુ દોલત નામે તુમ તણેરેલો પ્ર૦ ૫.

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

દેશી મોતીડાની— ધરમ જીણંદ તુમે લાયક સ્વામી. મુજ સેવકમાં પણ નહી ખામી. સાહિબા રંગીલા હમારા; મોહના રંગીલા. જુગતી જોડી મળી છે સારી, જોજો હિયડે આપ વિચારી શા૦ ૧ ભગત વછલ એ બિરૂદ તુમારો. ભગતી તણો ગુણ અચલ અમારો સા૦ તેહમાં કો વિવરો કરી કલસ્યે. તો મુજ ગુણ અવરયમાં ભલશે સા૦ ૨ મુલ ગુણ તું નિરાગ કહાવે; તે કિમ રાગ ભુવનમાં આવે સા૦ વળી છોટે ઘટ મોટો નમાવે, તમે આણ્યો સહજ સભાવે શા૦ ૪ અનુપમ અનુભવ રચના કીધી ઇમ સાબાશી જગમાં લીધી શા૦ અધીકુ ઓછુ અતિ આ સંગે બોલ્યુ ખમજ્યો પ્રેમ પ્રસંગે શા૦ ૪ અમથી હોડી હુયે કીમ ભારી. આશ ધરૂ અમનેડી તુમારી શા૦ હુ સેવક તુ જગ વીશરામ; વાચક વીમલ તણો કહે રામ શા૦ ૫

## અથ શ્રી શાંતીનાથ જીન સ્તવન

બેડલે ભાર ઘણો છે રાજ વાતાં કેમ કરો છો એ દેશી— મહારો મુજરો લ્યોને રાજ, શાહીબ શાંતી શલુણા આંચલી અચીરાજીના નંદન તોરે દરશણ હેતે આવ્યો, શમકીત રીઝીકરોને સ્વામી. ભકતી ભેટણુ લાવ્યો મ્હા૦ ૧

દુખભંજન છે બિરૂદ તુમારો, અમને આશ તુમારી; તુમે નિરાગી થઈને છુટો, શી ગતિ હુયે અમારી. મા૦ ૨. કહસ્યે લોક ન તાણી કહવું, એવડુ સ્વામી આગે; પણ બાળક જો બોલી ન જાણે; તો કિમ વાહલો લાગે. મા૦ ૩. માહરે તો તું સમરથ સાહિબ, તો કીમ ઓછું માનું; ચિંતામણી જીણે ગાંઠે બાંધ્યું, તેહને કામ કિસ્યાનું. મા૦ ૪. અધ્યાતમ રવી ઉગ્યો મુજ ઘટ, મોહ તિમીર* હરયા જુગતી; વિમળવિજય વાચકનો શેવક, રામ કહે શુભ ભગતી. મા૦ ૫.

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન

થારે કેસીરીયે કેસ વીરે વાધે હું મોહીરે મારૂજી—એ દેશી. તુજ મુંદ્રા સુંદર રૂપ પુરંદર મોહિયા સાહિબજી, તુજ અંગે કોડી ગમે ગુણ ગિરૂઆ સોહિયા; સા૦ તુજ અમીય થકી પણ લાગે મીઠી વાણીરે, સા૦ વિણ દોરી સાંકળ લીધું મનડું તાણીરે. સા૦ ૧. ખિણ ખિણ ગુણ ગાઉ પાઉતો આરામરે, સા૦ તુજ દરિસણ પાખે ન ગમે બીજા કામરે; સા૦ મુજ રિદય કમળ વિચિ વશીયું તાહરૂ નામરે, સા૦ તુજ મુરતી ઉપર વારૂ તન મન દામરે. સા૦ ૨. કર જોડી નિસ દીન ઉભો રહુ તુજ આગેરે, સા૦ તુજ મુખડુ જોતાં ભુખને તરસ ન લાગેરે, સા૦ મેં ક્યાંહિ ન દીઠી જગમાં તાહરી જોડરે; સા૦ તુજ દીઠે પુરણ પહુતા મનના કોડરે. સા૦ ૩. મુજ ન ગમે નયણે દીઠા બીજા દેવરે, સા૦ હવે ભવ ભવ હોજ્યો મુજને તાહરી શેવરે; સા૦ તુ પરમ પુરૂષ પરમેસર અકળ સરૂપરે, સા૦ તુજ ચરણે પ્રણમે સુરનર કેરા ભુપરે. સા૦ ૪. તુ કાપે ભવ દુખ આપે પરમાનંદરે, સા૦ બલીહારી તાહરી પ્રભુ કુંથુ જીણંદરે; સા૦ મન વંછીત ફળીયો મળીયો તું મુજ જામરે સા૦ ઇમ પભણે વાચક વિમળવિજયનો રામરે. સા૦ ૫.

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

સરોવરીયે ઝીલણ જાસ્યાંજી—એ દેશી. ગાસ્યાંજી ગાંસ્યાંજી અમે ગાસ્યાંજી. મન રંગે જીન ગુણ ગાસ્યાંજી; અરનાથ તણા ગુણ ગાસ્યાંજી, દિલ રંગે જીન ગુણ ગાસ્યાંજી. આંચળી. પ્રભુ મુખ પુરણ ચંદ સમોવડ, નિરખી નિરમળ થાસ્યાંજી, મ૦ જીન ગુણ સમરણ પાન સોપારી, સમકીત સુડી ખાસ્યાંજી. ૧. મ૦ સમતા સુંદરી સાથે સુરંગી, ગોઠડી અજબ બનાસ્યાંજી; જે ધુતારી તૃસ્ના નારી, તેહસ્યું દિલ ન મિલાસ્યાંજી. ૨. મ૦ દુતી કુમતી જે માયા કેરી, તેહને તો સમજાસ્યાંજી; મ૦ લોભ ઠગારાને દિલ ચોરી, વાતડી-

એ ભરમાસ્યાંજી. ૩. મ૦ મોહ મહિપતી જે મુજ વૈરી, તેહસ્યું જગ જુડાસ્યાંજી; મ૦ ગ્યાન સરીખા યોધ સખાઈ, કરીને દુર કઠાસ્યાજી. ૪. મ૦ શીવ રાણીને વરવા હેતે, જીત નિશાન બજાસ્યાંજી. મ૦ વિમળવીજય ઉવઝાય પસાએ, રામ કહે સુખ પાસ્યાંજી. મ૦

અથ શ્રી અરજીન સ્તવન બીજું.

દેશી ઝુંબખડાની. અનુપમ શ્રી અરનાથનેરે, પાયો મેં દીદાર; સાહિબ મનમાં વસ્યો; ચંદ્ર જીસ્યો મુખ ઉજળોરે, ઉજળ ગુણ નહી પાર, સા૦ ૧. જગ જનનાં દિલ રીઝવેરે, તારે આણી હેત; સા૦ કો કહસ્યે વીતરાગનેરે, રાગ તણાં એ હેત. ૨. સા૦ તેનો તત્વ મતી નહીરે, ફોકટ પામે ખેદ. સા૦ ગિરૂઆ સહુને ગુણ કરેરે તે નવી જાણે ભેદ. ૩. સા૦ તાપ હરે જિમ ચંદ્રમારે, શીત હરે જીમ સુર; સા૦ ચિંતામણી દાળીદ્ર હરેરે, આપે વાસ કપુર. ૪. સા૦ તિમ પ્રભુનો ગુણ સહજનોરે, જાણે જે ગુણ ગેહ; સા૦ વિમળ વિજય ઉવઝાયનોરે, રામ કહે ધરે નેહ. ૫ સા૦

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

મેં જાણી તુમારી પ્રીત પરપંચ ગાળારે. એ દેશી. હવે જાણી મલ્લિ જિણંદ મેં, માયા તુમારીરે; તુમે કહવાઓ નીરાગ, જુઓને વિચારીરે. ૧; પ્રભુ તેહસ્યું તાહરી વાત, જે રહે તુજ વળગ્યારે; તે મુગ ન પામે ધાત, જે હોવે અળગારે. ૨. તુમે કહવાઓ નિગ્રંથ તો, ત્રિભુવન કેરીરે; પ્રભુ કેમ ધરો ઠાકુરાત, કહસ્યો સ્યું ફેરીરે, ૩; તુમે વારો ચોરી નામ, જગત ચીત ચોરોરે, તુમે તારો જગના લોક, કરાવ્યો નિહોરોરે. ૪. પ્રભુ મોટા કેરી વાત, કહે કુણ જાણેરે; તુમે બોલો થોડો બોલ ન ચુકો ટાણેરે. ૫; પ્રભુ તુજસ્યું માહરે પ્રિતી, અભેદક જાગીરે, મ્હારા ભવ ભવ કેરી આજ ભાવઠ સહુ ભાગીરે. ૬. ગુરૂ વાચક વિમળનો શીશ કહે ગુણ રાગેરે, ઇમ પરમ જગદીશ; મિલ્યો તું ભાગ્યેરે. ૭.

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

ઘોડી તો આઇ થારા દેશમે મારૂજી. એ દેશી. મુનીસુવ્રતસ્યું મોહનિ સાહિબજી; લાગી મુજ મન જોરહો. સામલડી. સુરતિ મન મોહિઓ સા૦ વાલ્હીપણું પ્રભુથી નહી, સા૦ કાલે જાની કોરહો, ૧. સા૦ અમને પુરાણું પારખ્યુ, સા૦ એ પ્રભુ અંગીકારહો; સામ૦ દેખી દીલ બદલે નહી, સા૦ અમચા દોષ હજારહો. ૨; સા૦ નિરગુણ પણ બાહિ ગ્રહ્યા, સા૦ ગિરૂઓ

છંડે કેમહો; સામ૦ વિષધર કાળો કંઠમેં; સા૦ શંખે ઇશ્વર જેમહો. ૩. સામ૦ ગિરૂઆ સાથે ગોઠડી; સા૦ તેતો ગુણનો હેતહો. સામ૦ કરે ચંદન નિજ સારિખો; સા૦ જિમ તરૂઅરનો ખેતહો, ૪ સામ૦ જ્ઞાન દશા પરગટ થઇ; મુજ ઘટ મીલીયો ઇસહો; સામ૦ વિમળવિજય ઉવઝાયનો; સા૦ રામ કહે સુભ શીશહો. ૫. સામ૦

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

લંકાના રાજા; એ દેશી; શ્રી નમીનાથ મુજ મન વસ્યોરે; ગીરૂઓ ગુણની ખાણિરે; ત્રિભુવનનો રાજા; દીપેરે જસ ચડત દિવાજા; આંચળી; ચ ઉદ રાજને છેહડેરે; ઊંચો જેહનો ઠાણરે; ૧; ત્રી૦ મુજરો કો પાવે નહીરે ઇંદ ચંદ નાગીંદરે; ત્રી૦ રાગે નજર ન મેળવેરે ૨; તો કુણ જાણે છંદરે, ત્રી૦ તેહસ્યું મેં કરતાં કરીરે; અચરજવાળી વાતરે; ત્રી૦ ભગતિ અપુરવ દાખીયેરે; આકરષ્યો ઇણ ભાતરે; ૩; ત્રી૦ ઉર મંદીર આવી કરયોરે; અવિચળ વાસો તેણરે; ત્રી૦ મન મેલુ કીધો ખરોરે જે નવિ હોવે કેણરે; ૪; ત્રી૦ ભવ જળનો ભય મેટીયોરે; વાધ્યો અધીક ઉથંગરે; ત્રી૦ વિમળવિજય ઉવઝાયુનારે; રામ કહે મન રંગરે; ૫; ત્રી૦

## અથ શ્રી નેમનાથ જીનં સ્તવન.

પરણ્યાથી માહરે પાડોશી સુજાણજો; જાતાંને વળતાં મનડુ રીઝવેજો; એ દેશી સહિયાં મોરી સાહિબો નેમ મનાવોજો; દિલડુંને દાઝે પીઉ વીણ દીઠડેજો; દિલ મેલીને કીધો દુશમન દાવોજો; અબળાને બાળી યાદવ મીઠડેજો; ૧, કરતાંસ્યું જાણી પ્રીતી સોહલીજો; દાહિલીને નિરખહતાં દીઠી નયણડેજો. સામળીઓ સાંભરતાં હિયડે સાલેજો, દુખ તે કહેતાં નાવે વયણડેજો ૨. રહુ શે દુનીયા માંહી વાત વદીતીજો, વહલેજી કીધી છે એહવી રીતડીજો, શું જાણ્યું વિસરશે કિણુ અવતારજો, તોડી જે યદુનાથે કાચી પ્રીતડીજો. ૩ મત કોઇને છાનો વેરી નેહજો, લાગીને દુખ દેતો કહીયે એહવોજો; નેહ તણાં દુખ જાણે તેહજ છાતીજો, જે માંહિ વિચરે અવરન તેહવોજો ૪ નેમીસરને ધ્યાને રાજુલ નારીજો મેલો મન ગમતો લહે શિવ મંદીરેજો વિમલવિજય ઉવજાય તણે શુભ સીસેજો રામવિજય સુખ સંપતી પામી શુભ પરેજો ૫.

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

ગાયોરે સિધાચલ મંડણ ધણીરે એ દેશી—પ્રભુજી પાસ જીણંદ તાહારીરે. મુદ્રા અભિનવ મોહનીરે, એહવી દુનીયાં માંહિ બીજીરે. દીઠી મેં નાહી કોઇનીરે, ૧ કામણગારી તુજ કીકીરે. જોવા ખીણ ખીણ ઉલસીરે ૨. તુજ દીઠે સુખ હોય. તે કુણ જાણે કહો વિણ કેવલીરે એહજ મુજ અરદાસ. અરણેરે રાખો શું કહીયે વળીરે ૩ શરણે રાખી નાગ. તે તેરે કીધો નાગ તણો ધણીરે કમઠ તણા અપરાધ બહુલારે તુ રૂઠયો નહી તે ભણીરે ૪ દેઈ વરસીદાન, જગના જન સઘળા સુખીયા કરયારે, એહવા બહુ અનદાત તાહરે ત્રિભોવન માંહિ વિસ્તરયારે ૫ તો મુજને પરવાહ સ્યાનીરે. જે પોતે ખ્રાંહિ ગ્રહોરે, તુજ ભકિત લયલીન એહજરે, શિવ મારગ મેં સદહોરે, ૬ ધનધન વામામાત જેહનીરે; કુખે તુ પ્રભુ અવતરયોરે. વિમવિજય ઉવજાય સીસેરે રામે જનમ સફલ કરયોરે. ૭

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

ભરત નૃપ ભાવસ્યુએ એ દેશી—આજ સફલ દિન માહરોએ ભેટયો વીર જીણંદકે; ત્રીભોવનનો ધણીએ. ત્રીસલા રાણીના નંદકે, જગ ચીંતાણએ દુખ દોહગ દુરે ટલ્યાંએ; પેખી પ્રભુ મુખ ચંદકે ત્રી० ૧ રિધી વૃદ્ધિ સુખ સંપદાએ ઉલટ અંગે ન માયકે ત્રિ० ચિતામણી મુજ કર ચઢયુંએ, પાયો પિભુવન રાજકે ત્રિ० મુહ માગ્યા પાસા ઢલ્યાએ. સિધ્યાં વંછિત કાજકે ત્રિ० ૩ ચિત ચાહ્યા સાજન મિલ્યાએ. દુરજન ઉડયા વાયકે. ત્રિ० સોમ નજર પ્રભુની લહીએ, જેહવી સુરતરૂ છાંયકે ત્રિ० ૪ તેજ ઝલામલ દીપતો એ ઉગ્યો સમકીત સુરકે ત્રિ० વિમલવિજય ઉવજાયનોએ રામ લહે સુખ પુરકે ત્રિ० ૫ ઇતિ શ્રી રામવિજયજી કૃત ચોવીશરે સંપુર્ણ.

# અથ શ્રી ભાવવિજયજિ કૃત ચોવિશિ,

---

## અથ શ્રી રૂષભદેવ જીન સ્તવન.

રાગ આશાઉરી, અવસર આજ હઈરે એ દેશી—સકલ સમીહિત પુરણ સુરતરૂ; ઇંદ્રાણીએ ગાયોરે નાભિ નરેસર નંદન સુંદર મરૂદેવીએ જાઓ. ૧ ત્રિભુવન રાજીયોરે શ્રી રૂષભ જીણેશર રાયા, સુર નર જસ સેવે પાયા, જસ લંછન વૃષભ સુહાયા ત્રિ૦ આંચલી, પ્રથમ રાય મુનીવર ભિખ્યાચર પ્રથમ કેવલી વંદારે અવસર પણિ માંહિ પ્રથમ તિરથંકર એ જીનવર ચિર નંદા ત્રિ૦ ૨ ધનુષ પંચ સયમાન મનોહર કંચન વરણી કાયારે પુરવ લાખ ચઉરાસી જીવીત નયરી વિનીતા રાયા ત્રિ૦ ૩ વંશ ઇક્ષાંગ ગોત્ર કાશ્યપનો આદિ હેતુ વિખ્યાતોરે, નારિ સુનંદા સુમંગલા વલભ; ભરતાદિક સુત તાતો ત્રિ૦ ૪ ગોમુખ યક્ષ ચકેશરી દેવી. જસ શાસન સુર સોહેરે ભાવ કહે તે પ્રભુને સેવે કામ ધેનુ સોદોહે ત્રિ૦ ૫.

## અથ શ્રી અજીત જીન સ્તવન.

મહા મુનિવર રાગી એ દેશી—શ્રી અજીત જીનેશર રાય, ભવિઅણ સેવોરે. જસ નામે મંગલ થાય ભ૦ દુખ દોહગ દુરે પલાય ભ૦ આંચલી. શ્રી જીત શતરૂ નરીંદનોરે. નંદન જગદાનંદ; વિજયા કુખે અવતરયોરે; કમલા વેલી કંદ ભ૦ ૧ લાખ બહોતર પુર્વનુરે. જીવિત જાસ ઉતંગ; દેહ કાંતિ જસ દિપતીરે. જીપતી સુરગતિ સૃંગ; ભ૦ ૨ નયરી અયોધ્યા રાજીયોરે; વંશ ઇક્ષાંગ શરૂગાર, પંચા સાધીક ચારસેરે; ધનુશ માન તનુસાર ભ૦ ૩ અજીત બલાદેવી વડીરે; મહા યક્ષ વલિ દેવ; એ જસ શાશન દેવતારે; સેવા કરે નિય મેવ; ભ૦ ૪ ગજ ગતિ ગજ લંછન ધરૂરે; બીજો એ જગદીશ મુગતિ સુગતિ દાયક ભણીરે; ભાવ નમે નિશ દિશ ભ૦ ૫

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

રાગ પરજીઓ તુગિઆગીરી શિખર સોહે એ દેશી—જ્યો સંભવ શંભુજીનો. જનિત ભુવના નંદરે; શ્રી જીતારી નરિંદ સુંદર; માત સેના નંદરે; ભ૦ ૧ વંશવર ઇક્ષાંગ દિનકર તુરંગ લંછન સારરે; ચારસે ધનુમાન સોવન

વાન દેહુ ઉદારરે જ૦ ૨ નયરી સાવથી નકસર, દુખ દાવાનલ મેહરે. સાઠ પુરવ લાખ જીવિત. ભોગવે જીન જેહરે જ૦ ૪ ત્રિમુખ સુરદુરિતારી દેવી. જાસ સાશન દેવરે. વિઘન ટાલે સંઘ કેરા. કરે પ્રભુની સેવરે જ૦ ૪ ભવ મહો દધિ તરણ તારણ સબલ વાહણ શમાનરે. ભાવ મુની શુભ ભાવ આણી કરે તસ ગુણ જ્ઞાનરે જ૦ ૫

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન

રાગ પરજીયો—મનોહર હીરજી. એ દેશી. શ્રી અભિનંદનોરે, ચોથે જિનવર નમીયે, સિદ્ધારથાનો નંદન થુણતા, સકળ દુખ નીગમીયે; હાંહો સિદ્ધિપુરીમાં રમીયે. ૧. શ્રી૦ વંશ ઇક્ષાંગ પયોનિધિ સસધર, નયરી વિનીતા ભુપો; સંવર સુત વર સંવર દાઇ, પ્રભુજી અદભુત રૂપો. ૨. શ્રી૦ ધનુષ અઉઠ સત ઉન્નત મનોહર, કંચનવાન શરીરો; કપિ લંછિત મન વંછિત પુરણ, દુરમત રેણુ સમીરો. ૩. શ્રી૦ સાસન સુર યક્ષ નાયક નામે, કાળી દેવી શજે; પુરવ લાખ પંચાસ આવખુ, ભોગવ્યું જે જીનરાજે. ૪. શ્રી૦ પરમ પુરૂષ પુરૂશોતમ તે પ્રભુ, કરમ બંધ સવિ છોડો; ભાવવિજય મુની પભણે મુજને, શિવ સુખ સાથે જોડો. ૫. શ્રી૦

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

રાગ રામગીરી—મહા જસ એહ વિચાર કરીને, એ દેશી. સુહાકર સુમતી જિણેસર સેવો, જહનું દરિશન સુરનર ચાહે, જિમ અમૃત રસ મેવો. ૧. સુ૦ મેઘરાય સુત મેઘ સરીખો, પાપ સંતાપ નિવારે; માત મંગળા કુંયર બહુલી, મંગળ વેલિ વધારે. ૨. સુ૦ કોચ લંછન ત્રણસેં ધનુ ઉન્નત, કાયા કંચન સમ વાને; વંશ ઇક્ષાંગ દિવાકર ધ્યાઓ, રાગ તિમીર સમ વાને. ૩. સુ૦ કોસલપુર નાયકને સેવે, પાયક પરિસુર વૃંદા; આયુ પુરવ લાખ ચપાળીસ પાળી. પામ્યો પરમ આનંદા. ૪ સુ૦ શાસનદેવી મહાકાળી જસ, સુરવર તુંબરૂ નામે, તે પંચમ જિન થુણતો ભાવે, ભાવ પરમ પદ કામે. ૫. સુ૦

## અથ શ્રી પદમપ્રભુ જીન સ્તવન.

રાગ રામગીરી—ચંદ્રિકા ચોપડ ઉચિત ઠરે.—એ દેશી. શ્રી પદમપ્રભ પ્રણમિયે. છઠો જિનવર ચંદરે, રિષભ કુળ કમળકલ હંસલો સેવે સુરનર વૃંદરે. ૧. શ્રી૦ પુત્ર વર ધર ધરાધર તણો, મહા ધરણીધર ધીરરે. કમલ લંછન સુસીમા સુતો, મુની મન તહ કીરરે. ૨. શ્રી૦ બાલ રવી બીબને જીપતો, જસ અંગનો વાનરે, ધનુષ શત અઠીય ઉન્નતપણે, જસ દેહ પ્રમાનરે.

૩. શ્રી૦ જીતીત નેહ જિનજી તણું ત્રીસ પુરવ લાખરે; નયરી કોસંબીનો નરવરૂ, નમું નિજ મન સાખરે. ૪. શ્રી૦ કુશુમ સુર દેવી શ્યામા ભિધા, સેવે શાસન ખાસરે; ભાવ મન કમળ માંહિ સદા. કરો ને પ્રભુ વાસરે. ૫. શ્રી૦

## અથ શ્રી સુપાશ્વદેવ જીન સ્તવન

રાગ માળવી ગોડીઓ—મેરે મન તું અભીનંદન દેવ. એ દેશી. રમો મન શ્રી સુપાસને પાસે, સ્વસ્તિક લંછન સાતમો જીનવર, સુરવર વૃંદ ઉપાસે. ૧. ર૦ વાણારસી નયરીયે ઉદયો, જિમ દિનકર આકાશે; પઇઠ નરેસર પ્રહુવી નંદન, દીપે જ્ઞાન પ્રકાસે. ૨. ર૦ જસ તનુ કાંતિ કનક મદ ગાળે, ભવિયણ કમળ વિકાસે; રિષભ વંશ રયણાયર સુરમણિ, સેવંતાં દુખ નાસે. ૩. ર૦ ધનુષ દોય શત તુંગ અંગ જસ, દેખત દુરિત પણાસે; વીસ પુરવ લાખ આયુ ભોગવી, પુહતો શિવપુર વાસે. ૪. ર૦ માતંગ સુરવર શાંતા દેવી શાસન સુર જસ ભાસે, ચરણ કમળ તસ અનુદિન ધ્યાયે, ભાવમુની ઉલ્લાસે. ૫.ર૦

## અથ શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન.

રાગ માળવી ગોડઓ—તુમને પ્રભુ તારક કિમ કહીયે. એ દેશી. શ્રી ચંદ્રપ્રભ પ્રભુ જયકારી, આઠમો જીનવર પર ઉપગારી, જેણે કરમ તણો ભય વારી, ભવિક શ્રેણી ભવ પાર ઉતારી. ૧. શ્રી૦ મહસેન નરપતિ પુત્ર સુજાતો માત લક્ષ્મણાનો અંગ જાતો; કરે મોહ સેનાનો ઘાતો; દયાવંતા હે વિખ્યાતો. ૨. શ્રી૦ ચંદ્રાનના પુરી પતિ રાજે, ચંદ્રાનન ચંદ્ર લંછન છાજે; તનુ વાને જસ સસધર લાજે, રિષભ વંશ રવિ ભાંવઠ ભાજે, ૩ શ્રી૦ પંચાશાધિક શત ધનુ તુંગં, નિરૂપમ રૂપ રૂચિ જસ અંગં; આયુ પુરવ દસ લાખ સુચંગં, ભોગવી જે પામ્યો શિવ સંગં, ૪. શ્રી૦ ભ્રુકુટી દેવી વિજય વર દેવા, શાસન સુર જસ સારે શેવા, ભાવ કહે મુજ હોજયો હેવા, તો જિનજી નીઆણ વહેવા. ૫ શ્રી૦

## અથ શ્રી શુવીધી નાથજીનું સ્તવન.

રાગ મારૂણી જગત ગુરૂ હીર તું, એ દેશી. શેવો ધરી નિરમળ ભાવ, સુવિધી જીન રાજીઓરે; નવમો જીન પ્રબળ પ્રભાવ, સુ૦ ભવ સાયર તારણ નાવ; સુ૦ આંકણી. કાકંદી નયરી ધણીરે; જસ તાત સુગ્રીવ નરીંદ, રામા અભીરામા ગુણેરે, જસ જનની સુખ કંદ. ૧ સુ૦ વંશ ઇક્ષાંગ સુરા ચલેરે, સુરતરૂ સમ સુખકાર; કિરતી કુસુમે મહમહેરે, વંછિત ફલ દાતાર. ૨. સુ૦ મિન વાન કરી ઉપતીરે; નિરમલ મંગ તરંગ, સુંદર કાયા નેહનીરે, મક

સત ધનુષ ઉતંગ; સુ૦ ૩ અજિત યક્ષ જગે દિપતોરે; દેવી સુતારા સાર. એ પ્રભુ સાસન દેવતારે; ટાળે વિઘન વિકાર. સુ૦ ૪ દોય લાખ પુરવ આવખુરે; લંછન મગર ઉદાર. તે જીનજી મુજ આપજોરે, ભાવ કહે ભવપાર. સુ૦ ૫

## અથ શ્રી શીતલજીનનુ સ્તવન.

રાગ મારૂણી ચેતન ચેતોરેચે એ દેશી—દઢરથ નરપતિ કુલ પુરવગિરી, દિનકર જીનવર વંદોરે, નંદાનંદન પ્રભુ ચિરનંદો, સમતાવેલી કંદો ૧ શીતલનાથોરે, ભવજલ પડતાં દિએ હાથો શી૦ મેલે શિવપુરનો સાથો શી૦ આંચલી. દેહવાન જેહનો અતી મનોહરૂ, કનક શૈલને જીપેરે, એક લાખ પુરવ જસ જીવિત; શ્રીવછ લંછન દીપે શી૦ ૨ નેઉ ધનુષમાન તનુ સોહે; જેહનુ નિરૂપ રૂપોરે, જે દેખીને રૂપ તણો મદ, છંડે સુરના ભુપો; શી૦ ૩ ભદ્દિલપુરનો રાજા રાજે, આદિ વંશ અવતંસોરે, મન માન સમાન સસરે હંસો. સુરનર રચિત પ્રશંસો, શી૦ ૪ બ્રહ્મા સુરવર દેવી અશોકા, જસ શાસનસુર રાજેરે, ભાવ કહે એ દસમો જિનવર, સેવક વૃંદ નિવાજે; શી૦ ૫

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનનુ સ્તવન.

રાગ કેદારો હીર ઉતારેહો ભવપાર એ દેશી—શ્રી શ્રીયાંસ જિન ગુણ ગાન, કરો ભવિયણ ધ્યાન શુભ ધરી, મન કરી એક તાન. શ્રી૦ ૧ વિશ્નુ ભુપતિ તાત માતા. વિશ્નુ દેવી પ્રધાન, સિંહપુરનો નાથ સત્વે સબલ સિંહ સરાન, શ્રી૦ ૨ લંછન ખડગી જીવ અરૂસી; ધનુષ સતનુ માન, રિષભ કુલ માનસ સરોવર, હંસ પુન્ય નિધાન શ્રી૦ ૩ યક્ષ યક્ષેસર સુરીવલી, માનવી અભિધાન જાસ શાસન દેવ સોહે, સકલ સિધી નિદાન શ્રી૦ ૪ લાખ ચઉરાશી વરસ જીવિત. દેહ ચંપક વાન, ભાવ કહે ઇગ્યારમો. જીન દિઓ મુજ વરદાન શ્રી૦ ૫

## અથ શ્રી વાશુપુજ્ય જીન સ્તવન.

રાગ કેદારો વઇરાગી લાલ લાલહો એ દેશી—મન મંદીર માંહિ વસો શ્રી વાસુપુજ્ય જીન સુર. દુરે જાએ તિહાં થકી, જીમ મોહ તિમીરનુ પુર ૧ મનોહર લાલ લાલહો. જેહનુ જગ અધીક નુર મ૦ જેણ મોહ કરયો ચકચુર મ૦ આંચલી, વંશ ઇક્ષાંગ સિરોમણી, વસુપુજ્ય નરેસર ધન, ધન ધન રાણી જયા. જસ ઉદરે પ્રભુ ઉતપન મ૦ ૨ ચંપા નયરીએ અવતરયો. વરવિદ્રુમ સુરંગ. અંગ લછન મહિષ મનોહર, પ્રભુ સતરી ધનુષ ઉતંગ મ૦ ૩ લાખ

બહોતર વરસનુ, જસ જીવિત જસ ભંડાર. ચંડા શાસન દેવતા- જસ સેવે યક્ષ કુમાર મ૦ ૪ સેવક જનને દાખતો; ભવસાયર કેરો પાર. ભાવ કહે જીન બારમો દેખાડે શિવપુર બાર. મ૦ ૫

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

રાગ વેલાઉલ જયો ધરી હીરજી ધરી આવે એ દશી—વિમલ જીનેશર રાયા. તેર સમા સ્વામી સુહાયા વિ૦ વંશ ઇક્ષાંગ રોહણગિરી સુરમણી નર મણી મણુમે પાયા. વિ૦ ૧ કંપિલપુર કૃત બ્રહ્મ નરેસર સ્યામા રાણી જાયા સાઠ ધનુષ તનુ માને વાને; કંચન સેલ લજાયા. વિ૦ ૨ લંછન મિસીઅહ નિસી જસ શેવે, આદિ વરાહ સુહાયા, માનુ ભુમી ભારથી ભાગા, જીનવર શરણે આયા વિ૦ ૩ સાઠ લાખ સંવછર જીવીત, જીપે મછર માયા, છમ્મુહ સુરવર વિદીતા દેવી; શાસન સુર સુહ દાયા વિ૦ ૪ ગુણ મણી મંડિત દંડીત દુરમતી. ખંડિત પાપ ઉપાયા. ભાવ કહે ભવ માંહી એ પ્રભુ ભમતાં. પુન્યે પાયા; વિ૦ ૫

## અથ શ્રી અનંતનાથ જીન સ્તવન.

રાગ વેલાઉલ હીરજીકો દરિશણ દેખ્યો મેં ભોર એ દશી—સેવો ભવિયણ નાથ અનંત. ચઉદશમો જીન અનંત સુહાકાર. અનંત ગુણાકર કિરતી અનંત સે૦ ૧ વંશ ઇક્ષાંગ નંદન વન સુરતરૂ, સીંહસેનરાય નંદન સંત; સુજસા જસવતી હુઇ જગમાં જે જીનને જનમી ગુણવંત સે૦ ૨ નયરી અયોધ્યા પ્રભુનો મહીમા; મહિમાએ વ્યાપે સુમહંત, કંચન કાંતિ દેહ જસ સોહે, સુર ગુરૂ કેરોગરવ હરંત સે૦ ૩ ત્રીસ લાખ વછર જસ જીવીત સીંચાણો લંછન સોહંત. ધનુષ પંચાસ ઉનત તનુ ઓપે, રૂપે ત્રીભોવન મન મોહંત સે૦ ૪ સુર પાતાલ અંકુશા દેવી; ચરણ કમલ જસ રમલી કરંત. ભાવ મુની મન માંહિ ધ્યાયે; તે જીનનું અભિધ્યાન સુમંત સે૦ ૫.

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

રાગ સારંગ—ઉદધી સુત સુંદર વદન સુહાયા એ દશી— ધરમ જીન ધરમ તણો દાતાર; પનરમો જીન મન રમો મોરે; મંગલ તરૂ જલ ધાર ધ૦ રિષભ વંશ મુકતા મણી મનોહર; દીપે તેજે સાર; માત સુવ્રતા ભાનુ નરેસર નંદન પ્રાણ આધાર ધ૦ ૨ પણ તાલીશ ધનુષ તનુ ઉનત, રયણપુરી અવતાર, વાસુદેવ ચીવરને જીપે, જસ તનુ વરણ ઉદાર. ધ૦ ૩ લંછન વજ ધરંત રહંતો. પાતક વેરી વિકાર. જસ દશ લાખ વરસવર જીવીત, સુકૃત તણો

ડભાંર ધ્રૂ૦ ૪ કિનર સુરપણુતી દેવી, જસ સેવે સુખકાર ભાવ કહે તે પ્રભુ મુજ દયો; ભવસાયરનો પાર ધ્રૂ૦ ૫

## અથ શ્રી શાંતીનાથ જીન સ્તવન

રાગ આમેરી વીરા તેરી ગતિયુ નહી એ દેશી—શાંતિ પ્રભુ સોહે પરમ દયાલા; સોલ સમો જીન પંચમ ચક્રી, ગુણુ ગાવે સુરબાલા. શાં૦ ૧ વંશ ઈક્ષાંગ સદન વર દીપક, તેજ તપે અસરાલા; દેહ તણે વાને કરી જીપે, જાચી ચંપક માલા; શાં૦ ૨ વિશ્વસેન નરવર કુલ મંડણુ, ખડે મોહ જંજાલા, અચિરાનો નંદન ચિર પ્રતપો. સચરાચલર પ્રતિપાલ શા૦ ૩ ચાલીસ ધનુષ માન તનુ રાજે, હથિણા ઉર ભુપાલા. જીવિત લાખ વરસ જસ સુંદર, મૃગ લંછન સુકુમાલા શાં૦ ૪ ગરૂડ યક્ષ નિરવાણી દેવી; સેવીત ચરણુ મયાલા; ભાવ મુની જીતને સેવતો પામે લછી વિશાલા. શાં૦ ૫

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન

રાગ કાફી—સેવો ભાવે શ્રી કુંથુ જીણેસર સામી. રિષભ વંશ ભુષણુ ગત દુષણુ; નિત પ્રણમુ શીર નામી; સે૦ ૧ નિજ તેજે જીતસુર સુરનૃપ; અંગજ સુર ગજ ગામી. નંદન શ્રી નંદન જીણુ જેણે; જીત્યો કામ હરામી સે૦ ૨ અજ લંછન ગજપુરનો નાયક; ત્રીભુવન'વન આરામી; દેહ તણે વાને કરી જીતી; અભિરામી અભીરામી સે૦ ૩ અંગ તુગપણુ તીસ ધનુષ જસ. દખત દુરમતિ વામી; વરસ સહુસ પંચાણુ જીવિત; ભોગવિ શીવ ગતી ગામી. સે૦ ૪ સુર ગંધર્વ અચ્યુતા દેવી, જસ સેવે જશ કામી; સતરમો જીન સત મન મતાં; ભાવે શુભ મતી પામી સે૦ ૫,

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

રાગ કાફી પ્રભુનેક નજરી કરી જોઈએ એ દેશી—શ્રી અરજીનવર જગદીસરૂ; પ્રભુકોપ દાવાનલ મેહર, નંદાવર્ત સુલંછન શોભીત, ગુણુ મણી મંડિત દેહરે શ્રી૦ ૧ રાય સુદરશન કુયરૂ; મુજ દરિશણુ દ્યો ગુણુવંતરે, દેખી નંદન રૂપ નિહાલી, દેવી પણુ મોહંતરે શ્રી૦ ૨ રિષભ વંશ મલયાચલે, પ્રભુ ચંદન વૃક્ષ સમાનરે. કમલ ગર્ભ્યપરી ગોરસ ગારવ, ત્રીશ ધનુષ તનુ માનરે. શ્રી૦ ૩ દાખે દેવ અઢારમો. શીલાગ સહુસ અઢારરે વરસ સહસ ચઉરાસી જીવિત. હથીણા ઉર અવતારરે શ્રી૦ ૪ સુરજ ખીંદા ધારીણી. દેવી સેવે જસ પાયરે. ભાવ કહે તે જીનવર નામે મંગલ માલા થાયરે.

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

રાગ નટ મહાવીર મેરો લાલન એ દેશી—શ્રી મલી જીણેશર ઉપગારી ઓગણીસમો તીરથંકર સોહે જનમ થકી જે બ્રહ્મચારી. શ્રી૦ ૧ મીથીલા નયરી કુંભ નરેસર. પ્રભાવતી તસવર નારી. તસ કુખે અવતાર હુઓ જસ. અચલ જંતુ દુખ અપહારી શ્રી૦ ૨ અંગને રંગે ગંધ તરંગે. નિલ કમલ વન જયકારી. પંચવીસ ધનુ ઊંનત નિરૂપમ. રૂપ વિરાજીત તનુ ધારી શ્રી૦ ૩ સહસ પંચાવન વરશ સુજીવિત, વંશ ઇક્ષાંગ અવતારી. કુબર સુર વૈરોટયા દેવી. જશ સેવા શારે શારી શ્રી૦ ૪ લંછન રૂપે જેહને શોભે. કામ કુંભ શુભ અનુશારી, ભાવ કહે શેવકને તે જીન. કરજો શિવ સુખ અધીકારી. શ્રી૦ ૫

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

રાગ દેવગંધા મેરે મન અઇસી આય બની એ દેશી—શ્રી મુની સુવરત નાથ ગુણી, શ્રી હરિવંશ મહેસર મસ્તક; મંડન રયણી મણી શ્રી૦ ૧ ત્રીભુવન મિત્ર સુમિત્ર રાયસુત; કામિત દેવ મણી; પદમા રાણી પુત્ર તણા ગુણ, ગાયે સુર રમાણી શ્રી૦ ૨ વીસ ધનુષ માને જસ કાયા. નવ જલ ધરવરાણી કછપ લંછન કછપ નીપરે, ગોપિત કરણ મુણી શ્રી૦ ૩ રાજગ્રહનો રાજા રાજે, ગૌતમ ગોત્ર મણી. ત્રીસ સહસ સંવછર જીવીત, ભવિક કમલ તરણી શ્રી૦ ૪ વરૂણ યક્ષ નરદતા દેવી, સેવે ભકતી ભણી, ભાવ કહે વીસમો જીનેશર આપે લછી ઘણી શ્રી૦ ૫.

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

રાગ જોડી મન મોહન પ્યારે નેમજી એ દેશી—નમીનાથ નમુ એકવીસમો, જીનવર જોડી દોય હાથરે. ઇક્ષાંગ વંશ ચુડામણી, પ્રભુ મુકતીપુરીનો સાથરે, ન૦ ૧ નંદન વર વિજય નરીંદનો, મોહારિ વિજય વરકારરે, નિલુપલ લંછન મનોહરૂ, માત વપ્રાદેવી મલ્હારરે ન૦ ૨ મિથીલા નયરીનો રાજીયો; પંનર ધનુ ઉનત અંગરે. નિજ તનુ વાને કરી જીપતો, ચંપકના ફુલ સુરંગરે, ન૦ ૩ સુરરાય ભ્રકુટી અતી દીપતો, ગંધારી દેવી ઉદારરે; જસ ચરણ કમલ સેવે સદા; મન આણી ભકતી અપારરે ન૦ ૪ દશ સહસ વરસનુ આઉખુ; પાલી પામ્યા પદ નિરવાણરે. મુની ભાવ ભણે તે જીનવરૂ, મુજને દ્યો કેવલ નાણરે ન૦ ૫

## અથ શ્રી નેમનાથ જીન સ્તવન.

રાગ ઓડી નેમીસર વિનતી માનીયેહો. એ દેશી—નેમીસર જીન બા

વીશમોજી. વીસમો મુજ મન માંહી, વાલ્હો જીવત પાંહી ને૦ આંચલી, શ્રી હરીવંશ મેરૂ ગિરી મંડન, નંદન વનય દુવંશ હાંતિ જે જીનવર સુરતરૂ ઉદયો; સુરનર રચિત પ્રશંસ ને૦ ૧ સમુદ્રવિજય નૃપ સિવાદેવી સુત, સૌરી પુર અવતાર, અંગ તુંગ દશ ધનુષ મનોહર; અંજન વરણ ઉદાર ને૦ ૨ એક સહસ સંવછર જીવીત, લંછન શંખ સુહાય, સુરગોમેધ અંબીકા દેવી. સેવતી જસ નિત પાય ને૦ ૩ કેશવનો બલમદ જેણે ગાલ્યો; જીમ હિમ ગાલે ભાણ. જેણે પ્રતિબોધી ભવિયણ કોડી, મોડી મનમથ બાણ ને૦ ૪ રાજીમતિ મન કમલ દિવાકર; કરૂણા રસ ભૃગાર; તે જીનજી મન વંછીત દેયો, ભાવ કહે અણગાર ને૦ ૫

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

રાગ ધન્યાસી હીર ગુરૂ તુમ તોયા ભલી કીની એ દેશી—પાસ જીન સેવક જન સાધારે. ત્રેવીસમો પ્રભુ પુરષાદાની, ભવ સાયર ઉતારે પા૦ ૧ અશ્વસેન ભુપ વામાદેવી, કુંયર કુલ સિણગારે વંશ ઇક્ષાંગ ઉદયગીરી દિનકર અવગુણ તિમીર નિકારે પા૦ ૨ નીલ વરણ નવકર ઉનત તનુ, ફણધર લંછન ધારે; એકસો વરસ સુજીવિત પાળી. મુગતી નયરી પાંઉ ધારે પા૦ ૩ વાણારસી નયરીએ જનમ્યો. જનમ મરણ ભયવારે, પાસ યક્ષ પદમાવતી દેવી, જેહની સેવા શારે પા૦ ૪ કમઠ દર્પ દાવાનલ જલધર; મંગલ વેલી વધારે, સેવક ભાવ મયુર ભણી પ્રભુ, નેક નજર અવધારે. પા૦ ૫

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

રાગ ધન્યાસી મેવાડો. આજ રહોરે જીનિચલે જીનિચલે એ દેશી—વર્ધમાન પ્રભુ વંદીએ, ચોવીસમો જીનરાજ. ભવિજન ક્ષત્રીય કુંડે અવતરયો આપે ત્રીભુવન રાજ ભ૦ ૧ ૧૦ વંશ ઇક્ષાંગ સરોવરે, જે પ્રભુ હંસ સમાન ભ૦ કનક કમલને જીપતો, જેહ તણો તનુવાન ભ૦ ૨ સુત સિધારથ રાયનો; ત્રીસલા જાત પ્રધાન ભ૦ વરસ બહોતર આઉખુ, સાત હાથ તનુ માન ભ૦ ૩ વર્તમાન શાસન તણો; નાયક અકલ અબીહ; ભ૦ લંછન મિસી સેવે સદા, જસ સત્વે જીત્યો સીહ ભ૦ ૪ માતંગ યક્ષ સિદ્ધાઇકા; નિતુ સેવે જસ પાય ભ૦ મહાવીર જીન રાયના; ભાવવિજય ગુણ ગાય ભ૦ ૫ ઇતિ ભાવવિજયજી કૃત ચોવીશી સંપુર્ણ.

# અથ શ્રી ઉદયરત્નજિ કૃત ચોવિશિ,

## અથ શ્રી રૂષભદેવ જીન સ્તવન.

વાર વારરે વીઠલ વંશ મુને તો ન ગમેરે એ દશી—મરૂદેવીના નંદ માહારો; સ્વામી સાચોરે સિધ વધુની ચાહ ધરો તો; એહને યાચોરે મ૦ ૧ કેવલ કાચના કુંપા જેહવા; પીંડ કાચોરે; સત્ય સરૂપી સાહિબો એહનેં; રંગે રાચોરે મ૦ ૨ યમ રાજાના મુખડા ઉપર, દેઇ તમાચોરે, અમર થઇ ઉદય રત્ન પ્રભુસ્યું; મળી માચોરે; મ૦ ૩.

## અથ શ્રી અજીત જીન સ્તવન.

વિષયને વિસારી વિજય નંદ વંદારે, આનંદ પદનો એ. અધીકારી, સુખનો કંદારે વિ૦ ૧ નામ લેતાં જે નિશ્ચય ફેડે, ભવનો ફંદારે, જનમ મરણ જરાને ટાળી. દુખનો દંદારે વિ૦ ૨ જગ જીવન જે જગ જયકારી; જગતી ચંદારે. ઉદયરત્ન પ્રભુપર ઉપગારી. પરમાનંદારે. વિ૦ ૩.

## અથ શ્રી સંભવનાથ જીન સ્તવન.

દીન દયા કર દેવ સંભવનાથ દીઠોરે, સાકરને સુધા થકી પણ લાગેં મીઠોરે દી૦ ૧ ક્રોધ રહ્યો ચંડાલ નીપરે, દુર ધીઠોરે અજ્ઞાનરૂપ અંધકારનો હવે; વેગ નીઠોરે દી૦ ૨ ભલીપરે ભગવંત મુને, ભગતે તુઠોરે, ઉદય કહે માહરે આજ દુધે મેહ વુઠોરે દી૦ ૩,

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન

સિદ્ધારથાના સુતના પેમે; પાય પુજોરે. દુનીયાં માંહી એહ શરીખો; દેવ ન દુજોરે સિ૦ ૧ મોહરાયની ફોજ દેખી, કાં તુમે ધુજોરે અભિનંદને ઉઠે રહીને, જોરે ઝુઝોરે સિ૦ ૨ સરણાગતનો એ અધીકારી. બુઝો બુઝોરે. ઉદય પ્રભુસ્યુ મળી મનની, કરીયે ગુજોરરે સિ૦ ૩

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

સુમતિકારી સુમતિવારૂ. સુમતિ સેવોરે, કુમતિનુ જે મુળ કાપે. દેવદેવોરે સુ૦ ૧ ભવ જંજીરના બંધ દે ભાગી, દેખતાં ખેવોરે; દરશન તેહનુ દેખવા મુહને. લાગી ટેવોરે, સુ૦ ૨ કોડી સુમંગલકારી સુમંગલા, સુત એહવોરે ઉદય પ્રભુ એ મુજરો માહરો, માની લેવોરે સુ૦ ૩

## અથ શ્રી પદમપ્રભુ જીન સ્તવન.

લાલ જાસુના ફુલ સોવારૂ, વાન દેહનોરે. ૧ ભુવન મોહન પદ્મ પ્રભુ નામ જેહનોરે લા૦ ૧ બોધ બીજ વધારવા જેમ; ગુણ મેહનોરે. મન વચન કાયા કરી હુ, દાસ તેહનોરે લા૦ ૨ ચંદ ચકોરપરે તુજને ચાહુ, બંધ્યો નેહનોરે. ઉદય કહે પ્રભુ તુ વિણ નહી, આધીન કેહનોરે લા૦ ૩

## અથ શ્રી સુપારસ્વ જીન સ્તવન

સુપાસજી તાહરૂ મુખડુ. જોતાં રંગભીનોરે. જાણે પંકજની પાંખડી ઉપર, ભમર લીનોરે સુ૦ ૧ હેત ધરી મેં તાહરે હાથે. દીલ દીનોરે, મનડા માંહી આવતુ મોહન; મેહેલી કીનોરે સુ૦ ૨ દેવ બીજો હુ કોઇ ન દેખુ, તુજ સમીનોરે. ઉદય રત્ન કહે મુજ પ્રભુ એક છે. નગીનોરે સુ૦ ૩

## અથ ચંદ્રપ્રભુ જીન સ્તવ.

ચંદ્ર પ્રભુના મુખની સોહે, કાંતિ સારીરે કોડી ચંદ્રમા નાખુ વારી. હુ બલિહારીરે ચં૦ ૧ સ્વેત રજત સીજ્યો તિવીરાજે, તનની તાહરીરે. આશક થઇ તે ઉપર ભમે- આંખડી માહરીરે ચં૦ ૨ ભાવ ધરી તુજને જે ભેટે. નરનારીરે, ઉદય રત્ન પ્રભુ પાર ઉતારે. ભવજલ તારીરે ચં૦ ૩

## અથ શ્રી સુવીધી નાથજીનુ સ્તવન.

સુવિધ સાહિબ સુમન માહરૂ. થયુ મગનરે; જીહાં જોઉ તિહાં તુજને દેખુ. લાગી લગનરે સુ૦ ૧ મનડામાં જીમ મોર ઇછે. ગાજે ગગનરે. ચિતડામાં જીમ કોયલ ચાહે. માસ ફગનરે સુ૦ ૨ એહવી તુજસ્યુ આસકી મુજને. ભરૂ ડગનરે. જોર જસ ફોજનો તુ, એક ઠગનરે, પંચ ઇદ્રરૂપ સ્યુનો જે કરીય નગનરે. ઉદયરત્ન પ્રભુ મિલી તેસુ ખાય સોગનરે સુ૦ ૩

## અથ શ્રી શીતલજીનનુ સ્તવન.

શીતલ શીતલનાથ સેવો. ગર્વ ગાલીરે. ભવ દાવાનલ ભંજવાને; મેઘ માલીક શી૦ ૧ આશ્રવ રૂધી એક બુધી. આશાન વાલીરે. ધ્યાન એહનુ મન સાંચરો, લેઇ તાલીરે શી૦ ૨ કામને બાળી ક્રોધને ટાળી, રાગને રાલી ઉદય પ્રભુનુ ધ્યાન ધરતાં. નિત દીવાલીરે શી૦ ૩

## અથ શ્રી શ્રીયાંસ નાથજીનનુ સ્તવન.

મુરતી જોતાં શ્રીયાંસની માહરૂ. મનડુ મોહ્યુરે; ભાવે ભેટતાં ભવના દુખનુ. ખાંપણુ ખોયુરે, સુ૦ ૧ નાથજી માહારી તેહની નિજરે. સાહમુ જોયુરે, મહિર લહિ માહારાજની મેંતો પાપ ધોયુરે સુ૦ ૨ સુદ્ધ સમકીતરૂપ

શિવનું બીજ બોહ્યુંરે; ઉદયરત્ન પ્રભુ પામતાં ભાગ્ય. અધીક સોહ્યુંરે મુ૦ ૩

## અથ શ્રી વાશુપુજ્ય જીન સ્તવન.

જુઓ જુઓરે જયાનંદ જોતાં હર્ષ થયોરે; સુર ગુરૂ પણ પાર ન પામે; ન જાય કહ્યોરે જુ૦ ૧ ભવ અટવીમાં ભમતાં બહુ કાલ ગયોરે. કોઇ પુણ્ય કલોલથી અવસરમેં; આજ લહ્યોરે, જુ૦ ૨ શ્રી વાસુપુજ્યને વાંદતાં; સઘળો દુખ દહ્યોરે ઉદય રત્ન પ્રભુ અંગી કરીને; બાંહી ગ્રહ્યોરે. જુ૦ ૩

## અથ શ્રી વીમળનાથ જીન સ્તવન.

વિમલ તાહરૂં રૂપ જોતાં. રઢી લાગીરે દુખડાં રેયાં વિસરીને ભુખડી ભાગીરે વિ૦ ૧ કુમતિ માહારી કેડ તજી; સુમતી જાગીરે ક્રોધ માન માયા લોભે. સીખ માગીરે વિ૦ ૨ પંચ વીષય વિકારનો હવે, થયો ત્યાગીરે; ઉદય રત્ન કહે આજથી; હું તો તાહરો રાગીરે વિ૦ ૩

## અથ શ્રી અનંતનાથ જીન સ્તવન.

અનંત તાહરા મુખડા ઉપર. વારી જાઉરે; મુગતની મોને મોજ દીજે; ગુણ ગાઉરે; અ૦ ૧ એક રસો હું તલસુ તુહને; ધ્યાન ધ્યાઉરે તુજ મિલવાને કારણ તાહરો; દાસ થાઉરે અ૦ ૨ ભજન તાહરો ભવો ભવે; ચિતમાં ચાહુંરે. ઉદયરત્ન પ્રભુ જો મિલે તો; છેહડો સાહુંરે અ૦ ૩

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

વારૂરે વાહલા વારૂ તુંતો; મે દીલ વાહીરે. મુજને મોહ લગાડયો પોતે બે પરવાહીરે વા૦ ૧ હવે હું હઠ લેઇ બેઠો, ચરણ સાહીરે કેઇપરે મેલાવસ્યો; કહોને ધાતતાઇરે વા૦ ૨ કોડ ગમેજો તુજસ્યું કરૂં, ગહિ લડાઇરે; તો પણ તું પ્રભુ ધર્મ ધારી, હયો નિરવહિરે વા૦ તુ તાહરા અધીકાર સાહમુ જોને ચાહિરે ઉદય ગુન હીનને તારતાં છે વડાઇરે વા૦ ૩

## અથ શ્રી શાંતીનાથ જીન સ્તવન

પોસહમાં પારેવડો રાખ્યો. સરણ લેઇરે; તન સાટે જીવાડયો અભય, દાન દેઇરે પો૦ ૧ અનાથ જીવનો નાથ કહાવે; ગુણનો ગેહીરે. તો મુજને પ્રભુ તારતા કહો એ વાત કોહીરે પો૦ ૨ ગરીબ નિવાજ તુ ગરૂઓ સાહિબ, શાંતિ સનેહીરે, ઉદયરત્ન પ્રભુ તુજસ્યું બાંધી, પ્રીત અછેહીરે પો૦૩

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન

વાઇ વાઇરે અમરી વીણ વાજે. મૃદંગ રણુકેરે. ઠમક ઠમક પાયો વીંછુઆ ઠમકે. ભેરીને ભણુકેરે, ધમ ધમ ઘુઘરી ધમકી, ઝાંઝરી ઝમકીરે; તુ-

ત્ય કરતી દેવાંગના જાણું, દામની દમકીરે વા૦ દેદિકીંદોદુંદલી વાજે; ચુડી ખલકેરે ફુદડી લેતાં ફુમતી ફરકે. ઝાલ ઝલકેરે વા૦ ૨ કુંથુ આગે ઇમ નાચ નાચે. ચાલને ચમકેરે ઉદય પ્રભુ બોધ બીજ આપે; ઢોલને ઢમકેરે વા૦ ૩

## અથ શ્રી અરનાથ જીન સ્તવન.

અરનાથ તાહરી આંખડીએ મુજ કામણ કીધોરે. એક લહેજામાં મ નડું માહરૂં. હરી લીધોરે અ૦ ૧ તુજ નયણે વયણે માહરે અમૃત પીધોરે જન્મ જરાનો જોરો ભાગો. કાજ સીધોરે અ૦ ૨ દુરગત નાસે દુખનો હ વે દુવાર દીધોરે. ઉદય રત્ન પ્રભુ સીવ પંથનોએ; સંબલ સીધોરે અ૦ ૩

## અથ શ્રી મલ્લીનાથ જીન સ્તવન.

તુજ સરીખો પ્રભુ તુજ દીસે; જોતાં ધરમાંરે. અવર દેણ એહવો બ- લિયો. હરીહરમાંરે તુ૦ ૧ તાહરા અંગનો લટકો મટકો; નારી નરમાંરે; મ હિ મંડલમાં કોઇ નાવે માહરા હરમાંરે તુ૦ ૨ મલી જીન આવીને માહરા મન મંદીરમાંરે ઉદયરત્ન પ્રભુ આવી વસો. તુ નિજરમાંરે તુ૦ ૩

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

મુની સુવ્રત માહારાજ માહારા, મનનો વાશીરે આશા દાસી કરીને થયો; તુ ઉદાશીરે મુ૦ ૧ મુકતી વિલાસી તું અવીનાસી ભવની ફાંસીરે. ભંજીને ભગવંત થયો તું. સહજ વિલાસીરે મુ૦ ૨ ચૌદરાજ પ્રમાણ લોકાલોક પ્રકાશીરે; ઉદયરત્ન પ્રભુ અંતર જામી; જોતી વિકાસીરે મુ૦ ૩

## અથ શ્રી નમીનાથ જીન સ્તવન.

નમિ નિરંજન નાથ નિરમલ; ધરૂં ધ્યાનેરે; સુંદર જેહનો રૂપ સોહે; સોવન વાનેરે ન૦ ૧ વેણ તાહરા હુ સુણવા રશીયો; એક તાનેરે; નેણ મા હરા રહ્યાં છે તરસી; નિરખવાનેરે ન૦ ૨ એક પલક જો રહસ પામુ. કોઇક થાનેરે, હું તું અંતર મેહલી મળુ. અભેદ ગ્યાનેરે ન૦ ૩ આઠ પહુર હુ તુ જ આરાધુ ગાવુ ગાનેરે ઉદયરત્ન પ્રભુ નિહાલ કીજે. બોધ દાનેરે ન૦ ૪

## અથ શ્રી નેમનાથ જીન સ્તવન.

બોલ બોલરે પ્રીતમ તુ મુજશું. મેહેલ આંટોરે. પગલે પગલે પીડે મુ જને. પ્રેમનો કાંટોરે બો૦ ૧ રાજેમતી કહે છોડ છબીલા. મનનો ગાંઠોરે; જીહાં ગાંઠો તિહાં રસ નહી જીમ. શેલડી સાંટોરે બો૦ ૨ નવ ભવનો મુહને આપને નેમજી, નેહનો આંટોરે, ધોયો કિમ ધોવાય જાદવજી, પ્રીતનો છાંટો રે બો૦ ૩ નેમ રાજુલ બે મુગતી પોહતા; વિરહ નાઠોરે; ઉદયરત્ન કહે

આપને સ્વામી ભવનો કાંઠોરે ઓ૦ ૪

## અથ શ્રી શ્રીપારસ્વનાથ જીન સ્તવન.

ચાલ ચાલરે કુમર તાહરી, ચાલ ગમેરે, તુજ દીઠડા વિણુ મીઠડા માહરા પ્રાણુ ભમેરે ચા૦ ૧ ખોળા માંહિ પડતુ મેહલે; રીશે દમેરે; માવડી વિના આવકુ ખુંદું; કુણ ખમેરે ચા૦ ૨ માત વામા કહી મુખડુ જોતાં; દુખ સમેરે; લળી લળી ઉદયરત્ન પ્રભુ; તુજને નમેરે; ચા૦ ૩

## અથ શ્રી મહાવીર જીન સ્તવન.

આવ આવરે માહરા મનડા માંહે તુ છે પ્યારોરે હરિહરાદિક દેવ હુતી, હુ છું ન્યારોરે આ૦ ૧ અહો મહાવીર ગંભીર તું તો, નાથ મહારોરે; હુ નમુ તુહને ગમે મુહને; સાથ તાહરોરે આ૦ ૨ સાહી સાહીરે મીઠડા હાથ માહરા; વૈરી વારોરે દઇ દઇરે દરશન દેવ મુને; દઇને લારોરે આ૦ ૩ તું વિના ત્રીલોક મેં કેહનો, નથી ચારોરે; સંસાર પારાવારનો સ્વામી; આપને આરોરે આ૦ ૪ ઉદયરત્ન પ્રભુ જગમે જોતાં. તુ છે તારોરે, તાર તારરે મુને તાર તું સંસારોરે આ૦ ૫. ઇતિ શ્રી ઉદયરત્ન કૃત ચોવીશી સંપુર્ણ.

---

# अथ श्री देवचंदजि कृत श्री आगमसार

ભવ્ય જીવોને પ્રતીબોધવા નીમીતે શ્રી મોક્ષ માર્ગની વચનીકા કહેછે, તીહાં પ્રથમ જીવ અનાદી કાળનો મીથ્યાત્વી હતો તે કાળ લબ્ધી પામીને, ત્રણ કરણ કરે છે, તેહનાં નામ, પેહેલુ યથાપ્રવૃતી કરણ, બીજુ અપુર્વ કરણ, ત્રીજુ અનીવૃતી કરણ,

હવે પેહેલુ યથાપ્રવૃતી કરણ કહે છે, ૧ જ્ઞાનાવરણી, ૨ દર્શનાવરણી, ૩ વેદની, ૪ અંતરાય, એ ચાર કર્મની ત્રીસ કોડા કોડી સાગરોપની સ્થીતી છે, તેમાંથી ઓગણત્રીસ કોડા કોડી ખપાવે અને એક કોડા કોડી બાકી રાખે, ૧ નામકર્મ, ૨ ગોત્રકર્મ, એ બે કર્મની વીસ કોડા કોડી સાગરોપમની સ્થીતી છે, તેમાંથી ઓગણીસ કોડા કોડી ખપાવે, અને એક કોડા કોડી રાખે, અને મોહનીય કર્મની સીતેર કોડા કોડી સાગરોપમની સ્થીતી છે, તેમાંથી અગણોતેર કોડા કોડી ખપાવીને, બાકી એક કોડા કોડી રાખે, એવી રીતે એક આયુકર્મ વરજીને, બાકી સાતે કર્મની એક પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યુન, એક કોડા કોડી સાગરોપમની સ્થીતિ રાખે, એહવું જે વઇરાગ રૂપ ઉદાશી પરીણામ તે, યથાપ્રવૃતી કરણ કહીએ, એ પેહેલુ કરણ સર્વ સંજ્ઞી પંચેંદ્રી જીવ અનંતી વાર કરે છે.

હવે બીજુ અપુર્વ કરણ કહે છે, ઉપર કહેલી એક કોડા કોડી સાગરોપમની સ્થીતિમાંથી, એક મહુરત અને અનાદી મિથ્યાત્વ, જે અનુતાનુબંધીયાની ચોકડી તે ખપાવવાને, અજ્ઞાન હેય તે છાંડવું અને જ્ઞાન ઉપાદેય, એટલે જ્ઞાન આદરવુ એ વાંછા રૂપ, અપુર્વ કહેતાં જે કોઇ વારે પણ પેહેલાં એહવો પરિણામ, જીવને આવ્યો ન હોય તે આવે તેને અપુર્વ કરણ કહીએ, એ બીજુ કરણ તે સમ્યકત્વ જોગ જીવને થાય,

હવે ત્રીજુ અનીવૃતી કરણ કહે છે, ઉપર કહેલી મહુરત રૂપ સ્થીતિને ખપાવીને, નિરમળ સુદ્ધ સમકીત પામે; મિથ્યાત્વનો ઉદય મીટે, તેવારે જીવ ઉપસમ સમકીત પામે, એહવો જે પરીણામ તે અનીવૃતી કરણ કહીએ, એ કરણ કીધાથી ગંઠી ભેદ થયો કહીએ, એમ મિથ્યાત્વનો ઉદય મિટયાથી જીવ સમકીત પામે, તે સમકીતની સદહણાના બે ભેદ છે, એક વ્યવહાર

સમકીત સદહણા, બીજુ નિશ્ચે સમકીત સદહણા,

દેવ શ્રી અરીહંત દેવાધી દેવ, અને ગુરૂસુસાધુ જેસુધો અર્થ કહેતે, તથા ધર્મ કેવળીનો પરૂપ્યો જે આગમમાં સાત નય તથા એક પ્રતક્ષ, બીજુ પરોક્ષ, એ બે પ્રમાણ અને ચાર નિક્ષેપે કરી સદહે એહવી સદહણા તે વ્યવહાર સમકીત કહીયે, એ પુન્યનુ કારણ તથા ધર્મ પ્રગટ કરવાનુ કારણ છે, એહવી રૂચી જ્ઞાન વિના પણ ઘણા જીવોને ઉપજે,

બીજુ નિશ્ચે સમકીત, તે કહે છે. નિશ્ચે દેવ તે આપણો આત્મા, જીવ નીષ્પન્ન સ્વરૂપી શીદ્ધ તે સંગ્રહ નયની સતાં ગવેખતાં તથા નિશ્ચે ગુરૂ તે પણ આપણો આત્માજ, તત્વ રમણી અને નિશ્ચે ધર્મ તે આપણા જીવનો સ્વભાવજ છે, એહવી સદહણા તે મોક્ષનું કારણ છે, કેમકે જીવસ્વરૂપ ઓળખ્યા વીના કર્મ ખપે નહી, એહવી સુધ સદહણા તે નિશ્ચે સમકીત,

હવે જ્ઞાનનું સ્વરૂપ કહે છે, "તે જ્ઞાનના બે ભેદ છે, એક વ્યવહાર જ્ઞાન બીજુ નિશ્ચે જ્ઞાન, તેમાં જે અન્ય મતીનાં સર્વ શાસ્ત્ર જાણવા અથવા જૈન આગમમાં કહ્યા જે એક ગણીતાનુ યોગ તે ક્ષેત્ર માન, બીજો ચરણ કાણાનુયોગ, તે ક્રિયા વિધી, ત્રીજો ધર્મ કથાનુયોગ; તે ત્રણ અનુયોગનુ જાણવાપણું તે સર્વ વ્યવહાર જ્ઞાન છે, અથવા અંતર ઉપયોગ વીના જે સુત્રના અર્થ કરવા તે પણ વ્યવહાર જ્ઞાન કહીએ,

છ દ્રવ્ય તથા તેના ગુણ અને પર્યાય સર્વને જાણે. તેમાં પાંચ અજીવ દ્રવ્ય છે, તે હેય કહેતાં છાંડવા યોગ જાણી છાંડવા, અને એક જીવ દ્રવ્ય તે નિશ્ચે નયે કરી સીધ સમાન મોક્ષમઇ મોક્ષનો જાણનાર મોક્ષનું કારણ મોક્ષનો જવાવાળો મોક્ષમાંજ રહેછે, એહવો આપણો જીવ અનંત ગુણી અરૂપી છે તેહનેજ ધ્યાવે તે નિશ્ચે જ્ઞાન કહીએ;

હવે એક ધર્માસ્તીકાય; બીજો અધર્માસ્તીકાય; ત્રીજો આકાસ્તીકાય; ચોથો પુદગળાસ્તીકાય, પાંચમો જીવાસ્તીકાય, છઠો કાળ, એ છ દ્રવ્ય સાસ્વતા છે, તેનુ જ્ઞાન કહે છે. એ છ દ્રવ્ય મધે પાંચ અજીવ દ્રવ્ય છે અને એક જીવ દ્રવ્ય તે ચેતના લક્ષણવંત છે ઉપાદેય છે.

હવે એ છ દ્રવ્યના ગુણ કહે છે, પેહેલો ધર્માસ્તીકાયના ચાર ગુણ, એક અરૂપી, બીજો અચેતન, ત્રીજો અક્રીય; ચોથો ગતીસહાય ગુણ. અને બીજો અધર્માસ્તીકાયના પણ ચાર ગુણ છે, એક અરૂપી, બીજો અચેતન, ત્રીજો અક્રીય; ચોથો સ્થીતીસહાય ગુણ, અને ત્રીજો આકાસ્તીકાય દ્રવ્યના ચાર ગુણ

છે, એક અરૂપી, બીજો અચેતન; ત્રીજો અક્રીય, ચોથો અવગાહના દાન ગુણ, હવે કાળ દ્રવ્યના ચાર ગુણ કહે છે; એક અરૂપી; બીજો અચેતન, ત્રીજો અક્રીય, ચોથો નવા પુરાણ વર્તનાં લક્ષણ, હવે પુદગળ દ્રવ્યના ચાર ગુણ કહે છે. પેહેલો રૂપી; બીજો અચેતન, ત્રીજો સક્રીય, ચોથો મીલણ વીખરણ રૂપ પુરણ ગલન ગુણ; હવે જીવ દ્રવ્યના ચાર ગુણ કહેછે. એક અનંત જ્ઞાન; બીજો અનંત દર્શન. ત્રીજો અનંત ચારીત્ર, ચોથો અનંત વીર્ય એ છ દ્રવ્યના ગુણ કહ્યા તે નિત્ય ધ્રૂવ છે.

હવે છ દ્રવ્યના પર્યાય કહે છે, તેમાં ધર્માસ્તીકાયના ચાર પર્યાય છે; એક ખંધ, બીજો દેશ; ત્રીજો પ્રદેશ, ચોથો અગુરૂ લઘુ. અને અધર્માસ્તીકાયના ચાર પર્યાય છે, એક ખંધ, બીજો દેશ, ત્રીજો પ્રદેશ, ચોથો અગુરૂ લઘુ; વળી પુદગળ દ્રવ્યના ચાર પર્યાય છે એક હરણ, બીજો ગંધ, ત્રીજો રસ; ચોથો સ્પર્શ અગુરૂ લઘુ સહીત, તથા આકાસ્તીકાયના ચાર પર્યાય; એક ખંધ; બીજો દેશ, ત્રીજો પ્રદેશ; ચોથો અગુરૂ લઘુ, તથા કાળ દ્રવ્યના ચાર પર્યાય. તેમાં એક અતીત કાળ, બીજો અનાગત કાળ, ત્રીજો વર્તમાન કાળ, ચોથો અગુરૂ લઘુ; અને જીવ દ્રવ્યના ચાર પર્યાય; તેમાં એક અવ્યાબાધ, બીજો અનવગાહ. ત્રીજો અમુર્તીક; ચોથો અગુરૂ લઘુ; એ છ દ્રવ્યના પર્યાય કહ્યા.

હવે છ દ્રવ્યના ગુણ પર્યાય સાધર્મપણુ કહે છે, અગરૂ લઘુ પર્યાય સર્વ દ્રવ્યમાં સરીખો છે, અને અરૂપી ગુણ પાંચ દ્રવ્યમાં છે, એક પુદગળ દ્રવ્યમાં નથી, તથા અચેતન ગુણ પાંચ દ્રવ્યમાં છે. એક જીવ દ્રવ્યમાં નથી, અને સક્રીય ગુણ જીવ તથા પુદગળ એ દ્રવ્યમાં છે. બાકી ચાર દ્રવ્યમાં નથી, તથો ચલણ સહાય ગુણ એક ધર્માસ્તીકાયમાં છે, બીજા પાંચ દ્રવ્યમાં નથી.તથા અવગાહના ગુણ તે એક આકાશ દ્રવ્યમાંછે, બીજા પાંચમાં નથી; અને વર્તના ગુણ તે એક કાળ દ્રવ્યાં છે. બીજા પાંચ દ્રવ્યમાં નથી. તેમ જ મીલન વીખરણ ગુણ તે પુદગળમાં છે, બીજા દ્રવ્યમાં નથી, તથા જ્ઞાન ચેતના ગુણ તે એક જીવ દ્રવ્યમાં છે; પણ બીજા દ્રવ્યમાં નથી. એ મુળ ગુણ કોઇ દ્રવ્યના કોઇ દ્રવ્યમાં મીલે નહી; એક ધર્મ; બીજો અધર્મ; ત્રીજો આકાશ; એ ત્રણ દ્રવ્યના ત્રણ ગુણ તથા ચાર પર્યાય સરીખા છે; અને ત્રણ ગુણે કરી તો કાળ દ્રવ્ય પણ એ સમાન છે.

હવે વળી અગીયાર બોલે કરી છ દ્રવ્યના ગુણ જાણવા ને ગાથા કહે છે 'પરિણામ જીવ મુત્તા, સપએસાએગ ખીત કિરીઆય; નિચ્ચં કારણ

કત્તા; સવગદઇયર અપ્પવેસા. ॥ ૧ ॥ અર્થ—નિશ્ચય નયથી આપ આપણા સ્વભાવે છ દ્રવ્ય પરિણામી છે; અને વ્યવહાર નયે જીવ તથા પુદગળ એ બે દ્રવ્ય પરિણામી છે; તથા એક ધરમ બીજો અધરમ; ત્રીજો આકાશ અને ચોથો કાળ; એ ચાર દ્રવ્ય અપરિણામી છે.

છ દ્રવ્યમાં એક જીવ દ્રવ્ય તે જીવ છે બીજા પાંચ દ્રવ્ય અજીવ છે તથા છ તેમાં એક પુદગળ મુરતીવંત રૂપી છે; અને પાંચ અમુરતીવંત અરૂપી છે; છ દ્રવ્યમાં પાંચ પ્રદેશી છે અને એક કાળ અપ્રદેશા છે; છ દરવ્યમાં એક ધરમાસ્તીકાય; બીજો અધરમાસ્તીકાય એ બે અસંખ્યાત પ્રદેશી છે અને એક આકાશ દ્રવ્ય અનંત પ્રદેશી છે. જીવ દ્રવ્ય અસંખ્યાત પ્રદેશી છે અને પુદગળ પરમાણુ અનંત પ્રદેશી છે પરમાણુઆ અનંતા છે; એમ પાંચ દ્રવ્ય સપ્રદેશી છે. અને છઠો કાળ અપ્રદેસી છે.

છ દ્રવ્યમાં એક ધરમાસ્તીકાય; બીજો અધરમાસ્તીકાય ત્રીજો આકાસ્તીકાય; એ ત્રણ તે એક દ્રવ્ય છે. તથા એક જીવ દ્રવ્ય, બીજો પુદગળ દ્રવ્ય, ત્રીજો કાળ દ્રવ્ય, એ ત્રણ અનેક અનેક છે, છ દ્રવ્યમાં એક આકાશ દરવ્ય ક્ષેત્ર છે, અને બીજા પાંચ ક્ષેત્રી છે, નિશ્ચય નયથી છ દ્રવ્ય પોત પોતાના કાર્યે સદા પ્રવર્તે છે માટે સક્રીય છે, અને વ્યવહાર નયથી જીવ તથા પુદગળ એ બે સક્રીય છે. તેમાં પણ પુદગળ સદા સક્રીય છે અને જીવ તો સંસારી થકો સક્રીચ છે, પણ સીધ અવસ્થાએ થકો સંસારી ક્રીયા કરવાને અક્રીય છે, તથા બાકીના ચાર દ્રવ્ય તો અક્રીય છે નિશ્ચય નયથી છ દ્રવ્ય નીત્ય છે. ધ્રુવ છે, અને ઉત્પાદ વ્યયે કરી અનીત્યપણે પણ છે. તથા વ્યવહાર નયે જીવ અને પુદગળ એ બે અનીત્ય છે બાકીના ચાર દ્રવ્ય નીત્ય છે. યદ્યપી ઉત્પાદ વ્યય ધ્રુવપણે સર્વ પદાર્થ પરીણમે છે. તો પણ એક ધરમ બીજો અધરમ ત્રીજો આકાસ ચોથો કાળ એ ચાર દ્રવ્ય સદા અવસ્થિત છે તે માટે નિત્ય કહ્યા.

છ દ્રવ્યમાં એક જીવ અકારણ છે, અને પાંચ દ્રવ્ય કારણ છે કેમકે પાંચે દ્રવ્ય જીવને ભોગમાં આવે છે માટે કારણ કહીએ; કેમકે ધર્માસ્તીકાય ચાલવાનો સહાજ્ય આપે છે. અધરમાસ્તીકાય સ્થીર રહેવાને સાહાજ્ય આપે છે. આકાસ્તીકાય અવકાસ આપે છે, તથા પુદગળાસ્તીકાય જીવને મધુરાદી સુરભીગંધાદીક તથા સકોમલ સર્પશાદીક ભોગપણું થાય છે; તથા કાળ

દ્રવ્ય તે જીવને જરા બાળ અને તરૂણ્યં અવસ્થા દીયે છે; તથા અનાદી સંસારી જીવ, ભવસ્થીતી પરીપાક છતાં એક અંતર મહુર્તકાળમાં સકળ કરમ નીરઝરી મોક્ષમાં પોચે તીહાં શીધ અવસ્થાએ અનંતો કાળ પર્યંત જીવ અનંતા સુખને વિલસે; માટે કાળ દરવ્યપણ જીવને ભોગ થાય છે. પણ એક જીવ કોઇને ભોગ આવતો નથી. માટે અકારણ કહ્યું. અને પાંચ દરવ્ય ભોગ આવે માટે કારણ કહ્યા. તથા ઘણી મતોમાં તો સંક્ષેપે એટલુ જ છે જે, છ દ્રવ્યમાં એક જીવ દ્રવ્ય કારણ છે, ને પાંચ અકારણ છે એ વાત પણ ઘણી રીતે મલતી છે. માટે જે બહુ સૂત કહે તે ખરૂ. માહારી ધારણા પ્રમાણે જીવ કારણ અને પાંચ દ્રવ્ય અકારણ એમ સંભવે છે, નીશ્ચય નયથી છએ દ્રવ્ય કરતા છે, અને વ્યવહાર નયે એક જીવ દ્રવ્ય કરતા છે. બાકી પાંચ દ્રવ્ય અકરતા છે. છ દ્રવ્યમાં એક આકાશ દરવ્ય સર્વ વ્યાપીછે; અને પાંચ દ્રવ્ય લોક વ્યાપી છે. એ છદરવ્ય એક ક્ષેત્રમાં એકઠા રહયા છે, પણ એક બીજા સાથે મીલી જાય નહી એ છ દરવ્યનો વિચાર કહ્યો.

હવે એકેકા દરવ્યમાં એક નીત્ય. બીજો અનીત્ય, ત્રીજો એક; ચોથો અનેક. પાંચમો સત. છઠો અસત; સાતમો વ્યકત. આઠમો અવ્યકત. એ આઠ આઠ પક્ષ કહે છે.

ધરમાસ્તીકાયના ચાર ગુણ નીત્ય છે; તથા પર્યાયમાં ધરમાસ્તીકાયનો એક ખંધ નીત્ય છે, બાકીના દેશ પ્રદેશ તથા અગુરૂ લઘુ પર્યાય અનીત્ય છે. અધરમાસ્તીકાયના ચાર ગુણ તથા એક લોક પ્રમાણ ખંધ નીત્ય છે. અને એક દેશ બીજો પ્રદેશ ત્રીજો અગુરૂ લઘુ એ ત્રણ પર્યાય અનીત્ય છે. તથા આકાસ્તીકાયના ચાર ગુણ તેમાં લોકાલોક પ્રમાણ ખંધ નીત્ય છે. અને એક દેશ બીજો પ્રદેશ. ત્રીજો અગુરૂ લઘુ એ ત્રણ પર્યાય અનીત્ય છે. તથા કાળ દરવ્યના ચાર ગુણ નીત્ય છે. અને ચાર પર્યાય અનીત્ય છે. પુદગળ દરવ્યના ચાર ગુણ નીત્ય છે અને ચાર પર્યાય અનીત્ય છે જીવ દરવ્યના ચાર ગુણ તથા ત્રણ પર્યાય નીત્ય છે. અને એક અગરૂ લઘુ પર્યાય અનીત્ય છે એ રીતે નીત્યા નીત પક્ષ કહ્યો.

હવે એક અનેકપક્ષ કહે છે. એક ધરમાસ્તીકાય બીજો અધરમાસ્તીકાય એ બે દરવ્યના ખંધ લોકાકાસ પ્રમાણ એક છે અને ગુણ અનંતા છે; પર્યાય અનંતા છે, પ્રદેશ અસંખ્યાતા છે, તેણે કરી અનેક છે. આકાશ દરવ્ય

નો લોકાલોક પ્રમાણ ખંધ એક છે અને ગુણ અનંતા છે પર્યાય અનંતા છે પ્રદેશ અનંતા છે. માટે અનેક છે કાળ દ્રવ્યનો વર્તનારૂપ ગુણ એક છે, અને ગુણ અનંતા છે પર્યાય અનંતા છે સમય અનંતા છે કેમકે અતીત કાળે અનંતા સમય ગયા અને અનાગત કાળે અનંતા સમય આવશે. તથા વર્તમાન કાળે સમય એક છે માટે અનેક પક્ષ છે. પુદગળ દ્રવ્યના પરમાણુ અનંતા છે. તે એકેક પરમાણુમાં અનંતા ગુણ પર્યાય છે. તે અનેકપણુ છે અને સર્વ પરમાણુમાં પુદગળપણુ તે એકજ છે માટે એક છે જીવ દ્રવ્ય અનંતા છે અકેકા જીવમાં પ્રદેશ અસંખ્યાતા છે તથા ગુણ અનંતા છે પર્યાય અનંતા છે તે અનેકપણુ છે પણ જીવીતવ્યપણો સર્વ જીવોનો એક સરીખો છે માટે એકપણુ છે ઇહાં શીષ્ય પુછેછે જે સર્વ જીવ એક સરીખા છે તો મોક્ષના જીવ શીધ પરમાનંદ મઇ દેખાય છે. અને સંસારી જીવ કરમ વશ પડ્યા દુઃખી દેખાય છે અને તે સર્વ જુદા જુદા દેખાય છે. તે કેમ ? તેનો ગુરૂ ઉતર કહે છે કે નીશ્ચય નયે તો સર્વ જીવ શીદ્ધ સમાન છે માટે જ સર્વ જીવ કરમ ખપાવીને શીધ થાય છે, માટે સર્વ જીવની સતા એક છે એવુ સાભળી શીષ્યે ફરી પુછ્યું કે જો સર્વ જીવ શીધ સમાન કહો છો તો અભવ્ય જીવ પણ શીધ સમાન છે એમ ઠરયું. અને તે તો મોક્ષે જતા નથી, તેહનો ઉતર કેહે છે, જે અભવ્યને કરમ ચીકણાં છે અને અભવ્યમાં પરાવર્ત ધરમ નથી તેથી શીધ થતા નથી. તેહનો એહવો સ્વભાવજ છે જે મોક્ષ જવુજ નથી, અને ભવ્ય જીવમાં પરાવર્ત ધરમ છે માટે કારણ સામગ્રી મીલે પલટાણ પામે ગુણ શ્રેણી ચઢી મોક્ષ કરી શીધ થાય પણ જીવના મુખ્ય આઠ રૂચક પ્રદેશ જે છે તે નીશ્ચય નયથી ભવ્ય તથા અભવ્ય સર્વના શીધ સમાન છે માટે સર્વ જીવની સતા એક સરીખી છે કેમકે એ આઠ પ્રદેશને બીલકુલ કરમ લાગતાં નથી તે શ્રી આચારંગ સુત્રની શ્રી શીલીંગાચાર્ય કૃત ટીકાના લોક વીજયાધ્યેયને પ્રથમોદ્દેસકે શાખ છે તીહાંથી સ્વવીસ્તરપણે જોવું.

હવે સત તથા અસતપક્ષ કહે છે એ છ દ્રવ્ય તે સ્વદ્રવ્ય. સ્વક્ષેત્ર. સ્વકાળ. અને સ્વભાવપણે સત એટલે છતા છે અને પરદ્રવ્ય પરક્ષેત્ર પરકાળ તથા પરભાવપણે અસત એટલે અછતા છે તેની રીત બતાવવાને અરથે છ દ્રવ્યનો દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવ કહીએ છીએ.

ધરમાસ્તીકાયનો ચલણ સહાયપણો તે સ્વદ્રવ્ય અધરમાસ્તીકાયનો ગુણ

ગુણ સ્થીતી સહાયપણો તે સ્વદ્રવ્ય. આકાસ્તીકાયનો મુળ ગુણ અવગાહપણો તે સ્વદરવ્ય કાળદરવ્યનો મુળગુણ વર્તના લક્ષણપણો તે સ્વદ્રવ્ય તથા પુદગળનો મુળ ગુણ પુરણ ગલનપણો તે સ્વદરવ્ય અને જીવ દરવ્યનો મુળ ગુણ ગ્નાનાદીક ચેતના લક્ષણપણો તે સ્વદરવ્ય એ છદ્રવ્યનો સ્વદરવ્યપણો કહ્યો

સ્વક્ષેત્ર તે દરવ્યનો પ્રદેશપણો છે તે દેખાડે છે તીહાં એક ધરમાસ્તીકાય બીજો અધરમાસ્તીકાય એ બે સ્વક્ષેત્ર અસંખ્યાત પ્રદેશ છે. અને આકાશનો સ્વક્ષેત્ર અનંત પ્રદેશ છે કાળનો સ્વક્ષેત્ર સમય છે પુદગળનો સ્વક્ષેત્ર એક પરમાણુ છે તે પરમાણુ અનંતા છે જીવનો સ્વક્ષેત્ર એક જીવના અસંખ્યાતા પ્રદેશ છે.

સ્વકાળ તે છ દ્રવ્યમાં અગુરૂ લધુનોજ છે અને છદરવ્યના પોતપોતાના ગુણ પર્યાય તે સર્વદરવ્યનો સ્વભાવ જાણવો એટલે ધરમાસ્તીકાયમાં પોતાનાજ દરવ્યક્ષેત્ર કાળ ભાવ છે પણ બીજા પાંચના નથી તથા અધરમાસ્તીકાય મધે પણ સ્વદરવ્યાદીક ચાર છે પણ બીજા પાંચના નથી. એમજ આકાસ્તીકાયને વિશે આકાશનાજ સ્વદરવ્યાદિક ચાર છે પણ બીજા પાંચ દરવ્યના નથી, કાળ દરવ્યમાં કાળના દરવ્યાદીક ચાર છે; બીજા પાંચ દરવ્યના નથી અને પુદગળના દરવ્યાદીક ચાર છે તે પુદગળમાંજ છે પણ બીજા પાંચ દરવ્યના નથી, તથા જીવ દરવ્યના સ્વ દરવ્યાદીક ચાર છે, તે જીવમાં છે પણ પણ બીજા પાંચ દરવ્યના નથી, જે દરવ્ય તે ગુણ પર્યાયવંત, દરવ્યથી અભેદ પર્યાય હોય તે તથા દરવ્ય કહીયે, સ્વ ધર્મનો આધારવંત પણો તે ક્ષેત્ર કહીયે, અને ઉત્પાદ દરવ્યની વર્તના તે કાળ કહીયે; તથા વિશેશ ગુણ પરણતી સવભાવ પરણીતી પર્યાય પ્રમુખ તે સ્વભાવ કહીયે.

ઇહાં ૧ ભેદ સ્વભાવ, ૨ અભેદ સ્વભાવ, ૩ ભવ્ય સ્વભાવ; ૪ અભવ્ય સ્વભાવ, ૫ પરમસ્વભાવ; એ પાંચ સ્વભાવ કેહેવા તેમાં દરવ્યના સર્વ ધર્મને પોત પોતાના સ્વ સ્વ કાર્યને કરવે કરી ભેદ સ્વભાવ છે, અને અવસ્થાન પણે અભેદ સ્વભાવ છે; અણ પલટણ સ્વભાવે અભવ્ય સ્વભાવ છે, તથા પલટણ સ્વભાવે ભવ્ય સ્વભાવ છે, અને દરવ્યના સર્વ ધરમ તે વીષેશ ધરમને અનુ જાયેજ પરીણમે; તે માટે તે પરમ સ્વભાવ કહીયે; એ સામાન્ય સ્વભાવ જાણવા, એ રીતે છ દરવ્ય સ્વગુણે સત છે. અને પરગુણે અસત છે.

હવે વ્યક્ત તથા અવક્ત પક્ષ કેહે છે, એ છ દરવ્યમાં અનંતા ગુણ પર્યાય તે વક્તવ્ય એટલે વચને કેહેવા યોગ્ય છે; અને અનંતા ગુણ પર્યયતે

અવકતવ્ય એટલે વચને કહ્યા જાય નહી એવા છે. તીહાં કેવળી ભગવંતે સમસ્ત ભાવ દીઠા તેને અનંતમે ભાગે જે વકતવ્ય એટલે કહેવા યોગ્ય હ- તા તે કહ્યા. વળી તેના પણ અનંતમો ભાગ શ્રી ગણધર દેવે સુત્રમાં ગુ- થ્યો અને તે સુત્રમાં ગુંથ્યા તેને અસંખ્યાતમે ભાગે હમણાં આગમ રહ્યા છે એ છ દરવ્યમાં આઠ પક્ષ કહ્યા.

હવે નીત્ય તથા અનીત્ય પક્ષથી ચોભગી ઉપની તે કેહે છે. એક જેની આદી નથી અને અંત પણ નથી. તે અનાદી અનંત પેહેલો ભાંગો. અ ને જેની આદી નથી પણ અંત છે તે અનાદી સાંત બીજો ભાંગો તથા જે ની આદી પણ છે અને અંત એટલે છેહડો પણ છે. તે સાદી સાંત બીજો ભાંગો. વળી જેની આદી છે પણ અંત નથી તે સાદી અનંત નામે ચોથો ભાંગો જાણવો.

હવે એ ચાર ભાંગા છદરવ્યમાં ફળાવી દેખાડે છે. જીવ દરવ્યમાં જ્ઞા નાદી ગુણ તે અનાદી અનંત છે નીત્ય છે. અને ભવ્ય જીવને કરમ સા- થે સબંધ તથા સંસારીપણાની આદી નથી પણ શીધ થાય તેવારે અંત આવ્યો તેથી એ અનાદી સાંત ભાંગો છે. અને દેવતા તથા નારકી પ્રમુખના ભવ કરવા તે સાદી સાત ભાંગો છે અને જે જીવ કરમ ખપાવી મોક્ષ ગયા તેની શીધપણું આદી છે અને પાછો સંસારમાં કોઇ કાળે આવવુ નથી માટે અંત નથી તેથી એ સાદી અનંત ભાંગો છે. એ જીવ દરવ્યમાં ચોભંગી કહી. જીવ દરવ્યના ચાર ગુણ અનાદી અનંત છે. જીવને કરમ સાથે સં- જોગ તે અનાદી સાંત છે. કેમકે કોઇ વારે પણ કરમ છુટે છે.

ધરમાસ્તીકાયમાં ચાર ગુણ તથા ખંધપણો તે અનાદી અનંત છે અને અનાદી સાંત ભાંગો નથી, તથા ૧ દેશ. ૨ પ્રદેશ, ૩ અગુરૂ લઘુ એ શાદી સાંત ભાંગો છે. તથા શીદ્ધના જીવમાં જે ધરમાસ્તીકાયના પ્રદેશ રહ્યા છે તે પ્રદેશ આશ્રીને સાદી અનંત ભાંગો છે. એવીજ રીતે અધરમાસ્તીકાયમાં પ ણ ચોભંગી જાણવી અને આકાશદરવ્યમાં ગુણ તથા ખંધ અનાદી અનંત છે. બીજો ભાંગો નથી અને ૧ દેશ; ૨ પ્રદેશ; ૩ અગુરૂ લઘુ સાદી સાંત છે તથા શીધના જીવની સાથે સબંધ તે સાદી અનંત છે.

પુદગળ દરવ્યમાં ગુણ અનાદી અનંત છે જીવ પુદગળના સબંધ અ- ભવ્યને અનાદી અનંત છે અને ભવ્ય જીવને અનાદી સાંત છે પુદગળના ખંધ સર્વ સાદી સાંત છે જે ખંધ બાંધ્યા તે શ્થીતી પ્રમાણે રહીને ખરે છે

વળી નવા બંધાય છે માટે સાદી અનંત ભાંગો પુદગળમાં નથી.

કાળ દરવ્યમાં ચાર ગુણ અનાદી અનંત છે અને પર્યાયમાં અતી કાળ અનાદી સાંત છે અને વર્તમાન કાળ સાદી સાંત છે અનાગત કાળ સાદી અનંત છે; એ કાળનુ સ્વરૂપ તે સર્વ ઉપચારથી છે એ રીતે કાળ દરવ્યમાં ચોભંગી કહી.

હવે દરવ્યક્ષેત્રકાળ તથા ભાવમાં ચોભંગી કહેછેજીવ દરવ્યમાં સ્વદરવ્ય થી ગ્નાનાદી ગુણ તે અનાદી અનંત છે. સ્વક્ષેત્રે જીવના પ્રદેશ અસંખ્યાતા છે તે સાદી સાંત છે. તતોદ્વર્તનાપણે ફીરે છે તે માટે અથવા અવગાહના માટે સાદી સાંત છે પણ છતીપણે તો અનાદી અનંત છે સ્વકાળ અગુરૂ લઘુને ગુણે અનાદી અનંત છે અને અગુરૂ લઘુ ગુણનો ઉપજવો તથા વિણસવો તે સાદી સાંત છે તથા સ્વભાવ ગુણ પર્યાય તે અનાદી અનંત છે અને તે ભેદાંતરે અગુરૂ લઘુ તે સાદી સાંત છે.

ધરમાસ્તીકાયમાં સ્વદરવ્ય જે ચલણ સહાય ગુણ તે અનાદી અનંત છે. અને સ્વખેત્ર અસંખ્યાત પ્રદેશ લોક પ્રમાણ છે. તે અવગાહનાપણે સાદી સાંત છે સ્વકાળ તે અગુરૂ લઘુ ગુણે કરી અનાદી અનંત છે અને ઉત્પાદ વ્યયતે સાદી સાંત છે. સવભાવ તે ચાર ગુણ અગુરૂ લઘુ અનાદી અનંત છે. ૧ ખંધ. ૨ દેશ, ૩ પ્રદેશ તે અવગાહનાને પ્રમાણે સાદી સાંત છે. એમ અધરમાસ્તીકાયના પણ દરવ્યાદી ચાર ભાંગા જાણવા તથા આકાસ્તીકાયમાં સ્વદરવ્ય અવગાહના દાન ગુણ તે અનાદી અનંત છે અને સ્વક્ષેત્ર લોકાલોક પ્રમાણ અનંત પ્રદેશ તે અનાદી અનંત છે અને સ્વકાળ તે અગુરૂ લઘુ ગુણ સર્વથાપણે અનાદી અનંત છે અને ઉપજવે તથા વીણસવે સાદી સાંત છે સ્વભાવ તે ચાર ગુણ તથા ખંધ અને અગુરૂ લઘુ તે અનાદી અનંત છે તથા દેશ પ્રદેશ તે સાદી સાંત છે. તે આકાશ દરવ્યના બે ભેદ છે એક ચઉદરાજ લોકનો ખંધ લોકાકાસ તે સાદી સાંત છે બીજો અલોકાકાસનો ખંધ તે સાદી અનંત છે કાળદરવ્યમાં સ્વદરવ્ય જે નવ પુરાણ વર્તના ગુણ તે અનાદી અનંત છે સ્વક્ષેત્ર સમય કાળ તે સાદી સાંત છે કેમકે વર્તમાન સમય એક છે તે માટે તથા સ્વકાળ તે અનાદી અનંત છે સ્વભાવે તે ચાર ગુણ અને અગુરૂ લઘુ અનાદી અનંતછે અતીત કાળ અનાદી સાંત છે અને વર્તમાનકાળ સાદી સાંત છે અનાગતકાળ સાદી અનંત છે પુદગળ દરવ્યમાં સ્વદરવ્ય તે દરવ્યપણે જે પુરણ ગલન ધરમ તે અનાદી અનં

ત છે અને સ્વક્ષેત્ર પરમાણુ તે સાદી સાંત છે સ્વકાળ સ્થીતી અગુરૂ લઘુ ગુણ તે અનાદી અનંત છે અગુરૂ લઘુનો ઉપજવો વીણસવો તે સાદી સાંત છે સ્વભાવે તે ચાર ગુણ અનાદી અનંત છે અને વર્ણાદી પર્યાય ચાર એટલે વર્ણ, ગંધરસ. સ્પર્શ તે સાદી સાંત છે એ દ્રવ્યાદી ચારમાં ચોભંગી કહી.

હવે છ દ્રવ્યના સબંધ આશ્રી ચોભંગી કહે છે તીહાં પ્રથમ આકાશદ્રવ્ય છે તેમાં અલોકાકાસમાં કોઇ દરવ્ય નથી અને લોકાકાસમાં છ દ્રવ્ય છે તીહાં લોકાકાસ દ્રવ્ય તથા બીજુ ધરમાસ્તીકાય દરવ્ય અને ત્રીજુ અધરમાસ્તીકાય દ્રવ્ય તે અનાદી અનંત સબંધી છે; જે લોકાકાસના એકેક પ્રદેશમાં ધરમદ્રવ્ય તથા અધરમ દ્રવ્યનો એકેક પ્રદેશકરહયો છે તે કીવારે પણ વીછડશે નહી માટે અનાદી અનંત સબંધી છે આકાશ ખેત્ર લોક સર્વ અને જીવ દ્રવ્યનો અનાદી અનંત સબંધ છે અને સંસારી કરમ સહીત તથા લોકના પ્રદેશનો સાદી સાંત સબંધ છે. લોકાંત શીધ ખેત્રના શીધ જીવોનો આકાશ પ્રદેશ સાથે સાદી અનંત સબંધ છે લોકાકાસ અને પુદગળ દ્રવ્યનો અનાદી અનંત સબંધ છે અકાશ પ્રદેશની સાથે પુદગળ પરમાણુનો સાદી સાંત સબંધ છે એક આકાશ દ્રવ્યનીપરે ધરમાસ્તીકાય તથા અધરમાસ્તીકાયનો પણ સર્વ સબંધ જાણવો જીવ અને પુદગળના સબંધમાં અભવ્ય જીવને પુદગળનો અનાદી અનંત સબંધ છે કેમકે અભવ્ય જીવનાં. કરમ કીવારે ખપશે નહી માટે અને ભવ્ય જીવને કરમનુ લાગવુ અનાદી કાળનુ છે પણ તે કોઇવારે છુટશે માટે ભવ્ય જીવને પુદગળ સબંધ અનાદી સાંત છે તથા નીશ્ચય નયે કરી છ દ્રવ્ય સ્વભાવ પરીણામ પરીણામ્યા છે તે પરીણામીપણો સાદાય સાસ્વતો છે તે માટે અનાદી અનંત છે અને જીવ તથા પુદગળ બેહુ દ્રવ્ય મીલી સબંધ ભાવ પામે છે તે પરપરીણામીપણો છે તે પરપરીણામીપણો અભવ્ય જીવને અનાદી અનંત છે અને ભવ્ય જીવને અનાદી સાંત સાંત છે અને પુદગળના પરીણામીપણો તે સતાએ અનાદી અનંત છે અને પુદગળનો મીલવો વીછડવો તે સાદી સાંત છે એટલે જીવદરવ્ય પુદગળ સાથે મીલ્યો સક્રીય છે અને પુદગળ કરમથી રહીત થાય તેવારે જીવ અક્રીય છે અને પુદગળ સાદી સક્રીય છે.

હવે એક અનેક પક્ષથી નીશ્ચય જ્ઞાન કહેવાને નય કહે છે સર્વ દરવ્યમાં અનેક સ્વભાવ છે. તે એક વચનથી કહ્યા જાય નહી. માટે માંહો માંહે નય કરી સંક્ષેપપણે કહે છે તીહાં મુળ નયના બે ભેદ છે. એક દ્રવ્યાર્થીક બીજો પ-

પ્રયાર્થીક તેમાં ઉત્પાદ વ્યય પર્યાય ગાણપણે અને પ્રધાનપણે દ્રવ્યનો ગુણ સત્તને ગ્રહે તે દ્રવ્યાર્થીક નય કહીએ તેહના દસ ભેદ છે ૧ સર્વ દ્રવ્ય નીત્ય છે તે નીત્ય દ્રવ્યાર્થીક. ૨ અગુરૂ લઘુ અને ખેત્રની અપેક્ષા ન કરે મુળ ગુણ ને પીડપણે ગ્રહે તે એક દ્રવ્યાર્થીક ૩ જ્ઞાનાદીક ગુણે સર્વ જીવ એક સરીખા છે માટે સર્વને એક જીવ કહે સ્વદ્રવ્યાદિકને ગ્રહે તે સત દ્રવ્યારથીક જેમ સત લક્ષણ દ્રવ્ય ૪ દ્રવ્ય માંહે કહેવા યોગ્ય ગુણ અંગીકાર કરે તે વક્તવ્ય દ્રવ્યાર્થીક .૫ આત્માને અજ્ઞાની કહેવુ તે અશુધ દ્રવ્યારથીક. ૬ સર્વ દ્રવ્ય ગુણ પર્યાય સહિત છે એમ કહેવુ તે અન્વય દ્રવ્યારથીક. ૭ સર્વ જીવ દ્રવ્યની મુળ સતા એક છે તે પરમ દ્રવ્યારથીક નય; ૮ સર્વ જીવના આઠ પ્રદેશ નીરમળ છે તે શુધ દ્રવ્યારથીક નય. ૯. સર્વ જીવના અસંખ્યાત પ્રદેશ એક શરીખા છે તે સતા દ્રવ્યારથીક નય. ૧૦ ગુણ ગુણી દ્રવ્ય તે એક છે તે પરમ ભાવ ગ્રાહક દ્રવ્યારથીક જેમ આત્મા જ્ઞાન રૂપ છે ઇત્યાદી એ દ્રવ્યારથીક નયના દશ ભેદ કહ્યા.

હવે પર્યયારથીક નયના છ ભેદ કહે છે જે પર્યાયને ગ્રહે તે પર્યાયથીક નય કહીયે તેના છ ભેદ છે. એક દરવ્ય પર્યાય તે જીવને ભવ્યપણુ તથા શીધ્ધપણુ કહેવુ ૨ દરવ્ય વ્યંજન પર્યાય તે દરવ્ય પ્રદેશમાન ૩ ગુણ પરીયાય જે એક ગુણથી અનેકતા થાય; જેમ ધરમા ધરમી દરવ્ય પોતાના ચલણ સહકારાદી ગુણથી અનેક જીવ તથા પુદગળને સહાય કરે. ૪ ગુણ વ્યંજન પરીજાય જે એક ગુણના ઘણા ભેદ છે. ૫ સ્વભાવ પરીજાય તે અગુરૂ લઘુ પરીજાયથી જાણવું, એ પાંચ પરીજાય સર્વ દરવ્યમાં છે અને છઠો વીભાવ પરીજાય તે જીવ પુદગળ એ બે દરવ્યમાં છે તીહાં જીવ જે ચાર ગતીના નવા નવા ભવ કરે તે જીવમાં વિભાવ પરીજાય તથા પુદગળમાં ખંધ પણુ તે વિભાવ પરીજાય જાણવો.

હવે પરીજાયના બીજા છ ભેદ કહે છે ૧ અનાદી નીત્ય પરીજાય તે જેમ પુદગળ દરવ્યનો મેરૂ પ્રમુખ. ૨ સાદી નીત્ય પરીજાય તે જીવ દરવ્યનો શીધપણુ, ૩ અનીત્ય પરીજાય તે સમય સમયમાં દરવ્ય ઉપજે વીણશે છે. ૪ અશુધ અનીત્ય પરીયાય તે જન્મ મરણ થાય છે તેણે કરી કેવુ; ૫ ઉપાધી પરીજાય તે કરમ સબંધ. ૬ શુધ પરીયાય જે મુળ પરીજાય સર્વ દરવ્યના એક સરીખા છે એ પરીયાયારથીકનુ સ્વરૂપ કહ્યુ.

હવે સાત નય કહે છે. ૧ નૈગમ, ૨ સંગ્રહ, ૩ વ્યવહાર, ૪ રૂજુ

સુત્ર; ૫ શબ્દ, ૬ સમભીરૂઢ, ૭ એવંભુત; એ સાત નયનાં નામ જાણવાં. તેમાં પેહેલો નૈગમ નય કહે છે નથી એક ગમો તે નૈગમ કહીયે ગુણનો એક અંશ ઉપનો હોય તો નૈગમ કહીએ. | દ્રષ્ટાંત—જેમ કોઇક મનુષ્યને પાયલી લાવવાનો મન થયો તેવારે જંગલમાં લાકડું લેવા ચાલ્યો રસતામાં કોઇક મનુષ્ય મીલ્યો તેણે પુછયુ કીહાં જાય છે તેવારે તેણે કહ્યુ જે પાયલી લેવા જાઉ છુ તે પાયલી તો હજી ઘડી નથી પણ મનમાં ચીંતવી તે થઇ એમ ગણ્યું તેમ નૈગમ નય સર્વ જીવને શીધ્ર સમાન કહે કેમકે સર્વ જીવના આઠ રૂચક પ્રદેશ નીરમળ શીધરૂપ છે તેથી એક અંશે સીધ છે તે માટે શીધ્ર સમાન સર્વ જીવ કહ્યા તે નૈગમ નયના ત્રણ ભેદ છે. ૧ અતીત નૈગમ. ૨ અનાગત નૈગમ. ૩ વર્તમાન નૈગમ એ નૈગમ નય કહ્યો.

હવે સંગ્રહ નય કહે છે સતા ગ્રહે તે સંગ્રહ જે એક નામ લીધાથી સર્વ ગુણ પરીયાય પરીવાર સહીત આવે તે સંગ્રહ નય જાણવો તેનો દ્રષ્ટાંત—જે કોઇક મનુષ્ય પ્રભાતે દાતણ કરવાને અર્થે પોતાના ઘરના બારણે બેશીને ચાકર પુરષને કહ્યુ જે દાતણ લઇ આવો તેવારે તે ચાકર મનુષ્ય પાણીનો લોટો તથા રૂમાલ અને દાતણ એમ સર્વ ચીજ લઇ આવ્યો હવે શેઠે તો એક દાતણ નામ લઇને મંગાવ્યુ હતુ પણ ચાકર સર્વનો સંગ્રહ કરી લઇ આવ્યો. તેમજ દરવ્ય એહવુ નામ કહ્યુ, તો દરવ્યના ગુણ પરજાય સર્વ આવ્યા એ સંગ્રહ નયના બે ભેદ છે. એક જે દરવ્યપણો સામાન્યપણો બોલતા જીવ તથા અજીવ દરવ્યનો ભેદ પડયો નહી તે પેહેલો સામાન્ય સંગ્રહ તથા બીજો વિષેશતાનાને અંગીકાર કરે છે જે જીવ દરવ્ય એમ કહ્યુ તો અજીવ સર્વ ટલ્યા તે વિશેષ સંગ્રહ.

હવે વ્યવહાર નય કહે છે, જે બાજ્ય સ્વરૂપ દેખીને ભેદની વેચરણ કરે, અને જે બાહેર દેખાતા ગુણનેજ માને પણ અંતરંગ સતા ન માને એટલે એ નયમાં આ ચાર કીયા મુખ્ય છે; અંતરંગ પરીણામનો ઉપયોગ નથી, કેમકે નૈગમ તથા સંગ્રહ નય તે જ્ઞાન રૂપ ધ્યાન પરીણામ વીના અંસ તથા સતા ગ્રાહી છે, તેમ ઇહાં કરણી મુખ્ય છે, તે વ્યવહાર નયપણે જીવની વ્યવસ્થા અનેક પ્રકારેછે, તીહાં નૈગમ તથા સંગ્રહ નયે કરી સર્વ જીવ સત્તાએ એક રૂપ છે, પણ વ્યવહાર નયથી જીવના બે ભેદ છે, એક શીધ્ર બીજા સંસારી, તે વળી સંસારી જીવના બે ભેદ છે, એક અજોગી ચઉદમા ગુણઠાણાવાળા, તથા બીજા સંજોગી, તે સંજોગીના બે ભેદ છે, એક કે—

વળી બીજો છદ્મસ્થ, છદ્મસ્થના પણ બે ભેદ છે, એક ક્ષીણ મોહી બારમા ગુણઠાણે વર્તતા મોહની કર્મ ખપાવ્યુ તે, બીજા ઉપશાંત મોહ, તે ઉપશાંત મોહના વળી બે ભેદ છે, એક અકષાઇ, અગીયારમા ગુણઠાણાના જીવ, બીજા સકષાઇ, તે સકષાઇના બે ભેદ છે, એક સુક્ષમ કષાઇ દસમા ગુણઠાણાના જીવ, બીજા બાદર કષાઇ, તે બાદર કષાઇના બે ભેદ છે, એક શ્રેણી પતીપન્ન, બીજા શ્રેણી રહીત, તે શ્રેણી રહીતના બે ભેદ છે, એક અપ્રમાદી; બીજા પ્રમાદી તે પ્રમાદીના બે ભેદ છે, એક સર્વ વીરતી બીજા દેશવીરતી, દેશવીરતીના બે ભેદ છે, એક વ્રતી પરીણામી બીજો અવ્રતી પરીણામી, અવ્રતીના બે ભેદ છે, એક અવ્રતી સમકીતી બીજો અવ્રતી મિથ્યાત્વી, તે મિથ્યાત્વીના બે ભેદ છે, એક ભવ્ય બીજા અભવ્ય; તે ભવ્યના બે ભેદ છે; એક ગ્રંથી ભેદી, બીજા ગ્રંથી અભેદી, એવી રીતે જે જે જીવ જેવો દેખાય તેને તેવો માને, એ વ્યવહાર નય છે, એમજ પુદગળના ભેદ કરવા તે કહેછે, પુદગળ દરવ્યના બે ભેદ છે, એક પરમાણુ બીજો ખંધ. ખંધના બે ભેદછે, એક જીવને લાગ્યા તે જીવ સહીત; બીજા જીવ રહીત તે, ઘડો પ્રમુખ અજીવનો ખંધ, જીવ સહીત ખંધના બે ભેદ છે, એક સુક્ષ્મ ખંધ બીજો બાદર ખંધ;

ઇહાં વર્ગણાનો વિચાર લખીયે છીએ. તિહાં પુદગળની વર્ગણા આઠછે, ૧ ઉદારીક વર્ગણા, ૨ વૈક્રીય વર્ગણા; ૩ અહારક વર્ગણા; ૪ તેજશ વર્ગણા, ૫ ભાષા વર્ગણા; ૬ ઉસાસ વર્ગણા, ૭ મનો વર્ગણા, ૮ કર્મ વર્ગણા; એ આઠ વર્ગણાનાં નામ કહ્યાં, બે પરમાણુ ભેગા થાય દ્વયણુક ખંધ કહેવાય; ત્રણ પરમાણુ ભેગા થાય તેવારે ત્રયણુક ખંધ કહેવાય, એમ સંખ્યાતા પરમાણુ મીલે; સંખ્યાતાણુક ખંધ થાય, તેમજ અસંખ્યાતે અસંખ્યાતાણુક ખંધ થાય, તથા અનંતા પરમાણુ મીલે અનંતાણુક ખંધ થાય, એ ખંધ તે સર્વ જીવને અગ્રહણ જોગ છે, અને જેવારે અભવ્યથી અનંત ગુણ અધીક પરમાણુ ભેળા થાય; તેવારે ઉદારીક શરીરને લેવા યોગ્ય વર્ગણા થાય; એમજ ઉદારીકથી અનંત ગુણ અધીક વર્ગણામાં; દલ ભેગા થાય, તેવારે વૈક્રીય વર્ગણા થાય, વૈક્રીય થકી અનંત ગુણ પરમાણુ મીલે તેવારે આહારક વર્ગણા થાય; એમ સર્વ વર્ગણાના એકેકથી અનંત ગુણા અધીક પરમાણુ મીલે તે વારે તે વરગણા થાય; એટલે પેહેલીથી બીજી વરગણા બીજીથી ત્રીજી એમ સાતમી મનો વરગણાથી આઠમી કર્મ વરગણામાં, અનંત ગુણ પરમાણુ અધીક છે,

ઇહાં; ૧ ઉદારીક; ૨ વૈક્રીય, ૩ આહારક, ૪ તેજસ. એ ચાર વરગાણા બાદર છે, તેમાં પાંચ વરગાણા, બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ, એ વીસ ગુણ છે; તથા ૧ ભાષા, ૨ ઉસાસ; ૩ મન, ૪ કાર્મણ, એ ચાર વરગાણા સુક્ષ્મ છે. એમાં પાંચ વર્ણ, બે ગંધ, એક રસ, બે સ્પર્શ, એ પાંચ ગુણ છે, એમ પુદગળ ખંધના અનેક ભેદ છે,

વ્યવહાર નયના છ ભેદ છે; ૧ સુધ વ્યવહાર તે આગળ ગુણઠાણાનો છોડવો અને ઉપરના ગુણઠાણાનુ ગ્રહણ કરવું અથવા જ્ઞાન દર્શન ચારીત્ર ગુણ તે નિશ્ચય નયે એક રૂપ છે, પણ તે શીષ્યને સમજાવવાને જુદા જુદા ભેદ કહેવા, તે શુધ વ્યવહાર છે, ૨. જીવમાં અજ્ઞાન રાગ દ્વેષ લાગ્યા છે- તે અશુધપણો છે; માટે અશુધ વ્યવહાર. ૩ જે પુણ્યની ક્રીયા કરવી તે સુભ વ્યવહાર. ૪ જે થકી જીવ પાપ રૂપ અસુભ કર્મ કરે તે અસુભ વ્યવહાર. ૫ ધન્ય, ઘર, કુટંબ પ્રત્યક્ષ સર્વ આપણાં નથી જુદા જુદા છે, પણ જીવે અજ્ઞાનપણે આપણા કરી જાણ્યા છે, તે ઉપચરીત વ્યવહાર. ૬ સરીરાદીક વસ્તુ અરૂપી જીવથી જુદી છે, તોપણ પરીણામીક ભાવ લોલીપણે એકઠા મીલી રહ્યા છે, તેને જીવ આપણા કરી જાણે છે, તે અનુચરીત વ્યવહાર જાણવો, એ વ્યવહાર નય કહયો.

હવે રૂજુ સત્ર નય કહે છે, જે અતીત કાળ અને અનાગત કાળની અપેક્ષા ન કરે, પણ વર્તમાનકાળે જે વસ્તુ ગુણે પરીણમે, વરતે તે વસ્તુને તેવેજ પરીણામે માને, માટે એ નય પરીણામ ગ્રાહી છે, જેમ કોઇક જીવ ગ્રહસ્થ છે, પણ અંતરંગ સાધુ સમાન પરીણામ છે, તો તે જીવને સાધુ કહે અને કોઇ જીવ સાધુને વેષે છે પણ મનના પરીણામ વિષયાભીલાષ સહીત છે તો તે જીવ અવ્રતી છે એમ રૂજુ સુત્ર નયનો માનવો છે, તે રૂજુ સુત્ર નયના બે ભેદ છે, એક સુક્ષ્મ રૂજુ સુત્ર તે એમ કહે જે સદા કાળ સર્વ વસ્તુમાં એક વર્તમાન સમય વરતે છે, એટલે જે જીવ ગયા કાળે અજ્ઞા હતો અને અનાગતકાળે અજ્ઞાની ભાવે અજ્ઞાની થશે એમ બેહુ કાળની અપેક્ષા ન કરે પણ એક વરતમાન સમયે જે જેવો તેને તેવો કહે, તે સુક્ષ્મ રૂજુ સુત્ર કહીયે; અને મોહોટા બાજ્ય પરીણામ ગ્રહે તે સ્થુલ રૂજુ સુત્ર નય જાણવો એ રજુ સુત્ર નય કહ્યો.

હવે શબ્દ નય કહે છે, જે વસ્તુ ગુણવંત અથવા નીરગુણ તે વસ્તુને નામ કહી બોલાવીયે જે ભાષા વર્ગણાથી શબ્દપણે વચન ગોચર થાય તે

શબ્દ નય, જે કારણે અરૂપી દ્રવ્ય વચનથી ગ્રહ્યા જાય નહી પણ વચનથી કેહેવા તે શબ્દ નય કહીયે. ઇહાં જે શબ્દનો અર્થ હોય તે પણ જે વસ્તુમાં વસ્તુપણો પામીયે, તેવારે તે વસ્તુ શબ્દ નય કહીયે, જેમ ઘટની ચેષ્ટાને કરતો હોય તે ઘટ એ શબ્દ નયમાં વ્યાકરણથી નીપના અને બીજા પણ સર્વ શબ્દ લીધા, તે શબ્દ નયના ચ્યાર ભેદ છે. ૧ નામ. ૨ સ્થાપના. ૩ દ્રવ્ય. ૪ ભાવ. અને ચાર નીક્ષેપા પણ એહીજ નામ છે.

૧. પેહેલો નામ નીક્ષેપો તે આકાર તથા ગુણ રહીત વસ્તુને નામ કરી બોલાવો, જેમ એક લાકડીનો કડકો લઇને કોઇક તેહને જીવ એવું નામ કહ્યો તે નામ જીવ જાણવું, જેમ કાળી દોરીને સાપની બુદ્ધીયે કરી ઘાવ હણે તેને સાપની હીંસા લાગે એ નામ સર્પ થયો એવીજ રીતે નામ, તપ, અથવા નામ શીવ, જેમ વડ પ્રમુખને શીવવડ એમ કહે છે, તે નામ નીક્ષેપો કહીએ, અરથાત જે વસ્તુમાં નામ પ્રમાણે ગુણ ન હોય ને તેને હરેક નામ કહે છે તે નામ નીક્ષેપો જાણવો એ સુત્ર સાખે છે.

૨. બીજો સ્થાપના નીક્ષેપો કહે છે, જે કોઇ વસ્તુનો આકાર દેખીને તેને વસ્તુ કહે જેમ ચીત્રામણ અથવા કાષ્ટ અથવા પાષાણના ઘોડા હાથી રમકડાં પ્રમુખ હોય છે તેનો આકાર દેખી તેને ઘોડા હાથી ગાય બળદ પ્રમુખ કહે છે જેનો જેવો આકાર હોય છે તેનું તેવું નામ સ્થાપે છે તે સ્થાપના જાણવી, એ સ્થાપના નીક્ષેપો નામ નીક્ષેપા સહીત હોય, જેમ સ્થાપના શીઘ જીન પ્રતીમા પ્રમુખ તે સદભાવ સ્થાપનાપણે હોય અને અસદભાવ સ્થાપના પણ હોય અકૃત્રીમ જીન પ્રતીમા તે નંદીશ્વર દ્વીપ પ્રમુખને વિષે, અને જે ઇહાં જીન પ્રતીમા તે કૃત્રીમ તે સર્વ સ્થાપના જાણવી, જેમ ચીત્રામણની સ્ત્રી જીહાં માંડી હોય તિહાં સાધુ રહે નહી કારણ કે સ્થાપના સ્ત્રી છે, તે સ્ત્રી તુલ્ય જાણવી તેમજ જીન પ્રતીમા જીન સમાન જાણવી, ઇહાં કોઇક અજ્ઞાની જીવ કહે છે જે સ્થાપનામાં જ્ઞાનાદી ગુણ નથી તેથી સ્થાપનાને માનવી પુજવી નહી, તેહને ઉતર કહે છે જે, સ્થાપના રૂપ સ્રીમાં સ્રીપણાના ગુણ નથી તોપણ તે વીકારનું કારણ થાય છે તેમજ જીન પ્રતીમા પણ ધ્યાનનું કારણ છે, અને જે એમ પુછે કે હીંસા થાય છે અને ભગવંતે તો દયાને ધર્મ કહ્યો છે, એવું બોલનારને કહેવું જે, પરદેશી રાજા કેશી ગુરૂને વાંદવાને બીજે દીવશે મોહોટા આડંબરથી આવ્યો તે વંદનામાં હીંસા થઇ પણ લાભ કારણ ગણતાં દોટો ન થયો, બીજુ મલીનાથજીએ છ મીત્રને પ્રતીબોધ

વાને પુતળીનો દ્રષ્ટાંત કહ્યો, તે હીંસા તો ઘણી થઇ પણ તે લાભના કારણ માં ગણી છે, એમ ભાવ શુધ હોય તીહાં સમ્યગ દ્રશ્ટીને હીંસા લાગતી નથી, અથવા કોઇ એમ કહે છે જે અમે પોતાને સ્થાનકે બેઠા નમોથુંણું કહીશું તેથી અમને લાભ થાશે તે ખરો, પણ ભગવતી સુત્રમાં ભગવાનને વાંદવાને અધીકારે તો તીહાં જઇ વાંદવાનું ફળ મોહોટુ કહ્યું છે, તથા નીક્ષેપાને અધાકારે એમ કહ્યું જે ભાવ નીક્ષેપો એકલો થાય નહી પણ નામ સ્થાપના તથા દ્રવ્ય એ ત્રણ મીલેથી ભાવ નીક્ષેપો થાય માટે સ્થાપના અવશ્ય માનવી, હવે જે સ્થાપના ન માને તેહને કહીયે જે ચત્રામણની મુરતીને હીંસાના પરીણામથી ફાડે તેહને હીંસા લાગે છે તેમજ જીવરના ધ્યાને જીન પ્રતીમા પુજતાં, અરથાત જીનરાજ્યનું સ્વરૂપ જાણી જીન પ્રતીમાનું પુજન વંદન કરવુ તેથી લાભ થાય છે, એમ યુક્તિથી અગર શીધાંતની સાખે જીન પ્રતીમાને જીનરાજ્ય સદ્રસ માને તે આરાધક કહેવાય. અને જે જીન પ્રતીમાને ન માને તેણે સ્થાપના નીક્ષેપો ઉથાપ્યો અને સ્થાપના ઉથાપી તેણે ત્રણે નીક્ષેપા ઉથાપ્યા તેવારે શીધાંત પણ ઉથાપ્યાં માટે જે જીન પ્રતીમાને નહી માને તે વિરાધક જાણવા તે સ્થાપના ઇતર અને યાવતકથીક બે ભેદ છે.

૩. હવે ત્રીજો દ્રવ્ય નીક્ષેપો કહે છે, જેનો નામ પણ હોય તથા આકાર સ્થાપના ગુણ પણ હોય અને લક્ષણ હોય, પણ આત્મ ઉપયોગ ન હોય, તે દ્રવ્ય નીક્ષેપો જાણવો; એટલે અજ્ઞાની જીવ તે જીવ સ્વરૂપના ઉપયોગ વીના દ્રવ્ય જીવ છે—અણુવ ઉગો દવ્વં—ઇતિ અનુજોગ દ્વાર વચનાત, અરથાત એમ અનુજોગ દ્વાર નામના સુત્રમાં કહ્યુ છે; વળીકહ્યુ છે જે શીધાંત વાંચતા પુછતાં પદ અક્ષર માત્રા સુધ અર્થ કરે છે; અને વળી ગુરૂ મુખે સદ્દહે છે તે પણ શુધ નીશ્ચે પોતાની સત્તા ઓળખ્યા વીના સર્વ દ્રવ્ય નીક્ષેપા માંજ છે; જે ભાવ વીના દ્રવ્યપણો છે તે પુન્યનું કારણ છે; પણ નીઝરાનું; મોક્ષનું કારણ નથી; એટલે જે કરણી રૂપ કષ્ટ તપશ્યા કરે છે તથા સુત્ર વાંચે છે સંભળાવે છે; તથા તેને જીવ અજીવ પદાર્થની સત્તાની ઓળખાણ નથી; તેને ભગવતી સુત્રમાં અવ્રતી અપચખાણી કહ્યા છે; તથા જે એકલી બાજ્ય કરણી કરે છે, અને પોતે સાધુ કહેવાય છે તે મૃખાવાદી (જુઠા) છે એમ ઉતરાધ્યેન સુત્રમાં કહ્યું છે.

## नमुणीं रनवासेणं, ए वचने, नाणेणयमुणी होइ,

એ વચનથી જે જ્ઞાનવંત છે તે મુની છે અને જે અજ્ઞાની તે મીથ્યાત્વી છે તથા કોઇક ગણીતાનુ ચોગના નરકના તથા દેવતાના બોલ અથવા સાધુ શ્રાવકનો આચાર જાણીને કહે જે અમે જ્ઞાની છીએ તે પણ જ્ઞાની નથી અને જે દ્રવ્ય ગુણ પરજાય જાણે તેને જ્ઞાની કહીયે એમ શ્રી ઉતરાધ્યેને મોક્ષ માર્ગે કહ્યુ છે કે વસ્તુ સત્તા જાણ્યા વિના જ્ઞાની સમજવો નહી, અને નવ તત્વ ઓળખી સદ હેતે સમકેતિ અને એહવા જ્ઞાન દર્શન વીના જે કહે કે અમે ચારીત્રીયા છીયે, તે પણ મૃષાવાદી છે કારણ કે શ્રી ઉતરાધ્યેનજી સુત્ર માંહે કહ્યુછે જે નાણં દંસણ નાણં, નાણેણ વીણાં ન હુતી ચરણ ગુણા એ વચન છે માટે આજ કેટલાક જ્ઞાન હીન ક્રીયાનો આડંબર દખાડે છે તે ઠગ છે તેહનો સંગ કરવો નહી. એ બાજ્ય કરણી અભવ્ય જીવને પણ આવે માટે બાજ્ય કરણી ઉપર રાચવુ નહી અને આત્માનુ સ્વરૂપ ઓળખ્યા વીના સામાયક પડીકમણાં પચખાણ કરવાં તે સર્વ દ્રવ્ય નીક્ષેપામાં પુણ્ય આશ્રય છે, પણ સંવર નથી, શ્રી ભગવતીજી સુત્રમાં કહ્યુ છે "આયા ખલુ સામાઇય" એ આલાવાથી જાણજો, તથા જીવ સ્વરૂપ જાણ્યા વિના તપ સંજમ પુણ્ય પ્રકૃતી તે દેવતાના ભવનુ કારણ છે,— પુવ્વતવેણ પુવ્વસંજમેણ દેવલોએ ઉવવઝંતીનો ચેવણં આયત્તા ભાવ વત્તવયાએ એ આલાવો ભગવતીજી સુત્રમાં કહયો છે તથા જે ક્રીયા લોપી આચાર હીન છે તથા જ્ઞાન પણ હીન છે માત્ર ગછની લાજે શીદ્ધાંત ભણે વાંચે છે વ્રત પચખાણ કરે છે તે પણ દ્રવ્ય નીક્ષેપો જાણવો એમ શ્રી અનુજોગ દ્વાર સુત્રમાં કહ્યુ છે ઇમે સમણ ગુણ મુક્ક, ચોગી છકાય નિરણુ કંપા હયાઇવ ઉદ્દામા. ગયાઇવ નીરંકુસા૦ ઘઠામઠા તુપ્પોઠા૦ પંડુરયા ઉરણા જીણાણં૦ આણાએસછંદા૦ વીહરીઉઓણ ઉભ ઉકાલં આવસ્સગસ્સ ઉવઠંતીતં૦ લોગુતરિયં દવ્વાવસ્સયં૦ અર્થ,—જેને છકાયની દયા નથી ઘોડાનીપેરે ઉન્મદ છે હાથીનીપેરે નીરંકુસ છે પોતાના શરીરને ઘોવતા મસળતા ઉજળે કપડે સીણગાર કરી ગછના મત્વ ભાવે માચતા સ્વેછાચારી વીતરાગની આજ્ઞા ભાંજતા જે તપ ક્રીયા કરે છે તે પણ દ્રવ્ય નીક્ષેપામાં છે, અથવા જ્યોતીષ વૈદક કરે છે અને પોતાને આચાર્ય ઉપાધ્યાય કેહેવરાવીને લોક પાસે મહીમા કરાવે છે તે તાંબાના ખોટા રૂપૈયા જેવા છે, તથા ઘણા ભવ ભમશે માટે અવંદનીક છે એ શાખ્ય

શ્રી ઉતરાધ્યેન સુત્ર માંહે શ્રી અનાથી મુનીના અધ્યેનથી જાણવી અને સુત્રના અર્થ ગુરૂ મુખે શીખ્યા વીના નીશ્ચય આત્માનુ સ્વરૂપ ઓળખ્યા વિના નીર્યુક્તિ વિના ઉપદેશ આપે છે, તે પોતે તો સંસારમાં બુડ્યા છે પણ તેમની પાસે બેસે છે તથા તેમનુ સાંભળે છે તેવોને પણ સંસારરૂપી સમુદ્રમાં બુડાવે છે, એમ પ્રશ્ન વ્યાકરણ સુત્ર તથા શ્રી અનુજોગદ્વાર સુત્રમાં કહ્યુ છે, તથા ભગવતીજી સુત્રમાં પણ કહ્યું છે અને કેટલાક એમ કહે છે જે અમે સુત્ર ઉપર અર્થ કરીએ છીએ તો નીરયુક્તિ તથા ટીકા પ્રમુખનો સ્યો કામ છે એમ બોલનારા પણ મુખાવાદી છે કેમકે શ્રી પ્રશ્ન વ્યાકરણમાં કહ્યું છે "વયણ તિયંલીંગતિ" ઇત્યાદીક જાણ્યા વીના અને નય નીક્ષેપ જાણ્યા વિના જે ઉપદેશ આપે તે મૃખાવાદ છે એમ અનેક સુત્રમાં કહ્યું છે, માટે બહુ શ્રુત પાસે ઉપદેશ સાંભળવો, શ્રી ઉતરાધ્યેન સુત્ર મધ્યે બહુ શ્રુતને મેરૂની તથા સમુદ્રની અને કલ્પવૃક્ષાદી સોળ ઓપમા દીધી છે, એ દ્રવ્ય નીક્ષેપો કહ્યો.

૪ હવે ચોથો ભાવ નીક્ષેપો કહેછે જે નામ, સ્થાપના, અને દ્રવ્ય એ ત્રણ નીક્ષેપા તે, એક ભાવ નીક્ષેપા વિના અશુધ્ધ છે, જે નામ તથા આકાર લક્ષણ ગુણ સહીત વસ્તુ તે ભાવ નીક્ષેપો જાણવો, ઉવઉગો ભાવ ઇતી વચનાત, એટલે પુજા, દાન, શીલ, તપ, ક્રીયા, જ્ઞાન, એ સર્વ ભાવ નીક્ષેપે સહીત લાભનુ કારણ છે, ઇહાં કોઇ કહેશે જે મનના પરીણામ દ્રઢ કરીને જે કરીએ તેને ભાવ કહીએ એમ કહે છે તે જુઠા છે, એવુ તો સુખની વાંછાયે મીથ્યાત્વી પણ ઘણા કરે છે તે ગણવુ નહી ઇહાં સુત્રની સાખે વીતરાગની આજ્ઞા હેય ઉપાદેયની પરીક્ષા કરી અજીવ તત્વ તથા આશ્રવ તત્વ અને બંધ તત્વ ઉપર હેય કહેતાં ત્યાગ ભાવ તથા જીવના સ્વગુણ જે સંવર નીઝરા તથા મોક્ષ તત્વ ઉપર ઉપાદેય પરીણામ તે ભાવ કહીયે એટલે રૂપી ગુણ તે દ્રવ્ય નીક્ષેપ છે અને અરૂપી ગુણ તે ભાવ નીક્ષેપ છે, એટલે મન વચન કાયા લેસ્યાદીક સર્વ દ્રવ્ય નીક્ષેપમાં છે અને જ્ઞાન દર્શન ચારીત વીર્ય ધ્યાન પ્રમુખ સર્વ ગુણ ભાવ નીક્ષેપમાં છે એ ભાવ નીક્ષેપો તે નામ સ્થાપના દ્રવ્ય સહીત હોય એ ચાર નીક્ષેપા કહ્યા.

હવે ચાર નીક્ષેપા પદાર્થ ઉપર લગાડી દેખાડે છે નામ જીવ તે ચેતના અથવા માચાને એક વાણને જીવ કહી બોલાવે છે તે નામ નીક્ષેપે જીવ મુરતી પ્રમુખ સ્થાપીએ તે સ્થાપના જીવ એકેંદ્રીથી પંચેંદ્રી પર્યંત સર્વ જીવ છે

પણ ઉપયોગ મીલે નહીં તે દ્રવ્ય જીવ અને મુરતીમાં જીવ સ્વરૂપ ઓલખી સમકીતના ઉપયોગમાં છે તે ભાવ જીવ એમ ધર્માસ્તીકાયાદીક દ્રવ્યમાં પણ જાણવો નામથી ધર્માસ્તીકાય કહી બોલાવવો તે નામ ધર્માસ્તીકાય અને ધર્માસ્તીકાય એહવા અક્ષર લખવા અથવા દ્રષ્ટાંત કારણે કાંઇક વસ્તુ સ્થાપવી તે સ્થાપના ધર્માસ્તીકાય તથા ધર્માસ્તીકાય જે અસંખ્યાત પ્રદેશી ધર્મ દ્રવ્ય છે તે દ્રવ્ય ધર્માસ્તીકાય એમ ધર્માસ્તીકાયને જેવારે ચલણ સહાય ગુણની અપેક્ષા સહીત ઓળખીએ તે ભાવ ધર્માસ્તીકાય.

કોઇનો સાધુ એહવો નામ છે તે નામ સાધુ અને સ્થાપના કરીએ તે સ્થાપના સાધુ તથા જે પંચમહાવ્રત પાળે ક્રીયા અનુષ્ટાન કરે સુજતો આહાર લીયે પણ જ્ઞાન ધ્યાનનો જેવો ઉપયોગ જોઇએ તેવો ઉપયોગ ન હોય તે દ્રવ્ય સાધુ તથા જે ભાવ સંવર મોક્ષનો સાધક થઇ ભાવ સાધુની કરણી કરે તે ભાવ નીક્ષેપે સાધુ કહીયે.

કોઇકનો અરીહંત એહવો નામ છે તે નામ અરીહંત અને અરીહંત ની સ્થાપના તે સ્થાપના અરીહંત અને જેટલે સુધી છદ્મસ્થ અવસ્થા તે દ્રવ્ય અરીહંત અને કેવળજ્ઞાન પામ્યા પછે લોકાલોકના ભાવ જાણે (દેખે) તે ભાવ અરીહંત એમ શીધમાં પણ કહેવા.

કોઇ જીવનો જ્ઞાન એહવુ નામ અથવા ભાવે અજીવનો નામ તે નામ જ્ઞાન તથા જે જ્ઞાન પુસ્તકમાં લખ્યુ છે તે સ્થાપના જ્ઞાન અને જે ઉપયોગ વીના શીધાંતનો ભાણવો તથા અન્ય મતીનાં સર્વ શાસ્ત્ર ભાણવાં તથા જ્ઞાસરીરાદીક તે સર્વ દ્રવ્ય જ્ઞાન અને જે નવ તત્વનુ સમ્યક સહીત જાણવુ તે ભાવ જ્ઞાન.

તથા કોઇકનો તપ એહવું નામ તે નામ તપ, તથા પુસ્તકમાં તપની વીધીનુ લખન તે સ્થાપન તપ, અને પુન્યરૂપ માસ ખમાણદીક કરવુ તે દ્રવ્ય તપ, તથા જે પરવસ્તુ ઉપર ત્યાગનો પરીણામ તે ભાવ તપ, એ સંવરાદીસર્વમાં ચાર ચાર નીક્ષેપા જાણવા, તથા શ્રી અનુજોગદ્વારમાં કહયો છે. જચ્છંયજં જાણીજા નીખેવંનિખેવે નિરવસેસં; જછવીયન જાણીજા, ચોકયંનિખવેતછ, ॥ ૧ ॥ એ ચાર નીક્ષેપા કહ્યા. એટલે શબ્દ નય કહયો.

હવે છઠો સમભીરૂઢ નય કહે "જે વસ્તુના કેટલાક ગુણ પ્રગટયા છે અને કેટલાક ગુણ પ્રગટયા નથી પણ અવસ્ય પ્રગટશે એહવી વસ્તુને વસ્તુ કહે તે વસ્તુનાં નામતંર એક કરી જાણે જેમ જીવ, ચેતન તથા આતમા એનો એક અર્થ કહે તે સંભીરૂઢ નય કહીએ; એ નય એક અંસ ઉછી વ-

સ્તુને પુરેપુરી કહે જેમ તેરમા ગુણઠાણે કેવળી હોય તેને સીધ કહે, એ નયના ભેદ બીલકુલ નથી એ સંભીરૂઢ નય કહયો.

૭ હવે સાતમો એવંભુત નય કહે છે "જે વસ્તુ પોતાના ગુણે સંપુર્ણ છે, અને પોતાની ક્રીયા કરે છે, તેને તે વસ્તુ કહી બોલાવે; જેમ મોક્ષ સ્થાનકે જે જીવ પહોતો તેને શીધ કહે જેમ પાણીથી ભરેલો સ્રીના માથા ઉપર આવતો જળ ધરણ ક્રીયા કરતો તેને ઘડો કહે એ એવંભુત નય કહો.

હવે સાત નયના દ્રષ્ટાંત શ્રી અનુજોગદ્વાર સુત્રથી લખીએ છીએ જેમ કોઇ પુરૂષે કોઇક બીજા પુરૂષને પુછયું જે તમે કીહાં વસો છો; તેવારે તે પુરૂષે કહ્યુ હું લોકમાં વસુ છુ, તેવારે અશુધ નૈગમવાળે પુછયું જે લોકના ત્રણ ભેદ છે ૧ અધો લોક, ૨ ત્રીછા લોક, ૩ ઉર્ધ્વ લોક તેમાં તુ કીહાં રહે છે. તેવારે શુધ નૈગમે કહ્યું જે ત્રીછા લોકમાં રહુ છુ વળી પુછયું જે ત્રીછા લોકમાં અસંખ્યાતા દ્વીપ સમુદ્ર છે તેમાં તુ કીયા દ્વીપમાં રહે છે તેવારે વીશુધ નૈગમે કહ્યું જે જંબુદ્વીમમાં રહુ છુ, તે જંબુદ્વીપમાં ખેત્ર ઘણાં છે તેમાં તુ કીયા ખેત્રમાં રહે છે તેવારે અતી શુધ નૈગમ બોલ્યો જે ભરત ખેત્રમાં રહુ છુ તે ભરત ખેત્રના છ ખંડ છે તે માંહેલા કીયા ખંડમાં રહે છે, તેવારે કહ્યું જે મધ્ય ખંડમાં રહુ છુ એમ ક્રમે પુછતાં છેલે કહ્યુ જે આપણા દેશમાં રહુ છુ. તેવારે ફરી પુછયું જે દેશમાં તો નગર ગામ ઘણાં છે તો તુ કીહાં રહે છે, તેવારે કહ્યું જે હુ અમુક ગામમાં રહુ છુ તે ગામમાં અમુક પાડો તથા અમુક ઘર બતાવ્યો તીહાં સુધી નૈગમ નય જાણવો.

અને સંગ્રહ નયવાળો બોલ્યો જે માહારા પોતાના શરીરમાં વસુ છુ, તથા વ્યવહાર નયવાળો બોલ્યો જે સંથારે બેઠો છુ તેટલાજ બીછાનામાં રહુ છુ, અને રૂજુ સુત્ર નયવાળો કહે જે માહારા આતમાના અસંખ્યાત પ્રદેશમાં રહુ છુ, વળી શબ્દ નયવાળો કહે જે માહારા સ્વભાવમાં રહુ છુ તેમજ સમભીરૂઢ નયવાળો કહે જે હુ માહારા ગુણમાં રહુ છુ અને એવંભુત નયવાદી કહે જે જ્ઞાન દરશન ગુણમાં વસુ છુ એ દ્રષ્ટાંત કહયો તેમ સર્વ વસ્તુમાં કહેવું.

તથા કોઇકે પ્રદેશ માત્ર ખેત્ર અંગીકાર કરી પુછયુ જે એ પ્રદેસ કીયા દ્રવ્યના છે તેવારે નૈગમ નય બોલ્યો જે છ દ્રવ્યના પ્રદેશ છે કેમકે એક આકાશ પ્રદેશ. મધ્યે છ દ્રવ્ય ભેળા છે, તેવારે સંગ્રહ નય બોલ્યો જે કાળ દ્રવ્યતો અપ્રદેશી છે તે માટે સર્વ લોકમાં એક સમય સરીખો છે પણ તે એ

ક આકાશ દરવ્યના પ્રદેશમાં જુદા નથી માટે કાળ વીના પાંચ દરવ્યનો પ્રદેશ છે તેવારે વ્યવહાર નય બોલ્યો કે જે દરવ્ય મુખ્ય દેખાય છે તેહનો પ્રદેશ છે તેવારે રૂજુ સુત્ર નય બોલ્યો કે જે દરવ્યનો ઉપયોગ દઈ પુછીએ, તે દરવ્યનો પ્રદેશ છે જો ધર્માસ્તીકાયનો ઉપયોગ દઇ પુછીએ તો ધર્માસ્તીકાયનો પ્રદેશ છે જો અધર્માસ્તીકાયનો ઉપયોગ દઇને પુછીએ તો અધર્માસ્તીકાયનો પ્રદેશ છે તેવારે સબ્દ નય બોલ્યો જે દરવ્યનો નામ લઇ પુછીએ તે દરવ્યનો પ્રદેશ છે; હવે સંભીરૂઢ નય બોલ્યો જે એક આકાશ પ્રદેશ મધે ધર્માસ્તીકાયનો એક પ્રદેશ છે, અને જીવના અનંતા પ્રદેશ છે, પુદગળના પણ અનંતા પ્રદેશ છે; તેવારે એવંભુત નય બોલ્યો કે પ્રદેશને જે દરવ્યની ક્રીયા ગુણ પરજાય અંગીકાર કરી દેખીએ તે સમય તે પ્રદેશ દરવ્યનો ગણીએ, એ પ્રદેશમાં સાત નય કહ્યા.

હવે જીવમાં સાત નય કહે છે પ્રથમ નૈગમ નય નીમીતે જે ગુણ પર્યાયવંત શરીર સહીત તે જીવ એટલે શરીરમાં જે બીજા પુદગળ તથા ધર્માસ્તીકાયાદીક દરવ્ય છે તે સર્વ જીવમાંજ ગણ્યા, તેવારે સંગ્રહ નય બોલ્યો જે અસંખ્યાત પ્રદેશી તે જીવ એટલે એક આકાશના પ્રદેશ ટળ્યા બીજા સર્વ જીવમાં ગણાણા, તેવારે વ્યવહાર નય બોલ્યો જે વીષય લેઇ કામ વાત સંભારે તે જીવ ઇહાં ધર્માસ્તી અધર્માસ્તીકાય આકાસ તથા બીજા પુદગળ સર્વ ટલ્યા પણ પંચેદ્રી તથા મન અને લેશ્યા એ પુદગળ છે તે જીવમાં ગણાણા કારણ કે વીષયાદીક તો ઇંદરીયો છે તે જીવથી ન્યારા છે પણ ઇહાં વ્યવહાર નય મતે જીવ ભેળા લીધા છે તેવારે રૂજુ સુત્ર નય બોલ્યો જે ઉપયોગવંત તે જીવ ઇહાં ઇંદ્રીયાદીક સર્વ ટલ્યા પણ જ્ઞાન તથા જ્ઞાનના ભેદ ટલ્યા નહી હવે શબ્દ નય બોલ્યો જે નામ જીવ સ્થાપના જીવ દરવ્ય જીવ ભાવ જીવ ઇહાં જીવમાં ગુણ નીરગુણનો ભેદ પડયો નહી તેવારે સમભીરૂઢ નય બોલ્યો. જે જ્ઞાનાદી ગુણવંત તે જીવ તેવારે મતી જ્ઞાન સુત જ્ઞાન ઇત્યાદીક સાધક અવસ્થાના ગુણ તે સર્વ જીવ સ્વરૂપમાં આવ્યા એહવે એહવે એવંભુત નય બોલ્યો, જે અનંત જ્ઞાન દર્શન ચારીત્ર સુખ સતાવંત તે જીવ એ નયે જે શીધ્ધ અવસ્થામાં ગુણ હતા તેજ ગ્રહ્યા, એ સાત નયે જીવ દરવ્ય કહ્યો.

હવે સાત નયે ધર્મ કહે છે નૈગમ નય બોલ્યો જે સર્વ ધર્મ છે કેમકે સર્વ પ્રાણી ધરમને ચાહાય છે એ નય અંશરૂપ ધર્મને ધર્મ એહવુ નામ

કહે, હવે સંગ્રહ નય બોલ્યો જે વડેરાએ આદરયો તે ધર્મ એણે અના-ચાર છોડયો પણ કુળાચારને ધર્મ કહ્યુ હવે વ્યવહાર નય બોલ્યો જે સુખનુ કારણ તે ધર્મ. એણે પુન્ય કરણીને ધર્મ કરી માન્યો તથા રૂજુસુત્ર નયમતે જે ઉપયોગ સહીત વેરાગરૂપ પરીણામ તે ધર્મ કહીએ, એ નયમાં યથા પ્રવૃતી કરણના પરીણામ પ્રમુખ સર્વ ધરમમાં ગણ્યા તે મીથ્યાત્વીને પણ હોય હવે શબ્દ નય બોલ્યો જે ધરમનુ મુળ સમકીત છે, માટે સમકીત તેજ ધરમ, તેવારે સંભીરૂઢ નય બોલ્યો જે જીવ અજીવ નવ તત્વ તથા છ દ્રવ્યને ઓળખીને જીવ સતાધ્યાવે અજીવનો ત્યાગ કરે એહવો જ્ઞાન દર્શન ચારીત્રનો શુધ નીશ્ચય પરીણામ તે ધરમ, એ નયે સાધક સીધના પરીણામ તે ધરમપણે લીધા; હવે એવંભુત નય બોલ્યો જે શુકળધ્યાન રૂપાતીતના પરીણામ ક્ષયક શ્રેણી કરમ ક્ષયનાં કારણ તે ધરમ, જે જીવનો મુળ સ્વભાવ તે વસ્તુ ધરમ જે મોક્ષરૂપ કાર્ય ને કરે તે ધરમ, એ સાત નયે ધરમ કહ્યો.

હવે સાત નયે શીદ્ધપણો કહે છે, નેગમ નયને મતે સર્વ જીવ શીધ છે કેમકે સર્વ જીવના આઠ રૂચક પ્રદેશ શીધ સમાન નીરમળ છે, માટે સંગ્રહ નય કહે જે સર્વ જીવની સતા શીધ સમાન છે એણે પર્યાયાર્થીક નય કરી કરમ સહીત અવસ્થા તે ટાળીને દરવ્યાર્થીક નયે કરી અવસ્થા અંગીકાર કરી; તેવારે વ્યવહાર નય બોલ્યો જે વિધા લબ્ધી પ્રમુખ ગુણે કરી શીધ થયો તે શીધ, એ નયે બાહ્ય તપ પ્રમુખ અંગીકાર કરયો; હવે રૂજુસુત્ર નય બોલ્યો કે જેણે પોતાના આતમાની શીધપણાની સત્તા ઓળખી અને ધ્યાનનો ઉપયોગ પણ તેજ વરતે છે તે સમયે તે જીવ શીધ જાણવો, એ નયે સમકીતી જીવ શીધ સમાન છે એમ કહ્યું. હવે શબ્દ નય બોલ્યો જે, શુદ્ધ સુકળધ્યાન પરીણામ નામાદીક નીક્ષેપે તે શીદ્ધ, તેવારે સંભીરૂઢ નય બોલ્યો જે કેવળજ્ઞાન કેવળ દર્શન યથાખ્યાત ચારીત્ર એ ગુણે સહીત તે શીધ જાણવા, એ નયે તેરમા ચઉદમા ગુણઠાણાના કેવળીને શીધ કહ્યા અને એવંભુત નય કહે છે કે જેનાં સકળ કરમ ક્ષય થયાં લોકાલોકને વિષે બીરાજમાન અષ્ટ ગુણ સંપન તે શીધ જાણવા. એ રીતે શીધપદ સાત નય કહ્યા એ સાત નય મીલ્યા સમકીતી છે અને જે એક નયને ગ્રહણ કરે તે મીથ્યાત્વી છે એ સાત નય શીધ તે વચન પ્રમાણ છે, અને એ સાત નયમાં કોઇ પણ નયને ઉથાપે તેનુ વચન અપ્રમાણ છે.

હવે પ્રમાણનો વિચાર કહે છે પ્રમાણના બે ભેદ છે એક પ્રત્યક્ષ પ્ર-

માણ બીજુ પરોક્ષ પ્રમાણ તેમાં જે જીવ પોતાના ઉપયોગથી દરવ્યને જા-ણે તે પ્રત્યક્ષ પ્રમાણ કહીયે જેમ કેવળી જીવ દરવ્ય પ્રતક્ષ પ્રમાણે જાણે તથા દખે તે માટે કેવળજ્ઞાન તે સર્વથી પ્રત્યક્ષ જ્ઞાન છે, અને મન પરજવ જ્ઞાન તે મનોવર્ગણા પ્રત્યક્ષ જાણે તથા અવધીજ્ઞાન તે પુદગળ દરવ્યને પ્રત્યક્ષ જાણે માટે એ બે જ્ઞાન દેશ પ્રત્યક્ષ છે, બીજુ છદ્મસ્થ જ્ઞાન તે સર્વ પરોક્ષ પ્રમાણ છે.

હવે પરોક્ષ પ્રમાણ કહે છે મતી જ્ઞાન અને સુત જ્ઞાનનો ઉપયોગ પરોક્ષ પ્રમાણ છે કેમકે જે શાસ્ત્રના બળથી જાણે તે પરોક્ષ પ્રમાણ કહીએ. તે પરોક્ષ પ્રમાણના ત્રણ ભેદ છે. ૧ અનુમાન પ્રમાણ, ૨ આગમ પ્રમાણ, ૩ ઉપમમાન પ્રમાણ, તેમાં અનુમાન એટલે કોઇ સહી નાણ દખીને જે જ્ઞાન થાય જેમ ધુમાડો દખીને અગ્નીનુ અનુમાન થાય અને આગમ એટલે સાસ્રની સાખથી જે વાત જાણીયે જેમ દેવલોક તથા નારકી નીગોદ વિગરેનો વિચાર આગમથી જાણીયે છીએ તે આગમ પ્રમાણ અને કોઇક વસ્તુનો દ્રષ્ટાંત આપીને વસ્તુ ઓળખાવવી તે ઉપમાન પ્રમાણ જાણવો. એ પ્રમાણ કહ્યા, હવે સત અસત પક્ષથી સપ્ત ભંગી કહે છે.

૧ સ્યાત કહેતાં અનેકાંતપણે સર્વ અપેક્ષા લેઇ જીવ દરવ્યમાં આપણો દરવ્ય આપણો ખેત્ર આપણો કાળ આપણો ભાવ એમ આપણે ગુણ પર્યાયે જીવ છે તેમ સર્વ દરવ્ય આપણે ગુણ પર્યાયે છે તે સ્યાત અસ્તી નામા પેહેલો ભાંગો થયો.

૨ જીવમાં બીજા પાંચ દરવ્યના ૧ દરવ્ય, ૨ ખેત્ર, ૩ કાળ, ૪ ભાવ, તે પર દરવ્યના ગુણ પરજાય જીવમાં નથી; એટલે પરદરવ્યના ગુણનો નાસ્તીપણો સર્વ દરવ્યમાં છે એ સ્યાદ નાસ્તી બીજો ભાંગો;

૩ દરવ્ય સ્વગુણે અસ્તી અને પરગુણે નાસ્તી એ બે ભાંગા એક સમયે દરવ્યમાં છે જેમ સમય શુધ સ્વગુણની આસ્તી છે તેજ સમયે પરગુણની પણ નાસ્તી છે માટે અસ્તી નાસ્તી એ બેહુ ભાંગા ભેળા છે તે સ્યાત અસ્તી નાસ્તી ત્રીજો ભાંગો થયો.

૪ અસ્તી અને નાસ્તી એ બેહુ ભાંગા એક સમયમાં છે તો વચને કરી અસ્તી એટલો બોલતાં અસંખ્યાતા સમય લાગે તેથી નાસ્તી ભાંગો તેજ વખતે કહેવાણો નહી. અને જો નાસ્તી ભાંગો કહ્યો છો અસ્તીપણો નાવ્યો માટે એમજ આસ્તી કહેતાં થકાં નાસ્તીપણો તેજ સમયે દરવ્યમાં છે તે નહી

કેહેવાણો માટે મૃખાવાદ લાગે તેમજં નાસ્તી કહેતાં અસ્તીનો મૃખાવાદ લાગે માટે વચને અગોચર છે, એક સમયમાં બેહુ વચન બાલ્યા જાય નહી કેમકે એક અક્ષર બોલતાં અસંખ્યાતા સમય લાગે છે માટે વચનથી અગોચર છે; તે સ્યાત અવ્યક્ત વ્ય એ ચોથો ભાંગો કહ્યો.

પ તે અવ્યક્તવ્ય પણો વસ્તુમાં અસ્તી ધર્મના પણ છે માટે સ્યાત અસ્તી અવ્યક્ત વ્ય પાંચમો ભાંગો કહ્યો; તેમજ નાસ્તી ધર્મના પણ અવ્યક્ત વ્ય પણો વસ્તુ મધ્યે છે માટે સ્યાત નાસ્તી અવ્યક્તવ્ય છઠો ભાંગો જાણવો તે અસ્તી પણો તથા નાસ્તી પણો બેહુ ધર્મ એક સમયે વસ્તુ મધ્યે છે. પણ વચથી અવ્યક્ત વ્ય છે માટે સ્યાત અસ્તીના સ્તીયુંગ પત અવ્યક્તંય એ સાતમો ભાંગો કહ્યો.

હવે એ શાત ભાંગા નીત્ય તથા અનીત્ય પણામાં લગાડે છે, ૧ શ્યાત નીત્યં, ૨ શ્યાત અનીત્યં, ૩ શ્યાત નીત્યા નીત્યં, ૪ શ્યાત અવ્યક્ત વ્યં, ૫ શ્યાત નીત્ય અવક્તવ્યં, ૬ શ્યાત અનીત્ય વ્યકતવ્યં, ૭ નીત્યાનીત્ય યુગપત અવ્યકતવ્યં એમજ એક અનેકના શાત ભાંગા કહેવા, તથા ગુણ પર્યાયમાં પણ કહેવા કેમકે શીધ મધે નય નથી તો પણ સપ્ત ભંગી તો શીધમાં છે.

હવે સતા ઓળખવાને ત્રીભંગીયો કહે છે ૧ મીથ્યાત્વ દશા તે બાધક દશા, ૨ સમકેત ગુણઠાણાથી માંડીને અયોગી કેવળી ગુણઠાણા સુધી સાધક દશા જાણવી, ૩ સર્વ કરમથી રહીત તે શીદ્ધ દશા, ૧ જ્ઞાનનો જાણપણો તે જીવનો ગુણ, ૨ તેનો જ્ઞાતા તે જીવ, ૩ જ્ઞેય તે સર્વ દ્રવ્ય, ૧ ધ્યાન તે જીવના સ્વરૂપનો, ૨ તે ધ્યાનનો ધ્યાતા જીવ, ૩ ધ્યેય આત્માનો સ્વરૂપ. ૧ કર્તા તે જીવ, ૨ કરમ તે એક મોક્ષ બીજો બંધ, ૩ ક્રીયા તે એક સંવર બીજી આશ્રવ. ૧ કરમ તે ચેતનાને કરમ બધના પરીણામ, ૨ કરમનુ ફળ તે ચેતનાને જે કરમ ઉદયના પરીણામ ૩ જ્ઞાન ચેતના તે જીવનો સ્વગુણ તે આત્માના ત્રણ ભેદ છે. ૧ અજ્ઞાનાની જીવ, શરીરાદીક પરવસ્તુને આત્મા બુધીએ કરી માને તે પેહેલો બહીર આત્મા, ૨ જે દેહ સહીત જીવ છે તે પણ નીશ્ચે સતા ગુણ શીધ સમાન છે એટલે પોતાના જીવને શીધ સમાન કરી ધ્યાવે તે બીજો અંતર આત્મા જાણવો; ૩ કરમ ખપાવી કેવળ જ્ઞાન પામ્યા તે અરીહંત તથા શીદ્ધ સર્વ પરમાત્મા જાણવા એ ત્રીભંગીના વિચાર કહ્યો. એટલે આઠ પક્ષના વિચાર કહ્યો,

હવે એક દ્રવ્ય મધે ૭ સામાન્ય ગુણ છે તે કહે છે પેહેલો અસ્તીત ત્વ તે જે છ દ્રવ્ય આપણા ગુણ પરજાય પ્રદેશે કરી અસ્તી છે તેમાં ધરમ અધરમ આકાશ અને જીવ એ ચાર દ્રવ્યનો અસંખ્યાતા પ્રદેશ મીલ્યા ખંધ થાય છે અને પુદગળમાં ખંધ થવાની શક્તિ છે માટે એ પાંચ દ્રવ્ય અસ્તીકાય છે અને છઠો કાળ દ્રવ્યનો સમય કોઇ કોઇથી મીલતો નથી કેમકે એક સમય વીણસ્યા પછે બીજો સમય આવે છે માટે કાળ અસ્તીકાય નથી, એ દ્રવ્યમાં અસ્તીતપણો કહયો.

૨ વસ્તુત્વ કહેતાં વસ્તુપણો કહે છે તે દ્રવ્ય છએ એકઠા એક ખેત્ર મધ્યે રહ્યા છે એક આકાશ પ્રદેશમાં ધર્માસ્તીકાયનો એક પ્રદેશ રહયો છે તથા અધરમાસ્તીકાયનો પણ એક પ્રદેશ રહયો છે અને જીવ અનંતાના અનંતા પ્રદેશ રહયા છે પુદગળ પરમાણુ અનંતા રહયા છે તે સર્વ પોત પોતાની સતા લીધા થકા રહયા છે પણ કોઇ દ્રવ્ય કોઇ સાથે મીલી જાતો નથી તે વસ્તુપણો;

૩ દ્રવ્ય તત્વ કહેતાં દ્રવ્યપણો તે સર્વ દ્રવ્ય પોત પોતાની ક્રીયા કરે એટલે ધર્માસ્તીકાયમાં ચલણ ગુણ તે સર્વ પ્રદેશ મધે છે સદાકાળે પુદગળ તથા જીવને ચલાવવા રૂપ ક્રીયા કરે છે ઇહાં કોઇ પુછે જે લોકાંતીક શીદ્ધ ખેત્રમાં ધર્માસ્તીકાય છે તે શીધના જીવને ચલાવપણો કરતી નથી તે કેમ, તેહને ઉતર કહે છે જે શીધના જીવ અક્રીય છે માટે ચાલતા નથી પણ તે ખેત્રમાં જે સુક્ષ્મ નીગોદના જીવ તથા પુદગળ છે તેહને ધર્માસ્તીકાય ચલાવે છે માટે પોતાની ક્રીયા કરે છે તેમજ અધર્માસ્તીકાય જીવ તથા પુદગળને સ્થીર રાખવાની ક્રીયા કરે છે તથા આકાશ દ્રવ્ય તે સર્વ દ્રવ્યને અવગાહના રૂપ કાર્ય કરે છે ઇહાં કોઇ પુછે જે અલોકાશ સમો તો બીજુ કોઇ દ્રવ્ય નથી તો અલોકાકાશ કીહા દ્રવ્યને અવગાહ દાન આપે છે તેને ઉતર કહે છે. જે અલોકાકાશમાં અવગાહ કરવાની શક્તિ તો લોકાકાશ જેવીજ છે પરંતુ તીહાં અવગાહનો દાન લેનાર કોઈ દ્રવ્ય નથી માટે અવગાહ દાન કરતો નથી અને પુદગળ દ્રવ્ય મીલવા વીખરવા રૂપ ક્રીયા કરે છે તથા કાળ દ્રવ્ય વર્તનારૂપ ક્રીયા કરે છે અને જીવ દ્રવ્ય જ્ઞાન લક્ષણ ઉપયોગરૂપ ક્રીયા કરે છે એમ સર્વ દ્રવ્ય પોત પોતાને પરીણામી સ્વસતાની ક્રીયા કરે છે એ દ્રવ્યત્વપણો કહયો.

૪ પ્રમેયત્વ કહેતાં પ્રમેયપણો જે ૭ દ્રવ્યમાં પ્રમેયપણો છે તેનો પ્રમાણ

કેવળી પોતાના જ્ઞાનથી કહે છે જે ધર્માસ્તીકાય તથા અધર્માસ્તીકાય અને આ કાસ્તીકાય એકેક દ્રવ્ય છે અને જીવ દ્રવ્ય અનંતા છે તેહની ગણુતી કહે છે સંજ્ઞી મનુષ્ય સંખ્યાતા છે અસંજ્ઞી મનુષ્ય અસંખ્યાતા છે, નારકી અસં-ખ્યાત છે, દેવતા અસંખ્યાતા છે તીર્યંચ પંચેદ્રી અસંખ્યાતા છે; બેરંદ્રી અ-સંખ્યાતા છે, તેરંદ્રી અસંખ્યાતા છે; ચોરંદ્રી અસંખ્યાતા છે, તેથી. પૃથ્વીકાય અસંખ્યાતછે અપકાય અસંખ્યાતા; તેઉકાય અસંખ્યાતા, વાઉકાય અસંખ્યાતા પ્રત્યેક વનસ્પતી જીવ અસંખ્યાત, તે થકી શીધના જીવ અનંતા તે થકીબાદર નીગોદના જીવ અનંત ગુણુ એટલે બાદર નીગોદ તે કંદમુળ, આદું સુરણ રતાળુ પ્રમુખ એહને સુઇના અગ્ર ભાગે અનંતા જીવ છે તે શીધના જીવથી અનંત ગુણા છે, અને સુક્ષ્મ નીગોદ સર્વથી અનંત ગુણા છે તે સુક્ષ્મ ની-ગોદના વિચાર કહે છે, જેટલા લોકાકાશના પ્રદેશ છે તેટલા ગોળા છે તે એ ક એક ગોળામાં અસંખ્યાતા નીગોદ છે, નીગોદ શબ્દનો અર્થ એ છે જે અ નંતા જીવનો પીડ ભુત એક શરીર એટલે એક શરીરમાં અનંતા જીવ એવો એક પીંડ તે નીગોદ કહીએ તે અકેકી નગોદ મધે અનંતા જીવ છે તે અ તીત કાળના સર્વ સમય તથા અનાગત કાળના સર્વ સમય અને વર્તમાન કાળનો એક સમય તેને ભેળા કરી અનંત ગુણુ કરી એ એટલા એક નીગોદમાં જી વ છે એટલે અનંતા જીવ છે એ સંસારી જીવ એકેકાના અસંખ્યાત પ્રદેશ છે અને અકેકા પ્રદેશે અનંતી કર્મ વર્ગણા લાગી છે તે એકેક વર્ગણા મધ્યે અનંતા પુદગળ પરમાણુ છે એમ અનંતા પરમાણુ જીવ સાથે લાગ્યા છે તે થકી અનંતા પુદગળ પરમાણુ જીવથી રહીત છુટા છે.

ગાથા.

**गोलाय असंखिजाअ संखनिगोय उहवइगोलो ॥**

**इकिकमिनिगोए अनंत जीवामुणेयवा ॥ १ ॥**

અર્થ—લોક માહે અસંખ્યાતા ગોળા છે એકેકા ગોળા મધ્યે અસંખ્યા તી નીગોદ છે એકેક નીગોદમાં અનંતા જીવ છે.

**गाथा ॥ सत्तरस समाहिया ॥ किरइगाणु पाणमीहुंति खुडभवा ॥ सगत्तिस सयत्तिहुतर ॥ पाणु पुणइग मुहुतंमि ॥ २ ॥**

અર્થ—નીગોદીયા જીવ તે મનુષ્યના એક શ્વાસો શ્વાસમાં સતરભવ જા જેરા કરે છે અને સડત્રીસ સો તિહુતેર શ્વાસો શ્વાસ એક મહુર્તમાં થાય અને નીગોદના જીવ એક મહુર્તમાં ૬૫૫૩૬ ભવ કરે અને નીગોદનો એક ભવ ૨૫૬ આવલીનો છે ક્ષુલક ભવનો એ પ્રમાણ છે.

નીગોદમાં અનંતા જીવ એહવા છે જે જીવત્રસપણો પેહેલા કીવારે પામ્યા નથી અનંતો કાળ પુર્વે ગયો અને અનંતો કાળ જાશે પણ તે જીવ વારંવાર તીહાંજ ઉપજે છે અને તીહાંજ ચવે છે એમ એક નીગોદમાં અનંતા જીવ છે. તે નીગોદના બે ભેદ છે એક વ્યવહાર રાશી નીગોદ અને બીજો અવ્યવહાર રાશી નીગોદ તેમાં જે બાદર એકેંદ્રીયપણે ભાવે ત્રશપણો પામીને પાછા નીગોદમાં જઇ પડયા છે તે નીગોદીયા જીવને વ્યવહાર રાશીયા કહીયે, અને જે જીવ કોઇ પણ કાળે નીગોદમાંથી નીકળ્યા નથી તે જીવ અવ્યવહાર રાશીયા કહીએ અને ઇહાં મનુષ્યપણાથી જેટલા જીવ કરમ ખપાવીને એક સમયમાં મોક્ષ જાય છે તેટલા જીવ તેજ સમયે અવ્યવહાર રાશી સુક્ષ્મ નીગોદમાંથી નીકળીને ઉંચા આવે છે જો દસ જીવ મોક્ષ જાય તો દસ જીવ નીકળે કોઇક વેળાએ ભવ્ય જીવ ઓછા નીકળે તો તે ઠેકાણે એક બે અભવ્ય નીકળે પણ વ્યવહાર રાશીમાં જીવ કોઇ વધે ઘટે નહી એવા નીગોદના અસંખ્યાતા લોક માંહેલા ગોળા તે છ દીશીના આવ્યા પુદગળને આહારાદીકપણે લે છે તે સકળ ગોળા કહેવાય અને લોક અંતના પ્રદેશે જે નીગોદના ગોળા રહયા છે તેને ત્રણ દીશીના આહારની ફરસના છે માટે વીકલ ગોળા કહીએ એ સુક્ષ્મ નીગોદમાં પાંચ સ્થાવરના સુક્ષ્મ જીવ તે સર્વ લોકમાં કાજળની કુપલીનીપેરે ભરયા થકા વ્યાપી રહયા છે અને સાધારણપણો તે માત્ર એક વનસ્પતીમાંજ છે પણ ચાર થાવરમાં નથી એ સુક્ષ્મ નીગોદમાં અનંતો દુઃખ છે તેનુ ઉદાહરણ કહે છે સાતમી નરકનો તેત્રીસ સાગરોપમનો આઉખો છે તે તેત્રીસ સાગરોપમના જેટલા સમય થાય તેટલા વખત સાતમી નરકમાં ઉતકૃષ્ટો તેત્રીસ સાગરોપમને આયુષે કોઇ જીવ ઉપજે તેટલા ભવમાં જેટલો છેદન ભેદન દુઃખ થાય તે સર્વ એકઠો કરીયે તેથી અનંત ગુણો દુઃખ નીગોદના જીવ એક સમયમાં ભોગવે છે— દ્રષ્ટાંત—જેમ કોઇ એક મનુષ્યને સાડાત્રણ ક્રોડ લોઢાની સુઇને અગ્નીથી તપાવીને કોઇક દેવતા સમકાળે ભોંકે અરથાત છે સુઇઓ તપાવીને શરીરમાં ગોચે તેને જે વેદના થાય તેથી અનંત ગુણી વેદના નીગોદ મધ્યે છે અને ભવ્ય જીવને

નીગોદનુ કારણ તે અજ્ઞાન દીશા છે માટે તેહનો ત્યાગ કરવો એ નીગોદનો વિચાર કહયો એ સર્વ પ્રમેયનો પ્રમાતા આત્મા પોતાના જ્ઞાન, ગુણે કરીને પ્રમેયનો પ્રમાણ કહે એ પ્રમેયત્વપણો કહયો,

૫ સત્વપણો તે છ દ્રવ્ય એક સમયમાં ઉપજે વીણસે છે અને સ્થીર પણ છે ઉત્પાદવ્યયં ધ્રુવપણો તેહીજ સતપણો ઉત્પાદ વ્યય ધ્રુવ યુકત સત, ઇતીતત્વાર્થ વચનાત, તે વીસ્તારથી કહી દેખાડે છે જે ધર્માસ્તીકાયના અસંખ્યાતા પ્રદેશ છે તીહાં એક પ્રદેશમાં અગુરૂ લઘુ અસંખ્યાતો છે અને બીજા પ્રદસમાં અનંતો અગુરૂ લઘુ છે અને ત્રીજા પ્રદેશમાં અસંખ્યાતો અગુરૂ લઘુ છે એમ અસંખ્યાતા પ્રદેશમાં અગુરૂ લઘુ પર્યાય ઘટતો વધતો રહે છે અગુરૂ લઘુ પર્યાય ચલ છે તે જે પ્રદેશમાં અસંખ્યાતો છે તે પ્રદેશમાં અનંતો થાય છે અને અનંતાને ઠેકાણે અસંખ્યાતો થાય છે એમ લોક પ્રમાણ અસંખ્યાતા પ્રદેશમાં સરીખો સમકાળે અગુરૂ લઘુ પરીજાય ફીરે છે તે જે પ્રદેશમાં અસંખ્યાતો ફીટીને અનંતો થાય છે તે પ્રદેશમાં અસંખ્યાતપણાનો વીનાશ છે અને અનંતપણાનો ઉપજવો છે અને અગુરૂ લઘુપણે ગુણ ધ્રુવ છે એમ ઉપજવો વીણસવો અને ધ્રુવ એ ત્રણે પરીણામ છે.

અધર્માશ્તીકાયમાં પણ એ ત્રણે પરીણામ અસંખ્યાત પ્રદેશે સદા સમય સમયમાં પરીણમી રહયા છે તેમાં પણ ઉપજે વીણશે અને થીર રહે છે એમ આકાશના અનંતા પ્રદેશમાં પણ એક સમયે ત્રણ પરીણામ પરીણામે છે અને જીવના અસંખ્યાતા પ્રદેશ છે તે મધ્યે પણ ઉપજે વીણશે થીર રહે તથા પુદગળ પરમાણુમાં પણ સમય સમય થાય છે અને કાળનો વર્તમાન સમય ફીટીને અતીત કાળ થાય છે તો તે સમયમાં વર્તમાનપણાનો વીનાસછે અને અતીતપણાનો ઉપજવો છે કાળપણો ધ્રુવ છે એ થુલ થકી ઉત્પાદ વ્યય ધ્રુવપણો કહ્યો અને વસ્તુગતે મુળપણો જ્ઞેયને પલટવે જ્ઞાનપણો તે ભાસનપણે પરીણમવો થાયે તે પુર્વ પરીજાયના ભાસનનો વ્યય અને અભીનવ જ્ઞેયના પરીજાય ભાસનનો ઉત્પાદ તથાં જ્ઞાનપણાનો ધ્રુવ એરીતે સર્વ ગુણના ધર્મની પ્રવૃતીરૂપ પરીજાયનો ઉત્પાદ વ્યય શ્રી શીધ ભગવંતમાં પણ થઇ રહ્યો છે એમજ ધર્માસ્તીકાયની પ્રદેશે જે ખેત્રગત અસંખ્યાતા પુદગળ તથા જીવને પેહેલો સમય ચલણ સહાઇપણો પરીણમતો હતો અને બીજે સમય અનંત પરમાણુ તથા અનંતા જીવ પ્રદેશને ચલણ સહાઇ થયો તેવારે અસંખ્યાતા ચલણ સહાયનો વ્યય અનંતા ચલણ સહાયનો ઉપજવો અને ગુણ

પણે ધ્રુવ એમ ધર્મ દ્રવ્ય મધ્યે ઉત્પાદ વ્યય થઇ રહ્યો છે તેમજ અધર્માદીક દરવ્યને વિષે પણ ભાવવુ તથા વળી કાર્ય કારણપણે ઉત્પાદ વ્યય તથા અગુરૂ લઘુના ચલણનો ઉત્પાદ વ્યય પંચાસ્તીકાર્યને વિષે કહેવુ તથા કાળ દરવ્ય તે ઉપચાર છે તેનુ સ્વરૂપ સર્વ ઉપચારથીજ કહેવુ એ રીતે સર્વ દરવ્યમાં સતપણો છે જો અગુરૂ લઘુનો ભેદ ન થાય તો પછે પ્રદેશનો માંહો માંહે ભેદ કહેવો થાય તે માટે અગુરૂ લઘુનો ભેદ સર્વમાં છે અને જેનો ઉત્પાદ વ્યયરૂપ સતપણો એક છે તે દરવ્ય એક છે તથા જેનો ઉત્પાદ વ્યયસતપણો જુદો તે દરવ્ય પણ જુદા છે એટલે સતપણો કહ્યો.

૬ અગુરૂ લઘુત્વપણો કહે છે જે દરવ્યનો અગુરૂ લઘુ પરીણાય છે તે છ પ્રકારની હાની વૃધી કરે તેમા છ પ્રકારની વૃધી છે. ૧ અનંત ભાગ વૃધી, ૨ અસંખ્યા ગુણ વૃધી, ૩ સંખ્યાત ભાગ વૃધી, ૪ સંખ્યાતા ગુણ વૃધી, ૫ અસંખ્યાતા ગુણ વૃધી, ૬ અનંત ગુણ વૃધી, હવે છ પ્રકારની હાંની કહે છે, ૧ અનંત ભાગ હાની, ૨ અસંખ્યાત ભાગ હાની, ૩ સંખ્યાત ભાગ હાની, ૪ સંખ્યાત ગુણ હાંની, ૫ અસંખ્યા ગુણ હાની, ૬ અનત ગુણ હાની, એ રીતે છ પ્રકારની વૃધી તથા છ પ્રકારની હાંની, તે સર્વ દરવ્યમાં સદા સમય સમય થઇ રહી છે; વૃધી તે ઉપજવો અને હાની તે વ્યય કહીએ, એ અગુરૂ લઘુ ગુણ પણો કહયો. નહી ગુરૂ તથા નહી લઘુ તે અગુરૂ લઘુ સ્વભાવ કહીએ એ સર્વ દ્રવ્ય મધ્યે છે તે શ્રી ભગવતીજી સુત્ર મધ્યે—સવદવા સવગુણા સવપએસા સવપજવા સવધ્વા અગુરૂ લહુ આએ, અગુરૂ લઘુ સ્વભાવને આ વરણ નથી તથા આત્મા મધ્યે જે અગુરૂ લઘુ ગુણ તે આત્માના સર્વ પ્રદેશે ક્ષાયક ભાવ થયે સર્વ ગુણ સામાન્ય પણે પરીણમે પણ અધીકા ઓછા પરીણમે નહી તે અગુરૂ લઘુ ગુણનુ પ્રવર્તન જાણવુ તે અગુરૂ લઘુ ગુણને ગોત્ર કર્મ રોકે છે એ અગુરૂ લઘુ સ્વભાવ તે સર્વ દ્રવ્યેમાં છે.

હવે ગુણની ભાવના કહે છે તીહાં જેટલા છ દ્રવ્યમાં સરીખા ગુણ છે તે સામાન્ય ગુણ કહીએ અને જે ગુણ એક દ્રવ્યમાં છે અને બીજા દ્રવ્યમાં નથી તે વીષેશ ગુણ કહીયે. જે ગુણ કોઇક દ્રવ્યમાં છે અને કોઇકમાં નથી તે સાધારણ અસાધારણ ગુણ કહીએ એમ એ છ દ્રવ્યમાં અનંત ગુણ અનંત પર્યાય અનંત સ્વભાવ શાદા શાસ્વતા છે, જેમ શ્રીકેવળી ભગવતે પ્રરૂપ્યા તે સર્વ જે રીતે છે તે રીતે સદહણા પુર્વક યથાર્થ ઉપયોગથી શ્રુત

જ્ઞાના દીકથી યથાર્થ પણે જાણવા સદહવા એ નીશ્ચે જ્ઞાન તે મોક્ષનુ કારણ છે જે જીવ જ્ઞાન પામ્યો તે જીવ વરતી કરે છે;

તે ચારીત્ર કહીએ જ્ઞાનનુ ફળ વીરતી પણા છે તે મોક્ષનુ તતકાળ કારણ છે.

હવે નીશ્ચે ચારીત્ર અને વ્યવહાર ચારીત્રનો વીચાર કહે છે, તેમાં પ્રથમ વ્યવહાર ચારીત્ર તે "જે પ્રાણાતીપાત વિરમણ પ્રમુખ પંચમાહાવરત રૂપ તે સરવ વીરતી કહીએ, અને સ્થુલ પ્રાણતીપાત વિરેમણ વરતાદીક શ્રાવકનાં બાર વરત તે દેશવિરતી ચારીત્ર જાણવું, એ વ્યવહાર ચારીત્ર સુખનુ કારણ છે, એવી કરણી રૂપ શ્રાવકનાં બાર વરત અને યતીનાં પંચ માહાવરત તે અભવ્ય જીવને આવે તેથી દેવતાની ગતી પામે પણ સકામ નીઝરાનું કારણ ન થાય. ઇહાં કોઇ પુછે કે એવી કરણી પણ મોક્ષનુ કારણ નથી તો એટલું કષ્ટ શા વાસ્તે કરીએ. તેને ઊતર એટલોજ છે જે ત્યાગ બુધી નીશ્ચે જ્ઞાન સહીત ચારીત્ર તે મોક્ષનુ કારણ છે, માટે નીશ્ચે ચારીત્ર સહીત વેવ્યહાર ચારીત્ર પાળવું. તે નીશ્ચે ચારીત્ર કહે છે, શરીર ઇંદ્રીય વીષય કસાય યોગ એ સરવ પર વસ્તુ જાણી છાંડવા, તથા અહાર તે પુદગળ વસ્તુ જાણી છાંડવો આત્મા અણહારી છે તે માટે મુજને આહાર કરવો ઘટે નહી અને અહાર પણ પુદગળ છે આત્મા અપુદગળી છે તે માટે અહારનો ત્યાગ કરવો તદરૂપ જે તપ તે નીશ્ચય ચારીત્રમાં જાણવું, ચારીત્ર કેહેતાં ચંચળતા રહીત પણુ અને સ્થીરતા પરીણામ તથા આત્મ સ્વરૂપને વીષે એકત્વપણે રમણ્ય તન્મયતા સ્વરૂપ વિશ્રાંતિ તત્વનો અનુભવ તે ચારીત્ર કહીએ તે ચારીત્રના બે ભેદ છે, "એક દેશ વિરતી, બીજુ સરવ વરતી, શ્રાવકનાં બાર વરત, તે બાર વરત નીશ્ચય તથા વ્યવહારથી કહે છે.

૧ પ્રાણાતીપાત વીરમણ વરત તે પર જીવને આપણા જીવ સરીખો જાણી સરવ જીવની રક્ષા કરે તો તે વેવ્યહાર દયા થઇ, તે વેવ્યહાર પ્રાણાતી પાત વિરમણ વરત જાણવું અને જે આપણો જીવ કર્મને વશ પડયો થકો દુખી થાય છે તે આપણા જીવને કર્મ બંધનથી મુકાવવું અને આત્મ ગુણ રક્ષા કરી ગુણની વૃધી કરવી [તે સ્વદયા) અરથાત પોતાના આત્મા ઉપર દયા; બંધ હેતુ પરણતી નીવારી સ્વરૂપ ગુણને પ્રગટ પણે કરવા જે ગુણ પ્રગટ થયો તે રાખવો, એટલે જ્ઞાન કરી મીથ્યાત્વ ટાળી આપણા જીવને નીરમલ કરે તે નીશ્ચથી પ્રાણાતીપાત એ પેહેલું વ્રત કહીએ.

૨ મરખાવાદ વિરમણ વરત કહે છે બીલકુલ જુઠું વચન બોલવું નહી તે વેહવહાર મરખાવાદ વિરમણ વરત કહીએ. અને જે પુદગળાદીક વસ્તુ જે જ્ઞાન દરસનને ચારીત્ર શિવાય સઘળી પર વસ્તુને પોતાની કહેવી તે મ્રખાવાદ વચન છે, અને જીવને અજીવ કહે તથા અજીવને જીવ કહે ઇત્યાદી અજ્ઞાન ભાવ; અરથાંત અજાણ પણું તે નીશ્ચય મ્રખાવાદ છે; અથવા સીધાંતના અરથ ખોટા કહે અગર કાળદાસ અગર ઉલટ પાલટ કરે તે સઘળું મૃખાવાદ જેણે છાંડયો તે નીશ્ચય મ્રખાવાદ વિરમણ વરત કહીએ. એટલે બીજાં અદતા દાનાદિક વ્રત ભાગે તો તેનો માત્ર ચારીત્રભંગ થાય પણ જ્ઞાન દરસનનો ભંગ ન થાય. અને જેણે નીશ્ચય મ્રખાવાદનો ભંગ કરયો તેનુ જ્ઞાન દરશન ને ચારીત્ર ત્રણેનો નાશ થાય છે એ વિષે આગમમાં કહયો છે જે એક સાધુએ ચોથા વ્રતનો ભંગ કરયો અને એક સાધુએ બીજા મ્રખાવાદ વરતનો ભંગ કરયો તો જેણે ચોથા વ્રતનો ભંગ કરયો તેતો આલોવણ લેઇને સુધ થાય પણ જેણે નીશ્ચય મ્રખાવાદને ભંગ કરયો તેતો આલોવણ લીધે પણ શુધ ન થાય અને ચાર ગતીમાં ભમ્યા કરે.

૩. અદતાદાન વીરમણ વ્રત કહે છે પારકુ ધન ચોરી લીયે, ઠગબાજી કરી લીયે, છુપાવી લીયે, કપટ છળભેદ કરી લીયે, થાપણ મુકેલી ઓળવે, ઇત્યાદીક ચોરી જાણવી એટલે પારકી વસ્તુ ધણીના દીધા વીના લેવી નહી એ વ્યવહારથી અદતાદાન વિરમણ વ્રત જાણવુ.

અને જે પાંચ ઇંદ્રીઓના તેવીસ વિષય; આઠ કર્મ વર્ગણા ઇત્યાદીક વસ્તુઓ લેવી નહી તથા તેની વાંછા કરવી નહી, તે આત્માને અગ્રાહ છે, માટે નીશયથી અદતાદાન વિરમણ વ્રત કહીએ, ઇહાં કોઇ પુછે જે વિષયની અને કર્મની વાંછા કોણ કરે છે, તેહને ઉતર જે, પુન્યને ભેળો લેવા યોગ્યછે, તે જીવ કર્મની વાંછા કરે છે. જે પુન્યના બેતાળીસ ભેદ છે, તે ચાર કર્મની સુભ પ્રાકૃતી છે, એટલે જે વ્યવહાર અદતાદાન તો નથી લેતા પણ અંતરંગ પુન્યાદીકની વાંછા છે તેહને નીશયે અદતાદાન લાગે છે; વળી જે કોઇ વેષધારી પારકા છોકરા છોકરીઓ તેના મા બાપની સ્રી ભરતારની રજા વીના છાનાં છુપાવીને અજ્ઞાન જીવોને મુંડે છે એ પણ મોહોટી ચોરી છે.

૪. મૈથુન વ્રત કહે છે, જે પુરૂષ સ્રીનો પરીહાર કરે, તથા સ્રી પુરૂષનો પરીહાર કરે, ઇહાં સાધુને સ્રીનો સર્વથા ત્યાગ છે, અને ગ્રહસ્થને પરણેલી સ્રી મોકળી છે, ને પરસ્રીનાં પચખાણ છે, ને વ્યવહારથી મૈથુનનું

વિરમાણ કહીએ.

અને જે વિષયના અભીલાષનો તથા મમતા ત્રસ્નાનો ત્યાગ પરાભવ વરણાદીક, પર દ્રવ્યના સ્વામીત્વાદીક, તેનો અભોગીપણો, આત્મા સ્વગુણ જ્ઞાનાદીકનો ભોગી છે, અને જે પુદગળ ખંધ તે અનંતા જીવની એઠ છે તેને કેમ ભોગવે, એવી રીતનો ત્યાગ તે નીશેથી મૈથુન વિરમણ કહીએ, જેને બાજ્ય વિષય છંડયા છે ને અંતરંગ લાલચ છુટી નથી તો તેને મૈથુનના કર્મ લાગી રહ્યાં છે.

૫. પરીગ્રહ પરીમાણ વ્રત કહે છે પરીગ્રહ, ધન્ય, ધાન, દાસ, દાસી, ચોપદ જમીન, વસ્ત્ર, આભ્રણનો ત્યાગ તેમાં સાધુને તો સર્વથા પરીગ્રહનો ત્યાગ છે તથા શ્રાવકને ઇચ્છા પરીમાણ છે, જેટલી ઇચ્છા હોય તેટલો પરીગ્રહ મોકળો રાખે બીજાની વ્રતી કરે, એ વ્યવહાર પરીગ્રહ પરીમાણ વ્રત કહેવાય, અને જે કર્મ રાગ દ્વેષ અજ્ઞાન દ્રવ્ય જ્ઞાનાવરણાદી પ્રમુખ આઠ આઠ કર્મ, અને સરીર ઇંદ્રીયનો પરીહાર એટલે કર્મનો પર જાણી છાંડવો, તથા સાધુ જો પાના પુસ્તક પ્રમુખ માહારૂ કરી માને તે તથા ચઉદ ઉપગરણાથી વધારે રાખે તે તથા ચઉદ ઉપર પણ મોહ મમત્વ રાખે, તે પણ પરીગ્રહ જાણવુ માટે સાધુ તેનો મમત્વ ન કરે, એટલે પરવસ્તુની મુરછા છાંડવી, જેણે મુરછા છાંડી તેણે પરીગ્રહ છોડયોજ છે એમ જાણવું, અને જેણે મુરછા છાંડી નથી ને ઉપરથી તમામ પરીગ્રહ છાંડયો છે તોપણ તેને પરીગ્રહ લાગી રહ્યા છે.

૬ દીસી પરીમાણ વ્રત કહે છે ત્યાંહાં તીરથી ચાર દીશી પાંચમી અધો, છઠી ઉર્ધ્વ એ છ દીસીના માન કરી મોકલો રાખે તે વ્યવહારથી દીશી પરીમાણ કહીયે અને ચાર ગતીમાં ભટકવુ તે કરમનુ ફળ છે એમ જાણી તેથી ઉદાસીપણે વરતે અને સીધ અવસ્થા શુ ઉપદેયપણો તે નિશ્ચય દીસી પરીમાણ વરત કહીયે.

૭ ભોગ ઉપભોગ પરીમાણ વ્રત કહે છે જે એકવાર ભોગવવુ તે ભોગ અને જે વારંવાર ભોગવવું તે ઉપભોગ તેનો પરીમાણ કરે તે વેહેવાર ભોગો ઉપભોગ પરીમાણ વ્રત કહીયે.

અને જે વેહેવાર નય કરમનો કરતા ભોકતા જીવ છે અને નિશ્ચે નયે તો કર્મનો કરતા કર્મ છે આત્મા અનાદીનો પરભાવ ભોગી થયો છે તેથી પરભાવ ગ્રાહક અને પરભાવ રક્ષક થયો, એટલે આત્માની જ્ઞાયકતા ગ્રાહકતા ભોગ્યતા, રક્ષકતા પ્રમુખ કરતાપણો બીગાડયો તેવારે પરભાવ કરતા થયો

તે પણ પરભાવ રંગીપણે આઠ કર્મનો કરતા થયો છે પણ સતાએ તો સ્વભાવનો કરતા છે પણ ઉપગરણ અવરાણા તેથી સ્વકાર્ય કરી શકતો નથી, વિભાવને કરે છે અજ્ઞાનપણે જીવનો ઉપયોગ ભીલ્યો છે, પણ જ્યારો છે પોતાના જ્ઞાનાદી ગુણને કરતા ભોકતા છે, એહવો સ્વરૂપાનો જાઇ પરીણામ તે નીશ્ચય ભોગોપભોગ વ્રત ત્યાગ જાણવો.

૮ અનર્થ દંડ વિરમણ વ્રત કહે છે જેમ કામ વિના જીવનો વધ કરવો પારકા વાસ્તે આરંભ પ્રમુખ કરવાની આજ્ઞા આપવી તે વેહેવાર અનર્થ દંડ અને જે શુભા શુભ કર્મ તે મીથ્યાત અવિરતી કશાય યોગથી બંધાય છે તેને જીવ આપાણા કરી જાણે તે નિશ્ચયથી અનર્થ દંડ,

૯ સમાયક વ્રત કહેછે જે મન વચેન કાયાના આરંભ ટાળીને તેને નીરંભપણે વરતાવે તે વ્યવહાર સામાયક જાણવો અને જે જીવના જ્ઞાન દર્શન ચારીત્ર ગુણ વિચારે સર્વ જીવના ગુણની સતા એક સમાન જાણી સર્વ જીવ સાથે સમતા પરીણામે વરતે તે નિશ્ચયથી સમતારૂપ સમાયક કહીએ;

૧૦ દશાવગાસીક વરત કહે છે જેમ મન વચન કાયાના યોગ એકઠા કરી એક સ્થાનકે બેસી ધર્મ ધ્યાન કરવુ તે વેહેવાર દસાવગાસીક કહીએ, અને જે સુતજ્ઞાને કરીને છ દ્રવ્ય ઓળખીને પાંચ દ્રવ્યનો ત્યાગ કરે અને જ્ઞાનવંત જીવને ધ્યાવે તે નીશય દેશાવગાસીક વ્રત કહીએ.

૧૧. પોસહ વ્રત કહે છે ચાર પોહાર અથવા આઠ પોહાર સુધી સમતા પરીણામે સાવધને છંડી નીરારંભપણે સીઝાય ધ્યાનમાં વરતે એટલે પોસો લઇને ધર્મ ધ્યાન શિવાય બીજી કાંઇ પણ વાત ન કરે તે વેહેવારથી પોસો કહીએ અને પોતાના જીવને જ્ઞાન ધ્યાનથી પોશીને પુષ્ટ કરે તથા જીવને પોતાના સ્વગુણે કરીને પોશી જે તે નીશય થકી પોસહ વ્રત કહીએ.

૧૨. અતીથીસંવીભાગ વ્રત કહે છે જે પોસાને પારણે અથવા સદા કાળ સુધ સાધુને તથા સુધ જૈનધર્મી શ્રાવકને પોતાની શક્તિ પ્રમાણે દાન દેવું તે વ્યવહાર અતીથી સંવીભાગ કહીએ અને પોતાના જીવને અથવા શીષ્યને જ્ઞાનનુ દાન તે ભણવો ભણાવવો સુણવો સુણાવવો તે નીશયથી અતીથી સંવીભાગ કહીએ.

એ શ્રાવકનાં બાર વ્રત કહ્યાં તે સમકીત સહીત જે નીશય તથા વ્યવહારથી બાર વ્રત ધારણ કરે તે જીવને પાંચમે ગુણઠાણે દેશ વીરતી શ્રાવક કહીએ દેસ એટલે દેશ થકી થોડીથી પણ વ્રતી છે આઠ અને યતીને સર્વ-

થી વ્રતપણું છે માટે પંચ માહાવ્રતજ છે સાધુને પંચ માહાવ્રતમાં સર્વ વ્રત આ૦યાં એ નીશચ ત્યાગ રૂપ જ્ઞાન ધ્યાન સંવર નીઝરામાં થીરતાના પરીણામ તે નીશય ચારીત્ર કહીએ તેના બે માર્ગ છે એક ઉત્સર્ગ બીજો અપવાદ તેમાં જે ઉતકૃષ્ટ તીક્ષણ પરીણામ તે ઉતસર્ગ અને જે ઉત્સર્ગ રાખવાને કારણ રૂપ તે અપવાદ એટલે જ્યાંહાં સુધી સાધક ભાવને બાધક ન પડે ત્યાંહાં સુધી જેની ના કહી તે આદરવો નહી અને જો સાધક પરીણામ રહેતા ન દીઠાં તો જેની ના તે આદરે તે અપવાદ મારગ કહીએ જે આત્મ ગુણ રાખવાને કરવુ તે અપવાદ અને ગુણીને રાગ ભક્તિએ કરવો તે પ્રસસ્ત એ બેતો સાધન છે અને જે ઉદઈકને અખમવાથી કરવુ તે અતીચાર છે તથા સબલો અને ઉદેક માટે અશક્તપણે કરવુ તે પડીવાઈ છે તેમ જે અપવાદ માર્ગ તે પરીણામ દ્રઢ રહે તેમ આજ્ઞાએ કરવો.

હવે ચાર ધ્યાન કહે છે. ૧ આર્ત ધ્યાન. ૨ રૌદ્ર ધ્યાન, ૩ ધર્મ ધ્યાન ૪ શુક્લ ધ્યાન, તીહાં પેહેલાં બે ધ્યાન તે અશુભ કહીએ અને પાછલાં બે ધ્યાન તે શુદ્ધ છે મનમાં આહટ દોહટના પરીણામ તે આર્ત ધ્યાન કહીયે તેના ચાર પાયા છે. ૧ ભાઈ મીત્ર સજન માતા પીતા સ્ત્રી પુત્ર ધન પ્રમુખ ઈષ્ટ વસ્તુનો વીજોગ થયાથી વીલાપ કરે તે પેહેલો ઈષ્ટ વીયોગ નામા આર્ત ધ્યાન તથા બીજો દુઃખ ચીંતા ઉપજે તે અનીષ્ટ સંજોગ નામા આર્ત ધ્યાન તથા શરીરમાં રોગ ઉપના થકી દુઃખ કરે ચીંતા ઘણી કરે તે રોગ ચીંતા નામા આર્ત ધ્યાન ત્રીજો, અને મનમાં આગળના વખતનો સોચ કરે જે આ વર્ષમાં આ કામ કરશું આવતા વર્ષમાં અમુક કામ કરીશુ તો અમુક લાભ થશે અથવા દાન શીલ તપનુ ફળ માગે જે આ ભવમાં તપ કીધો છે માટે આવતે ભવે ઈંદ્ર ચક્રવરતાદીની પદવી મળે એહવી આગલા ભવની વાંછા છે તે અગ્ર સોચ આર્ત ધ્યાન ચોથો જાણવો એ આર્ત ધ્યાનના ચાર ભેદ કહ્યા, એ તીર્યં ગતીનાં કારણ છે એ ધયાના પરીણામ તે પાંચમા અથવા છઠા ગુણઠાણા સુધી હોય.

૨ જે કઠોર પરીણામનુ ચીંતવન તે રૌદ્ર ધ્યાન તેના ચાર ભેદ છે, ૧ જીવ હીંસા કરીને હરખ પામે અથવા બીજો કોઈ હીંસા કરતો હોય તેને દેખી સુખી થાય અથવા યુદ્ધની અનુમોદના કરે તે હીંસાનુ બંધી રૌદ્ર ધ્યાન ૨ જુઠુ બોલીને મનમાં હરખ પામે કે જુવો મે કેવો કપટ કેળવ્યો માહારા જાઠાપણાની ખબર કોઈને પડી નહી એહવો મુખાવાદરૂપ પરીણામ તે

મૃખાનુ બંધી રોદ્ર ધયાન, ૩ ચોરી કરી અથવા ઠગાઇ કરી મનમાં ખુશી થાય જે માહારા જેવો જોરાવર કોણ છે હુ પારકો માલ ખાઉ છુ એહવો જે પરીણામ તે ચોરાનુ બંધી રોદ્ર ધયાન, ૪ પરીગ્રહ ધન્ય ધયાન પરીવાર ઘણો વધવાની લાલચ હોય તે ધન અથવા કુટંબને માટે ગમે તેવુ પાપ ક-રે અથવા ઘણો પરીગ્રહ મીલ્યાથી અહંકાર કરે તે પરીગ્રહ રક્ષણનુ બંધી રોદ્ર ધયાન એ રોદ્ર ધયાનના ચાર ભેદ કહ્યા એ નરક ગતી પમાડવા ને કારણ છે માહા અશુભ કર્મનુ કારણ છે. એ પાંચમા ગુણઠાણા સુધી છે અને છઠે ગુણઠાણે પણ એક હીસાનુ બંધી રોદ્ર ધયાનના પરીણામ કોઇક જીવને હોય.

હવે ધર્મ ધયાન કહે છે જે વ્યવહાર ક્રીયા રૂપ કારણ તે ધરમ તથા શુત જ્ઞાન અને ચારીત્ર એ ઉપાદાનપણે સાધન ધરમ તથા રત્નત્રઇ ભેદપણે તે ઉપાદાન શુધ વ્યવહાર ઉત્સર્ગનુ જાઇ તે અપવાદ ધરમ જાણવો અને અભેદ રત્નત્રઇ તે સાધન શુધ નીશ્ચય નયે ઉત્સર્ગ ધરમ અને ધમ્મોવત્થુ સહાવો જે વસ્તુનો સતાગત શુધ પરીણામીક સ્વગુણ પ્રવતી કર્ત્રીદીક અનંતાનંદરૂપ સિધાવસ્થાયે રહ્યા તે એવંભુત ઉત્સર્ગ ઉપાદાન શુધ ધરમ તે ધરમનુ ભાસન રમણ એકાગ્રતાપણે ચીંતન તન્મયતાનો ઉપયોગ એકત્વનો ચીંત્વવો તે ધરમ ધયાન કહીયે તેના ચાર પાયા છે તે કહે છે.

૧ આજ્ઞા વિચય ધરમ ધયાન તે જે વીતરાગ દેવની આજ્ઞા સાચી કરી સદહે એટલે ભગવંતે છ દરવ્યનુ સ્વરૂપ નય પ્રમાણે નીક્ષેપા સહીત શીધ સ્વરૂપ નીગોદ સ્વરૂપ જેમ કહ્યા તેમ સદહે વીતરાગની આજ્ઞા નીત્ય અનીત્ય સ્યાવાદપણે નીશ્ચય વ્યવહારપણે માને સદહે તે આજ્ઞા પ્રમાણે જથારથ ઉપયોગ માહે નિરધાર ભાસન રમણ અનુભવતા એકતા તન્મયપણો તે અજ્ઞા વીચય ધરમ ધયાન કહીયે,

૨ અપાય વીચય ધરમ ધયાન તે જીવમાં અશુધપણે કરમના જોગથી સંસારી અવસ્થામાં અનેક અપાય કહેતાં દુષણ છે તે અજ્ઞાન રાગદ્વેષ કષાય આશ્રવ એ માહારાં નથી હુ એ થકી ન્યારો છુ હુ અનંત જ્ઞાન દર્શન ચારીત્ર વીર્ય મઇ શુધ બુધ અવીનાશી છુ અજ અનાદી અનંત અક્ષય અક્ષર અનક્ષર અચળ અકલ અમલ અગમ્ય અનમી અરૂપી અકર્મી અબંધક અનુદય અનુદીરક અયોગી અભોગી અરોગી અભેદી અવેદી અછેદી અભેદી અકષાઇ અસખાઇ અલેશી અસરીરી અણાહારી અવ્યાબાધ અનવગાહી

અગુરૂ લઘુ પરીણામી અતેંદ્રી અમાણી અયોની અસંસારી અમર અપર અપરંપર અવ્યાપી અનાશ્રીત અકંપ અવિરૂધ અનાશ્રવ અલખ અસોકી અસંગી અનારક લોકાલોક જ્ઞાયક એહવો શુધ્ધ ચીદાનંદ માહારો જીવ છે, એહવો એકાગ્રતા રૂપ ધ્યાન તે અપાય વીચય ધર્મ ધ્યાન જાણવો.

૩ હવે વીપાક વીચય ધર્મ ધ્યાન કહે છે જે એહવો જીવ છે તોપણ કર્મ વશે દુઃખી છે તે કર્મનો વીપાક ચીંતવે જે જીવનો જ્ઞાન ગુણ તે જ્ઞાનાવરણી કર્મે દાબ્યો છે અને દર્શનાવરણી કરમે દર્શનાવરણી ગુણ દાબ્યો છે એટલે આ સંસારમાં ભમતા થકા જીવને જે દુઃખ છે તે સર્વ કરમનાં કીધાં છે માટે સુખ ઉપને રાચવુ નહી અને દુખ ઊપને દીલગીર થવુ નહી કરમ સ્વરૂપની પ્રકૃતી સ્થીતી રસ અને પ્રદેશનો બંધ ઉદય ઉદરણા તથા સતા ચીંતવવાનુ એકાગ્રતા પરીણામ તે વીપાક વીચય ધરમ ધ્યાન કહીયે.

૪ હવે સંસ્થાનવીચય ધરમ ધ્યાન કહેછેતે ચઉદરાજમાંન લોકનુસ્વરૂપ વીચારે જે એ લોક તે ચઉદરાજ ઉચો છે તે મધેસાતરાજઅધો લોક છે વીચમાં અઢારસોજોજન મનુષ્ય ખેત્ર ત્રીછા લોક છે તે ઉપર કાંઇકઉણુંશાતરાજ ઉર્ધ્વ લોક છેતેમાંસર્વ વૈમાનીક દેવતા વસે છે અને ઉપર શીદ્ધ શીલા શીદ્ધખેત્ર છે એ રીતે લોકનુ પ્રમાણ છે, એ લોકનુ સંસ્થાન વૈશાખ છે અનંતો કાળ આપણા જીવે સંસારમાં ભમતાં સર્વ લોકને જન્મ મરણ કરી ફરસ્યો છે એહવુ જે લોક સ્વરૂપ તથા લોકને વિશે પંચાસ્તિકાયનુઅવસ્થાનતથાપરીણામન દ્રવ્ય મધે ગુણ પરજાયનુ અવસ્થાન તેનો જે તન્મય ચીંતવન પરીણામ એહવુ જે ધ્યાન તે સંસ્થાન વિચય ધરમ ધ્યાન કહીયે, એ ધરમ ધયાનના ચાર પાયા કહ્યા. એ ધરમ ધ્યાન ચોથા ગુણઠાણાથી માંડીને સાતમા ગુણઠાણા સુધી છે,

હવે સુકલ ધ્યાન કહે છે શુકલ કહેતાં નીરમળ સુધ્ધ પરઆલંબન વીના આત્માના સ્વરૂપને તન્મયપણે ધ્યાવે એહવુ ધ્યાન તેને શુકલ ધ્યાન કહીએ તેહના ચાર પાયા છે,

૧ પૃથકત્વ વિતર્ક સપ્રવિચાર તે પૃથકત્વ કહેતાં જીવથી અજીવ જુદા કરવા સ્વભાવ વિભાવ તેને જુદા પૃથકપણે વેચાણ કરવી સ્વરૂપને વિષે પણ દ્રવ્ય તથા પરજાયનો પૃથકપણે ધ્યાન કરી પરજાય તે ગુણમાં સંક્રમાવે અને ગુણ તે પરજાયમાં સંક્રમણ કરે એ રીતે સ્વધરમને વીશે ધરમાંતર ભેદ તે પૃથકત્વ કહીએ, અને તેનો વીતર્ક તે જે શ્રુત જ્ઞાને સ્થીત ઉપયોગ અને

સપ્રવિચાર તે સવીકલ્પો પયોગ એટલે એક ચીંતવ્યા પછી બીજો ચીંતવવો તેને વિચાર કહીએ; એટલે નીરવીકલ્પ સહીત પોતાની સતાને ધ્યાવે તે પૃથકત્વ વિતર્ક સપ્ર વિચાર પેહેલો પાયો આઠમા ગુણઠાણાથી માંડી અગ્યારમા ગુણઠાણા સુધી છે.

૨ એકત્વ વિતર્ક અપ્રવિચાર નામા બીજો પાયો કહે છે જે જીવ આપણા ગુણ પરજાયની એકતા કરી ધ્યાવે તે આવી રીતે કે, જીવના ગુણ પરજાયને જીવ તે એકજ છે ને માહારો જીવ શીધ સ્વરૂપ એકજ છે એહવો એકત્વ સ્વરૂપ તન્મયપણે અનંતા આત્મ ધરમનો એકત્વપણો ધ્યાન વીતર્ક કહેતાં સુત જ્ઞાનાવલંબીપણે અને અપ્ર વિચાર કહેતાં વીકલ્પ રહીત દર્શન જ્ઞાનનો સમયાંતરે કારણતા વીનાં રત્નત્રઈનો એક સમઈ કારણ કાર્યતાપણે જે ધ્યાનવીર્ય ઉપયોગની એકાગ્રતા તે એકત્વ વિતર્ક અપ્રવિચાર જાણવો એ પાયો બારમા ગુણઠાણે ધ્યાવે એ બેહુ પાયામાં શ્રુત જ્ઞાનાવલંબનીપણો છે પણ અવધી મન પરજવ જ્ઞાન ઉપયોગ વરતે તો જીવ કોઇ ધ્યાન કરી શકે નહી એ બે જ્ઞાન પરનુ જાઇ છે માટે એ ધ્યાનથી ઘનઘાતીયા ચાર કર્મ ખપાવે નિરમળ કેવળ જ્ઞાન પામે પછે તેરમે ગુણઠાણે ધ્યાનંતરીકાપણે છે તેરમાનાં અંતે અને ચઉદમે ગુણઠાણે એ બે પાયા ધ્યાવે.

૩ હવે સુક્ષ્મ ક્રીયા અપ્રતીપાતી પાયો કહે છે તે સુક્ષ્મ મન વચન કાયાના જોગ રૂપે શૈલેશી કરણ કરી અયોગી થાય તે જે અપ્રતીપાતી નીરમળ વીર્ય અચળતારૂપ પરીણામ તે સુક્ષ્મ ક્રીયા અપ્રતીપાતી ધીયાન જાણવુ ઇહાં સતાએ પંચાશી પ્રકૃતી રહી હતી તેમાંથી બોહોતેર ખપાવે.

૪ ઉછિન ક્રીયાનુ વૃતિ પાયો કહે છે જે યોગ નીરૂધ કીધા પછે તેર પ્રકૃતિ ખપાવે અકર્મી થાય સર્વ ક્રીયાથી રહીત થાય તે સમુછિન ક્રીયા નિવૃતિ સુકલ ધીયાન કહીયે એ ધીયાન ધ્યાવતાં શેષદલ ખરણ રૂપ ક્રીયા ઉછેદ અવગાહના દેહમાનમાંથી ત્રીજો ભાગ ઘટાડે શરીર મુકી ઇહાંથી શાતરાજ ઉપર લોકને અંતે જાય શિદ્ધ થાય ઇહાં શીષ્ય પુછે જે ચઉદમે ગુણઠાણે તો અક્રીય છે તો શાતરાજ ઉચો ગયો એ ક્રીયા કેમ કરે છે તેને ઉતર જે સીધતો અક્રીય છે પરંતુ પુર્વ પ્રેરણાયે તુબીને દ્રષ્ટંતે જીવમાં ચાલવાનો ગુણ છે ધરમાસ્તીકાય મધે પ્રેરણા ગુણ છે તેથી કરમ રહીત જીવ મોક્ષે જતો લોકને અંતે જઇ રહે ઇહાં કોઇ પુછે જે આગળ ઉચો અલોક છે તીહાં કીમ જાતો નથી તેને ઉતર જે આગળ ધરમાસ્તીકાય નથી. માટે ન જાય વળી

કોઇ પુછે જે શીદ્ધને કરમ કેમ લાગતાં નથી તેહને કહે છે જે કરમ તો જીવને અજ્ઞાનથી તથા યોગથી લાગે છે, ને શીદ્ધના જીવને તો અજ્ઞાન તથા યોગ નથી માટે કરમ લાગે નહી એ ચાર ધીયાનના અધીકાર કહ્યો,

હવે વળી બીજા ચાર ધીયાન કહે છે ૧ પદસ્થ ૨ પિંડસ્થ ૩ રૂપસ્થ ૪ રૂપાતીત તેમાં પેહેલુ પદસ્થ ધીયાન કહે છે જે અરીહંતાદીક પાંચ પરમેષ્ટીના ગુણ સંભારે તેનો ચીતમાં ધીયાન કરે તે પદસ્થ ધીયાન. પીડ કહેતાં શરીરમાં રહ્યા જે આપણો જીવ તેમાં અરીહંત શીધ્ધ આચાર્ય ઉપાધ્યાય અને સાધુપણાના ગુણ સર્વ છે એહવો જે ધીયાનતે પીડસ્થ ધીયાન અથવા ગુણીના ગુણ મધે એકત્વતા ઉપયોગ કરવો તે પીંડસ્થ ધીયાન, રૂપમાં રહ્યા, થકા પાણ એ માહારો જીવ અરૂપી અનંત ગુણી છે જે વસ્તુના સ્વરૂપ અતી સયાવલંબી થયા પછે આત્માનુ રૂપ એકતાપણો એહવો જે ધીયાન એ રૂપસ્થ ધીયાન એ ત્રણ ધીયાન ધર્મ ધીયાનમાં ગણવા નીરંજન નીરમળ સંકલ્પ વિકલ્પ રહીત અભેદ એકશુધ સતારૂપ ચીદાનંદ તત્વામૃત અસંગ અખંડ અનંત ગુણપજાયરૂપ આત્મ સ્વરૂપનુ ધીયાન તે રૂપાતીત ધીયાન જાણવુ ઇહાં માર્ગણા ગુણઠાણ નય પ્રમાણ મતિઆદીક જ્ઞાન ક્ષયોપસમ ભાવ સર્વ છાંડવા જોગ થયા એક શીદ્ધના મુળ ગુણને ધ્યાવે તે રૂપાતીત ધીયાન જાણવો એટલે મોક્ષનુ કારણ જે ધીયાન તે કહ્યુ-

હવે ભાવના કહે છે ધર્મ ધીયાનની ચાર ભાવના કહે છે ૧ મૈત્રી ભાવના તે સર્વ જીવ સાથે મીત્રતાનો ભાવ ચીંતવવો સર્વનુ ભલુ ઇચ્છવું પણ કોઇનુ માઠુ ચીંતવવુ નહી સર્વ જીવ ઉપર હીત બુદ્ધી રાખવી તે મૈત્રી ભાવના, ૨ ગુણવંત અને જ્ઞાનાદીક ગુણ ઉપર રાગ તે બીજી પ્રમોદ ભાવના, ૩ ધર્મવંત ઉપર રાગ અને મીથ્યાત્વ ઉપર રાગ નહી તેમ દ્વેશ પણ નહી કારણ કે હીંસક ઉપર પણ ઉતમ જીવને કરૂણા ઉપજે જો ઉપદેશ થકી સારા માર્ગે આવે તો તેને શુધ માર્ગે આણવો કદાચીત માર્ગે ન આવે તો પણ દ્વેષ ન રાખવો કેમકે તે અજાણ છે એમ સમજવું એહવા જે પરીણામ તે મધસ્ત ભાવના ૪ સર્વ જીવને પોતાને તુલ્ય જાણી દયા પાળે કોઇને હણે નહી તથા જે દુખી અથવા ધરમ હીન હોય તેના ઉપર કરૂણા તેનુ દુખ ટાળવાનો પરીણામ તથા ધરમ હીન જીવ દેખીને એહવો ચીંતવે જે એ જીવ કીવારે ધરમ પામશે યથાર્થ આત્મ સાધન પામી સ્વપધરમને કીવારે અવલંબશે એહવો પરીણામ તે ચોથી કરૂણા કહેવી (દયા) ભાવના એ

ચાર ભાવના કહી,

હવે બાર ભાવના કહે છે શરીર કુટંબ ધન પરીવાર સર્વ વીનાશી છે જીવનો મુળ ધરમ અવીનાશી છે એમ ચીંતવવું તે પેહેલી અનીત્ય ભાવના સંસારમાં મરણ સમે જીવને શરણ રાખનાર કોઇ નથી, એક ધરમનો શરણ છે એહવુ ચીંતવવુ તે બીજી અશરણ ભાવના, માહારા જીવે સંસારમાં ભમતાં સર્વ ભવ કીધા છે એ સંસારથી હુ કેવારે છુટીશ એ સંસાર મારો નથી હુ મોક્ષ મઇ છુ એમ વિચારવુ તે ત્રીજી સંસાર ભાવના માહારો જીવ એકલો છે એકલો આવ્યો એકલો જશે પોતાનુ કરેલુ કરમ એકલો ભોગવશે એમ ચીંતવવુ તે ચોથી એકત્વ ભાવના આ સંસારમાં કોઇ કોઇનો નથી એમ ચીંતવવુ તે પાંચમી અન્યત્વ ભાવના આ શરીર અપવિત્ર મળ મુત્રની ખાણ છે રોગ જરાથી ભર્યો છે એ સરીરથી હુ ન્યારો છુ એમ ચીંતવવો તે છઠી અશુચી ભાવના, રાગદ્વેશ અજ્ઞાન મીથ્યાત્વ પ્રમુખ સર્વ આશ્રવ છે એમ ચીંતવવુ તે સાતમી આશ્રવ ભાવના, જ્ઞાન ધયાનમાં વર્તતો જીવ નવાં કરમ બાંધે નહી તે આઠમી સંવર ભાવના, જ્ઞાન સહીત ક્રીયા તે નીઝરાનુ કારણ છે તે નવમી નીઝરા ભાવના, ચઉદરાજ લોકનુ સ્વરૂપ વીચારવુ તે દશમી લોકસ્વરૂપ ભાવના; સંસારમાં ભમતાં જીવને સમકીત જ્ઞાનની પ્રાપ્તી પામવી દુર્લભ છે અથવા સમકીત પામ્યો પણ ચારીત્ર સર્વ વીરતી પરીણામ રૂપ ધરમ પામવો દુર્લભ છે તે અગીયારમી બોધ દુર્લભ ભાવના, ધરમના કેહણહાર ગુરૂ તથા શુધ આગમનુ સાંભળવુ એહવી જોગવાઇ મીલવી દોહીલી છે તે બારમી ધરમ દુર્લભ ભાવના એટલે બાર ભાવના કહીએ ચારીત્રનુ સ્વરૂપ સંપુર્ણ કહ્યું.

એહવો સમકીત સહીત જ્ઞાન ચારીત્ર તે મોક્ષનુ કારણ છે તેના ઉપર ભવ્ય પ્રાણીએ વિશેશ ઉધમ કરવો અને જો તેવુ જ્ઞાન ચારીત્ર નહી પાળે તો પણ શ્રેણીક રાજાની પેઠે સદહણ શુધ રાખજો જો સમકીત શુધ છે તો મોક્ષ નજીક છે સમકીત વીના જ્ઞાન ધીયાન ક્રીયા સર્વ નીઃફળ છે એમ આગમમાં કહ્યો છે.

ગાથા.

जं सक्केतं कीरइ जं च न सक्केइ तं च सद्दहइ॥
सद्दहमाणो जीवो पावइ अयरामरं ठाणं ॥ १ ॥

અર્થ—રે જીવ તું કરી શકે તો કર અને જો ન કરી શકે તો પણ જેવો વીતરાગે ધર્મ કહ્યો તે રીતે સદહજે સદહણા સુધ રાખનાર જીવ અજરામર સ્થાનકને (મોક્ષ) પદવી પામે.

હવે સમકીતનો માર્ગ કહે છે, ૧ જીવ ૨ અજીવ ૩ પુણ્ય ૪ પાપ ૫ આશ્રવ ૬ સંવર ૭ નીઝરા ૮ બંધ, ૯ મોક્ષ એ નવતત્વ છે તેમાં મોક્ષનું કારણ જીવ છે. અને સંવર તથા નીઝરાએ બે ગુણ છે એટલે જીવ સંવર નીઝરા મોક્ષ એ ચાર ઉપાદેય છે અને બીજા પાંચ તત્વ હેય એટલે છાંડવા જોગ છે. એહવો પરીણામ તે સમકીત જ્ઞાન કહીયે, તે સમકીત જ્ઞાન ભલોજ થાય તીહાં અનુજોગદ્વારમાં કહ્યો છે જ્ઞાનથી છ દ્રવ્ય જાણીને લેવા, યોગ હોય તે લે અને છાંડવા યોગ હોય તે છાંડે એહવો જે ઉપદેશ તે નય ઉપદેશ જાણવો હવે સમકીતની દસ રૂચી કહે છે, ૧ નીસર્ગ રૂચી તે નીશ્ચય નયે કરી જીવાદીક નવ તત્વ જાણે આશ્રવ ત્યાગે સંવરં આદરે વીતરાગના કહ્યા ભાવ જે છ દ્રવ્ય તે દ્રવ્ય ખેત્રકાળ ભાવ સહીત જાણે નામાદી ચાર નીક્ષેપા પોતાની બુદ્ધીથી જાણુ સદહે વિતરાગના ભાખ્યા ભાવ તે સત્ય છે એહવી સદહણા હોય; ૨ ઉપદેશ રૂચી તે નવ તત્વ તથા છ દ્રવ્યને ગુરૂ ઉપદેશ થકી જાણી સદહે તે ઉપદેશ રૂચી. ૩ આજ્ઞા રૂચી તે• રાગ દ્વેશ મોહ જેમના ગયા છે અજ્ઞાન મીટયું છે એહવા અરીહંત દેવ તે જેણે આજ્ઞા કહી તેને માને સદહે તે આજ્ઞા રૂચી, ૪ સુત્ર રૂચી તે. ૧ આચારંગ ૨ સુગડાંગ ૩ ઠાણાંગ ૪ સમવાયંગ ૫ ભગવતી ૬ જ્ઞાતા ધર્મ કથા ૭ ઉપાસક દસાંગ ૮ અંત ગડ દસાંગ ૯ અનુતરોવાઇ દસાંગ, ૧૦ પશ્ન વ્યાકરણ ૧૧ વિપાક એ અગીયાર અંગ તથા બારમુ અંગ દ્રષ્ટીવાદ જેમાં ચઉદ પુરવ હતાં તે હમણાં વીછેદ ગયાં છે તથા ૧ ઉવાઇ ૨ રાય પશેણી ૩ જીવા ભીગમ ૪ પન્નવણા ૫ જંબુદ્વીપ, પન્નતી ૬ ચંદ પન્નતિ ૭ સુર પનતિ ૮ કપ્પીયા ૯ કપવિડંશીયા ૧૦ પુફીયા ૧૧ પુફચુળીયા ૧૨ વન્હી દસા એ બાર ઉપાંગ જાણવા અને ૧ વ્યવહાર સુત્ર ૨ વૃહત કલ્પ ૩ દશાસૃત સ્કંધ ૪ નિશીથ ૫ મહાનિશીથ ૬ જીત કલ્પ એ છ છેદ ગ્રંથ તથા ૧ ચોશરણ ૨ સંથારપયનો ૩ તંદુલ વયાલી ૪ ચંદા વીજય ૫ ગણિ વીજય ૬ દેવિંદ થુઓ ૭ વીર થુઓ ૮ ગચ્છાર ૯ જોતી કરંડ ૧૦ આઉ પચખાણ એ દસ પયનાનાં નામ તથા ૧ આવસ્યક ૨ દસ વૈકાળીક ૩

ઉતરાધ્યેન ૪ ઉઘનિરયુક્તિ એ ચાર મુળ સુત્ર તથા એક નંદી બીજુ અનુ જોગદાર એ પીસતાળીસ આગમ તે મુળ સુત્ર તથા નિરયુક્તિ ભાષ ચુરણી ટીકા એ પંચાગીનાં વચન જે જીવ માને તથા આગમ સાંભળવાની તથા ભણવાની જે ચાહના ઘણી રાખે તે સુત્ર રૂચી જાણવી.

૫ જે જીવ ગુરૂ મુખ થકી એક પદનો અર્થ સાંભળીને અનેક પદ સદહે તે બીજ રૂચી,

૬ અભીગમ રૂચી તે જે સુત્ર શીધાંત અર્થ સહીત જાણે અને અર્થ વિચાર સાંભળવાની ઘણી ચાહના હોય તે અભીગમ રૂચી

૭ જે છ દ્રવ્યના ગુણ પરજાયને ચાર પ્રમાણ તથા સાત નયે કરી જાણે તે વીસ્તાર રૂચી,

૮ ક્રીયા રૂચી તે દર્શન જ્ઞાન ચારીત્ર તપ વિનય સુમતી ગુપ્તી બાહ્ય ક્રીયા સહીત આત્મ ધર્મ સાથે જેને ઘણી રૂચી હોય તે ક્રીયા રૂચી.

૯ સંક્ષેપ રૂચી તે જે અર્થને જ્ઞાનમાં થોડો કહે થકે ઘણો જાણીને કુમતીમાં પડે નહી જીન મતમાં પ્રતીતમાને તે સંક્ષેપ રૂચી,

૧૦ જે પાંચ આસ્તીકાયનુ સ્વરૂપ જાણે સૂત સાનનો સ્વભાવ અંતરંગ સતા સદહે તે ધર્મ રૂચી,

હવે સમકીતના આઠ ગુણ કહે છે ૧ નિસંકા તે જીનાગમ મધે સુક્ષ્મ અર્થ કહ્યા તે સાચા સદહે તેમાં સંદેહ આણે નહી, તથા સાત ભયથી પણ ડરે નહી, ૨ નિકંશા ગુણ તે પુણ્ય રૂપ ફળની ચાહના ન રાખે કેમકે જીહાં ઇચ્છા તીહાં કર્મનો બંધ છે માટે, ૩ નિવિતીગીછા ગુણ તે સુભ અશુભ પુદગળ એક સરીખા છે તેમાં પુણ્યના ઉદયથી સુભ ભોગ મીલ્યા થકી ખુશી થઇ અહંકાર ન કરવો તથા પાપના ઉદયથી દુઃખજોગ મીલ્યા દીલગીર થવુ નહી, ૪ અમુઢ દ્રષ્ટી ગુણ તે જે આગમમાં સુક્ષ્મ નીગોદના તથા છ દ્રવ્યના સુક્ષ્મ વિચાર કહ્યા છે તે સાંભળતો થકો મુઝાય નહી જે પોતાની ધારણામાં આવે તે ધારી રાખે અને જે ધારણામાં ન આવે તેને સદહે. ૫ અવવુહગુણ જે આપણા જીવમાં અનંત જ્ઞાનાદી ગુણ છે તે છુપાવવા નહી સુધ સતા જેવી તેવી કહેવી રાગદ્વેષ અજ્ઞાન તે કર્મની ઉપાધી છે જીવ એ ઉપાધીથી ન્યારો છે ૬ સ્થિરી કરણ ગુણ તે આપણા પરીણામ જ્ઞાનમાં સ્થીર કરવા ડગાવવા નહી અથવા કોઇ ભવ્ય પ્રાણી ધર્મથી પડતો હોય તેને સાહાજ્ય દેઇ ઉપદેશ આપી સ્થીર કરવો. ૭ વાત્સલ્યતા

ગુણ તે જેની સાથે જ્ઞાન ધ્યાન તપ પરીકમણો ભેળો કરતા હોયે અને સ દહણ પણ એકજ હોય તે આપણો સાધર્મી ભાઇ છે તેની ભક્તિ કરવી અ થવા સર્વ જીવના જ્ઞાનાદી ગુણ આપણ સમાન છે માટે સર્વ જીવ ઉપર દ- યા કરવી અથવા બીજા જીવના પણ આપણા તુલ્ય જ્ઞાનાદી ગુણ છે તે જી વને પોષવા યોગ્ય જ્ઞાન ધ્યાનનો ઘણો અભ્યાસ કરાવે- પ્રભાવક ગુણ તે ભ ગવંતના ધર્મ પ્રભાવના મહીમા કરવા એ સમકીતના આઠ ગુણ કહ્યા.

હવે સમકીતના પાંચ ભુષાણ કહે છે ૧ ઉપસમ ભાવ ભુષણ તે વિવે- કી પ્રાણી પ્રયે કષાય ન કરે અને જો કદાચીત કષાય કરે તોપણ તરત મન ને પાછો વાળે, ૨ આસ્તા ભુષાણ તે ભગવંતના વચન ઉપર શુધ પ્રતીત રા ખે ભગવંતે જેમ આગમમાં આજ્ઞા કરી તેમ સદહે, ૩ દયા ભાવ ભુષાણ તે સર્વ જીવ પોતાના સરીખા જાણી દયા પાળવી. ૪ સંવેગ ભુષણ તે સં- સારથી તથા બન્યથી શરીરથી ઉદાશીપણો રાખવો, ૫ નિરવેદ્ય ભુષાણ તે ઇદ્રીયના સુખ જીવે અનતીવાર ભોગવ્યા પણ તે દુખનાં કારણ છે એક ચીદાનદ મોક્ષ મઇ અતીદ્રીય સુખને આપણાં કરી જાણે એ સમકીતનાં પાંચ ભુશાણ કહ્યાં.

હવે ૭ આયતન કહે છે નીશ્ચય કુગુરૂ તે ભગવંતના વચનના ખોટા અર્થ કરે ખોટી પરૂપણા કરેતે, ૨ વ્યવહાર કુગુરૂ તે જોગી શન્યાશી બ્રાહ્મ ણ અને આચાર હીન વેષધારી યતિ તે પણ છોડવા- ૩ નીશ્ચય કુદેવ તે જેણે શ્રી વીતરાગ દેવનુ સ્વરૂપ નથી જાણ્યુ. ૪ વ્યવહાર કુદેવ તે જે સ- રાગી દેવ કૃશ્ન માહે દેવ ખેત્રપાળ દેવી પીતર પ્રમુખ તે પણ છોડવા. ૫ નીશ્ચે કુધર્મ જે એકાંત માર્ગ બાજ્ય કરણી ઉપર રાચ્યા છે અંતરંગ જ્ઞાન નથી ઓળખ્યા તે ૬ વ્યવહાર કુધર્મ તે પારકા અન્યમતીના સર્વ દર્શની નામત છાંડવા એટલે કુદેવ કુગુરૂ તથા કુધર્મને છંડી શુધ દેવ ગુરૂ તથા ધરમ સદહે તે સમકેતીની સદહાણા જાણવી સમકીતનાં લક્ષાણ પન્તવણા સુ- ત્રથી કહે છે તેનો માત્ર અર્થ લખીએ છીએ.

પરમાર્થ ૭ દ્રવ્ય નવ તતવના ગુણ પરજાય મોક્ષનુ સ્વરૂપ એટલે જે પરમાર્થ સુક્ષમ અર્થ છે તે જાણવાનો ઘણો પરચો કરે અથવા જાણવાની ઘ ણી ચાહના રાખે અને ભલી રીતે દીઠા છે તથા જાણ્યા છે પરમાર્થ ૭ દ્ર- વ્ય મોક્ષ માર્ગ જેણે એહવા ગુરૂની શેવા કરે એટલે જ્ઞાની ગુરૂ ધારવા અ ને સમકીત વિના જે વેષધારી એહવા ગુરૂનો સગ વરજે અનેકુદર્શની જે અન્ય

મતી તેનો સંગ ન કરે એવા જે પરીણામ તે સમકીતની સદહણા જાણવી.

જે સાવદ્ય આરંભથી વીરમ્યા છે ક્રોધાદી ચાર કષાય જીત્યા છે અને શુધ પંચમાહાવ્રત પાળે છે પણ સમકીત વીના છે તે જીવ મોક્ષ પામે નહી

હવે સમકીત તે શી વસ્તુ છે તે કહે છે, નય તથા ભંગે કરી તથા પ્રમાણે કરી જે પોતાના આત્માને જાણે ઓળખે સ્યાદવાદ આઠ પક્ષે જાણે જીવ ગુણ ઉપાદેય જાણે તેને સમકીતી જાણવો. વળી જ્ઞાની જીવ એહવુ ધ્યાન કરે કે હું એક છુ પર પુદગળથી ન્યારો છુ નીશ્ચય નયે કરી શુધ છુ અજ્ઞાન મળથી ન્યારો છુ નીરમળ છુ મમતાથી રહીત છુ જ્ઞાન દર્શનથી ભર્યો છુ હુ માહારા આત્મ સ્વરૂપને ધ્યાવતો સર્વ કર્મ ક્ષય કરૂ છુ, વળી કર્મ અંજનથી રહીત નિરંજન છુ કલંક રહીત છું પોતાના સ્વરૂપથી કોઈવારે ચળાયમાન થાઉ નહી પરમદેવ છુ જેની આદી નથી તથા જેનો અંત નથી ચેતના લક્ષણ છુ શીદ્ધ સમાન છુ સંત સતામઇ છુ.

જીવાદીક છ દ્રવ્ય જેવા છે તેવા સદહવા તે સમકેત 'અને છ દ્રવ્ય જેવા છે તેવા ગુણ પરજાય સહીત જાણે તે જ્ઞાન જાણવુ તે છ દ્રવ્ય જાણીને અજીવને છાંડે અને જીવના સ્વગુણમાં સ્થીર થઇને રમે તે ચારીત્ર કહીયે એ જ્ઞાન દર્શન ચારીત્ર શુધ રત્ન ત્રઇ તે મોક્ષનો મારગ છે માટે એ જ્ઞાન દર્શન ચારીત્રનો ઘણો યત્ન કરવો એ રત્ન ત્રઇ પામીને પ્રમાદ કરવો નહી, તીહાં નીશ્ચય વ્યવવાર કહે છે

નિશ્ચય નયનો માર્ગ જ્ઞાન સતા રૂપ તે મોક્ષનુ કારણ છે એટલે મોક્ષ છે અને વ્યવહાર ક્રીયા નય તે પુણ્યનુ કારણ કહ્યો પેહેલો નીશ્ચે નય સંવર છે અને નીશ્ચે સંવર નીશ્ચય નય તે એકજ છે જુદા નથી. બીજો વ્યવહાર નય તે આશ્રવ નવાં કર્મ લેવાનો હેતુ છે એટલે શુભ પુણ્ય કર્મનો આશ્રવ થાય છે અને અશુભ વ્યવહારે અશુભ કર્મનો આશ્રવ થાય છે, કોઇ પુછે જે વ્યવહાર નય આશ્રવનુ કારણ છે તો અમે વ્યવહાર નહીં આદરશુ એક નીશ્ચય માર્ગ આદરશુ તેહને ઉતર કહે છે.

એહવો ભવ્ય પ્રાણી જો તુમને જીન મતની ચાહના છે અને જીન મતને ઇચ્છોછો મોક્ષને ચાહો છે તો નીશ્ચય નય અને વ્યવહાર નય છાંડશો નહી એટલે બેહુ નય માનજો વ્યવહાર નયે ચાલજો અને નીશ્ચય નય સદહજો જો તુમે વ્યવહાર નય ઉથાપશો તો જીન સાશનના તીરથનો ઉછેદ

થાશે જેણે વ્યવહાર નય ન માન્યો તેણે ગુરૂ વંદન ભક્તિ તપ જપ સર્વ ન માન્યા એમ જેણે આચાર ઉથાપ્યો અને નિમીત કારણ વિના એકલો ઉપાદાન કારણ તે શીદ્ધ ન થાય માટે નીમીત કારણ રૂપ વ્યવહાર નય માનવો અને જો એકલો વ્યવહાર નય માનીએ તો નીશ્ચય નય ઓળખ્યા વિના તત્વ સ્વરૂપ જાણ્યુ જાય નહી માટે તત્વ મારગ અને મોક્ષ માર્ગ તે નિશ્ચય નય વિના પામીએ નહી અને તત્વ જ્ઞાન વિના મોક્ષ નથી એટલે નિશ્ચે વિના વ્યવહાર નિઃફળ છે અને નિશ્ચે સહીત વ્યવહાર તે પ્રમાણ છે તેનો દ્રષ્ટાંત—જેમ સોનાનાં આભુષણમાં ઉપધાતુ અથવાકીણજો મીલ્યો હોય તે પણ સોનાને ભાવે લેઇ રાખીએ છીયે. અને જો તે ઉપધાતુ તથા સોનુ બંને જુદા કરીએ તો સોનાને સહુ કોઇ લીયે અને ઉપધાતુ જે તાંબુ વિગરે તે કોઇ ન લીએ તેમ નીશ્ચે નય તે સોના સમાન છે અને વ્યવહાર નય તેકુ ધાતુ સમાન છે, માટે નીશ્ચે સહીત સર્વ ભલા છે અનીશ્ચે વ્યવહાર રૂપ મોક્ષ માર્ગ છે તે કહયો.

ભવ્ય પ્રાણી એમ ચીંતવે જે એ સરીર છીજ જાઓ ક્ષય થઇ જાઓ વિણ શી જાઓ એ શરીર માહારૂ પુદગળીક છે પર વસ્તુ છે એક દીવશે મુકવું છે માટે હે પ્રાણી તુ આપણા આત્માને નીરમળ પણે ધ્યાવતો સંસારથી તરીને કાંઠો પામીશ, અહો ભવ્ય જીવ એહીજ આપણો આત્મા છે તે સુદ્ધ બ્રહ્મ છે પણ કર્મને વશ પડયો જન્મ મરણ કરે છે પણ એ શરીરમાં જે જીવ છે તે દેવ પરમાત્મા છે માટે તુમે આપણે આત્મા ધ્યાવો તરણ તારણ ઝાહાજ એ આપણો આત્મા છે એમ શ્રી હેમાચાર્યે શ્રી વીતરાગ સ્તોત્રમાં કહ્યો છે. જે પરમાત્મા છે પર્મ જ્યોતિ છે પંચ પરમેષ્ટીથી પણ અધીક પુજ્ય છે કેમકે પંચ પરમેષ્ટી તો મોક્ષ માર્ગના બતાવનાર છે પણ મોક્ષમાં જવાવાળો તો આપણો જીવ છે, અજ્ઞાનનો મીટાવનાર સર્વ કર્મ કલેશનો ખપાવનાર એહવો આત્મા ધ્યાવો એહીજ પર્મ શ્રેયનુ કારણ છે શુદ્ધ છે પરમ નિરમળ છે એહવો આત્મા ઉપાદેય જાણીને સદહે અને જેવો પોતાથી નીરવાહ થાય તેવો ત્યાગ વૈરાગમાં પ્રવર્તે એટલે ધન તે પરવસ્તુ છે એમ જાણી સુપાત્રે દાન આપે અને ઇંદ્રીયના વિપાક તે કર્મ બંધન જાણી પરિહરે શીળ પાળે જે આહાર છે તે પુદગળીક પરવસ્તુ છે શરીર પુષ્ટીનુ કારણ છે અને શરીર પુષ્ટી કીધા થકી ઇંદ્રીઓના વિષયનો પોષ થાય માટે તે પર સ્વભાવ છે અજ્ઞાન સંસારનુ કારણ છે માટે આહારનો ત્યાગ કરવો તેને તપ

કહીએ તથા પુજ્ય તે શ્રી અરીહંત દેવે મોક્ષ મારગ ઉપદીસ્યો તે આપણે જાણ્યો માટે આપણા ઉપગારી છે તે ઉપગારીની બહુમાન સહીત ભક્તિ કરવી એમ દાન શીળ તપ પુજા સર્વ જીવ અજીવનુ સ્વરૂપ ઓળખ્યા વિના જે કરવુ તે પુણ્ય રૂપ ઇંદ્રીય સુખનુ કારણ છે અને જે જીવને ઉપાદેય કરી વાંછા વિના કરણી કરે છે તે નીઝરાનુ કારણ છે એમ દયા પણ શ્રી ભગવતી સુત્રમાં સાતાવેદનીનુ કારણ કહ્યુ છે એટલે સમ્યક જ્ઞાનીને સર્વ કરણી તે નીઝરા રૂપ છે અને જ્ઞાન વિના સર્વ કરણી બંધનુ કારણ છે માટે જ્ઞાનનો ઘણો અભ્યાસ કરવો એ ભગવંતે શીખામણ દીધી છે તથા જ્ઞાનનુ કારણ સૂત જ્ઞાન છે તેનો ઘણો ભાવ રાખવો શ્રી ઠાણંગજી સુત્રમાં તથા શ્રી ઉતરાધ્યેનજી સુત્રમાં તથા શ્રી ભગવતીજી સુત્રમાં ૧ વાચના ૨ પૃછના ૩ પરાવર્તના ૪ અનુપેક્ષા ૫ ધરમ કથા એ સીઝાય ભણતા ગણવાનુ ફળ મોક્ષ કહ્યો છે સીઝાય કરવાથી જ્ઞાનાવરણી કર્મ ખપાવે કેમકે વાચનાથી તીર્થધરમ પ્રવર્તે માહા નીઝરા થાય તથા પુછવાથી સુત્ર અને અર્થ શુદ્ધ થાય મીથ્યાત્વ મોહનીય ખપાવે તેમ જેમ જેમ અર્થ વિચાર પુછે તેમ સમકીત નીરમળ થાય અને અનુપેક્ષા તે અર્થ વિચારતાં સાત કરમની સ્થીતીના રસ પાતળા કરે અનંતો સંસાર ખપાવી પાતળો કરે તથા સૂત જ્ઞાનની આરાધનાથી અજ્ઞાન મીટે એવાં ફળ ભગવંતે કહ્યાં છે.

માટે વાંચવા તથા ભણવાનો ઘણો ઉદ્યમ કરવો કેમકે આજ પંચમા કાળમાં કોઇ કેવળી નથી તથા મનપરજવ જ્ઞાની અને અવધી જ્ઞાની પણ નથી એક માત્ર સૂત જ્ઞાન એહીજ આગમનો આધાર છે કહ્યુ છે કે હે ભગવંત અમ સરીખા પ્રાણીની શી ગતી થાત જે અમે આ દુશમ કાળમાં જન્મ લીધો હા ઇતી ખેદ અમે અનાથ છુ જો જીનરાજના કહેલા આગમ ન હોત તો આજ શુ થાત એટલે આજ આગમનોજ આધાર છે માટે આગમ અને આગમધર જે બહુસૂત તેનો ઘણો વિનય કરવો આગમમાં વિનયનુ ફળ તે સાંભળવુ અને સાંભળવાનુ ફળ જ્ઞાન છે જ્ઞાનનુ ફળ મોક્ષ છે એમ આગમ સાંભળી લેવા યોગ્ય લેજો અયોગ્ય છાંડજો સદહણા શુધ રાખજો સદહણા તે મોક્ષનુ મુળ છે ઇંદ્રીય સુખ તો આ જીવે અનંતીવાર પામ્યાં છે એહવી જાતી જન્મ જોની કોઇ રહી નથી જે આપણા જીવે નહી કરી હોય એ જીવને સંસારમાં ભમતાં અનંતા પુદગળ પરાવર્ત માન થયા પણ ધરમની જોગવાઈ મીલી નહી તો હવે મનુષ્ય ભવ પામી શ્રાવક કુળ નિરોગી શરીર પંચેદ્રી

પ્રગટ બુદ્ધી નિરમળ એટલા સંજોગ મીલ્યા વળી શ્રી વીતરાગની વાણીના કહેનારા શુદ્ધ ગુરૂની જોગવાઇ પામીને અહો ભવ્ય લોકો તુમે ધરમને વિષે વીશેષ ઉદ્યમ કરજો ફરીથી એહવી જોગવાઇ મીલવી દુર્લભ છે માટે પ્રમાદ કરવો નહી એ શરીર ધન કુટંબ આઉખો સર્વ ચંચળ છે ક્ષીણ ક્ષીણ છીજે છે માટે પાંચ સમવાય કારણ મીલ્યા મોક્ષ રૂપ કાર્ય શીદ્ધ કરવુ તે પંચ સમવાયનાં નામ કહે છે. ૧ કાળ ૨ સ્વભાવ ૩ નીયત ૪ પુર્વ કૃત ૫ પુરષાકાર એ પાંચ સમવાય માને તે સમકેતી છે એમાં એક સમવાય ઉથાપે તેહને મીથ્યાત્વી કહીયે, એમ સમતિ સુત્રમાં કહ્યુ છે કે કાળ લબ્ધિ વિના મોક્ષરૂપ કાર્ય શીદ્ધ થાય નહી એટલે કાળ સર્વનુ કારણ છે જે કાળે જે કાર્ય થવાનો હોય તે કાર્ય તે કાળે થાય એ કાળ સમવાય અંગીકાર કરી કહ્યો. ઇહાં કોઇ પુછે જે અભવ્ય જીવ મોક્ષ કેમ જાતા નથી તેને ઉતર જે અભવ્યને કાળ મળે પણ અભવ્યમાં સ્વભાવ નથી તેથી મોક્ષ જાય નહી કેમકે કાળ સ્વભાવ એ બે કારણ જોઇએ તેવારે ફરી પુછ્યુ જે ભવ્ય જીવમાં તો મોક્ષ જવાનો સ્વભાવ છે તો સર્વ ભવ્ય જીવ મોક્ષ કેમ જાતા નથી તેહને ઉતર જે નીયત કહેતાં નીશ્ચય સમકીત ગુણ જાગે તેવારે મોક્ષ પામે એટલે કાળ સ્વભાવ નીયત એ ત્રણ કારણ માન્યા તેવારે ફરી પુછ્યુ જે સમકીત આદી કારણ તો શ્રેણીક રાજાને હતાં તો મોક્ષ કેમ ન થયો તેને ઉતર જે પુર્વ કૃત કર્મ ઘણાં હતાં અથવા પુરષાકાર તે ઉદ્યમ કર્યો નહી, ફરી પુછ્યુ જે સાળીભદ્ર પ્રમુખે તો ઉદ્યમ ઘણો કીધો તેને ઉતર જે તેમનાં પુર્વ કૃત શુભ કરમ ખપ્યાં ન હતાં. માટે પાંચ સમવાય મીલ્યા કાર્યની શીદ્ધી થાય તેવારે ફરી પુછ્યુ જે મરૂદેવા માતાને તો ચાર કારણ મીલ્યાં પણ પાંચમો પુરૂષાકાર ઉદ્યમ કાંઇ કીધો નહી તેને ઉતર જે ક્ષપ શ્રેણી ચઢવાને શુકળ ધ્યાન રૂપ ઉદ્યમ કીધો છે માટે પાંચ સમવાય મીલ્યા મોક્ષરૂપ કાર્ય શીદ્ધ થાય.

જેવારે કેવળ જ્ઞાને કરીને સર્વ દ્રવ્ય જેમ રહ્યા છે તેમ દેખે એટલે આકાશ દ્રવ્ય લોકાલોક પ્રમાણ છે તેમાં અલોકમાં બીજુ દ્રવ્ય કોઇ નથી લોકાકાશના એકેકા પ્રદેશે ધર્માસ્તીકાય અધરમાસ્તીકાયનો એકેક પ્રદેશ રહે છે તથા અનંતા જીવના અનંતા પ્રદેશ રહ્યા છે અનંતા પુદગળ પરમાણુ રહ્યા છે કાળનો સમય સર્વત્ર વરતે છે.

**હવે છ દ્રવ્યની ફરશના કહે છે ધરમાસ્તીકાયના એક પ્રદેશે ધરમાસ્તીકાયના છ પ્રદેશ ફરસ્યા છે તે આવી રીતે કે ચાર દીશીના ચાર અને પાં**

ચમો નીચે છઠો ઉપર એ ૭ પ્રદેશ ફરસ્યા છે તથા એક મુળ પોતે પ્રદેશ એમ સાત પ્રદેશનો સબંધ છે અને ધરમાસ્તીકાયના એકેક પ્રદેશને આકાશ દ્રવ્ય તથા અધરમાસ્તીકાયના સાત પ્રદેશ ફરસે છે તે એક મુળના પ્રદેશને બીજા દ્રવ્યનો મુળનો પ્રદેશ ફરશે માટે સાત પ્રદેશની ફરસના છે અને એ ધરમાસ્તીકાયના એક પ્રદેશે જીવ પુદગળના અનંતા પ્રદેશની ફરસના છે અને લોકને અંતે જે ધરમાસ્તીકાયના પ્રદેશ છે તેને આકાશની ફરસના તો છએ દીશીની છે અને એક મુળ પ્રદેશ સુધાં સાત પ્રદેશની ફરસના છે અને બીજા દ્રવ્યની ત્રણ દીશીની ફરસના છે એમ સર્વ દ્રવ્યની ફરસના છે અને આકાશ થી ધરમ અધરમની અવગાહના સુક્ષ્મ છે ધરમ અધરમ દ્રવ્યથી જીવની અવગાહના સુક્ષ્મ છે જીવથી પુદગળની અવગાહના સુક્ષ્મ છે.

એમ છ દ્રવ્યના ગુણ પરજાય સામાન્ય સ્વભાવ અગ્યાર છે અને વિશેશ સ્વભાવ દસ તે શ્રી કેવળી ભગવંત જ્ઞાનથી જાણે દરશનથી દેખે તે અગ્યાર સામાન્ય સ્વભાવ કહે છે. ૧ આસ્તી સ્વભાવ ૨ નાસ્તી સ્વભાવ ૩ નીત્ય સ્વભાવ ૪ અનીત્ય સ્વભાવ ૫ એક સ્વભાવ ૬ અનેક સ્વભાવ ૭ ભેદ સ્વભાવ ૮ અભેદ સ્વભાવ ૯ ભવ્ય સ્વભાવ ૧૦ અભવ્ય સ્વભાવ ૧૧ પરમ સ્વભાવ એ અગ્યાર સામાન્ય સ્વભાવ સર્વ દ્રવ્યમાં છે એ સામાન્ય ઉપયોગ દર્શન ગુણથી દેખે હવે દશ વીષેશ સ્વભાવ કહે છે ૧ ચેતન સ્વભાવ ૨ અચેતન સ્વભાવ ૩ મુર્તી સ્વભાવ ૪ અમુર્તી સ્વભાવ ૫ એક પ્રદેશ સ્વભાવ ૬ અને પ્રદેશ સ્વભાવ ૭ શુદ્ધ સ્વભાવ ૮ અશુદ્ધ સ્વભાવ ૯ વિભાવ સ્વભાવ ૧૦ ઉપચરીત સ્વભાવ એ દસ વિષેશ સ્વભાવ તે કોઇ દ્રવ્યમાં કોઇક સ્વભાવ છે કોઇક દરવ્યમાં કોઇક સ્વભાવ નથી એ જ્ઞાનથી જાણે એટલે શીદ્ધ ભગવાન લોકાલોક સર્વ જ્ઞાનોપયોગથી જાણી રહ્યા છે દર્શનોપયોગથી દેખી રહ્યા છે એહવા અનંત ગુણી અરૂપી શીદ્ધ ભગવાન છે તે સમાન પોતાના આત્માને જાણે ઉપાદેય કરી ધ્યાવે તે સમકેતી જાણવો.

## દોહા.

અષ્ટ કરમ વદન દાહકે, ભયે શીધ જીન ચંદ, તા સમજે અપ્પાગણે, વંદતા કો ઈદ. ॥ ૧ ॥ કરમ રોગ ઓષધ સમી, જ્ઞાન સુધારસ વૃષ્ટી, શિવ સુખામૃત સરોવરી, જય જય સમ્યક દ્રષ્ટી, ॥ ૨ ॥ એહીજ સદગુરૂ શીખ છે, એહીજ શિવપુર માગ, લેજ્યો નિજ જ્ઞાનાદી ગુણ, કરજ્યો પરગુણ

ત્યાગ; ૩ જ્ઞાન વૃક્ષ શેવો ભવીક, ચારીત્ર સમકીત મુળ; અમર અગમ પદ ફળ લહે, જીન વર પદવી ફુલ; ૪ સંવત સતર છિહુંતરે, મન શુદ્ધ ફાગુણ માસ; મોટે કોટ મરોટમે, વસ્તાં સુખ ચોમાસ; ૫ સુવિહીત ખરતર ગચ્છ સુધીર, યુગવર જીન ચંદ સુર; પુણ્ય પ્રધાન પ્રધાન ગુણ, પાઠક ગુણે પડું-ર; ૬ તાસ શીષ્ય પાઠક પ્રવર, સુમતિ સાર ગુણવંત; સકળ શાસ્ત્ર જ્ઞાયક ગુણી, સાધુ રંગ જસવંત; ૭ તાસ શીષ્ય પાઠક વિબુધ, જીન મત પરમત જાણ; ભવિક કમળ પ્રતી બોધવા, રાજ સાગર ગુરૂ ભાણ; ૮ જ્ઞાન ધર્મ પાઠક પ્રવર, સમ દમ ગુણે અગાહ; રાજ હંસ ગુરૂ ગુરૂ શક્તિ, સહુ જગ કરે સરાહ; ૯ તાસ શીષ્ય આગમ રૂચી, જૈધર્મકો દાસ; દેવચંદ આનંદમે, કીનો ગ્રંથ પ્રકાશ; ૧૦ આગમ સારો દ્ધાર એહ, પ્રકૃત સંસ્કૃત રૂપ; ગ્રંથ કીઓ દેવચંદમુની, જ્ઞાના મૃત રસ કુંપ; ૧૧ કરયો ઇહાં સદાય અતિ, દુર્ગ દાસ સુભ સમજાવણ નિજ મીત્રકું, કીનો ગ્રંથ પવિત; ૧૨ ધર્મ મીત્ર જીન ધર્મ રતન, ભવિજ ન સમકિત વંત; શુદ્ધ અમર પદ ઓલખણ, ગ્રંથ કીયો ગુણવંત; ૧૩ તત્વ જ્ઞાન મય ગ્રંથ યહ, જોવે બાળા બોધ; નિજ પર સત્તા સબ લીખે, શ્રોતા લહે પ્રબોધ; ૧૪ તાકારણ દેવચંદ મુની કીનો આ-ગમ ગ્રંથ; ભણશે ગુણશે જે ભવિક, લહેશે તે શીવ પંથ; કથક શુદ્ધ શ્રોતા રૂચી, મીલજો એહ સંજોગ; તત્વ જ્ઞાન શ્રધા સહીત, વળી કાય નિરોગ; ૧૬ પરમાગમસું રાચજો, લેહેશો પરમાણંદ, ધરમરાગ ગુરૂ ધરમ સો ધરજો એ સુખ કંદ; ૧૭ ગ્રંથ કીયો મન રંગ સો, સિત પખ ફાગુન માસ; ભોમ વાર અરૂ તિજ તીથી, સફળ ફળી મન આસ; ૧૮.



:

# શ્રી શાંતિજીનાય નમઃ

# શ્રી જશોવિજયજી ઉપાધ્યાય કૃત,

## શ્રી અધ્યાત્મસાર નામા ગ્રંથનો બાળાબોધ પ્રારંભ.



આ ગ્રંથ શ્લોક બંધ કરતા પુરૂષે રચેલો છે પણ અહીંયાં તો ફક્ત તેનો અર્થ માત્રજ લખીએ છીએ.

## પ્રથમ ગ્રંથ કરતા મંગળા ચરણ નીમીતે ભગવંતની સ્તુતી કરે છે.

ઇંદ્ર સબંધી જે શ્રેણી તેણે નમસ્કાર કર્યો છે અને અષ્ટમાહા પ્રાતીહાર્ય રૂપ લક્ષ્મીએ કરી યુક્ત તથા યુગને આદ જગતને અજ્ઞાન રૂપ કાદવમાંથી ઉદ્ધારના કરનાર એહવા જે શ્રી રષભદેવ ભગવાન તે જયવંતા વરતો. ॥ ૧ ॥ શ્રી શાંતીનાથ ભગવંત તે ભવ્ય પ્રાણીયો પ્રતે સંતાપના ભેદનારા થાઓ મૃગનુ લાંછન છે જેને જેમ ચંદ્ર કીરણ નીરમળ થકા કુમુદનીને વિકશીત કરે છે તેમ જેની વાણી તે પૃથ્વીને વિષે ઉલાસ કરે છે, ॥ ૨ ॥

શિવા રાણીના પુત્ર શ્રી નેમનાથજી તેમને સ્તવું છુ જે ભગવંતે પોતાના યશે કરીને જેને જગતને ભરયું છે તેમજ પોતાના મુખથી પ્રગટયો જે વાયુ તેણે કરીને પાંચ જન્ય નામે શંખને પુરીને તેનો નાદ કીધો, ॥ ૩ ॥ શેષ નાગ તેની ફણના પ્રાંત જે મણી તેને વિષે સંક્રમ્યુ જે શરીર તેણે કરીને ત્રણ જગતનો દ્ધારજ જાણે કરતા હોયની એહવા જે શ્રી પારશ્વનાથ બહુસ્વરૂપના કરતા તે જયવંતા વર્તો. ॥ ૪ ॥

જગતને આનંદના કરનાર વળી જેની અમૃત સરીખી વાણીને હજી સુધી પંડીત લોકો સેવે છે અંગીકાર કરે છે એહવા જ્ઞાત નંદ જે શ્રી વીરજીન તે જયવંતા વર્તો. ॥ ૫ ॥ એ પાંચે પરમેશ્વરને તથા બીજા પણ જીનોને તથા પોતાના ગુરૂને નમસ્કાર કરીને અધ્યાત્મનો સાર જે રહસ્ય તે પ્રગટ કરવાને હવે ઉછાહ કરૂ છુ. ॥ ૬ ॥

હવે અધ્યાત્મ શાસ્ત્રનુ માહાત્મ કહે છે.

ઘણા શાસ્ત્રોથી ભલી રીતે પરીચીંતન કરીને વળી પંડીત લોકોના સંપ્રદાય થકી જે અધ્યાત્મ શાસ્ત્રને વિષે અનુભવ યોગ્ય થયુ તે થકી હું કાંઇક સંક્ષેપ માત્ર પ્રસ્તાવના કરૂ છુ. ॥ ૭ ॥

જે રીતે ભોગી પુરૂષને સ્ત્રીના ગીત સંગીત પ્રીયકારી લાગે છે તે રીતે યોગીશ્વર પુરૂષને પ્રીતીના અર્થે આ અધ્યાત્મ રસે કરીને મનોહરકારી એહવો પદ્યબંધતાએ કરૂ છુ. ॥ ૮ ॥

સ્ત્રીના અધરરૂપ અમૃતના સ્વાદી જે જુવાન પુરૂષને સુખ ઉપજે છે તે સુખનો સ્વાદ તો અધ્યાત્મ શાસ્ત્રના સ્વાદનો જે સમુદ્ર છે તેનો એક બીંદુ માત્ર સ્વાદ છે. ॥ ૯ ॥ જે પ્રાણીને અધ્યાત્મ શાસ્ત્રથી મનોહર સંતોષ રૂપ સુખ પ્રગટ થયુ તે પ્રાણી રાજાને તથા ધનદને અને ઇંદ્ર સરીખાને પણ લેખામાં ગણતા નથી. ॥ ૧૦ ॥

જેમ કલ્પ વૃક્ષના ફળને લેવાની ઇચ્છાએ પાંગળો પુરૂષ આંગળી ઉંચી કરે છે તે જેમ વ્યર્થ છે તેમ જે પ્રાણી નીશ્ચય અધ્યાત્મ શાસ્ત્રને પામ્યા નથી અને આચાર્ય પંડીતપણુ ઇચ્છે છે તે પણ વ્યર્થ છે. ॥ ૧૧ ॥ કપટ રૂપ પર્વતને ભેદવા વજ્ર સમાન મૈત્રતા ભાવરૂપ સમુદ્રની વૃધી કરવાને ચંદ્રમા સમાન એહવુ અધ્યાત્મ શાસ્ત્ર વૃધી પામેલુ એહવુ જે મોહ રાજાનુ વન તેહને બાળવાને અરથે દાવાનલ સમાન છે. ॥ ૧૨ ॥

અધ્યાત્મ શાસ્ત્રનો ભલો રાજ્ય પ્રવર્તે થકે કાંઇ પણ ઉપદ્રવ થાય નહી ધર્મનો માર્ગ સુગમ થાય અને પાપરૂપ ચોરટા નાશી જાએ. ॥ ૧૨ ॥ જે પ્રાણીના હૃદયને વિષે અધ્યાત્મ શાસ્ત્રના અર્થનુ તત્વત દ્રત થયું છે તેને કષાય રૂપ વીષના વેગનો કળેશ તે કદીએ થાય નહી. ॥ ૧૪ ॥

જો અધ્યાત્મ સાસ્ત્રના અર્થના બોધની કૃપા પડીત જેવાને પણ ન હોય તો નીરદય એહવો જે કામ રૂપ ચંડાળ તે પંડીતને પણ પીડ્યા કર્યા વીના રેહે નહી, ૧૫ જે પર્મ રૂષીશ્વર છે તે અધ્યાત્મ શાસ્ત્ર રૂપ દાતરડે કરીને મન રૂપી વનને વીશે વૃધી પામતી એહવી તૃશ્રના ઝેહેરની વેલી તેને છેદી નાખે છે; ૧૬

જેમ વનને વીષે ઘર, દળીદ્રને ધન, અંધારામાં ઊદ્યોત તથા મરૂ દશને વીશે જે પાણી તે દુઃખે પામવા જોગ છે તેમ જે ધન્ય પ્રાણી હોય છે તેનેજ અધ્યાત્મ શાસ્ત્ર કળયુગને વીષે પ્રપ્ત થાય

છે; ૧૭ વેદના જાણ તથા બીજા શાસ્ત્રના જાણનારા તે કલેશના ભોકતા છે અને રસના ભોકતા છે તે અધ્યાત્મ શાસ્ત્રના જાણનારા છે તે એ રસનો ભોગ્યવંત હોય તેજ પામે અને જે ગધેડો હોય તેતો માત્ર ચંદનના ભારનેજ ઉપાડે એટલુજ પણચંદનની સુગંધીનો ભોગતો તેના કીમતીજ લીએ છે. ૧૮

ભુજાના આસ્ફોટ કરવે કરીને વળી હાથને તથા મુખને વીકારે કરીને ઇન્યાદીક નાટીકના અભીનયે કરવે કરીને ભોગી પુરૂષ સુખ કરી માને છે, અને અધ્યાત્મ શાસ્ત્રના જાણ જે પુરૂષ છે તે તો અવીકારી નેત્રના ધણી ઇદ્રીયના વીકાર રહીત છે; ૧૯ અધ્યાત્મ શાસ્ત્ર રૂપ જે હેમાચળ પર્વત તેણે મથ્યો જે આગમ રૂપ સમુદ્ર તે થકી નીકલ્યાં ઘણાં ગુણ રૂપીયાં જે રત્ન તે તો વીબુધ જે પંડીત લોક તે પામે છે. ૨૦

કામનો જે રસતે ભોગવતાં શુધી મધુર છે, ભલાં ભોજનનો રસ તે જમવાની વખત સુધી મધુર પણે વર્તે છે પણ અધ્યાત્મ શાસ્ત્રની સેવાનો જે રસ તે તો નીરવધી છે કેમકે પ્રારંભ કાળથી માંડીને સદાએ વધતોજ રસ છે પણ કીવારે વીરસ ન થાય; ૨૧ કુતર્ક શાસ્ત્રના રહસ્યનો જે અહંકાર તે રૂપી તાવ તેહના વીકાર વાળી થઇ એહવી જે દ્રષ્ટી તે અધ્યાત્મ શાસ્ત્ર રૂપ આષધના યોગ્યથી નીરમળ પણાને પામે છે. ૨૨

ધનવંત જનને જેમ પુત્ર અને સ્ત્રી તે સંસારની વૃધીનાં કારણ છે તેમ અભીમાને ભરાએલા પંડીત લોકને અધ્યાત્મ શાસ્ત્ર વીનાં માત્ર સંસારની વૃદ્ધી છે, ૨૩ તે માટે અધ્યાત્મ શાસ્ત્રને ભણવુ વળી વારંવાર હૃદયને વીષે ભાવવું એના અર્થનું વારંવાર ચીંત ન કરવું અને જે પુરૂષ યોગ હોય તેનેજ શીખવવુ પુસ્તક આપવું.

શ્રી અધ્યાત્મ શાસ્ત્રના માહાત્મનો પેહેલા અધીકારમો અર્થ પુરો થયો.

---

## હવે શ્રી અધ્યાત્મના સ્વરૂપનો બીજો અધીકાર લખીએ છીએ.

હવે શિષ્યે પુછયું કે હે ભગવંત અધ્યાત્મ તે શું છે કે જેનુ તુમે આગુ વર્ણન કીધુ, ત્યારે ગુરૂ કહે છે કે હે શીષ્ય શાસ્ત્ર મરીયાદાએ તને કહું છું તે સાંભળ; ૧ જે મુનીરાજનો મોહનો અધીકાર નાશ પામ્યો છે

અને જે આત્માને આશ્રીને શુધ ક્રીયાયે અંતર આત્માને વીષે પ્રવર્તે તેનુ નામ પરમેશ્વર અધ્યાત્મ કહે છે. ૨

સામાઇક ચારીત્ર જેમ સર્વ ચારીત્રને વીષે અનુગત કારણપણો વરતે છે તેમ સર્વજોગને વીષે અધ્યાત્મ પણ સહ ચારી પણે વરતે છે. ૩ અપુનબંધી જે ચોથો ગુણઠાણો ત્યાંથી માંડીને ચઉદમા ગુણઠાણા લગે અનુક્રમે જે આત્માની વિશુધતા પ્રગટ થાય તે સર્વ અધ્યાત્મ ક્રીયા જાણવી. ૪

અને જે આહારાદીકને અરથે તથા પુજા પામવાની રીધી તેની ગૌરવતાયે બંધાણા થકા ભવાભીનંદી જે ક્રીયા કરે તે સર્વ અધાત્મ ક્રીયાની વૈરણી જાણવી. ૫ ૧ ક્ષુદ્રતા ૨ લોભ ૩ રતિ ૪ દીનતા ૫ મત્સરીપણુ ૬ ભય ૭ શઠતા ૮ અજ્ઞાનતા. એ ભવાભીનંદી પણાના સંગ થકી જે ક્રીયા કરે તે ક્રીયાનો આરંભ નિઃફળ થાય છે. ૬

૧ શાંતગુણ ૨ દાંત ગુણ ૩ સદા ગુપ્તીય ઇંદ્રીયપણુ ૪ મોક્ષાર્થીપણુ ૫ વીશ્વનુ વાત્સલ્યતા પણુ ઇત્યાદીક નીરંદભી પણે જે ક્રીયા કરે અધ્યાત્મ ગુણની વૃધી કરતા થાય ૭ તે માટે જેને તત્વ પુછવાની સંજ્ઞા ઉપની છે તથા તત્વ પ્રતે હવે પુછવાને સન્મુખ થયો છે સાધુને પાશે તત્વ પ્રતે સાંભળવાને અરથે જાવાનુ શીલ છે એમ ક્રીય યોગને વીષે રહ્યો થકો ધર્મના તત્વને પુછે છે. ૮

એમ તત્વને અંગીકાર કરતો થકો જેને પુરવે પ્રતીપન થયો છે સંમ્યક્ત દર્શન એવા શ્રાવક તથા યતી તે ત્રણ પ્રકારના ૧ ઉપસમ સમકેતિ, ૨ ક્ષયોપસમ સમકેતી, ૩ ક્ષાયક સમકેતિ તે અનુતાનું બંધીનો અંશ ખપાવ્યુ છે જેણે ૯ વળી જેણે દર્શન મોહનીય ખપાવી છે અથવા મોહનીયને ઉપ સમાવી છે એહવા જે ઉપાશાંત મોહા ક્ષપક શ્રેણીને વીષે વરતે છે તથા જેણે મોહનો ક્ષય કરયો છે તે સંજોગી કે વળી તથા અજોગી કે વળી ભગવંત જાણવા. ૧૦

એ અનુક્રમે જે કહ્યા તે સધળા એક એક થકી અસંખ્યાત ગુણી નીઝરાના કરતા છે, એક કલાયે કરીને પણ અધ્યાત્મની વૃધીને અરથે ઉદ્યમ કરવો એહીજ હેતુ છે. ૧૧ જેમ રથના બે ચક્ર તે રથની સાથે સલગ્ન છે તથા પક્ષીની બે પાંખો તે પક્ષીની સાથે સલગ્નજ છે તેમ એક સુદ્ધ જ્ઞાન અને બીજી સુદ્ધ ક્રીયા એ બે અંશ તે અધ્યાત્મની સાથે સલગ્નજ છે. ૧૨

પુર્વે તો નીશ્ચય નય અને વ્યવહાર નયનો આરોપણુ માત્ર ઉપચાર થીજ છે પણ પાંચમા ગુણઠાણાથી માંડીને એ નય ઇચ્છે છે ॥ ૧૩ ॥ અને ચોથે ગુણઠાણે પણ શુ સૂપ્યાદીક ક્રીયા તે ઉચિત છે જેમ કોઈને સોનાનાં ઘ

સોનાં ન મીલતાં હોય તો તેને રૂપાનાં મીલે તે પણ રૂડાં મનાય. ॥ ૧૪ ॥

સંભાવે કરીને સહીત વીચીત્ર પ્રકારનાં દર્શન ભેદ કરીને અપુનર્બંધી જે ચોથો ગુણઠાણો તેહની જે ક્રીયા તે જો પણ ધરમના વધનને કરનારી છે ॥ ૧૫ ॥ તોપણ ભલા આશય થકી અશુદ્ધ ક્રીયા કરે તે પણ શુદ્ધ કહેવાય ત્રાંબુ જે છે તેને ગાળી તેમાં રસાયનુ વેધ કરવાથી રસાયન મેળવવાથી સોનુ થઇ જાય છે. ॥ ૧૬ ॥

એહીજ કારણ માટે ધીર બુધીના ધણી રત્નત્રઇના મારગને વીષે પ્રવેશ કરવાને મીથ્યા દ્રષ્ટીવાળાળાને પણ દ્રવ્ય સમકીતનો આરોપ કરીને ચારીત્ર આપે છે ॥ ૧૭ ॥ જે પ્રાણી સંસારનુ નીરગુણપણુ જાણીને વ્રત પાળવાને ધીર થાય તે પ્રાણી ધર્મને જોગ જાણવો અને અંતરંગ ભાવનો ભેદતો દુઃખે કરીને સમજાય છે માટે તે ઉપયોગમાં ન કરવો, ॥ ૧૮ ॥

કદાપી કોઇ એમ કહેશે જે ભાવ જાણ્યા વીના ચારીત્ર દેવાથી શીધી અશીધી સર્વ હણાઇ જાય તેવારે ભવ્યને પણ દીક્ષા ન આપવી કેમકે તેને અંતરંગની ખબર નથી અને એ રીતે દીક્ષા ન આપવાથી સમ્યગ માર્ગનો ઉછેદ થાય ॥ ૧૯ ॥ એમ અશુધનો અનાદર કરે અને શુધ જોગનો અભ્યાસ ન કરે ત્યારે દર્શન જે સમકીત તે પણ શુધ ન થાય કેમકે એક નિસર્ગ સમકીત ટાળીને શુદ્ધ કરવુ તે પણ અભ્યાસથીજ થઇ શકે ॥ ૨૦ ॥

શુદ્ધ મારગને અનુરાગે કરીને અસઠતા ભાવે જે આત્માની નિરમળતાયે ગુણવંત પ્રાણીને આધીન થઇને વરતે તો તે પ્રવૃતિ કોઇ ઠેકાણે હણાય નહી ॥ ૨૧ ॥ વિષયે કરીને આત્માયે કરીને અને અનુબંધે કરીને એ ત્રણ પ્રકારની વિશુદ્ધી છે તે એકેકથી નીરમળ છે એ ત્રણે કરમ છે તેમાં જે દુઃખથી પોતાના આત્માને છોડાવવાને ઝંપાપાત પ્રમુખ કરે તેને વિષય શુદ્ધી કહીએ. ॥ ૨૨ ॥

અજ્ઞાનીને આત્મ શુદ્ધ નામે બીજી શુદ્ધી થાય તે લોક દ્રષ્ટીએ પાંચયમ ત્રણ નિયમ પ્રમુખ પાળે છે એ બીજો ભેદ ત્રીજો આત્માનુ બંધ તે કહીએ જે શાંત વૃતિયે તત્વનુ સંવેદન કરે ચીંતન કરે ॥ ૨૩ ॥ પેહેલી શુદ્ધીમાં અજ્ઞાનની બોહોળતા ઘણી છે તેણે કરીને મોક્ષના સાધનને બાધ કરે અને તેના સદભાવ થકી શુભ આશયનો લેશ માત્ર હોય તો તેથી જન્મ મરણની પરંપરા કાંઇ તુટે નહી એહવો જોગાભ્યાશી પુરૂષ કહે છે ॥ ૨૪ ॥

આત્મ શુદ્ધી નામે બીજા જોગ થકી કાંઇક લેશ માત્ર દોશની હાની તો

થાય પણ પરંપરાયે ઘણા દોશ થએલા તે ડેડકાના ચુરણની પેઠે એક ડેડકાનો નાશ થાય પણ તેથી બીજા ઘણાં ડેડકાં ઉત્પનન્ન થાય ત્રીજી શુદ્ધી આત્યંતીક છે તેથી કરમની હાની થાય કેમકે તે ગુરૂતા ભાવ અને લઘુતા ભાવની વિચારણ કરવાથી પ્રગટે એહવી છે ॥ ૨૫ ॥ સ્વરૂપ થકી જે ક્રીયા શુદ્ધ છે તે જ નિશ્ચયપણે આત્માને વિશુધતાની કરનારી છે માટે શુદ્ધ ક્રીયા કરવી મુનીદ્ર જે પરશ્વર તેમણે બતાવ્યા જે વ્યવહાર તેનુ સેવન કરવે કરીને ઘણા આદર સહિત ક્રીયા કરે તો મારગ રત્નત્રઇ તેનુ બીજ પ્રગટ થાય છે, ॥ ૨૬ ॥

ગુરૂની આજ્ઞાને આધીન રહેવાથી દ્રવ્ય દીક્ષા લીધી હોય તો પણ વિર્ય ઉલાસની અનુક્રમે વૃધી કરીને ઘણા જીવ પર્મ પદને પામ્યા છે ॥ ૨૭ ॥ એ રીતે અધ્યાત્મના અભ્યાષકાળને વિષે પણ ક્રીયા કોઇક લેશ માત્ર નીશ્ચયે વરતેજ છે અને શુભકારી ઓઘ સંજ્ઞાને સહચારીપણે તીહાં જ્ઞાન પણ કાંઇ વરતે છે. ॥ ૨૮ ॥.

એજ કારણ માટે જ્ઞાનને ક્રીયારૂપ તે અધ્યાત્મપણુ વરતે છે જે જ્ઞાન ક્રીયારૂપ તે અધ્યાત્મ છે એજ જ્ઞાન ક્રીયા નિર્દભાચારે કરીને મનોહર એહવો જે પ્રાણી તેને વિષે ઉત્તરોત્તર વૃદ્ધીને પામે છે. ॥ ૨૯ ॥

અથ શ્રી અધ્યાત્મ સ્વરૂપ નામે બીજો અધીકાર સમાપ્ત.

## હવે દંભ ત્યાગ નામા ત્રીજો અધીકાર કહે છે.

મક્તિરૂપી વેલીને દહન કરવામાં કપટ તે અગ્ની સમાન છે ને ક્રીયારૂપ ચંદ્રને ગ્રાસ કરવાને કપટ તે રાહુ છે અને કપટજ દુર્ભાગ્યનુ કારણ છે અધ્યાત્મ સુખને ગળી જનાર ભુગળી તે પણ કપટજ છે ॥ ૧ ॥ જ્ઞાન રૂપ પર્વતને તોડવાને કપટ તે વજ્ર સમાન છે કામરૂપી અગ્નીની વૃદ્ધી કરવાને ઘૃત જોઇએ તો કપટજ છે વ્યસનનો મીત્ર તે કપટ છે અને વ્રતરૂપ લક્ષમીનો ચોર પણ દંભજ છે ॥ ૨ ॥ કપટ રાખી વ્રતને વિષે રહી જે પ્રાણી લોઢાની નાવમાં બેશીને સમુદ્ર તરવાની ઇચ્છા રાખે છે તેવો જાણવો, ॥ ૩ ॥

તે તપે પણ શું ને વ્રતે પણ શું જો કપટ દીશાને નહી તજી તો સર્વ નીઃફળ છે, તે આરશીએ પણ શું અને દીવે પણ શું જો દ્રષ્ટીએ અંધ છે તો તેહને સર્વ ઠેકાણે અંધકારજ રહેશે ॥ ૪ ॥ કેશનો લોચ કરવો ભુમી ઉપર સયન કરવુ ભીક્ષા માગવી શીળ વ્રતાદીક પાળવાં એ સર્વ ધર્મ કરણી માત્ર કપટે કરીને દુઃખાઇ જાય છે; જેમ સુંદર પ્રાણી હોય તેને ઉપર એક ડાઘ લાગવાથી તેની કાંતી મંદ થાય છે તેહની પેઠે જાણવું ॥ ૫ ॥

રસનુ લોલ પીપણું સુખેથી તજાય દેહની શોભા પણ સુખેથી તજાય કામ ભોગાદીકને પણ સુખેથી તજાય પણ કપટનો ત્યાગ કરવો ઘણું વિકટ છે ॥ ૬ ॥ પોતાના દોષને ઢાંકી રાખે તેથી લોકમાં પુજના થાય તથા મોટાઇ થાય એહીજ પુજા પ્રમુખની લાલચ માટે મુરખ પ્રાણી પોતાના આત્માને કદર્થના ઉપજાવે છે. ॥ ૭ ॥

જેમ કુલટા નારીનુ શીળ, જે આચાર તે કુશીળની વૃદ્ધીને અરથેજ હોય તેમ કપટે વેષના ધરનાર વ્રતવંતાને ભવની વૃદ્ધી થાય તે અવ્રતની વૃદ્ધીને અરથેજ થાય ॥ ૮ ॥ કપટના વિપાકને જાણતા થકા પણ મુર્ખ અજ્ઞાની પ્રાણી તેજ કપટને વિષે વિસ્વાસકરતા થકા પગલે પગલે ખલના પામે છે ॥ ૯॥

અહો ઇતી ખેદ જુઓ મોહ રાજાનો મહીમા જે ભગવંત સબંધી દીક્ષા તે પણ જેમ કાજળે કરીને ચીત્રામણનુ લોપ થાય છે તેની પેરે કપટે કરીને લોપી નાંખે છે. ॥ ૧૦ ॥ જેમ કમળને વિષે હેમ શરીરને વિષે રોગ વનને વિષે અગ્ની દીવશને રાત ગ્રંથને વિષે મુર્ખતા સુખને વિષે કળેશ તે ઉદ્રવના કરતા છે તેમ ધર્મને વિષે કપટ તે દુઃખ કરતા છે. ॥ ૧૧ ॥

એહીજ હેતુ માટે મુળ ગુણ પંચ માહાવ્રત અને ઉતર ગુણ કરણ સીતરી પ્રમુખ ધરવાને જે પ્રાણી સમર્થ ન હોય તેણે શ્રાવકનાં વ્રત પાળવાં તે યુક્ત છે પણ કપટ ચારીત્રે જીવવુ તે રૂડુ નથી ॥ ૧૨ ॥ હવે જે પ્રાણી વ્રતને મુકવાને સમર્થ નથી કેમકે જેને વ્રત ઉપર દ્રઢ રાગ લાગ્યો હોય તે મુકી શકે નહી તો તેને સંવીજ્ઞ પક્ષ અંગીકાર કરવો શ્રેષ્ઠ છે કેમકે નિરદંભી સાધુની શેવના કરવાથી ઘણો ગુણ થાય છે ॥ ૧૩ ॥

નિષ્કપટી હોય શુદ્ધ શીધાતના ભાષક હોય તે ગુણે કરીને તે ઉસન્ના પ્રમુખ સાધુ જો થોડી પણ જતના કરે છે તોપણ તે ગુણના રાગીપણાથી વરતતા થકા તેને નીઝરા થાય છે ॥ ૧૪ ॥ પોતાથી વ્રતનો ભાર નથી ઉપડતો એવું જાણ્યા છતાં પણ જે પોતાના આત્માને પ્રગટ રીતે કપટે કરીને યતિપણું ઠરાવે છે સંજમીપણું સ્થાપે છે તે લીંગીનુ નામ લેતાં પણ પાપ થાય છે તો તેની શેવના તો પાપકારી થાયજ એમાં સ્યું કહેવુ ॥ ૧૫ ॥

જે લીંગી ભલી રીતે દ્રવ્ય ક્ષેત્રકાળ ભાવ જોઇને યત્ન નથી કરતા તે લીંગીયતી એવે નામે કરીને કપટી થઇ લોકને ઠગતા ફરે છે ॥ ૧૬ ॥ જે ઢીલાચારી થકો કપટનો ધરનારો લિંગી હોય અને તે યતિ ધર્મી છે એહવી પ્રશીદ્ધી થઇ હોય તેના સાથે કરીને તેણે પોતાના આશ્રવ [illegible] હોય

એહવા જે યતિ તે સમગ્ર જગત તે તૃણ તુલ્ય જાણે છે. ॥ ૧૭ ॥

પોતાના આત્માની વડાઇ કરે ઘણુંકપટ ધરે અને પારકા અવરણવાદ બોલે તેણે કરીને કઠીણ કર્મ બાંધે છે તે પુરૂષો તે યોગીના જન્મને બાધ કરનારા છે તે શુદ્ધ ચારીત્રને પામી શકે નહી ॥ ૧૮ ॥ માટે અનર્થનુ કારણ જે કપટ તેને ધર્માર્થી પ્રાણીયે તજવુ કેમકે આત્માની શુદ્ધી તો સરળતા ભાવે થાય છે એહવુ આગમને વિષે કહ્યુ છે ॥ ૧૯ ॥

શ્રી તીર્થંકર દેવે એકાંતને આજ્ઞા પણ નથી કીધી તેમ નિષેધ પણ નથી કીધો તો પણ જે કાર્ય કરવુ તે કપટ રહીત કરવુ એહીજ પરમેશ્વરની આજ્ઞા છે ॥ ૨૦ ॥ જેમ વાહાણમાં છીદ્રનો લેશ હોય તે પણ સમુદ્ર તરવામાં યોગ્ય નહી તેમ અધ્યાત્મને વિષે જેનુ મન રંગાયું છે તેને જરા પણ કપટ કરવુ તે યોગ્ય નથી. ॥ ૨૧ ॥

જેમ મલ્લીનાથજીને કપટનો લેશ પણ સ્ત્રી વેદનો કારણ થયો માટે મહાન પુરુષે કપટ તજવાને ઘણો યત્ન કરવો. ॥ ૨૨ ॥

ઇતી શ્રી દંભ ત્યાગ નામા ત્રીજો અધીકાર સમાપ્ત થયો.

## હવે ભવ સ્વરૂપ ચીંત્વન નામો ચોથો અધીકાર કહે છે.

એટલા માટે નીરદંભ આચારણા કરવાને માટે હે ચેતન તુ સાવધાન થા આત્મ સ્વરૂપનુ ચીંત્વન કર કેમકે ક્ષણ માત્ર પણ સદ બુદ્ધી હૃદયમાં ધરીને આત્મ સ્વરૂપની ચીંતા કરવી તેહીજ આત્મ દીશારૂપ સરોવરની લહરી છે તે શીતળતા કરે એહવી છે એહીજ સજન લોકને વૈરાગ દીશારૂપ પવન પુર્ણ પુષ્ટતાકારી છે માટે તે આત્મીક સુખને અરથે સાધવી ॥ ૧ ॥

એક તરફ કામરૂપ વડવાનલનો અગ્નિ બળી રહ્યો છે તે દુઃખે સહન થાય એહવો છે અને એક તરફ પંચ પ્રકારના વિષય રૂપ પર્વત તેહથી પડયા જે ઉન્મદ રૂપ પથરા તેણે કરીને ભયંકર એક તરફ વિકારી દિશા રૂપ નદીના સંગમ થકી ક્રોધના આવર્ત પડ્યા છે એહવો જે આ સંસાર સમુદ્ર તેને વિષે કહો કયા ઠેકાણે પ્રાણીને ભય નથી સર્વત્ર ભયજ વર્તે છે. ॥ ૨ ॥

જે સંસારને વિષે રતીના સંતેપે કરીને ચપળા એહવી જે ભાર્યાતે કટુક જ્વાળા વરતે છે વળી નીળ કમળ દળના સરીખી જેની કાંતિ છે એહવા નેત્રના કાણામાંથી જે જોવુ તેનુ નામ કટાક્ષ તે રૂપ ધૂમના સમુહ ચાલે છે તથા સ્ત્રીના અંગ તે અંગારા સમાન છે જે અંગ વડે ઘણા પ્રકારના વિકાર પ્રગટ થાય છે તે માટે સંસાર રૂપ અગ્નિમાં બળી રહ્યા જે પ્રાણી

તેને ભવમાં પણ સુખ નથી તેમજ શરીરમાં પણ કાંઇજ સુખ નથી ॥ ૩ ॥

જેના ગળાના વિષે પુત્ર તથા સ્રીના સ્નેહરૂપ ફાંસો નંખાયો છે તેહના સ્નેહ પાસમાં પડ્યા તુછ સ્વભાવના ધણી તે અતિશયપણે પીડ્યા પામે છે આકરા વિષયરૂપ જે ઘાતકી સુભટ તેણે કરીને સંસાર તે ખાટકીનુજ સ્થાનક છે માટે હા હા સંસાર તે કેવળ દુઃખનુજ મુળ છે.

અજ્ઞાન દીશારૂપ રાત્રીનો ચાલનાર જેના માથા ઊપર વિષય કષાયરૂપ સર્પનો સમુહ રહ્યો છે વળી જેના ગળાને વિષે વિષયરૂપ હાડકાં બાંધ્યાં છે જે મોહોટા દોષરૂપ દાંત પ્રગટ કરે છે જેનુ મુખ કામની ચેષ્ટા કરે છે એહવો સંસારરૂપી રાક્ષસ તે વિશ્વાસ કરવાને યોગ્ય નથી ॥ ૫ ॥

જે પ્રાણી ધર્મરૂપ ધનના લવલેશને પામ્યો છે તેણે ભીક્ષા માગવાને એકલા વિચરવુ નહી કેમકે ભવાટવીને વિષે બલવત્તર ભીંલ એહવો જે કામ તે સ્રીના સ્તનરૂપ વિષઇ કોટમાં રહીને પ્રાણી માત્રના ધર્મરૂપી ધનને લુટી લીયે છે માટે સાજ્ય વિના તે પ્રાણીએ એકલુ વિચરવુ યોગ્ય નથી ॥ ૬ ॥

ધનઘર પુત્ર અને સ્રી યાદી સર્વ વસ્તુ માહારી છે એહવા વિપરજાસપણાથી વિશેષ પ્રશીધ દુઃખજ છે માટે જે પ્રાણી વારંવાર સુખને મદે ભરચા થકા સુખ માને છે તે ફોકટ છે એ સંસારતો કેવળ કપટ રચનાયે ભરચો છે તેને વિષે વિવેકી પ્રાણીયે પ્રીતી કરવી નહી ॥ ૭ ॥

સ્રીનો સ્નેહ તે બેડી સમાન છે બીજા સગા સબંધી લોક તે પોરીયાત સમાન છે ધન સંપની તે નવાં બંધન સરખી છે અને માહા અમેધ્યે કરી સહીત છે સાત પ્રકારનાં વ્યસન રૂપ બીલે સહીત છે ટુકામાં કહીએ તો આ સંસાર તે બંદીખાના જેવો છે માટે પંડીત લોકોને એ વસ્તુ માંહેલી એકે વસ્તુ ઉપર મરજી થતી નથી ॥ ૮ ॥

જે પંડીત લોક તે આ સંસારને સ્મશાન સરખો કહે છે કેમકે સ્મશાનમા રેહેનારી ચીજો સર્વ સંસારમાં છે તે કહી બતાવે છે જેમ સમશાનમાં ગીદ્ધ પક્ષી છે તેમ સંસારમાં માહા ક્રોધ તે ગીદ્ધ પક્ષી છે અરતીરૂપ ઘણી ચપળ શીયાળની છે ઘુવડ પક્ષી રૂપ કામ છે તે પ્રગટપણે કડવા શબ્દથી રૂદન કરે છે. દ દીપાયમાન શોક રૂપી અગ્ની બળે છે નીરંતર અપજસરૂપ રાખે છે માટે સંસાર તે સમશાન છે એમાં સારી ચીજ કોઇ નથી. ॥ ૯ ॥

ધનની ઇચ્છા તે અતીશય વિષયરૂપ વીષ મુરછાની વીસ્તારનારી છે

સ્ત્રીઓનો વીલાસ તે માહા વીકાર કારી કુસુમનો રસ છે જેના ફળનો સ્વાદ વીસ્તાર પામતો નર્કનિ પીડયા ના સમુહ તુલ્ય થાય એહવુ સંસાર રૂપ વીષય વૃક્ષ છે એની હેઠે વિશ્રામ કરવો યુકત નથી ॥ ૧૦ ॥

કોઇને તો વીસતાર વાળુ રાજ્ય છે કોઇને ધનનો લેશ પણ નથી કોઇની ઉતમ જાતી છે કોઇની નીચ નતી છે કોઇને અપજસ છે કોઇને લાવણ્ય લીલાની લક્ષ્મી ઘણી છે કોઇનુ શરીર પણ રૂડુ નથી એવુ સંસારનુ સ્વરૂપ વિષમ છે તે કોને રતિ કારી થાય; ॥ ૧૧ ॥

ઇહાં ઉધાંમ કામ દીશા છે તે સતરૂ છે તે ગુણ રૂપ જે પૃથ્વી તેને ખણે છે અને પાશે રહયો જે કુપરીણામ તે વિશ્રામ લીધા વીના નીરંતર કલેશ કરે છે એ કલેશ વડે ખરડાયા એહવા જે પ્રાણી તે અષ્ટમદ રૂપ સર્પ તેણે કરી યુકત છે એહવુ પામર લોકને માનવા યોગ્ય આ સંસાર રૂપ જે ઘર તેનું શું સુખ કહીયે. ॥ ૧૨ ॥

સંસારને વીષે પ્રાણી માત્ર પુદગળની ત્રશ્ના રૂપ તરશે કરીને પીડાણા છે અને વીષયની આશાએ કરી પરવશ થયાછે એહવા પ્રાણીઓ બીહામણા ક્રોધે કરી પીડાય છે કેમકે તેમને માટે સમતા રૂપ સરોવર તો સુકાઇ ગયુ છે અને કામ દીશા રૂપ જે પરસ્વદ તેની જે ગ્લાનતા તેણે કરી નિરંતર ગુમેદા ખરડાય છે જ્યાં એહવો બીહામણો આ સંસાર રૂપ ઉશ્નકાળ તેના તાપને હરે એહવો કોઇ નથી ॥ ૧૩ ॥

આ સંસારને વીષે માતા પીતા ભાઇ આદી તે સર્વ ચીંતીત અર્થની અભીલાષ પુરે ત્યાં લગી સંમત કરી માને તથા ગુણના સમુહનો જાણ એહવો ધનવંત પ્રાણી હોય તે પણ કૃપણ પણે કરીને ગુણી જનને ધન દઇ સકતો નથી એમ સર્વ પ્રાણી પોત પોતાના સ્વાર્થ સાધવાને સાવધાન પણે વર્તે છે પણ પરમાર્થથી તો વેગળા વશે છે એવા ભવ સુખના રસીયા જે જીવ તેહના સ્વરૂપને કહેવાને કોણ સમર્થ થઇ શકે. ॥ ૧૪ ॥

એમ સ્વાર્થને વશ થઇને પ્રાણી ચંડાળનો હાથ પકડી ને ચાલે છે અહો ઇતી આશ્ચર્ય જે સ્વાર્થ પણુ તે એહવુ છે વળી જે ઉતમ કુળથી ઉપજેલા તેહને તજે છે અને તરાગા જેવો નિરલજ થઇને હૈયામાં તો ઝેર ભરયુ હોય પણ મોહોડે અમૃત જેવુ મીઠુ બોલે છે એહવા અનેક પ્રપંચ પ્રાણી સ્વાર્થ માટે કરે છે ને વીશ્વાસ ઘાની થાય છે એવા પ્રાણી આ સંસારમાં વશે છે તે જોઇને પણ આ સંસારથી જેનુ મન ઉદ્વેગ પામતુ નથી તેને ઘણું

શું કહીએ. ॥ ૧૫ ॥

સ્ત્રીની દ્રષ્ટીના ખુણા તે મનોહર છે માટે તેના જોવાથી હરખ ઉપજે છે અને સ્ત્રીની કોપ યુક્ત દ્રષ્ટી ખરાબ છે માટે તે દેખીને ખેદ ઉપજે છે તથા ઘણા ધનવાળા પુરૂષને ગુણીજનો સ્તુતીયાદી કરીને રીઝવે છે કષ્ટ સહીને તેમનો રોષ ઉતારે છે એ સઘળુ મોહ થકી થાય છે માટે જુઓ મોહ રૂપી રાજાનુ કેવુ વિષમતાપણુ છે કે જે તજવા યોગ્ય છે તેનો આદર કરાવે છે અને જેનો આદર કરવો જોઇએ તેનો ત્યાગ કરાવે છે ॥ ૧૬ ॥

જીવને તત્વ વિચારણા કરવી તે સ્ત્રી છે વિનય કરવુ તે પુત્ર છે ગુણને વિષે જે રતી કરવી તે પુત્રી છે ને સ્યાદ્વાદપણે વિવેચન કરવુ તે પિતા છે જે પારકી નીંદા તજવી તે આત્માની માતા છે એવું જે અંતરંગ કુટંબ છે તેતો જેવારે આત્મા શુદ્ધ થાય તે વારે પ્રગટ રીતે પેદા થાય પણ તેને જે પુરૂષ સંજોગી સુખમાં મગ્ન થઇ રહ્યા છે તેતો ક્યારે પણ દેખતો નથી ॥ ૧૭ ॥

પ્રથમ પ્રેમ કરતાં દુઃખ છે તે પછી તેને નીશ્ચલપણે રાખવાને પણ ઘણુ દુઃખછે વળી તે પ્રેમપાત્રનો વીછેદ થાય તો મરણ થાય અથવા પ્રેમ ટુટે ત્યારે સહુથી વધારે દુઃખ ઉપજે અને તે સહન કરવાને છાતી ઘણી કઠણ રાખવી પડે નીમાડાના પાકને વિષે આરોપણ કરયો એહવે જે ઘડો તેના સરીખી તાપની ખોહોળતા છે જ્યાં તો એહવો જે આ સંસાર રૂપ નીમાડો ત્યાંહાં સુખ તો કાંઇજ નથી સમગ્ર દુઃખમયજ છે ॥ ૧૮ ॥

આ સંસારને વિષે ધર્મરાજાના કટકને તો મૃગનયનીના દ્રષ્ટી રૂપ બાણે હાણી નાખ્યું છે રાગ દીશા રૂપ રૂધીર વડે લોપાઇ ગયા છે રૂદય પ્રદેશ તે જેના તેના ઉપર અનેક પ્રકારના મન તન સબંધી કપષ્ટ રૂપી ગીધ પક્ષીયો ભમી રહ્યાં છે એહવો માહા મોહ રૂપ ક્ષોણી રમણ રાજા તેની રણભુમી સમાન આ સંસાર છે. ॥ ૧૯ ॥

ક્ષણમાં હસે ક્ષણમાં ક્રીડા કરે (રમે) ક્ષણમાં ખેદ કરે ક્ષણમાં બહુ પ્રકારે રડે ક્ષણમાં વિલાપ કરે ક્ષણમાં અનેક પ્રકારનો વિવાદ કરે ક્ષણમાં નાશી જાય ક્ષણમાં હરખીત થાય નાચવા માંડે ઇત્યાદીક ઉન્માદ સંસારને વિષે દેહ ધારી પ્રાણીયો કરે છે તે સર્વ મોહરાજાને આધીન થકા કરે છે ॥ ૨૦ ॥

અસંપુર્ણ વિદ્યા જેમ પંડીતને તેમજ ખળ માણસની મીત્રાઇ વળી રાજ્ય સભામાં અન્યાયની પ્રનાલીકા એટલે અન્યાયનો માર્ગ તથા વિધવા સ્ત્રીનું જોબન વળી મુર્ખ ભરતારના આગળ સ્ત્રીના સ્નેહની લેહેરી તે જેમ ખેદનો પાત્ર

થાય છે તેમજ સંસારની ક્રીડા તે લજ્જામણી છે તેથી તત્વદર્શી પ્રાણી દુઃખ પામે છે ॥ ૨૧ ॥

જેમ પ્રભાતના સમય સ્વપ્નની રચના નિષ્ફળ થઇ જાય છે જેમ કોઇની આંખમાં ઝાકળ આવી હોય તેને આકાશમાં બે ચંદ્રમા ભાશે પણ નિરમળ દ્રષ્ટી થતાં બે ચંદ્રમાનુ ભ્રાંતી જ્ઞાન મીટી જાય છે તેમ સંસારથી ન્યારા રહયા એહવા જે સ્થીર બુદ્ધી વાળા તત્વ જ્ઞાન સમજેલા સાધુ તેને આ સંસાર તે મીથ્યા રૂપ ભાસે છે. ॥ ૨૨ ॥

સ્ત્રીની વાણીયે કરીને તથા વીણા નાદ કરીને સુખ સજ્યાએ કરીને વળી મસળવું સરીરને ચાપવું તેણે કરીને જે સુખ ઉપજે છે તે અમૃતે કરીને ઘુટેલુ હોય તેવુ છે, એહવુ પુર્વે બાળ અવસ્થામાં એટલે અજ્ઞાન દીસામાં એહવુ હતુ પણ હવે સહસાત્કારે અમને તત્વ દીશાના રહસ્યની પરિ કલના થઇ જાણ પણુ થયુ તેથી સંસારને વીષે તત્વ રૂચી વર્તતી નથી પણ આત્મ તત્વમાં રૂચી થઇ છે. ॥ ૨૩ ॥

સંસારના સમસ્ત પ્રપંચ તે અતી કઠીણતા ધરતા થકા છે માટે મુજને કાષ્ટ અને પાષાણની પુતળીના સ્તનની પેઠે પ્રીય નથી લાગતા કેમકે અજ્ઞાનનુ વાદળ ગળી ગયુ છે અને આત્મીક જ્ઞાન રૂપ ચંદ્રોદય થયો તેથી સહજ ચીદાનંદરસની શીતળતા પ્રગટી તેણે કરી વીષય વાયુની અરતી મટી ગઈ, ॥ ૨૪ ॥

સંસારને વીષે હાથી ઘોડા બળદ પ્રમુખ જે રાજ્ય લક્ષમી છે તે સ્યુઅંતરંગ આત્માને નથી, અર્થાત છે જ્ઞાન હાથી ધ્યાન ઘોડા સમતા તે બળદ એ લક્ષ્મી આત્માની છે અને તુજે મન વડે બાહ્ય સાથે પ્રેમ કરે છે તો પોતાના આત્મા સાથે રતી કેમ કરતો નથી આત્મીક સુખ તજીને પુદગળીક સુખને ઇચ્છે એહવો મુર્ખ કોણ હોય, ॥ ૨૫ ॥

પુદગળીક સુખ કેવુ છે એક તો પરાધીન છે સ્વભાવે ક્ષય થવા લાયક છે વીષયની વંછના વડે મલીન છે એમ સંસારને વિષે ભયનાં સ્થાનક ઘણાં છે તે છતાં કુમતીના ધણી સંસારમાં રમેછે અને પંડીત લોકજે છે તે સ્વાધીન સુખમાં રમે છે તે સુખ કેવુ છે જે કોઇ કાળે ક્ષય પામે નહી ઇંદ્રીયોની ઉત્કષ્ટ તાયે રહીત છે પ્રાણી આત્મા જ્ઞાનમાં લય પામ્યા છે તે પ્રાણી સકળ ભય દીશા રહીત થકા પરમાનંદ વિષે મગ્ન પણે રહે છે ॥ ૨૬ ॥

આ જગતને વીષે પંડીત લોક એમ કહે છે જે પોતાના આત્મભાવના સ્વરૂપનુ ચીંતન તે જગતના સુખનુ કારણ છે અને જગતને અભય દાનનો દેવા વાળો છે

જેણે કારકતા ભાવે બુદ્ધી કરી છે તેને આત્મ સ્વરૂપ જ્ઞાન સ્થીર થયે થકે ચંદ્ર કીરણ કર્પુ સરીખી ઉજ્વળ યશ લક્ષ્મી તે પાઢપણે વીસ્તાર પામે એવા તત્વ જ્ઞાની તે જીનેશ્વર પ્રણીત શીધાંતના તત્વની મર્યાદાયે વર્તે. ॥ ૨૭ ॥




## હવે વઈરાગ્ય સંભાવ નામે પાંચમો અધીકાર કહે છે.

ભવનુ સ્વરૂપ જાણ્યા થકી સંસાર ઉપર દ્વેશ થયા થકી સંસારનો નિરગુણપણે દેખવા થકી સીગ્ર પણે સંસારના વિછેદનો વૈરાગ આત્માને વિષે પ્રગટ થાય ॥ ૧ ॥ વિષય સુખની નિષ્પતી પ્રાપ્તીવડે જે વૈરાગ્યનુ વર્ણન કરે છે તેનુ મત ઘટમાન નથી જીહાં સુધી દ્રવ્ય છે તીહાં સુધી વીષય છે એહવી પ્રશીધી છે અર્થ સત્વે વિષય સત્વ છતી ॥ ૨ ॥

જે એમ જાણે છે કે હુ કોઇ કાળે સંસારને વિષે આવ્યોજ નથી જો અનંતીવાર વિષય સેવ્યા છે તે છતાં આ વિષય નવા પામ્યો એવો ભ્રમ જેને ઉપજે છે એવા જે કામ ભોગને વિષે મુઝાઇ રહ્યા છે તેની અભીલાષાનો નાશ થતોજ નથી ॥ ૩ ॥ જેમ ઇંધને અગ્ની ઘટે નહી પણ ઉલટી વૃદ્ધી પામે તેમ વિષય શેવતા કામ ભોગ પણ કદાપી ક્ષય પામે નહી ઉલટી શક્તિ ઉલાસ પામતી જાય વારંવાર વધતીજ જાય. ॥ ૪ ॥

જેમ સિહને સોપણુ નથી સર્પને જેમ સમતા નથી તેમ વિષયમાં જે પ્રવર્તો છે તેમને વૈરાગ્ય દોહીલો છે પણ સુગમ નથી ॥ ૫ ॥ જે વિષયનો ત્યાગ કર્યા વિના ચીતમાં વૈરાગ્યની ધારણા કરે છે તે કુપથ્ય તજ્યા વિના રોગ ટાળવાની ઇચ્છા કરે તેવુ છે ॥ ૬ ॥

જેમ લોઢાનો બાણ તપ્યો હોય તે પાણીના બીંદુને શોષી જાય છે તેમ જે

નુ ચીત વિષયા સક્ત છે તેના રૂદયમાં વૈરાગ્ય રહી શકતુ નથી ॥ ૭ ॥ જો અમાસની રાત્રીએ ચંદ્ર ઉગે અને જો વાંઝીયા વૃક્ષને ફળ આવે તો વિષઇ જીવના રૂદયમાં વૈરાગ્ય સંક્રમે ॥ ૮ ॥

ભવની વૃદ્ધીના હેતુ ઉપર જેને દ્વેષ હોય વિષયને વિષે જેની પ્રવૃતિ ન હોય તે પ્રાણીને સંસારની નિરગુતાના ચીતન થકી નિરાબાધપણે વૈરાગ્ય ઉપજે ॥ ૯ ॥ ચોથા ગુણઠાણાને વિષે પણ સમકીતવંત જ્ઞાતા પુરૂષ નીશ્ચયપણે સંસારની નિરગુતાજ જુએ છે તો તેને વૈરાગ્યની પ્રાપ્તી થાય છે તે યુક્ત છે ॥ ૧૦ ॥

ચારીત્ર મોહનીનો મહીમા સાચોજ છે કેમકે નીશ્ચે થકી અન્ય જોગ હેતુયે પણ ફળનુ અયોગ્યપણુ તે થકી જોવામાં આવે છે ॥ ૧૧ ॥ શમકેતની દીશા વિશેષે કરીને તે ચોથા ગુણઠાણે પણ સર્વથા વૈરાગ્ય નજ હોય એમ ન જાણવુ તીહાં પણ પોતાના આત્મીક સ્વભાવની રમણતાએ કુસંગપણુ હણાય છે એ અર્થ વીતરાગ સ્તોત્રને વિષે શ્રી હેમાચાર્યજીએ કહેલો છે માટે ચોથે ગુણઠાણે વૈરાગ્યપણુ હોય ॥ ૧૨ ॥

જે કાળે દેવતાના રાજાની લક્ષ્મી હે નાથ તમે ભોગવી તિહાં પણ જીહાં જીહાં રતિ મોહની ઉપજે તે તમે કરી નથી ત્યાં પણ તમે વિરક્ત પણુંજ કરયુ છે પણ રંગાયા નથી ॥ ૧૩ ॥ માટે ભવની ઇચ્છા જેને વિછેદ થાય છે તેને જે અવશ વેદવા યોગ્ય ભાવ કરમની પ્રકૃતિ પ્રમુખ જે વિરક્ત આત્માને રતિપણુ છે તે સર્વત્ર શુભ વેદનીજ વર્તે છે ॥ ૧૪ ॥

એહીજ કારણ માટે સ્વરૂપ જ્ઞાનના અભ્યાસે કરી અથવા અન્ય વસ્તુએ કરી અન્ય વસ્તુનુ પુરવુ તે ક્ષપ કહેવાય તે ક્ષપપણુ જેને નથી તેનુ નામ અક્ષેપક કહીયે એહવો અક્ષેપક જ્ઞાનવંત નીશ્ચે ભાવનો ગ્રહણ કરનારો તે પુરૂષ જો કાંતાજે સ્ત્રી તે તેના ભોગને સન્મુખ પ્રવર્તતો હોય તો પણ તેહની શુધીનો પ્રકર્ષ રીતે ક્ષય ન થાય એટલે જ્ઞાન શુધ્ધી તે કર્મ ક્ષયનુ કારણ છે એહવુ હરીભદ્રસુરીજી નુ વચન છે ॥ ૧૫ ॥ પરમાર્થ દીશા થકી સર્વ સંસારને ઇંદ્ર જાળ સમાન દેખતો થકો અનુદ્વેગ દીશા વર્તે જેને કામ ભોગમાં ઉદ્વેગ નથી રાગ પણ નથી તેણે કરી તેમાં તન્મયપણુ ન કરે તે નિરવિઘ્ન પણે યથા યોગે મોક્ષજ જાય છે ॥ ૧૬ ॥

જે પ્રાણી શબ્દાદીક ભોગને પરમાર્થ દિશાએ જોતો થકો ઇંદ્રજાળ સમાન જાણે તે વિષયાદીકને ભોગવતો પણ તેમાં લેપાતો નથી તે નિશ્ચ

પર્મંપદ જે મોક્ષ તેને પામે છે ॥ ૧૭ ॥ અને જે ભવાભિનંદી પ્રાણી તે સંસારના ભોગનેજ તત્વ કરી માને છે તે પ્રાણી સંસાર સમુદ્રને ઓલંઘી ન શકે કેમકે માયારૂપ ઉદકના આવેશે તે પ્રાણી કુપંથને વિષે જાય છે. ૧૮

તે પ્રાણી ભોગનોજ કલીમત તેણે મોહીત થયો થકો મોક્ષ માર્ગના સાધનને વિશે પણ ભવો ભવો દવીગ્નતાપણે નીશ્ચય થકી રહે છે ॥ ૧૯॥ ધર્મની સામર્થતાને કામ ભોગનો સંજોગ હણી શકતો નથી કેમકે ધરમની સામર્થતા ઘણી બળવત્તર છે દીપક સમાન અલ્પ ધરમને તો કદાપી વાયુ સમાન વિષય ઓલવી નાખે પણ જાજુલમાન દાવાનલ સમાન જે માહા ધરમની વાસના તેને વાયુ નડી શકતો નથી ॥ ૨૦ ॥

જેમ શ્લેષ્મને વિષે માંખી લેપાઇ ફસાઇ જાય છે તેમ વિષયને વિષે ગાઢપણે આશક્ત થતાં પ્રાણી બંધાઇ જાય છે. સુકી મૃતીકાના ગોળામાં જેમ માંખી ફસાતી નથી તેમ આશક્તિ રહીત ઉદાશીન એહવા જે છવ તે વિષયને વિષે બંધાતા નથી ॥ ૨૧ ॥ જેમ રોગને કાઢવાને ઔષધની જરૂર છે તેમ ઘણા દુષણનો રોધ કરવાને અરથે કચિત અનીવૃતીપણો પણ દુષ્ટ નથી જેમ કામ ભોગની ત્યાગ બુદ્ધી દુષ્ટ નથી તેમ અનુભવ જોગે કરીને સહીત જે વરતે તેને કચીત માત્ર અનિવૃતિ છે તે પણ નિવૃતિ છે તે પણ નિવરૂતિની પઠે દુષ્ટ નથી. ॥ ૨૨ ॥

જેમ શાતરૂની શેવના કરનારો પુરૂષ દુઃખીયો થઇને કાલાંતરે સુખી થાય તેમ કદાપી વિષાને શેવનારો કર્મે કરીને તેહીજ વિષયાદીકથી શુદ્ધ થાય એહવી પણ કોઇની મૃતી છે ॥ ૨૩ ॥ જે વિષય તે એકાંતે કર્મ બંધનનુજ કારણ છે એહવો એકાંત નીયમ નથી પણ જે અજ્ઞાની છે તેનેંજ કર્મ બંધનનુ કારણ છે પણ જે તત્વ જ્ઞાની સમતા રસમાં મગ્ન છે તેને નથી. ॥ ૨૪ ॥

કેટલાક પ્રાણી વિષયને દ્રવ્યથી નહી શેવતા થકા પણ ભાવથી વિષય ને શેવે છે અને કેટલાક પ્રાણી દ્રવ્યથી શેવે છે પણ ભાવથી નથી શેવતા પારકી શેવના કરતો થકો પણ તેહના પરમાર્થ પર પ્રતે ન દેતો થકો એહવો જે જ્ઞાની તે કરમમઇ નથીજ થતો ॥ ૨૫ ॥ એ માટે ઉત્તમ પુરૂષે માહા પુણ્ય વિપાકના યોગે કરી પ્રાપ્ત કરી એહવી જે તીર્થંકરાદીકની લક્ષ્મી તેને ગર્ભ થકી માંડીને પણ વૈરાગ્યધારા ટુટતી નથી ॥ ૨૬ ॥

જેને વિષય થકી પ્રશાંત થયો છે અને વિભ્રમ રહિત ઇંદ્રીયોના વિષય ને વિમુખ કરવો તેણે કરીને મનોહર વૈરાગ્યમાર્ગ શોધવાનુ બને અને વિષયનો પણ ત્યાગ થાય તેતો નિશ્ચય થકી વૈરાગ્ય દિશાનો રાજમાર્ગ છે ॥ ૨૭ ॥ અને જે ઇચ્છા વિના સેહેજે કોઇ કારણ યોગે પોતે ઇંદ્રીય વિકાર થકી નિવર્ત્યો છે પણ પ્રશાંતને અણ ઉદીરવે કરીને અનિયંત્રાણાએ કરીને એટલે ઇંદ્રીયનો નિરોધ હઠે કરયો નથી પણ સેહેજ ચારીત્ર પ્રમુખના યોગે. ઇંદ્રીય નિરોધ થયો છે એહવા તૃપ્તીવંત જ્ઞાની પુરૂષ તેનું વૈરાગ્ય તે પુર્વોક્ત રાજ્ય મારગના વૈરાગ્યની એકપદી છે એટલે એક ડંડી છે જેમ ગાડાં ચાલવાના માર્ગને તો મોહોટો માર્ગ કહીએ પણ માણસને પગે ચાલવાનો રસ્તો નહાનો થાય છે તેવુ તે વૈરાગ્ય પણ નહાનો કહીયે. ॥ ૨૮ ॥

બળાત્કારે પ્રેરયા થકા વનના હાથીની પેઠે ઇંદ્રીયો કદાપી વશ થતી નથી ઉલટી અનર્થની વૃદ્ધી કરનારી થાય છે ॥ ૨૯ ॥ લાજે કરી નીચુ જુવે છે અને મનમાં દુષ્ટ ધ્યાન ધરે છે એહવા ધર્મ ધુતારા પ્રાણી તે પોતાના આત્માને નરકના કુપમાં નાખે છે. ॥ ૩૦ ॥

શુભ ભાવને અર્પણ કરીને સદા સ્વપર વીવેચન જ્ઞાન યુક્ત ભાવનાવાળા જ્ઞાતા વિરક્ત પ્રાણી ઇંદ્રીયોને ઠગવાને સમર્થ થાય છે પણ બીજા નથી થતા. ॥ ૩૧ ॥ પ્રવૃતીને વિષે અથવા નિવૃતિને વિષે જેને સંકલ્પ નથી અને થાક પણ નથી એહવા સંભાવે વર્તનારના સર્વ વિકાર દુર થાય છે અને એનું જ નામ અદભુત વૈરાગ્ય પણ છે. ॥ ૩૨ ॥

જેમ કાષ્ટનીપુતળીને દોરીના સંચારે કરી નાચનારીના માફક નાચતી જોઇએ છીએ પણ તેને કર્મબંધન નથી તેમ લૌકીક વ્યવહારને વિષે વર્તતા જ્ઞાની યોગીશ્વર પુરૂષ તેહને સંસારની પ્રવૃતી પીડા કરતી નથી ॥ ૩૩ ॥ એ વૈરાગ્ય દિશાને પરદર્શની જોગમાયાને નામે પ્રગટપણે બોલાવે છે એ પણ લોકને ઉપકાર કરતા છે એને વિષે દુષણ નથી. ॥ ૩૪ ॥

શીદ્ધાંતમાં પણ સાંભળીએ છીએ કે અપવાદને વિષે પણ મૃગલા સરીખી પરખદાને પણ નિરાસ કરવી એ વૃષભ તુલ્ય ગીતાર્થની શુધ જ્ઞાન દીશા જાણવી ॥ ૩૫ ॥ પરીપક થઇ થકી એવી જે જ્ઞાન દીશા અને જેનુ ફળ ઉદાશીનતા છે તે થકી ચોથે ગુણ સ્થાનકે પણ વૈરાગ્યદીશા પ્રાપ્ત થાય છે

ઇતિ શ્રી વૈરાગ્ય સંભાવા નામે પાંચમો અધીકાર સમાપ્ત.

## હવે છઠો વઈરાગ્ય ભેદાધીકાર કહુ છે.

તે વૈરાગ્ય ત્રણ પ્રકારનો છે ૧ દુઃખગર્ભીત. ૨ મોહ ગરભીત ૩ જ્ઞાન ગરભીત તેમાં પેહેલો દુઃખ ગરભીત તે વિષયાદીકને ન પામવા થકી સંસારથી ઉદ્વેગ પામવાનુ લક્ષણ છે, એટલે સંસારમાં રહ્યા થકો જે પ્રાણી તેની પાસે ધન્ય દોલત ન હોય અને વિષયાદિક ભોગ પણ ન મીલ્યા હોય તેથી વૈરાગ પામીને માથુ મુડાવે તેને દુઃખ ગરભીત વૈરાગ કહીએ, દેહ સબંધી મન સબંધી જે ખેદ તેથી ઉપજ્યુ જે જ્ઞાન તે અવ્યાપક કહેતાં વૃદ્ધીકારી ન થાય આત્મની પુષ્ટી કરતા ન થાય કેમકે તે પ્રાણી પોતાને અભીલાષ કરવા યોગ્ય ધનાદીકની વસ્તુને પામીને ભેખને છોડીને પાછુ ગ્રહસ્થ પણુ અંગીકાર કરે. ॥ ૨ ॥

દુઃખ થકી જે વૈરાગ પામે છે તે તો પ્રથમથીંજ પાછા ગ્રહસ્થવાશની ઇચ્છા કરે છે જે દુઃખ ટળે તો ઘેર જઇએ જેમ અધીર પુરૂષ જે કાયર તે સંગ્રામને વિશે જતો થકો વનની ગલીમાં ભરાઇ બેસવા ઇચ્છા કરે છે તેહની પેઠે ॥ ૩ ॥ પ્રાણીયો વાદ વિવાદ કરવાને શુતર્ક ગ્રંથ ભણે છે આ જીવીકાને અરથે વૈદક પ્રમુખના ગ્રંથો ભણે છે પણ સમતા રસની નદી એવી શીધાંતની જે પદ્ધતી તે ભણતા નથી ॥ ૪ ॥

જે સમતા અમૃતના ઝરણને પામ્યા નથી તે ગ્રંથના પલવ માત્ર કહેતાં ખંડ ખંડ માત્ર કરી ગર્વની ગરમીને ધરીનેજ વરતે છે પણ તત્વના રહસને પામતા નથી ॥ ૫ ॥ જે સાધુના વેષ માત્ર કરીને પોતાનુ જીવીતવ્ય પણુ રાખે છે તે પણ ગ્રહસ્થ તુલ્યજ છે પણ ગ્રહસ્થથી ન્યારા નથી કેમ જે જેણે આગળ ઉછાહ ધરયો નથી જે ગુણ પામીને પડવાઇ પણ થયા નથી એવા જે છે તે તો ગુણને પામ્યાજ નથી. ॥ ૬ ॥

અહો ઘરમાં ખાવા તો પુરૂ અન્ન પણ મળતુ નથી ને દીક્ષા લીધા થકી લાડવા મળે છે તે માટે દીક્ષા લેવામાં શું દુઃખ છે એવુ જાણીને જે દીક્ષા લીયે છે તેનુ નામ દુઃખ ગર્ભીત વૈરાગ જાણવુ ॥ ૭ ॥ એ રીતે પ્રથમ દુઃખ ગર્ભીત વૈરાગપણુ દેખાડયુ હવે મોહ ગર્ભીત વૈરાગ કહે છે કુશાસ્ત્રના અભ્યાસથી પ્રગટયુ જે સંસારનુ નિરગુણપણુ તેથી મોહ ગર્ભીત વૈરગ થાય છે તે બાળ તપસ્વી પ્રમુખના જાણવા એટલે જે અજ્ઞાની આત્મ ઉપયોગ વિના જોગ ધારણ કરે તે સમજવા ॥ ૮ ॥.

જે શીધાંતનુ ઉપજીવન કરીને પણુ સુત્ર વિરોધી અર્થ કહે છે તે પ્રા-

ણી ને દુષ્કરણી કરે છે તોપણ તેને એહવોજ જાણવો ॥ ૯ ॥ સંસારના દુ:ખ થકી મુકાવવાના હેતુથી જે મુશલમાન વિગરે લોકો ઘોડા પ્રમુખને દુઃખી દખી તે દુઃખ થકી છોડાવવાને દયા ભાવ કરી તેને મારી નાખે છે એટલે એમ ધારે છે કે આ ઘોડો દુઃખે કરી રીબાય છે તેને મારી નાખવાથી તે દુઃખથી મુક્ત થશે એમ ધારી દયા લાવી મારી નાંખે છે તે પણ શુભ પરીણામની બુદ્ધી રાખે છે તે છતાં પામાર્થે તો પાપજ છે તેમ મોહ ગર્ભીતને પામાર્થ જડે નહી એ એનો પરીણામ શુભ હોય તો પણ પરમાર્થે જ્ઞાનની રૂચી થાય નહી ॥ ૧૦ ॥

જે અંતરંગમાં લીન થઇ રહ્યા છે એહવો હાડ વેદ જ્વર ( તાવ ) દુઃખદાઇ થાય છે તેમ એને પણ જે પ્રશમાદી ગુણ થાય તે પણ ઘણુ કરીને કેવળ દુષણ ભણીજ થાય પણ ગુણી ભણી ન થાય કેમકે અંતરંગ મીથ્યાત્વ ગયા વીના વૈરાગ્ય તે દુઃખદાઇ છે ॥ ૧૧ ॥ કુશાસ્ત્રના અર્થને વિષે ડાહ્યા થાય ને શાસ્ત્રના વિપરીત અર્થ કરે સ્વછંદપણે વરતે કોઇ સાથે ક્ષમા રાખે નહી. અને ગુણીની પ્રસંસા ન કરે ॥ ૧૨ ॥

જે પોતાની મોટાઇ કરે પારકા અવરણ વાદ બોલે દ્રોહ કરે કપટ રાખે પોતાના પાપ ઢાંકે પોતાનો સામર્થ ઓલંઘીને ક્રીયા કરે તે આર્ત ધ્યાની કહેવાય ॥ ૧૩ ॥ વળી જે ગુણી પુરૂષોનો રાગી ન હોસ બીજાના કરેલા ઉપકારને વિસરી જાય તીવ્ર કર્મ બંધની ચીંતા સહીત વરતે અને શુભ અધ્યાત્મના અધ્યવસાય રહીત વરતે ॥ ૧૪ ॥

શ્રદ્ધામૃદુતા ઉધ્વતતા મધુરતા અવિવેકતાપણુ એ મોહ ગર્ભીત વરાગ્યની પરંપરા જાણવી ॥ ૧૫ ॥ એ રીતે મોહ ગર્ભીત વૈરાગ્યનુ સ્વરૂપ કહ્યુ હવે જ્ઞાન ગર્ભીત વૈરાગ્યનુ સ્વરૂપ કહે છે જે સમ્યક રીતે તત્વની ઓળખાણ કરે સ્યાદવાદ દ્રષ્ટીએ વરતે મોક્ષનુ ચીંતન કરે મોક્ષના ઉપાયને ફરશે અને તત્વ દિશા દખવાનો અર્થી થાય તે જ્ઞાન ગર્ભીત વૈરાગ્ય જાણવુ. ॥ ૧૬ ॥

જેહનો વિચાર પુષ્ટકારી હોય સ્વશીધાંત તથા પરશીધાંત સબંધી બુદ્ધી હોસ તેને વૈરાગ્યની વાત કહીયે અને એહવાનેજ જ્ઞાન ગર્ભીત વૈરાગ્ય થાય જેને સ્વશાસ્ત્ર પરશાસ્ત્રના વ્યાપારનુ પ્રધ્યાનપણુ નથી તેમજ ક્રીયાને વિષે પણ પ્ધાનતા નથી તે નીશ્ચય થકી ક્રીયાનો નિરમળ સારભુત જે ફળ તેને કદાપિ પણ પામે નહી ॥ ૧૮ ॥

જે સમકીત તે મોન આસીન કહીયે અને આસીન તે મોન સમકીત કહી

તે એહવુ શ્રી આચારંગજી સુત્ર માંહે ગત પ્રત્યાગતે કરીને કહ્યુ છે, જંસમંતિ પાસહા તમોણંતિ પાસહાજમ્મો; તે માટે નિયામકતાપણુ જાણવુ સિઝંતિચરણ રહીયા; દંસણ રહિયાન સીઝંતી, ઇતિ વચનાત તે માટે સમકીત તે સાર ભુત જાણવુ ॥ ૧૯ ॥ આશ્રવનો ત્યાગ તે જ્ઞાનનુ ફળ છે અને અનાશ્રવનુ ફળ તે વિષયમાં ઉજમાળ થાય ને વિષયનો ત્યાગી હોય એનુ નામ નિશ્ચય સમકીત કહીયે કારક સમકેતીની એવી દ્રષ્ટી હોય એટલા માટે નિશ્ચય નય પ્રીતીત તે શુધ ચારીત્રવંતનેજ હોય ॥ ૨૦ ॥

બાહ્યથી ધનકણ કંચન કામની પ્રમુખ બાહ્ય વસ્તુનોજ ત્યાગી થાય એ વ્યવહાર ચારીત્રના પાળવાથી તે પ્રાણી વ્યવહાર દ્રષ્ટીએજ ચાલે છે અને જેને સમકીત સહીત જ્ઞાનની પ્રવૃતિ હોય તેહનેજ અંતરંગ પ્રવૃતિનુ સાર કહીયે ॥ ૨૧ ॥ સમસ્ત નયની વાસના રહિત થકા એકાંતે છકાયની રક્ષાની શ્રધા કરતા થકા સમકીતની શુદ્ધતા ન કહેવાય પણ સંપુર્ણ નયની અપેક્ષાયે દ્રવ્યાર્થીક પર્યાયાર્થીક નયના યાથાર્થપણનો લાભ નહીજ થાય માટે શુધ નયની અપેક્ષાએ વર્તવુ. ॥ ૨૨ ॥

જે જગતમાં વર્તમાન અનાગત તથા અતિકાળના જેટલા શબ્દ પરજાય વચનના છે તથા પદાર્થને જેટલા અર્થ પરજાય છે તે સર્વ પરજાય નીશ્ચેથી એક જ દ્રવ્ય છે ॥ ૨૩ ॥ પદાર્થ તે સર્વ સ્વપર પરજાયમઇ હોય તે આવી રીતે જે અનુવૃતિ સહચારી સ્વપણુ જાણવુ અને પરમાણુ તે વ્યતીરેકપણે કરી જાણવુ. ॥ ૨૪ ॥

જેટલા પર પરજાય છે તે સર્વ પોતાની આસ્તીકયતાના અજોગથી જાણવા તે અદ્યપી પોતાના છે તોપણ ગત ભાવે છે અને પોતાના પરજાય તો સામાન્યતાપણે છે ॥ ૨૫ ॥ પર પરજાય જો પણ તાદાત્મ્ય ભાવે નથી તોપણ વ્યવહાર નયના જોગથી તેહનો સબંધ છે જેમ ધનનો ધણી અને ધન તે જુદા જુદા છે તોપણ શુક્ષ્મ બુધીયે વિચારતાં તેમનો સબંધ જણાય છે ૨૬

તેમ અભીનપણે જ્ઞાનના તથા ચારીત્ર સબંધી પરજાય મુનીને પણ હોય જો પણ તે અભીન છે તો પણ ઉપયોગપણે વિચારતાં નિશ્ચય નયે પોત પોતાનાજ છે પણ વ્યવહારે એક આત્માના છે એમ કહેવાય ॥ ૨૭ ॥ જો એમ ન કહીયે અને અભાવના સબંધથી ગવેષણા કરીએ તો કેવી ગતી થાય આધારાંતર નિરૂપકતાને ભાવે વિચારતાં દ્રિષ્ટે વિનષ્ટે દયાવ એટલે પૃથક ભાવતાના દેવ કરવાથી વિણશે અને તે એહુથી આત્મા ભીન નથી ॥ ૨૮ ॥

સ્વપરજાય અને પરપરજાય સબંધથી શુત્રને વિષે પણ એમ દેખાડયું છે કે સઘળુ એકતા ભાવે જાણુતાં એજેઆયા ઇત્યાદીક સઘળુ જ્ઞાન તે સંગ્રહ નયે કરી એકજ છે ॥ ૨૯ ॥ માટે ચીતની આશક્તિયે અને બુધિની પાટવતાયે અભ્યાસ કરવાથી પોતાના કાર્યપણાદિકને આશ્રય આપતો થકો પરજાયના એક અર્થને જાણીને પણ બુધ જે પંડીત તે સર્વ ભાવને જાણે, જે એગં જાણઇસે સવં જાણ ઇ-ઇતિ વચનાત ॥ ૩૦ ॥

યદ્યપી કેવળજ્ઞાનને વિષે તો કાંઇ પણ પ્રતીવ્યક્તિ નથી તોપણ કોઇ ઠેકાણે એક અંસનુજ ગ્રહણ કરયું છે ને કોઇ ઠેકાણે સરવસ ગ્રહણ કીધો છે ॥ ૩૧ ॥ તોપણ અનેકાંત આગમની શ્રધા તે અસખલીતપણે સદા પ્રવર્તે છે માટે અનેકાંતતાપણો અંગીકાર કરતાંજ સમકીતપણું છે તથા ઉત્સર્ગ અપવાદ નિશ્ચય વ્યવહાર તેના સંપુર્ણ અર્થનો નિશ્ચય થાય છે ॥ ૩૨ ॥

આગમના અર્થનુ ઉપનય જે થાપવું તે થકી પ્રાજ્ઞ જે બુદ્ધિવંત તેનું સર્વ વ્યાપકપણે વર્તે કાર્યાદિક જે વ્યવહાર છે તેતો નિશ્ચયપણે ચીત્રામણની રેખા સરિખો છે શ્રેષ્ઠ રૂપ કરવાને જેમ આળેખ કરે તે સરીખો વ્યવહાર છે અને સમગ્ર રૂપ કરવાને સમાન તે નિશ્ચય નય છે ॥ ૩૩ ॥ તે માટે એકાંત નય અંગીકાર કરીને પ્રવર્તનારા વૈરાગ્યવંતને પણ કુગ્રહો કહીયે તો બીજા માત્ર નામ ધરાવનારા હોય તેની તો શી વાર્તા એક નયવાળો શાસ્ત્રના અર્થનો બાધ કરતો જાણવો તે જો પણ જૈન ભાસ છે તોપણ પાપકારી જાણવો. ॥ ૩૪ ॥

ઉઉત્સર્ગ માર્ગમાં અપવાદ માર્ગમાં વ્યવહાર માર્ગમાં નિશ્ચય માર્ગમાં જ્ઞાનને વિષે અને ક્રીયા નયને વિશે જો કદા ગ્રહ નથી તો તેને જ્ઞાન ગર્ભિપણું છે અને તે જ્ઞાની પણ છે ॥ ૩૫ ॥ સ્વશિધાંતના જાણવાથી અન્ય શાસ્ત્રનુ જાણવુ તેમાંજ સમાઇ જાય છે જેમ પરાર્ધ નામે ઉત્કૃષ્ટ ગણીત છે તેમાં સોનુ પણ સમાઇ જાય છે અને તેટલો જ્ઞાન પામીને પણ જો અજ્ઞાનપણું રહે તો તેને જ્ઞાન ગર્ભિતા બીલકુલ નથી એમ જાણવુ. ॥ ૩૬ ॥

પોતાના સ્વાર્થને વિષે સઘળા નય સત્ય છે ને તે પરમાર્થની ચાલનાને વિષે નિષ્ફળ છે અને તે નયના વિવાદમાં જો મધ્યસ્તતા ન આવી તો તેને જ્ઞાન ગર્ભિતા છેજ નહી ॥ ૩૭ ॥ જે આજ્ઞા ગ્રાહ્ય અર્થને આજ્ઞાયે ગ્રહે નહી આગમ પ્રમાણે ગ્રહવા યોગ્યને આગમે ગ્રહે નહી અને યુક્તિ ગ્રાહ્યને યુક્તિ વડે ગ્રહે નહી એમ સહુને પોત પોતાને ઠેકાણે જોડી જાણે નહી તો

તેને જ્ઞાન ગર્ભિતા મુળથીજ નથી એમ જાણવુ ॥ ૩૮ ॥

ઉપર કહ્યા મુજબ તો ગીતાર્થનેજ જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય છે પણ અગીતાર્થને નથી એમ કહ્યું તોપણ તેના ઉપચાર થકી અગીતાર્થને પણ ગીતાર્થની નીશ્રાયે જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય છે ॥ ૩૯ ॥ તે માટે સુક્ષ્મ દ્રષ્ટીયે મધ્યસ્તપણું અંગીકાર કરીને અને પરદુખાણ તજીને વર્તવું સર્વ જગતના જીવનુ હીત ચીતવવુ મૈત્રી ભાવ ધરવો શુધ ક્રીયાને વિષે ઘણો આદર કરવો ઊપયોગ ધરવો અને ધર્મ મારગમાં લોકને જોડવા એહીજ શેષ્ટ છે. ॥ ૪૦ ॥

મુગાને તથા આંધળાને અને બેહેરાને બોલવામાં દેખવામાં અને સાંભળવામાં ઇત્યાદીક પારકા વૃતાંતને વિષે જેણે ચેષ્ટા તજી છે અને પોતાના ગુણના અભ્યાસ કરવામાં જે ઉત્સાહવંત છે જેમ દરીદ્રી ધન કમાવાને ઉજમાળ હોય તેની પેઠે ઉજમાળ થકો વરતે છે ॥ ૪૧ ॥ કામના ઉન્માદનુ વમન કરનારા મદના સમુહને ટાળનારા ઇરષા રૂપ તંતુના તોડનારા અને સમતા રૂપ અમૃત કુંડમાં મંજન કરનારા. ॥ ૪૨ ॥

તથા ચીદાનંદમયપણાના સ્વભાવથી સર્વદા ચળાયમાન નહી એહવા વર્તનુકવંત જે હોય એ ત્રીજા જ્ઞાન ગર્ભિત વૈરાગ્યના ગુણની લક્ષણાવળી કહી ॥ ૪૩ ॥ ઇહાં જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય તે ગ્રહવા યોગ્ય છે અને મોહ ગર્ભિત વૈરાગ્ય તથા દુઃખ ગર્ભિત વૈરાગ્યનુ ઉપમર્દન કરીને પોતાના અધ્યાત્મ ભાવના પ્રસાદ થકી કદાચીત જ્ઞાન ગરભીત વૈરાગ્યનો ઉપયોગ થાય. ॥ ૪૪ ॥

ઇતિ શ્રી વૈરાગ્ય ભેદા નામે છઠો અધીકાર સમાપ્ત.

## હવે સાતમો વઈરાગ્ય વિષયાધીકાર કહે છે.

પ્રથીને વિષે વિષયમાં અને ગુણમાં એ બેહુ પ્રકારે વૈરાગ્ય પ્રવરતે છે તેમાં વિષય વૈરાગ તો અમુખ્યપણે કહ્યુ છે બીજુ અધ્યાત્મ ભાવ યુક્ત ગુણ વૈરાગ તે મુખ્યપણે જાણવુ ॥ ૧ ॥

જે વિષય વૈરાગ છે તે પ્રમીગોચરપણે વરતે છે પણ નીશ્ચયથી જ્ઞાતા પુરૂષને રૂપ રસાદિકને વિષે આશક્તિ કરે નહી જે વિરક્ત ચીતવાળા તે અવિકારી થકાજ હોય કેમકે જે અધ્યાત્મ રૂપ અમૃતધારાને વિષે મંજન કરતા હોય તેહને વિષયની ધારા શું કરનાર છે અરથાત તેને કાંઇ વિષયની ધારા પીડા કરતી નથી. ॥ ૨ ॥

જોગીશ્વર અનહદ નાદ સહીત છે તેને યોગ મારગે કરીને સર્વ દેહ રંધ્રપુરીને હંસપદ અથવા સોહંપદ અથવા ઓંકાર ધ્વની ગ્નાનમાં ધરે છે તેના

બ્રહ્મ દ્વારે જે નાદ ઉઠે છે તેનું નામ અનહદ નાદ કહીયે તેણે કરી જે યુક્તછે તો તેવા યોગીશ્વરનું મન ભલી વિસ્તારવંતી આંબાની મંજરીને વિશે વિચરતી જે કોકીલા તેના મનોહર શબ્દ સાંભળીને શું મગ્ન થશે અરથાત નહીજ થાય ॥ ૩ ॥

સ્ત્રીના સુકોમળ હાથમાં રહ્યાં જે કંકણ તેનો શબ્દ સાંભળીને પુર્ણપણે ધુંમ્યાં છે લોચન તેની અનુભવન દિશા રૂપ નાટક કરનારી સ્રીયે પ્રીયકારી સંગીત બંધ કીધા તો તેમાં યોગીશ્વરનુ મન રંગાય નહી એટલે લોભાય નહી ॥ ૪ ॥

સ્ત્રીની પંચમ રાગની ધોળતાને સમતા પદની શ્રેણીના મધુર આલાપની રતીવાળા શુદ્ધ ચેતનાવંત જોગીને રૂચે નહી એટલે શુદ્ધ ચેતનાવંતને ખલના કારી ન થાય. ॥ ૫ ॥

અવિનાશી સહજ નિરમળ અને વિસ્તાર પામતુ એહવું જે પોતાનું સ્વરૂપ તેહના જોનારા યોગીશ્વર તેને તો જેનું નિરંતર સીળ ક્ષય છે અને વીર્ય રૂધીરથી ઉપન્યું એહવું જે સ્રીઆદીકનું રૂપ તે પ્રિયકારી લાગતુ નથી.॥૬॥

જેહનો નાશ નથી એહવો અનુભવ દિશાને જોવાનો રસ છે તેવો રૂપ તે બીજાને જોવા યોગ્ય છે તથા નાશ વરતે છે અને ચર્મ ચક્ષુનો વિષય છે એહવો જે રૂપ તે જોવા થકી તેનો જે રસ તે નિશ્ચય નય થકી હર્ષકારી ન થાય. ॥ ૬ ॥

રતિ સુખને દખીને તથા સ્રીના નેત્ર વિભ્રમની ચેષ્ટાયે કરીને અબુધ જે અજ્ઞાની પ્રાણી તે ઘણો હર્ષ પામે છે પણ એ વિભ્રમ વિલાસાદિક તો સુકૃત રૂપ પર્વતને વજ્ર થઇ ભેદ એવાં છે માટે યોગીશ્વરની દ્રષ્ટી તેમાં રમતી નથી ॥૮॥

કસ્તુરી માલતિનાં પુષ્પ એલચી ચંદન તથા કપુરની સુગંધી તે પંડીત લોકોને મગ્ન કરતી નથી તેમને તો નિરૂપાધિક અનુભવ ગોચર સ્વરૂપ ચીદાનંદને વિષે મગ્નપણું વરતે છે પણ રૂપાદિકને વિષે મગ્નતાપણું નથી. ॥ ૯ ॥

જે ઘણા કાળ સુધી ઉપયોગમાં આવે જેની સુગંધીને વિભાવદીશા રૂપ વાયુ હરી શકતો નથી એહવી જે સીળ સુગંધી તેહને મુકી યોગીશ્વરનુ ચીત અન્ય સુગંધીમાં લોભાતુ નથી. ૧૦.

જેમ વિકસ્વર થતાં જે કમળ તેના સ્વાદ સુગંધ યુક્ત રસે મગ્ન થયા એહવા જે ભ્રમર તે નીરસ કુસમ ઉપર રતી પામે નહી તેમ અધ્યાત્મ રૂપ અમૃત રસના ભોગી જે પ્રાણી તેને બીજા શર્કરાદીક મધુર રસની અધી

રજતા ઉપજતી નથી ગૃધ્રતાપણુ કરે નહી; ૧૧.

જે આગળ કડવા વિપાક આપે એવા મધુર રસે શું સારૂ વળી પ્રગટ પણે રાજ્યરીધ્ધી સ્ત્રી વિષયાદીક સુખ પામ્યા અને તે પાછાં જતા રહે તેથી વિક્રીયા પ્રગટે તો તેવા સુખથી શુ સારૂ જો સદાય અવિકારી એવો પુર્ણ નવમો જે શાંત રસ તેને વીષે મન મગ્ન છે તો પુરવે કહ્યા એહવા રસે શુ ફાયદા થાય અરથાંત કાંઇજ નહી; ૧૨.

એક અચરત જુવો કે રસના લાલચી તે મધુર રસને જોઇને અથવા ખાધાની વાત સાંભળીને કહે છે કે માહારા મુખમાં પાણી ભરાય છે એટલે જીભથી પાણી પડે છે અને સર્વ વિરતી જે મુનીરાજ તે માસાદીક મધુર રસ ખાધે આગળ માઠા વિપક આવસે તેના ભયને વીચારી બેઉ આંખે પાણી આણે છે એટલે આંખમાંથી આંસુ પાડે છે; ॥ ૧૩ ॥

ઇહાં ચરણકરણાદીક જે ગુણ તે રૂપ ફુલે પુરી એહવી નીરમળ જે સુવી કલ્પ કેહેતાં મનકુસળતા રૂપ સજ્યા તેહને વીષે સંતોષ રૂપ સ્ત્રીને આ લીગન દઇને સુવે છે તેવા મુનીરાજ તે બાજ્ય સ્ત્રીના સ્પર્ષ વિશે મન કેમ કરે અરથાંત નજ કરે. ॥ ૧૪ ॥

રૂદયને વીષે નીવૃતી સુખને ધરનારા જે પ્રાણી તેને બાવનાચંદનના લેપની વિધી તે હર્ષ આપતી નથી તથા સદૈવ નિરમળ ભાવને ધરતા જે પ્રા ણી તેને જગ સ્નાન વિધી તે નિઃશ્રેસ જાણવી. ॥ ૧૫ ॥

ભોગી પ્રાણી સ્ત્રી સાથે વિલાસસંભોગના સુખે કરી જન્મારો સફળ મા- ને છે અને જોગીશ્વર પુરૂષ મદન જે કામ તેની ચેષ્ટાને સર્પના વિષની આકરી મુરછા તુલ્ય માને છે. ॥ ૧૬ ॥

વૈરાગી જીવને આ ભવમાં ક્ષણીક સુખ આપે એવા જે વિષય તે ની- શ્ચય થકી કાંઇપણ હર્ષકારી નથી કેમકે ત્યાગી પ્રાણી તો પરલોકે સ્વરગાદીક- નાં સુખ તેને વીષે પણ નિષપૃહી છે અને તે તો માત્ર મોક્ષ સુખનાજ અભીલાષી છે. ॥ ૧૭ ॥

ગર્વ અજ્ઞાન વિખવાદ અને મત્સરતે રૂપ ભાવની પીડાયે રહીત એહવા જે દેવતા તેના જે લિષયાદીક સુખ તે પણ વિષમીશ્રીત દુધપાકના ભોજનની પેઠે સારા નથી અરથાંત દેવતાના વિષય સુખ તે પણ ઝેર સમાનછે. ॥ ૧૮ ॥

કેમકે સ્ત્રીના વીયોગ રૂપ અગ્ની તે આંસુ રૂપ વાયરે કરી દેદીપ્યમાનથયો એહવો જે સોક રૂપ અગ્ની પ્રગટયો તેથી સ્વરગના દેવતાને પણ પીડા

થાય છે તે વારે સ્વરગમાં પણ દેવતાને સુખની સ્થીતી છે એહવું કેમ કહેવાય. ॥ ૧૯ ॥

જેને વીમાન સંપદા મોટી છે એવા દેવતાને પણ ચવન વેળાએ જે દુઃખ પ્રગટે છે તે દુઃખથી દેવતાનુ રૂદય માત્ર ફાટતુ નથી તેનું કારણ જે રૂદય તે વજ્રના પરમાણુયે કરીને ઉત્પન કરેલું છે તેથી ઘણો કઠણ છે માટે ફાટતુ નથી. ॥ ૨૦ ॥

જેમ નિબીડ નંદન વનના ચંદનના વિલેપનવાળાને પરવતની ભુમીયે અથવા બીજા કોઇ પણ વૃક્ષે રતી થાતી નથી તેમ મોક્ષના અરથીને વિષય ઉપર પ્રતી થતી નથી તેમજ મનુષ્ય તથા સ્વરર્ગ પ્રમુખ સમગ્ર ગતીને વિષે પણ પ્રીતી થતી નથી. ॥ ૨૧ ॥

એમ વિચારી શુભ બુદ્ધી સ્થીર કરીને જેને બીજા વૈરાગ્યનો ગુણ પ્રગટયો છે તેવા યોગીને આત્મગુણને વધારે એવી તૃશ્નાનુ આગમ રૂપ વૈરાગ્ય પ્રગટ થાય ૨૨

વિપુળ લબ્ધિ ચારણ લબ્ધિ મોહોટી આશી વિષ લબ્ધિ પ્રમુખ અનેક લબ્ધિયો જો પણ ઉપજે તોપણ તે વૈરાગી મુનીને અહંકાર ભાણી થાય નહી માત્ર એક મુકિત સુખ વિના પલાલના પુંજ રૂપ તે માને છે. ૨૩

પંડીને કોઇ મોહોટા અતિશ યાદીક ગુણના સમુહે સહીત હોય તો પણ મદ નકરે અને તેથી કાંઇ અધીકતા પણ ન ગણે માત્ર પોતાના શુધ સ્વભાવમાંજ આનંદ પામે ॥ ૨૪ ॥

પોતાના રૂદયને વિશે મુકિત સુખ ઉપર પણ લુબ્ધતા નથી એક સદ અનુષ્ઠાન રૂપ સહેજા નંદના કલોલને મળતી અસંગા નુષ્ઠાન રૂપ પુરૂષની જે દશા તેને વાંછે છે પામે છે. ॥ ૨૫ ॥

વૈરાગ્ય વિલાસી પુરૂષને એવી બુદ્ધી ઉપજે છે અને તેવા ઉદાર પ્રકૃતી વાળાને યશ રૂપ જે લક્ષ્મી તે હર્ષ ધરીને વરવાને ઇચ્છે છે. ॥ ૨૬ ॥

ઇતી શ્રી સાતમો વૈરાગ્ય વિષયા ધીકાર સમાપ્ત,

હવે આઠમો મમતા ત્યાગા ધીકાર કહે છે,

મમતા રહીત પ્રાણીનેજ વૈરાગ્ય સ્થીર પણે રહે છે તે માટે બુદ્ધીવંત પ્રાણીયે અનર્થ દાયક જે મમતા તેને તજવી ॥ ૧ ॥ જેમ સર્પ કાંચળી કાઢવાથી વિષ રહીત થતો નથી તેમ જેને મમતા જાગે છે તે વિષયને ત્યાગ કરે તોપણ ત્યાગી થતો નથી ॥ ૨ ॥

જે ગુણ સમુહને મુની રાજ્ય ઘણા કષ્ટે કરી પ્રગટ કરે છે તેને મમતા રૂપ રાક્ષસી એક કોળીએ ખાઇ જાય છે ॥ ૩ ॥ કેવુ આશ્ચર્ય છે કે સીયા રાજાની પેઠે મમતા રૂપ સ્રી તે જીવ રૂપ ભરતારને પશુ રૂપ જે મર્કટ તે રૂપે કરીને સગ્ર પણ અજ્ઞાન રૂપ જડી બુટીના બળ થકી ઘણુ પ્રકારે નચાવીને રમાડે છે. ॥ ૪ ॥

એકલો ચેતન પરભવે જાય છે અને એકલોજ આ ભવે આવે છે પણ મમતાને વશ થઇને રત્ના દેવીની પેઠે મીથ્યા સગ પણ ન્યાત જાત વીગરેની કલ્પના કરે છે ॥ ૫ ॥ જેમ એકવડા બીજ થકી ઘણી ધરતીયે વડ વ્યાપીને વીસ્તાર પામે છે તેમ એક મમતાના બીજ થકી ઘણુ પ્રપંચની કલ્પના ઉઠે છે ॥ ૬ ॥

માતા પીતા ભાઇ બેન સ્રી એ સર્વ મારાં છે પુત્ર પુત્રી મીત્ર પણ માહારાં છે ન્યાતી પરીચીત એ માહરાં છે ॥ ૭ ॥ એ પ્રકારે મમતા રૂપ રોગ દીવશે દીવશે વધતી જાય છે તેને મટાડવાને કોઇ પણ જ્ઞાન રૂપ ઔષધ વિના સમર્થ થતો નથી ॥ ૮ ॥

જેમ વેળા કવેળા ઉઠીને વિપ્ર બે માસ સોનુ લેવા ગયો તેની પેઠે એક મમતાએ કરીને નિઃસંકપણે આરંભમાં પ્રવરતે છે મમણ શેઠની પેઠે ધનને લાભે કરી દોડે છે ॥ ૯ ॥ પરભવમાં ઇહાંનુ કુટંબ સરણ આધાર નથી તોપણ કુટંબને પોષવાની મમતામાં ખેદ પામે છે ॥ ૧૦ ॥

પોતે એકલો ધનને મેળવીને મમત્વે કરીને ઘણા લોકને પુષ્ટ કરે છે પણ પરભવમાં આકરાં નારકીનાં દુઃખ આવશે તેવારે એકલોજ ભોગવશે ॥ ૧૧ ॥ જીવતો આંધળો નથી પણ મમતાયે કરી નાસ્તીક પદાર્થને ખરૂ કરી માને છે તેહને મીથ્યા દ્રષ્ટી અંધ કહીયે કેમકે તેની ચર્મ ચક્ષુ છે તોપણ તે ચક્ષુએ કરી આત્મીક અર્થને નથી દેખતો માટે એને દેખતો પણ આંધળો સમજવો અને જે જાતી અંધતો છે પણ જ્ઞાનીને સંજોગે આત્માર્થને જુવે છે માટે એ બે પ્રકારના અંધમાં ઘણો અંતર છે ॥ ૧૨ ॥

રાગ દીશાએ કરીને પ્રાણને અનિત્ય માને પણ પ્રાણની લેનારી જે સ્રી તેને મમતાને વશ થઇને વલભ જાણીને હર્ષ પામે છે ॥ ૧૩ ॥ તે સ્રીના દાતયદ્યપી હાડકાના છે તોપણ તેને કુંદફુલ જેવા જાણે શ્લેષ્મ જે લાળ તેણે કરી ભરેલુ મુખ હોય તેને ચંદ્ર તુલ્ય વખાણે અને સ્તનમાં માંસના ગાંઠા છે તેને સોનાના કળસ સમાન લેખે છે એવાતો સર્વ મમત્વને લીધે થાય છે. ॥ ૧૪ ॥

વળી સ્ત્રી કેવી છે જેના મનમાં કોઇક હોય અને વચનમાં વળી બીજો કોઇક હોય અને ભોગ તો વળી કોઇ ત્રીજાની સાથે કરે એવી છે તેને વૈરાગી પુરૂષ કહે છે એ સ્ત્રીથકી સર્પ સરખુ એટલે સ્ત્રી સર્પથી ભુંડી ગણે છે પણ જે પ્રાણી મમતાવંત છે તેતો એવી ચંચળ નેત્રવાળી સ્ત્રીને સતી માને છે ॥ ૧૫ ॥ સ્ત્રી પોતાના રાગી ધણીને મરણ થાય એવાં કામ ભળાવે અને તે પણ મમત્વે આંધળો પુરૂષ તે કાર્ય કુટાઇ પીટાઇને કરે વળી સ્ત્રી વ્યભિચારણી હોય તોપણ તેને ભોળી કરી માને તે ઉપર એક દ્રષ્ટાંત છે દુહો- ભોલી કહેતી બાપડી, અવળા ખ્યાલ ન ખેલ; જયાંથી લાવ્યો લાકડી ત્યાંની ત્યાં જઇ મેલ. ॥ ૧૬ ॥

જેમ મમત્વની ચેષ્ટા તે ફુલ લીલા સરીખી છે તેને વશ થઇ રહ્યો. એહવો જે પરૂષ તે હાડ માંસ વીષ્ટા મુત્ર તથા ચર્મથી મઢેલી હાંલ્લી જેવી સ્ત્રી ઉપર પ્રેમ કરે છે મમત્વ ધરે છે ॥ ૧૭ ॥ વળી મમત્વે કરીને પોતાના પુત્રને રમાડે તે વખત તેને બાપ બાપ કરી કહે અને તે બાળકના હાથની આંગળીયો શ્લેષ્મથી ભરી હોય તેને અમૃત સમાન જાણે ॥ ૧૮ ॥

મોહ થકી બાળકની માતા પોપાના બાળકને કાદવે ભરયો હોય તોપણ નિ:સંકપણે ખોળામાંથી મુકતી નથી વળી વિષ્ટાએ અશુચી હોય તોપણ તે બાળકને તેની માતા મોહના વશ થકી તેને પવીત્ર ગણે છે ॥ ૧૯ ॥ જેમ ધરતી શાસ્વત દૃઢ છે પણ ધંતુરાના ફળ ભક્ષ કરનાર પ્રાણીને ફેર આવે છે ત્યારે તેને ધરતી ફરતી જણાય છે તેમ માત પીતાદીકનો સબંધ સંસારમાં અનાદીનો સાશ્વત છે પણ મોહ વડે મુઝાણો પ્રાણી એમ કહે છે જે માતા મરી ગઇ હવે કેમ થશે શી રીતે ચાલશે ॥ ૨૦ ॥

તેમ પ્રત્યેકે જીવ પણ જુદા છે અને તે કઇ ગતીથી આવ્યા અને કઇ ગતીએ જશે તેમજ પુદ્ગળ પણ જુદા છે તથા શરીરનો સંગ પણ સુન્ય છે એ રીતે જે દેખે છે તેને દેખતો જાણવો ॥ ૨૧ ॥ જેમ દોરડાનુ જ્ઞાન થયે સર્પની ભીતી નાશ પામે છે તેમ હુ અને સ્ત્રીઆદીક માહારી છે એહવો મમત્વ થાય છે તે ભ્રમ હેતુ છે તે ભ્રમ ભેદ જ્ઞાન નજરે જોવાથી નાશ પામે. ॥ ૨૨ ॥

એ સંસારનો સબંધ શું છે એમ આત્મ તત્વને સન્મુખ ઓળખવાની ઇચ્છા થઇ એટલે મમતા તરત નાશપામે આત્મ જ્ઞાનની આગળ મમતા કીહા ઠેકાણે રહે, નજ રહે ॥ ૨૩ ॥ જેમ કામ પુરૂષ સ્ત્રીનો અર્થી થયો તે

સ્ત્રી પામ્યા વીના કોઇ પણ ઠેકાણે રતિ પામે નહી તેમ તત્વનો જાણ પુરૂષ પણ તત્વ પામ્યા વીના કયારે રતિ ન પામે ॥ ૨૪ ॥

એ કારણ માટે તત્વ જાણવાની ઇચ્છાએ કરી મમતાની બુદ્ધી જેણે દબાવી છે તે પ્રાણી વિચીત્ર પ્રકારની નયગમ ભંગ રચનાયે વ્યાપ્યો થકો સંસારના સર્વ પદાર્થને સંભ્રાંત જાણે એટલે ઇંદ્રજાળ જેવા જાણે ॥ ૨૫ ॥ જેણે જોગ પણ ધરયો નહી અને મમતા પણ હણી નહી તથા સમતા પણ આદરી નહી વળી શાસ્ત્ર જાણવાની ઇચ્છા પણ કરી નહી તેનો નર જન્મ નિઃફળ ગયો એમ જાણવું ॥ ૨૬ ॥ એક જાણવાની ઇચ્છા અને બીજો વિવેક એ બે મમતાને નાશ કરનારાં છે તે માટે એ બેહુ થકી મમતાનો નીગ્રહ કરવો કારણ કે મમતા તે અધ્યાત્મની દુશમન છે ॥ ૨૭ ॥

ઇતિ શ્રી મમતા ત્યાગ નામે આઠમો અધીકાર સમાપ્ત.

## હવે નવમો સમતા અધીકાર કહે છે.

હવે સમતા આવવાનો અધીકાર કહે છે જેમ ફટકને વિષે ઉપાધીપણું ટળે તેવારે નિરમળતાપણું વધે છે તેમ જેવારે મમતાનો ત્યાગ થાય તેવારે પોતાની મેળેજ સમતા વિસ્તરે ॥ ૧ ॥ સંસારને વિષે પોતાને અરથે કોઇ કામ પડે તેવારે એમ જાણે જે આ માહારો વાહાલો છે અને આ દુશ્મન છે પણ એ સર્વ વ્યવહાર કલ્પના છે નીશ્ચય થકી તો વ્યવહાર નાશે કરી મધ્યસ્થપણું પામે તેવારેજ તે સમતાવંત કહેવાય ॥ ૨ ॥

વ્યવહાર કલ્પનાવાળો તો જેને વિષે દ્વેષ લાવે તેનેજ વિષે પોતાના અર્થ સાધને કરી રાજી પણ જો નિશ્ચય થકી વિચારે તો એમાં કાંઇ ઇષ્ટ નથી તેમ અનીષ્ટ પણ નથી ॥ ૩ ॥ એક વિષય જે એક કાર્ય છે તે એક જણને પોતાની રૂચીએ પુષ્ટી કરે છે અને બીજાને તેથીજ દ્વેષ ઉપજે છે એ મતિ કલ્પનાના ભેદ છે એમ જાણવું ॥ ૪ ॥

ઇષ્ટ અનીષ્ટ એ વિકલ્પનિ કલ્પના થકી છે એ બેનેજ રાગ દ્વેષ જાણવા પણ એમાં કાંઇ તત્વ નથી જો મનથી વીકલ્પ જાય તો રાગદ્વેષ એ બેહુ દુર થાય ॥ ૫ ॥ પોતાના પ્રીયોજનની સિદ્ધી જ્યારે પોતાને સ્વાધીન થાય તેવારે બાહારના અર્થ સંકલ્પનો ઉઠાવ નાશ પામે ॥ ૬ ॥

જેમ કંઠ ઉપર રહેલુ સુવર્ણ સાક્ષાત દેખાય છે તેમ સ્વભાવિક ગુણ પામે થકે વિભાવિક ભ્રમણા દુર જાય તેવારે રાગદ્વેષ ઉઠી દુર થાય અને સમતા વિશેષે વધે ॥ ૭ ॥ જગતના જીવને વિષે કર્મનુ વીચીત્રપણું છે માટે

તે વિભાવપણુ સારૂ નરતુ કહેવાની રીતે જેવારે ન ભાસે તેવારે શુદ્ધ નયમાં રહ્યા થકા મખળ સમતાને પામે ॥ ૮ ॥

પોતાના ગુણ થકી પોતાનો આત્મા સાક્ષી કરીને પોતાના એક શુદ્ધ અધ્યવસાય થકી આત્માને વિષે જેનુ મન રમે છે તેની સમતા અનુતર કહીયે ॥ ૯ ॥ એમ જેને પાકી સમતા થઇ તેનુ વિષયરૂપ ઘર સુનુ થયુ એમ જે મુનીને નિરમળ સમતા યોગ પ્રગટયો તે મુનીને વાંસલે કરી કોઇ છેદે અથવા ચંદને કરી કોઇ પુજે તે બેહુ તુલ્ય છે. ॥ ૧૦ ॥

એહવા સાધુની સમતાની શી વખાણ કરીએ જેણે પોતાના આત્માની સિદ્ધી કરવાને સમતા આદરી એહવા મુનીને સમતારૂપ ઘરમાં રહેતા થકા આ ભવના તથા પરભવના એટલે સર્વ ભવના વૈરભાવને ટાળી નાખે છે જેમ નીત્ય પાસે વસતાં થકાં કુતરાં અને બીલાડી તેમના વૈર પણ સમી જાય છે તેની પેઠે જાણવું ॥ ૧૧ ॥ કપટી વેષધારણ કરવાથી શુ થાય અને વ્રત ધારણ કરે પણ શું થાય વળી મોનધારી અતીતની પેઠે ઇંદ્રીયો દમન કીધે પણ શું થાય તથા ઘણી તપસ્યાયે પણ શું થાય માત્ર એક સમતા જે સંસારરૂપ સમુદ્ર દરવામાં નોકા જેવી ( નાવ ] જેવી છે તેનુજ શેવન કરવુ તેહીજ શ્રેષ્ટ છે ॥ ૧૨ ॥

દેવ લોકનાં સુખ તો દુર છે વળી મોક્ષ પદવી તે તો ઘણેટી છે અને ભવસ્થીતીને હાથ છે તેવારે મનની પાસે પ્રગટપણે દેખીયે એવી સમતાનુ સુખ તે શું ખોટુ છે અરથાંત ઘણુજ રૂડુ છે ॥ ૧૩ ॥ સમતારૂપ અમૃત કુંડમાં સ્નાન કરવાના પ્રભાવથી આંખ થકી કાંદર્પરૂપ દર્પનુ વિષ સોસાઇ જાય છે ક્રોધરૂપ તાપ તે નાશ પામે છે અને ઉદ્દતા રૂપીયો મેલ તે પણ દુર થાય છે ॥ ૧૪ ॥

જન્મ જરા મરણ રૂપ દાવાનળે કરી બળતુ એવું સંસાર રૂપ વન ખંડ તેમાં સમતાનુ જે સુખ છે તે અમૃતના વરસાદ સરીખુ જાણવુ ॥ ૧૫ ॥ ચીત્ર સાળી મધ્યે એકજ સમતાને અવલંબતાં ભરત રાજા આદી આઠ પાટ કેવળ જ્ઞાન પામીને સિદ્ધ થયા પણ તેમને કષ્ટ કીયા કાંઇ કરવી પડી નહી એહવી સમતા છે, ॥ ૧૬ ॥

વળી સમતા તે નરકને બારણે ભોગળ જેવી છે અને મોક્ષ માર્ગની દીવી છે વળી ગુણ રૂપ રત્નનો સંગ્રહ કરવા રોહણાચળ પર્વતની ભુમી સરખી છે ॥ ૧૭॥ જેનાં નેત્ર મોહ વડે ઢંકાયાં છે અને જે પોતાના સ્વરૂ-

પને જોઇ સકતા નથી તેને દીવ્ય અંજન આંજવાને સમતા તે શલાકા રૂપ છે અને અજ્ઞાનના પડળને છેદનારી છે. ॥ ૧૮ ॥

જે પ્રાણી એક ક્ષણમાં મનને ખેંચીને સમતાને સેવે તો તે પ્રાણીને એહવુ સુખ પ્રગટે કે જેહનુ મુખે કહેતાં થકાં પાર આવે નહી ૧૯ જેમ કુમારીકા ભરતારના સુખને જાણતી નથી તેમ લોકો પણ મુની રાજ્યની સમતાના સુખને જાણતા નથી ॥ ૨૦ ॥

જેણે સમતાનુ બકતર પેહેરયુ છે તેને નમસ્કાર સ્તુતી પુજા લાભ પર દ્રવ્યની ઇચ્છાદી રૂપ જે પોતાનાજ મર્મને લાગનારા એહવાં જે તીક્ષણ બાણો તે પીડયા કરી સકતા નથી ॥ ૨૧ ॥ જેમ સુર્ય કીરણ પ્રકાશથી અંધકાર નાશ પામે છે તેમ કોટી કોટી ભવનાં નિવડ સંચીત પાપ કર્મ તે સમતા વડે એક ક્ષણમાં નાશ પામે છે ॥ ૨૨ ॥

જે અન્ય લીંગી શીધ થયા તે પણ દ્રવ્યથી મોક્ષ ફળ સાધતા થકા રત્ન ત્રયના ફળની પ્રમી વડે ભાવથી જૈન પણું પામ્યા માટે તે અન્ય લીંગીયોને પણ સમતા તે આધાર ભુત હતી ॥ ૨૩ ॥ જો નય સ્થાનકે ઉતારી જોઇએ તોએ સમતા રૂપચંદને કરી ભવ તાપ સમી જાય છે પણ કદા ગ્રહ અજ્ઞાનરૂપ અગ્ની વડે તો સમતા રૂપ ચંદન બળીને ભસ્મ થાય છે ॥ ૨૪ ॥

આ સંસાર રૂપ ગામને વિષે સર્વ લોક ક્રય વિક્રય કરતાં દોડાદોડ કરે છે તે શું છે તે કહે છે “ જેવારે ચારીત્ર રૂપ પુરૂષ મરણ પામ્યો તેવારે સમતા રૂપી પ્રાણ પણ જતા રહ્યા પછી તેના મૃત કાર્યનો ઊત્સવ પાથરણાં સ્નાન સુતક વગેરે કરવાને જાણે એ લોકો દોડાદોડ કરે છે એમ સમજવુ ॥ ૨૫ ॥ જેમ ઉગર ખેત્રમાં બીજ વાવ્યુ હોય તે કદે ફળે નહી તેમ એક સમતાને છોડીને જે પ્રાણી કષ્ટ ક્રીયા કરે છે તેથી તેને રૂડુ ફળ આગળ મળતુ નથી ॥ ૨૬ ॥

મુક્તિનો ઉપાય તો એક સમતા છે બાકી ક્રીયા કષ્ટ સર્વ આડંબર છે તે પુરૂષને ભેદ કરી એટલે તપ જપ સર્વ સમતાની પ્રસીધી છે પુરૂષ ભેદ તે ગ્રહસ્થને અને મુનીને સીધે છે એટલે ક્રીયા કરવામાં ગ્રહસ્થ અને મુનીમો વ્યવહાર જુદો છે પણ તે બેઉ ક્રીયા સમતાએ વખાણવી એવી શાસ્ત્રની આજ્ઞા છે ॥ ૨૭ ॥ શાસ્ત્રના ઉપદેશ તો જેમ કોઇ આંગળી વડે માર્ગ બતાવે એવો છે પણ જે શાસ્ત્રમાં સાંભળીને પોતાના અનુભવમાં લાવી પોતાને સાક્ષાત્ કરી પંચ ભવગતે ચોથ બજાટવીનો પાર પામે ॥ ૨૮ ॥

પર પુદ્ગળાદિક વસ્તુ તે આત્માની નથી અને દેખવાથી આત્મા પવીત્ર છે આત્માને વિષે આતંા તત્વ ગુપ્ત છે માટે અધ્યાત્મને પ્રસાદે કરી સમતાને વિષે હર્ષ ઉલ્લાસ કરવો. ૨૯ ॥

ઇતિ શ્રી સમતા નામે નવમો અધિકાર સમાપ્ત.

હવે સદ્ અનુષ્ઠાન નામે દસમો અધિકાર કહે છે

જેમ કતક ફળના ચુર્ણને યોગે ડોહોળયું પાણી નિરમળ થાય તેમ સમતાના યોગથી શુદ્ધ અનુષ્ઠાન પ્રગટ થાય છે ॥ ૧ ॥ વિષયાનુષ્ઠાન ગરળાનુષ્ઠાન અન્યોનાનુષ્ઠાન તદ્હેતુ અનુષ્ઠાન એ પાંચ અનુષ્ઠાન ગુરૂ શેવાદિક કરણીમાં કહ્યાં છે. ॥ ૨ ॥

મીષ્ટાન ભોજનની લાલચે વસ્ત્રની લાલચે પુજાની લાલચે દોલતની ઇચ્છાએ જે તપ જપ કષ્ટ ક્રિયા કરે તે ક્રિયા પ્રાણીના શુભ ચીતની હણનારી છે એનુ નામ વિષ અનુષ્ટન જાણવુ ॥ ૩ ॥ સ્થાવર વિષ તે સોમલ જાણવુ અને જંગમ વિષ સર્પાદિકનુ જાણવુ એ બેહુમાંથી એક વિષ ખાધાથી તરત મરે છે તેમ ભોગના અભીલાષે કરીને જે ક્રિયા કરવી તે શુભ ચીતને હણે છે અને વળી પ્રાયે અનંતો કાળ શુદ્ધ માર્ગની પ્રાપ્તી થવી પણ ન સંભવે એવું વિષ અનુષ્ઠાન છે. ॥ ૪ ॥

જે દેવનાં ઇંદ્રનાં સુખ પામવાની ઇચ્છાયે કરીને તપસ્યા પ્રમુખ ક્રિયા કરે તે પ્રાણી કાલાંતરે નરક ગતી પામે કષ્ટ કરીને આણદીઠા ફળની વાંચ્છા કરે તેને ગરળ અનુષ્ઠાન કહીયે ॥ ૫ ॥ જેમ ખંગડી ચુર્ણ પ્રમુખ નિબળ દ્રવ્યને સંજોગે પ્રગટ થતુ વિષ તે ગરળ નામા વિષ કહીયે તે ઘણા દિવશ કષ્ટ ને પમાડે ને મારે છે તેમ એ પણ તત્વથી નરક ફળની પ્રાપ્તી કરે છે. ॥ ૬ ॥

અનેક પ્રકારે મહા અનર્થ નીપજાવે એહવા ઉપર કહ્યાં તે બે અનુષ્ઠાનો નિષેધ કરવાને સમસ્ત તીર્થંકરે નિયાણુ વર્જવાનુ કહ્યુ છે ॥ ૭ ॥ પ્રાણી ધ્યાનાદીકના અભાવે કર્મ જે ક્રીયા તેમાં અધ્યવસાય રહીત શુન્યપણે સમુરછિમની પેઠે સુન્ય મનની પ્રવૃતીયે અથવા જાણપણા વિના બીજાના દેખા દેખી જે ક્રિયા અનુષ્ઠાન કરે તે અન્યોઅન્ય અનુષ્ઠાન કહીયે.

ઇહાં સામાન્ય પ્રકારે જ્ઞાનના રૂપનું કારણ નહી ગવેષે તે ઉઘ સંજ્ઞા લોકપ્રવાહ રૂપ કહીયે તેથી નીરદોષી સુત્રના માર્ગની અપેક્ષા વિના લોકના દેખા દેખી ક્રિયા કરે તે અન્યોઅન્ય અનુષ્ઠાન કહીયે ॥ ૮ ॥ એટલે લોકની રીત ભીજાય અને સુત્રની તથા ગુરૂના વચનની અપેક્ષા વિના ઉપયોગ સુન્યપણે

જે કાંઇ કરવુ તેનુ નામ ઉઘ સંજ્ઞાના છે. ॥ ૧૦ ॥

અજ્ઞાન લોકો એમ કહે છે કે જો અત્યંત શુધ માર્ગ ખોળવા જઇએ તો તીર્થનો ઉછેદ થાય માટે લોકના આચાર ઉપર આદર શ્રધા કરવી જેમ ચાલે તેમ ચલવા દઇએ એહવાં વચન બોલતા થકા જે લૌકીક આચારે પ્રવર્તે તેનુ નામ લોક સંજ્ઞા છે ॥ ૧૧ ॥ અને શીક્ષા ગ્રહણ આ સેવન તથા બદ સંપદાયે સહીત ભાવ સુન્યપણે જે આવસ્યક કરે તે પણ દ્રવ્ય આવસ્યક કહ્યુ છે તો જે અશુદ્ધજ કરે તેની તો વાતજ શી કહીયે તેને તો માત્ર કાય કલેષ અને વિરાધના થાય છે. ॥ ૧૨ ॥

તીરથનો ઉછેદ થાય તેના ભયથી અશુદ્ધ ક્રીયાને વિષે ગાડેરીયા પ્રવાહની પેઠે ગતાનુગતીકપણે આદરકરતા કાંઇ પ્રમારથ જાણે નહી અને જ્ઞાન ક્રીયાનો નાશ કરે ॥ ૧૩ ॥ જે ધર્મના અર્થી થઇને એમ કહેશો કે જે ઘણા લોકો કરે તે આપણે પણ કરવુ તો મીથ્યાત્વ ધર્મના પણ ઘણા સેવનારછે માટે તે પણ કોઇ કાળે છંડાશે નહી એમ ઠરયું. ॥ ૧૪ ॥

માટે સુત્રની શૈલી રહીતપણે ગતાનુગતિક પણે ઉઘ સંજ્ઞાયે અથવા લોક સંજ્ઞાયે જે કરવુ તેને અન્યોઅન્ય અનુષ્ઠાન કહેવું ॥ ૧૫ ॥ જે અજ્ઞાનપણે કાય કળેષ કરે તેને અકામ નિઝરા કહેવી અને ઉપયોગ સહીત જ્ઞાન ક્રીયા કરવી તેનું નામ સકામ નિઝરા છે. ॥ ૧૬ ॥

માર્ગાનુસારી પુરૂષ શુદ્ધ ક્રીયાનુષ્ટાન રાગે કરી જે કરે તે તદ્દેતુ અનુષ્ટાન કહેવાય જે વારે છેલુ પુદગળ પરાવર્ત રહે તેવારે જે ક્રીયા કરે તે અનાઉપયોગે ન કરે માટે એ અનુષ્ટાન પણ તેવારેજ હોય ॥ ૧૭ ॥ છેલે પુદગળ પરાવર્તે જે વારે તદ્ધેતુ અનુષ્ટાન પ્રગટે તેવારે એ ધર્મનો યોવન કાળ પ્રગટયો અને સંસારમાં બાળ દિશા હતી તે મટી ગઇ એમ જાણવું એ અનુષ્ટાને શુદ્ધ ક્રિયાનો રાગ ઉપજે છે અને પુર્વનાં ત્રણ અનુષ્ટાને અશુદ્ધ ક્રીયાનો આદર ઉપજે છે. ॥ ૧૮ ॥

જેમ યુવાન પુરૂષ ભોગનો વિલાશી થાય છે અને બાળક્રીડાથી લજાય છે તેમ ધર્મ યોવન કાળવંત પુરૂષ ધર્મના રાગે કરીને અશુદ્ધ ક્રીયાથી લજવાય છે ॥ ૧૯ ॥ તે માટે તે ધર્મના અનુરાગથી ચરમ પુદગળ પરાવર્તેજ વળી તદ્દહેતુ નામે ચોથુ અનુષ્ટાન કહ્યુ છે પણ બીજાદિક જે સમકીત તેતો અભ્યાસછે ॥૨૦॥

ઇહાં સમકીત રૂપ બીજ તો તેવારે થાય કે જેવારે શુદ્ધ ક્રિયા કરતાં પ્રાણીને દેખીને બહુ માન પ્રસંસા કરે, અને આગમ વિધી રાગે પોતે પણ ગાને શુદ્ધ

વિષ્ટિ ગોચર હોય તેવારે સમકીત ઉપજે છે ॥ ૨૧ ॥ એ તધ્ધ હેતુ અનુષ્ટાનનો અનુબંધ જે શુધ્ધ પ્રાણમનતે કલંક રહીત અંકુર કહિયે અને તધ્ધ હેતુ અનુષ્ટાનની ખોળ કરવી તે નાના પ્રકારનો સ્કંધ કહીયે. ॥ ૨૨ ॥

તે મધ્યે પ્રવૃતવુ તે રૂપ વિચીત્ર પ્રકારના પાનડાં જાણવાં અને સદગુરૂના જોગ વડે સ્વર્ગમાં સુખ સંપાદા પામવી તે રૂપ ફળ જાણવા ॥ ૨૩ ॥ જે વારે ગુરૂ પાસે દેશના સાંભળીને ભાવ ધર્મ રૂપ સંપાદા પામે તે ફળ કહીયે તે ફળ મોક્ષ સાધન રૂપ છે એમ જાણવું. ॥૨૪॥

સહજ સ્વભાવીક જે ભાવ ધર્મ છે તે તો ચંદનની સુગંધ સમાન છે. તે સહીત જે અનુષ્ઠાન કરવુ તેનુ નામ અમૃત અનુષ્ઠાન છે ॥ ૨૫ ॥ પ્રભુની આજ્ઞા વડે મન સુધીયે પ્રવરતે અને અત્યંતપણે સંવેગ ગુણસહીત હોય તેને ગાણધરાદીક અમૃત અનુષ્ઠાન કહે છે ॥ ૨૬ ॥

ભલી રીતે શાસ્રના અર્થને વિચારે ક્રીયા મધ્યે વીર્ય ઉલાસ ધરે પંચમ કાળના દોષ ન ગણે અથવા જે કાળે જે ઉચીત હોય તે ક્રીયા કરે એ લક્ષણ અમૃત અનુષ્ઠાનનાં જાણવા ॥ ૨૭ ॥ એ પાંચ અનુષ્ઠાનમાં છેલાં બે અનુષ્ઠાન તે રૂડાં છે અને પ્રથમનાં ત્રણ અનુષ્ઠાન તે ભુડાં છે રૂડાં નથી તેમાં પણ સર્વથા શ્રેષ્ટ તો અમૃત અનુષ્ટાન જાણવુ કેમકે અજ્ઞાન તેજ આકરૂ જે વિષ તે એ અનુષ્ટાન વડે નાશ પામે છે ॥ ૨૮ ॥

. ક્રીયા એ આદર કરતાં રાગ ધરે તથા આગમને અતી મોટી સંપદાનુ માને વળી જાણવાની ઇચ્છા કરે જાણનો સંગ કરે એ શુદ્ધ ક્રીયાનાં લક્ષણ છે ॥ ૨૯ ॥ તેના પણ જુદા જુદા ભેદ છે. ૧ ઇચ્છા ૨ પ્રવૃતિ ૩ સ્થીરતા ૪ શિધી યોગ એ ચાર યોગ મોક્ષને જોડે માટે યોગ કહીયે ॥ ૩૦ ॥

જે ગુરૂનો ઉપદેશ સાંભળી ગુરૂ ઉપર અને કથા ઉપર પરમ પ્રીતી [illegible] ગુણ પરણમે તેહને પેહેલો ઇચ્છા યોગ કહીયે પછે ગુરૂના કહ્યા પ્રમાણે સમતાયે સહીત વ્રત પાળે ક્રીયાએ સહીત પ્રવરતે તે બીજો પ્રવૃતીયોગ કહીએ ॥ ૩૧ જે રૂડા ક્ષયોપસમના ઉત્કર્ષથી અતિચાર ન લગાડે અને મન સ્થીરપણે પ્રવરતે એ ત્રીજો સ્થીર યોગ કહીયે અને નિરતીચાર શુદ્ધ ક્રીયામાં બીજા પ્રાણીને ભેળવીને તેનો પણઅર્થ સધાવે તે ચોથો સિદ્ધી યોગ જાણવો ॥ ૩૨ ॥

એ ઇચ્છાદીક યોગના વળી વિચીત્ર ભેદ છે તે ક્ષયોપમભાવના ભેદથી છે તે શ્રધા પ્રીતી પ્રમુખ યોગે કરીને મુક્તિ માર્ગ પામનાર ભવ્ય જીવને

હોય ॥ ૩૩ ॥ ૧ કરૂણા ૨. વૈરાગ્ય ૩ સંવેગ ૪ ઉપસમ એ અનુક્રમે ઇચ્છાદીકના ચાર પ્રકાર છે ॥ ૩૪ ॥

કાયોત્સર્ગાદીક આવસ્યક સુત્રનુ શ્રદ્ધાપણું જો ભાવથી થાય તો શ્રાવક તથા સાધુને ઇચ્છાદીક યોગ સફળ થાય ॥ ૩૫ ॥ કોઇને ગોળ મીઠો લાગે છે અને કોઇને ખાંડ મીઠી લાગે છે એ રીતે મીઠાસના સ્વાદમાં જેમ ભીનતા છે તેમ પુરૂષોની પ્રકૃતી ભીન્ન ભીન્ન છે માટે ઇચ્છાદીક યોગના જે ભાવ તેના પણ ભેદ છે તો પણ તેમાં કાંઇ દુષણ નથી કેમકે જે પ્રશર્કરાદીકનો મીઠાસપણાનો અર્થ એકજ છે મીઠાસ ગમે તેની હોય પણ તેથી મીઠાસપણાનો અરથ સરે છે તેમજ ઇચ્છાદીક યોગના જો પણ ભેદ છે તોપણ તે થકી અરથ જે ફળ તે એકજ મળે છે માટે દુષણ નથી એમ જાણવું ॥ ૩૬ ॥

પણ જેને શુદ્ધ અનુષ્ટાનને વીષે ઇચ્છાદીક યોગનો લેશ પણ નથી તેવા અયોગ્યનરને જે ઇચ્છાદી યોગ આપે તેને પ્રગટ અ્રખાવાદનુ પાપ લાગે છે એહવું પુર્વાચાર્ય કહે છે ॥ ૩૭ ॥ જે અતી અસંમંજસ કારણ છે તેને વીષે ઉન્માર્ગ સ્થાપન થાય છે માટે યોગ વિશીકા ગ્રંથના જાણ પુરૂષે એ તત્વ ચીત્વીને સદઅનુષ્ઠાન કરવું એટલે જેમ તેમ કરીએ તો ઉન્માર્ગાનુ સ્થાપન થઇ જાય ॥ ૩૮ ॥ માટે શુદ્ધ ચેતનાએ મનવચન કાયાએ કરીને સદઅનુષ્ઠાન સેવવાં સિદ્ધાંતના સદભાવ જાણી લોક સંજ્ઞા તજીને શુદ્ધ ક્રીયા કરવી ॥ ૩૯॥

ઇતી શ્રી સદ અનુષ્ઠાન નામા દસમો અધિકાર સમાપ્ત.

હવે અગ્યારમો મન શુદ્ધી નામા અધીકાર કહે છે.

અદ્ધાત્મની શુદ્ધી કરવા માટે પ્રથમથી તો ઉચીત પણે શુભ આચરણની ઇચ્છા કરવાને શુદ્ધતા કરવી જેમ રોગવંત પ્રાણી મળ સોધન કરવાને રેચ લીધા વિના રસાયન ખાય તો તેથી તેને કાંઇ ગુણ થાય નહી કેમકે પેટમાંથી રોગ જાય બીગાડ નીકળે તો રસાયન ગુણ કરે તેમ પ્રથમ મન શુધી થઇ હોય તોજ અધ્યાત્મની શુધી થાય ॥ ૧ ॥

હે ચેતન જો તાહારૂં મન નિરમળ છે તો લોક તાહારા ઉપર રાગ ધરશે અથવા દ્વેષ કરશે તે થકી તાહારે શું બીગાડ થવાનો છે જેમ ચંદ્રમા નિરમળ છે પણ તેના ઉદયથી વિરહીજીવો અથવા ચોર લોકોને અરતિ ઉપજે છે અને જગતના બીજા જીવોને તેથી આણંદ થાય છે પણ તેથી ચંદ્રમાને ગુણ અથવા અવગુણ કાંઇજ થતુ નથી ॥ ૨ ॥

રૂડી વસ્તુ મનમાં ચીંતવી મનોર્થ કીધો અને તે મનોર્થ નીપનો નહી તેવારે તે પ્રાણી પોતાના મનમાં શોક કરે છે અને જેવારે તે ધારેલી વસ્તુ મળે તો ખુશી થાય છે એ હર્ખ સોકનો કરતા આત્માને એક મનજ છે તો બીજાયે માહારૂ સારૂ નરસુ કીધુ એમ શું કહેવુ ॥ ૩ ॥

જે મન તે માંકડા જેવું છે કેમકે ચારિત્રના યોગ રૂપ ઘ્રતના ઘડાને ઊંધોવાળે છે તથા સમતારૂપી અમ્રત રસના ઘડાને ઢોળી નાંખે છે એવુ એ ચપળ મન તે ખરેખરૂ વાંદરૂ છે તેની આગળ મુનીરૂપ રસ વાણીજનુ કરનાર વાણીયો બીચારો શું કરે ॥ ૪ ॥

વળી મુનીએ ચારીત્રે કરી કર્મરૂપી ધુળને દાબી નાંખી હતી પણ મનરૂપી ઘોડાએ નીત્ય કુદી કુદીને સંજમરૂપ ભુમીનું તળીયુ ઉખેડયું તેથી કલુષતારૂપ રજ ઉડી તેહના સમુહે કરી અજ્ઞાનરૂપ અંધકાર થયો એહવો અતી આકરો એ મનરૂપી ઘોડો છે તે સૂતરૂપી દોરડે બંધાયો છતો તોફાન કરે છે પણ સમો રહેતો નથી ॥ ૫ ॥

એક કૌતક જુવો કે મનરૂપી વાયુ માહા બળવાન છે કેમકે રૂડી બુધીરૂપી વૃક્ષને ભાગી નાખે છે તથા જીન વચન રૂપ બરાસનો ચોર છે વળી કાંદર્પ રૂપ અગ્નીનો દીપવનાર છે ॥ ૬ ॥

વળી મનરૂપ હાથી છે તે ચારીત્રરૂપ નગરના દરવાજા ભાગતો થકો પસરે છે શીધાંતના બોધરૂપી વૃક્ષને પણ પાડતો થકો ભમે છે એહવો મદોન્મત મનરૂપી હાથી દોડા દોડ કરે છે તેવારે સાધુને મોક્ષ માર્ગે જતાં કુશળતા તે ક્યાંથી હોય ॥ ૭ ॥

જે સાધુ છે તે વ્રતરૂપી વૃક્ષે ફળી વાડીને ચેતન જ્ઞાન અમ્રત રસ વડે શીચીને નવ પલવ કરે છે પણ દુષ્ટ મન રૂપ જે અગ્ની તે વેલી વાડીને બાળી નાંખે છે તો રૂડા ગુણ રૂપ વાડીમાં ગુણરૂપ વાયરાનો ઉદયે મુનીની મેહેનત કીમ કરીને સફળ થાય ॥ ૮ ॥

એમ મનનો નીગ્રહ કરચા વિના વચને તથા કાયાયે જેટલી શુભ કીયા કરે તે ઉપયોગ શુન્યતાયે અવિધીયે કરે અને તે અવિધીનો કરનારો તે વિરાધક છે માટે શુન્ય કીયા કરતો વિરાધકપણે સંસારને વિષે ઘણા ભવ ભમશે. ॥ ૯ ॥

મન વશ કીધા વિના જે તપ જપ કરે વળી મનમાં કુવિકલ્પ ઘણા થાય તેથી તે તંદુલ મચ્છની પેઠે નરકે પડે એ કુવિલ્પ કરતો થકો જો ઉપ-

પવાસ કરે તપ કરે તેથી તેને માત્ર અજીરાણ થાય કેમકે આણ પામ્યા અર્થનો વિકલ્પ કરે તેની કરદથના અજીરાણનુ કારણ છે. ॥ ૧૦ ॥

જો મન ચપળ છે તો વચન ગુમી કરે નેત્રને ગોપવે ઇંગીત આકાર ચેષ્ટા વિના કાઉશગ કરે તે સર્વ વિપરીત જાણવુ તે સર્વ મૃતતા પણાને પામે અને એવી રીતે ધુર્તપણે કપટ કીયાના કરનારા તે મોહોટા ચોર છે તે જગતને લુટનારા છે ॥ ૧૧ ॥

તે માટે મનને ભલી રીતે નીશ્ચય થકી સોધન કરે તેજ પંડીતને મનોશુધીરૂપ ચુર્ણ છે અને પર્મ પુષાર્થને વિષે રાતા જે મુની તેને મુક્તિ સ્રીને વશ કરવાનુ ઔાધ્ય છે ॥ ૧૨ ॥

શિધાંતરૂપ કમળને વિકશીત કરવાને મનશુધી તે સુર્યકાંતીરૂપ છે ઉપસમરૂપ જળ કલ્લોલ વધારવાને મન શુધી તે પરમ સુદર જડી બુટી ઔષધ છે ॥ ૧૩ ॥

વળી મન શુધી તે અનુભવનો મોહોટો અમ્રત કુંડ છે તથા ચારીત્રરૂપ હંસને રમવાને કમળની છે અને સર્વ કલક હરવાને અગ્ની સમાન મન શુધીને કહી છે ॥ ૧૪ ॥

પ્રથમથી વ્યવહાર નયે રહ્યો એહવો જે પુરૂષ તે અશુભ વિકલ્પની નીવૃતી જે નાશ કરવું તેને વીષે તત્પર થઇને શુભ વિકલ્પ મઇ જે વ્રત તેની સેવા કરે તેથી અશુભપણુ ટળી જાય જેમ કાંટા વડે કાંટો નીકળી જાય છે તેની પેઠે ॥ ૧૫ ॥

જેમ મંત્રવાદી પુરૂષ મંત્ર પદ સમાપ્તી સુધી મંત્રના શબ્દ ધીમે ધીમે મનમાં ભણે પણ સર્પના વિષને ટાળે તેમ જે દેશથી નીવૃતી કરે તે પણ પ્રગટપણે પ્રથમ મનને ગુણકારી થાય. ॥ ૧૬ ॥

જે દેખી તોજ નબળો અને ભુડો એહવુ જે વિષય તેના વ્યાપારથી નરનુ ચીત ઘણી ચતુરાઇથી જે વસ્તુને વિષે લાગે તે વસ્તુ આત્માને સાથે જોડીએ તેવારે તેનુ પ્રતીબીંબ ભાસે પણ તે આત્મ ધરમ નહી તોપણ અધ્યાત્મ રીતે તેનુજ અવલંબન રૂડુ કહ્યુ છે ॥ ૧૭ ॥

પછી કાંઇ નીશ્ચય કલ્પના થઇ અને વ્યવહાર પદની મર્યાદા ગળીત થઇ એ ગોહૂંનયિમે કોઇ એવી વેચાણને ચેતના સન્મુખ થઇ તેવારે સર્વ નીવૃતીરૂપ સમાધી થાય ॥ ૧૮ ॥

જેવારે સર્વ બાહ્ય વિષયથી રૂદય ખસ્યું તેવારે પોતાના આત્માને વિષે

કેવળ એકજ જ્ઞાન દર્શન ચારીત્રના બોધની પરંપરા જે આત્મ કુટંબ છે તેનો મેલાપ તે નિરવીકલ્પપણે પસરે ઓળખાણ થાય એમ જાણવું ॥ ૧૯ ॥

નિશ્ચય નય થકી આત્મા તે ખરી શુધ વસ્તુનો વિલાસી છે તે માટે હમણાં અન્ય જે રાગદ્વેષાદી ભાવ તેને ન પામે વળી ક્ષણ માત્ર પણ જે પરપુદગળાદીકનો સંગ ન કરે એવી સ્વભાવીક બુધી જેને થઇ તેથી બાહ્ય ભાવ હણ્યો અને અંતરંગ ઉત્કૃષ્ટ ભાવને પામ્યો ॥ ૨૦ ॥

એહવો જે ગંભીર સ્વભાવવાળો જેણે કષાયનો જય મેળવ્યો છે અને જેની બુધી મોહોટી છે અને સ્વભાવે શાંત છે તે જો સમ્યક પ્રકારે મનનો નિગ્રહ કરે તો તેથી મોહ અંધકારને ગાળીને પર્મ માહા તેજસ્વીપણાને તે પ્રાણી જરૂર અનુભવ પામે ॥ ૨૧ ॥

જેણે માઠા વિકલ્પની શ્રેણી ટાળી છે અને જેણે વિશુધતાનુ ગ્રહણ કીધુ છે તે મનોસુધીને પામે અને વળી સંતોશીપણાને પામીને તે પંડીત પુરૂષ ઉજવળ યશરૂપ લક્ષ્મી અથવા યશ શોભાને પામે ॥ ૨૨ ॥

ઇતિ શ્રી માહા ઉપાંધ્યાય શ્રી જસોવિજયજી કૃત શ્રી અધ્યાત્મસાર
નામા પ્રકરણે ત્રીજા સબંધમાં અગ્યારમો મન સુધી
નામે અધીકાર સમાપ્ત.

## હવે બારમો સમ્યકતાધીકાર કહે છે.

પુર્વે જે મન સુધી કહી તે જો સમકીત ગુણ હોય તો નીશ્ચે મન સુદ્ધી કહેવાય પણ સમકીત વિના જે મન સુદ્ધી માને તે મોહ ગરભીત હોય એટલે અજ્ઞાન સહીત હોય તે તો ઉલટી કષ્ટ બંધન કરનારી છે માટે હવે સમકેતનો અધીકાર કહે છે ॥ ૧ ॥ દાનાદીક ક્રીયા પણ સમકીત સહીત હોય તોજ સુદ્ધ છે તે ક્રીયા મોક્ષ ફળ લેવાને સાધ્ય કારક છે ॥ ૨ ॥

જેમ આંધળો વૈરીને જીતી શકતો નથી તેમ ક્રીયા કરે છે ન્યાતીનો ધનનો ઇત્યાદીક ભોગને તજે છે દુઃખ સહે છે કાયાને કષ્ટ આપે છે પણ સર્વે સમકીત વિના વ્યર્થ જાય છે ॥ ૩ ॥ જો સંતોષ ધરે કામ ભોગ છોડે કાયાને કષ્ટ આપે પણ મીથ્યા દ્રષ્ટી થકો મોક્ષ પામે નહી. ॥ ૪ ॥

જેમ આંખમાં કીકી સારભુત છે ફુલમાં સુગંધ સારભુત છે તેમ સર્વ ક્રીયામાં સમકીત તે સારભુત છે ॥ ૫ ॥ જીન સાસનને વિષે જે તત્વની શ્રધા કરવી તેને સમકીત કહ્યુ છે અને કોઇ પણ જીવને હણવો નહી તેને સુધર્મા તત્વ કહ્યુ છે ॥ ૬ ॥

જે સુદ્ધ ધર્મ તે એ ધર્મ રૂચી નામા સમકીતનેજ કહીએ અને એમ મધ્યે ઉપ લક્ષણથી બીજી પણ સુદ્ધ પદાર્થની રૂચીયો પ્રગટે છે ॥ ૭ ॥ અથવા એ સમકીત તે જેમ પ્રભુ આજ્ઞા રૂપ તત્વ પ્રગટે છે તે તત્વ તો જીવાદીક નવ પ્રકારે છે તેની જે શ્રધા તે સમકીત જાણવું ॥ ૮ ॥

વળી ઇહાં તત્વ તે અહિંસારૂપ સુદ્ધ તત્વ છે તે તત્વ સુધાચાર પ્રમાણે વિચારીયે તેવારે આત્માને અભિન્ન સ્વરૂપે સમકીત દેખાડયું છે ॥ ૯ ॥ અને સુધી અહીંસા કહી તે સુત્ર પ્રમાણ છે એ બેહુની માત્ર વચનેજ જુદાઇ છે તે માટે એક અહીંસા તથા બીજી તત્વ સુધી એ બેહુને માંહો માંહે મેળવતાં દુષણ નથી એક સ્વરૂપ છે ॥ ૧૦ ॥

કેમકે અહિંસાને વિષે સર્વની એક વાકયતા નથી તો પણ વિચારી જોતાં સુધ અવબોધ જણાય છે ॥ ૧૧ ॥ જેમ અહિંસાદીક પાંચ વ્રત તે ધર્મ છે તેમ સર્વ પોતપોતાના દર્શનને વિષે કુશળ થકા ધરમ આદે દેઇ યમાદિક પદ કરીને વ્રત કહે છે ॥ ૧૨ ॥

તેમાં ભાવ વ્રતવાળા એમ બોલે છે કે પાંચ વ્રત અને પાંચ ઉપવ્રત મળીને દશ છે એમ પાસુપત મતવાળા દસ પ્રકારે ધરમ દીશા માને છે તે યમ નિમાદિક દસ કહી બતાવે છે ॥ ૧૩ ॥ દયા સત્ય વચન ,અચોરી બાજય કલ્પના અને બ્રહ્મચર્ય એ પાંચ યમ તથા અક્રોધ સરળતા શૌચ સંતોષ ગુરૂ શેવાએ પાંચ નિયમ જાણવા. ॥ ૧૪ ॥

એ દસ ધરમ દીશા કહેવાય હવે વેદ વ્યાસના મતાનુસારી સાંખ્ય મતવાળા પણ યમ નિયમ એમ કહે છે ॥ ૧૫ ॥ દયા સત્ય અચોરી બ્રહ્મચર્ય વ્યવહાર એ પાંચ યમ જાણવા ॥ ૧૬ ॥ અક્રોધ ગુરૂ શેવા શૌચ અલ્પઆહાર અપ્રમાદ એ પાંચ નિયમ કહ્યા છે ॥ ૧૭ ॥ અને બોધ દર્શનમાં જે કુશળ છે તે ધરમવાળા પણ દસ પ્રકારે કહે છે તેમ કહીએ છીએ હિંસા ચોરી કંદર્પ ચાડી કઠોર વચન અને જુઠું બોલવુ ॥ ૧૮ ॥

જેમ તેમ બકવુ મારવુ બ્રહ્મ શેવવુ દ્રષ્ટી વિપર્યાસ દસ પ્રકારે પાપ કર્મ તે મન વચન અને કાયાએ ત્રણે યોગે કરી તજવા ॥ ૧૯ ॥ અને વેદીકાદિક મતવાળા જે છે તે પણ બ્રહ્માદિ પદ બોલે છે જે સર્વત્ર બ્રહ્મપદ છે એથી એ સર્વે ધરમવાળાના એક વચન છે માટે સાર્થકપણે સર્વને ધરમ શાસ્ત્ર કહીયે. ॥ ૨૦ ॥

તે માટે શ્રી સર્વ દરસનનો સંભવ કીહા ઠેકાણે છે એમ બોલતા કહ્યું.

ચીંતવવું તે શાસ્ત્રની પરીક્ષાવાળાયે વિચારવુ તે વળી અવ્યાકુળપણે અંતરાત્મ વડે વિચારવું ॥ ૨૧ ॥ ઇહાં પ્રમાણ લક્ષણાદીક થકી કશોયે ઉપયોગ કાર્યકારી નથી જીહાં અન્યથા અર્થ ઉપજે એટલે તે ધરમ જુદો થઇ જાય અને ધરમ તો એક સ્વભાવ રૂપ છે. ॥ ૨૨ ॥

અને ચાર પ્રમાણ તો પ્રસીધ છે વ્યવહાર પણ તેજ કરયો છે માટે પ્રમાણ તથા લક્ષણની યુક્તિ વિષે પ્રીયોજન જણાતુ નથી ॥ ૨૩ ॥ તે મધ્યે એ નયે કરી આત્મા નીત્યજ છે એહવુ એકાંત મતવાળાનુ કહેવુ છે તેને. મતે તો હીસાદીક નથી કેમકે આત્મા અવિનાશી છે તે કોઇ વારે મરે નહી તો હીસા પણ શાની ॥ ૨૪ ॥

સઘળે મરણે મનોયોગ નાશ પામે છે તેવારે લોક કહે છે કે જીવ મુવો પણ આત્મા તો મરતો નથી માટે તત્વ થકી આત્માની હીસા નથી એ અર્થ ઘટમાન છે એમ કહે છે ॥ ૨૫ ॥ કોઇ જાણશે જે આગળ દુઃખ ઉપજાવવાની બુધ્ધી તેને હીસા કહીએ પણ એ વાત યોગ્ય નથી કેમકે તમે બુધીને તો પુરૂષ ભેદ આગ્રહ થકી આત્માથી ભીન્ન માનો છો તેથી પણ આત્માની હીસા ન થઇ કેમકે પરમાર્થે બુધીને આત્મા સાથે વ્યવસ્થા નથી ॥૨૬॥

એકાંતે નીત્યપણે જીવનો નાશ થવાનો જે પરજાય તે હીસાપદ. કહેવાય તેહને અહો ઇતિ આશ્ચર્ય અનુભવ અબાધકપણે ન હોય શું હોયજ ઇતિ કાકોક્તિ ॥ ૨૭ ॥ નીત્યપણે શરીરે કરીને પણ સબંધ નથી કેમકે તેના યોગની વેહેચરણ નથી માટે સંસય રહીતપણે ઇશ્વરવડે કરીનેજ ઇશ્વર કર્તા ઇત્યાદીક સંસારકલ્પો છે ॥ ૨૮ ॥

એક આત્મ ક્રીયા વિના એટલે આત્માના વ્યાપાર વિના પરિમિત પરમાણુનુ ગ્રહણ, કેમ થાય વળી શંજોગ વિજોગાદિકની કલ્પના પણ કેમ ઘટે ॥ ૨૯ ॥ એમ સાંભળીને કોઇ બોલ્યો કે હરકોઇ કરમથી પુર્વ સંસ્કાર દીઠા વિના શરીરનો સંજોગ થાય છે તેનો ઉતર આપે છે એમ જન્મની ઉત્પતી તે જીવના વ્યાપાર વિના વેચાણ વિના થાય નહી ॥ ઇતિ ભાવાર્થ ॥ ૩૦ ॥

શરીરને સંજોગે તો જીવ કાંઇક રૂપીપણુ પામે છે જો શરીરનો સંક્રામન હોય તો જે કાંઇ છે તે ઇહાં કહે છે ॥ ૩૧ ॥ જેણે આત્મા ત્યાગી કીધો તે તે એમ કહે છે કે આત્મા ક્રીરીયા રહીત છે માટે કોઇને હણતો નથી તેમ કોઇ કાળે કોઇથી હણાતો પણ નથી એવુ જેના ચીતમાં છે તે હીંશા નહી માને. ॥ ૩૨ ॥

એમ એકાંતે અનીત્યવાદીને પણ હીંશા નથી મનાતી કેમકે તે સર્વ પદાર્થ ક્ષણરૂપ માને છે માટે આત્મા ક્ષણમાં નાશરૂપ છે ને પોતાની મેળેજ મરે છે તેવારે મારનાર હેતુ કોઇ નથી માટે હીસા નથીજ ॥ ૩૩ ॥ પુત્ર પુત્રી પ્રમુખનો કોઇ બાપ નથી તેમ કોઇ મારનાર પણ નથી એ જગત સર્વ ક્ષણીક ભાવનો નિયમ છે અનિત્ય છે માટે કોઇ પ્રગટ કરનાર નથી તેવારે પીતા કોનો અને પુત્ર કોનો ॥ ૩૪ ॥

મનુષ્ય ક્ષણ માત્ર છે અને પછે સુઅરના મરણને અંતકાળના ક્ષણમાં તે મનુષ્ય નથી માટે સુઅરને મારનાર કોણ છે એહવા બોલનારને પણ પ્રસંગથી વ્યભીચાર આવે છે ॥ ૩૫ ॥ તથા સુઅરને મારયું અને મરણને બીજે સમયે જ્ઞાની તથા આહેડી એ બે સરીખા છે સુઅર મરણ પામ્યુ તે એ બે જણે જાણ્યું માટે હવે એ બેમાંથી કોને મારવાની મતી નથી તે માટે મારનાર સર્વની ક્ષણે ક્ષણે ઉત્પતી તથા મરણ છે પણ કોઇ ક્ષણે કાંઇ વિરતી નથી એમ કહે છે એ મતવાળાનાં શાસ્ત્ર પણ જુઠાં છે ॥ ૩૬ ॥

કેમકે અહીસા વિના સત્યાદીક ધર્મ પણ ઘટે નહી અને સત્યાદી જે ધરમ છે તે જીવ દયા રૂપ ક્ષેત્રની વાડી છે એવું કેવળી કહે છે ॥ ૩૭ ॥ જીન સાસને વિશે તો એ સર્વ ઘટ માને છે શરીરથી પ્રગટપણે નિત્ય છે વળી અનિત્યપણે છે તેમજ ભિન્ના ભિન્નપણું છે તથા એકપણું છે અને અનેકપણું પણ છે વળી આત્માને વિષે પણ તેમજ કહેવું.

આત્મા દ્રવ્યાર્થીક નયે નિત્ય છે અને પર્યાર્થીક નયે અનિત્ય છે એ જીવ કોઇને હણે છે અથવા કોઇ એ જીવને હણે છે તેનાં ફળ પરભવમાં આત્મા ભોગવે છે ॥ ૩૯ ॥ એ જૈનશીલે અન્વય અને વ્યતિરેક એ બે ગુણે સહિત એહવો જે અનુભવ તે સાક્ષી કરતાં થકાં એકાંત મતવાળાની યુક્તિયો માંહો માંહે હણાઇ જાય છે ॥ ૪૦ ॥

પીડા કરવાથી દેહ પીડાથી દુષ્ટ ભાવથી એવી ત્રણ પ્રકારની હીસા સીધાંતમાં કહી છે તે કાંઇ જુઠી નથી ॥ ૪૧ જે પ્રાણીનો સ્વકૃત કરમનો ઉદય થયે થકે મૃત્યુ થયુ તો તેના હણનારને શો દોષ છે એટલે હીશા ન થઇ અને જે હણાણો તે તો તેના કરમ ઉદય આવ્યાં તે તેણે ભોગવ્યાં તે તેમાં શી હીશા છે કેમકે જે જીવને મરણનો ઉદય હાલ નથી તેને મારીએ તો પણ તે કાંઇ મરતો નથી માટે હીસા કોઇની થતી નથી એવુ જે માને છે તે મીથ્યા છે અને તે મત જુઠ્ઠ છે ॥ ૪૨ ॥

કેમકે જે પ્રાણીના મનમાં દુષ્ટ આશયપનો નીમીત છે તેને એ હીસા છે અને હીસા નામ કર્મ વિપાક પણ તેનેજ છે જેમ વૈદને ઔષધ કરતાં દુષ્ટ ચીત હોય તો તે ઔષધ દુશમન સરખુ થાય અને તે વૈદને પણ હીંશકપણુ લાગે અને જે વૈદનુ મન નિરમળ છે તો તેને હીંસાપણુ ન લાગે ॥ ૪૩॥ એહવા સદગુરૂના ઉપદેશ સાંભળવાથી હીંસાની નિવૃતિ પ્રગટપણે થાય નિરમળ ચીતના આશયની વૃદ્ધી થકી સોપક્રમી જે નિકાચિત બાંધેલાં પાપ તેનો નાશ થાય છે ॥ ૪૫ ॥

જે અહીંસા તે મોક્ષરૂપ વૃક્ષનુ બીજ કહીયે અને સત્યાદીક જે વ્રત છે તે મોક્ષરૂપ વૃક્ષના નવ પલ્લવ અંકુરા છે ॥ ૪૫ ॥ તે આ જીન સાસનમાં જીવ દયાનુ અહીંસકપણાનુ સંભવ જોવામાં આવે છે અને વળી અનુબંધ હીંસા તથા હેતુ હીંસા અને સ્વરૂપ હીંસા એ ત્રણ જાતીની જે હીંસા તેની શુદ્ધી તે પણ આ જીન સાસનમાંજ વરતી રહી છે. ॥ ૪૬ ॥

મોટા પ્રાણી જે સમ્યક દ્રષ્ટી તેને જ્ઞાન યોગે કરી વરતે છે પણ અવિરતે હીંસા લાગે છે તે કેવી છે જેમ તપાવ્યુ એહવુ જે લોહુ તે ઉપર પગ મુકી કોઇ ચાલે પણ બળવાને નિસંકપણે પગ ઠરાવે નહી તેમ સમકેતી પણ નિસંકપણે હીંસા ન કરે અને તે માટેજ નરકનો બંધ પણ કરે નહી ॥ ૪૭॥

તેમ રૂડા જયણાવંત જીવને જ્ઞાન યોગે કરી જીન પુજા કરતાં અહીંસા જે દયા તેનો અનુબંધ છે કેમકે એ પુજા તે રૂડા ફળની આપનારી છે ॥૪૮॥

પણ નરક ગતીનો બંધ પડે એવી જે હીંસા તે મીથ્યાત્વી દુરમતીને હોય અજ્ઞાનને યોગે કરી તે મીથ્યાત્વી જીવો જીવ દયા પાળે તો તે પણ હીંસા જેવી જાણવી ॥ ૪૯ ॥ જે કારણ માટે નિન્હવાદીક જમાળી પ્રમુખે પણ જીવ દયા પાળી છે તો પણ અજ્ઞાનોદયના જોગે સ્વર્ગમાં પણ નીચ ગતી પામ્યા છે અને ઢેડરૂપ છે માટે નિન્હવની જે અહીસા તે પણ પરમારથે હીસાનાજ ફળ આપે કેમકે ભવાંતરે તેમને ત્રીજંચ નરકાદીકની ગતી પ્રગટે છે

અપ્રમત સાધુ જે સાતમા ગુણઠાણાવાળા તેને જે હીંસા છે તે અહીંસાનુ બાંધી છે કેમકે હીંસાનો અનુબંધ વિછેદ થયા થકી જીહાં તીહાં થકી ગુણનો ઉત્કર્ષ થાય છે ॥ ૫૧ ॥ પણ એ હીંસા તે અજ્ઞાનપણે ભોળા પ્રાણીને કદાપીકાળે સુખદાયક નથી એટલે એ અનુબંધ સહીત ન થાય પણ અપ્રમત સાધુને જ્ઞાન સહીત જે અહીંસા અથવા હીંસા તે અનુબંધે અહીંસા જ કહીયે કેમકે એ પરંપરાએ મોક્ષ સુખનુ કારણ છે માટે ॥ ૫૨ ॥

એકજી હીંસાને વિષે પણ જેમ મોહોટો અંતર દેખાડયો છે તેમ ભાવ વીર્યના તથીત્ર પણા થકી અહીંસાને વિષે પણ તેમજ જાણવુ ॥ ૫૩ ॥ મતીપક્ષપણે અંતરાલે કરી અથવા તે શક્તિને યોગે કરી તત્કાળ અથવા કાળાંતરે એ વિપાકે કરીને પણ ભીન્નતા છે ॥ ૫૪ ॥

જે હીંસા છે તે પણ જો ઉતરકાળે વિશીષ્ટ ગુણ પ્રગટે તથા અવિધીના અનુબંધ તજ્યાથી એ હેતુ માટે અત્યંત ભક્તિ થકી પ્રાણીને અહીંસા રૂપ ફળ દાયક થાય છે ॥ ૫૫ ॥ એ રીતે શેકડા ગમે ભંગ જાળ સહીત જીહાં અહીંસાને વર્ણવીયે તે તો સર્વાંશે શુદ્ધ એવુ જે જીન સાસન તેમાંજ પ્રમાણ છે ॥ ૫૬ ॥

એ હીંસા તેજ અર્થ છે અને બીજા સર્વ અનર્થ છે એ પ્રકારે જેના મનમાં ધારણા છે એહવી ધર્મ આસ્તા પ્રગટે તે આસ્તા શ્રધારૂપ સમકીતનુ ચીન્હ છે એવુ પ્રભુએ કહ્યુ છે ॥ ૫૭ ॥ સમતા સંવેગ નીવેદ્ય અનુકંપા એ લક્ષણો રૂડી રીતે અવિછીન્નપણે ધરતાં થકાં સમકીત જે છે તે સ્થીરતા પણાને પામે ॥ ૫૮ ॥

ઇતિ શ્રી બારમો સમકત અધીકાર સમાપ્ત.

હવે મીથ્યાત્વ ત્યાગ નામે તેરમો અધીકાર કહે છે.

જેવારે મીથ્યાત્વનો ત્યાગ થાય તેવારે જીવને સમકીત પ્રગટે માટે મીથ્યાત્વ ટાળવાનો રૂડા પ્રાણીએ ઉદ્યમ કરવો ॥ ૧ ॥ આત્મા નથી આત્મા નીત્ય નથી કરતા નથી ભોક્તા નથી સિદ્ધ નથી સિદ્ધતા પ્રગટ કરવાનો ઉપાય નથી એ છ પદ મીથ્યાત્વનાં છે ॥ ૨ ॥

એ પદ વડે કરી પુર્વાચાર્યના વ્યવહાર ઓળંધાય છે લોપાય છે એજ મીથ્યાત્વ છે અને તે સદગુરૂના ઉપદેશ થકી નાશ પામે છે ॥ ૩ ॥ એ છ પદરૂપી કુગ્રહ નડ્યા થકા જે ઉપદેશ આપે તે ઉપદેશ ન કહીયે તેથી કોને ઉપકાર ન થાય મીથ્યાત્વીના ઉપદેશે સંદેહ ટળે નહી ॥ ૪ ॥

જેમ બ્રાહ્મણને મલેચ્છ ભાષા બોલવાની મનાઇ છે માટે પોતાના સ્વાર્થ જેટલીજ બોલે તેમજ જેહને એક નીશ્ચય નયજ ઇષ્ટ છે તેને વ્યવહાર નયતો બ્રાંહ્મણને મલેચ્છની ભાષાના ઉપદેશની પેઠે સ્વારથ વાસ્તે સંમત માત્ર છે ॥ ૫ ॥ જેમ સૃત કેવળી વ્યવહારથી સૃત જાણે અને સર્વ નીશ્ચય નય વડે સૃત જ્ઞાને કરી સૃત કેવળી કેવળ આત્માને જાણે ॥ ૬ ॥

ઇહાં નિશ્ચય અર્થ પ્રગટપણે કહેવાને કોઇ સામર્થ નથી કુપીતો ગુરૂ

પ્રગટે તે રૂપદ્વારે નિશ્ચય અર્થની પ્રામી ક્ષયરૂપ વ્યવહાર કહેવાય ॥ ૭ ॥ જે ને કેવળ વ્યવહારને વિષેજ પ્રધાનપણુ છે તો તેહને નીશ્ચય નયમાં કેમ હોય વળી શબ્દ નય અને જ્ઞાન નય રૂપ પ્રાણીને સ્વ અર્થને પર અર્થ બે તુ-લ્ય છે જે શબ્દ તે વ્યવહાર છે અને જ્ઞાન તે નીશ્ચય છે ॥ ૮ ॥

જે વ્યવહારના પ્રધાનપણા થકી સર્વનો ઉછેદ થાય તેવા પ્રાણીને મી-થ્યાત્વરૂપ છ પદમાં મીથ્યાત્વ ભાવ થયો એમ જાણવુ ॥ ૯ ॥ ચાર્વાક દર્શ-નવાળા કહે છે જે આત્મા નથી કેમકે જો આ આત્મા હોય તો પ્રતક્ષ જ-ણાય તેતો કાંઇ જાણાતો નથી અને અહંકાર એટલે આ કાર્ય હું કરૂ છુ તે-નો જે વ્યપદેશ તેતો શરીરે કરીને જાણાય છે ॥ ૧૦ ॥

જેમ મહુડા તથા પાણી પ્રમુખ મદીરાનાં અંગ છે પણ તે પ્રત્યેકમાં મદીરાની શક્તિ નથી જેવારે ભેગાં મળે તેવારેજ શક્તિ પ્રગટે તેમ પંચ ભુત ભેગાં મળે તેવારે જ્ઞાન શકિત પ્રગટ થાય છે ॥ ૧૧ ॥ જેમ એક સત્થા અથવા એક કાંકરો એ સર્વ પથરાના ભેદ છે તેમ આ રાજા છે આ રાંક છે એહવું વિચીત્રપણુ તે આત્મા નથી એતો સ્વભાવે ભેદ પડ્યા છે.

વળી સર્વ મતવાળાના માંહો માંહે વિરોધી વચન હોવાથી આત્માની પ્ર-તીત નથી થતી કેમકે કોઇયે આત્મા દીઠો નથી કે જે થકી એકેનુ વચન પ્રમાણ થાય ॥ ૧૩ ॥ આત્માને પરલોકને અર્થે એમ વિચીત્ર પ્રકારની ક્રીયા કરાવે છે એહવું કહેનારા બીચારા લોકને સુખ ભોગથી ભ્રષ્ટ કરે છે એમ જે લોકોના ચીતને ફેરવે છે તે ધુર્ત ગુરૂ જાણવા ॥ ૧૪ ॥

માટે આ ભવમાં પામ્યા જે સુખ ભોગ તે તજવા નહી અને આવતા ભવમાં સુખ પામવુ એવી વાંછના કરવી કેમકે પંચ ભુતનુ પુતળુ બળીને રાખ થશે એટલે પરભવની ઇચ્છા સર્વ ફોગટ જશે ॥ ૧૫ ॥ એ રીતે ચાર્વાક દ-ર્શનનુ મુળ કહ્યુ પણ એ દર્શન ખોટુ છે કેમકે પ્રત્યક્ષપણે સંશયાદિક જે ગુણ તે જીવને છે માટે જીવ પ્રત્યક્ષ અભેદપણે છે. ॥ ૧૬ ॥

જેમ કોઇ આદર આપે તે પણ આત્મા છે તેમ અહંકારાદી પ્રત્યક્ષ જે છે તે કાંઇ શરીરનો ધર્મ નથી અહંકારાદી નેત્રમાં જાણાય છે તે દેખવા રૂપ છે ॥ ૧૭ ॥ શરીરને જો આત્મા કહીયે તો આત્મા જડ થયો તેવારે પુર્વની અનુભવેલી વાત આત્મા વિના કોને સાંભરે છે શરીરને તો સાંભરતુ નથી અને બાળ યૌવન તથા વૃદ્ધ ઇત્યાદિક જે શરીરની દશાના ભેદ છે તે-થી આત્મા પણ બાળત્વાદી દશાવંત થાય છે પણ નિશ્ચય નયથી આત્માની

એક દશા છે અને શરીરની અવસ્થા એક નથી કેમકે અનવસ્થીત દોષનો પ્રસંગ છે. ॥ ૧૮ ॥

શરીરનો તો નાશ થાય અને આત્મા પરભવમાં જાય પણ જાતીસ્મરણે કરી પુર્વ જન્માદિકનું સ્મરણ છે જેમ ઘરના ગોખમાં બેશીને નગરના પદાર્થ દેખીયે અને પછી તે ગોખ પડી ગયો તોપણ જોયાનુ સ્મરણ જતુ નથી ॥ ૧૯ ॥ કારણ થકી બાલ્ય અવસ્થાની વાસનાના સંક્રમણ થકી જે કાર્ય આત્મા કરે છે તે કાર્યની જો સમૃતી ન રહી તોપણ તેને દુષણ નથી જેમ માતાયે પોતાના અનુભવના સંક્રમણ થકી બાળકને બોલવું ચાલવુ શીખવ્યુ હોય તેની બાળકને સમૃતી ન હોય તેહની પેઠે જાણવું ॥ ૨૦ ॥

ઉપાદાનના યોગે કરી સ્થીરતાના દર્શનને વિષે ઉપાદાન વાસના હોય જેમ હસ્તાદીક જે છે તે ઉપાદેય છે અને તેનુ ઉપાદાન તે હસ્તાદીકનુ પરમાણુ છે માટે પરમાણુ રૂપ સુક્ષ્મ સ્થીતીમાં સ્થીર દર્શન ન સંભવે ॥ ૨૧ ॥ જેમ મદીરાના અંગ થકી મદ શકિત પ્રગટપણે નથી ભેગે મળવે થાય છે અથવા પીધા પછે આત્માને સંજોગે થાય છે તેમ જ્ઞાનની પ્રગટતા પણ આત્માને યોગે થાય છે નહી તો સદાય એકલુ જ્ઞાન રહ્યુ જોઇએ ॥ ૨૨ ॥

આ રાજા છે અને આ રાંક છે એવો જીવને વિચીત્ર ભાવ ઉપજે છે એવી લોક વાણી છે તે સર્વ પોતાનાં કીધેલાં કર્મ થકી જાણવી સુખ દુઃખ સર્વ કર્મ થકી પ્રગટ થાય છે અન્યથા બીજુ વિશેષ કારણ કાંઇજ નથી ॥ ૨૩ ॥ જે દ્રષ્ટીયે દીઠુ તે પ્રત્યક્ષ પ્રમાણ અને ઇષ્ટાર્થ તે અનુમાન પ્રમાણ તથા ઉપમાન પ્રમાણ તે અનુમાનમાં ભળે છે માટે એ ત્રણ પ્રમાણને અવિરોધી એહવું જે આગમ પ્રમાણ તેણે કરી આત્માને જાણ્યો જાય છે તે આગમ તો જેનાં સર્વ પાપ ગયાં છે એવા સર્વજ્ઞ દેવે દેખાડયું છે. ॥ ૨૪ ॥

અપ્રાત જે જ્ઞાની પુરૂષ તેને હમણાંની પ્રવૃતી તે નિફળતા ન હોય માટે પર બંધનના હેતુએ કરી પોતાના આત્માને કોણ ખેદમાં નાંખે ॥ ૨૫ ॥ આત્માની પ્રગટ પણે સંસયથી સિદ્ધી છે એવી વાત તો વગડામાં ઝાડના ઠુઠા જેવી દેખાય પણ સંસય કરતા થકા જે ખરૂ વૃક્ષ તે ન જણાય તેમજ સંશય વડે આત્માને ન જાણીએ અને જે વીપીત અર્થ આત્માને માને તેને ગધેડાને સીંગડા માનનારના જેવો સમજવો ॥ ૨૬ ॥

એ જીવ શબ્દની સત્તા વળગેલી છે પણ નીષેધ અછતો છે જેથી નાસ્તીક મતવાળા સંજોગ સમવાય અને સામાન્ય તથા વિશેષપને નિષેધે છે તે

પણ સર્વથા પણે વસ્તુ સ્વરૂપને નિષેધી શકતા નથી કેમકે સંજોગ સમવાય સામાન્ય નહી માનવાથી પણ અજીવ શબ્દ બોલવુ તે યદયપી અજીવ પદાર્થ સત છે તથાપી શબ્દ અસત માનીયે તો તે અસત પદાર્થનો નિષેધ દેખાતો નથી ॥ ૨૭ ॥ માટે સંજોગ સમવાય સામાન્ય ઇત્યાદીક પદાર્થનુ વિશેશપણુ તે નાસ્તીક મતવાળા નિષેધકરેછે પણતે સર્વથા નિષેધ થાય નહી ॥ ૨૮ ॥

શા માટે શુદ્ધ નિરમળ એવી વ્યુત્પતી તે જીવ પ્રાણ ધારણે એવે અર્થે યુક્ત એવું જીવ પદ સાચુ છે ઘટાદીકની પેઠે છતુ છે પણ નવા નવા પર્યાયના ભેદથકી જીવનેમુળઅરથ શરીર નથી ॥ ૨૯ ॥ એ રીતે આત્માનુ સ્થાપન કરીને ચાર્વાક દરશન છોડવુ એ દર્શનની સાથે આલાપ કરવો તે પણ પાપ રૂપ છે કેમકે એ સત્યવાદી સાથે વિરોધ કારક છે તેથી તજવું ॥ ૩૦ ॥

હવે બોધ મતવાળા બોલ્યા કે આત્મા જ્ઞાન રૂપ છે પણ ક્ષણ આવલિકા પ્રમાણે સ્થીતી છે માટે આત્મા નિત્ય નથી એટલે જીવ તે ક્ષણેકમાં ક્રોધ કરે ક્ષણેકમાં માન કરે એમ ભિન્ન અવસ્થા થાય છે એક અવસ્થા નીત્ય રેહેતી નથી પરંપરાયે ક્રમ અક્રમ પણે જો નિત્ય આતમા કોઇ વેળાયે હોય તો અર્થ ક્રીયા કલાપ ઘટે નહી માટે નિત્ય આત્મા નથી ॥ ૩૧ ॥ એનો સ્વભાવ હણાય તેવારે ધ્રુવપણુ પામે અનુક્રમે અર્થ ક્રીયા આકૃતીને વિષે અક્રમે કરીને તે ભાવને વીષે સમકાળે વિચારતાં સર્વ સંભવ હોય માટે અમારો ક્ષણીક મત સાચો ઠરાવ્યો ॥ ૩૨ ॥

વળી આ ક્ષણીક મતમાં દોષ નથી કેમકે નવ નવા રૂપ કરે છે પણ જે સમયે જે રૂપ હોય તે સમયે તે રૂપના લક્ષણે કરી ધ્રુવ છે તેમાં તુસ્નાનો અને નિવૃતીનો મોટો ગુણ છે જેથી ધ્રુવતા રૂપ મહા ગુણ પામીયે એમ બોધ કહે છે ॥ ૩૩ ॥ એ ઉપરથી ખરેખરૂ દર્શન મીથ્યાત્વનીવરધી કરનારૂ છે કેમકે આત્માને ક્ષણીક માનનારાના સુકૃની હાણી થાય છે જો કદી પાપ ન કરે તો જુઠુ બોલવાનુ પાપ તો પરભવે ભોગવવુ પડે માટે અકૃતાગમ કહીયે ॥ ૩૪ ॥

જેમ એક દ્રવ્યનુ સાપેક્ષપણે એક ભાવ નથી માટે વાસનાનુ સંક્રમણ થાય અને ભાવનુ પુર્વાપરપણું સર્વત્ર શક્તિ રૂપે પરીણમે છે ॥ ૩૫ ॥ રૂપ વિશેષ કરતાં છતાં પ્રવૃતી કરવી અથવા વારવી તેતો નહી પણ ક્ષણીક મતવાળાયે તો અનીશ્ચય થકી આત્માને ઉદયથી ક્ષણીકપણું કહ્યું છે ॥ ૩૬ ॥

વિજાતી વીના તે ન હોય એમાં કાંઇ અનુમાન ઘટતુ નથી કેમકે તે વિના તેની સીદ્ધી પણ નથી નિશ્ચય વિનાં પ્રત્યક્ષ જ્ઞાન પણ નથી થતુ ॥ ૩૭॥

તથા હું આ અનુભવુ છું તે હું સભારૂ છું એ અવધારણ થકી ત્રૈકાળીક એકતા જ્ઞાન તે ક્ષાણીકપણે બાધકારી થાય છે. ॥ ૩૮ ॥

એ નીત્યાત્માના મત વડે વિષય બાધકપણું ન હોય ક્ષાણીક મતને વિષે પણ એમજ જેમ જ્ઞાનાન્વયે એકત્વતાપણુ છે તેમ સ્થીર આત્માને વિષે નાના ક્ષણ સન્જોગે એકતા જાણવી ॥ ૩૯ ॥ બહુ કાર્યના એકી કરણ સ્વભાવને અંગીકાર કરે છતે વિરોધ પડે છે અને શ્યાદ્વાદ શૈલી થાપના કરવાથી નિત્યાપેક્ષ પણે અર્થ ક્રિયા વિરોધ પામતી નથી કેમકે બેહુ નયે પ્રકૃતી અર્થ અનુસરે છે માટે. ॥ ૪૦ ॥

નીલાદી વર્ણને વિષે ભેદશક્તિ ન હોય એમ સુખે કેમ કહેવાય પર પુદગળ વડે કરીને પણ એક સ્વભાવને ટાળ્યા વિના નાનાવિધપણું સંભવે નહી ॥ ૪૧ ॥ ધ્રુવતાપણાને વિષે ઇક્ષણને વિષે પણ એટલે લોચનને વિષે પણ ઉપલવ માટે નિવૃતપણે પ્રેમ ન જોઇએ જેમ ગ્રાહકાર જ્ઞાનને વિષે ગુણ છે તેમ આ દર્શનમાં ગુણ નથી. ॥ ૪૨ ॥

ઉલટો અનિત્ય ભાવને વિષે પણ પોતાથી ક્ષણની બુદ્ધિયે કરી હેતુના અનાદર થકી સઘળી ક્રિયા નિઃફળ થાય ॥ ૪૩ ॥ તે માટે એ અનિત્યદર્શન પણ છોડવું સદૈવ નીત્ય સત્યપણે મુક્તિપદના સંસર્ગને ઇચ્છતા માણીયે જરૂર તજવું. ૪૪ ॥

હવે કપીલદર્શનવાળા બોલ્યા કે આત્મા કરતા નથી તેમ ભોક્તા પણ નથી આત્મા પ્રગટ ધર્માશ્રયવાળો નથી માયા પરીણામ વર્તે છે ॥ ૪૫ ॥ એ માયાનો પ્રથમ પરીણામ શુશ્રુષા શ્રવણં ચૈવ ગ્રહણં ઇત્યાદી આઠ પ્રકારની બુદ્ધી રૂપ ધર્મે કરી સહીત છે અથવા તેહથી અહંકાર તન્માત્ર ઇંદ્રીય પાંચ ભુતોદય એ અનુક્રમે જાણવું ॥ ૪૬ ॥

બુદ્ધીની સિદ્ધીને અરથે આત્મા ચીદ્રુપ છે વળી ચૈતન્ય છે તો પણ નિશ્ચય સહીત અવિછેદપણે તે બુદ્ધીની જે સિદ્ધી તે અવિષઇ છે ॥ ૪૭ ॥ હેતુત્વે કરી આત્માને પ્રકૃતિ અરથને વિષે ઇંદ્રીયોના નિર્વૃતીપણાનો દીઠા અણદીઠાના વિભાગથી પ્રસંગ ઘટતો નથી ॥ ૪૮ ॥

જેમ સ્વપ્નને વિષે વ્યાઘ્રાદીકના સંકલ્પથી અને પુરષાર્થના નિરભીમાનથી અહંકાર નીશ્ચે વ્યાપારરૂપે કલ્પીએ છીયે ॥ ૪૯ ॥ તે પ્રપંચની ઉત્પતીના હેતુને અરથે તન્માત્રાદીકનો ક્રમ છે એ રીતે જગતની કરનારી બુદ્ધી ઠરે છે માટે વિકારનો ભજનાર આત્મા નથી ॥ ૫૦ ॥

સર્વ પ્રકૃતી વ્યાપારને વીષે એક પુર્ષાર્થ અને બીજો ઉપરાગ એ બે વ્યપાર ભલે છે તે વારે હુ અંશે જાણુ છુ હું વસ્તુ કરૂ છું એવી કદાગ્રી બુધ્ધી થાય છે ॥ ૫૧ ॥ હું ચેતન છું હું કરૂ છું એવો ગર્વ બુદ્ધીના હેતુ-થી પ્રગટે છે એવા ગર્વનો નાશ કરી સ્વભાવે રહું ચૈતન્ય પણ મુક્તિને પામે છે. ॥ ૫૨ ॥

આત્માને વિષે દુઃખ સુખ પામશુ એવી કર્તા પણાની બુદ્ધી જે થાય છે તે ઉપચારથી છે જેમ સેવકનો જય અથવા પરાજય તે રાજા હોવાથી જણાય છે ॥ ૫૩ ॥ ઇત્યાદીક માટે આત્મા કર્તા ભોક્તા નથી પણ નીત્ય નીરંજન છે અને જે બુદ્ધી છે તે તો અધ્યાત્મથી જુદી છે એવુ માહાત્મા કપીલ મુનીયે કહેલુ છે. ॥ ૫૪ ॥

પ્રકૃતીના ગુણે કરી કીય માણ જે કર્મ તેનુ હુ કરતા છુ એમ સર્વ પ્રકારે અહંકારે મુઢ આત્મા માને છે ॥ ૫૫ ॥ એવો વીચાર કરેથી એ દર્ષન પણ રૂડુ નથી કેમકે પ્રગટ બુદ્ધી પ્રકૃતી અને ચેતન્યનો સામાના ધિકરણે વિચાર કરતાં રૂડુ નથી જણાતુ, ॥ ૫૬ ॥

વળી તમે જો કર્તા ભોક્તા બુદ્ધી માનસો તો પણ જો તે બુદ્ધી નીત્ય છે તો મોક્ષ નથી એટલે મોક્ષ ઠેરશે નહી અને જો બુદ્ધીને અનિત્ય માનશો તો પુર્વ ધર્મના અયોગ્ય થકી સંસાર ઠેરશે નહી ॥ ૫૭ ॥ પ્રકૃતીને વીષે ધર્માદીકને અંગીકાર કીધાથી બુદ્ધીને શુ કહેવી જોઇએ અને ઘટાદીકને વીષે એવા ધર્મનો અન્વય તે સુખે કહેવો ઇતી તર્કવાદ ॥ ૫૮ ॥

જો કરવુ ભોગવવું બુદ્ધીને છે તો બંધ મોક્ષ આત્માને નથી તે પણ બુધ્ધીનેજ જોઇએ માટે આત્માને ઉદાસીન નહી સમજવામાં આવે એ રીતે કુટ કરી કહે છે ॥ ૫૯ ॥ પંચ વિષ તત્વનો જાણ જે પુરૂષ છે તે કોઇ પણ આશ્રમમાં રત હોય એટલે ઝટા ધર હોય અથવા મુડાવે અથવા ચોટી રખાવે તોપણ તે સંદેહ વિના સંસારથી મુકાય એવુ કપીલ મત વાળા કહે છે ॥ ૬૦ ॥

એ રીતે આત્માને વિષે મોક્ષને ઉપ ચરીતત્વ પણે અંગીકાર કરસે તેનુ સકળ મોક્ષ શાસ્ત્ર ફોકટ થાય છે કેમકે કોઇને મોક્ષ આપવા કોઇ બીજો પ્રવર્ત થાય નહી ॥ ૬૧ ॥ જહાં અનુભવ શીધ આત્માનુ કરતા પણુ તથા ભોક્તા પણુ લોપે છે એટલે માનતા નથી તે માટે એવા કપીલના મતમાં પ્રીતી કરવી તે ઠીક નથી. ॥ ૬૨ ॥

કેટલાક અબંધ મત વાળા છે તે એમ કહે છે કે આત્માને મોક્ષ નીરવાણ નથી કેમકે પ્રથમ કે અથવા પછી સમ કાળે આત્મને કર્મ બંધન નથી તો મુકિત શેની હોય ॥ ૬૩ ॥ જો જીવને તથા કર્મને અનાદી સબંધ માનીએ તો આદી નહી તીહાં અંત પણ કેમ થાય માટે અનંત પણાના પ્રસંગથી કોઇ કાળે મોક્ષ ન થાય જેમ આત્મા થકે આકાશ યોગ કદાપી ભીન્ન ન થાય. ॥ ૬૪ ॥

એવુ બોલે છે એ વચન પણ જુઠ્ઠુ છે કેમકે કારણ કાર્યની માંહે માંહે સબંધ જેમ પુત્રી પીત્રાદીકનો અનાદી સબંધ થાય છે તે બીજના અંકુરાની પેઠે છે તેમજ શરીરને તથા કર્મનો પણ અનાદી સબંધ છે ॥ ૬૫ ॥ કરમે સહીત જીવ કર્તા પણે દેહમાં રહ્યો છે એવુ જે કહે છે તે પણ જુઠ્ઠુ છે જેમ દંડ સહીત કુંભારની પેઠે ક્રીયાનો ફળ ભોગવે તે પણઅસબંધ છે તેની પેઠે. ॥ ૬૬ ॥

તેમ કહો છો કે અનાદી સંતતિ નાશ ન થાય તેનો તો નાશ થતો દખીએ છીએ જેમ બી વણશે અકુરાન થાય અને અંકુરા નાશ થયે બીજ નહી થાય કુકડી નાશ થયે ઇંડાં નાશ પામે અને ઇડાંનો નાશ થયે કુકડી નાશ પામે વળી અનાદીનો સુવર્ણથી મેલ જુદો થાય છે તેમ આત્મા થકી કર્મ જુદાં થાય છે ॥ ૬૭ ॥ એ રીતે અનાદી સંતતી જીવ કર્મનો જે સબંધ તે નાશ થાય છે તે ભવ્ય જીવો આશ્રી છે અને જેને અનાદી સંતતી ટળતી નથી તે અભવ્ય જીવો આશ્રી છે આત્મા તો આકાશના યોગની પેઠે છે. ॥ ૬૮ ॥

જેમ દ્રવ્યની રીતે તો સર્વ દ્રવ્ય એક દ્રવ્ય પણે તુલ્ય છે પણ તે તે દ્રવ્યમાં ભેદ કરીયે તો જીવ અજીવ એ બે થાય તેમજ જીવ પણે તો સર્વે જીવ સરીખા છે પણ ભેદ કરતાં ભવ્ય તથા અભવ્ય એ બે ભેદ થાય છે ॥ ૬૯ ॥ જેમ ઘટ ઉત્પતી પેહેલા માટી દ્રવ્ય સ્વભાવીક પણે છે અને માટીના નાશથી ઘટ પ્રગટે છે તે વીરૂધ નથી તેમ સ્વભાવીક ભવ્ય પણે કર્મની અનાદી સંતતીનો નાશ રૂપ કારણના સામર્થ્યથી પરમાત્મા પણ પ્રગટે તે પણ વિરૂધ નથી. ॥ ૭૦ ॥

એ રીતે ભવ્ય પણાનો ઉછેદ ન થાય મોહોટા અનંત પણા થકી આકાશના અંશની પેઠે ઘટ આશ્રિ આકાશ પણ આખુ અને ઘટ ભાગે આકાશ ખંડ થયો પણ આકાશ કાંઇ વધ્યુ નહી તેમ કર્મ નાશ થકી આત્માં અધિક

થતો નથી જેમ કોઇ ઠેકાણે પ્રતીમાના દલની પેઠે પ્રતીમા દલ પાષાણથી બિંબરૂ ફળ ઉપજે તેમ મોક્ષનુ ઉપજવું થાય ॥ ૭૧ ॥ અમે એમ કહેતા નથી કે સઘળા ભવ્ય જીવો સિધી પામે પણ જે સિધિ વરે તેનેજ નીશ્ચેભવ્ય કહીએ એમ અમારો મત છે. ॥ ૭૨ ॥

મોક્ષને વિષે પ્રગટ થવા પણુ નથી માટે ભવ્ય સ્થીતિ નાશ વતી છે પણ મોક્ષમાં અનંત પણાની સ્થીતિ છે માટે મુકિતનો નાશ નથી ॥ ૭૩ ॥ જેમ મોઘરે કરીને ઘડો ભાગ્યો અને ઘડાને ક્ષયે આકાશ જુદુ થયુ પણ વધ્યુ નહી તેમ જ્ઞાનથી કર્મનો નાશ થાય પણ આત્મા અધીક થાય નહી ॥ ૭૩ ॥

જીહાં મુળથીજ કર્મ પરમાણુનો સબંધ નથી અને જે મુકાણા તેને મુકાવવા પણુ નથી મીથ્યાત્વ અવિરત કષાય યોગ એ ચાર બંધ હેતુના યોગ છેતેનુ ફરી થવા પણુ નથી તેને સિધ્ધિ કહીયે ॥ ૭૫ ॥ સુખનુ તારતમ્ય તથા જ્ઞાનની ઊત્કૃષ્ટતા પ્રગટ થયેથી એટલે અનંત સુખ જાણવાથી નીરભય પણે જે સિધિ વરે તેનુ નામ મોક્ષ કહીયે. ॥ ૭૬ ॥

માટે નાસ્તીક મત વાળાનાં વચન આત્મ સત્તાના નિષેધક છે તે ભ્રમ ચીત વાળાયે, આદરવા નહી અથવા નાસ્તીક મત વાળાના ભયનાં વચન છે એમ જાણી આદરવાં નહી જે પર્માર્થના ગવેષક હોય તેણે નાસ્તીક મત છાંડવા ॥ ૭૭ ॥ હવે વળી બીજા નાસ્તીક મત વાળા છે તેનુ કહેવુ એમ છેકે મોક્ષનો ઉપાય નથી એટલે કાર્ય જે મોક્ષ તે તો છે પણ તેનુ કારણ જે ઉઉપાય તે નથી એમ માને છે તેમને પણ વિટંબના છે ॥ ૭૮ ॥
કોઇકિ તો આણ ચીતવ્યો અકસ્માત મોક્ષ થાય છે એમ કહે છે એ પણ જુઠુ છે નિયત અવધિ મર્યાદાજ છે તે માટીના પીંડથી ઘટ નીપજે છે તે કદાચીત દીઠુ છે એમ તાર્કિક શાસ્ત્ર વાળા કહે છે જે અમુક વખતમાં પુરૂ થાશે એવુ કાંઇ નીયમ નથી ॥ ૭૯ ॥ હેતુ ભુત મોક્ષનો નિષેધ નથી પોતાનો અનુપ કથનીય એટલે પોતાને બોલવુ નહી એહવી જે વિધી તે પણ નથી અને સ્વભાવ વર્ણન કરવુ સ્તુતી કરવી તે નથી કેમકે એ સર્વની અવધિ છે એટલે અવધિયેજ મોક્ષ થાશે તે માટે મોક્ષનુ કરવુ તે જુઠુ છે એમ કહે છે. ॥૮૦॥

સર્વત્ર મોક્ષ નથી કેમકે જે હમણા નથી તેની પ્રગટતા પણ નથી અને સંસારતો પ્રત્યક્ષ દેખાય છે માટે જેહનો જે હેતુ છે તેજ પ્રગટ નથી તો તેનો શંશય છે ॥ ૮૧ ॥ મોક્ષનો ઉપાય છે કીંવા નથી એ વાતનો નીશ્ચય નથી માટે એ મત પણુ જુઠો છે મોક્ષનો હેતુ તો રત્ન ત્રઇની પેરે તેમજ ભાવે

નિશ્ચયથી જાણીયે ॥ ૮૨ ॥

રત્ન ત્રઇ જે છે તે સંસારનાં કારણ જેરાગાદી તેહના શતરૂ અને સંસાર રૂપ કાર્યનો શતરૂ મોક્ષ છે માટે મોક્ષનુ કારણ જે ઉપાય તે ઘટે છે ॥ ૮૩ ॥ કેમકે રત્ન ત્રઇની પ્રાપ્તી થયાથી પુર્વ ભવના કર્મની જેવી લઘુતા થાય તો બીજા થકી પણ તેમજ થાય એ અપેક્ષાયે જો અવધિ નથી તો-પણ શું થયું ॥ ૮૪ ॥

જે પુર્વ સેવા થકી તે ઘચના ઘોલના રૂપથી રૂજુતાથી સાધન ક્રીયા મંદ રૂપ તેવી ન હોય માટે સમકેતા દીક ક્રીયા તે મોક્ષ સાધનમાં દ્રઢ છે ॥ ૮૫॥ અથવા કર્મના લુઘુતા પણા થકી મોટા જે ગુણ તે પ્રગટ થાય છે તે પ્રકારે તેની ભવ્યતા પણે કરીને મોક્ષ છે પણ મોક્ષની અપેક્ષા વારી નથી ઇતી સંસ ઇય ॥ ૮૬ ॥

તેમ ભવ્ય પણાના તીરસ્કાર થકી પુન હેતુ ભુત ગુણ ન હોય કેમકે પરસ્પર સહકારી છે માટે દંડ ચક્રભ્રમાણની પરે ભવ્યતાપણે જ્ઞાનાદીક ગુણ પ્રગટ થાય તે ગુણ મોક્ષના હેતુ છે એ ઉતર કહયો ॥ ૮૭ ॥ માટે સંસારના ક્ષય રૂપ જે ઉપાય તે જ્ઞાન દર્શન અને ચારીત્ર છે તેનો જે નિશેધ કરે અને મીથ્યાત્વની વૃધી કરે તેનુ વચન ત્યાગ કરવુ. ॥ ૮૮ ॥

પુર્વ કહ્યા જે સર્વ શાસ્રના મત વાદ તે મીથ્યાત્વના ઠેકાણા છે તેને છાંડીને બુધી રૂપ ધનનું ગ્રહણ કરીને મીથ્યાત્વને પ્રતીકુળ પણે જે સમકીતના છ પદ છે તેને ભાવવાં. ॥ ૮૯ ॥

ઇતિ મીથ્યાત્વ ત્યાગ નામે તેરમો અધિક સમાપ્ત.

## હવે ચઊદમો કદાગ્રહ ત્યાગ નામા અધિકાર કહે છે.

મીથ્યાન રૂપ જે દાવાનળ તેને સમાવવાને મેઘ સમાન એહવો મીથ્યાત્વ કદાગ્રહ રૂપ પ્રસારનો ત્યાગ પંડીતે કહયો છે તે કદાગ્રહના ત્યાગને વીશે રતી કરવી તે તો પંડીત હોય વળી શુધતા ભાવ વાળો હોય અને શીધાંતના સારનો જાણ હોય તેમણે કદા ગ્રહને છાંડવો એટલે સર્વ મોક્ષના અભીલાષી પ્રાણીએ કદા ગ્રહનો ત્યાગ કરવો. ॥ ૧ ॥

જેનુ અંતઃકરણ અછતા પદાર્થના કદાગ્રહ રૂપ અગ્નીયે બળ્યું છે તેના રૂદયમાં તત્વ વ્યાપાર રૂપ વેલી કેમ ઉગે? અને સમતા રૂપ ફુલ કેમ ફુટે તથા હીત ઉપદેશ ફળ કયાંથી હોય તે માટે કદાગ્રહને તજીને બીજે ઠેકાણે તત્વની ખોળ કરવી ॥ ૨ ॥

કંઇક ભણીને તથા કાંઇક શાસ્ત્ર સાંભળીને આત્માને પંડીત પણ માનતા એહવા મુર્ખ કદાગ્રહના ધરનારા તે પોતાનુ મુખ ચુમ્બીત જે વાચ્યા તેને મુખ માને પણ તે મુખે કરી લીલા રૂપ રહસ્ય જે જ્ઞાન તે અવ ગાહે નહી. ॥ ૩ ॥

જેને કદા ગ્રહ થકી ઘણો ગર્વ વધ્યો છે અને સ્વ કલ્પીત જ્ઞાનને અંશે કરી ભદ્રક જીવોને જેણે આંધળા કીધા છે એહવા જડ પ્રાણીએ પંડીતાઇની ખરજે કરીને હંત ઇતી ખેદ પાટુ પ્રહારે કરી ત્રણ લોકને ડાક ડમાળે વીટંબના કરી છે. ॥ ૪ ॥

જેના રૂદયમાં વિવેક રૂપ ચંદ્રની દ્રષ્ટી નથી તેથી ઘણો અંધકાર છે અને તત્વ રૂપ સુર્ય અસ્ત પામ્યો છે તેથી તે કૃશ્ન પક્ષની નિશાવત સ્થીતિમાં છે કેમકે તેને કદા ગ્રહે છલ્યો છે.

જે કદા ગ્રહી છે તે કુવિચાર રૂપ દાતરડે કરી તત્વ રૂપ વેલીને છેદે છે અને પાપ રૂપ વૃક્ષને પાણી પાય છે તથા સામતા રૂપ અમૃત ફળને હેઠુ ધુળમાં નાખે છે એહવો કોય કદાગ્રહ રૂપ અમાવાસ્યાની રાત્રીનો વિલાસ છે ॥ ૬ ॥

તે કદાગ્રહી માણસનુ ચીત પથર જેવુ છે જેમ પથરમાં પાણી ભેદે નહી તેમ જીન વાણી રૂપ રસ તે કદાગ્રહી માણસમાં પ્રવેશ કરે નહી તેથી તેના ચીત રૂપ વૃક્ષમાં શુધબોધ રૂપ અંકુરા પ્રગટે નહી ॥ ૭ ॥

જો પંચ માહાવ્રત પાલ્યાં ઊગ્ર તપ કીધાં ઉદ્યમે કરી બેતાળીસદોષ રહીત અહાર લીધો તેમ છતાં પણ નીન્હુ વાદીક મુકતી રૂપ ફળ ન પામ્યા તે અપરાધ સર્વ કદાગ્રહનુજ છે. ॥ ૮ ॥

પોતાની બુદ્ધી રૂપ થાળમાં કાંઇક શુધ જ્ઞાન રૂપ મોદકને ગુરૂ પીરસવા ઉઠ્યા પણ કદાગ્રહે આવી ગળુ પકડયું તેથી જમાયુ નહી એહવો કદાગ્રહ દુષ્ટ છે. ॥ ૯ ॥

જો ગુરૂ પ્રસન્ન થઇને અર્થ ઉપદેશ આપે છે તોપણ કદાગ્રહી પુરૂષ તે ઉપદેશને ગ્રહતો નથી તેથી શું થયું ઉપદેશ તો કાંઇ ખોટો નથી એતો જેમ પ્રગટ પણે મીઠી દ્રાક્ષ ઊંટ આગળ મુકીએ તો પણ તેને તજીને ઊંટ કાંટા ખાય છે. ॥ ૧૦ ॥

જે પ્રાણી કદાગ્રહે કરી મુર્ખની સંગત કરે છે તેને પંડીતની સોબત ગમતી નથી જેમ કાગડા વિષ્ટાના ભોગી છે તેને મધુર આહારની ઇચ્છા થ-

તી નથી તેની પેઠે ॥ ૧ ॥

જેમ કોઇ મુર્ખ નદીના જળ ઉપર ઘડો ભરીને મુકે તેને જોઇને કોણ હસે નહી કેમકે અગાધ નીરમળ જળના વીસ્તાર આગળ એક તુછ માત્ર જળે ભરેલો ઘડો તે શી ગણત્રીમાં છે તેમ ગુરૂના મુખથી શાસ્ત્ર યુક્તિ સાંભળીને તેમાં પોતાની મતી જોડે નહી અને પોતાની યુકિત વડે ઉલટું બોલે જે તમારી યુક્તિને નમસ્કાર હોજો એવા કદાગ્રહીને દેખીને કોણ હાંશી ન કરે ઘણું ગુરૂનો ઉપદેશ જળ તુલ્ય છે તેના આગળ કદા ગ્રહી રૂપી ઘટ કેમ નભે. ॥ ૧૨ ॥

જેમ કોઇ ઘેલા આદમીને મોટી રાજ પદવી આપવી ઘટે નહી તેમ જેને કદાગ્રહ ગયો નથી તેવા પ્રાણીને ધર્મ પ્રદેશ આપવો યોગ્ય નથી. ॥ ૧૩ ॥

જેમ કાચા ઘડામાં પાણી ભરવાથી ઘડાનો તેમજ પાણીનો નાશ થાય છે તેમજ કદાગ્રહી માણસને શાસ્ત્ર શીખવતાં શાસ્ત્રનો તેમજ પોતાનો બંનેનો વિનાશ થાય છે. ॥ ૧૪ ॥

જેમ વિષ્ટાએ ભરયુ મુખ દેખી કુતરીને ઉપકાર કરવા તેના મુખમાં કસ્તુરી ભરે તેને મુર્ખ જાણવો તેમ કદાગ્રહી પ્રાણીને ઉપકાર કરવાને હીત ઉપદેશ આપે તે પણ મુર્ખ જાણવો ॥ ૧૫ ॥

જેમ ઘણી મહેનતે અનાજનાં બીજ ભેગાં કરી પછી તે ઉખર ભુમીમાં વાવે તે આગળ જતાં સદાય ખેદ પામે તેમ પંડીત પ્રાણી ગુરૂનો વિનય કરી કષ્ટે કરી નીરમળ આગમ સિદ્ધાંતના અર્થને પામ્યો હોય તે જો કદાગ્રહે કરી દુશીત પ્રાણીને તેનો અરથ શીખવવાનો ઉદ્યોત કરે તો તેથી અંતે ખેદ પામે છે. ॥ ૧૬ ॥

ગુરૂ પાસેથી શાસ્ત્ર સાંભળે પણ જે કદાગ્રહી માણસ હોય તે ન માને તે પોતાની મેળે પોતાને એહવુ માને જે હુંજ સર્વ પદાર્થની બરાબર વહેચાણ કરૂં છુ પણ તે તો જેમ પૃથ્વીમાં ચાલણીમાંથી ચારીને શાર વસ્તુ કાહાડી લીયે છે ને અસાર ધાન ફોતરા રહે છે તેનો તે આ- હી છે ॥ ૧૭ ॥

માટે અહો ઇતિ આશ્ચર્ય વિધાત્રાએ કદાગ્રહી માણસમાં વીપ્રીત ગુણ સૃજ્યાછે જેવા દેવ તેવી પાત્રી અને મેઘ જળ સર્પના મુખમાં જેમ વિષ તુલ્ય થઇ જાય છે એકહેવતને વિધાત્રીયે ખરી પાડી છે કેમકે જે કદાગ્રહીની ચતુરાઇ તે કપટને અરથે થાય અને શાસ્ત્ર ભણવુ તે મદને અર્થે થયું તથા બુદ્ધી ડાહાપણ અને ઉપદેશ તે લોકોને ઠગવાના સાધનને અર્થે

થયું અને ધૈર્ય પણ તે ગર્વ કરવાને અર્થે થયું. ॥ ૧૮ ॥

જેમ કેળનુ વૃક્ષ કંથેરા દીક વૃક્ષને સંજોગે કાટાએ કરી કોરાય છે તેમ જે પ્રાણી કદાગ્રહી સાથે મીત્રાઇ કરે તે અંતે દુઃખ વિપાક પામે છે ॥ ૧૯ ॥

જેમ અગ્નીથી ઘાસના સમુહ બળીને ભસ્મ ભુત થાય તેમ વિદ્યા વીનય વિવેક શુદ્ધી અને શીધાંત ઉપર વલભતા પણ ગંભીરતા એ સર્વ કદાગ્રહીથી નાસ પામે છે. ॥ ૨૦ ॥

જે કદાગ્રહીની સોબતે રહ્યા તેને સ્વાર્થ પ્રીય નહી તે પ્રાણી અવગુણવંત મુર્ખ સાથે મીત્રાઇ કરે અને પંડીત સાથે મીત્રાઇ કરે નહી એવા કદાગ્રહીની સોબતે રહ્યાજે અધમાધમ નિચ પ્રાણી તેહની એ સ્થીતી છે તે કહી. ॥ ૨૧ ॥

એમ જાણીને તત્વને ઓળખનાર મોહોટી બુધીના પ્રાણી કદાગ્રહને તાણશાલાની પેઠે છાંડે તેને જેમ કુળવંતી સ્રી ભરથારને તજતી નથી તેમ ગુણ શાળી એહવી જે મુક્તિ રૂપ લક્ષ્મી તે રૂપી સ્રીઓ છાંડતી નથી. ॥ ૨૨ ॥

ઇતી કદાગ્રહ ત્યાગ નામા ચઉદમો અધીકાર સમાપ્ત.

## હવે પંદરમો યોગાધિકાર કહે છે.

હવે કદાગ્રહના નાશથી મીથ્યાત્વ રૂપ અંધકારનો વિષય ગયો છે જેમાંથી એહવા સમકેતે કરી ઉજવળ થયાં છે અંતઃકરણ જેનાં એહવા પ્રાણી તેમને અધ્યાત્મની શુદ્ધી થકી યોગ પ્રસિદ્ધ રીતે પ્રગટે ॥ ૧ ॥ તે યોગના બે ભેદછે એક કર્મયોગ અને બીજો જ્ઞાનયોગ તેમાં કર્મયોગ તે આવસ્યકાદીક જે ક્રીયા કરવી તે રૂપ કહયો છે ॥ ૨ ॥

શરીર ચેષ્ટા રૂપ તે કર્માત્મા કહીયે એ યોગ પુણ્ય રૂપ છે તે રૂડા ભોગ થકી કર્મને વીસ્તારે છે તે માટે એને કર્મ યોગ કહીએ ॥ ૩ ॥ આવસ્યકાદીક ક્રીયાને રાગે તથા જીન વાંણીને વિલાસે કરીને સ્વર્ગના સુખને પામે પણ એયોગે મુક્તિ પદને ન પામે. ॥ ૪ ॥

બીજો અજ્ઞાન યોગ તેને કહીયે જે તપ શુદ્ધી પણે આત્માને વિષે રતી પામે તે એક લક્ષણ અને ઇંદ્રીઓના વિષયથી દુર રેહેવું તે બીજુ એહવા લક્ષણે યુક્ત જે યોગ તેને પામેલો પુરૂષ તે મોક્ષ સુખને સાધે ॥ ૫ ॥ એક આત્મ જ્ઞાન યોગના જ્ઞાનમાં બીજો પ્રતી બંધ નથી અને જે કર્મથી મોક્ષમાં જતા વાર લાગે તે શુભ કર્મ પણ નથી. ॥ ૬ ॥

અપ્રમત સાધુને આવસ્યક પ્રમુખ જે ક્રીયા તેનો પણ કરવાને વિષે પ્રતિબંધ નથી કેમકે તેને ધ્યાન્ય રૂપ શુદ્ધી છે માટે ॥ ૭ ॥ વળી અન્ય દર્શનમાં પણ શ્રી કૃષ્ન કહે છે કે હે અરજુન જે આત્મ સુખમાં તૃપ્ત છે તેને આત્માનેજ વીષેજ રતી છે અને સંતોષ છે જે આત્મ સુખમાં સંતુષ્ટ છે એહવો જે જીવ તેહને કોઇ પણ કરતવ્ય નથી ॥ ૮ ॥

તે પ્રાણીને કાર્ય કરવે અર્થ નથી તેમજ ન કરવાથી ખોટ પણ નથી તેહને સર્વ ભુતને વિશે કાંઇ પ્રીયોજન નથી ॥ ૯ ॥ એ ઠેકાણે અરતીનો અને આનંદનો અવકાશ નથી કેમકે ધ્યાનની સ્થીરતાથી તે ક્રીયાનો વિકલ્પ પણ કેમ હોય. ॥ ૧૦ ॥

દેહ નિરવાહ રૂપે મુનીને ગોચરી પ્રમુખ જે ક્રીયા જ્ઞાનીની અસંગાનુષ્ટનથી ધ્યાનમાં વિઘ્ન કરે નહી ॥ ૧૧ ॥ રત્ન માણીક પરીક્ષાના ગ્રંથ જુદા અને નજર પરીક્ષાના પણ જુદી ગ્રંથ ભાણીને જેમ નજર પરીક્ષામાં ફળ ભેદથી પ્રવર્તે છે તેમ આચાર ક્રીયા પણ ફળ ભેદ કરી ભીન્ન ભીન્ન છે એટલે ભેદવતી છે. ॥ ૧૨ ॥

જો પોતાના મનને પાછુ વાળીને જન્મ સંકલ્પથી માંડીને આત્મ જ્ઞાન ભાણી કલ્પીએ તો ક્રીયા ધ્યાન રૂપ છે ॥ ૧૩ ॥ સ્થીર થએલુ જે મન તે પણ રજો ગુણે કરી ચપળતાને પામે તેહને પાછુ વાળી તેનો નીગ્રહ કરે તેને જ્ઞાની કહેવો. ॥ ૧૪ ॥

હે અરજુન મનને ધીરે ધીરે ધીરજ વડે અને બુદ્ધી વડે સ્થીર કરવુ પછે તે મન જેવારે આત્માના સ્વરૂપને વીષે જાય તેવારે કાંઇ બીજો ચીતન કરવીની જરૂર નથી ॥ ૧૫ ॥ મન ચંચળને અસ્થીર છે તેને જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાંથી પાછુ વાળી આત્માને સાથે વશ કરી રાખવુ. ॥ ૧૬ ॥

એમ પર દર્શનમાં પણ કહુ છે માટે જ્ય સુધી મન સ્થીર ન હોય ત્યાં સુધી શાસ્ત્રોક્ત ક્રીયા જેટલી કરીયે તેટલી સર્વ સફળ ન થાય જેવારે વિષયે ત્યાગ થાય તેવારેજ સફળ થાય માટે જે પ્રાણી મનને વિષયથી વાળવાને ઉજમાળ રહે તે મહા મતિ વાળા જાણવા ॥ ૧૭ ॥ જેમ એક શેઠનો પુત્ર દેશાંતર ગયો તેના ઘરની સામેના એક વૃક્ષ ઉપર એક ભુત રહેતો હતો તે છળ પામી પુત્રનો રૂપ ધારણ કરી તેની ઘરની બાયડી સાથે લાગુ થયો એમ કરતાં તે શેઠનો દીકરો પોતાને ઘેર આવ્યો તેવારે ઘરમાં લડાઇ ચાલવા લાગી પછે રાજ દરબારે ઇનસાફને માટે ગયા તીહાં ભુતને ઘરમાંથી કાઢવાનો ઠરાવ થયો પણ તે ભુત નીકળો નહી

ને કેહેવા લાગ્યો કે હુ જવાનો નથી હુ પણ પુત્ર છું એ વાત સાંભળી વહુને લાજ લાગી છેલે શેઠે ભુતને વૈરી સાથે યુદ્ધ કરવાને કામ ભળાવ્યો અને વહુને ઘરનો ધંધો ભળાવ્યો એ રીતે અનાચાર ટાળ્યો અને વહુને રાખી તેમ સંજમના યોગે આત્માને રાખવો. ॥ ૧૮ ॥

જેનુ મન નિશ્ચયમાં લીન છે તેને ક્રીયાનુ પ્રીયોજન નથી વ્યવહાર દશા વાળાને ક્રીયા તે ગુણ કારી છે ॥ ૧૯ ॥ શુભ કર્મથી અને શ્રધા બુદ્ધીના યોગથી અખંડપણે જો જ્ઞાન યોગને ઓલંઘે નહી તો તેહને ભુક્તિનો હેતુ પ્રગટ થાય. ॥ ૨૦ ॥

જે રૂડી ક્રીયાની અપેક્ષાયે અભ્યાસ કરે છે તે યોગીશ્વરને ચીત શુદ્ધીને અર્થે જ્ઞાન પરીપક કરવાને ઉપશમ કહ્યુ છે એમ અન્ય દર્શનીયો પણ કહે છે ॥ ૨૧ ॥ હે અરજુનયોગ પામવાને ઇચ્છતા તે યોગી છે તેહને કર્મ તો એક કારણ છે જે વારે સરવે સંકલ્પ શમી જાય તેવારે તેને જ્ઞાન યોગી કહીયે તે માટે જ્ઞાનારૂઢને સમતા તેજ કારણ છે. ॥ ૨૨ ॥
જે વારે વિષયથી વિરમે કર્મને વિષે સલગ્ન થાય જે વારે સર્વ સંકલ્પ સમી જાય તેવારે તેહને યોગા રૂઢ કહીયે ॥ ૨૩ ॥ ક્રીયા વિના જ્ઞાન નથી અને જ્ઞાન વિના ક્રીયા નથી એ બેમાં ક્રીયા તો ગૌણ છે અને જ્ઞાન તે મુખ્ય છે એહવો એ બેનો દીશી ભેદ કહ્યો છે. ॥ ૨૪ ॥
કર્મ યોગે કરીને મન શુદ્ધી પામેલા અને અને નીરદોષ વિહારી એહવા જે જ્ઞાની તેને જ્ઞાન યોગ મુખ્ય પણે સેવવો ઉચીત છે એ માટે રૂડી શ્રધાયે દેશ વિરતી રૂપ ચારીત્રનો સ્પર્શ કીધા પછે દુઃખે પાળી સકીયે એવા મુનીનો જે સરવ વીરતી પણુ છે તે લેવો એટલે પ્રભુયે પછે સંજમ લેવુ કહ્યું છે. ॥ ૨૬ ॥

કોઇ એક દેશ આશ્રીને પુર્વ ભુમી તે પુર્વ ભવ રૂપ સંવૃત પણે ઉપદેશીને એટલે દેશ થકી જે પેહેલાં વૃત આદરયાં એવી જે ક્રીયા તે પણ દુઃખને ટાળનારી છે વળી જ્ઞાન યોગની વૃધી કરતા થાય છે ॥ ૨૭ ॥ અને અજ્ઞાનની જે ક્રીયા તે ચીત શુદ્ધી કરવાને અરથે નહી થાય કેમકે તેહને અજ્ઞાન યોગનો ભાવ છે માટે મલેચ્છના કરેલા કાર્ય સરખી તેને જાણવી. ॥ ૨૮ ॥

તો તેવા કર્મ યોગે પણ ફળ નથી ફળ તો સંકલ્પ વરજે તેવારેજ થાય છે આત્મ જ્ઞાન વિના ત્યાગ પણ નથી અને એનુસ્વરૂપ સાવદ્ય છે માટે બ્રહ્મ જે જ્ઞાન તેના બોધ થકી ફળ પ્રગટે ॥ ૨૯ ॥ જો કદાપી એમ બુદ્ધી ન હોય તેવારે તો ગોહ્રીસાદીક થકીમલેચ્છાદીકને પણ પ્રગટ સુદ્ધી હોય તથા આચારાગના વધથી વેદમાં પશુ યાગ કહ્યા તે થકી હીંસક કર્મના યોગે વે-

દીયાના અને મલેચ્છના એક સરખાજ લક્ષણ છે કાંઇ વિશેષ નથી. ॥ ૩૦ ॥ એટલા માટે બુદ્ધીના વિપર જાસ પણાથી સાવદ્ય કર્મ આદરવુ નહી અને જો દૈવયોગે તેવાં કર્મ કરવાનુ ઉદય આવ્યુ તે વારે તે કરમ કરવાનુ જો સંકલ્પનથી તોતેકર્મનુ બંધ પણ નથી ॥ ૩૧ ॥ સંસાર દીયાનો જે આચાર છે તે પણ જ્ઞાનીને મુક્તિ ભાવની હાણુ નથી કેમકે સકલ્પથી બંધન છે એહવુ અન્ય દર્શન વાળાનુ પણ કેહેવુ છે તે જુઓ આગળ કહે છે. ॥ ૩૨ ॥

જેમ કરમને વીસરજે અકરમ પણ દેખે છે અને કરમ નથી કરતો અને જાણે છે જે હુ કરૂ છુ તેને માણસમાં બુદ્ધીવંત કહીએ તે કરવા પણાના કરમને અકરવા પણુ દેખે છે તે પોતે પોતાના સ્વરૂપે છે એમ ઘણી ભંગજાળ પ્રગટે છે ॥ ૩૩ ॥ નિઃકરમ માર્ગને વિષે નહી માન્યુ તે અકરવુ થયું અને અ કરવા પણે જે કરે છે તેના બે ભાંગા છે એમ કરવાના વિચીત્ર ભાંગા છે. ॥ ૩૪ ॥

ઉદાશી ભાવ વાળો વીચીત્ર પણે કરમનુ વિષમ પણુ ચીંતવે જેમ કમળ પત્ર જળમાં લેપાતુ નથી તેમ જ્ઞાની પુરૂષ ભોગમાં લેપાતો નથી ॥ ૩૫ ॥ પાપ ન કરવાથી કાંઇ મુની પણુ આવતુ નથી સંશય રહીત પણે પોતેજ જ્ઞાન યોગમય પરમાત્મા થાય તેહનેજ મુની કહીએ. ॥ ૩૬ ॥

વિષયને વિષે જેને રાગ પણ નથી તેમ દ્વેષ પણ નથી તેને મુની કહીએ મધ્યસ પણે રૂપાદીકને જાણતો જે જ્ઞાની યોગી તેને લેપ લાગતો નથી ॥ ૩૭ ॥ જેણ તત્વની ઓળખ વડે સમતાને ધારણ કીધી તેનેજ આત્માની ઓળખાણ થઇ અને તેજ જ્ઞાની તથા ધરમ મય તથા બ્રહ્મ મય કહેવાય ॥ ૩૮ ॥

સંસારનુ વિષમ બીજ જે અજ્ઞાન છે તે બીજને જ્ઞાન યોગી બાળી નાખે છે તથા વિષયાદીકને ઓળખીને તત્વથી લોકના સ્વરૂપને જાણે ॥ ૩૯ ॥ તે અપુર્વ અનુભવથી અને જ્ઞાનના આનંદ મય વિનોદથી માહા જ્યોતીવંત થાય અને તેનાં પાપ જ્ઞાને કરી બળી જાય. ॥ ૪૦ ॥

દીક્ષા પર જાયની વૃદ્ધીથી જ્ઞાન સુખની વૃદ્ધી થાય છે એમ ભગવતી આદે દઇને સુત્રોમાં કહ્યુ છે તે એવા પ્રાણીને પ્રગટ થાય ॥ ૪૧ ॥ વિષમને વિષે જે સંભાવે જુવે તેવા જ્ઞાનીને પંડીત કહીએ. ॥ ૪૨ ॥

તેમજ પર દર્શનીયે પણ કહ્યુ છે કે હે અરજુન વિદ્યા વિનય સહીત જે બ્રાહ્મણ જે ગાય હાથી કુતરૂ ચંડાળ એ સર્વને સમ દ્રષ્ટીએ જુએ છે તેને પંડીત કહીયે ॥ ૪૩ ॥ એહવા જીવે ઇહાં બેઠે થકેજ જગત સૃષ્ટીને

જીતી લઇને તેનુ મન સમતા પામ્યુ તે નિરદોષ પણે સમ્યક જે આત્મ સ્વરૂપ તે નિરદોષ છે તેહને પામ્યો તે બ્રહ્મ જ્ઞાને રહયો એમ જાણવું. ॥ ૪૪ ॥

જે રૂડુ મળે હર્ષ ન કરે અને ભુંડુ પ્રમ થયે સોક ન કરે તે સ્થીર બુદ્ધી વાળો ચતુર પ્રાણી બ્રહ્મનો જાણ તે બ્રહ્મ જ્ઞાને રહયો છે એમ જાણવું ॥ ૪૫ ॥ હેઠલી દશા વાળાને તો જે વિષમને વિષે સમ પણે જોવુ તે દોષનુ કારણ છે અને જે નિરાપક્ષી મુની તેને તો વિષમ ને સમ પણે જોવુ તે રાગ દ્વેષનો ક્ષય કરનાર થાય છે. ॥ ૪૬ ॥

રાગ દ્વેષના ક્ષયથી જ્ઞાની મુની વિષયની સુન્યતાપણાને પામે છે તેને કોઇ ભેદી શકે નહી કોઇ હણી શકે નહી કેમકે આત્મા આત્મ સ્વરૂપે માને છે ॥ ૪૭ ॥ કેમકે તે જ્ઞાની પુરૂષ ગઇ વસ્તુને સંભારે નહી અને અનાગત વસ્તુને ઇચ્છે નહી શીત અને ઉષ્ન તથા સુખ અને દુઃખ વળી માન અને અપમાન એ સર્વને સમ પણે માને છે. ॥ ૪૮ ॥

જે ક્રોધ રહીત તથા માન માયાના ઉપદ્રવે રહીત અને લોભના સ્પર્શે રહીત વેદોદય રહિત અને ખેદ રહીત જે હોય તેને જીતેંદ્રીય કહીએ ॥ ૪૯ ॥ તે આત્માએ કરી આત્માને શોધી રહ્યો. પોતાનાં કાર્ય કર્મને ભેદતો કદાગ્રહથી વિરમ્યો સ્વભાવીક આચારને શેવતો. ॥ ૫૦ ॥

લોક સંજ્ઞાથી મુકાણો મીથ્યાત્વ આચારનો ટાળનાર યોગ સ્થાનકે ઉલ્લશીત થયો છે એહવો જે ઊત્કૃષ્ટ ભાવે આત્માનો આશ્રીત થયો છે ॥ ૫૧ ॥ તથા શ્રધાવંત છે અને અજ્ઞાન યુક્ત માઠા અધ્યવસાય રૂપ જે શસ્ત્ર તેથી વેગળો રહેલો અને બાજ્ય શસ્ત્રથી રહીત દખીતા પદાર્થને વિષે વૈરાગ્ય વાન વળી બળ વીર્યને આણ ઓપવનાર. ॥ ૫૨ ॥

અને ત્રણ દંડ રહીત જેણે ધ્યાન રૂપ અગ્નીએ કરી પાપ રૂપ કાષ્ટના સમુહને બાળ્યો છે જે સામે પ્રવાહે ચાલવે કરીને લોકોતર ચરીત્રનો ધરનાર ॥ ૫૩ ॥ તથા વિષય સુખ પામીને તે સુખ દુર કરનાર તથા માયા કપટ અને ક્રોધ દીકને આણ કરતો થકો તે જ્ઞાન ચક્ષુને વિકસ્વર કરતો અજ્ઞાન રૂપ ચક્ષુને બંધ કરતો થકો. ॥ ૫૪ ॥

વળી જે અધ્યાત્મ ભાવમાં રમતો થકો પુર્વ ભાવને પામેલો અધ્યાત્મની ઠકુરાઇ ને ભોગવતો થકો અન્ય પદાર્થને નથી જોતો ॥ ૫૫ ॥ એ ઉપર કહયો તે ઉતકષ્ટ જ્ઞાન યોગ છે એ અધ્યાત્મ ગરંથને વિષે બંધ મોક્ષ પણ ભગવંતે નિશ્ચે આચારંગના લોકસાર અધ્યેને કહ્યુ છે. ॥ ૫૬ ॥

મોક્ષ પ્રમીને વિષે ઉપર કહેલો જ્ઞાન યોગ ઘટે છે કેમકે શીઘ્ર પણે જ્ઞાન જાગ્રુત એહવો ઉપયોગજ માત્ર એક સારછે અને અન્ય દર્શનીએ પણ એમ કહ્યુ છે ॥ ૫૭ ॥ તપશીથી યોગી અધીક છે જ્ઞાનીથી અને રાજાથી પણ યોગીને મોહટો કહયો છે તે માટે શ્રી કૃષ્ને અરજુનને કહ્યુ કે હે અરજુન તુમે પણ યોગી થાવો. ॥ ૫૮ ॥

માટે ઇહાં આત્માની સમાપ્તી પ્રગટે છે આત્મા તથા પરમાત્મા એ બેહુને અભેદ પણે શેવન રૂપ જે યોગ તે ઘણો શેષ્ઠ છે ॥ ૫૯ ॥ માટે સર્વથી મોહોટી અને મોહોટા પાપને ટાળે એહવી પ્રભુની શેવા છે અને પર દર્શનીએ પણ એવુ કહ્યુ છે ॥ ૬૦ ॥

સર્વ યોગીમાં પણ અંતર આત્મા એ ભલ્યો એહવો શ્રધાવંત પ્રાણી તેહને કહીયે જે મુજને સેવે તે મુજ સરીખો પુરૂષોતમ થાય એમ શ્રી કૃષ્ન અરજુનને કહે છે ॥ ૬૧ ॥ જ્ઞાનવંત નિરંજન અને અવિનાસી દેવ જાણીને જે પુરૂષ મને શેવે છે તે તન્મઇ પણે થાય છે અને જેણે મારા ધ્યાનથી પાપ બાળી નાખ્યા હે અરજુન તે પુરૂષ માહરા રૂપે થાય છે. ॥ ૬૨ ॥

જે વિશેષને આણ જાણતો છે તોપણ જે કદાગ્રહે રહીત છે અને જે સર્વજ્ઞને સેવે છે તે પણ સામાન્ય યોગે આશ્રીત છે ॥ ૬૩ ॥ સર્વ પ્રમાણમાં એક સર્વ જ્ઞતો મુખ્ય છે તેહની આજ્ઞાના સહીત સેવા કરનાર જેટલા છે તે સર્વ તેહીજ સર્વ જ્ઞના ભાવને પામે પણ સર્વ જ્ઞનુ મુખ્ય પણુ પંડીતો સામાન્ય થકી કહે છે. ॥ ૬૪ ॥

તે સર્વથા પ્રકારે સર્વજ્ઞ સર્વ દર્શી તે વડે પણ વિશેષ તો જાણતો નથી તેથી તે કોઇ વીશેષ ભુમીકાને પમ્યા નથી એટલે પૃથ્વીમાં કોઇ વિશેષ જાણ પણે સર્વજ્ઞપણુ પામ્યા નથી ॥ ૬૫ ॥ સર્વજ્ઞ પણાના જે પ્રત્યેક અંશ છે તે સર્વ યોગીને સરીખા છે માટે ઢુકડા અને વેગળા પણાના ભેદથી તેહનુ સેવક પણુ કાંઇ હણાતુ નથી. ॥ ૬૬ ॥

મધ્યસ્થ પણુ અવલંબન કરીને એટલે દેવતાના અતીશયનુ મધ્યસ્ત પણુ ધારીને સર્વ પંડીતે શેવા માની છે કાળથી અતીત છે તોપણ એમ કહે છે ॥ ૬૭ ॥ બીજા પણ મુક્ત વાદીનો અને અવિદ્યા દીક વાદીને, પર દર્શની તેનો પણ આ માર્ગ છે એટલે પુર્વે કહ્યો તે માર્ગ છે જો પણ નામા દીક ભેદ કરી કહાયો જુદા છે તોપણ તત્વ રીતે જોતાં એકજ વ્યવસ્થા છે. ॥ ૬૮ ॥

તે વ્યવસ્થા કહી દેખાડે છે. કોઇ દર્શની મુક્તિ કહે છે ને કોઇ બુદ્ધ કહે છે કોઇક એશ્ર્વર્યે યુકત ઇશ્વર કહે છે એ સર્વ સર્વજ્ઞની સંજ્ઞાના ભેદ છે જુજુ કાંઇ નથી ॥ ૬૯ ॥ તેમજ વળી અનાદી શુદ્ધ ઇશ્વર છે ઇત્યાદીક ભેદ જે પર દર્શનીયો કલ્પે છે તે ભેદ શીધ્ધાંતને અનુસારે વીચારીયે તો માનવા પણ નિર્થક છે ઇતી ભાવ ॥ ૭૦ ॥

કેમકે જે વિશેષને નહી જાણવાથી ઉંકિત યુક્તિના જાતી વચનથી અને પ્રાયે વિરોધ થકી ભાવથી ફળનો અભેદ છે એ હેતુ માટે ॥ ૭૧ ॥ જેઅવિદ્યા કલેશ અને કર્મ ઇત્યાદીક જે સંસારના કારણ પ્રગટે તે કેટલા એક દર્શની ઓ જુદા જુદા કહે છે એટલે કોઇ અવિદ્યા ને કોઇ કળેશ કોઇ કર્મ એમ સંજ્ઞાએ કરી ભેદ કહે છે પણ ત્રણે પ્રધાન પણે એકજ છે. ॥ ૭૨ ॥

એ અવિદ્યા દીક ત્રણના વળી બીજા ભેદ કલ્પનાએ અનેક થાય છે તેથી અનેક પ્રકારની ઉપાધી નીપજે તેમ જાણીએ જે હેતુનો અભાવ થાય છે પણ તે ઉપાધી ભેદ પંડીતને નિર્થક છે એમ જાણવુ ॥ ૭૩ ॥ તેથી આ સ્થાનનો જે પ્રયાસ તે ભેદનુ નિરૂપણ કરવાને અનુમાનનો વિષય તે સામાન્ય જાણવો કેમકે જ્યાં અનુમાન પ્રમાણ કરીયે ત્યાં સામાન્ય પણે ઉપયોગી હોય તેવારે અનુમાન વિષયનો અભાવ થાય. ॥ ૭૪ ॥

જેમ સંજીવની નામા (ચારો) જે ઘાસ બુટી તેને ઓળખનારી એક મોટી સ્ત્રીએ તે બુટીને યોગે બીજી નાની સ્ત્રીના ભરતારને પશુ અવસ્થા માંથી પુરૂષ બનાવ્યા તેમ સંક્ષેપ રૂચી વાળો વિશેષ ભગવાન કીવારે કહેવાય જે વારે તેને પ્રીતી સાચે સાચી હોય તેવારે કહેવાય પણ સાચી પ્રીતી વિનાનુ વિશેષ ભગ તે ભગમાં ન ગણાય ॥ ૭૫ ॥ માટે ત્રણ જે કામાદીક યોગ તેને વિશે સત્ય પુરૂષે જાણ પણુ રાખવું ઊચિત છે પર દર્શનીનુ કહેવુ પણ એવુજ છે હે અરજુન જે પુરૂષ જ્ઞાન યોગને જાણવા ઇચ્છે તે પુરૂષ પરમાત્માની દીશાને પામે છે. ॥ ૭૬ ॥

એક દુઃખી બીજો જાણવાની ઇચ્છા વાળો ત્રીજો ધનનો અર્થી અને ચોથો જ્ઞાની, એ, ચાર પ્રકારના મારારા સેવકો છે પણ તે મધ્યે એક ધનાર્થ વિના જે બીજા ત્રણ જાતના શેવક તે વસ્તુ તત્વના જાણ છે માટે ધન્ય છે વખાણવા યોગ છે ॥ ૭૭ ॥ એ ત્રણને ધન્ય કહ્યા તેમાં પણ જેનો વિશેષ સમ્યો છે અને નીત્ય ભક્તિવંત એહવો જ્ઞાની પુરૂષ જે ચોથો તે મોટો જાણવો તે જ્ઞાની અમારી પાસે અત્યંત નજીક રહે છે માટે શ્રેષ્ઠ છે કેમકે

અંતર આત્માયે વરતે છે અને તેના આશય નિરમળ છે માટે ॥ ૭૮ ॥

હે અરજુન કર્મ યોગે વિશુધ થકો તે પ્રાણી જ્ઞાનમાં પોતાનુ મન જોડે છે અને હે અરજુન એક મુર્ખ બીજો શ્રધારહીત અને ત્રીજો સંસય ભરેલો માણસ એ ત્રણે વિનાસ પામે છે. ॥ ૭૯ ॥ નિર્ભ નાશીકાના અગ્ર ભાગને વિષે દ્રષ્ટી રાખીને સ્થીર રહેનારા તથા નિરંતર વ્રતમાં રહેનારા એહુવો સુખ આસને બેઠો વળી પ્રસન્ન મુખ છે જેહનો અને એક દ્રષ્ટી રાખનાર આડું અવળુ નહી જોનાર. ॥ ૮૦ ॥

કેડ મસ્તક કોટ તેને પાંસરાં એટલે શરીરની ચપળાઇ વાંકાઇ રહીત એહુવો ડાહ્યો દાંતે કરી દાંતને આણુ ફરસતો એટલે સ્પર્શ કરતો નથી અને જેના હોઠ પલ્લવ બહુ રૂડી રીતે મળેલા હોય ॥ ૮૧ ॥ તથા આર્ત રૌદ્ર ધ્યાંન છાંડીને ધર્મ શુકળ ધ્યાનમાં બુદ્ધી દીધી છે અને ભાવે અપ્રમત પણે ધ્યાનમાં રત થકો એહુવો જે મુની તેહને જ્ઞાન યોગી કહેવો.

તે મુની કર્મ યોગનો અભ્યાસ કરી ચઢવાને ઊજમાળ થઇ જ્ઞાન યોગ રૂપ દોરડુ ઝાલી સમાધી પણે ધ્યાન યોગ નિસરણીયે ચડીને મુક્તિ યોગ રૂપ મંદીરને પામે. ॥ ૮૩ ॥

ઇતિ પંદરમો યોગાધિકાર સમાપ્ત.

## હવે સોળમો ધ્યાનાધિકાર કહે છે.

જે ચીત ચપળ છે પણ તે ચીતને સ્થીર પણે ચીતના અધ્યવસાય ને પ્રગટ કરે તે વારે ધ્યાન યોગ કહીએ એક ભાવના બીજી અનુપેક્ષા અને ત્રીજો ચીતાનુ ધ્યાન એ ત્રણ પ્રકારે ચીત ચપળ થાય છે. ॥ ૧ ॥ એક અંતર મુહુર્તે ધ્યાન હોય પણ જીહાં એક ઠામે એક અર્થને વિષે ઘણા અર્થનુ સંક્રમણ થાય એવી મનની સ્થીતી હોય તીહાં ધ્યાનની અવીછીન્ન દીર્ઘ પણે પરંપરા થાય તીહાં કાંઇ અતંર મુહુર્તનો નિયમ નથી ॥ ૨ ॥

આરર્ત રૌદ્ર ધર્મ અને શુકળ એ ચાર ધ્યાનના ભેદ છે તે મધે પ્રથમના બે ધ્યાન તે સંસારના કારણીક છે અને પાછલાં બે ધ્યાન તે મુક્તિના કારણ વાચ્યો છે ॥ ૩ ॥ તેમાં પ્રથમ આર્ત ધ્યાંનના ચાર ભેદ કહે છે પ્રથમ અનીષ્ટ જે શબ્દાદીક તેનો વિયોગવાંછે કે રખે અનીષ્ટનો સંજોગ અને તેમ અનિષ્ટ મળે ને પીડા થાય તેનુ ચીત ન કરે તેથી વ્યાકુળ થાય. ॥ ૪ ॥

બીજો ભેદ ઇષ્ટનું ચીંતન કરે એટલે રખે ઇષ્ટ વસ્તુના સંજોગનો વીજો-

ગ થઇ જાય ત્રીજો નિયાણુ કરે ચોથો રોગના ઓષધની ચીંતા કરે એ ચાર આર્ત ધ્યાનના પ્રકાર છે ॥ ૫ ॥ એમધે કાપોત નીલ અને કૃશ્ન એ ત્રણ લેશ્યાનો સંભવછે કેમકે જેમાં અતી કલીષ્ટ ભાવના. નથી કોઇક મેની પરણતીના પરણામે કરી એ ત્રણ લેશ્યાનો સંભવ છે. ॥ ૬ ॥

બકોર કરવો ઊચેસ્વરે રડવું સોચના કરવી નામ દઈને રડવુ મારવુ માથાના વાળ તોડવા ઇત્યાદીકને પંડીત આર્ત ધ્યાનનાં લક્ષણ કહે છે. ॥ ૭ ॥ અમે મંદ બુદ્ધી છીએ એમ કહીને પોતાનુ કાર્ય નિંદે અમે શું પાળશું મુક્તિ માર્ગ તો મોહોટો છે એમ પ્રસંસા કરે એ રીતે વિસ્મીત થકો લોક પાસે માંગ તો ફરે ઇત્યાદીક દુર્જનની રીતી છે. ॥ ૮ ॥

જે પ્રમાદી હોય વિષયમાં લીન હોય ધર્મથી ઉલટો હોય જીન વાણીને ઓપવે તેવો પુરૂષ આર્ત ધ્યાનમાં પ્રવર્તે ॥ ૯ ॥ માટે એ ધ્યાન ઉપલાં ગુણ-ઠાંણાં પામતાં થકાં પ્રમાદમાં પાડે અને એ ધ્યાન છઠો ગુણઠાણા લગે રહે માટે મોટા મુનીએ સર્વ પ્રમાદનુ મુળ તથા તીર્યંચગ તીમાં પાડે એવુ જાણી-ને એ ધ્યાનને છોડવું ॥ ૧૦ ॥

નિરદય હોય જીવનો વધ બંધનાદીક ચીંતવે આકરો ક્રોધી હોય ચાડીયો હોય જુઠુ બોલી મીથ્યાત્વનુ વચન બોલે માયા કપટ ધરે ॥ ૧૧ ॥ ચોરીનો કર-નાર પમાર્થ રહિત ક્રોધ રૂપ અગ્નીયે ધમધમતો ધનનો સંચય કરનાર ધનને ડાટી રાખે પણ શંકાએ મેલુ મન રાખનાર એટલે રખેને કોઇ માહારૂ ધન જુએ અને લેઇ જાય. ॥ ૧૨ ॥

એ રીતે ધીયાંનને કરવે કરાવવે અને અનુ મોદવાની સ્થીતીએકરી એ ધ્યાન દોષનુ કારણ છે એ ધ્યાન ચોથા અવિરતિ ગુણઠાણા શુદ્ધી હોય એ રીતે રૌદ્ર ધ્યાનના ચાર ભેદ કહ્યા ॥ ૧૩ ॥ કાપોત નીલ અને કૃશ્ન એ ત્રણ લેશ્યાનો ઇહાં સંભવ છે એ અતી સંક્લીષ્ટ રૂપ જે કર્મ તેના પરીણામથી હોય છે. ॥ ૧૪ ॥

માયે ઘણા દોષનુ કારણ છે નાના પ્રકારના જીવને મારવાના દોષે કરી હીંસાદીકમાં પ્રવરતી થાય પાપ કરીને જે ખુશી થાય ॥ ૧૫ ॥ નિરદય પણુ પશ્ચાતાપ પણુ પર આપદાએ રાજી પણુ અને મહા વિષઈ પણું એ ચીન્હે ક-રી એ ધ્યાન નરકના દુઃખને આપનાર છે માટે એ ધ્યાનને છાંડવો. ॥ ૧૬ ॥

એવાં એ બે ધ્યાનતેમાહા નિરબળ છે એહનો ઘણો પરીચય કરીયે તો તેહથી કડવા વિપાક પ્રગટે માટે ડાહ્યા પુરૂષે અભ્યાસ કરતાં ઊજવળ ધ્યાને

ચડવુ યોગ્ય છે ॥ ૧૭ ॥ હવે ધરમ ધ્યાન કહે છે દેશ કાળ જોઇને શુભ ભાવના કરવી પોતાની સત્તાના આલંબનના ક્રમથી ધ્યેય ધ્યાતા અને ધીર્યાનની અનુપેક્ષા તે શુભ લેસ્યાના ચીન્હનુ ફળ છે ॥ ૧૮ ॥

ધરમને જાણી પછી જ્ઞાન ભાવના દર્શન ભાવના ચારીત્ર ભાવના અને વૈરાગ્ય ભાવનાં એ ચાર ભાવનાને ધરમ જાણી ધ્યાવવી ॥ ૧૯ ॥ તેમાં જ્ઞાન ભાવનાથી નિશ્ચય પણુ થાય અને દર્શન ભાવનાથી મુઢ પણુ જાય વળી ચારીત્ર ભાવનાથી પુર્વ કર્મની નીર્ઝરા થાય અને વૈરાજ્ય ભાવનાથી સ્ત્રીયા દીકનો સંગ તથા પુદ્ગળની ઇહા અને ભય તેનો ઉછેદ થાય એ રીતે ચાર ભાવનાનાં ફળ જાણવાં ॥ ૨૦ ॥

એ ભાવનામાં જેનુ ચીત સ્થીર હોય તેને ધ્યાનમાં સ્થીરતા રહે માટે તે પ્રાણી ધ્યાનની યોગતા પામે પણ બીજો કોઇ ન પામે તેમજ પર દર્શનમાં પણ કહ્યુ છે તે કહે છે ॥ ૨૧ ॥ અરજુન પુછે છે હે કૃષ્ન મન તો ચંચળ છે અને દુશમનના સૈન્ય સરખુ દ્રઢ છે તે મનનો નિગ્રહ હુ શી રીતે કરૂ કેમકે પવનની પેઠે મન દુષ્કર અગ્રાહ્ય છે. ॥ ૨૨ ॥

શ્રી કૃષ્ન કહે છે હે માહા બાહો અરજુન ખરેખરૂ મન ચપળ છે તેનો નીગ્રહ કરવો તો કઠણ છે તો પણ હે કુંતિના પુત્ર હે અરજુન અભ્યાસ અને વૈરાગે કરીને મન વશ થાય એવુ છે ॥ ૨૩ ॥ હે અરજુન જેને પોતાનો આત્મા વશ નથી એહવો જે પુરૂષ તેને ધ્યાન યોગ પામવો દુકર છે એવિ મારી મતી છે પણ જેણે આત્માને વશ કીધો છે તેને ઉદ્યમે કરી અને અભ્યાસે કરી ધ્યાન યોગ પામવો શુલભછે. ॥ ૨૪ ॥

સરખો પ્રત્ય જે વિશ્વસ તેણે સહિત અને બાજ્ય પદાર્થની તૃશ્નાએ રહીત તથા શુદ્ધ ભાવનાએ ભાવીત પુરૂષને એ આત્મા વશ કરવુ સર્વ પ્રકારે ઘટે છે ॥ ૨૫ ॥ સ્રી પશુ નપુસક દુઃશીલાઇ રહિત એહવી વસ્તુ મુનીએ સેવવી એમ આગમમાં સદાય પ્રભુએ આજ્ઞા કરી છે તેમાં પણ ધ્યાન વેળાયે તો વિશેષ પણે કહીછે એમ જાણવું. ॥ ૨૬ ॥

સ્થીર યોગ વાળાએ ગામમાં અને વિશેષે કરી વગડામાં તથા વનમાં જીહાં ચીત સમાધાનીમાં રહે તે સ્થાનકે ધ્યાન કરવુ ॥ ૨૭ ॥ જે વખત યોગ સ્થીર રહે તે કાળ રૂડો સમજવો પણ ધ્યાન વાળાને દીવસ અથવા રાત્રીનો નીયમ નથી. ॥ ૨૮ ॥

ધયાંનવંત મુનીને જે અવસ્થાયે જે ઠેકાણે તે વેળાએ ધ્યાનને વિવધા-

ત ન લાગે તે ઠેકાણે તે વેળાયે તે રીતે બેઠા ઉભા અથવા સુતા ધ્યાન ક-કરવુ ॥ ૨૯ ॥ સર્વ દેશ કાળ અવસ્થાને વિષે રહ્યા જે મુની તેને કાંઇ નિ-યમ નથી કેમકે તે નિયત પણે યોગમાં સ્થીર રહ્યા છે. ॥ ૩૦ ॥

વાચના પૃછના પરાવર્તના અને અનુપેક્ષા એ ધર્મનાં અવલંબન ઇહાં કહ્યા તે અવસ્ય કરણી છે ॥ ૩૧ ॥ જે પ્રાણી ખરી વસ્તુને અલંબક છે તે પ્રાણી કઠણ ઠેકાણે પણ જેમ ચડે તેમ જે જૈન સુત્રાદીકને અવલંબક છે તે પ્રાણી રૂડે ધ્યાને પણ ચઢે. ॥ ૩૨ ॥

અલંબનના આદરથી પ્રગટયો જે વિઘ્નને ક્ષય તેના યોગથી ધ્યાન રૂપ પર્વત ઉપર ચઢતાં યોગીશ્વરને ભ્રષ્ટ પણુ થતુ નથી ॥ ૩૩ ॥ યોગ નિ-રોધ ધ્યાનતો કેવળીને છે મન રોધ કરણ ઇત્યાદીક અનુક્રમ જીન મતમાં છે બાકી બીજા દર્શનમાં તો જેમ નજરમાં આવે તેમ યોગનુ સામાધાન કહ્યુ છે. ॥ ૩૪ ॥

અજ્ઞા અપાય વિપાક અને સંસ્થાન એ ચાર ભેદના ચીંતન થકી ધરમ ધ્યાન કરવુ ॥ ૩૫ ॥ સાત નય સપ્ત ભંગી ચાર પ્રમાણ સહિત તથા હેતુ ઊદાહરણે સહીત અને અ પ્રમાણ રૂપ દુષણે રહિત એવીજીને શ્વરની આજ્ઞા ધ્યાવવી એ પ્રથમ ભેદ. ॥ ૩૬ ॥

જે જીવ રાગ દ્વેષ કષાય વડે પીડાય છે તેને આ લોકને પર લોક સબં-ધી કષ્ટ તે બીજે પાયે ચીતવે ॥ ૩૭ ॥ જે યોગ ના અનુભવથી અને પ્રકૃતી સ્થીતી રસ પ્રદેશના બંધથી નિપને એહવો જે કરમને વિપાક તેહને શુભા શુભ વેહેચાણથી ધીયાવે ॥ ૩૮ ॥

ઉત્પાદ વ્યય અને ધ્રુવ કાળ તથા ભગાદી પરજાય લક્ષણે કરી જુદા જુદા ભેદ નામા સ્થાપનાં દ્રવ્ય ભાવ ભેદ કરીને ચઉદ રાજ લોકનુ સંસ્થાન ધારીને ચીંતવે ॥ ૩૯ ॥ તીહાં પોતાના કર્મને કર્તા ભોક્તા આત્મા છે એમ ચીંતવે એ જીવ અરૂપી અવિના શી અને ઉપયોગ લક્ષણે યુકત છે એમ ચીંતવે. ॥ ૪૦ ॥

હવે કર્મ જનિત રૂપ સમુદ્ર વખાણે છે તે જન્મ જરા અને મરણ રૂપ જળે પુર્ણ ભરયો છે તથા મોહ રૂપ મોહોટા આવર્ત તદ્રરૂપ ભમરી અ-અને કામ રૂપ વડવાનળે કરી ભયંકર ॥ ૪૧ ॥ આશા રૂપ પ્રચંડ વાયુએ ભરપુર કષાય રૂપ ચાર કળસાયે યુકત અને માઠા વિકલ્પ રૂપ મોહા ઊદ્દવત કલ્લોલ જીહાં ઊછળે છે એહવો ભવ સમુદ્ર ભયંકર છે ॥ ૪૨ ॥

વળી તે ભવ સમુદ્રમાં હરખ તથા શોકનુ ભરાવવું તે રૂપવેલાએટલે ભરતી કહીયે માટે જો એમાં પડયો તો પછી નીકળવુ ઘણુ કઠણુ છે અને યાચના રૂપ સેવાળનો સમુહ છે જેને વિષે તથા દુખે પુરુ થાય એહવો વિષય રૂપ મધ્ય ભાગ છે જેનો ॥ ૪૩ ॥ જીહાં અંધકારે વ્યાપ્યુ એહવુ અજ્ઞાન રૂપ વાદળુ છે તથા જેમાં આપદા રૂપ વીજળી પડવાનો ભય છે અને કદાગ્રહ રૂપ પવન ઉદભવ થયો છે તેણુે કરીને દેખતા જ્ઞાન નજર વાળાનુ તો હૈયું ધુજે એહવો કર્મ જનીત સમુદ્ર બીહામણો છે. ॥ ૪૪ ॥

જે સમુદ્ર વિવીધ જાતીના જે રોગ તેહનો જે સબંધ તે રૂપીમચ્છ અને કાચબાયે કરી આકુળ છે તથા જેમાં ચચળતા સુન્યતા અને ગર્વ તે રૂપ જે દોષ તે મોહોટા પર્વત છે એવો ભવ રૂપ સમુદ્રને ચીતવે ॥ ૪૫ ॥ હવે એવા સમુદ્રથી તરવાનો ઉપાય તે સમકેત રૂપ દ્રઢ બંધન છે જીહાં અને જેને અઢાર હજાર સીલાંગ રથ રૂપ પાટીયાં જડયાં છે તથા તે જીહાજ જ્ઞાન રૂપ ચલાવનાર નિર્યામક જે પાખવા તેણુે સહિત છે. ॥ ૪૬ ॥

વળી તે જીહાજના પાટીયાને વિષે રહ્યા જે છીદ્રો તેહને સંવર રૂપી કીચક તદ રૂપ તેલ વડે પુરચાં છે તથા મનો ગુપ્તી રૂપ ગુપ્ત સુકાન તે માર્ગ બતાવે છે તેણુે કરી તે વાહણુ સમો ચાલે છે તથાશુદ્ધ આચાર રૂપ મંડપે સોભતો થકો વળી તે વાહાણુમાં ઊત્સર્ગ અને અપવાદ રૂપ એ બે જાતનો માલ ભરયો છે ॥ ૪૭ ॥ જે વાહાણુમાં શુદ્ધ અધ્ય વસાય રૂપ ઘણા બળવંત શુભટો તે રાગ દ્વેષાદી સતરૂને હણુવા વાળા છે તથા ભલો જે યોગ તે રૂપ જે થંભ તેના ઉપર અધ્યાત્મ રૂપ ઊજવળ સઢ ખેચ્યો છે જીહાં ॥ ૪૮ ॥

તે સઢથી તપસ્યા રૂપ અનુકુળ પવન જે પ્રગટયો છે અને તે પવને કરીસંવેગ ગુણ રૂપ વેગ પ્રગટયો છે તેણુે કરી વૈરાગ્ય માર્ગમાં તે વાહન ચાલતુ જાય છે એહવુ ચારીત્ર રૂપ જે વાહાણુ તેમાં બેઠા થકા મુનીરાજો તે ॥ ૪૯ ॥ રૂડીભાવના રૂપ મજુસામાં ગુપ્ત પણુે શુભ ચીંત રૂપ રત્ન સ્થાપ્યું છે જેણુે એહવા મુની નિરબીધન પણુે મુક્તિ રૂપ નગરને પામે છે. ॥ ૫૦ ॥

એ વાતની ખબર ચોરનો રાજા જે મોહ રૂપીયો પલીપતી તેને પડી તેવારે તે મોહ નામે ચોરનો રાજા છે તેણુે વિચારયુ જે રખેને.સંસાર રૂપ નાટકનો ઉછેદ થઇ જાય એવી શંકા રૂપ જે કચરો તેમાં લેપાણો થકો ॥ ૫૧ ॥ તે મોહ રાજા પોતાના સુભટોને સજ્જ કરીને દુર બુધી નામે જે નાવા તેમાં પોતે બેઠા થકો દુરાચાર રૂપ બીજા જે નાવ છે તેમાં વળી બીજા

ઘણા શુભટોને બેસારીને પોતે ભવ સમુદ્રમાં આવ્યો. ॥ ૫૨ ॥

તે વારે ધર્મ રાજાના સુભટોના જે થોક મોહના સૈન્યને જોઇને રણ મંડપ ભુમીમાં આવી તત્વ ચીંતા પ્રમુખ જે વાહાણ તે લઇને સજ થયા ॥ ૫૩ ॥ તે બેહુ સૈન્યને માંહો માંહે યુદ્ધ ચાલવા લાગ્યુ તેમાં સમ્યક દ્રષ્ટી જે પ્રધાન તેણે મીથ્યાત્વ મંત્રીને વિષમ મરણ દશા પમાડી એટલે મૃત્યુ પ્રાય કીધો ॥ ૫૪ ॥

અને ઉપસમાદીક માહા સુભટે લીલાયે કરીને કષાય રૂપ ચોરટાને રોકયા તથા શીળ સુભટે કાંદર્પ રૂપ ચોરને જીત્યો ॥ ૫૫ વૈરાગ્યની સૈન્યાયે કરીને હાસ્યાદીક જે છચોર તેણે જીત્યા અને જ્ઞાન યોગાદીક જે સુભટો તેણે નિદ્રા દીકને મારી કાઢયા. ॥ ૫૬ ॥

ધર્મ ધ્યાન અને સુકળ ધ્યાન એ બે સુભટે આર્ત રોદ્ર એ સુભટને હણ્યા તથા પાંચ ઇંદ્રીયના નિગ્રહ સુભટે ઉતાવળે કરી અસંજમ રૂપ સુભટને જીત્યો ॥ ૫૭ ॥ દર્શના વરણીના ક્ષય ઉપસમ સુભટે ચક્ષુ દર્શના વરણા દીક યોદ્ધાઓને મારયા વળી પુન્યો દયના પ્રાક્રમથી અશાતા રૂપ સૈન્ય નાસી ગયું. ॥ ૫૮ ॥

હવે છેવટે દ્વેષ રૂપ હાથીએ બેઠો તથા રાગ રૂપ સિંહે સહીત એહવો મોહ રાજા તેને પણ ધર્મ રાજાએ હણ્યો ॥ ૫૯ ॥ તે વાર પછી સાધુ રૂપી વ્યવહારીયા ધર્મ રાજાનો પ્રસાદ જે પસાય તેથી કૃતાર્થ થઇ આનંદ પામી સુખે પોતાનો વ્યાપર કરતા થયા. ॥ ૬૦ ॥

એ રીતે સર્વ ધારી લેવુ તે ધરમ ધ્યાનમાં જે મુનીની બુદ્ધી પેઠી છે તેણે એને તથા એના જેવા આગમ સિદ્ધાંતમાં પર્ખદાના સમુહ સ્થાપ્યા છે તેનુ ચીંતન કરવુ ॥ ૬૧ ॥ જે મનનો અને ઇંદ્રીયનો જય કરીને નિર વિકાર બુદ્ધી વાળો થયો તે તેને ધરમ ધ્યાનનો ધ્યાતા કહયો છે વળી શાંત દાંત પણા પણ તેનેજ હોય. ॥ ૬૨ ॥

પર દર્શની પણ સ્થીત પ્રજ્ઞનુ લક્ષણ એમ કહે છે અને સરવ ઇહાં ઘટે છે તેમજ ઇહાં અવ સ્થીત હોય તે જાણવું ॥ ૬૩ ॥ હે અરજુન જે વારે કાંદર્પને છોડે અને મનના સર્વ કામને ત્યાગી આત્મ સંતોષી થઇને આત્માને વિષે રહે તે પ્રાણીને તેવારે સ્થીત પ્રજ્ઞાવંત કહીયે. ॥ ૬૪ ॥

જેને દુઃખમાં ઉદ્વેગ નથી અને સુખની ઇચ્છા નથી તથા જેના રાગ ભય અને ક્રોધ ગયા છે તે મુનીને સ્થીત બુદ્ધી વાળો કહીએ ॥ ૬૫ ॥ જેને

વિષય ઉપર સ્નેહ નથી જેવુ તેવુ શુભ અશુભ મળે તોપણ રાગ દ્વેષ નથી હે અરજુન તેની બુદ્ધી રૂડી છે એમ જાણવું. ॥ ૬૬ ॥

હે અરજુન જેમ કાચબો અંગને સંહરી સંકોચી રાખે તેમ ઈંદ્રીઓ નેવિ- વિષયથી પાછી વાળે તેની બુદ્ધી મોહોટી છે ॥ ૬૭ ॥ તે શાંત ગુણ અને દાંત ગુણી હોય તેને આત્મા રામ વડે આત્મામાં રહ્યો કહીયે સિધીનો સ્વભાવ પણ એવોજ છે અને એહવા જે હોય તેનેજ સાધકતા પણાની યોગ્યતા ક- હીયે. ॥ ૬૮ ॥

એ ધણી સુકળ ધ્યાનના બે પાયાનો અપ્રમતથકો ધ્યાવનાર થાય પુર્વ ધર પણે યોગી હોય અથવા અયોગી હોય પણ કેવળી પણે હોય પછે શેષ બે પાયાને ધ્યાવે ॥ ૬૯ ॥ ધ્યાનને વિરામ કાળે અનિત્યત્વાદી ભાવના છાંડે નહી વિશ્રામણ હીતપણે નિત્ય ભાવના ભાવે તે ધ્યાનના પ્રાણ જાણ- વા. ॥ ૭૨ ॥

ઇહાં ઉત્તર જે પાછલી ત્રણ લેશ્યાઓ એટલે તેજો પદ્મ અને શુકળ એ ત્રણ લેશ્યા જે છે તે તીવ્ર તીવ્રતર અને તીવ્રતમ એ ત્રણ ભેદની ભજ- નારી છે તેના એ ચીન્હ છે જે આગમની શ્રધા વિનય રૂડા રૂડા ગુણની સ્તવના કરવી ॥ ૭૧ શીળ અને સંજમ યુક્ત પ્રાણીને ઉતમ ધર્મ ધ્યાન ધ્યાતે થકે તેને સ્વર્ગ પ્રાપ્તી ફળ કહ્યુ છે માટે પુણ્યાનુ બંધી પુન્યને પા- મે. ॥ ૭૨ ॥

જે સમતા પણે તથા નિષ્કપટ પણે અને જીવન મુક્ત પણે એ- હવી સ્થીતિ રાખીને સુકળ ધ્યાનને ધ્યાવે અને છદમસ્થ પણે આત્મામાં મન ધરીને રહે તેવારે રાગ દ્વેષને જીતે ॥ ૭૩ ॥ સપૃથકત્વ સવિતર્ક સવિ- ચાર તેમાં આદનો જે સવિતર્ક એ નામે શુકળ ધ્યાનનો પેહેલો પાયો તેને ના- ના વિધનયે સહિત વિચાર પુર્વક સૂત્રે કરી ધ્યાવવુ. ॥ ૭૪ ॥

અક્ષર અને યોગ એના જે વિચાર તેનુ માંહો માંહે સંક્રમણ તેનુ નામ પૃથકત્વ કહીયે તે કેવુ છે કે દ્રવ્ય ગુણ અને પરજાય તેમાં ગતિ છે જેની એવુ છે એ પેહેલો ભેદ ॥ ૭૫ ॥ ત્રણ યોગે ઉપરમ્યા જેઓમી તે સાધુને વિતર્કો દિક થોડા ચંચળ તરંગ છે જેમાં એહવો જે સમુદ્ર તે ક્ષોભનો જે અભાવ તેવી દશા સરખુ છે ॥ ૭૬ ॥

એકત્વ વિતર્ક વિચાર નામે જે બીજો પાયો તે પવન રહિત જે દીવો તે સરખો છે એ બીજો પાયો તે એક પર્યાય રૂપ છે ॥ ૭૭ ॥ સુક્ષ્મ કીયા-

ની વૃતિ નામે ત્રીજો પાયો તે કેવળીને હોય તેમાં બાદર તે કાય યોગ તેને અર્દ્ધ રૂધ્યો છે અને મન તથા વચન એ બે યોગને સમસ્ત રૂધે તે વારે ત્રીજો પાયો ધ્યાવે. ॥ ૭૮ ॥

હવે ચોથા પાયમાં ક્રીયા ઉછેદી છે અને પોતે પર્વતની પેઠે અપ્રતિપાતી થયો છે એહવો વિશ્વ વેદી તે જગતના સર્વ ભાવનાં જાણ જે કે વળી તે નિઃપ્રકંપ પર્વતની માફક ઘની ભુત થયા તે શૈલેશી કરણ કરે ॥ ૭૯ ॥ એ ચાર પ્રકારનુ સુકલ ધ્યાન છે તેનુ ફળ કહે છે ઇહાં પ્રથમ બે. પાયામાં જે કાળ કરે તે સ્વર્ગ ગતી પામે અને ઉપરના બે પાયામાં કાળ કરવાથી મોક્ષ પામે. ॥ ૮૦ ॥

સુકળ ધ્યાનને વીશ્રામે આશ્રવનો ત્યાગ દેખે સંસારના સ્વરૂપને ભવની પરં પરા દેખે અને અન્ય પદાર્થ આત્માનુ વિપરીણામ પણ જુએ ॥ ૮૧ ॥ એ શુકળ ધ્યાનના પ્રથમ બે પાયામાં બે લેસ્યા તથા ત્રીજે પાયે તો પર્મ ઊત્કૃષ્ટ શુકળ લેશ્યા કહી છે અને ચોથો પાયો જે છે તે તો લેશ્યાયે રહીત કહયો છે. ॥ ૮૨ ॥

શુકળ ધ્યાન વાળાને નિરમળ યોગ હોય તેનાં લક્ષણ કહે છે અહિંસક હોય મોહ રહિત વિવેકી હોય અને ત્યાગ બુદ્ધીએ યુક્ત હોય ॥ ૮૩ ॥ વળી અબંધી થયો માટે ઉપસર્ગ અને પરીસહ જેથી કંપે નહી તથા બીહે પણ નહી એ અહીંસક લક્ષણ હોય તથા સુક્ષ્મ અર્થમાં છે વળી માયામાં મુઝાય નહી એ અસમોહ એટલે મોહ રહીતનુ લક્ષણ કહ્યું. ॥ ૮૪ ॥

સર્વ સંજોગથી આત્માને જુદા દેખે એ વિવેકનુ લક્ષણ છે દેહ તથા ઉપગરણની ત્યાગ બુદ્ધીયે અસંગા નુષ્ટાન વત છે એવ્યુત્સર્ગનુ લક્ષણ છે એ ચાર લક્ષણ છાસઠમા શ્લોકમાં કહ્યાં છે તેનો એ અર્થ વિવરીને કહયો એ લક્ષણે જે મુની હોય તે જ્ઞાન પણ પામે ॥ ૮૫ ॥ એ રીતે ધ્યાનનો થાશે. ॥ ૮૬ ॥ જે અનુક્રમતે શુદ્ધ રીતે જાણીને પ્રભુની આજ્ઞા પ્રમાણે એનો અભ્યા જે કરે તે સંપુર્ણ અધ્યાત્મ જ્ઞાની

ઇતિ સોળમો ધ્યાના ધિકાર સમસ.

## હવે સતરમો ધ્યાનસ્તુત્યે ધિકાર કહે છે.

માટે ઊત્કૃષ્ટ પરીપક ધ્યાન પામે થકે મુનીરાજ તે ઇદ્રની પદવીને પણ તણસલા બરોબર ગણે માટે જે થકી આત્માને પ્રકાશ કારી જ્ઞાન પ્રગટે એવુ સંસારનુ નાશ કરનારૂ ધ્યાન સેવવું. ૧

કમાતુર જે પ્રાણી તથા જડ જે પ્રાણી તે પણ પ્રગટ પણે વિષય સુખને સુખે છાંડે પણ રાગ દીશા છોડવી દુર્ઘટ છે અને ધ્યાન વંત મુની તો માત્ર પરમાત્માનુ દર્શની છે તે તો ધ્યાનમાં તૃપ્તી પામીને ફરીથી રાગ દ્વેષને વાંછે નહી ॥ ૨ ॥

સર્વ પ્રાણીને નિદ્રામાં જે રાત્રી જાય છે તે રાત્રી ધ્યાન દીશા વાળાને જાગૃત મોહોત્સવનો દીવસ છે અને સંસારીજી વિષયમાં લીન થકા જે વેળાએ જાગેછે તે વેળા ધ્યાન વાળા મુનીરાજને શયન રૂપ છે.॥ ૩ ॥

જેમ અવર્ક કુવાદ કુવાનુ પાણી ડોહોલુ રહે છે તેમ જેમાં સર્વ થકી કર્મના ફળની સિદ્ધી એહવો જે ધ્યાન રૂપ ઘટ જે જગમાં રમતો હોય ત્યાં જળે નિરમળ હોય માટે સકળ ક્રીયા ફળની સિદ્ધી ધ્યાનથી છે ધ્યાન તે પર્મ અર્થનુ કારણ છે ॥ ॥ ૪ ॥

જે ધ્યાનવાન પુરૂષ તે કષાય જનિત મને કરી બંધાતો નથી તેને જો રાજાની આગ્યા આવી નમસ્કાર કરે તોપણ ચીત ડોહે,લાય નહી અને અનિષ્ટ વિષયની પ્રાપ્તીના દુઃખે કરી નિશ્ચલ પણુ છોડે નહી તેને આત્માને વિષે લીન કહીયે- ॥ ૫ ॥

જેને પ્રગટ દીઠુ અને મોક્ષ સુખે ભરયું એહવુ જે ધ્યાન તે ઇષ્ટ છે એટલે મોક્ષ સુખથી પણ ધ્યાન મોહોટુ છે પણ જીહાં સુધી શાસ્ત્રના ડંડ થકી નાસ્તીક ભાવને અતીશય પણે હણ્યો નથી ત્યાં સુધી નથી પણ નાસ્તિક ભાવને હિત જે જ્ઞાન તે મોટુ છે. ॥ ૬ ॥

જેની આગળ સ્વર્ગનુ તેજ તથા ચંદ્રમા અને તારાનુ તેજ વળી દીપકના તેજનો પ્રકાશ અલ્પ છે એવું જે ધ્યાન તેને કરીને ભેદાણુ છે અજ્ઞાન રૂપ અંધકાર જે પ્રાણીનો એહવા મુદીત આત્મા વાળાનુ તેજ તે ગુપ્ત પણે પણ આત્માને વિશે સોભે છે. ॥ ૭ ॥

સમતા રતી રૂપ સ્ત્રીની સાથે પ્રાણીને ઘણા કાળથી વિયોગ હતો તે ક્ષણમાં વિયોગ ભાગીને સંજોગ મીલાવે એહવો ધ્યાન રૂપ પર્મ મીત્ર છે તે ધ્યાન મિત્ર અમારે પ્રમાણ છે એમ ધ્યાન કરનાર પ્રાણી બોલે છે માટે સંસારમાં કૃતીમ પર મીત્રથી શું થાય તેના કરતાં તો ધ્યાન મિત્ર ઘણુ શ્રેષ્ટ છે. ॥ ૮ ॥

હવે ધ્યાનને રંગ મંદીરની ઉપમા આપે છે જીહાં કામ રૂપ તાપને ટાળ્યો છે અને શીલ રૂપ શીતળ સુગંધી પસરી રહી છે તેવી ઓઠામ વિષે

સમતા રૂપ મોટી તળાઇ છે તે ઊપર આત્મા બેઠો થકો પુર્ણ આનંદ પામે છે એવુ ધ્યાન રૂપ મંદીર છે ॥ ૯ ॥

ધ્યાન મંદીરમાં શીલ રૂપ સિંહાસને ઇંદ્રીઓને દમવા રૂપ જળનો બાજોટ છે અને સમતા રૂપ પોળીયો છે તે એવા ધ્યાંનમાં પવિત્ર પણે આ-આત્માને તેડી જઇને તેની પરોણાગત કરે છે. ॥ ૧૦ ॥

આત્મા અને પરમાત્માને વિષે જે ભેદ બુદ્ધીનો વિવાદ હતોઃ એટલે તેમાં પંડીતના વિવાદ રૂપ ઝગડા હતા તેને ધ્યાન રૂપ સંધીપાળે એટલે ધ્યાની પુરૂષે તે વિવાદને ટાળ્યો અને જલદીથી એ બેહુનુ અભેદ પણુ કરી આપ્યું ॥ ૧૧ ॥

વિષ થકી ભરેલો જે નાગ લોક તીહાં અમૃત કીહાંથી હોય તેમ દીન દીન ક્ષય પામતો જે ચંદ્રમાતેમાં અમૃત કીહાંથી હોય અને દેવ લોકમાં અપસરાના યોગે રાતા જે દેવતા તેમાં પણ અમૃત ક્યાંથી હોય માટે એ માત્ર ધ્યાન રૂપ અમૃત સત્ય છે તેનેજ પંડીતે સેવવુ. ॥ ૧૨ ॥

ગાયના સ્તનમાં જે રસ નથી સાકરમાં પણ તે રસ નથી અને જે રસ અમૃતમાં પણ નથી તેમજ સ્રીના અધર જે હોઠ તેમાં પણ જે રસ નથી કે તે રસ ધ્યાનથી પગટયો અને સંતોષથી વિસ્તરયો એહવો જે કોઇ અપુર્વ રસ તેને તો કોઇક પંડીતજ જાણે. ॥ ૧૩ ॥

એ પ્રકારે મને કરીને પરીપક્ક જે ધ્યાન તેથી પ્રગટયુ જે ફળ તેને મોટાઇ પણે જાણીને તેમાં જે રતિ પામે તે માહા તેજવંત કાંતિવાન પુરૂષ છે અને તેનેજ યશ લક્ષ્મી વરશે ॥ ૧૪ ॥

ઇતિ સતરમો ધ્યાંન સ્તુત્યધિકાર સમાપ્ત.

## હવે અઢારમો આત્મ નિશ્ચયાધિકાર કહે છે.

આત્માને ધ્યાનનુ ફળ તે ધ્યાન છે પણ આત્મ જ્ઞાન હોય તેવારેજ તેને મુક્તિ આપે માટે અજ્ઞાન તે મોટુ છે તો મોટા પુરૂષે આત્મ જ્ઞાન ભણી ઊદ્યમ કરવો ॥ ૧ ॥ જેણે આત્માને જાણયો તેને ફરી બુજુ કાંઇ જા-

ગવાનું રહ્યું નથી અને જીહાં સુધી આત્મને જાણ્યો નથી તીહાં સુધી બીજુ સર્વ જાણ્યું તે નિર્થક છે ॥ ૨ ॥

નવે તત્વનુ જે જાણ પણું કરવુ તે પણ આત્મ જ્ઞાન પ્રગટ વરવાને અર્થે છે કારણ કે અજીવા દીક જે ભાવ તે પણ આત્મ જ્ઞાન વડે સમાય છે ॥ ૩॥ પોતાનો અને પારકો જે ભેદ તેહને ભેદ રૂપે સાંભળ્યો અનુભવ્યો પરીચય થયો થકો સેહેજે અથવા ઉપદેશ થકી કોઇક ભેદને જાણ્યો ॥ ૪ ॥

તે માટે એકત્વ પૃથકત્વે કરી આત્મ જ્ઞાન હીત કારી થાય નહી તો કોષ્ટ પણે કરી મીથ્યાત્વની બુધ્ધી વીટંબના છે ॥૫ ॥ તીહાં એકજ આત્મા સ્વભાવ પણે રહ્યો છે તે આત્મા તો જ્ઞાન દર્શન અને ચારિત્ર રૂપ લક્ષણે કહ્યો છે. ॥ ૬ ॥

જેમ રત્નનિ કાંતી અને નિરમળતા એ બેઉનિ શક્તિ કાંઇ જુદી નથી તેમ જ્ઞાન દર્શન અને ચારીત્ર લક્ષણે જે આત્મા તે કાંઇ જુદો નથી ॥ ૭ ॥ આત્મા અને આત્માનુ લક્ષણ એ બે વ્યવહારે જુદા છે તે ષષ્ઠી આદ દઇ વિભક્તિને વ્યપદેશે કરી માનિયે પણ નિશ્ચયથી નહી. ॥ ૮ ॥

જેમ ઘટનુ રૂપ તેનો ભેદ તે કલ્પના માત્ર છે તેમ આત્માને અને ગુણને પરમાર્થે ભેદ નથી ॥ ૯ ॥ જે આત્મ રૂપ શુધ છે તે નિશ્ચય નયે કરી અનુભવાય છે અને વ્યવહાર વડે કાયા તે પણ ઓળખાય છે. ॥ ૧૦॥

વસ્તુ સ્વભાવે તો ગુણનુ અને આત્માનુ રૂપ જુદુ નથી જો જુદુ કહીયે તો આત્મા છે તે અનાત્મા થાય જ્ઞાના દીકે જડ થાય ॥ ૧૧ ॥ ચૈતન્ય પર સામાન્ય પણે સર્વ આત્માની એકતા છે અને નિશ્ચયથી તો કરમે પ્રગટ્યા જે ભેદ તે તો વિટંબના રૂપ છે ॥ ૧૨ ॥

જીવ સમુહના ભેદથી તથા બાળ જુવાન વૃદ્ધ એ અવસ્થા વડે માહો માહે વિચીત્ર પણુ જણાય છે એમ વ્યવહાર નય વાળો માને છે ॥ ૧૩॥ પણ એ વાત નિશ્ચય નય વાળો માનતો નથી તે એમ કહે છે કે એ જીવન સર્વ અવસ્થા નામ કર્મના સ્વભાવથી પ્રગટે છે પણ આત્માનો એ મુળ સ્વભાવ નથી ॥ ૧૪ ॥

જન્મ જરાદીક પરીણામ કર્મને વશ છે અને આત્મા તો અવિકારી છે તેથી કર્મનો ભેદ આત્માને સંભવે નહી કેમકે એ આત્મ સ્વભાવ નહી ॥ ૧૫ ॥ જન્મ જરાદીક કર્મ પ્રકૃતી છે અને કર્મ જનિત ભાવને કેવળ આત્માને વિષે આરોપીને ભ્રષ્ટ જ્ઞાની ભયંકર સંસાર સમુદ્રમાં ભમશે ॥ ૧૬ ॥

સ્ફટીકમાં જેમ મુર્ખ પ્રાણી ભેદ માને છે તેમ ઊપાધી ભેદ આત્માને વિષે પ્રગટયો જે કર્મ કૃત ભેદ તે એ માને છે ॥ ૧૭ ॥ પોતાના વ્યવહાર થીકર્મ જનિત જે ઊપાધી તે નથી; એમ માનતા આત્મ રૂપવાદી આગમનુ વચન લોપે છે ॥ ૧૮ ॥

ધર્માસ્તી કાયની પેઠે એક ક્ષેત્રમાં રહ્યા છે તોપણ કર્મ ગુણના સંજોગને પામતો નથી એવો આત્મા રૂડા સ્વભાવથી શુદ્ધ છે ॥ ૧૯ ॥ જેમ ગ્રહણ ઘેહેલો એક ચંદ્રમાને બે ચંદ્રમા માને છે તેમ નિશ્ચય નયની વાત વીનાનો જે પ્રાણી તે ઊન્માદ મમત્વે કરીને આત્માને અનેક પ્રકારે માને છે ॥ ૨૦ ॥

જેમ અન્યત્રથી એક સ્વરૂપાસ્તી પણાને અનુભવીએ છીયે તેમ સરખા પણે જે વિદ્દમાન પણુ છે તે થકી આત્માને એક કહીયે ॥ ૨૧ ॥ વ્યવહાર નયથી સદ અસદ વાદ રૂપ જે ચાડીયો તેને છુપાવીને શુદ્ધ નય રૂપ જે મીત્ર છે તે એકતા રૂપ રત્તને દેખાડે છે. ॥ ૨૨ ॥

નર નારકાદી પરજાય જે ઉપજે છે અને વિણશે છે તે ભીન્ન પર્યાય કાંઇ રમ્યા નથી માટે તે પરજાયે કરી સદા અન્વઇ જે શુદ્ધ વંશી આત્મા તત્વ પણાને છાંડતુ નથી ॥ ૨૩ ॥ જેમ સુવર્ણ એક છે પણ બાજુબંધ કંઠી કુંડળાદીક પર્યંયે વરતે છે તેમ આત્મા એક છે પણ નર નારકાદીકના ભવે કરી ભીન્ન છે પણ આત્મા તો એક નિરંજન છે. ॥ ૨૪ ॥

જે નરનાર કાદીક ભવ તે તો સર્વ કર્મના પરજાય છે પણ શુદ્ધ સાક્ષી નીશ્ચય નયે આત્મ પરજાય છે અન કર્મ ક્રીયા રૂપ જે સ્વભાવ તે કાંઇ આત્માનો ગુણ સ્વભાવ નથી આત્મા તો અજ અવીનાશી સ્વભાવી છે ॥ ૨૫ ॥ કર્મના જે પરમાણુ આ તે આ સંસાર સ્વર્ગ સ્વભાવીક નથી એકેક ઊજ્વળતાને વિષે ભાવ થકી નવ તત્વમાં રહ્યું છે. ॥ ૨૬ ॥

જેમ શ્વેત દ્રવ્યે કીધેલુ જે ચીત્રામણુ તે બે ભીતના ભાગમાં સોભો

તેમ અનંત ભવ સત્યતાયે એ પ્રપંચને જાણવુ છે ॥ ૨૭ ॥ જેમ સ્વપનામાં દીઠેલો અર્થ જાગ્યા પછે દેખાય નહી તેમ વ્યવહારે સ્વર્ગાદી માર્ગ શેષ છે પણ નિયત પ્રમાણે જ્ઞાની પુરૂષને સંસાર નજાણાય. ॥ ૨૮ ॥

જેમ મધ્યાને મૃગતૃષ્ણાવડે પ્રથ્વી ઉપર જળ પુર દેખાય છે તેમ સંજોગે ઉપની સૃષ્ટી તે વિવેકની ખ્યાતીએ નાશ દેખાય છે ॥ ૨૯ ॥ જેમ ગાંધર્વ નગર વડે આકાશે આડંબર જાણાય તેમ સંજોગે પ્રગટચા જે સર્વ વિલાસ તે જુડા છે. ॥ ૩૦ ॥

એ રીતે શુધ નયે જે એકત્વ પણું ગ્રહ્યું તે આત્માને વિષે પામ્યુ અને અંશા દીકની જે કલ્પના તે પુણ્યવાદીને વાહાલી નથી ॥ ૩૧ ॥ સુત્રમાં એગે આયા એહવો જે પાઠ છે તે એજ અશયે કહ્યો તે એક પ્રગટ જ્યોતી રૂપ જે આત્મા તેજ રૂપ છે એમ શુદ્ધ નય વાળા કહે છે. ॥ ૩૨ ॥

નિશ્ચય નયે કહે છે કે પ્રપંચ સંચય વડે સંકલીષ્ટ એટલે દુઃખ રૂપ એહવુ જે એ માયા રૂપ છે તે થકી હે ભગવાન હે આત્મા હુ બીહું છુ માટે પ્રસન્ન થાઓ અને શુદ્ધ રૂપ પ્રકાશ કરો ॥ ૩૩ ॥ કોઇક પ્રકારે રૂપી પણું પામ્યો જે આત્મા તેને વેદનાદીક ઉપજે છે માટે વ્યવહાર નય વાળો શરીર સાથે આત્માનુ એકત્વ પણું માને છે. ॥ ૩૪ ॥

પણ તે વાત નિશ્ચય નયવાળો સહી સકતો નથી જેમ અગ્ની શીતળતા પામતો નથી તેમ જે અરૂપી આત્મા છે તે અંશે કરીને પણ રૂપી પણાને પામતો નથી ॥ ૩૫ ॥ જેમ બળતા અગ્નીને સંજોગે ધૃત ઉશ્ન થયુ એહવો ભ્રમ તે રૂપી શરીરને સંજોગે આત્મા પણ રૂપી દીશે છે એ પણ ભ્રમાણજ દેખાય છે. ॥ ૩૬ ॥

કેમકે રૂપ રસ ગંધ સ્પર્શ અને સંસ્થાન એટલા વાના આત્માને નથી એતો પુદગળને છે તેમજ બાજ્ય ધર્મ પણ નથી શબ્દ નથી તે વારે આત્માને શી રીતે રૂપી કહેવાય ॥ ૩૭ ॥ વળી આત્મા નજરે દેખાય એહવો પણ નથી મનથી ગ્રહેવાય એહવો પણ નથી તથા વચને પણ અગોચર છે જેનુ રૂપ પોતાને પ્રકાશે છે પણ બીજાને પ્રકાશતો નથી તેને રૂપી કેમ કહેવાય. ॥ ૩૮ ॥

આત્મા સત્ય છે ચીદાનંદ મઈ છે શુક્ષ્મથી પણ શુક્ષ્મ છે ને ઊત્કૃષ્ટ છે તે મુરતી પણુ કેમ ફરશે ॥ ૩૯ ॥ તેમજ પરદર્શાનમાં શ્રી કૃશ્ન કહે છે હે અરજુન શરીરમાં ઇંદ્રીયો મોહોટી છે અને ઇંદ્રીયોથી મન મોટુ છે મન કરતાં બુદ્ધી મોટી છે અને તેથી આત્મા મોટો છે. ॥ ૪૦ ॥

હંત ઇતી ખેદ આ વિકલ લોકને વિષે અમુરતી આત્માને વિષે મુરરતી પણાના ભ્રમ થકી જે જ્ઞાની પુરૂષ છે તે અચબો દેખે છે અને વચન પણ અચંબાનાં બોલે છે ॥ ૪૧ ॥ માટે જીવાત્માને મુર્તીની રીતે વેદના પ્રગટ પણે છે એમ જો માનીયે તો પુદગળને વેદના થઇ જોઇયે તે માટે એ વેદના તો આત્માને અશુદ્ધ શક્તિથી અનુભવ થાય છે. ॥ ૪૨ ॥
ઇંદ્રીય દ્વારે કરી આત્મ જ્ઞાન દીશા પોતાની મેળે પરીણમે છે તેમ ઇષ્ટ અનિષ્ટ વિષય સ્પર્શ દ્વારે કરી વેદના પરિણમે છે ॥ ૪૩ ॥ વિપાક કાળ પામીને આ વેદના પરીણામને જેમ આત્મા ભજે છે તેથી અમારે મતે મુરતી પણુ તે નીમીત માત્ર થયું સહુચારી થયું જેમ ઘટને વિષે ડંડ સહુચારી છે તેની દેઠે જાણવુ. ॥ ૪૪ ॥

જ્ઞાન નામે ચેતના તે બોધ છે અને કરમ નામે ધીષ્ટ રક્તતા છે. તે વડે જીવને કરમ ફળ નામે વેદના વ્યપદેશ પામે છે ॥ ૪૫ ॥ તે માટે અમુરતી આત્મા તે ચેતન્ય પણાને ઓલંઘે નહી અને મુરતી માન દેહ સાથે આત્માને કોઇ પ્રકારે એકત્વ પણુ છેજ નહી. ॥ ૪૬ ॥

એ રીતે કરમ વર્ગણાના મનો વર્ગણાના જે આત્માને સમીપ પવરતી એકત્વ સંગત વર્તી એવા તન ધનાદી જે પુદગળ તે તો સર્વ આત્માથી દુર છે ॥ ૪૭ ॥ કેમકે પુદગળનો ગુણ તો મુરતીમાન છે અને આત્મા તો જ્ઞાન ગુણમય છે માટે પુદગળથી આત્મ દ્રવ્ય જુદુ છે એમ પ્રભુએ કહ્યું છે ॥૪૮॥
ધર્માસ્તીકાયનો ગુણગતી હેતુ છે અને આત્માનો ગુણ જ્ઞાન છે માટે ધર્માસ્તીકાયથી આત્મા જુદો છે એમ પ્રભુ કહે છે ॥ ૪૯ ॥ અધર્માસ્તીકાયનો ગુણ સ્થીતી હેતુ છે અને આત્માનો જ્ઞાન ગુણ છે માટે અધરમાસ્તીકાયથી આત્મ દ્રવ્ય જુદુ છે ॥ ૫૦ ॥

આકાશનો ગુણ અવગાહ છે ને આત્માનો ગુણ જ્ઞાન છે માટે આકાસ્તીકાયથી આત્મ દ્રવ્ય જુદુ છે ॥ ૫૧ ॥ આત્મા જ્ઞાન ગુણે સિદ્ધ છે કાળ વર્તના રૂપ છે માટે કાળથી આત્મ દ્રવ્ય જુદુ છે એ રીતે સર્વજ્ઞ પુરૂષો કહે છે. ॥ ૫૨ ॥

એ પ્રમાણે અજીવથી આત્માનુ જુદાપણુ સત્ય કરયુ પણ ભેદ કરી દશા થકી અજીવપણુ પણ વંછીએ છીએ ॥ ૫૩ ॥ જેમ, નિરમળ જ્ઞાનવંત સિધને દ્રવ્ય પ્રાણની અપેક્ષા રહીતપણે અજીવપણુ કહીયે તેમ શુધ ભાવ પ્રાણની અપેક્ષા રહીત જીવને અજીવ કહીએ છીએ ॥ ૫૪ ॥

ઇંદ્રીય બળ શ્વાસ અને આયુએ રીતે દ્રવ્ય પ્રાણ ચાર ભેદ છે એના પરજાય તો પુદગળને આશ્રી રહ્યા છે ॥ ૫૫ ॥ તે આત્માથી અત્યંત જુદા છે માટે એ વડે આત્માને કાંઇ જીવવુ નથી એ પર્યાય તો જ્ઞાન ધૈર્ય તેના સ્વશાની જે કાંઇ નિત્ય સ્થીતી તેણે કરી વરજીત છે. ॥ ૫૬ ॥

એ પ્રકતીરૂપ શાશ્વતી શક્તિ તેણે કરીને આત્મા સદૈવ જીવે છે એ શુદ્ધ દ્રવ્ય નયની સ્થીતી જાણવી ॥ ૫૭ ॥ જીવ કાંઇ પ્રાણે કરીને જીવતો નથી એ જીવતો પ્રાણ વિના જીવે છે એ અચંબાની વાત વિચીત્ર પ્રકારે ચરીત્ર સાંભળી કોણ ન હરખે અને એ વાત શુદ્ધ નયે કોણ ન જોડે ॥ ૫૮ ॥

આતમા પુણ્ય નહી તેમ પાપ પણ નહી કેમકે પુણ્યને પાપ તો પુદગળ રૂપ છે પ્રથમ બાળકાળે જે શરીર તેને ઉપાદાન ભાવે કલ્પે છે॥૫૯॥ જે શુભ કર્મ તે પુણ્ય કહીયે અને અશુભ કર્મ તે પાપ કહીએ તેવારે તે શુભ કર્મ જે છે તે જીવને સંસારમાં કેમ પાડે છે ॥ ૬૦ ॥

એક લોહની બેડી અને એક સોનાની બેડી તે પણ પરવશ પણુ છે માટે વિચારીએ તો ફળ ભેદ કાંઈ નથી તેમ અશુભ કર્મ તે લોહની બેડી અને શુભ કર્મ તે સોનાની બેડી થકી ॥ ૬૧ ॥ સુખનાં ફળ અને દુઃખનાં જે ફળ પ્રગટે છે તે પુણ્ય પાપ મધ્યે કાંઇ ભેદ નથી જે થકી પુણ્ય સુખ વિલસે એ પુણ્યનુ ફળ છે તે દુઃખ રૂપજ છે ॥ ૬૨ ॥

માટે સર્વ પુણ્યનુ ફળ તે દુઃખરૂપ છે કેમકે એ કર્મના ઉદયથી થાય છે માટે દુઃખના પ્રતીકારને વિષે મુર્ખને સુખ બુદ્ધી ઉપજે છે ॥ ૬ ॥ પંડીત કહે છે કે પરીણામથી તથા તાપથી અને સંસ્કારથી ગુણ વૃતી વિરોધી એહવુ જે પુણ્ય તેથી નીપનુ જે સુખ તે દુઃખ પ્રાય છે. ॥ ૬૪ ॥

નરને રાજાને તથા ઇંદ્રાદીકને પણ જે સુખમાં શારીરની પુષ્ટી થાય છે તે મોટા બોકડાની પેઠે છે એ કથા ઉતરાધ્યેનજી સુત્રમાં કહી છે તીહાંથી જાણવી જેવારે વદ્ધ થયો તેવારે પરીણામે અતી દુઃખ છે ॥ ૬૫ ॥ જેમ જળો લોહી પતાં વાળાએ સુખ માને છે પણ પછી નીચોવતાં ઘણું દુઃખ પામે છે તેમ વિષય ભોગવતાં થકાં પ્રાણી સુખ માને છે પણ તેથી અંતે માઠી દશાને પામે છે એ પુન્યનુ ફળ છે બીજુ કાંઇ નથી ॥ ૬૬ ॥

આકરી અગ્નીમાં બળતરાયે કરી લોહ પાણી પીયે છે તેમ જ્યાં સદા ઇંદ્રીઓની ઉત્કંઠાથી ઘણીજ બળતર રહે છે ત્યાં શું સુખ છે ॥ ૬૭ ॥ પેહેલાં અથવા પછે પણ જે થકી અરતી ઉપજે તેને અડકવાથી વિપાક પામે થકે ઇંદ્રીઓના સમુહમાં તાપ વ્યાપે પણ સુખ ન થાય એટલે પેહેલાં બાંધ્યાં જે કર્મ તે જેવારે ભોગવવામાં આવે તેવારે પણ અરતી લેઇનેંજ આવે અને પછે તે કર્મો વિપાકે પણ દુઃખ આપે ॥ ૬૮.॥

જેને સદૈવ શતરૂ ઉપર દ્વેષ રહ્યો છે તે પ્રાણી જો ઘરમાં સુખે બેઠો હોય તો પણ તેને સુખ ન હોય તેમ વિષય સુખમાં અનુભવકાળે પણ જેહનો વિષયના તાપે કરી મન હણાણો છે તેને સુખ ક્યાંથી હોય ॥ ૬૯ ॥ જેમ એક ખંભા ઉપરથી બીજા ખંભા ઉપર ભાર લીધો પણ તત્વથી ભાર ઉતરયો નહી એમ ઇંદ્રીયોને આનંદે દુઃખનો સંસ્કાર મટતો નથી ॥ ૭૦ ॥

સુખ દુઃખ અને મોહ ત્રણે જો પણ વિરૂદ્ધ છે તો પણ ગુણવૃતીયે વરતે છે કેમકે દુઃખની જાતીને ઓલંઘન કરી શકતા નથી માટે ગુણવરતી રૂપ છે ॥ ૭૧ ॥ ક્રોધી નાગની ફણના વિસ્તાર સરખો સર્વ ભોગ વિલાસ છે વળી તે ભોગ વિલાસ અલ્પી વિચીત્ર રૂપ છે તથા વિવેકી જનને તે ભયનો હેતુ છે ॥ ૭૨ ॥

એ રીતે ફળની અપેક્ષાયે પુન્ય પાપનુ એકત્વપણુ પણ જે મુર્ખ ન માનશે તે સંસારમાં ભટકશે અને જે માનશે તે ભવસાગર તરી જશે ॥૭૩॥ પુન્યઅનેપાપ એ બેહુ એકજ સરખાં દુઃખરૂપજ છે તે થકી આત્મા ભીન્ન છે શુદ્ધ નિશ્ચય નયથી સદા શાંત ચીદાનંદ મય છે ॥ ૭૪ ॥

એ વાત તે ચોથી દીશાયે જાણવા યોગ્ય છે જેમ વર્ષાકાળમાં મેઘ વરશી રહ્યા પછી વાદળ નાશ થાય છે અને સુર્ય પ્રભા સોભે છે તેમ વ્યંગરૂપ વિચીત્ર એહવો આચરણ વિષેશે કરી ચોથી દશામાં સોભે છે ॥ ૭૫ ॥ જાગતા જીવને ઇંદ્રીયોની સુખ વૃતીઓ નાના પ્રકારની થાય છે પણ સામાન્ય જે ચીદાનંદ સ્વરૂપ તેને તો સર્વ દીશામાં સરખુ સુખ છે ॥ ૭૬ ॥

તાણ્યે કરીને જેમ અગ્ની દીપે નહી તપાય નહી તેમ અનુભવ પરાભવાદીકે કરીને આત્માને કાંઇ નથી ॥ ૭૭ ॥ નિદ્રાવસ્થામાં જેમ સુખરૂપનો સાખી જે આત્મા તેને અહંકારે રહીત સુખનો ભાષન થાય છે તેમ શુદ્ધ વિવેકને વિષે તો પ્રગટપણે સુખ ભાસે છે ॥ ૭૮ ॥

માટે શુદ્ધ નિશ્ચય નય થકી આત્મા ચીદાનંદ ભાવનો ભોક્તા છે અને શુદ્ધ નિશ્ચય નય થકી કર્મો કરચાં જે સુખ દુઃખ તેનો ભોક્તા આત્મા છે ॥ ૭૯ ॥ ફુલની સજ્યા તથા ફુલનાં ભુષણ પ્રમુખને વિષે ભોગ કર્મની વ્યવહારથી પ્રવૃતી છે તેમ નૈગમાદીક નયની વ્યવસ્થા પણ આવી રીતે ભાળીયે તે નીચે લખ્યા પ્રમાણે છે ॥ ૮૦ ॥

શુધ ભાવનો કર્તા આત્મા શુધ નયથી સામર્થ છે જેવારે શુધ પરીણામી છે તે સામર્થ વીર્ય વૃતીને આશ્રીને શુધ ભાવનો કર્તા છે એમ શુધ નયવાળો માને છે ॥ ૮૧ ॥ ઉપદ્રવ્ય અંતરાદીકે રહીત સામ્રાજ્યપણાને વિષે દુષ્ટ ભાવનો નાશ થયે છતે આત્મા શુધ સ્વભાવ પ્રગટ કરવાને પ્રવર્તે છે ॥૮૨॥

જે રાગાદીક કળેષ વડે ચિત વાશીત હોય તે સંસાર કહેવાય અને રાગ દ્વેષથી મુકાવવુ તેનુ નામ મુક્તિ છે એમ જાણવુ ॥ ૮૩ ॥ રાગદ્વેષે વ્યાપ્યો જે મનનો કલીષ્ટ પરીણામ છે તે કાંઇ આત્માનો નથી આત્માનુ રૂપ તો સત્યાર્થપણે અવીકારી છે ॥ ૮૪ ॥

જેમ આત્માનુ ઉપયોગ મૂર્તવંત છે એ ખોટુ છે તેમ શબ્દ નયવાળા કહે છે કે આત્મા શુધ રૂપ નથી એ પણ ખોટુ છે ॥ ૮૫ ॥ શુધ પર્યાયરૂપ આત્મા પુર્વ પશ્ચાતપણાનો જે ભેદ તે પણે શુધ સ્વભાવનો કરતા છે એમ તાત્વીક છે ॥ ૮૬ ॥

દિગંબર એમ કહે છે કે શુધ દ્રવ્યાર્થે વળી જેમ ઉપયોગ વિના મૂર્ત ભાણ્યો તેનુ પણ શુધ સ્વભાવનું કરતાપણુ જતુ નથી કેમકે તે તેને સ્વભાવેજ પરીણમે છે એમ પુર્વ બુધીનુ કહેવુ છે ॥ ૮૭ ॥ દ્રવ્યાસ્તીક નયની જે શુધ પ્રકૃતીછે તે સંગ્રહ નય ઉપર ચાલે કેમકે સમતિ ગ્રંથમાં સિધસેનસુરીયે કહ્યુ છે. ॥ ૮૮ ॥

તેને મતે કરતાપણુ નથી કેમકે સદૈવ્ય ભાવનો અન્વય છે માટે કુટસ્થ કેવળ નિર્વીક્રીય જે આત્મા તે સાક્ષીપણાને આશ્રીને રહ્યા છે ॥ ૮૯ ॥ કરવાનો વ્યાપાર કરતો નથી ઉદાશીની પેઠે રહ્યો છે જેમ કચરે આકાશ લેપાતુ નથી તેમ કર્મે આત્મા લેપાતો નથી ॥ ૯૦ ॥

પોતાના રૂપને નવીન કરવુ નથી માત્ર પોતાના રૂપને પોતા થકી કેવળ જાણી લેવું છે જેમ દીવેથી જ્યોતી દીપે છે તેમ નિત્ય શાશ્વત આત્મા સ્વપ્રકાશ હોવાથી પોતે પોતાને પ્રકાશે છે ॥ ૯૧ ॥ એમ આત્માને સ્વપ્રકાશ અને સાસ્વત અંગીકાર નહીં અને પરપ્રકાશકર્તૃત્વ સિધ માનીયે તો પુર્વ અનાત્મ પણુ અંગીકાર કરવુ પડશે કેમકે ક્રીયા વડે ઉત્પન થએલા પદાર્થનુ પુર્વનુ રૂપ જુદુંજ હોય છે એવો નિયમ છે એવી રીતે આત્માની ઉતપતીની પુર્વ આત્માને અનાતમ માનવુ પડશે અને ક્રીયા વડે આત્માનુ રૂપાંતર થાય છે એમ માનીએ તો આત્માની આવ્રતી અંગીકાર કરવી પડશે આવ્રતી અંગીકાર કરીએ તો સંસાર વિષયક હજારો કૃતરૂપ હેતુ વડે હજારો રૂપ બદલાસે તારે પુર્વનુ રૂપ અનાત્મ અને ઉત્તર ક્રિયા જન્યરૂપ આત્મા માનવુ પડશે અને એમ કહ્યાંથી છેવટે અનવસ્થા દોષ પ્રાપ્ત થશે ॥ ૯૨ ॥

તે માટે આ નયને વિષે કર્તા પણુ નથી કેમકે આત્મા શુધ ભાવનો ધરનાર છે અને લોકમાં ઊપચારથી તેનુ કર્તા પણુ કહે છે ॥ ૯૩ ॥ વિશેષ ગ્રાહી

જે જ્ઞાની પુરૂષો છે તે પુર્વો યુક્ત રીતે આત્માને ક્રીયા સિધ્ધી માનતા નથી કીતુ આત્માના ધર્મોની ઉત્પતી માને છે અહી કોઇને સંકા થશે કે જેમ આત્મા અવ્યક્ત છે તેમ આત્માના ધર્મ પણ અવ્યક્ત છે તો જ્યારે આત્માની ઊત્પતી માનતા નથી ત્યારે તેના ધરમની ઉત્પતી પણ કેમ મનાય તેનો સમાધાન જે, કેટલીએક અવ્યક્ત વસ્તુઓ આકાશની પેઠે જેમની તેમ રહે છે અને કેટલીએક રૂપાંતરને પામેછે આતમાસાશ્વતા વ્યક્ત છે અને તેના ધરમ અ શાસ્વતા વ્યક્ત છે માટે તેઓની અવૃતી થાય છે કેમકે જેમ આત્માની અનાવૃતીમાં ઘણા પ્રમાણો છે તેમ આત્માના ધર્મ આવૃતીન થવામાં કોઇ પ્રમાણ નથી તેથી આત્માની પુનરાવૃતી થતી નથી પણ આતમાના ધરમની પુનરાવૃતી થાય છે એવુ સીધ થયુ. ॥ ૯૪ ॥

આતમાનુ ઊત્પતી રહી પણુ દ્રષ્ટાંત વડે દ્રઢ કરે છે જેમ પીતા પુત્ર રૂપ પરીવારની ઉત્પતીમાં પુર્વ પુર્વે પીતા રૂપ કારણ નથી ઉતર ઉતર પુત્ર રૂપ કાર્યની ઉતપતી થયાથી પીતા પણાનો અભાવ અને પુત્ર પણાનો ભાવ થાય છે શૃખલા ચાલતાં જેમ પીતાનો નાશ તેમ પુત્રનો પણ નાશ થાય છે તેમ આતમાથી આત્માની ઉત્પતી રૂપ પ્રવાહથી પુર્વનો અભાવ અને ઉતરનો ભાવ થતાં પુર્વની પેઠે ઉતરના નાશનો પણ સંભવ સીધ થાય છે એથી આતમા અસાશ્વત અને નાશ રૂપ ઠરશે ॥ ૯૫ ॥ આકાશના દ્રષ્ટાંત વડે આતમાનુ અચળ પણું અને આત્માના ધરમનુ ચળાય માન પણુ સિદ્ધ કરે છે જેમ આકાશ ઊતપતી રહીત છે તેથી તેનુ રૂપાંતર થતુ નથી તેમજ આત્મા પણ ઉતપતી રહીત હોવાથી તેનો રૂપાંતર થતુ નથી અને આતમાના ધરમ ઊતપતી વાન છે તેથી તેનુ રૂપાંતર થાય છે અહી પણ આકાશનુ વ્યતીરેક પણે દ્રષ્ટાંત લેવુ જે વસ્તુ આકાશની પેઠે ઉતપતી રહીત નથી હોતી તેનુરૂપાંતર થાય છે ॥૯૬॥

જ્યારે આતમાંનુ રૂપાંતર થતુ નથી ત્યારે પરીણામ વાદનો ઉછેદ થશે એવી આસકા કરીને તેનો ઉતર કહે છે યદ્યપી રૂજુ સુત્ર નય વાળો જ્યારે જ્યારે જે જે ભાવના પરીણામને આત્મા પામે છે ત્યારે ત્યાંરે તે તે ભાવ રૂપ કરમ વડે પરીણામ રૂપ ઉતપતી માને છે ॥ ૯૭ ॥ તથાપી આતમાને કર્તૃત્વ પણે બીજા ભાવની પ્રાપ્તી થતી નથી કેમકે એક દ્રવ્યમાં બે ક્રીયા સંભવે નહી એવુ જીનનુ અભીમત છે. ॥ ૯૮ ॥

ભુતીએ એટલે ભાવ અને ક્રીયા એ બંનેનો એક અરથ છે એક દ્રવ્ય સંતતિને વિષે સામાન્ય વિના ન થાય અને દ્રવ્યના ગુણને વિષે પણ ન થાય કેમકે કોઇ પણ દ્રવ્ય અપર ભાવનો કર્તા હોતો નથી ॥ ૯૯ ॥ એમજ આતમાને વિષે અન્ય ભાવનુ કર્તૃત્વ પણ નથી ત્યારે શીશ્ય -પુછે છે કે હિંસાધા દાન વગેરેની વ્યવસ્થા કેમ રહેશે. ॥ ૧૦૦ ॥

ત્યારે ગુરૂ કહે છે યદ્યપીએ તારૂ બોલવુ સાચુ છે કેમકે કોઇને પણ પરાશ્રયે ફળ થતુ નથી તથાપી પોતાને વિષે રહેલુ જે કરમ તે પોતાના ફળને વિષે પ્રવર્તતુ નથી ॥ ૧૦૧ ॥ બીજા કોઇને કોઇ મારતો નથી તેમ કોઇને કોઇ રક્ષણ કરતો નથી આયુ કરમનો નાશ થાય નહી અને મ્રત્યુ જીવન અન્યથાય નહી. ॥ ૧૦૨ ॥

હીંસા અને દયાની પણ માત્ર કલપ્ના કરવી છે પોતાના મતે કરી તો પરની અપેક્ષાથી પુરૂષ કેવળ વિચીત્ર ફળને પામે છે ॥ ૧૦૩ ॥ જીવનો ઘાત થાય અથવા ન થાય તો પણ જે પ્રમાદી જીવ છે તેને નિશ્ચયે હીંસા થાય અને જે દયાવાન પ્રાણી છે તેના હાથે કદાચ કોઇ જીવની ઘાત થઇ જાય તોપણ તેને હીંસા લાગતી નથી ॥ ૧૦૪

કોઇ બીજાને દાંન દેતો નથી અને બીજાની પાસેથી કોઇ કાંઇ હરણ કરી લેતો નથી ધરમ અને સુખને વિષે દાન તથા હરણનો સંભવ નથી કેમકે ત્ત નાશ અને અત્તનો પ્રસંગ ઇત્યાદી દોષ પ્રપ્ત થશે જેમ દાન કરૂ તેનો નાશ થાય તેને કૃત નાશ કહે છે અને જે બીજાને આપુ નથી તેનુ હરણ કરવુ તે અકૃતા ગમ પ્રસંગ કહેવાઇ એવા દોશ આત્મા તે વીષે પ્રાપ્ત થશે ॥ ૧૦૫ ॥ કેમકે ભોજન તથા ધનાદીક જે પુદગળ તે તો આતમાથી ભીન્ન છે તો તેમાં કયાંથી પોતા પણુ આવ્યુ માટે દાન અને હરણતે પોતાથીજ નાશ છે. ॥ ૧૦૬

વળી તે દાન અને હરણ પ્રાણીને કરમના ઉદય થકી છે ત્યાં પુરૂષને શોપ્રયાસ છે તે તો પોતાની મેળેજ ઉદય પામે છે ॥ ૧૦૭ ॥ પોતાની રક્ષા એહવા જે દાન અને હરણના ભાવ તેણે કરીને એકથી ઉપમાર થાય

ત્યાં પરની અપેક્ષા પરને નહી. ॥ ૧૦૮ ॥

પર આશ્રીત જે ભાવ તેનો હું કર્તા છું એમ અભીમાનથી કહેવું એહવા કરમે અજ્ઞાની બંધાય છે પણ જ્ઞાની તેવા કરમે લેપાતા નથી ॥ ૧૦૯ ॥ માટે આત્માને પુન્ય પાપ રૂપ કરમનો કર્તા છે રાગ દ્વેષ આશયનો કર્તા છે અને ઇષ્ટ અનિષ્ટ વસ્તુને વિષે પણ આત્મા કર્તા છે. ॥ ૧૧૦ ॥

જે વારે તે તે કરમના વિકલ્પથી આત્માને કોઇ પદાર્થ ઉપર રાગ દીશા અથવા દ્વેષ ઉપજે છે તે વારે આત્મામાં કરમનો ભ્રમ જોડાય છે ॥ ૧૧૧ ॥ તેલ લગાડેલા શરીરે જેમ રજનો લેપ વળગે છે તેમ રાગી અને દ્વેશી આત્માને કરમનો બંધ વીલગે છે. ॥ ૧૧૨ ॥

તીહાં આત્મા, પોતે કાંઇ ક્રીયા કરતો નથી પણ રાગ દ્વેષ કરતો થકો તેની મીતે પામ્યાં જે કરમ તેના નીમીતે કરતા પણ કરમ છે પણ તીહાં આત્મા તો રાગ દ્વેષ રૂપ કરમનો મુકનારો છે એટલે આતમા ભાવ કમરનો વ્યાપારવંત છે પણ દ્રવ્ય કરમનો વ્યાપાર વંત નથી ॥ ૧૧૩ ॥ જેમ ચમક પાષાણ તે લોહને આકર્ષે તેણે કરી લોહ પોતાની ક્રીયાયે ચમક પાશે આવી મળે તેમ રાગ દ્વેષી આતમાની પાશે કરમ આકર્ષણે આવી મીલે છે. ॥ ૧૧૪ ॥

જેમ પાણી વરસે છે તે લોક વ્યવહાર ધાન વરશે છે એમ કહીયે તેમ ભાવ કરમ કરતો થકો આત્માનુ પુદગળ કરમનો કર્તા કહીયે ॥ ૧૧૫ ॥ નૈગમ વ્યવહાર નય વાળા તો કરમાદીકનો કરતા આત્માને માને છે જે આઆત્માને વ્યાપાર તે ફળ પર્યંત દેખાય છે. ॥ ૧૧૬ ॥

પરસ્પર મીલ્યા એહવા જે નય તેને એહવો નીરણય યાવત ચરમપર્યાય છે પરંતુ જાતી ભેદ કેમ જણાય જેમ દુધ અને પાણીના સંજોગની પેઠે સંગ્ર માને નૈગમને અને નૈગમ માને સંગ્રહને એ બે નય માંહો માંહે ભળે છે એમ વ્યવહાર પણ ભળે છે ॥ ૧૧૭ ॥ વળી શુદ્ધ નય વાળો બોલેછે જે આતમાને વિકાર નથી આપતો એવી નૈગમ તથા વ્યવહાર નયની કલ્પના છે કહેની પેરે તે કહે છે જેમ શુદ્ધ રૂપાને છીપનો ધરમ કલ્પે છે તેની પેઠે જાણવું. ॥ ૧૧૮ ॥

જેમ પંથી જનને લુટતાં લોક કહેશે જે મારગ લુટાણો એ લોક વ્યાકય છે તેમ મુરખ પ્રાણી પુદગળ કરમમાં રહી જેવી ક્રીયા કરે તે આત્માને વિષે માને છે ॥ ૧૧૯ ॥ જેમ કાળો અથવા રાતો સ્ફટીક છે તે ઉપાધીથી છે માટે તેથી તેને અશુધ ન કહીયે તેમ પુન્ય પાપના સંજો-ગથી આત્મા રાગી દ્વેશી કહેવાય છે. ॥ ૧૨૦ ॥

જહાં શુદ્ધી વિવિધ પ્રકારની કલ્પના હોય તહાં સુધી એ સર્વ નટ ક-ળા રૂપ છે પણ કલ્પનાયે અતીત જે રૂપ તેને તો જે અકલ્પક હોય તે દખે ॥ ૧૨૧ ॥ પણ કલ્પનાએમુઝાણો જે જીવ તે તો ધોળાને કાળુ દખે અને અને તે કલ્પના જેવારે જાય તે વારે તો કાળાને કાળુજ દખે અને ધોળાને ધોળુજ દખે. ॥ ૧૨૨ ॥

પુન્ય પાપ રહીત એહવા જે પરમાત્મા પ્રભુ તેના સ્વ રૂપનુ ચી-તવવુ તેને ધ્યાન કહીયે અને સ્તુતી પણ તેજ તથા ભક્તિ પણ તેજ કહીયે ॥ ૧૨૩ ॥ પણ શરીરના વરણે રૂપે કરી લાવણ્ય તાયે કરી સમો સરણે અને છત્રે કરી તથા ઇદ્ર દ્વજા દીકે કરી જે પરમાત્માને વખાણવા એહવી · વસ્તુને વસ્તુ તત્વે કરી સાચી ન કહીએ. ॥ ૧૨૪ ॥

કેમકે એ વસ્તુ તો વ્યવહારે છે પણ જેમાં વીતરાગના જ્ઞાનાદીક ગુણ પ્રસંસવા તેને નીશ્ચય સ્તુતી કહીયે ॥ ૧૨૫ ॥ જેમ દેશ નગરાદીકે કરી રાજા વખાણવો એ ઉપચાર સ્તુતી જાણવી પણ રાજાનુ બળ ગાંભીર્યતા ધૈર્યતાનુ વર્ણ-વવું તે નીશ્ચય સ્તુતી કહીએ. ॥ ૧૨૬ ॥

જેમ કોઇક શાસ્ત્રના કવીની કવીતાઇથી પંડીત રીઝે નહી તેમ બાજ્ય ઉ-પચાર દખી વેહેચાણ વિનાની જે સ્તુતી કરીયે તે થકી ચીત પ્રસન્ન થાય નહી ॥ ૧૨૭ ॥ જે પોતાને હઠ કદાગ્રહે કરી મુખ ઉપચારે સ્તુતી કરી ગુણ માને છે પણ તે ઉલટી અનર્થ કારી છે જેમ પ્રમાદ કરીને હાથમાં ઝલેલી તરવારની ધાર તે જો કદાચ પડે તો ઉલટી વિઘાત કરે છે તેની પેઠે તે સ્તુતી પણ અન્યથા જાણવી. ॥ ૧૨૮ ॥

માણી રત્નની કાંતી દેખીને જેમ માણીનુ ઓળખાણ થાય છે એ દ્રષ્ટાંતે શુદ્ધ કલ્પનાએ કરી આત્માનુ જ્ઞાન હોય છે પછે વસ્તુ સ્પર્શીક વડે કરી યોગ્યતા થાય છે પણ જ્યાં શુદ્ધી નિરંજન પ્રથા નથી થઇ ત્યાં સુધી કરમ છે ॥ ૧૨૯ ॥ માટે પુન્ય પાપ રહીત પણે તત્વથી નિર વીકલ્પ એહવો શાશ્વતો જે આત્મા તે સદાય ધ્યાવો એવી શુદ્ધ નયની સ્થીતી છે. ॥ ૧૩૦ ॥

આત્મા જ્ઞાન રૂપ છે માટે આત્માને આશ્રવ સંવર કાંઇ ન કહીયે પણ કરમ પુદગળનું ગ્રહેવું તથા રોધવું તે આશ્રવ સંવર છે ॥ ૧૩૧ જે ભાવે કરી સ્વાધીન પણે કરમ પુદગળને આત્મા ગ્રહે છે તે મીથ્યાત્વ અવીરતી કષાય અને યોગ જે આશ્રવ તેણે કરી જાણવું ॥ ૧૩૨ ॥

અને ભાવના કરમ જે ચારીત્ર છે જે થકી પરિસહનો જય થાય તે એ આશ્રવનો ઊછેદ કરમ છે એ આતમાને ભાવ સંવર કહીયે જે આશ્રવ તે તે સંવર ન થાય અને જે સંવર તે આશ્રવ ન થાય હંતુ શંકર એ બે જો કદાપી એક રૂપ થાય તો સંસાર અને મોક્ષ એ બેના ફળ પણ એક થાય પણ તેમાં ભેદ રહે નહીં એટલે જ્યાં આશ્રવે કરી સંવરનુ સંક્રમણ થાય ત્યાં સંસાર ફળ જાણવું અને જ્યાં સંવરે કરી આશ્રવનુ સંક્રમણ થાય ત્યાં સંસાર ફળ જાણવું ૧૩૪ ॥

આશ્રવ ભાવને સંવર કરતો થકો જે પોતાના આતમાથી જુદાં નથી એવા જે પોતાના આશ્રય તેણે કરી પર અપેક્ષાન કરે કેમકે તે પોતાથી સદાય સમર્થ છે ॥ ૧૩૫ ॥ જે હીંસા અહીંસાદીક સઘળા પર પ્રાણીના પરજાય તે આતમાને નિમીત ભુત છે પણ પોતાને ફળ હેતુ નથી ॥ ૧૩૬ ॥

વ્યવહાર મુઢ જે આતમા તે પર પરજાયને પોતાના ફળ હેતુ માને છે માટે જેનુ મન બાહ્ય ક્રીયામાં રક્ત છે તેવા પ્રાણી ગુપ્ત તત્વને દેખતા નથી ॥ ૧૩૭ ॥ જે હીંસાદીક તથા અહીંસાદીક પર જાય હેતુ પણ છે તેને પડી વર્તે અથવા નથી પડી વર્તતા એહવા નિયમ તે તો નિશ્ચયના જે ફરસનારા છે તેને જેટલા આશ્રવ છે તેટલા સંવર રૂપ થાય ॥ ૧૩૮ ॥

તે માટે સદાય બ્રહ્મ હેતુને વિષે અનિયત રૂપ છે નિયતિને વિષે ભાવ-

વના વિચીત્ર પણા થકી આત્મા તેજ સંવર આશ્રવ રૂપ છે ॥ ૧૩૯ ॥ જે અજ્ઞાની છે અને વિષયા સક્ત છે તેહીજ વિષયમાં બંધાય છે તે વિષય તે આતમાને આતમ જ્ઞાન થકી મુકાય પણ શાસ્ત્રાદીક પુદગળ થકી નમુકાય. ॥ ૧૪૦ ॥

શાસ્ત્ર ભણવુ ગુરૂનો વિનય કરવો તથા આવશ્યકાદીક ક્રીયા કરવી એને વ્યવહારમાં વિચક્ષણ પુરૂષોચે સંવરનાં અંગ કહ્યાં છે ॥ ૧૪૧ ॥ જે રૂડા મન વચન કાયાચે કરી પ્રવર્તવુ તેહના જે પુદગળ તે ફળદાઇ છે પણ જે જ્ઞાનાદીક ભાવ છે તે સંવર પણાને પામે છે. ॥ ૧૪૨ ॥

જ્ઞાનાદીક ભાવે યુક્ત એવા જે શુભ યોગ તેને વિષે તદગત જે સંવરત્વ તેને આરોપીને વ્યવહારે પ્રવર્તક જે જીવ તે હર્ષ પામે છે ॥ ૧૪૩ ॥ રૂડા રાગે યુક્ત એવા જે ચારીત્રાદીક ગુણ તેને વિષે પણ શુભ આશ્રવપણુ આરોપીને ફળ ભેદ કહે છે. ॥ ૧૪૪ ॥

સંસાર તથા મોક્ષનો હેતુ તેને વસ્તુ તત્વે કાંઇ વિપર જાસ નથી પણ અજ્ઞાનના યોગ થકી તે જગાયે વિપર્યાસ પણ થાય છે પણ તીહાં જ્ઞાની પુરૂષ કાંઇ મુઝાતા નથી ॥ ૧૪૫ ॥ જીન નામ કર્મનો હેતુ જે સમકીતને વરાણવીએ છીએ તે પણ ઉપચારે કહેવાય છે અને અહારક શરીરનો હેતુ તે અતિષય લબધી વંત સંયમી મુની તે પણ ઉપચારે કહેવાય છે ॥ ૧૪૬ ॥

જે પુર્વે કહેલા તપ અને સંજમ સ્વર્ગ હેતુ છે તે પણ ઉપચારે કહીયે સર્વ પરીણામે છે પણ જેમ ઘી બળે છે એ ઉપચારે છે પણ અગ્ની બળે છે એ ખરૂ છે ॥ ૧૪૭ ॥ જે અંશે કરી આત્મા યોગ વરતી થયો તે અંશે આશ્રવ કહીએ અને જે અંશે આત્મા ઉપયોગી તે અંશે સંવર કહીયે. ॥ ૧૪૮ ॥

આ અંશ વિશ્રાતીને વિષે આશ્રવ સંવર ધરે છે તેમાં એક મલીન છે ને એક નિરમળ છે જેમ આરશીના પાછળનો ભાગ મલીન છે અને આગળનો ભાગ નિરમળ છે તેની પેઠે સદાય નિરમળ મલીન એ બે ભાગે કરી આત્મા શોભે છે ॥ ૧૪૯ ॥ સમકીત પામ્યા પછી જે શુધ જ્ઞાનની ધારા પ્રગટે તે હેતુ ભેદ થકી વિષેશે કરી યોગ ધારા પ્રવર્તે છે. ॥ ૧૫૦ ॥

સમકેતીને સર્વ દશામાં શુદ્ધ પણુ છે એ માટે લઘુ મધ્યમ ઊત્તમ એભાવ જે છે તે ક્રીયા વિચિત્રતાથી છે ॥ ૧૫૧ ॥ જે વારે સર્વથી મન વચન કાયાનો યોગ તથા ઉપયોગ એ બે ધારાની શુદ્ધી થાય તે વારે શૈલેશી નામે સ્થીરતાથી સર્વ સંવર હોય ॥ ૧૫૨ ॥

અને તેથી પેહેલાં હેઠલે ગુણઠાણે તો જીહાં સુધી આત્માને સ્થીરતા પણુ છે તીહાં સુધી આત્માને સંવર વરતે છે અને જાંહાં સુધી યોગની ચંચલતા છે તાંહાં સુધી નિશ્ચેથી જાણીએ જે આત્માને આશ્રવ પણુ વરતે છે એમ યાવત શૈલેશી કરણ સુદ્ધી સમજવું ॥ ૧૫૩ ॥ કરમનુ જે છાંડવું તેને નિર્ઝરા કહીએ પણ આત્મા પોતે કરમ પરજાય રૂપ નથી તે માટે કરમ નિર્જરીયે એહવો જે સ્વભાવ તે આત્માનુ લક્ષણ છે ॥ ૧૫૫ ॥ જીહાં પ્રભુના ધ્યાન યુક્ત કષાયનો રોધ છે બ્રહ્મ ચર્યનુ ધરવુ છે તે શુધ તપ જાણવો એ શીવાય બીજો તપ તે માત્ર લાંઘણુ કરવા જેવો છે, ॥ ૧૫૬ ॥

ભુખે મરવુ શરીરને દુબળુ કરવુ એ તપનુ લક્ષણ નથી જીહાં જ્ઞાનયુક્ત પણે બ્રહ્મ ચર્યની ગુપ્તી તથા શાંતી હોય એ તપનુ સ્વરૂપ છે ॥ ૧૫૭ ॥ જે જ્ઞાન સાથે એકતા ભાવને પામ્યો એહવો જે તપ તેને તપ હીએ જેમ ચંદન સાથે ગંધ એકતા ભાવને પામ્યો છે તેની પેઠે એ તપને જ્ઞાને યુક્ત થકો આત્માને નિર્જરા ફળ આપે પણ બીજી રીતે ન આપે. ॥ ૧૫૮ ॥

તે નિરાશી ભાવે તપનો કરનારો તપસ્વી જન તે જ્ઞાન ભક્તિએ કરી શાસનને દીપાવવે કરી ઘણુ પુન્ય બાંધે કરમથી મુકાય ॥ ૧૫૯ ॥ કરમને ખપાવે એવુ જ્ઞાન છે અને તે જ્ઞાનમાં જે ઘણી તપને ન જાણે તે તપસ્વી નિર બુધીનો ઘણી વિપુળ નિર્ઝરા કેમ પામે. ॥ ૧૬૦ ॥

જ્ઞાન વીના એક કોટી ભવ શુધી જેટલા તપ કરે તે તપમાં જેટલાં કર્મ ક્ષય ન થાય તેટલા કર્મને એક ક્ષણમાં જ્ઞાન સહીત તપે કરી ખપાવે ॥ ૧૬૧ ॥ માટે જ્ઞાન યોગે જે તપ કરવો તે શુધ છે એ રીતે પ્રભુ કહે છે કેમકે તેતપથી નિકાચીત કર્મનો ક્ષય થાય છે ॥ ૧૬૨ ॥

તે તપથી ઇહાં અપુર્વ કરણ શ્રેણી શુદ્ધ થાય વળી એથી પુર્વ કર્મની

રહી જે કર્મની સ્થીતીયો તે સ્થીતીઓ નિશ્ચેથી ક્ષય થાય ॥ ૧૬૩॥ તે માટે જ્ઞાન મઈ જે શુદ્ધ તપસ્વી તેને નીશ્ચયથી શુદ્ધ ભાવ નિર્જરા થાય પણ અજાણ તપસ્વીને કાંઇ ન થાય ॥ ૧૬૪ ॥

કર્મની સાથે આત્માનુ જે મળવુ તેને બંધ કહીયે તે બંધ ચાર ભેદ છે તે હેતુ અધ્યવસાયે આત્મ ભાવથી કહ્યો છે ॥ ૧૬૫ ॥ જેમ સર્પ પોતાની મેળે પોતે વીંટાય છે તેમ આત્મા પણ તે તે ભાવે પરિણમ્યો થકો પોતે પોતાની મેળેજ કરમ સાથે બંધાય છે ॥ ૧૬૬ ॥

જેમ રેસમનો કીડો પોતાની લાળે કરી પોતેજ બંધાય છે તેમ આત્મા પોતાના રાગાદી પરીણામે કરી પોતેજ બંધાય છે એ ઉપમા કહી ॥ ૧૬૭ ॥ પણજે ઇશ્વર કર્તા કહે છે તે વાત નિષેધ છે અપરાધી જીવને કાંઇ ઇશ્વર બંધ કરતા નથી તે ઇશ્વર બંધ કરતા પણાના નિષેધવા થકી અબંધનીય આત્માને વિષે અપ્રવૃતી છે એટલે સ્વભાવેજ બંધની વૃતી આત્માને છે પણ ઇશ્વર કર્તા નથી. ॥ ૧૬૮ ॥

જ્ઞાન વંતની જે પ્રેરણા છે તે તત્વ જ્ઞાનની વૃતીને અર્થે ધ્રુવ છે કેમકે સ્વપ્નાદીક જે અબુદ્ધી પુર્વક કાર્ય છે તેને વિષે એ જ્ઞાનની પ્રેરણા કાંઇ કાંઇ દેખાતી નથી તે માટે ॥ ૧૬૯ ॥ તેમજપ્રાણી ભવ્યતાયે પ્રેરયો થકો પરીણામને અનુસારે કરી પુન્ય પાપને બાંધતો થકો પ્રવરતે છે. ॥ ૧૭૦ ॥

શુદ્ધ નિશ્ચય નય થકી આત્મા બંધક છે પણભય કંપાદીકે બંધની સંકા રહે છે જેમ દોરડુ દેખી સર્પની સંકા ઉપજે છે તેની પેઠે જાણવું ॥ ૧૭૧ ॥ રોગની સ્થીતીને અનુસારે રોગ છે એટલે જે દીવશે શરીર ઉપનુ તેજ દીવસથી સર્વ રોગની સ્થીતીઓ શરીરમાં ઊત્પન થયેલી છે અર્થાત શરીર કેવળ રોગનીજ સ્થીતી રૂપ છે પણ તે રોગ જેવારે રોગીને કુપથ્ય સેવે તે વારે પ્રગટ થાય છે તે વારે રોગી પુરૂષ જેમ રોગની પ્રવૃતી જાણે છે તેમજ ભવસ્થીતીને અનુસારે આત્માને બંધ પણ કહીએ છીએ.॥ ૧૭૨॥

દઢ અજ્ઞાન મય એહવી જે શંકા તેને ટાળવાને ઇચ્છતો વૈરાગ્યનો અભીલાષી થકો અધ્યાત્મ શાસ્ત્ર સાંભળવાને ઇચ્છે છે ॥ ૧૭૩ ॥ જેમ નિ

રમળ ચક્ષુ છતાં ગ્રહણ પેહેલા જેવી નજર થઈ જાય તો તેણે કરી એક ચંદ્રની પાસે બીજો ચંદ્ર દેખે એ ન્યાયે કરી જે અધ્યાત્મ શાસ્ત્ર છે તે પણ દીશીનુ દેખાડનાર છે પણ પરોક્ષ બુદ્ધી કાંઇ પ્રત્યક્ષ વિષયની આ શંકાને ટાળી ન શકે એટલે અધ્યાત્મનો વિષય પ્રત્યક્ષપણે નથી પરોક્ષ પણે છે માટે સ્વભાવે જે અધ્યાત્મ શાસ્ત્ર છે તે પરોક્ષ બુધી છે પણ અનુભવ તે સાક્ષાત પ્રત્યક્ષપણાને હણી ન શકે એટલે આત્મનુ ભવી પુરૂષો પોતાના અનુભવે કરી આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરે છે ॥ ૧૭૪ ॥

જેમ મધુરાના [કમળના] રોગવંત પુરૂષ તે યદ્યપી સંખને ઉજળો તો જાણે છે પણ રોગે કરી તેને પીળા વર્ણની બુધી થાય છે તેમ શાસ્ત્રે કરી આત્માને નિરમળતો જાણે છે પણ મીથ્યાત્વ બુધીના સંસ્કાર થકી બંધ રૂપ બુધી છે એટલે આત્માને રાગી દ્વેષી બંધરૂપ જે દેખે છે તે અનુભવ વિના દેખે છે એ ભાવાર્થ છે ॥ ૧૭૫ ॥ ગુરૂના મુખથી અધ્યાત્મ શાસ્ત્રનુ સાંભળવુ તેને શ્રવણ કહે છે તે સાંભળેલા વિષયના અનુક્રમે પુનઃ પુનઃ અંતઃકરણમાં વિચાર કરવો તેને મન ન કહે છે અને સાંભળીને વિચાર કરી સંશય તથા વીપરજાસભાવ રહીત થઇને ઉક્ત અધ્યાત્મીક વિષય રૂપ સ્વાત્મ તત્વ અંશ વૃતી કરીને જે સાક્ષાત અનુભવ કરવુ તેને નિદી ધ્યાસન કહે છે એવા સ્વ આત્મ જ્ઞાતૃ તત્વ પુરૂષને બંધ બુદ્ધી હોતી નથી કેમકે બંધને પ્રકાસ કરનારા આત્મા પોતોજ છે તે અનુભવ થયા પછી અજ્ઞાન રૂપ બંધનો આશ્રય કેમ કરે જ્યાં સુધી આત્મા અનુભવ અથવા જ્ઞાન વડે પ્રકાસને પામ્યો નાહતો તીહા સુધી તમ રૂપ જ્ઞાન અને બંધવાન થયો હતો પણ અનુભવ થયા પછી આત્માને વિષે બંધ નથી. ॥ ૧૭૬ ॥

જે દ્રવ્ય કર્મનો ક્ષય તે દ્રવ્ય મોક્ષ છે પણ તે કાંઇ આત્માનુ લક્ષણ નથી માત્ર દ્રવ્યા કર્મનો ક્ષય તે મોક્ષનુ હેતુ થાય છે પણ આત્મા તો રત્નત્રય પરણતી રૂપ છે તેને દ્રવ્ય કર્મનો ક્ષય તો ઉપચારથી મોક્ષ હેતુ કહીયે પણ વસ્તુથી તત્વ બુધીએ કહેવાયનહી ॥૧૭૭॥ તે જ્ઞાન દર્શન ચારીત્ર રત્ન ત્રઇ વડે કરીને જે વારે આત્મા એક ભાવ પણાને પામે તે વારે જે

કર્મ હતાં તે કોઇ સંસારી જીવ જેમ રીસાઇને ઘરમાંથી જુદો નીકળે તેમ કર્મ પણ જીવથી જુદાં નીકળી જાય. ॥ ૧૭૮ ॥

માટે જે રત્ન ત્રઇ તેથીજ મોક્ષ છે પણ તે રત્ન ત્રઇને અભાવે પાંખડી સાધુના સમુહને તથા પાખંડી ગ્રહીલીગીને કૃતાર્થ પણુ કાંઇ નથી॥ ૧૭૯॥ માટે પાખંડી સાધુ પાખંડી ગ્રહી લીંગીમાં જે પ્રાણી રકત છે તેને બાળ મંતી વાળા સમજવા પણ તે સિધાંતના સાર એટલે રહશ્યના જાણ નથી.. ॥ ૧૮૦ ॥

અને જે પ્રાણી ભાવી લીંગે રાતા છે તેહને સર્વ સારના જાણ કહીયે તે વેષ ધારી સાધુ લીંગે હોય અથવા ગ્રહસ્થ લીંગે હોય તો પણ પાપ કર્મ ધોઇને મોક્ષ પામે ॥ ૧૮૧ ॥ કેમકે જે ભાવ લીગ તે મોક્ષનુ અંગ છે અને દ્રવ્ય લીગ તો કાંઇ આત્યંતિક નથી માટે જે ભાવ લીગી છે તે દ્રવ્ય લીગને એકાતે નથી ઇચ્છતા. ॥ ૧૮૨ ॥

ઇહાં કોઇ કહેસે જે નગન પણે મોક્ષછે તેને ઉતર કહે છે જોએ અર્થથી વાત ખરી છે તો આત્માને મોહ બાધક છે તે મોહનો અભાવ થાશે અને જો નગન પણે મોક્ષ હોય તો મોહ ટાળવાનુ શુ પ્રમાણ તે વારે તો મોહ ટાળવાની કાંઇ જરૂર ન રહે ॥ ૧૮૪ વસ્ત્ર લક્ષણ એટલે ઇચ્છા વિના પણ વસ્ત્ર રાખતાં મોક્ષની બાધકતા છે તો ઇચ્છા વિના જે કરાદીક જેહાથ પ્રમુખ અંગ ધરચાં છે તે પણ મોક્ષના બાધક થાશે એટલે દીગંબર લોક કહે છે કે વસ્ત્ર રાખવાથી મોક્ષની બાધકતા છે તેહને નિરૂતર કર્યાં. ॥ ૧૮૪ ॥

જો પરમાર્થથી જે વસ્ત્ર છે તેહીજ કેવળ જ્ઞાન ને બાધક પણે હોય તો દીગંબરીની રીતે કેવળ જ્ઞાના વરણીને ઠેકાણે વસ્ત્ર વરણી એમ થયુ જોઇયે તે વસ્ત્ર વરણી કરમ દીગંબરીયો કહેતા નથી એટલી એની ચુક છે ॥ ૧૮૫ ॥ એ રીતે તો કેવળીને માથે કોઇક વસ્ત્ર ઓઢાડે તે વારે કેવળ જ્ઞાનને નાશી જવુ જોઇએ પણુ કેવળીને વસ્ત્ર ઓઢાડતાં કેવળ જ્ઞાન નાશી જાય છે એમ તો થતુ નથી માટે અહો ઇતિ આશ્ચર્ય શું જુઠ્ઠ અસંમંજસ બોલે છે. ॥ ૧૮૬ ॥

તે માટે ભાવ લીંગથી મોક્ષછે વેષનો કાંઇ નિયમ નથી કદાપી દ્રવ્યથી

અન્ય લીંગીના વેષ હોય તોપણ નીશ્ચે મોક્ષ છે માટે કદાગ્રહ છાંડીને બુદ્ધીવંત પુરૂષે એ રીતે વિચારવું ॥ ૧૮૭ ॥ અશુધ નયથી આત્મા બંધાય છે અને મુકાય પણ છે પણ શુદ્ધ નયે તો એ આત્મા બંધાતો પણ નથી અને મુકાતો પણ નથી. ॥ ૧૮૮ ॥

અન્વય વ્યતીરેકે કરીને જે છતે તે છતુ તેહને અન્વય કહીયે અને જે અછતે અછતુ તેહને વ્યતીરેક કહીએ તદ ભાવે તદ ભાવો અન્વય તદ ભાવે તદ ભાવો વ્યતીરેક દંડ ઘટ દ્રષ્ટાંતે ન ભવ્યં વિચક્ષણ પુરૂષે એ રીતે આત્મ તત્વનો નિશ્ચય નવ તત્વે કરીને કરવો ॥ ૧૮૯ ॥ એહીજ ઊત્કૃષ્ટ અધ્યાત્મ છે એહીજ અમૃતો પમ છે વળી એહીજ પર્મ જ્ઞાન છે અને એહીજ પર્મ યોગ કહ્યો છે. ॥ ૧૯૦ ॥

છાના માનુ એ તત્વ છે માટે સુક્ષ્મ નય આશ્રીને એ તત્વ અલ્પ બુદ્ધીને ન સંભળાવવું શા માટે કે જે અલ્પ મતી વાળા તે એ તત્વના વીડબક છે ॥ ૧૯૧ ॥ માટે અલ્પ બુધીવંત પ્રાણીને એ તત્વ હીત કરે નહી જેમ ચક્રવરતીની ખીરનુ ભોજન તે નિરબળ જે ક્ષુધાયે પીડાયા પ્રાણી હોય તેને પચે નહી તેની પેઠે જાણવું. ॥ ૧૯૨ ॥

તેમ ખંડ ખંડ પંડીતાઇએ કરીને અધ બળ્યા એહવા જે પ્રાણી તેને એત્વ અનર્થ કારી છે જેમ અશુદ્ધ મંત્રના પાઠ વાળો પુરૂષ સર્પની મણી લેવા જાય તે તેને અનર્થ કારી થાય તેની પેઠે સમજવું ॥ ૧૯૩ ॥ જે પ્રાણી વ્યવહાર નયમાં કુસળ નથી અને નીશ્ચે નયને સમજવા જાય તે પ્રાણી તળાવને તરવાને અસમર્થ છતાં સમુદ્રને તરવા વાંછે છે.

વ્યવહાર અને નિશ્ચય કરી શુદ્ધ નયને આશ્રીને આત્મ જ્ઞાને રત થઇ જે પ્રવરતો તે પ્રાણી પર્મ પદને પામે; ॥ ૧૯૫ ॥

ઇતિ આત્મ નિશ્ચયા ધિકાર અઢારમો સમાપ્ત.

## હવે ઓગણીસમો જઈન મત સ્તુત્યધિકાર કહે છે.

હવે જીન સાસન રૂપ રત્ના કરની સ્તુતી કરે છે તેમાં પ્રથમ જીન સાસનને સમુદ્રની ઉપમા આપે છે તે જીન સાસન રૂપ સમુદ્ર કેવો છે તે કહે છે "પશરતી એહવી વ્યવહાર તથા નિશ્ચયે નયની જે કથા તે રૂપ જે કલોલ તેનાજે કોલાહલ તેણે કરીને દુષ્ટ જન નયવાદી રૂપીયા કાચબાનો કુળ જેને વિશે ત્રાસ પામે છે એવો છે વળી જેમાંથી કુમતી રૂપીયા પર્વત તુટી ગયા છે ભાગ્યા છે વળી જેમાં મોહોટી ઉક્તિ યુક્તિ રૂપીણી નદીયોનો પ્રવેશ છે તેણે કરી શુભગ એટલે મનોહર છે વળી સ્યાદ વાદ શૈલીરૂપ મર્યાદાએ યુક્ત એહવો જીન સાસન રૂપ રત્નાકર જે સમુદ્ર તેને તજીને પરદર્શન કોણ શેવે ॥ ૧ ॥

હવે એ જીન મતને કલ્પ વૃક્ષ કરી દેખાડે છે જેમાં પુણે પવિત્ર જે સાત નય અને ચાર પ્રમાણ તેહની જે રચના તે રૂપીઆ ફુલ માંહેથી સદૈવ શ્રદ્ધારૂપ રશે કરીને તત્વ જ્ઞાન રૂપ ફળ નીપના છે જેમાં એવો સ્યાદવાદ નામે જે કલ્પ વૃક્ષ તે સાદાય જયવંતો વરતો એ કલ્પ વૃક્ષથી ખરી પડયા જે પ્રવાહ રૂપીયા ફુલ તેણે કરીને ખટ દર્શનરૂપ વાડીની જે ધરતી નવ.નવી અધ્યાત્મની જે વારતાઓ તેના જે લવ તેણે કરીને ભુયઃ કહેતાં ફરીને સુગંધપણાને પ્રગટ કરે છે ॥ ૨ ॥

હવે જીન સાસનને મેરૂ પર્વતની ઉપમા આપે છે નાના પ્રકારનો ઉત્સર્ગ અને રૂડો જે અપવાદ માર્ગ તેની રચનાવંત રૂપ શિખર તેની શોભાએ શોભીત છે વળી શ્રદ્ધારૂપ નંદન વનમાં ચંદનનો વૃક્ષ તે રૂપી જે બુદ્ધી તે થકી પ્રગટી છે સુગંધી જીહાં એહવો મેરૂ તુલ્ય છે વળી એ મેરૂ પર્વતની પછવાડે ભમતા જે પરદર્શન રૂપીઆ ગ્રહના સમુહ તેણે કરીને સદાય શોભીત છે તથા તર્ક જે શુધ વિચાર તે રૂપીણી સુવર્ણ શિલા તેણે કરીને ઉચો છે એહવો જૈનાગમ રૂપ જે મેરૂ તે જયવંતો વરતો ॥ ૩ ॥

હવે જીન સાસનને સુર્યની ઉપમા આપી વખાણે છે જૈનાગમરૂપ સુર્યના ઉદય થકી ચોરી જારી ઇત્યાદીક દોષ ટળે વળી જે થકી ક્ષણેકમાં જગતને

વિષે અજ્ઞાનરૂપ અંધારૂં ક્ષય થાય જે થકી મારગ નિરમળ થાય છે વળી ચક્ષુ માંથી પ્રમાદરૂપ નિંદ્રા જાય છે તથા જેમ સુર્યોદયથી દીવશ ઉગ્યો એમ શિદ્ધ થાય છે તેમ જૈનાગમના ઉદયથી પ્રમાણની સિધતારૂપ દીવશની સિદ્ધતા થાય છે તે જાણીયે દીવશને પ્રારંભે લોક પ્રભા તે મંગળીક બોલે છે જેમ સુર્ય ઉદયે લોક ન્યાય માર્ગે ચાલે ન્યાયના વચન બોલે તેમ જૈન સુર્ય ઉદયે નય તથા ગમાની વાણી તે રૂડી રીતે પ્રોઢતા પામે છે એવો એ જીન સાસન રૂપીયો સુર્ય તે જયવંતો વર્તો, ॥ ૪ ॥

હવે જીન સાસનને ચંદ્રની ઉપમા આપી વખાણે છે અધ્યાત્મરૂપ અમૃતનો જે સ્વાદ તેણે કરીને કુવલય જે પૃથ્વીરૂપ કમળ તેને વિકસ્વર કરે છે. વળી વાણીરૂપ કીરણ તેના વિલાશે કરીને સંસારના તાપનો જે સમુહ તેનો નાશ કરે છે એહવો છે વળી એ ચંદ્રમા કેવો છે જે તર્ક વિચાર રૂપીયો માહાદેવ તેના મસ્તકે રહ્યો થકો ઉદય પામ્યો છે વળી દીપતા જે નય તે રૂપ જે તારામંડળ તેણે પરીવરયો થકો ફીરે છે એવો તેજીનાગમ ચંદ્ર તે આ જીન સાસન તે કોને રૂચીપણાને ન ઉપજાવે અપીતુ સર્વને ઉપજાવે ॥ ૫ ॥

જૈના અનેક નયમાંથી એકેકા નય ગ્રહણ કરીને એટલે રૂજુ સુત્ર નયથી બોધનો મત પ્રગટયો અને સંગ્રહ નયથી વેદાંતીકનો મત પ્રગટયો તથા સાંખ્ય મત પણ સંગ્રહ નયથીજ પ્રગટયો અને નૈગમ નયથી યોગ મત પ્રગટયો અને વૈષેષીક મત પ્રગટયો શબ્દ નય થકી મીમાંસક દર્શન ઉપનુ અને જૈન સાસનતો સર્વ નયે કરીને ગુફીત છે તે માટે આ જીન સાસનમાં સંસારમાં સારપણું પ્રત્યક્ષપણે રૂડી રીતે દેખીએ છીએ. ॥ ૬ ॥

ઉકલાટ જે બાફ તેનો જે તાપ તે સુર્યને જીતી શકે નહી અને અગ્નીના કણીયા તે દાવાનળને જીતી ન શકે તથા સીધુ નદીનુ જળ તેનો જે વેગ તે લવણ સમુદ્રને ઠેલી ન શકે પથરના જે ખંડ તે મેરૂ પર્વતને દાબી ન શકે એમ સર્વ નયના એકતા ભાવની મોટાઇનુ સ્થાક એહવો તીરથંકરનુ જે આગમ તેને તે પરદર્શનીયો હણવાને સમર્થ નહી શા માટે જે એ જૈન તે સર્વ દર્શની છે અને તે દર્શનીયો જૈનના એકેક અંશી છે ॥ ૭ ॥

પરદર્શની જેટલા છે તે એક એકના મતને ખંડયા વિના પોતાના મ તને સ્થાપી શકતા નથી એ મત મતનો જે કદાગ્રહ તેનો પ્રક્ષેપ કરતાં ક- ષાયરૂપ કાદવે કરીને મન મલીન થાય છે એકદાગ્રહનો વ્યાપાર તેતો દરી દ્રના ઘરનો નિધાન હરવાને વેતાલ ગયો તે પ્રાય જાણવો ઉપક્રમ સર્વે જી- ન મતને વિષે હીતકારી નથી માટે અરથી જીવને એ જીન મત તે તત્વ રૂપે પ્રસિધ છે ॥ ૮ ॥

જેહનો અનુક્રમ જ્ઞાનને માત્ર અંશે કરીને બંધાયો છે એહવી પરદર્શ- નીઓની વારતા છે તેવા મત મમત્વ હજારો ગમે વર્તે છે પણ તે વાતોને વિષે માહારૂ ચીત જાતુ નથી શા માટે જે સિધાંતોને વિષે માહારૂ મન લી ન છે માટે ચૈત્ર માસે દીશો દીશે જે ફુલ તેણે કરીને પવિત્ર એહવી જે લતા તે કેટલીક વિકસ્વર થાય ફુલે પણ જે કોયલ તે આંબાની મંજરી શુ રક્ત થકી તે લતાઓને વિષે રતીનપામે તેની પેઠે માહારૂ ચીત પણ સિધાં તરૂપ આંબાની મંજરીએ રક્ત થયો થકો અન્ય દર્શન રૂપ લતાઓમાં જાતુ નથી. ॥ ૯ ॥

આ શબ્દ છે કીંવા મતી છે કે અર્થ છે કે ગુણ છે કે દ્રવ્ય છે, કે જા તી છે કે ક્રીયા છે વળી એનો શબ્દાર્થ કેમ હશે એહવો સંદેહ રૂપીયો ખી લો તે મત મત પ્રતે રહ્યો છે પણ જીન મતમાં નથી તે પદ પદ પ્રતે અ ત્યંતર અર્થની સ્થીતી છે માટે સામાન્ય અને વિષેશ જેવો પદાર્થનુ યથાર્થ નીશ્ચય તાત્પર્ય અર્થ તેને ભજે છે માટે જીન મતમાં સંદેહ રૂપ ખીલો નથી. ॥ ૧૦ ॥

જે સ્યાદવાદ રૂપ જૈન મુદ્રા તેમાં કેવો ગુણ છે જેમાં વસ્તુને અન- ર્પણ કરી છતાં પણ તેવસ્તુ ગુણતાને પ્રામી થાય છે અને વસ્તુ અપર્ણ કરી છતાં તે મુખ્યતા ભાવને પામે છે અને જેના તાત્પર્ય અર્થને અવલંબને કરીને તો પ્રગટપણે લોકીક બોધ થાય છે અને સંપુર્ણ બોધતો સમગ્ર વિવક્ષના અ નુક્રમ થકી માહા નિપુણ બુદ્ધીવાળાને પ્રકાશ થાય છે તે માટે એ લોકોતર ભં ગ જાળનુ ઠેકાણુ એહવી જે સ્યાદવાદ શૈલી રૂપ મુદ્રા તેને અમે સ્તવીએ છીએ ॥ ૧૧ ॥

તે જૈનાગમ કેવુ છે જેમાં પોતાના આત્માનો અનુભવ કરવાના આ-શ્રયનો વિષય છે એહવો ઉત્રપણે કરીને જેનો ક્રમ છે એટલે પરી પાટી છે અને મ્લેછને જેમ સંસ્કૃત ભાષા આશ્ચર્ય કરનારી અને મોહ ઉપજાવના રી છે તેની પેકે અલ્પ બુદ્ધીવાળાને અચંબો પામી મુઝાવવાનુ સ્થાનક છે માટે જૈનાગમ તો વ્યુત્પતીનુ નિરૂપણ કરનાર જે હેતુ તેણે કરી વિસ્તરણ એહવો જે સ્યાદવાદ માર્ગ તેણે કરી રચેલુ એહવુ જૈનાગમ છે તેને પામી ને માહરા ચીતમાં બીજો કોઇ પણ વ્યાક્ષેપપણું કીવારે પણ થતુ નથી ૧૨

માટે સર્વ વચન ગત સમુહનુ જે મુળ એહવુ એ જીન સાસન કહ્યું છે એ જીન સાસન થકીજ પગટયા એહવા જે નય નયના મત તેવા મતે કરીનેજ દુષ્ટ પ્રાણી તેજ જીન આગમનુ ખંડણ કરે છે તે પાપીષ્ટ આત્મા ઓનો આત્મા પાપ રૂપ મેલે કરી ઢંકાણો છે એવા દુષ્ટોનુ જે કાંઇ કીંચી તમાત્ર ડાહાપણપણું છે તે જેમ કોઇક મુરખ જે વૃક્ષની ડાળે બેઠો થકો તે જ ડાળ કાપવાને ઉજમાળ થાય તેથી કડવા વિપાક પામે તેમ તે કુવિચાર વાળાને આગળ કડવા ફળ પ્રગટ થશે. ॥ ૧૩ ॥

ઉન્માદે કરીને વિવેચના લક્ષણ જે નયનો વાદ તેહની જે રચના તે ણે તજ્યો છે એહવો થકો વળી માંહોમાંહે ઝગડો તજીને વળી કાને અમૃત રૂપ વાણી સાંભળીને સિધાંના અર્થ રહસ્યનો જે જાણ પુરૂષ તે બીજા શા-સ્રને વિષે રતિ કેમ પામે અર્થાત નજ પામે જે જૈન વાણીને વિષે સઘળા એ નય પ્રવેશ કરે છે પણ તે જુદા જુદા મતવાળાના મતમાં સર્વ નય નથી તે જૈન વાણી કાંઇ તેમાં રહેતી નથી શા માટે જે તે સર્વ વ્યગ્રહ ચીત વાળા છે માટે જૈનમાં સર્વ નય છે જેમ માળાને વિષે સર્વ મણકા રમે છે પ-ણ છુટા મણકા પડયા હોયતેને માળા ન કહીયે અને એક મણકે સર્વ મણકા સમાણા એમ પણ ન કહીયે માટે તે માળા સરખુ જૈન મત છે. ॥ ૧૪ ॥

એમ એક બીજાના વૈરભાવે કરી જુઠા જુઠા જે પોતપોતાના અર્થ તેને સાચા કરતા એહવા મતવાળા જે દરશની તે પોતાના નયનો વિષય ગ્રહણ ક રી મધ્યસ્થપણાને સ્વીકારી સારા માઠાનો વિભાગ કરાવીને જે સ્યાદ્વાદ રૂપ ઉત્તમ માર્ગને વિષે લોકોનુ ચીત સ્થાપન કરાવીને જે મધ્યસ્થપણું ગ્રહણ

કરી તેમની દીગ મુઢતાનો નાશ કરે તે વિજયવંત પ્રાણી કુંદનુ ફુલ તથા ચંદ્રમા સરખો ઉજળો જે જશ તેણે કરી વૃધ્ધીવંતો થાશે અહી કવીએ પોતાનુ નામ પણ સુચવ્યું છે ॥ ૧૫ ॥

ઇતિ ઓગણીસમો જૈન મત સ્તુત્ય અધીકાર સમાપ્ત.

---

## હવે વીસમો અનુભવાધિકાર કહે છે.

શાસ્ત્ર બતાવી જે દશા તેણે કરીને ગળી ગઇ છે સારી નરસી અસદગ્રહ રૂપકષાયની કલુષતા જેની તેને પ્રાપ્ય એહવો જે એક અનુભવ તેથી એવુ જે રહસ્ય તે કાંઇ પ્રગટ થાય છે ॥ ૧ ॥ પ્રથમ અભ્યાસ રૂપી વીલાસનાસંજોગે કરીને જે પ્રાણી પુરો યુક્ત કાંઇક રહસ્યમાં લીન થાય છે અને ફરી ચંચળ પણે રહે છે જેમ ચંચળ સ્ત્રી પોતાના વિલાસના યોગે કરી કાંઇક સુખમાં લીન થાય છે અને પછે જેવીને તેવી ચંચળ રહે છે તથા જેમ કીડાને ભમરી જ્યારે ચટકો ભરે છે ત્યારે તેને ધ્યાને કરીને તે તલીન થઇ જાય છે અને પછે ભમરી જેવારે પોતાના ચટકાનો ઉદયોગ મુકી આપે છે તેવારે તે સર્વ ભુલી જઇ પોતાનો મુળનો સ્વભાવ ધારણ કરે છે તેની પઠે જાણી લેવુ ॥ ૨ ॥

યોગ જ્ઞાનીયે પાંચ ભેદ મન કહ્યું છે ૧ ક્ષીપ્તમન ૨ મુઢમન ૩ તેમ વિક્ષિપ્ત મન ૪ એકાગ્રમન ૫ નિરૂદ્ધમન એ પાંચ પ્રકાર મનના છે. ॥ ૩ ॥ તેમાં ક્ષિપ્તનુ લક્ષણ કહે છે પોતાના ચીતને સન્મુખ કલ્પ્યા જે વિષય તેને વિષે રજો ગુણે કરીને થાપ્યુ જે મન અને સુખ તથા દુઃખ યુક્ત તેણે કરી યુક્ત એહવુ જે બહીર મુખ થએલુ જે ચીત તેને ક્ષિપ્ત એવુ મન કહ્યું છે ॥ ૪ ॥

જેમાં બહુલતાયે તમો ગુણ હોય એટલે ક્રોધ સહિત વિરૂધ્ધ કામને વિષે તત્પર હોય અને વિવેક રહીતપણે કૃત્યાકૃત્યની વેહેચણ વિના જે મન તેને મુઢ મન કહીયે ॥ ૫ ॥ જે ધૈર્યના બળથી દુઃખનાં કારણ ગણતો નથી, શબ્દાદીક વિષયમાં રૂપરસાદીકના કારણ જાણી કઠોરપણે પ્રવર્તે એહવુ જે ચીત તેને વિક્ષિપ્ત મન કહીયે ॥ ૬ ॥

રાગ દ્વેષાદીકે રહીત જે ગુણવંત પુરૂષ છે અને સદાય ખેદાદીકનુ પ રીહાર કરનાર જે પુરૂષ તે સદૈવ રાગ દ્વેષ ટાળવાથી જેનુ મન સર્વ કાર્ય માં સરખુ મીલ્યુ છે તેને એકાગ્ર મન કહીયે ॥ ૭ ॥ જેની વિકલ્પ વ્રતી શાંત થઇ છે વળી અવગ્રહાદી ક્રમનથી પાછુ ઓસરયું છે કષ્ટથી એહવુ શુ ધ મન તે આત્મારામ મુનીનુ જે અંતઃકરણ હોય તેને નિરૂધ મન કહીયે

ચીતની ત્રણ દશા તે આ સમાધીમાં કાંઇ ઉપયોગ પામતી નથી તે-વારે પણ તેમાં બે દીશા તો સત્વોત્કર્ષ થકી તથા સ્થીરતા થકી અને સમા ધી સુખના અતીશયથી ઉપયોગ પામે છે ॥ ૯ ॥ કદાચીત વિક્ષિપ્ત ચીતને વિષે યોગ સમાધીમાં આનંદીત હોય તો યોગરંભ સંભવે ક્ષિપ્ત મુઢને તો યોગનો વિષેશ વિષયરૂપ ઉદય હોય ॥ ૧૦ ॥

વિવિધ પ્રકારના યોગને વિષે ફરતુ અને વિષય કષાયે ભરવું એવુ ઘ રમાં રમતા બાળની પેઠે ચપળ જે મન તે અભ્યાસે કરી રૂડુ જાણવુ ॥ ૧૧ ॥ વચનાનુષ્ટાનમાં રહ્યુ એહવુ જાતુ આવતુ અતિચાર સહિત મન હોય તો પણ જો મન અભ્યાસ દશામાં વરતતો થકો હોય તો જેમ હસ્તીને અં કુશે રૂડુ થાય તે દ્રષ્ટાંતે તે મન પણ રૂડુ થાય ॥ ૧૨ ॥

જ્ઞાન વિચારણના સુખથી જેમ કાંઇક આનંદ થાય એહવે બાજ્ય અ ર્થે કરી લોભાવીને તેમાં ચીતને થોભાવી રાખીને જ્ઞાનના વિચારને સન્મુખ કરીએ ॥ ૧૩ ॥ રૂડી જીન પ્રતીમા રૂડાં સિધાંતના પદ વચન અક્ષર તે પુ રૂષ વિશેષ જે બહુ સૃત ગીતાર્થ મુની હોય તેહનેએ ત્રણ આલંબન પ્રભુએ ક હ્યાં છે. ॥ ૧૪ ॥

રૂડે આલંબને કરીને પ્રયે રૂડો ભાવ હોય માટે સાલંબન યોગી જે રૂડા જીવ હોય તેણે શુદ્ધ આલંબન ધરવુ ॥ ૧૫ ॥ અને ક્ષણેકમાં સાલ-બન મન કરે અને ક્ષણેકમાં નિરાલંબન મન કરે એ રીતે અનુભવના પરી પાકથી તે પ્રાણી સદાય નિરાલંમ્બન થાય ॥ ૧૬ ॥

પછે એક પદાર્થને અવલંબીને જેવારે બીજુ કાંઇ ચીંતવે નહી તેવારે જેમ કાષ્ટ વિનાની અગ્ની ઉપશમે છે તેની પેઠે ઉપશંતપણુ પામે ॥૧૭॥

માટે શોક ગર્વ કામ મત્સર કલેષ હઠ વિષાદ અને વૈર એટલાં વાનાં સમતાવંત પ્રાણીને ન હોય એ વાતનો સાક્ષી ઇહાં અનુભવ છે. ॥ ૧૮ ॥

શાંત મનને વિષે રહેતા થકા આત્માનો શાંત સ્વભાવીક સહેજાનંદરૂપ તેજ છે તે પ્રગટ થાય તેવારે જે કુવિદ્યા છે તે રાખ થઇ જાય અને મોહાંધકાર નાશ પામે ॥ ૧૯ ॥ બાજ્ય થકી મનનો જે અધીકાર તે શાંત પરીણામી અંતર આત્માવાળા પ્રાણીને ન હોય કેમકે તેને ધ્યેયરૂપી જે પરમાત્મા તે ધ્યાનથી ઢુકડો છે તે માટે ॥ ૨૦ ॥

કાયા અધીષ્ટીત જે બહીરાત્મા તેનો અધીષ્ટાન જે અંતર આત્મા છે તે પ્રતે પામે અને ગઇ છે સમસ્ત ઉપાધી જેને તેને જ્ઞાનીએ પરમાત્મા કહ્યો છે ॥ ૨૧ ॥ જેને વિષય કષાયનો પ્રવેશ હોય તથા તત્વની અશ્રધા હોય અને ગુણી ઉપર દ્વેષ ધરે અને જેને આત્માનુ ઓળખાણ નથી તેને પ્રગટપણે બહીરાત્મા કહીયે ॥ ૨૨ ॥

જેને તત્વની શ્રધા હોય જ્ઞાનપણુ હોય માહાવ્રતીપણુ હોય તથા અપ્રમાદીપણુ હોય એમ કરતાં જેવારે મોહને જીતે તેવારે તેને પ્રગટપણે અંતર આત્મા કહીયે ॥ ૨૩ ॥ જીહાં કેવળ જ્ઞાન હોય અને મન વચન કાયાના જોગ નીરોધી આઠ કર્મ ક્ષય કરી સિદ્ધમાં વસે તેવારે તેને પ્રગટપણુ પરમાત્મા કહીયે ॥ ૨૪ ॥

જે પ્રાણી આત્માને અને ગુણવૃતીને માંહો માંહે વેહેચણ કરીને ઠેકાણે જોડે તે પ્રાણી કુશળાનુ બુદ્ધી પુન્ય સહીત મોક્ષ પદને પામે ॥ ૨૫ ॥ જે બ્રહ્મમાં રહ્યો બ્રહ્મનો જાણ તે બ્રહ્મને પામે એમાં શો અચંબો છે માટે બ્રહ્મ વેતાપુરૂષ જે જ્ઞાની તેના વચને કરી બ્રહ્મ જે મોક્ષ વિલાસી સુખ તેને અમે અનુભવીએ છીએ ॥ ૨૬ ॥

બ્રહ્મ અધ્યયનને વિષે કહ્યુ છે કે અઢાર હજાર સીલાંગ રથે કરી જે બ્રહ્મચર્યને પામ્યુ તેને પુર્ણ યોગી અને પરમ બ્રહ્મ કહીએ ॥ ૨૭ ॥ માટે એનેજ ધ્યાવો એહનીજ પુણ્યવંતે ભક્તિ કરવી અને એને વિષે મોટાઇ પામી નીશ્ચે ધરીએ તો સંસાર સમુદ્ર તરવો સહેલ છે ॥ ૨૮ ॥

ઇચ્છા યોગ તો અમારે નિરબળ છે પુરો આચાર પણ અમે પાળી શકતા નથી પણ મોટા મુનીની ભક્તિયે કરીને તેહની પદવીને પામશુ ॥ ૨૯ ॥ થોડી પણ જયણા કપટ રહીત થશે તો તે શુભ બંધકારી છે પણ આતમ ભાવની જે વેહેચણ તે અજ્ઞાનને ટાળનાર છે ॥ ૩૦ ॥

સિધાંતના અમે પક્ષી છુ તેના અંગ જે શાસ્ત્ર તેનો શક્તિ પ્રમાણે અમારે પરીચય છે માટે પરમ આલંબન ભુત એવો જે સમકીત પક્ષ તે અમારે રૂડો છે ॥ ૩૧ ॥ શુધ્ધ ભાખ્યુ વિધી શાસ્ત્રનો રાગ કરવો શુધ્ધ માર્ગનુ સ્થાપન કરવુ વિધી માર્ગની ઇચ્છા રાખવી અવીધી ટાળવી અને સિધાંતની ભક્તિ કરવી એ અમારો સિધાંત છે. ॥ ૩૨ ॥

અધ્યાત્મની ભાવનાયે કરીને ઉજવળ એહવી જે ચીત વૃતી તેણે કરીને ઉચીત કાર્ય કરવુ તથા હીતકારી કરણી કરવી પુર્ણ ક્રીયાના વિલાસનો અભીલાષ ધરવો એ અમારે આત્માની શુધીકારક છે એક અંતઃકરણની ઉજવળતા જે શુધી કરવી તે અને બીજો આદથી માંડી અંત પર્યંત પુર્ણ શુભ ક્રીયા કરવાની અભીલાષ એ બે વાના આત્માની શુદ્ધી કરનાર છે ॥ ૩૩ ॥ તથા એક કરવા યોગ્ય આરંભતે શાક્ય આરંભ અને બીજો શુદ્ધ પક્ષ એ બે વાનાં શુભાનુ બંધી છે એ બે જેન પ્રારંભ કાળે સમર્થ છે એમાં જેની શક્તિ ઉદ્યમ અને શુદ્ધ પરૂપકપણો છે તેને તો હીતકારી માને અને એથી વિપરજાસ જે છે તેને અહીતકારી માને એવી રીતેઅનુભવ જ્ઞાનને મળવાનો એ પંથ છે એથી મીથ્યાત્વ ટળે ॥ ૩૪ ॥

જેને અનુભવનો નિશ્ચય નથી અને નિશ્ચે માર્ગનો જે ચારીત્રતેથી ભ્રષ્ટ છે તથા બાહ્ય ક્રીયાની આચરણા છે તેથી લોકમાં ઉગ્ર વિહારી થઇ આચારનો ગર્વ ધરે છે તેને જ્ઞાની ન કહીયે ॥ ૩૫ ॥ બાહ્ય દ્રષ્ટીવાળા જે મુરખ લોક તે તેને બાહ્ય ક્રીયાવંત દેખી પ્રીતી ધરે તે તો જેમ કોઇક વાણીયો બાહ્ય ક્રીયાણાંનો વ્યાપાર કરતો દેખીયે તેની પેઠે જાણવી માટે શ્રધા વીનાનુ કાંઇએ પ્રમાણ નથી. ॥ ૩૬ ॥

માટે જે બાહ્ય જીવ [illegible] તે [illegible] પરીક્ષા કરે તર્ક [illegible]

તે આચણ જોઇને પરીક્ષા કરે અને પંઢીત તો જ્ઞાન તત્વ દેખી પરીક્ષા કરે ॥ ૩૭ ॥ લોકને વિષે કોઇની નીંધા કરીએ નહી પાપીને વિષે મોટી સંસારની સ્થીતી ચીંતવીયે જે ગુણ યુક્ત પુરૂષ હોય તેની પુજા કરીયે તથા જે અલ્પ ગુણી હોય તેના ઉપર રાગ ધરીએ ॥ ૩૮ ॥

તથા આગમનો નીશ્ચય કરી લોક સંજ્ઞા છોડીને વિવેકનુ સાર જે શ્રધા તેને વિષે યોગીશ્વરે સદાય ઉદ્યમ કરવો. ॥ ૩૯ ॥ બાળ કાળ થકી પણ આલાપે કરીને હીતની વાત લેવી દુરજન ઉપર દ્વેષ ન કરવો સત્ય બોલવુ પારકી આસાને પાસ સરીખી જાણવી ॥ ૪૦ ॥

કોઇ વખાણે તો ગર્વ ન કરવો કોઇ નિંદે તો કોપ ન કરવો ધર્માચાર્યની સેવા કરવી તત્વને જાણવાની ઇચ્છા રાખવી ॥ ૪૧ ॥ પવિત્રપણુ સ્થીરતાપણુ અને નિષ્કપટપણુ આદરવુ તથા વૈરાગ્ય ધરવુ અને મનને વશ કરી રાખવુ. તથા સંસારના દોષ દેખવા વળી દેહને વીનાશીપણે ચીંતવવુ ॥૪૨॥

પ્રભુ ઉપર ભક્તિ ધરવી પશુ પંડકાદી દોશ રહીત દેશ જે સ્થાનક તે સેવવું સમકીત દીશામાં સ્થીર રહેવું પ્રમાદરૂપ દુશમનનો વિશ્વાસ ન કરવો ॥ ૪૩ ॥ ધ્યેય રૂપ જે આત્મબોધ તેમાં રહેવુ સઘળે સ્થળે આગમ સિધાંતને આગળ કરવુ કુવિકલ્પ છાંડવા જે મારગે વૃદ્ધ ચાલે તે મારગે ચાલવું. ॥ ૪૪ ॥

તત્વને પ્રગટ કરવું જ્ઞાનરૂપ આનંદ ભેર રહેવુ જ્ઞાનવંતને હીતકારી થઇને રહેવુ એ અનુભવવંત જીવોના પ્રકાર છે.

ઇતિ વીસમો અનુભવા અધીકાર સમાપ્ત.

---

## હવે એકવીસમો સજ્જન સ્તુતિ અધિકાર કહે છે.

ચંદ્ર વીકાશી કમળના ફુલનો સમુહ ચંદ્રમા કપુર એ સરખા ઉજ્વળ જેના ગુણ છે તથા જે મનુષ્યના ચીતને વિષે મલીનતા પણ ટાળીને નિરમળતા ઉજવળતા પણાને વિસ્તારે છે એવા જે સજ્જન પુરૂષો તે મારા ઉપર પ્રસન્ન મન સદૈવ રહે જો જેણે પોતાનો અર્થ ગાણ કરયો છે અને જેની મુખ્ય પણે પર ઊપગારની બુદ્ધી છે એહવા સજ્જન જો માહરા ઉપર

પ્રસન્ન છે તો ઊન્મત એહવા ખળ જે દુરજન લોક તેના અપ્રસન્ન તાયે શું થવાનુ છે. ॥ ૧ ॥

રૂડા જે કવી છે તે અર્થનુપતિ એનવા ગ્રંથ રચે પણ કૃપા નંજરની લેહેરી તેનુ ઘર એવા જે સજ્જન તે ગ્રંથને વખાણીને વિસ્તાર કરે છે તે ઉપરદ્રષ્ટાંત કહે છે "જેમ વસંત લક્ષ્મી જે છે તે આંબાની મંજરીના મનોહર પણાને પ્રગટ કરે છે પણ પોતાના પંચમ રાગના ચમત્કારે કરી એટલે રાગનો ટહુકો તેણે કરીને કોયલજે છે તે મંજરીનુ સોભાગ્ય પણુ જગતમાં વિસ્તારે છે. ॥ ૨ ॥

દોષના વિસ્તર રૂપ વિષે સહીત એહવુ ખલ પ્રાણીના મુખ રૂપ જે સર્પનુ ઘર તેથી ઉઠીને કોપે બળતો થકો એહવો દુરજનની જીભ રૂપ જે સર્પ જે ગુણીનાં ગુણને નિશ્ચેથી ક્ષય પણાને પમાડે શું અપિતુ પમાડેજ તે માટે માહા પ્રભાવનુ ઘર એહવો જે શાસ્ત્રનો અર્થ તેની પ્રમીના જાણ જે સજ્જન તેની જે કરૂણા તે પુણ્ય વાલા રૂપની બુટી એટલે જડી તે દિવ્ય ઔષધી કહીયે તેને પાસે રેહેતા થકા તેને ઝેર ચડે નહીં. ॥ ૩ ॥

દુરજન મુખની રીતીયો તો જે વારે પોતાની મેળે પદ વાંચતાં અર્થ સુઝે એવા અલ્પાર્થને સુગમ પદ જો અમે જોડીયે તો ખલ માણસ એમ કહેશે જે કાંઇ આ ગ્રંથમાં સાર નથી એમ માને વળી જો અમે ગંભીર અર્થ સહીત પદ બાંધીએ તો ખલ માણસ એમ કહેશે કે કઠણ પદ બાંધ્યાં છે એનુ શું અર્થ કરીએ એતો મુગાની પારશી છે એવે ગ્રંથે કોઇને ગુણ ન થાય જે આગળ બુદ્ધી વીચારે એહવા જે કોણ રૂડા કવિ છે વળી સર્વને ભોગ પડે એવાં ક્યાં કાવ્ય છે એવુ દુરજન બોલે માટે એ ગ્રંથ મર્યાદાની સ્થીતીને ઊછેદ કરવાની મતી છે તેને જે ટાળે કવિના ગુણને જાણે એવા જે સજ્જન પુરૂષ તેની વ્યવસ્થા રૂડી દીઠી. ॥ ૪ ॥

અધ્યાત્મ રૂપ અમૃત વૃષ્ટી એવી વારતા તેનો પાન કરીને સજ્જન પુરૂષ સુખ માને છે અને જે ખળ લોક છે તે એવી વાણીને વિષમ પદ કહીને વિષ રૂપ પ્રગટ કરે છે એમાં શું આશ્ચર્ય છે તે ઉપર દ્રષ્ટાંત કહે છે જુ-

ઓ ચંદ્ર કીરણના દર્શનથી અમૃત પીને ચકોર ઘણુ રીઝ પામે છે તો શું ચંદ્ર દેખીને ચકવો ચકવી ઘણો ખેદ નથી પામતા અપિતુ પામેજ છે ॥ ૫ ॥

જેમ કાંઇક સરખાપણુ દેખીને કાચમાં અને ઇંદ્રની નીલમણીમાં અભેદ રૂપ તે એકપણુ જાણે તેવા અલ્પ બુધીવાળાને મોટા કવીની ગુઢ અરથની રચના તે હરખ ભણી ન થાય જે માણી અવિષમ વસ્તુને વિષે એક રેખા ઉપર અર્ધ રેખા ઇત્યાદીક અંશે થકી વસ્તુને વિષેશપણે જાણે છે એવા કુશળ બુધીવાળા સજ્જનને એ ગ્રંથના જે ભાવ છે તે માહા મોત્સવરૂપ છે ॥ ૬ ॥

જેમાં પુર્ણ અધ્યાત્મ પદાર્થ તે સહિત ઘટના છે પણ તે જેહની દશા અજ્ઞાને કરીને અવરાણી છે એવા અલ્પ બુધીવાળાના ચીતમાં તો જે રીતે પંડીત લોક આવા ગ્રંથથી રીજ પામે તે રીતનો ચમત્કાર ન ઊપજાવે તેનો દ્રષ્ટાંત "જેમ કામે વ્યાપી થકી અંતરંગમાં વિષય સુખને ઇચ્છતી થકી તથા બાહ્યથી ભય શોક ધરતી થકી પુરૂષને વલભ હું રૂપવંતી એમ ગર્વે ભરી થકી રૂડી વચનની ચતુરાઇ કરનાર એહવી જે ચતુર સ્રી હોય તે પણ ગામડીયા મુર્ખને રીઝાવી ન શકે પાણ વિક્ષણ પુરૂષને આનંદ પમાડે તેની પઠે જાણવું. ॥ ૭ ॥

સિધાંતરૂપ કુંડમાં ચંદ્ર સરીખુ નિરમળ અધ્યાત્મરૂપ પાણીના પુરમાં સ્નાન કરીને ભવ દુઃખ રૂપ તાપ અને પાપરૂપ જે તાપ તથા લોભ તૃશ્નાને પણ છાંડીને યથા શુદ્ધરૂપે કરી વળી સમતા રૂપ ઇંદ્રીય દમન જે પવિત્ર તે રૂપ ચંદને કરી શરીર વિલેપીત છે જેનુ વળી શીળરૂપ ઘરેણે કરી શોભતા સર્વ ગુણના નિધાન એહવા જે સજ્જન તેને હુ નમુ છું. ॥ ૮ ॥

જે ગ્રંથ કરતા મેઘ સરખા છે તે પદ્ય બંધે કરીને બહુ રસ ભરે વરસતાં થકાં તેથી પ્રેમરૂપ પુર તે સજ્જનના ચીતરૂપ સરોવરમાં વેગે કરીને ભરાય છે વળી અસાધારણ ગુણના દ્વેષી જે દુરજન તેના તો અંતઃકરણના બંધ તુટે છે અને એવા વિચીત્ર પ્રકારી જે ગ્રંથ તેના ભાવના જાણ જે પુરૂષ છે તે વિનયે પ્રણીત રસે ઉજવળા છે તેના નેત્રથી સ્નેહરૂપ આંસુ ઝરે છે ૯

રૂડા કવીની પ્રૌઢ એહવી જે ગ્રંથના ભાવની રચના તેણે કરીને ઉપનુ

જે યશનો સમુહ તે રૂપી ક્ષીર સમુદ્ર તે સજ્જન પંડીતે વર્ણવ રૂપી એ મે રૂએ કરીને મથ્યો તેથી પ્રગટયું જે ફીણ તેનો ઉજવળનો ચંદ્રમા થયો વળી તેને વલોવતાં જે છાંટા ઉડયા તેના તારામંડળ થયા તથા કૈલાસાદીક પર્વત થયા એ રીતે ગ્રંથનોજસ સલીલાયે કરીને પસરયો. ॥ ૧૦ ॥

કવીના કાવ્ય દેખીને અમૃત હારયુ એમ વિચારીને દેવતાઓ સદાય અમ્રત પીવાની શંકા ધરતા થકા ખેદ ધરે છે શા માટે શ મૃદુ સુકોમળ છે હૃદય જેહનુ એહવા જે સજ્જન તેમસ્તક ધુણવી કરીને જે સર્વને ઉપભોગ્ય પણો પસરતુ એવુ તે કવીની કિરતી રૂપ અમૃતનુ પુર તથા જેને નિરંતર રક્ષારૂપ ઢાંકણુ અત્યંતપણે દીધુ છે તેને જાણીને દેખીને હસીને હરખ પામે છે ॥૧૧॥

રૂડા નય રૂપ માટી વડે કવીશ્વર રૂપીયા જે કુભાર તે શ્લોકરૂપ ઘડો નિપજાવે પછે જેમ કુભાર તે ઘટને પરીચય તે હાથે ઝાલી ટપણે સમારી તડકે મુકે તેમ શ્લોક ઘટને પરીચય વિચારીને પદ અક્ષર આઘા પાછા હોય તેને સમારે એવી રીતે તડકે મુકે પછે પંડીતને દેખાડી પરીપક કરે તે જાણે નીમાડો દેખાડે હવે દુરજન જાણે જે પંડીત છે તેથી માહારા ગુણ હરણ થશે એમ બળતો થકો પંડીતની જોડેલી કળામાં દોષ કાઢવાની દ્રષ્ટી રૂપ આગમની જવાળાની શ્રેણી તેણે કરી વિકરાળ એવી પોતાની નજર રૂપ અગ્ની વળી તે દુરજનનાં જે વચન તે જાણીએ નિદારૂપ અગ્નિની જવાળા તેણે કરી ઘડેલી જીભા તે બેહુ અગ્નીના વચમાં ગ્રંથરૂપ ઘડો મુકીને પાકો કરે છે અને નીમાડાની રાખ થાય તે ઘટ મુલ પોસાય છે ॥ ૧૨ ॥

શેલડી અને દ્રાખના રસના સમુહ સરખુ કવીનુ વચન છે પણ દુરજન રૂપીયો અગ્નીનો જે યંત્ર છે તે મધે નાના પ્રકારના દ્રવ્યના યોગ થકી રૂડી રીતે ગુણ પુષ્ટીને પામતુ એહવુ કવીનુ જે વચન તે તાજી મદીરાપણાને પામે છે તે મદીરાને હર્ષે કરી સજન પુરૂષ પાન કરીને રૂદયમાં હર્ષ ધરે છે તેથી એ આંખો ઘુમાયમાન થાય છે સ્વ ઇચ્છાએ હર્ષના કલ્લોલથી પણ શ્લોકના ભાવાર્થ પામીને નાચે છે ગાય છે ॥ ૧૩ ॥

અમારો ગ્રંથ નવો છે તો પણ માહા ગુણવંત જે સજ્જન તેના પ્ર-

ભાવ થકી વિખ્યાત થાશે એ રીતે રૂઢા હીતને અર્થે અમારે એ સજ્જનને પ્રર્થના કરવા જોગ નથી શું આપીતુ છેજ જેમ કમળના ગુણને ઉલાસ કરવાને સુર્યના કીરણ છે એમ પોતાના થકી જ પ્રવીણ છે એ વાતે સજ્જનના જે સ્વભાવ છે તે ક્યાંયે તે પર રૂચી ભાગી નીશ્ચય ઊવે ખવા યોગ નથી. ॥ ૧૪ ॥

હવે પોતાના ગુરૂનો વર્ણવ કરે છે જેની પસરતી જે કીરતી તેને ગાવાને સાવધાન એટલે સ્વર્ગમાં દેવતાની જે અપ્સરાંઓ છે તે શ્રી નય વિજયજીના ગુણ ગાય છે તેના ગીત શબ્દના કોલાહલે કરી ક્ષોભના પામી એહવી જે સ્વર્ગ નદી તેની પાજ ભાગી તેથી પડ્યું જે જળ તેના સમુહે કરી પખાળ્યો જે મેરૂ પર્વત તેણે કરી મેરૂ પર્વત પણ શીતળતાને પામ્યો છે નહી તો અહનીષ પ્રત્યક્ષ પાણીયે ભમતા જે ગ્રહ મંડળ તેના કીરણે કરી તાપવંત મેરૂ હતો તેહ માણો શીતળ થયો થકો શોભે છે એવા તે મુનીંદ્ર શ્રી નય વિજય નામા પંડીત જે સજ્જન પુરૂષોના સમુહમાં વેડેરાહતા. ॥ ૧૫ ॥

તેના ચરણના સેવક ઉપાધ્યાય શ્રીયશો વિજયજી એ પ્રકરણ કરતા હવા તે અધ્યાત્મને વિષે જેણે રૂચી ધારી છે એવા પ્રાણીને રૂચી. સહીત એ પ્રકરણ આણંદ સુખતુ આપનાર હોજો. ॥ ૧૬ ॥

ઇતિ સજ્જન સ્તુતી અધીકાર એકવીસમો સમાપ્ત.

इतीं श्रि माहाउपाध्याय श्रि यशोविजयजि

कृत श्रि अध्यात्मसार ग्रंथनो बाळाबोध

पंडित विराविजयजि कृत समाप्त,

આશ્રી અધ્યાત્મ સાર ગ્રંથ માહા ઉપાધ્યાય શ્રીયશો વિજયજી માહારા જે સંસ્કૃત ભાષામાં પદ બંધ રચ્યો છે મુળ જે આ ગ્રંથનો ભાવાર્થ છે તે મહાન પંડીત વીના સમજવો ઘણો કઠણ છે આ બાળાબોધ વીર વિજય જીએ કરેલો છે તે મુજબ અમેં છાપ્યો છે પરંતુ તે વાંચતાંજ એમ સમજાય છે કે ગ્રંથના રચનારની બુદ્ધી પ્રમાણે અર્થ કરતાનિ બુદ્ધી ઘણીજ ન્યુનહતી જે અર્થ છે તે કેટલીક જગાયે તોબાળ જીવોને પુરો પર સમજ પણ પડતી નથી તથાપી અમે તો જેવો હતો તેવો છાપ્યો છે.

ગ્રંથના કરતા પુરૂષે ૮૪૭ કાવ્યની રચના કરી છે તેનો માત્રઆ અર્થ છાપ્યો છે અને જેવી રીતે અર્થ કરતા એ અર્થ કીધો છે તેવીજ નકલે નકલ છાપી છે તેમાં કાંઇ ઉતારતાં અગર વાંચતાં મીસ્ટીકા ભુલ] આવી હોય તે માફ કરી સજ્જન પુરૂષે સુધારી વાંચવું.

## श्री सुगुरु ए नमः

## અથ શ્રી તત્વાનુબોધ ગ્રંથ પ્રારંભ.

### દોહા

સાસનપતી શ્રી વીર જીન, ત્રીભુવન દીપક જાણ; ભવોદધી તારણ તરણ, વાહાણ સમ ભગવાન ॥ ૧ ॥ ચરણ કમળ યુગ તેહના, વંદૈ ઇંદ દિનંદ; ચંદ નરિંદ ફનિંદ સુર, સેવે સુરનર વૃંદ ॥ ૨ ॥ તાસુ કૃપાસે ઉધ્ધરયા, જીવ અસંખ સુજ્ઞાન; લહિ શિવપદ ભઉદધિ તરિ અજર અમર સુખ થાન ॥ ૩ ॥ તસુ મુખથી બાણી ખરી, જીમ શ્રાવાણ વરસાત; અનંતનયાત્મ જ્ઞાનથી, ભવિજન દુખ મીટાત. ॥ ૪ ॥ તે વાણી સુગુરૂ મુખે, જે ભવિ હૃદય ધરંત; સ્વપર ભેદ વિજ્ઞાન રસ, અનુભવ જ્ઞાન લહંત. ॥ ૫ ॥ ઉત્તમ નર ભવ પાય કર, સુદ્ધ સામગ્રી પાય; જો ન સુણે જીન બચન રસ, અફળ જમારો જાય ॥ ૬ ॥ તે માટે ભવિ જીવકુ, અવશ ઉચીત એ કાજ; જીન બાની પ્રથમંહિ શ્રવણ, અનુક્રમ જ્ઞાન સમાજ. ॥ ૭ ॥ જીન વાણિકે શ્રવણ વિન, સુદ્ધ સમ્યક્ત ન હોય; સમ્યક વિન આતમ દરસ, ચારીત્ર ગુણ નહી જોય ॥ ૮ ॥ શુદ્ધ સમ્યક સાધન વિના, કરણી ફળ શુભ બંધ; સમ્યક રત્ન સાધન થકી, મિટે તિમીર સવિ બંધ ॥ ૯ ॥ સમ્યક્ત ભેદ જીન વચનમે, ભેદ પ્રયાય વિશેષ; પિણ મુખ્ય દોય પ્રકારહે, તાકો ભેદ અલેખ ॥ ૧૦ ॥ નિશ્ચય અરૂ બ્યવહાર નય, એ દોનુ પરિમાણ; દધિ મથન પ્રત કાહાહડવા, તેતા ન્યાય પિછાણ ॥ ૧૧ ॥ દેવ ધર્મ ગુરૂ આસ્તા, તજે કુદેવ કુધર્મ; એ બ્યવહાર સમ્યક્ત કહી; બાહ્ય ધર્મનો મર્મ ॥ ૧૨ ॥ નિશ્ચય સમ્યકત્વનો સહી, કારણ છે વ્યવહાર; એ સમકિત આરાધતા, નિશ્ચય પણ અવધાર ॥ ૧૩ ॥ નિશ્ચય સમ્યક જીવને, પર પરણતિ રસ ત્યાગ; નિજ સ્વભાવમે રમણતા; શિવ સુખનો એ ભાગ ॥ ૧૪ ॥ બેહુ સમ્યકત્વ તદ લહે, સમજે નવ તત્વ જ્ઞાન; નય નિક્ષેપ પરમાણસુ, સ્વાદવાદ પરમાણ ॥ ૧૫ ॥ દ્રવ્ય ક્ષેત્ર ઇણહી તણા, કાળ ભાવ વિજ્ઞાન; સામાન્ય વિશેષ સમજતે, હોય નયાત્મ ધ્યાન ॥ ૧૬ ॥

## અથ વચનિકા રૂપ તત્વાનુબોધ ગ્રંથ કહે છે.

તીહાં પ્રથમ નવ પદાર્થનાં નામ કહે છે.

**जिवा जिव पुन पावो आसवो संवरो तहा निज्ज
राबंध मोखोय नव तत्ताजिणे भणीया ॥ १ ॥**

વ્યાખ્યા જીવ અજીવ પુન્ય પાપ આશ્રવ સંવર નિઝરા બંધ મોક્ષ એ નવ પદાર્થ શ્રી તિર્થંકરે કહ્યા છે પણ એ નવ પદાર્થની શ્રી ઠાણાંગ સુત્રના બીજા ઠાણામાં એક જીવરાશી બીજી અજીવરાશી એ બે રાશી કહી છે પણ જે ત્રીજી રાશી કહે તેને શ્રી ઉવાઇસુત્રમાં નિન્હવ કહ્યો છે વળી જીવ મજીવ દવં ઇતિ દ્રવ્યસંગ્રહ હવે એ જીવ તથા અજીવ બે રાશીમાં નવ પદાર્થ કેમ સમાવે તે વિચાર કહે છે પ્રથમ સામાન્યે દ્રવ્ય બે કહીએ છીએ અને વિશેષ શબ્દમાં છ દ્રવ્ય કહ્યા છે તે સામાન્ય પદે બે દ્રવ્યમાં છ દ્રવ્ય સમાય છે તે છ માંહે એક ધર્મ બીજો અધર્મ ત્રીજો આકાશ ચોથો કાળ પાંચમો પુદગળ એ પાંચ અજીવ દ્રવ્ય છે અને એક જીવ દ્રવ્ય છે તેમાં વળી પુર્વોક્ત પાંચ અજીવ દ્રવ્યના બે ભેદ છે એક રૂપી અજીવ દ્રવ્ય અને બીજો રૂપી અજીવ દ્રવ્ય છે.

એક ધર્મ બીજો અધર્મ ત્રીજો આકાશ ચોથો કાળ એ ચાર અરૂપી અજીવ દ્રવ્ય છે ને પાંચમો પુદગળ તે રૂપી અજીવ દ્રવ્ય છે તે રૂપી પુદગળ દ્રવ્યના વળી બે ભેદ છે એક ચઉ ફરસી રૂપી પુદગળ દ્રવ્યછે અને બીજો આઠ ફરસી રૂપી પુદગળ દ્રવ્ય છે તેમાં ચઉ ફરસી રૂપી પુદગળતો ચક્ષુ ઇંદ્રીય વડે દેખાય નહી અને જ્ઞાનવંત દેખે.

હવે તે ચઉ ફરસી પુદગળ કેટલા છે તે કહે છે આઠ કર્મના અઢાર પાપસ્થાનકના કર્મણ શરીરના મન વર્ગણાના પુદગળ તથા વચન વર્ગણાના પુદગળ એ સર્વ પ્રયોગસા ચઉ ફરસી રૂપી પુદગળ જાણવા અને આઠ ફરસી રૂપી પુદગળ જે છે તેમાં કેટલાક દષ્ટીગોચર આવે અને કેટલાક દષ્ટીગોચર

માં ના આવે એટલે વાઉકાયના પુદગળ તથા અહારક શરીરના ધુધલા તે વિ
સસા પુદગળ અને છ પ્રકારની દ્રવ્યલેશાના ઇત્યાદીક વસ્તુ આઠ ફરશી
જે છે તે માંહેલા જે પુદગળના ખંધમાં કરકશ અને ભારી ફરસના પુદગળ ઘ-
ણા હોય તથા સુકમાળ મૃદુ સુકમાળ અને હલકા પુદગળ ઘણા હોય તે દ્રષ્ટી
ગોચરમાં ના આવે ઉપરાંત ઉદારીક શરીરાદીક પ્રમુખ સર્વના જે દીઠામાં આ
વે છે એ માટે આઠ ફરશી પુદગળ દ્રષ્ટીગોચરમાં આવે અને નહી પણ આવે
અને જીવ દ્રવ્ય અરૂપી છે પણ પુદગળ સાથે મળ્યો આકારવંત રૂપી દેખાય
છે એ રીતે ખટ દ્રવ્ય તે બે રાશીમાં સમાય છે તેમજ નવ તત્વ પણ બે રા-
શીમાં સમાય છે કેમકે દ્રવ્યાર્થીક નયે કરી બે દ્રવ્ય છે અને પર્યાયાર્થીક નયે
કરી બે દ્રવ્યના નવ પદાર્થ થાય છે તે કહે છે જીવ તત્વ તો જીવ દ્રવ્ય
છેજ અને અજીવ તત્વ તો અજીવ દ્રવ્યમાંજ કહ્યો છેજ શેષ સાત તત્વ જે
છે તે પર્યાયાર્થીક છે બે દ્રવ્યના પર્યાયથી સાત તત્વ નિપન્યા તે બે પ્રકારે છે
એક મુખ્યતાએ બીજો ગૌણતાએ તે આવી રીતે જે.

પુન્ય પાપ બંધ આશ્રવ એ ચાર તત્વ મુખ્યતાએ અજીવથી નીપના
છે કેમકે એ ચારે કર્મથી નિપના છે માટે કર્મ તત્વ છે અને કરમને તો
ભગવતીમાં ચઉ ફરસી રૂપી પુદગળ કહ્યો છે એ ન્યાયે એ ચાર તત્વ અ
જીવ તત્વમાં સમાય છે અને પ્રયોગસા પુદગળ છે માટે વ્યવહાર નયની અ
પેક્ષાએ ગૌણતા પણે જીવના પરજાયમાં પણ ભળે છે તેથી પર્યાયાર્થીક
નયે કરી એને પરજાય તત્વ કહીયે પણ એ ચાર તત્વનો નિજ સ્વરૂપ વિ
ચારતાં હેય પદાર્થ છે કેમકે કરમવંતને છે માટે પરગુણ છે જીવનોજ ગુણ
નથી કરમનો ગુણ છે અને જે કરમનો ગુણ તે નિશ્ચય નય થકી અજીવ
છે માટે એવી રીતે ગ્યાન વિચારતાં તો અજીવ પુન્ય પાપ આશ્રવ બંધ
એ પાંચ તત્વ અજીવ રાસીમાં સમાય છે અને સંવર નિઝરા મોક્ષ એ
ત્રણ ધરમ તત્વ છે જીવનો ગુણ છે પણ પરગુણ નથી માટે મુખ્યતાએ જી
વના પરજાય છે પરંતુ પુદગળ ને આતમાથી ભીન્ન કરવાનો સ્વભાવ છે માટે
સંગ્રહ નયે કરી પુદગળના પરજાયમાં પણ ભળે છે તેથી એ ત્રણે પરજાય
તત્વ જાણવા પરંતુ મુખ્યપણે વસ્તુની ઓળખાણ કરતાં ધરમ તત્વ છે ની

જ ગુણ છે અરૂપી છે તે નિશ્ચય નયની અપેક્ષાએ જીવ છે જીવના પરજાય છે તે માટે એક જીવ બીજો સંવર ત્રીજો નીઝરા ચોથો મોક્ષ એ ચાર જીવ તત્વ છે તે જીવ તત્વમાં સમાય છે ઇતીજ્ઞેયં

હવે કોઇક એકાંત પક્ષ ગ્રહીને આશ્રવને જીવ કહે છે તે કેહેનાર અજાણ દેખાય છે પછે તો કેવળી વચન સત્ય છે પણ સુત્રમાં જોતાં તો આશ્રવને જીવપણુ કહેવુ એમ જણાતુ નથી જે કુહેતુ લગાડી આશ્રવને જીવ કહી ભોળા લોકોને ભરમાવે છે તેની રીતી કહે છે.

જીવનાં જે અસુભ ભાવ તે આશ્રવ છે એ ન્યાયે આશ્રવને જીવ કહીએ એમ તે કહે છે પણ તે જીન મારગના ન્યાત્મ ગ્યાનના અજાણ્યા દેખાય છે માટે પક્ષપાત મુકીને જીન મારગની શૈલીની ઓળખાણ કરસો તો આશ્રવ તે પ્રત્યક્ષ અજીવના પરજાયમાં ભળે છે તેનો વિચાર એમ છે જે આશ્રવનો ગુણ કરમ ગ્રહણ કહો છો તે કરમ ગ્રહણ તો જીવ વિના માત્ર પુદગળ નવા કરમને કેમ ગ્રહણ કરી શકે તેમજ વળી અરૂપી વસ્તુને પણ ગ્રહણ કેમ કરે તે તો અનાદી કાળની કરમ વરગણા સાથે છે તે કરમ વરગણાથી જીવ કરમ ગ્રહણ કરે છે માટે જીવના ભુડા ભાવનો કરતા પણ કરમજ છે તે કરમ વિના જો જીવના ભુડા ભાવ થતા હોય તો સીદ્ધના જીવોને પણ ભુડા ભાવ થવા જોઇએ પણ સિદ્ધ તો અકર્મક છે માટે તેના તો ભુડા ભાવ નથી તેથી પ્રતક્ષ દેખાય છે જે એ આઠ કરમ અનાદી કાળના જીવ સાથે લોલી ભુત છે તેજ કરમને ગ્રહણ કરે છે જેમ અગ્નીના પ્રયોગથી પાણી ઉષ્ણ થાય છે પણ તે ઉષ્ણતાનો કરતા અગ્ની છે પણ પાણી નથી તેમ ભુડા ભાવનો કરતા કરમ છે પણ જીવ નથી તે માટે એનો કરતા કરમ છે એમ ઓળખતાં તથા કાર્યનાં કારણ દેખતાં તો આશ્રવ અજીવ તત્વમાં સમાય છે પરજાય તત્વ છે નિશ્ચય નયે દેખતાં તો હેય પદાર્થ છે કરમથી નિપનો છે પરગુણે છે તે માટે આશ્રવને અજીવ સદ્દહણા ધારવી.

વળી કોઇ સુભ યોગને સંવર કહે છે તે પણ સુત્રથી મીલતો નથી કેમકે ઇરિયાવહી ક્રિયા તે સુભ જોગથી થાય છે માટે યોગ પ્રત્યય છે તે પણ

આશ્રવમાં છે તથા પેહેલા ગુણઠાણે સુભ યોગ છે પણ સંવર નથી કહ્યા મા ટે સુભ યોગને સંવર કેહેવો તે પણ સુત્રથી મીળતુ નથી તત્વ કેવળી ગમ્ય,

• કોઇક સંવરને જીવ કહેતાં આશ્રવને પણ જીવ દ્રઢાવે છે તે પણ પક્ષ ની તાણ કરે છે કેમકે સંવર તો અકંપ અવસ્થા છે યોગ નિરૂધન છે તેમાં દેશથી જે યોગ નીરૂધન તે દેશ સંવર છે અને સર્વથી જે યોગ નીરૂધન તે સર્વ સંવર છે અને એ સર્વ જીવનો નિજ ગુણ છે ધરમ તત્વ છે માટે એ સંવર આશ્રવ એ બેહુ એકની પરજાય નથી તેમાં આશ્રવ તે અજીવની પ રજાય છે અને સંવર તે જીવની પરજાય છે.

હવે જીનરાજના વચનથી નવ તુત્વની સુદ્ધ સદહણા તે સમ્યકત્વ છે અને કોઇક એમ પણ કહે છે જે નવ તત્વના જાણપણાથી સંસાર તરે નહી તે પણ સત્ય છે પણ તે જાણપણુ શ્રી ઉતરાધ્યેન સુત્રના અઠાવીસમાં અ- ધ્યયને એક સંક્ષેપ રૂચી બીજી વિસ્તાર રૂચી એ બે પ્રકારે કહ્યુ છે તેમાં જે જીવ પ્રવચન શાસ્રનો અજાણ છે પણ મિથ્યાત્વીના વચનની આસ્તા નથી દ્રઢપણે જીન વચનની આસ્તા છે અને જે શ્રી તીરથંકરે તત્વ કહ્યા તેને સ ત્ય કરી જાણે છે એવાને જે નવ તત્વનુ જાણપણુ છે તે સંક્ષેપ રૂચી કહી યે અને જેણે નવ તત્વને અનેક રીતે આસ્રોક્ત ઓળખ્યા છે તે વિસ્તાર રૂ- ચીથી જાણપણુ છે એમ શ્રી ઉતરાધ્યને અઠાવીસમે અધ્યને દ્રવાણ સવ્વ ભાવા સવ્વ પમાણેહીજસ્સ ઉવલદ્ધા ॥ સવાઇનયવિહીય વિસ્થાર રૂઇતી નાય વો ॥ ૧ ॥ ઇત્યાદીક અનેક ભાતે કહી છે તે એક એક તત્વ ઉપર પચીસ પચીસ બોલ ચીતવ્યાથી વિસ્તાર રૂચીની સદહણા થાય તે પચવીસ બોલના નામ કહે છે ૧ નિશ્ચેથી ૨ વ્યવહારથી ૩ દ્રવ્યથી ૪ ભાવથી ૫ સમાત્યથી ૬ વિશેષથી ૭ નામ નિક્ષેપાથી ૮ સ્થાપના નીક્ષેપાથી ૯ દ્રવ્ય નિક્ષેપાથી ૧૦ ભાવ નિક્ષેપાથી ૧૧ દ્રવ્યથી ૧૨ ક્ષેત્રથી ૧૩ કાળથી ૧૪ ભાવથી એ રીતે દ્રવ્યાદીક ચારથી તથા ૧૫ પ્રત્યક્ષ પ્રમાણથી ૧૬ અનુમાન પ્રમાણથી ૧૭ આગમ પ્રમાણથી ૧૮ ઉપમાન પ્રમાણથી ૧૯ નૈગમ નયથી ૨૦ સંગ્રહ નયથી ૨૧ વ્યવહાર નયથી ૨૨ રૂજુ સુત્રથી ૨૩ શબ્દ નયથી ૨૪ સમ- ભિરૂઢ નયથી ૨૫ એવંભુત નયથી એ રીતે પચીસ બોલ તે એકેકા તત્વ

ઉપરથી શી રીતે વિચારીએ તે કેહે છે તેમાંથી પ્રથમ જીવાદીક નવ પદાર્થ ના નિશ્ચય વ્યવહાર એ બે બોલો કેહે છે જીવનુ નિશ્ચયપણુ તે અસંખ્યાત પ્રદેશાત્મક દ્રવ્ય અને કર્મ કલંક રહિત સુદ્ધ ઉપયોગી સત્ત ચીદાનંદ તે નિશ્ચે જીવ જાણવા તે જીવ જે સીદ્ધલયે પોતા કર્મ વ્યવહારના અભાવથી અક મસ વીવહારો નવીજઇ એમ શ્રી અનુજોગ દ્વારે અકર્મક માટે સીધને વ્યવહાર નથી તેને નિશ્ચેથી જીવ કહીયે અને જે સંસારી જીવ ચેતનાવંત એકંદ્રીથી માંડીને પંચેદ્રી પરીયાંત દેહ ધારક જીવો પોત પોતાના શરીરાનુ સારે આયુ અવગાહના દીકમાં પ્રવર્તે તે વ્યવહાર જીવ વીવહર તિતી વ્યવહાર એ વચને કરી જાણવુ.

હવે અજીવનો નિશ્ચે વ્યવહારપણુ કેહે છે અજીવ તત્વના પાંચ દ્રવ્ય છે તે પાંચનો જે અચેતનપણો તે નિશ્ચય નયથી જાણવુ અને ધર્માસ્તીકાય માં ગમનગુણ તે વ્યવહાર અધરમાસ્તીકાયમાં સ્થીરગુણ તે વ્યવહાર વળી આકાસ્તીકાયનો અવકાશ ગુણ તે વ્યવહાર અને કાળ દરવ્યનુ પુદગળ પરાવર્તન વર્તના ગુણન પ્રવર્તન જે પ્રવર્તવો તે વ્યવહાર નય જાણવો જેમ અસંખ્યાતા લોકાકાસમાં અનંતી રાત્રી ગઇ વર્તમાને એક જાય છે અનાગતે અનંતી જાશે એહવી જે પ્રવર્તના તે વ્યવહાર કાળ જાણવુ વળી પુદગળને વિષે પાંચ વર્ણ બે ગંધ પાંચ રસ અને આઠ ફરસ પાંચ સ્થાંક ઇત્યાદીકનુ ગ્રહણ ગુણ તે વ્યવહાર નય પુદગળ છે એ અજીવનો નિશ્ચય વ્યવહાર નય કહયો.

હવે પુણ્ય તત્વનુ નિશ્ચય વ્યવહારપણુ કહે છે જીવના પ્રદેશને વિષે જે શુભ પુદગળનુ બંધ તે શુભપણાને નિશ્ચય નયથી પુણ્ય કહીએ અને તેનો અનુભાગ જે ભોગ ભોગવવારૂપ પ્રદેશને વિષે તે પુણ્યનુ વ્યવહાર નય જાણવું.

હવે પાપનુ નિશ્ચે વ્યવહાર કહે છે જે અદત દલની વર્ગણા એટલે અવિરતીને સંજોગે મીલ્યા જે કર્મ તથા અવિરતી સંજોગે વર્તમાન થકા અશુ

જ પુદગળનો બંધ તે નિશ્ચયથી પાપ કહીયે અને પાપ વર્ગણા ઉદયાવળીમાં આવે તદરૂપ વ્યવહારનુ જે પ્રવર્તન તે વ્યવહાર પાપપણુ કહી એ રીતે પાપનુ નિશ્ચય વ્યવહારપણુ કહ્યુ.

હવે આશ્રવનુ નિશ્ચય વ્યવહારપણુ કહે છે મિથ્યાત્વ અવ્રતપ્રમાદ વિષય કષાયના જે દળ તેના રસે કરી સકંપમાન થાય અને તે મીથ્યાત્વાદીકના રસે કરી જીવના અધ્યવસાય અશુભ થાય તે આશ્રવનુ નિશ્ચયપણુ જાણવુ અને જે મીથ્યાત્વ અવિરત્યાદીક પાંચેના પ્રવર્તના ગુણથી કર્મ ગ્રહણ થાય તે આશ્રવનુ વ્યવહારપણુ જાણવુ.

હવે સંવરનુ નિશ્ચય વ્યવહારપણુ કહે છે જે આત્માના યોગ રૂંધવે કરી સ્થીર પરીણામ થાય તે સંવરનુ નિશ્ચેપણુ અને પાંચ માહા વ્રતાદીકને વિષે પ્રવર્તવુ તે વ્યવહાર સંવર.

હવે નીઝરાનો નિશ્ચય વ્યવહાર કહે છે જે સમ્યકત્વ ભાવે કરી શુધ યોગથી ઇચ્છા નિરોધ કરવુ આશા વંછા રહીત તપે કરીને જીવના પ્રદેશથી કરમ પુદગળનુ ખિરવુ ભર્ત ચક્રવરતીની પેઠે તે નિશ્ચયથી સકામ નિઝરા જાણવી અને બાર ભેદ તપનુ કરવુ તે તપની જે સમ્યકત્વ સહીત પ્રવરતી રૂપ કરણી તે વ્યવહાર સકામ નીઝરા જાણવી.

અને જે મીથ્યાત્વ સહીત બાળ તપ કરવું. પણ તેમાં પ્રગટપણે આશા વંછા ન હોય તામલી તાપસની પેઠે તે નીશ્ચે અકામ નીઝરા જાણવી એ અકામ નીઝરાનો કરતા શુભ યોગી છે પણ શુધ યોગી નથી કેમકે અંતરંગથી પુદગળ ભર્મ ગયો નથી આત્માનો અનુભવ રસ ચાખ્યો નથી પણ સંસારથી ઉદાસીનતા થઇ છે તે અકામ નીઝરાનુ નિશ્ચય પણુ જાણવુ અને જે પરવસપણે ભુખ તૃષાદીકનુ ખમવુ તે વ્યવહાર અકામ નિઝરા જાણવી એથી જીવ પ્રદેશ ઉજ્વળ થાય પણ તેના પરીણામ કર્મ બંધ હેતુ જાણવા

હવે બંધનુ નિશ્ચય વ્યવહારપણુ કહે છે જીવના પ્રદેશને વિષે જે પુદગળ બંધ થઇ પ્રયોગસાપણે પરીણામીક સતાપણે જીવની સાથે છે તેસ ગુણ જીવ આગ્રી શુભ અશુભ અધ્યવસાયે કરી જે શુભાશુભ બંધ તે નિ

ક્ષય બદ્ધ જાણવુ તેમાં પણ સમ્યક્તવંત વ્રતના ધણીનો જેશુભ અધ્યવસાય તે કરમ નિઝરાનુ કારણ છે પણ શેષ પાળતાં કરમ જે રહ્યાં તે શુભ બંધ જાણવો પણ ઇહાં બંધનુ હેતુ સમ્યકતાદીક નથી માટે તેને નિશ્ચે બંધ કહીયે અને તે શુભાશુભ બંધથી આત્માના અધ્યવસાય પલટે તે અધ્યવસાયનુ પ્રવર્તન તેણે કરી બંધ જાણીયે જેમ મદ્ય પાની પુરૂષને મદ્યપાનથી લેહેર પ્રવરતે તેમ ગતી જાત્યાદીકે બંધનુ પ્રવર્તવુ તે વ્યવહાર બંધ જાણાય છે.

હવે મોક્ષનુ નિશ્ચે વ્યવહારપણુ કહે છે જીવના સર્વ પ્રદેશથી સર્વ કરમ પુદગળનુ મુકાવવુ તે નિશ્ચે મોક્ષ જાણવુ અને સિદ્ધને વિષે પ્રવર્તન રૂપ વ્યવહાર નયેથી અકમ્મસ્સ વવહારો નવિઝઇ તે નિશ્ચય મોક્ષ અને જે જ્ઞાન દર્શન ચારીત્રદી મોક્ષ માર્ગ તે માંહે પ્રવર્તવુ તે વ્યવહાર મોક્ષ દેખાય છે જો પણ મોક્ષને વ્યવહાર દેખાતુ નથી તો પણ જ્ઞાનાદીકનુ પ્રવર્તન રૂપ તે વ્યવહારપણુ સંભવે છે તત્વ સર્વ જ્ઞજ્ઞેય જીન વચન અનંત નયાત્મક છે માહારા જેવા મંદમતિ જીવને સમજવુ કઠણ છે એ નવ પદાર્થનુ નીશ્ચે વ્યવહાર કહ્યું.

એ નિશ્ચય વ્યવહારનુ લક્ષણ કહે છે જે પદાર્થ ચીંતવીયે તે પદાર્થનુ જે અભ્યંતર ગુણ એટલે તે પદાર્થનો નિજ સ્વભાવ તે નિશ્ચય જાણવુ જેમ જીવ સિદ્ધ સમાન છે તે અભ્યંતર ગુણ કહીયે તે નિશ્ચે અને તેહીજ વસ્તુનો જે બાજ્ય પ્રવર્તન તે વ્યવહાર કહીયે તે વ્યવહાર શુભ તથા અશુભ મળી બે પ્રકારે છે અને શુદ્ધા શુદ્ધ વ્યવહારનો ભેદ આગળ સાત નયમાં કહેશે.

હવે નવ પદાર્થના દ્રવ્ય ભાવ કહે છે તેમાં પ્રથમ જીવનો દ્રવ્ય અસખ્યાત્મીક તે દ્રવ્ય જીવ કહીયે અને જીવનો જે જ્ઞાન દર્શન ચારીત્ર વીર્ય તે ભાવ જીવ કહીયે પણ દ્રવ્ય વિના ભાવ જીવ તે ભીન્ન નથી. દ્રવ્ય જીવનો ગુણ તે ભાવ જીવ જેણ શાકર મીશ્રી દ્રવ્ય તેનો મીઠો સ્વાદ તેને જેમ ભાવ કહીયે જેમ શાકરથી મીઠાશપણુ ભિન્ન નથી તેમ દ્રવ્યથી ભાવ ભીન્ન નથી તે ભાવ જીવની ગાથા શ્રી ઉતરાધ્યેનના અઠાવીસમા અધ્યેયને કહી છે.

નાણંચ દંસણંચેવ ચરિતંચ તવો તહા ॥ વીરિયંઉવઉગોય એયંજીવસ્સલખ્ખણં ॥

૧ ॥ એ ભાવથીજીવ કહ્યો એ રીતે જીવનો દ્રવ્ય ભાવ કહ્યો.

હવે અજીવના દ્રવ્યભાવ કહે છે તે અજીવ દ્રવ્ય પાંચ છે એક ધર્મ બીજો અધર્મ ત્રીજો આકાશ ચોથો કાળ પાંચમો પુદગળ એ પાંચ દ્રવ્યનુ દ્રવ્યપણુ તે એવી રીતે જે ધર્મ અધર્મ અને આકાશ એ ત્રણ દરવ્ય તે એકેક છે તથા કાળ દરવ્ય એક છે અને અનંતા પણ કાળ દરવ્ય છે તથા પુદગળ પણ અનંત દરવ્ય છે એ પાંચે અજીવ દરવ્યનુ અચેતનપણુ છે તે દરવ્ય અને ભાવથીચાર દરવ્ય અરૂપી અને એક પુદગળ દરવ્ય રૂપી છે એ ભાવ જાણવો તથા ધરમાસ્તીકાયનો ગતી સાહાય ગુણ એમ દરવ્યના નિજ સ્વભાવને પણ ભાવ અજીવ કહીયે.

હવે પુણ્યના દરવ્ય ભાવ કહે છે જે શુભ યોગ સાથે શુભ પુદગળ ચોફરસી પ્રયોગશાપણે પરીણમી રહ્યા છે તે દરવ્ય પુણ્ય કહીયે અને જે શુભ પુદગળનો રસ જીવ તથા શરીરને પરિણમે તેવારે ભોક્તા અલ્હાદ પામે ચીતમાં હર્ષ પામે શાતા માને તે ભાવ પુણ્ય કહાયે,

હવે પાપના દ્રવ્ય ભાવ કહેછે જે અશુભ યોગસાથે અશુભ પુદગળ ચઊફરસી પયોગશા પણે પરીણમી રહયાછે તે દ્રવ્યથી પાપ કહીએ અને જે અશુભ પુદગળ નુરસ જીવ તથા સરીરને પરીણમે તેવારે જીવ વિષમે પાચો દુ:ખ પામે તેભાવ પાપ કહીયે જે દ્રવ્ય તે પુદગળ અનેભાવ તે પુદગળના રસ જાણવા.

હવે આશ્રવના દ્રવ્યભાવ કહે છે દરવ્યા શ્રવતે ૧ મીથ્યાત્વ મોહનીય કરમનાં ડળીયાં તે મીથ્યાત્વ આશ્રવનો વ્યવહાર મીથ્યાત્વ દરવ્ય આશ્રવ છે અને ૨ અપ્રત્યાખ્યાનિયા કષાયનાં ડળ તે વ્યવહાર દરવ્ય અવ્રતાશ્રવ કહીયે ૩ વિષય તથા પ્રત્યાખ્યાની કષાયના ડળ તે દરવ્ય પ્રમાદાશ્રવ કહીયે ૪ કષય આશ્રવનો ડળ તે સંજવળની કષાયના ડળ પયોગાશ્રવનો તે દરવ્ય નામ કરમથી નીપના જે મન વચન કાયાના યોગ તેનપ્રયોગશા પુદગળના ડળ તે માંહે મોહનીય કરમના ડળ મીલે તે શુભ યોગાશ્રવનુ દરવ્ય ૬ નામ કરમના ડળ તે શુભયોગાસ્રવનુ દરવ્ય તથા મીથ્યાત્વ અવિર-

તાદીક પાંચને ઉદયે કરી જીવના જે નાના પ્રકારના શુભાશુભ અધ્યવસાય થાય તે ભાવાશ્રીવ કહીયે.

હવે સંવરના દરવ્ય ભાવ કહે છે જે દેશ થકી યોગ નિરૂધવુ તે દેશ સંવરનો દરવ્ય અને જે સર્વથી યોગ નિરૂધવુ તે સર્વ સંવરનો દરવ્ય એમ યોગનુ જે રૂંધવુ તે સંવરનો દરવ્ય કહીયે એટલે યોગ રૂંધી નવાં કરમ ન બાંધે તે સંવરનુ દરવ્ય અને યોગ રૂંધનથી જીવની જે અકંપ અવસ્થા થાય સ્થીર પરીણામ રહે તે ભાવ સંવર કહીયે તેમાં પણ દેશથી અકંપ અવસ્થા તે તે દેશભાવ સંવર અને સર્વથી અકંપમાન શૈલેશી અવસ્થાનો ધરવો તે સર્વ ભાવ સંવર.

હવે નિઝરાનો દરવ્ય ભાવ કહે છે જે જીવના પ્રદેશથી કરમનો ખીરવો તે દરવ્ય નિઝરા કહીયે અને કરમના પ્રદેશ ખિરવાથી આત્માને જે જે નિજ ગુણની લબ્ધી પ્રગટ થાય એટલે કરમ પ્રકૃતી ખીરવાથી જે જ્ઞાનાદી ગુણની લબ્ધીનુ પ્રગટ થવુ આત્માનુ ઉજ્વળપણુ પ્રગટે તેને ભાવ નિઝરા કહીયે.

હવે બંધના દરવ્ય ભાવ કહે છે જે પ્રકૃતી બંધાદીક ચારની વર્ગણા અકેક આત્માના પ્રદેશ ઉપર રોલી ભુત થઇ રહી છે તે દરવ્ય બંધ અને તે દરવ્ય બંધથી જીવના પરીણામ ગતી જાત્યાદીપણે જેમ અહંપુરૂષ અહંસ્રી ઇત્યાદીક તે ભાવ બંધ જાણવુ.

હવે મોક્ષના દરવ્ય ભાવ કહે છે જે સકળ કરમ ડળ રૂપ મળ કલંક આત્માથી છાંડવુ અને કરમ વર્ગણાથી આત્માને ભીન્ન કરવુ જેમ હેમથી મળ શોધવો તેમ કરમ મળ રહીત થાવુ તે દરવ્ય મોક્ષ અને કરમ મળ ખપાવ્યાથી અનંત ચતુષ્ટય જે નિજ ગુણ સ્વરૂપ તે ભાવ મોક્ષ ઇતિ એ રીતે દરવ્ય ભાવથી નવ તત્વ કહ્યા તે દરવ્ય ભાવનુ લક્ષણ કહે છે જે બાજ્ય વસ્તુ તે દરવ્ય તે દરવ્યથી જે વસ્તુનો નિજ સ્વરૂપ તે ભાવ કહીયે.

હવે સામાન્ય વિશેષપણુ કહે છે તેમાં પ્રથમ જીવનો સામાન્ય વિશેષ ક

ે છે જીવનુ સામાન્યપણુ તે જેમ ઠાણંગે એગેજીવ ઇતિ સામાન્ય અને જીવા દુવિહા તથા થાવરા તથા સિદ્ધ સંસારી વળી જીવા તિવિહા ઇચ્છી પુરેસા નપુસગા તથા જીવ ચઉવિહા પચવિહા છવિહાઇ ઇત્યાદીક જીવને વિશેષપણાથી જાણવુ તે જીવનો વિશેષ અને ભેદાંતર સંક્રમણમાં જે જે વચન બોલીયે તે તે વચન સામાન્ય વિશેષ શ્રી અનુજોગદ્વારે કહ્યુ જેમ દુવિહા જીવા એ વચન તે એગેજીવે એ વચનનુ વિશેષપણુ જાણવુ અને દુવીહા જીવા તથા થાવરા તેમાં તસાએ સામાન્ય શબ્દ અને તે તસા ચઉવિહા બેઇંદીયા તેઇંદીયા ચઊરંદીયા પંચેંદીયા એમ કહેવુ તે વિશેષ કહીયે તેમજ થાવરા એ સામાન્ય અને થાવરા પંચવિહા એમ વિવક્ષા કરવી તે તે વિશેષ જાણવુ એ સામાન્ય વિશેષનો ઘણો વિસ્તાર શ્રી અનુજોગદ્વાર સુત્રથી જાણવો ઇહાં ગ્રંથનો વિસ્તાર ઘણો વધે માટે સામાન્યપણે કહ્યુ.

હવે અજીવના સામાન્ય વિશેષ કહે છે જેમ એગેજીવે ઇતિ સામાન્ય તેમજ અજીવા દુવિહા તિવીહા ચઉવિહા પંચવિહા ઇત્યાદીક વિશેષપણાનો વિસ્તાર જીવની પેઠે જાણવો.

હવે પુણ્યના સામાન્ય વિશેષ કહે છે જેમ એગે પુન્ને ઇતિ સામાન્ય અને પુન્ન નવવિહા એમ કહેવુ ઇત્યાદીક તે પુણ્યનુ વિશેષપણુ જાણવુ ઇતી પુણ્યનુ સામાન્ય વિશેષ કહ્યુ.

હવે પાપનુ સામાન્ય વિશેષ કહે છે જેમ એગે પાપે ઇતિ સામાન્યઅને પાવઠ રસ ઠાણા ઇતિ વિશેષ એટલે પાપને એક પ્રકારે માત્ર પાપ એટલુ જ કહેવુ તે પાપનુ સામાન્યપણુ અને પાપ અઢાર પ્રકારે બંધાય એમ વિસ્તાર સહીત કહેવુ તે પાપનુ વિશેષપણુ જાણવુ ઇતિ.

હવે આશ્રવના સામાન્ય વિશેષ કહે છે શ્રી ઠાણાંગે એગે આસ્સવે ઇતિ સામાન્ય અને ઠાણંગમાંજ પંચ આસ્સવદારા એમ કહ્યુ છે તે આશ્રવનુ વિશેષપણુ જાણવુ ઇતિ.

હવે સંવરનુ સામાન્ય વિશેષ કહે છે એગે સંવરે ઇતિ સામાન્ય અને

પચ સવરદારા એમ કહેવુ તે સવરનુ વિશેષપણુ જાણવું ઇતિ

હવે નિઝરાના સામાન્ય વિશેષ કહે છે એગે નિઝરે સામાન્ય, વચન જાણવુ અને નિઝરા અણેગવિહા સકામ અકામ ઇત્યાદીક વિસ્તાર સહિત કહેવુ તે વિશેષપણુ જાણવુ.

હવે બંધના સામાન્ય વિશેષ કહે છે એગે બધે ઇતિ સામાન્ય વચને બંધ જાણવુ અને બધે ચઉવિહે જેમ પગઇ બધે અઠ્ઠકમ્મ પગડી ઉબધે ઇત્યાદીક વચને વિશેષ બંધ જાણવું.

હવે મોક્ષના સામાન્ય વિશેષ કહે છે શ્રી ઠાણાંગે એગે મોખે ઇતિ સામાન્ય અને અઠકમ્મ પડીઉપ્પવતિ ઇતિ વિશેષ વચને કરી બંધનુ વિષેશપાણુ જાણવુ એ સામાન્ય પણ વિષેશપાણાનુ લક્ષણ જે એક વચનમાં ઘણાં વચન અંતર ભુત સમાવે તે સામાન્ય અને જે ભેદ પ્રકારરૂપ વચન તે વિષેશ વચન જાણવુ એ રીતે નવે તત્વનુ સામાન્ય વિષેશપણુ કહ્યુ

હવે અકેકા પદાર્થમાં નામ સ્થાપના દરવ્ય અને ભાવ એ ચાર ચાર નિક્ષેપા લગાડવાની રીત કહે છે તેમાં પ્રથમ જીવના ચાર નિક્ષેપા કહે છે જે જીવ એવુ નામ તે નામ જીવ જેમ કોઇ વસ્તુ લાવીને તેવું જીવ એવુ નામ કહેવું તે નામ જીવ જાણવુ તથા અજીવ વસ્તુને જીવ એવુ નામ કહેવું તે પણ નામ જીવ જાણવુ અને સ્થાપના જીવ તે ચીત્રામણાદીકે કરી સ્થાપીયે તે સ્થાપના જીવ તથા જીવ અથવા અજીવ વસ્તુને સ્થાપીને જીવ કહેવુ તે પણ સ્થાપના જીવ જાણવું.

વળી દરવ્ય જીવ તે છ દરવ્ય માંહેલુ એક જીવ દરવ્ય અસંખ્યાત પ્રદેશાત્મક રૂપ તે દરવ્ય જીવ તથા ભાવ જીવ તે જે જીવના ઉદય ઉપશમ ક્ષાયક ક્ષયોપશમ પરિણામિક એ પાંચ ભાવપણે પ્રવર્તે તે ભાવ જીવ એમ જીવના ચાર નિક્ષેપા જાણવા.

હવે અજીવના ચાર નિક્ષેપા કહે છે અજીવ એવુ નામ કહેવુ તે નામ અજીવ થાપીને અજીવપણુ દેખાડવું તે સ્થાપના અજીવ જે જડરૂપ તે અ-

જીવ દ્રવ્ય પાંચ છે તે દ્રવ્ય અજીવ અને જે ધર્મ દ્રવ્ય પ્રમુખના ગતિ સહાય રથીતી સહાય અવકાશ ગુણ વર્તમાન ગુણ પુદગળના વર્ણ ગંધાદિક તે ભાવ અજીવ એટલે ઇહાં પાંચ દ્રવ્યના સદભાવ ગુણ તે સર્વ અજીવના ભાવ જાણવા ઇતિ અજીવ.

હવે પુણ્યના ચાર નિક્ષેપા કહે છે પુણ્ય એવું નામ તે નામ પુણ્ય અને અક્ષરાદિકે કપ્પાર્દકાદિકે કરી સ્થાપીયે તે સ્થાપના પુણ્ય અને જે શુભ કર્મ પ્રકૃતિની વર્ગણા જીવના પ્રદેશની સાથે પરીણમી તે દ્રવ્ય પુણ્ય કહીયે તથા પુણ્ય તે શુભ કર્મ પ્રકૃતિના ઉદયથી જીવ આલ્હાદપણું પામે શાતાપણે જીવને આનંદપણે પરીણમે તે ભાવ પુણ્ય જાણવું ઇતિ.

હવે પાપના ચાર નિક્ષેપા કહે છે જે પાપ એવું નામ કહેવું તે નામ પાપ અને અક્ષરાદિકે કપ્પરદિકાદિકે કરી સ્થાપીયે તે સ્થાપના પાપ કહીયે તથા જે અશુભ પ્રકૃતિની વર્ગણા દ્રવ્ય કર્મપણે પરીણમે તે દ્રવ્ય પાપ જાણવુ અને અશુભ પ્રકૃતિના ઉદયથી જે વિષવાદપણે પરીણમે તેથી જીવના પરીણામ દુષિત થાય દુઃખપણે ભાવ પરીણમે તે ભાવ પાપ.

હવે આશ્રવના ચાર નિક્ષેપા કહે છે પ્રથમં આશ્રવ એવુ નામ કહેવુ તે નામાશ્રવ અને જે અક્ષર કપ્પરદિકાદિક દશ પ્રકારે સ્થાપના તે સ્થાપનાશ્રવ તથા મીથ્યાત્વાદિક પ્રકૃતિ અપ્રત્યાખ્યાનીચતુષ્ક પ્રકૃતિ આદિક મોહની તથા નામકર્મની પ્રકૃતિના જે દળ આત્મા સાથે જે લોલીભુત થઇ રહ્યા છે તે માંહે કર્મ રૂપ પુદગળ ગ્રહણ કરવાની શક્તિ છે તે પ્રયોગસા પુદગળને દ્રવ્યાશ્રવ કહીયે તથા આશ્રવવંત જીવના શરીરને પણ દ્રવ્ય નિક્ષેપે આશ્રવનું દ્રવ્ય કહીયે એ રીતે દ્રવ્યાશ્રવના ભેદ ઘણા છે અને મિથ્યાત્વાદિક કર્મ પ્રકૃતિના ઉદયથી જે જીવના ભાવ પરીણમે તે ભાવને ભાવાશ્રવ કહીયે ઇતિ આશ્રવ.

હવે સંવરનાં ચાર નિક્ષેપા કહે છે સંવર એવુ નામ કહેવુ તે નામ સંવર અને સ્થાપના સંવર તે પુર્વ આશ્રવવત જાણવુ તથા દ્રવ્ય સંવર તે

સમ્યક્તિ દેશવ્રતી આદિક વિશે જીવના પ્રદેશને કર્મ પ્રકૃતિનું જે આગમન તેને નિરૂંધવુ તે દ્રવ્ય સંવર કહીયે અને જે આત્માનુ અકંપતાપણું દેશથી તથા સર્વથી થાય તેને ભાવસંવર કહીયે ઇતિ.

હવે નિર્જરાના ચાર નિક્ષેપા કહે છે તેમાં નામ તથા સ્થાપના એ બે તો પુર્વવત જાણવા અને દ્રવ્યનિર્જરા તે જીવના પ્રદેશથી કર્મ વર્ગણાનુ ખીરવો તથા કર્મ ખપાવે તે જીવને પણ દ્રવ્યનિર્જરા કહીયે તથા ભાવનિર્જરા તે આત્મા ઉજ્વળ થાય તેથી લબ્ધી ઉપજે જ્ઞાનલબ્ધી ક્ષયોપશમલબ્ધી ક્ષાયકલબ્ધી ઇત્યાદિક પ્રગટે તે સર્વ ભાવનિર્જરા કહીયે.

હવે બંધતત્વના ચાર નિક્ષેપા કહે છે તેમાં પણ નામ તથા સ્થાપના તો પુર્વવત જાણવા અને જે કર્મ વર્ગણાના દળ આત્મા સાથે લાગ્યા છે તે દ્રવ્યબંધ તથા તે દ્રવ્યબંધથી જીવના ભાવ તે કર્મની અવસ્થાપણે પરીણમે જેમ દ્રવ્યમદ્યપાનથી જીવને છાક ચઢે તે છાક સમાન બંધ જાણવો તેને ભાવબંધ કહીયે ઇતિ.

હવે મોક્ષના ચાર નિક્ષેપા કહે છે તેમાં નામમોક્ષ તથા સ્થાપનામોક્ષ તો પુર્વવત જાણવાં અને નીર્મળ જીવ તે દ્રવ્યમોક્ષ જાણવું વળી આત્માના નિજ ગુણ જે ક્ષાયક જ્ઞાન દર્શન તે ભાવમોક્ષ જાણવુ ઇતિ એ રીતે નવ પદાર્થને વિષે ચાર નિક્ષેપા સંક્ષેપથી કહ્યા જે જીવનુ વ્યાખ્યાન નિક્ષેપાથી વર્ણન કરીયે એટલે પ્રથમ નામ પછે સ્થાપના પછે તે વસ્તુના દ્રવ્ય બતાવીયે પછે તેના નિજ ગુણનો વિવરો કહીયે એમ એકેક પદાર્થ ચાર ચાર પ્રકારે નિક્ષેપીયે તેને નિક્ષેપા કહીયે કેટલાક અન્ય ભેદથી પણ નિક્ષેપા કહે છે તત્વ સર્વજ્ઞગમ્યં.

હવે નવ પદાર્થના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ કહે છે તેમાં પ્રથમ જીવ જીવદ્રવ્યનો દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ કહે છે જીવદ્રવ્ય દ્રવ્યથી અનંતા દ્રવ્ય છે ક્ષેત્રથી લોક પ્રમાણ કાળથી અનાદી અનંત છે તેના પર્યાય ભેદથી ચાર ભાંગા થાય છે ભાવથી અરૂપીભાવ જ્ઞાન દર્શન ચારીત્ર તપ વીર્ય ઉપયોગ મયી છે ઇતિ.

હવે અજીવ તે દ્રવ્યથી સામાન્ય પદે પાંચ દ્રવ્યછે અને વિશેષ પદે ધર્મ અધર્મ આકાશ એ ત્રણ એકેક દ્રવ્ય છે અને કાળ પુદગળ એ બે અનંતા અનંતા દ્રવ્ય છે અને ક્ષેત્રથી ચાર દ્રવ્ય લોક પ્રમાણ છે તથા પાંચમું આકાશદ્રવ્ય લોકાલોક પ્રમાણ છે કાળથી અણાઇએઅપજ્જવસિએ અણાઇએ સપજ્જવસિએ એ બે ભાંગા તથા પર્યાયાપેક્ષાયે ક્ષેત્રપ્રતપેક્ષાયે ત્રીજો ચોથો ભાંગો પણ છે પરંતુ મુખ્ય વ્યક્તવ્યતા કાળથી અનાદી અનંતછે તથા ભાવથી ચાર દ્રવ્ય તો અરૂપી અચેતન અક્રિય ભાવપણે છે અને એક પુદગળ દ્રવ્ય રૂપી સવર્ણે સગંધે સરસે સફાસે અચેતન સક્રિય ભાવ છે ઇતિ અજીવ.

હવે પુન્ય તે દ્રવ્યથી પુદગળદ્રવ્ય છે તે સામાન્ય પદે તો એક દ્રવ્ય છે અને વિશેષ પદે અનંતા જીવોના પુન્ય પ્રકૃતીના દળ અન્યોન્યછે એટલે જુદા જુદા છે તે માટે અનંતા જીવોના અનંતા પુન્યદ્રવ્ય છે તથા પુન્ય પ્રકૃતિના રસ ભિન્ન છે તે માટે વિશેષ પદે અનંતા દ્રવ્ય છે અને ક્ષેત્રથી એક જીવની અપેક્ષાયે પુન્ય અસંખ્યાત પ્રદેશી ક્ષેત્રાવગાહી છે અને સર્વ જીવની અપેક્ષાયે લોકાકાશ પ્રમાણ ક્ષેત્રાવગાહી પુન્ય છે વળી કાળથી બંધની સ્થીતી ને અપેક્ષાયે સાઇએસપજ્જવસિએ તથા ભાવથી રૂપી ચોફરશી શુભ પરીણામી ઇતિ.

પાપદ્રવ્યને પણ દ્રવ્યથી ક્ષેત્રથી કાળથી તો પુણ્યની પરે કહેવુ અને ભાવથી રૂપી પાંચ વર્ણી બે ગંધ પાંચ રસ તથા અશુભ પરીણામી ચાર ફરસ કહેવું ઇતિ પાપતત્વ.

આશ્રવને દ્રવ્યથી મિથ્યાત્વ અવિરત પ્રમાદ કષાય યોગનાં જે દળ જીવની સાથે છે જે નવા કર્મને આકર્ષણ કરે છે તે આશ્રવનુ દ્રવ્ય છે એમ અનંતા જીવોની અપેક્ષાયે અનંતા આશ્રવ દરવ્ય છે. તથા ક્ષેત્રથી લોકાકાશ પ્રમાણ આશ્રવનુ ક્ષેત્ર છે અને કાલ થકી સાઇએ ,સપઝવસિએ તથા ભાવથી જીવના અધ્યવસાય તે અરૂપીને ભાવથી જાણવા.

સંવરના દરવ્યથી અનંતા સંવર દરવ્ય છે કેમકે સિદ્ધના સર્વ જીવોમાં નિશ્ચય સંવર સંભવે છે તે ક્ષાયક સમ્યક્તની અપેક્ષાએ સમ્યક્ત તે સં-

વર છે તે માટે અનંતા દરવ્ય છે. તથા સમ્યક્ત સંવરી અસંખ્યાતા જીવ દરવ્ય છે દેશ સંવરની અપેક્ષાએ પણ અસંખ્યાતા દરવ્ય છે વળી વ્યવહાર ચારીત્ર સંવરની અપેક્ષાએ સંખ્યાતા જીવ દરવ્ય છે એ સર્વ દરવ્યથી જાણવુ અને ક્ષેત્રથી ત્રસનાડી પ્રમાણ સંવરનો ક્ષેત્ર છે તથા કાલથી સાઇએ સપત્રવસિએ સિદ્ધના નિશ્ચય સંવરની અપેક્ષાએ સાઇએઅપત્રવસિએ છે અને ભાવથી અરૂપી ઇતિ સંવર.

નિર્જરી દરવ્યથી નિજરા તે જીવ દરવ્ય તથા નિજરા જે કર્મ પુદગળ તે પ્રકારાંતરપણે પરિણમ્યા નહી તિહાં લગણ તે નિજરયા પુજલને દરવ્યથી નિર્જરા કહીયે ક્ષેત્રથી જીવ પ્રમાણ કાલથી સાઇએસપત્રવસિએ ભાવથી અરૂપી તથા આત્મા ઉજવલપણે થાય તે.

બંધ તત્વમાં દરવ્યથી બંધ તે આઠ કરમની વર્ગણાના પુદગળ આત્મા સાથે બંધ થાય તે દરવ્યથી બંધ કહીયે ક્ષેત્રથી અસંખ્યાત પ્રદેશાવગાહી બંધ કાલથી સાઇએસપત્રવસિએ અને ભાવથી બંધરૂપ પુદગળ સારભાવ થાય તે ભાવ બંધ કહીયે.

મોક્ષ તત્વ દરવ્યથી સિદ્ધ ક્ષેત્રમાં બિરાજમાન આત્મા ચિદરૂપ અનંતા દરવ્ય અને ક્ષેત્રથી એક સિદ્ધ આશ્રીયીતો જઘન્ય એક હાથને આઠ અંગુલ તથા મધ્યમ ચાર હાથને સોલ અંગુલ ઉત્કૃષ્ટ ૩૩૩ ધનુષ્યને ૩૨ અંગુલ ક્ષેત્ર જાણવુ તથા સર્વ સિધોની અપેક્ષાએ પીસ્તાલીસ લાખ યોજન લાંબો અને પહુલો તથા ૩૩૩ ધનુષ્ય અને ૩૨ અંગુલ ઊંચો એટલો મોક્ષ ક્ષેત્ર છે અને કાલથી સાઇપઅપત્રવસિએ તથા મુક્તિ ક્ષેત્ર અપેક્ષાએ આણાઇએઅપત્રવસિએ અને જે જ્ઞાન દર્શનાદીક ગુણ પ્રગટ થયા તે ભાવથી મોક્ષ જાણવું.

હવે નવે પદાર્થ મહિલા એકેકા પદાર્થને વિષે ૧ પ્રત્યક્ષ ૨ અનુમાન ૩ ઉપમા ૪ આગમ એ ચાર ચાર પ્રમાણ કહે છે જે પ્રત્યક્ષ આગલ વસ્તુ દેખીયે તે પ્રત્યક્ષ પ્રમાણ અને અનુમાને કરી વસ્તુને જાણીયે જેમ ધુ

માડાથી અગ્ની ઇત્યાદિક અનેક હેતુયે કરી જાણવુ તે અનુમાન પ્રમાણ અને જે વસ્તુને સાધરમીક વસ્તુની ઉપમા કરી જાણે જેમ આ સરોવર સમુદ્ર સરીખો છે પાણીનુ બીંદ મોતી સરીખુ ઇત્યાદીક ઉપમા પ્રમાણ જાણવુ પણ ઉપમા બે પ્રકારથી કહેવાય એક દેશોપમા બીજી શર્વોપમા તેમાં દેશોપમા જેમ પુરિસ સિહાણં પુરિસવર પુડરિયાણં પુરીસવરગંધ હથિણં ઇત્યાદીક દેશોપમા અને બીજી સર્વોપમા તે જેમ સંસાર સાયરે ઘોરે જેણંપડઇ ડુરૂતરે ઇત્યાદીક સર્વોપમા અને આગમ પ્રમાણ તે જે ઇંદ્રીય તથા મનથી પરોક્ષ વસ્તુ ને આગમના વચનથી જાણવી જેમ દેશ પ્રદેશના ભાંગા પરમાણુ તથા સાધારણ વનસ્પતીનો વિચાર જાણવો એ આગમ પ્રમાણ એ રીતે ચાર પ્રમાણ તે એકેકા પદાર્થ ઉપર જાણવાને કહે છે.

પ્રત્યક્ષ જીવ તે ચેતના લક્ષણપણું અને અનુમાન પ્રમાણ તે બાળ યુવાન વૃદ્ધપણે પ્રર્તે જેમ દશવૈકાલિકે ચતુર્થાધ્યયને અભિક્કંતં પડિક્કંતં સંકુચિયં પસારીયં રૂપ ભંત તસિયં પલાઇયં આગઇ ગઇ ઇત્યાદિક ત્રસ જીવોને જાણવાના અનુમાન કહ્યાં છે તેમજ સ્થાવરના અનુમાન પણ શ્રીઆચારાંગે પ્રથમ શ્રુતસ્કંધે શસ્ત્રપરીજ્ઞા અધ્યયને વનસ્પતી વૃક્ષાદિકના જીવ સદ્દહવાને અથ અંકુરાદિકથી લેઇ અનુમાન પ્રમાણ ગણધરે બતાવ્યા તે અનુમાન પ્રમાણથી જીવ જાણીયે તથા ઉપમા પ્રમાણ તે જીવ અરૂપી આકાશવત ગ્રહ્યો ન જાય જીવ અનાદી અનંત જેમ ધર્મ દ્રવ્યાદિક સાસ્વતા તેમ જીવ પણ સાસ્વતા ઇત્યાદિક ઉપમાયે કરી જીવનું છતાપણુ કહેવું તે ઉપમા પ્રમાણ અને વળી ઉપમાયે કરી જીવનો છતાપણુ અનાદીપણુ હેતુયે કરી દેખાવીયે તેની રીત કહે છે.

ઇશ્વરવાદી કહે છે જીવનો કર્તા ઇશ્વર છે સયંભુણાકડેલોએ ઇત્યાદિક વચને કરી જીવનો કર્તા ઇશ્વર કહયો છે એમ કહેવાથી જીન વચનની વિરૂદ્ધતા થઇ કેમકે જીનરાજે તો જીવને અનાદી કહયો છે માટે ઇશ્વરવાદીને પુછવુ જે તમે ઇશ્વર કર્તા કહો છો તો ઇશ્વરનુ પણ કર્તા કહેવુ જોઇશે અને ઇશ્વરનુ કર્તા જો પરીબ્રહ્મની જ્યોતી કહેશો તો પરીબ્રહ્મનુ કર્તા પણ કોઇક જોઇયે

ઇત્યાદિક વચન ઘણા છે તે લિખતા ગ્રંથ વધે માટે તે બીજા ગ્રંથોથી જાણી લેવા જેમ પરીક્ષકની જ્યોતી અનાદી છે તેમ જીવ પણ અનાદી છે ઇત્યાદિક ઉપમાયે કરી જીવનું સાસ્વતપણું દેખાડવું તે ઉપમા પ્રમાણ કહીયે.

તથા ઉપમાયે કરી જીવનુ સ્વરૂપ કહ્યુ જેમ તિલમાં તેલ અને દુગ્ધમાં ઘૃત ઇક્ષુમાં રસ તેમ કાયામાં જીવ ઇત્યાદિક ઉપમાયે જીવનુ છતાપણું કહેવુ તે ઉપમા પ્રમાણ જાણવુ.

હવે જીવનુ આગમ પ્રમાણ કહે છે જેમ આગમમાં ગણધરે કહ્યું કમ્મ કત્તાઅયંજીવો કમ્મછિતાવિજીવસુણેયવ્વો અરૂવીનિચ્ચઅણાઇઓ અગુરૂલહુગુણ જીવાણ ॥ ૧ ॥ જીવ કર્મનો કર્તા છે કર્મનો ભોક્તા છે અરૂપી છે નિત્ય છે અનાદી છે અગુરૂલઘુ ગુણ છે એ રીતે જીવનાં લક્ષણ કહ્યાં તે આગમ પ્રમાણથી જીવનુ સ્વરૂપ જાણવુ તથા એક જીવના પ્રદેશ જે આકાશ પ્રદેશમાં અવગાહ્યાં તિહાં અનંતા જીવના પ્રદેશ અવગાહે તથા સાધારણ વનસ્પતીમાં એક વાળાગ્ર માત્ર અંસમાં અનંતા જીવ છે તેમ એક શરીરમાં અનંતા જીવ છે ઇત્યાદિક આગમ પ્રમાણથી જીવને સદ્દહીયે તે આગમ પ્રમાણ જાણવું ઇતિ.

હવે અજીવના ચાર પ્રમાણ કહે છે અજીવનુ પ્રતક્ષ પ્રમાણ તો જડ લક્ષણથી જાણ્યુ જાય છે તથા જીવથી વિપરીત જડ પુદગળ સ્વભાવ અને વર્ણ ગંધાદિક દેખાય છે પણ હાથમાં આવે નહી મિલણ વિખરણ સ્વભાવ પ્રતક્ષ દેખાય છે તે પ્રતક્ષ પ્રમાણ અને અનુમાન પ્રમાણથી નવ જીર્ણપણું પલટણ સ્વભાવપણું દેખીને જાણીયે જે એ પુદગળ છે તથા જીવ પુદગળને ગતિસહાય સ્થિતિસહાય અવકાશ દેવાના પ્રમાણથી જાણીયે છીયે જે એ અજીવ અરૂપીનુ ગુણ છે જેમ જીવ પુદગળને સકંપમાન દેખીને અનુમાનથી ધર્મદ્રવ્યનો સ્વભાવ જાણાય છે અને અકંપમાન દેખીને અનુમાનથી જાણીયે છીયે જે એ અધર્મદ્રવ્યનો સ્વભાવ છે તેમજ જીવ પુદગળ માંહો માંહે મળ્યા દેખીને અનુમાને જાણીયે છીએ જે એ આકાશદ્રવ્યનો સ્વભાવછે તેમજ એક દુગ્ધનો વાટકો કિનારા સુધી ભરીયે જેમાં એક બુંદ પણ બીજુ દુધ સમાય નહી એવો ઠાંસીને ભરીયે પણ તેમાં સાકર વાટીને નાખીયે તો સમાઇ જાય

એ આકાશનો ગુણ અનુમાને જણાય છે એમ અનુમાન પ્રમાણથી સર્વ અ જીવદ્રવ્ય જાણ્યા જાય છે.

તથા ઉપમા પ્રમાણ તે જેમ ઈંદ્રધનુષ સંધ્યારાગ પલટે છે તેમ પુદ્ગળનો રંગ અસ્થિર છે પલટન સ્વભાવ છે જેમ ગજકર્ણ અથીર છે તેમ પુદગળ પણ અથીર છે ઇત્યાદિક અનેક ઉપમાયે કરી પુદગળનો સ્વભાવ દેખાય છે તે ઉપમા પ્રમાણથી પુદગળનુ સ્વરૂપ જણાય છે પુદગળનો રંગ પલટયો દેખીને ઉપમા આપીયે તે ઉપમા પ્રમાણ જાણવું અને ચોથો આગમ પ્રમાણ તે જેમ અજીવના ખંધ દેશ પ્રદેશ તે ચાર દ્રવ્યના કહ્યા અને પાંચમા પુદગળદ્રવ્યમાં પરમાણુ આદી ખંધ પ્રવર્તના દ્રવ્યગુણ પર્યાયના કથન જેમ સુત્રમાં પરૂપ્યા વળી પરમાણુની અપેક્ષાયે એક વર્ણ એક ગંધ એક રસ બે સ્પર્શ અને પરમાણુની રાશીમાં પાંચ વર્ણ બે ગંધ પાંચ રસ ચાર ફરસ એ સોળના પર્યાયની એક ગુણથી માંડીને યાવત અનંત ગુણ પયત વ્યાખ્યા કરવી તેને આગમ પ્રમાણથી પુદગળ જાણીયે.

પુદગળના વર્ણાદિકની પર્યાય પુદગળથી ભીન્ન નથી જેમ સાકરદ્રવ્ય અને સાકરનો મીઠો રસ ભીન્ન નથી પણ દ્રવ્યગુણ પર્યાયના વ્યાખ્યાનમાં દ્રવ્ય પર્યાય વચન યોગથી ભીન્ન કહેવામાં આવે છે જેમ સાકર મીઠી આંબલી ખાટી એ સબંધ વચનથી ભીન્નભિન્ન દેખાય છે પણ આગમ પ્રમાણથી દ્રવ્યગુણ પર્યાય તે એકજ વસ્તુમાં છે પણ જુદા જુદા નથી એ આગમ પ્રમાણનો વિસ્તતાર ઘણો છે તેનો અધિકાર શ્રીભગવતિ સુત્રના વીસમા સતકમાં ભાંગા કહ્યા છે તિહાંથી જોવું આગમ પ્રમાણ જાણવું.

હવે ધર્માસ્તીકાયના ખંધ દેશ પ્રદેશના દરવ્યગુણ પર્યાય આગમમાં કહ્યા છે જેમ ધર્મદ્રવ્યના એક પ્રદેશમાં અનંતી પર્યાય છે કેમકે અનંતા જીવ પુદગળને ગતિસહાક આપે છે તેમાં ષટ ગુણ હાણી વૃદ્ધિ છે તથા ઉત્પાદવ્યય અને ધ્રુવના પર્યાયે કરી સંયુક્ત છે તે ધર્મદ્રવ્યનો આગમ પ્રમાણ જાણવું એમ અધર્મદ્રવ્ય સ્થિતિ સહાયકારી છે શેષ ધર્મદ્રવ્યવત જાણવું તેમજ આકાશદ્રવ્ય સદા અવકાશનુ દેવાવાળુ છે અવકાશનો અરૂપીપણું અચેતનપણું અનંતપણું

ઇત્યાદીક આગમથી જાણીયે તે આગમ પ્રમાણ કહેવુ વળી કાળદ્રવ્યનુ પણ એમજ અરૂપી અચેતનપણુ અનંતપણુ અપ્રદેશીપણુ છે પણ વસ્તુને નવી જીર્ણ થવાનુ સાહ્યકારી છે તે એક સમયમાં અનંતી પર્યાય છે કેમકે તેહીજ સમય અનંતા જીવ પુદગલ ઉપર વર્તે છે ઇત્યાદીક વિસ્તારે અજીવના ભેદ આગમ પ્રમાણથી કહ્યા.

હવે પુણ્યના ચાર પ્રમાણ કહે છે જેમનો ક્ષશબ્દ મનોક્ષરૂપ મનોક્ષ ગંધ મનોક્ષરસ મનોક્ષ ફરસ મન સુખ કાયસુખ એ આઠ પ્રકારની સાતાવેદની છે પ્રત્યક્ષ પ્રમાણે પુણ્ય જાણવુ તથા અનુમાન પ્રમાણે તો રૂદ્ધી સંપદારૂપ બલ જાતી કુલ ઇશ્વરતા અધીક દેખીને અનુમાનથી જાણીએ જે પુર્વે એણે પુણ્ય ઘણાં કર્યાં છે જેમ વિપાક સુત્રે સુબાહુ કુમરનો સોભાગ્ય દેખીને ગોતમાદીક સાધુએ જાણ્યુ જે એ કુમરે પુર્વે મોહોટા પુણ્ય કીધાં છે તે પુણ્યનું અનુમાન પ્રમાણ કહીએ.

હવે પુણ્યનો ઉપમા પ્રમાણ તે જેમ પુણ્યવંત જીવને પુણ્યવંતની ઉપમા આપીએ તે ઉપમા પ્રમાણથી પુણ્ય ફલ જણાય જેમ ઉતરાધ્યયનના એકવીસમા અધ્યયને પાસાએકી લેઇકમ્મે દેવોદોગંદ ગોજહા તથા ચંદોઇવ તારાણં ભરહોઇવ મણુયાણં ઇંદોઇવિદેવાણં એવી ઉપમા જેહને આપીયે તેના અધીક પુણ્ય જાણીયે.

હવે પુણ્યનો આગમ પ્રમાણ તે શુભ પ્રકૃતીને શુભ યોગથી બાંધ્યા પુણ્ય બંધ થાય છે જેમ ઠાણાંગે ચતુર્થસ્થાને સુચિનાકમા સુચિનાફલાભવંતિ ઇત્યાદીક આગમ વચનથી શુભ બંધને પુણ્ય કહીએ તે આગમ પ્રમાણ તથા આગમ વચનથી પુણ્યના ભેદ જાણીએ જેમ પુણ્ય પ્રકૃતિ તે ઉચ્ચ ગોત્ર શુભ વર્ણાદીક અને સ્થીત પુણ્ય તે દીર્ઘ દેવાયુ મનુષ્યાયુ વળી અનુભાગ તે પુણ્યના રસની હાની વૃદ્ધિ જેમ પાણીમાં મિશ્રી થોડી નાખે તો પાણી થોડો મીઠો થાય અને ઘણી મીશ્રી નાખે તો ઘણો મીઠો થાય તેમ પુણ્યના પણ અનુભાગ તથા રસમાં ષટ ગુણ હાની વૃદ્ધી તે પુણ્ય પ્રકૃતીમાં અનંતિ પર્યાય છે પુણ્ય રૂપ પુદગલની વર્ગણા અનંતી છે જેમ દેવાયુ તે પુ

ણુંચ પ્રકૃતી છે પણ તેમાં કાલા પેક્ષાયે ચ્યાઠાણુ બલિયા છે માટે જેમ જેમ શુભ યોગ વ્યાપારની વૃદ્ધી તેમ તેમ પુણ્યની વૃદ્ધી ઇત્યાદીક આગમ પ્રમાણુ થી પુંણ્ય જાણવુ તથા પુણ્યનુ બંધી પુણ્ય જેમ તીરથંકરને અને પુરૂયાનુ બંધી પાપ હરીકેસી મુનીરાજને પાપાનુબંધી પુણ્ય જેમ ગોશાલાને તથા અનાર્ય રાજાઓ પ્રમુખને તથા પાપાનુ બંધી પાપ જેમ નારકીમાંનાગશ્રી છે ઇસ્યાદીક ભેદ પુન્ય સ્વરૂપના આગમ પ્રમાણથી જાણીએ.

હવે પાપના ચાર પ્રમાણ કહે છે પાપના ચાર પ્રમાણ પુન્યથી વિપરી તપણે જાણવા એટલે જે જીવ આઠ પ્રકારની અશાતા ભોગવતો દેખાય તે પ્રત્યક્ષ પ્રમાણે પાપ જાણવુ કોઇને કષ્ટ દુ:ખ ભોગવતો દેખીને જાણે જે એ ણેપુર્વે પાપ કીધાં છે તે અનુમાન પ્રમાણે પાપ તથા જેમ એ નારકીના દુ:ખ સરીખા દુ:ખ ભોગવે છે એમ કહીયે તે ઉપમા પ્રમાણે પાપ અને ક રમનો પ્રકૃતિ સ્થીતી અનુભાગ અને પ્રદેશ બંધ તે અશુભ હોય એટલે પુ- ન્યથી વિપર્યયદલિયા હોય તે આગમ પ્રમાણે પાપ જાણવું.

હવે આશ્રવના ચાર પ્રમાણ કહે છે જે યોગના વ્યાપારનું સંકુપમાનપ ણુ તે પ્રત્યક્ષ પ્રમાણે આશ્રવ કહીયે વળી અનુમાન પ્રમાણે અત્યાગ ભાવ ને આશ્રવ કહીયે તથા જેમ તલાવને ગડનાલો તથા હવેલીને બારણો અને ના વાને છિદ્ર વળી સુઇને નાકો એ ચાર ઉપમાએ જીવને આશ્રવનુ આવવું થાય તે ઉપમા પ્રમાણે આશ્રવ કહીએ તથા જે અપ્રત્યાખ્યાની ક્રોધ માન માયા લોભ એવા ચાર કષાયના પ્રમાણ મળી દલરૂપ સ્કંધ થઇને આત્માના એકેક પ્રદેશે વર્ગણા ચોહોટી છે તે વર્ગણાને આગમ પ્રમાણે આશ્રવ કહીયે

હવે સંવરના ચાર પ્રમાણ કહે છે પ્રત્યક્ષ પ્રમાણે સંવર તે યોગ નિરૂ- ધનને કહીયે તેમાં જે દેશથી યોગ નિરૂધન તે દેશ સંવર તથા સર્વથી યોગ નિરૂધન તે સર્વ સંવર કહીએ ઇત્યાદીક વિસ્તાર ઘણો છે જેમ જેમ યોગ વ્યાપાર નિરૂધન થાય તેમ તેમ સર્વ સંવર ગુણ પુષ્ઠ થાય અને જે સાવદ્ય યોગનો ત્યાગ તે અનુમાન પ્રમાણ સંવર જેમ હવેલીને બારણો રૂંધવાથી માણસ આવતાં બંધ થાય તે દ્રષ્ટાંતે જીવને યોગ નિરૂધન કરવાથી આવતા

કરમ રોકાય જેમ નાવનો છિદ્ર રૂંધવાથી પાણી આવતુ બંધ થાય તેમ જીવ ને પચખાણે કરી આશ્રવને રૂંધે જેમ તલાવની મોરી રૂંધવાથી પાણી આવ તુ બંધ થાય તેમ જીવના યોગ વ્યાપાર રૂંધન કરવાથી કર્મનુ આવવુ બંધ થઈ જાય જેમ સુઈનો નાકો રૂંધવાથી માંહિ દોરો આવી શકે નહી તેમ જીવ ના યોગ રૂંધવાથી કર્મ આવતા રહે એમ ઉપમા પ્રમાણ સંવર કહીયે તથા જે આત્માનુ સ્થિરતાપણુ અકંપપણુ યોગ વ્યાપર રહિતપણુ દેશથી અને સ વંથી યોગ રૂંધનપણે કરી આત્મા નિશ્ચલપણે થાય આત્મા પોતાના ગુણને સંયુક્ત થાય તે આગમ પ્રમાણ સંવર આત્માને કહીયે.

હવે નિરઝરાના ચાર પ્રમાણ કહે છે જે બાર ભેદ તપસ્યા કરીને કર્મનુ છેદ કરે તે પ્રત્યક્ષ પ્રમાણે નિરઝરા કહીયે અને બાર ભેદ તપસ્યા કરવાથી કરમના દલીયાખીરે તેથી આત્મા નિરમલ થાય તે નિરમલપણા થકી જ્ઞાન દર્શનાદીક નિજ ગુણ પ્રગટે જેમ મલીન વસ્ત્ર ખાર પાણી તથા અગ્નીના સંયોગે ધોવાથી મલ ટાળીને નિરમલ થાય તેમ જીવ પણ બાર ભેદ તપસ્યા કરી કર્મરૂપ મેલને ટાળી નિરમળ થાય તથા જેમ સુવર્ણ બીજી ધાતુના સં- યોગથી મલિન હોય તે અગ્ની ટંકણખાર કારીગરના સયોગથી મેલ ટળે તે મ બાર ભેદ તપસ્યા કરવાથી આત્મામાંથી કર્મરૂપ મેલ ખીરે તથા જેમ સુ ર્ય અભ્રપટલથી ઢાંકયો તેજહી ન થાય પછે વાયુના પ્રયોગથી વાદળાં મીટી જાય તેવારે સુર્યનો તેજ પ્રગટ થાય તેમ એ સંસારી જીવના પોતાના અનં તા ગુણ તે કર્મરૂપ મેલથી ઢંકાણા છે તે બાર ભેદની તપસ્યા રૂપ વાયુના પ્રયોગથી કર્મરૂપ મેલના પડલ મટી જાય તેવારે પોતાના ગુણ પ્રગટ થાય ઇ ત્યાદીક ઉપમાયે કરી ઉપમા પ્રમાણે નિરઝરા કહીયે.

અને જે નિરઝરાથી જ્ઞાન દર્શન ચારીત્ર રૂપ પોતાના ગુણની વૃદ્ધી થતી દેખાય તથા દેવાયુ પ્રમુખનુ પામવુ તે વિકલેંદ્રીયાદીકથી ઉજવલપણુ પા મ્યુ કહેવાય એમ નિરઝરાથી જે ક્ષયોપશમ વૃદ્ધી થાય તે અનુમાન પ્રમાણે નિરઝરા જાણવી.

તથા જે પુદગલની આશા વાંછા રહિત ઇછા નિરોધન તપ કરે તે આ-

ત્માને ઉજવલપણેસમ્યક્ત સહિત સકામ નિરઝરા થાય તે આગમ પ્રમાણ નિઝરા કહીયે.

હવે બંધ તત્વના ચાર પ્રમાણ કહે છે તેમાં જે જીવ અને પુદગલ ખી રનીરનીપરે લોલી ભુત થઇ રહ્યા છે જીવ અજીવ બેહુ મલ્યા શરીરાકાર પ્રયોગ શા પુદગલ પરીણમ્યા દેખાય છે તે પ્રત્યક્ષ પ્રમાણ બંધ કહીએ.

તથા તીરથંકર ગણધર કેવલ જ્ઞાની અને છદ્મસ્થ મુનિરાજના ઉપદેશ સાંભળે પણ શંશય વ્યામોહ ભ્રમ ઇત્યાદીક અજ્ઞાન જાય નહી તેથી અનુમાને જાણીએ જે એને મિથ્યાત્વાદીક કર્મ પ્રકૃતિનો બંધ અતી કઠીન છે જેમ બ્રહ્મદત્ત ચક્રવર્તીને ચિત મુનિશ્વરે કહ્યા નિયાણું મસુહંકટં ઇતિ વચનાત એમ અનેક હેતુથી અનુમાન પ્રમાણે બંધ જાણીયે.

તથા સોલ પ્રકારથી આયુ ચાર ગતિનો બંધ કહ્યા છે તે કૃત્ય વિના અનુમાનથી ગતિમાં જાવો તે પણ અનુમાન પ્રમાણે બંધ જાણીએ તથા નરકાદીકના આવ્યાના લક્ષણ દેખીને જાણીયે ઇત્યાદીક વિસ્તારથી અનુમાન પ્રમાણે બંધ કહીએ.

હવે ઉપમા પ્રમાણ બંધ કહે છે પ્રકૃતિ બંધ તે સ્વભાવ રસને ન્યાયે સ્થિતી બંધ તે કાલ મર્યાદાને ન્યાયે અનુભાગ બંધ તે સુખ દુઃખ વિપાકપણાની ષટગુણ હાનિ વૃદ્ધિ તે અનુભાગ રસની હાની વૃદ્ધિ જેમ શેર પાણીમાં અલ્પ મીશ્રી નાંખીયે તો અલ્પ મધુરપણો થાય અને ઘણી મીશ્રી નાંખીએ તો ઘણુ મધુરપણુ થાય તેમ શુભ કરમનો રસ પણ તીવ્ર મંદ પરીણામની હાની વૃદ્ધિથી કર્મના રસનો તીવ્ર મંદપણું જાણાય અને અશુભ કરમના રસ પણ હાની વૃદ્ધિ યુક્ત છે તે આવી રીતે જેમ શેર પાણીમાં થોડો નીંબ નાંખીયે તો થોડો કટુકપણો થાય અને ઘણો નીંબ નાખતાં ઘણો કટુકપણ થાય ઇત્યાદીક હેતુથી અનુભાગબંધ રાશ જાણીયે અને પ્રદેશ બંધ તે જીવના એકેક પ્રદેશ ઉપરે અનંતી અનંતી કર્મ વર્ગણા રહીછે જેમ સોનારની પાસે ભોડલ જે થાય છે તેના પટલ પરસ્પર મિલેલા હોય તેમ ન્યારા પણ હોય તેમ કર્મવર્ગણા તે જીવના પ્રદેશે પ્રદેશ સંઘાતે રહે તે પ્ર

દેશબંધ કોઇ જીવને અલ્પ હોય કોઇ જીવને બહુત્વ હોય ઇતિ પ્રદેશબંધ એ ઉપમા પ્રમાણબંધ કહ્યો.

હવે આગમ પ્રમાણ બંધ કહે છે જીવના શુભાશુભ અધ્યવસાય શુભાશુભ યોગ શુભાશુભ ધ્યાન શુભાશુભ લેશ્યા શુભાશુભ પરીણામ ઇત્યાદીકથી બંધ થાય છે તેને આગમ પ્રમાણ બંધ કહીયે એ રીતે બંધ તત્વના ચાર પ્રમાણ કહ્યા.

હવે મોક્ષના ચાર પ્રમાણ કહે છે તેમાં જે દેશથી ઉજ્વળ થઇને સમ્યક જ્ઞાન દર્શનાદિક ગુણ પ્રગટ થાય અને શુભ પ્રકૃતિના સ્વભાવથી અશુભ પ્રકૃતિના ક્ષપણથી જીવ ઉતમ પદ જે તીર્થંકરાદિક પદ પામે તેને પ્રતક્ષ પ્રમાણે મોક્ષ કહીયે જેમ ઘાતી કર્મ ખપ્યાથી નિશ્ચે મોક્ષ છે તે પ્રતક્ષ પ્રમાણે મોક્ષ છે.

અને અનુમાન પ્રમાણથી દર્શન મોહનીય કર્મ ખપ્યાથી તથા ચારીત્ર મોહનીય કર્મ ખપ્યાથી મોક્ષ છે એ રીતે જે જાણવું તે અનુમાન પ્રમાણ મોક્ષ કહીયે તથા ઉપમા પ્રમાણ તે જેમ દગ્ધ બીજને અંકુરા ઉગે નહી તથા જેમ ઘૃત સીંચવાથી અગ્રી મંદપણું પામે નહી તેમ કષાયના ક્ષયથી જીવ વીતરાગપણાથી હાયમાન પરીણામી ન થાય ઇત્યાદીક અનેક રીતથી ઉપમા પ્રમાણે મોક્ષ જાણીયે અને આગમ પ્રમાણ મોક્ષ તે અનંત ચતુષ્ટય પ્રગટ થયા જેમ જેમ અનુક્રમે સુત્રોક્ત કર્મ પ્રકૃતિ ખપાવે તેમ તેમ જીવના નિજ ગુણની લબ્ધી પ્રગટે તે જેમ પ્રથમ મોહનીય કર્મની મિથ્યાત્વ મોહનીય ખપાવે પછે અનંતાનુબંધીયા કષાયની ચોકડી ખપાવે પછે મિશ્ર મોહની ખપાવે પછે પ્રત્યાખ્યાનીયાની ચોકડી ખપાવે ઇત્યાદીક મોહનીય કર્મની પ્રકૃતિ ખપાવ્યા પછી જ્ઞાનાવરણી દર્શનાવરણી અંતરાયકર્મ એ રીતે જેમ જેમ ગુણસ્થાન માર્ગણા ગુણસ્થાન ક્રમારોહ થાય તેમ તેમ જીવને મોક્ષ થાય તે આગમ પ્રમાણે મોક્ષ જાણવો ઇતિ.

હવે એકેક પદાર્થ ઉપર સાત નય કહે છે તેમાં પ્રથમ નયનું સ્વરૂપ દેખાડે છે જે એક વસ્તુમાં અનંતા સ્વભાવ છે તે અનંતા સ્વભાવની જે પ્ર-

કૃતિ સ્વભાવ રૂપ વચન બોલવું એટલે વસ્તુના પ્રત્યેક પ્રત્યેક ગુણ પર્યાય અવલંબીને જે વચન બોલવું તેને નય કહીયે.

દૃષ્ટાંત જેમ કોઇકે પુછ્યુ જે ધાન્ય શાથી નીપજે છે તેવારે એકે કહ્યો ઉદકથી બીજે કહ્યો પૃથ્વીથી ત્રીજે કહ્યો હલથી ચોથે કહ્યો બાળદથી પાંચમે કહ્યો બીજથી છઠે કહ્યો રૂતુથી સાતમે કહ્યો ભાગ્યથી એ સર્વ એકેક અંશ ગ્રહી શબ્દ બોલ્યા તે સર્વ એકેકા દેશે સત્ય છે પણ સર્વ દેશે સત્ય નથી તેમ એક નયનો પક્ષ તે એક દેશ વાચક છે અને જે સાતે નયને અનુસારે વચન બોલીયે તે સર્વ દેશે સત્ય જાણવું એ રીતે જે નયાત્મ જ્ઞાન સમજવું તે સમ્યક્ત છે પણ જીહાં એક નયને અવલંબી ખેંચ કરી રહેવું તે મિથ્યાત્વ છે એ શ્રીઅનુયોગ દ્વારમાં કહ્યુ છે.

હવે એ નયના મુગ બે ભેદ છે તેમાં એક વ્યવહાર નય બીજો નિશ્ચે નય તેમાં વ્યવહાર નયના વલી ચાર ભેદ છે એક નૈગમ નય બીજો સંગ્રહ નય ત્રીજો વ્યવહાર નય ચોથો રૂજુસુત્ર નય એ ચાર નય વ્યવહારના છે અને એક શબ્દ નય બીજો સમભીરૂઢ નય ત્રીજો એવંભુત નય એ ત્રણ નિશ્ચે નય છે માટે નિશ્ચેના ભેદમાં ગણાય છે વળી તેમાં કોઇક વચનની અપેક્ષાયે રૂજુસુત્ર નય પણ નિશ્ચે નયમાં ભળે છે તે પણ જીન વચનની અપેક્ષાયે લીધો છે હવે જેમાં વસ્તુના દ્રવ્યની મુખ્યતા પ્રતિભાસી છે તેને વ્યવહાર નય કહીયે અને જેમાં વસ્તુનો નિજ સ્વભાવ અભ્યંતર ગુણ પ્રતિભાસે છે તે નિશ્ચય નય કહીયે.

હવે વ્યવહાર બે કહ્યા છે એક શુદ્ધ વ્યવહાર બીજો અવિશુદ્ધ વ્યવહાર તે વ્યવહાર તો જે વસ્તુનો બાહ્ય પ્રવર્તન રૂપ તેને કહીયે જેમ વિવહરતીતી વ્યવહાર હવે વસ્તુનો જે બાહ્ય પ્રયોગ શુભપણે પ્રવર્તન રૂપ તેને શુદ્ધ વ્યવહાર કહીયે તથા જે બાહ્ય પ્રયોગનો અશુભપણે પ્રવર્તન તે અશુદ્ધ વ્યવહાર કહીયે એનો આગ્રયણ સર્વપી અતી વિસ્તારપણે છે તથાપી ઇહાં અલ્પપણે હેતુયે કરી દેખાડીએ છીયે.

જેમ જીવદ્રવ્ય એક વસ્તુ છે તેનુ બાહ્ય પ્રવર્તન તે શરીર ઇંદ્રીય ત-

યા યોગના પ્રવર્તનને કહીયે છીયે તેમાં શરીરથી પડીલેહણા પ્રમુખ શુભ કાર્યનુ જે કરવુ તેને વરતતાં થકાં શુદ્ધ વ્યવહાર કહીયે અને એજ શરીરથી જે સ્ત્રિયાદીકનુ આલીંગન પ્રમુખ કરવુ તે અશુદ્ધ વ્યવહાર કહીયે એવી રીતે બીજા ચક્ષુ પ્રમુખ ઇંદ્રીયોનો પ્રયોગ પણ કહેવું તે આવી રીતે જે શાસ્ત્ર શ્રવણ ઇર્યા સુમતીએ વરતવુ સ્વાધ્યાય કરવુ શીત તાપાદિક સહન કરવા તે શુદ્ધ વ્યવહાર અને વિકથા શ્રવણ નૃત્યાવલોકન તથા સુગંધાનુરાગ રસાદિકનુ ગૃધીપણુ સેજ્યાદિકે સયન કરવુ મૈથુનાદિ શેવવાં ઇત્યાદિક સર્વ અશુભ વ્યવહાર છે એમજ જે શુભ અશુભ યોગનુ પ્રવર્તન તે શુભાશુભ વ્યવહાર છે પણ ઇહાં કારણનું કાર્યને વિષે ઉપચાર છે તે માટે શુદ્ધ અશુદ્ધ વ્યવહાર તે શુભ અશુભ પણાનેજ બતાવ્યો છે.

પણ અશુદ્ધ વ્યવહાર તો વીતરાગ અવસ્થાને છે તે પાછલા ત્રણ પર્યાયારથીક નય છે તેમાં સમાયછે તત્વ કેવળી ગમ્ય એવીજ રીતે વ્યવહાર નયમાં પણ શુદ્ધ અશુદ્ધપણુ દેખાડ્યું છે જેમ શુદ્ધ નૈગમ અવિશુદ્ધ નૈગમ ઇત્યાદીક વિસ્તારે કહેવુ જોઇએ પણ અલ્પ બુદ્ધીને ગ્રંથનુ ગૌરવ સમજવુ દુર્લભ થાય તે માટે સંક્ષેપે કહ્યું છે.

ઇહાં કોઇ પુછે જે વસ્તુ તો દ્રવ્ય ગુણ પર્યય રૂપ ત્રણ પ્રકારે કહી છે પણ નયાધિકારે તો એક દરવ્યાર્થીક નય અને બીજો પર્યાયાર્થીક નય કહયો છે પણ ત્રીજો ગુણાર્થીક નય કેમ કહયો નથી હવે ગુરૂ ઉતર કહે છે જે જીવાદીક પદાર્થના દરવ્ય ગુણ પર્યાય ત્રણ કહ્યા અને નયમાં દરવ્ય પર્યાય બે કહ્યા માટે એ સાત નયમાં જે પર્યાયાર્થીક નય છે તેહીજ ગુણાર્થીક છે કેમ કે પર્યાયમાં ગુણ અંતર ભુત છે માટે દરવ્ય પર્યાય બેજ કહ્યા એ રીતે એ સાત નયના વિસતારે ભેદ વિજ્ઞાન નય ચક્ર ગ્રંથથી જાણવુ.

હવે જીવાદીક નવ પદાર્થને સાત નયે કરી શી રીતે સદહીએ ઇહાં સપ્ત ભંગીનો વિસતાર છે તે જાણવાથી સાતે નયે કરી જીવ બોલીયે પણ ઇહાં એક નયના વચન કહેનારને બીજા નયવાળો માને નહી તોપણ તેને જુઠો

કહે નહી કેમકે નયાત્મ જ્ઞાનનુ એહીજ સ્વરૂપ છે નિજ નિજ નય પોત પોતાને અભિપ્રાયે સત્ય છે તેનો દ્રષ્ટાંત કહી દેખાડે છે જેમ સ્રીને કોઇ બેન માને છે કોઇ દીકરી માને છે કોઇ માતા માને છે કોઇ સ્રી માને છે ઇત્યાદિક વિકલ્પ સર્વે સ્રીમાં સંભવે છે કેમકે પુત્રની અપેક્ષાએ માતા પણ છે અને ભાઇની અપેક્ષાએ બેન પણ છે પિતાની અપેક્ષાએ પુત્રી પણ છે ભર્થાર ની અપેક્ષાએ ભાર્યા પણ છે.

એમજ જીવાદીક નવ પદાર્થને વિશે પણ નિજ નિજ અભિપ્રાયે પ્રત્યેક પ્રત્યેક જે વિકલ્પ સંભવે છે તે નય જાણવા એ સાત નયના સાતસો ભેદ શ્રી અનુયોગદ્વાર સુત્રે પરૂપ્યા છે તે જીવ પદાર્થને નયાનુસાર વચનમાં અજીવ જે પુદગલ છે તેને જીવ કહ્યા છે તે કેવી રીતે જે શ્રી ઠાણાંગે સમયતિવા આવલીયાતિવા જીવાતિવા અજીવાતિવા પ્પવુચતિ એ. રીતે સમય આવલિકા પ્રમુખને જીવ અજીવ કહ્યા છે તથા પ્રયોગશા પુદગલને જીવ કહીએ છીએ એ રીતે બોલનારના જે અભિપ્રાય તેહની નિશ્રાયે જે વચન છે તે નય અપેક્ષાએ વચન છે તેણે કરી સાત નયે કરી જીવ બોલાય છે તે કહેછે

હવે એ સાત નય જીવ તત્વ ઉપર કહે છે તેમાં નૈગમ નય નિમતે પર્યાય પ્રાણ સહિત શરીર છે તે પ્રયોગશા પુદગલ છે તે શરીરાવગાહી ધર્માસ્તીકાય આકાશાસ્તીકાયના દેશ પ્રદેશને પણ અવગાહી રહ્યા છે તે સર્વનો પીંડ છે તેહને જીવ કહી બોલીયે છીયે. જે આ મનુષ્ય છે આ વૃષભાદીક છે તે જીવ છે તે નૈગમ નયનો વચન છે જે એક અંશને સંપુર્ણ વસ્તુ માને તથા કારણને કાર્ય માને તે નૈગમ નય કહીયે.

બીજો સંગ્રહ નયને મતે અસંખ્યાત પ્રદેશ અવગાહનાવંતને જીવ કહે છે ઇહાં પણ ધર્મ અધર્મ તથા પુદગલને જીવમાં ગણી લીધા પણ એક આકાશ ટાળ્યો આકાશના અસંખ્યાત પ્રદેશે જીવ રહે છે તે આકાશ ક્ષેત્રી છે તેમાં જીવ છે એ વચને આકાશ ટાળ્યો.

વ્યવહાર નયના મતે ઇંદરીઅની વાસનાને જીવ કહે છે પણ મોહોટા શરીર સબંધી પુદગલ તથા ધરમાસ્તીકાય અને અધરમાસ્તીકાય

ટાળી નાખ્યા પણ દ્રવ્ય લેશ્યા દ્રવ્ય યોગ જે મલ પ્રમુખ તે સર્વ પુદગલાસ્તીકાય છે પણ જીવનો વ્યવહાર છે કેમકે વાસના જીવ છે તો છે જીવ શરીરથી નીકલ્યાપ છે તે પુદગલો ઇંદ્રીયાકાર તો છે પણ જીવ વાસના "નથી" માટે ઇંદ્રીય વિકારને વ્યવહાર નય જીવ કહે છે પણ નિશ્ચયથી તો પાંચ લેશ્યા યોગ ઇંદ્રીયો તે જીવથી ન્યારા છે પણ વ્યવહાર દેખીને જીવ કહેવામાં આવે છે તે વ્યવહાર નય જાણવુ.

રૂજુ સુત્ર નયને મતે ઉપયોગને જીવ કહે છે ઇહાં ઇંદ્રીય લેશ્યા તથા યોગના વ્યવહારથીય પુદગલ સર્વ ટાળી નાખ્યા પણ શુદ્ધ અશુદ્ધ એ બે ઉપયોગને જીવ કહે છે તેમાં અજ્ઞાન ઉપયોગ તે મિથ્યાત્વ મોહનીય કર્મની વર્ગણાના પ્રયોગથી છે તે અજ્ઞાનીપણું તો ઉદૈક છે તે માટે કરમનો પરીણામ મિશ્રીતથી અજ્ઞાનીપણું જીવને છે તે અજ્ઞાન તો અશુદ્ધ ઉપયોગ છે પણ રૂજુ સુત્ર નયાનુસાર કર્મ વર્ગણાના દલને અનુસારે જે ઉપયોગ છે તે જીવમાં ગણી લીધો છે.

શબ્દ નયને મતે જીહાં જીવ શબ્દનો અરથ મળે તેને જીવ કહે છે જેમ જીવ જીવિત જીવસઇ એટલે પુર્વે જીવતો હતો હમણાં જીવે છે અને આગલે જીવસે એહવો અર્થ મળે તેને જીવ કહે છે એણે દ્રવ્ય આત્માને જીવ સદહવ્યો પણ તે જસ કાર્મણાના પ્રયોગશા સુદમ પુદગલ તે જીવને અનાદીના સંગી છે કેમકે અતીત કાલે જીવની સાથેજ રહ્યા છે તેને પણ જીવમાં ગણી લીધા તે શબ્દ નય જાણવું.

સમભિરૂઢ નયને મતે શુદ્ધ સતા ધારક નિજ ગુણ રમણરૂપ સમ્યક દ્રષ્ટીવંત અનુભવ રસ આસ્વાદિતને જીવ સદહે એટલે ક્ષાયક સમ્યક્તિને જીવ સદહ્યા.

એવંભુત નયને મતે સિદ્ધને જીવ કરી સદહે નિશ્ચય જીવ તે કર્મ કલંક રહિત પરમાત્મા રૂપ નિરમલ જ્ઞાન દરશનને જીવ સદહે એ રીતે જીવને સાત નયે કરી અપેક્ષાયે કહીએ છીએ.

હવે અજીવ સાત નયે કરી ઓલીએ છીયે તેમાં નૈગમનયાનુસારે અજીવના પ્રદેશને અજીવ કહે તે અજીવના પાંચ પ્રકાર છે તેમાં પ્રથમ ધરમાસતીકાયના સાત નય કહે છે ઇહાં નૈગમ નય તે કારણને કાર્ય માને તેથી ધર્મ દ્રવ્યના એક પ્રદેશને ધરમાસ્તીકાય માને કેમકે નૈગમ નયવાળો એક અંસને વસ્તુ માને છે તે માટે ઇહાં ધરમાસ્તીકાયના એક પ્રદેશમાં પણ ચલણ સાહાય ધરમ છે તેમ સર્વ ધરમાસ્તીકાયમાં પણ ચલણ સહાય ધરમ છે માટે નૈગમ નય એક પ્રદેશને પણ ધરમાસ્તીકાય માને.

સંગ્રહ નયે ધરમાસ્તીકાયને મધ્યાજે જડ ચેતન ચલણ ધરમ છે તે એક જ ધરમ દ્રવ્ય છે ઇહાં દેશ પ્રદેશની વિવક્ષા કરી નહી તે સંગ્રહ વળી વ્યવહાર નયે ચલણ સહાય ધર્મ દ્રવ્યથી જીવ તથા પુદગળ તે ગતિ ગમન કરે છે પણ તેમાં ષડગુણ હાનિ વૃદ્ધિ છે તે ધરમ દ્રવ્યનો વ્યવહાર છે તથા રૂજુ સુત્ર નયને મતે જીવ પુદગળ જે વર્તમાન કાળે ગતિ ગુણ કરે તેને ધર્મ દ્રવ્ય કહે પણ અતીત અનાગત કાળે વિનાશ થયા તથા નથી આવ્યા તેને રૂજુ સુત્ર લેખામાં ગણે નહી અને શબ્દ નયને મતે ધરમાસ્તીકાયના ગુણને સ્વભાવને ધરમાસ્તીકાય કહે ઇહાં દેશ પ્રદેશાદીકને માને નહી એમ સ્વભાવની મુખ્યતા લઇને કહે તે શબ્દ નય જાણવુ વળી સમભીરૂઢ નય તે ગુણને પરવર્તતા દેખીને જાણે જે એ ધરમાસ્તીકાયનો ગુણ છે એમ જ્ઞાનાદીકના ઉપયોગને ધરમ દ્રવ્ય માને તે સમભીરૂઢ નય જાણવુ અને એવંભુત નયને મતે ધરમાસ્તીકાય દ્રવ્યના સપ્તભંગ સપ્તનય અને ચાર પ્રમાણના જ્ઞાનને ધરમાસ્તીકાય કહે જે જ્ઞાતા વસ્તુને માને તે ધરમાસ્તીકાય કહે એંજ રીતે ધરમાસ્તીકાયનીપરે અધરમાઅસ્તીકાયના પણ સાત નય કહેવા.

અને આકાસ્તીકાયને નૈગમ નયે એક આકાશ પ્રદેશને આકાશાકતીકાય કહે તથા સંગ્રહ નય એગેલોએ એગેઅલોએ એમ કહે પણ ખંધ દેશ પ્રદેશની વિવક્ષા કરે નહી અને વ્યવહાર નય ઉંચા નીચા તથા તિરછા લોકાકાશ અને અલોકાકાશ ઇત્યાદીકને આકાશ કહે વળી રૂજુ સુત્ર નયે આકાશ પ્રદેશ જે જીવ પુદગલને અવકાશ આપે અને તેમાં જે ષટગુણ હાની વૃદ્ધી કરી

યા કરે તે આકાશ દ્રવ્ય કહીએ તથા શબ્દ નય અવગાહ લક્ષણ પોલાડને આકાશ કહે અને સમભિરૂઢ નય આકાશનો વિકાશ ગુણ જીવ પુદગલને કરે ને આકાશ એટલે આધેય વસ્તુને આકાશ કહે અને એવંભુત નય તો આકાશના દ્રવ્ય ગુણ પર્યાય વ્યય ધરૂવ ઉત્પાદના જ્ઞાયકને આકાશ દરવ્ય કહે.

હવે કાલ દરવ્ય ઉપર સાત નય કહે છે તેમાં નૈગમ નય સમયને કાલ કહે. કેમકે ત્રણે કાલના સમયનો ગુણ એક છે માટે તથા સંગ્રહ નયને મતે સમયાદીકથી માંડી અવસરપીણી ઉત્સરપિણ પર્યંત કાલ વર્તણ સ્વભાવ રૂપ એક છે અને વ્યવહાર નયથી કાલ તે દિવશ રાત્રી પક્ષ માસ સંવત્સર પ્રમુખ અઢી દ્વીપમાં છે અને અઢી દ્વીપથી બાહેર વ્યવહાર કાલ નથી કેમકે તિહાં દિવશ રાત્રીની સંખ્યા નથી અને અઢી દ્વીપમાં દિવશ રાત્રીની શંખ્યા છે તે વ્યવહાર નય કાલ જાણવો.

રૂજુસુત્ર નય વર્તમાન સમયને કાલ કહે કેમકે અતીત કાલ વિનાશ પામ્યો અને અનાગત કાલ આવ્યો નથી. માટે વર્તમાનને કાલ કહે શબ્દ નય જીવ અજીવ ઉપર કાલ અનંત પર્યાય રૂપ વરતે છે તેને કાલ કહે અને સમભિરૂઢ નય જીવ પુદગલની સ્થિતી પુરણ કરવાને સન્મુખ થયો તેને કાલ કહે એવંભુત નય કાલના દરવ્ય ગુણ પર્યાયના ક્ષાયકને કાલ કહે.

હવે પુદગલ દરવ્ય ઉપક સાત નય કહે છે નૈગમ નયને મતે ખંધના એક ગુણની મુખ્યતા લઇ બોલે જેમ એક ગુણા કાલા પુદગલ છે તિહાં ગંધ રશ સ્પર્શ પણ છે પરંતુ એક અંસે કરી બોલીયે તે નૈગમ નય વળી સંગ્રહ નયને મતે એક પુદગલ છે એવુ બોલવુ તે સંગ્રહ નયનો વચન છે જે પણ પુદગલ દરવ્ય અનંતા છે તોપણ સંગ્રહ નયના વચનમાં એક પુદગલ દરવ્ય બોલાય છે અને વ્યવહાર નયના મતે એક વિશ્રશા બીજા મીશ્રશા ત્રીજા પ્રયોગશા એ બાહ્ય વ્યવહાર દેખે તે રીતે કહે વળી રૂજુસુત્ર નય વર્તમાન કાલે પુરન ગલન હોય તેને પુદગલ કહે તથા શબ્દ નય પુરન ગલનની ક્રીયાને પુદગલ કહે તથા સમભિરૂઢ નય પુદગલની ષટગુણ હાની વૃદ્ધી તે ઉત્પાદ વ્યય ધ્રુવમાં છે તેને પુદગલ કહે તેમજ એવભુત નય તો

પુદગલના સ્વદરવ્ય સ્વક્ષેત્ર સ્વકાલ સ્વભાવના દરવ્ય ગુણ પર્યાયના જ્ઞાયકને ઉપયોગ માટે પુદગલ કહે.

હવે પુણ્ય ઉપર સાત નય કહે છે પુણ્યરૂપ કાર્યનો કારણ તે શુભ પુદગલનો સંયોગ છે જેમ વસ્ત્ર ભુષણ ગજ અશ્વ પ્રમુખ દેખીને જાણીએ છીએ એ જીવ પુણ્યવંત છે એટલી વસ્તુ એને સ્વાધીન છે તે કારણને કાર્ય માનતા નૈગમ નયનુ વચન જાણીએ એ શુભ પુદગલને પુણ્ય કહે.

સંગ્રહ નયના મતે શરીરાદીક સુંદર હોય જાત્યાદિક ઉત્તમ હોય ઉચ ગોત્ર શાતાવેદની પ્રમુખ જે વર્ગણા છે તે પ્રયોગશા પુદગલ છે તેને પુણ્ય માને ઇહાં જીવ પુદગલ ભેલા ગણી લીધા.

વ્યવહાર નયને મતે શારીરી માનસી સુખમાં રમણ છે અને આરોગ્યતા ઉત્કંઠા પ્રમુખ જે અવસ્થાઓ ધારે છે તે પુણ્ય પ્રકૃતિનો વ્યવહાર છે જે ઇંદ્રીના મનોક્ષ વિષય પુરાણ કરતા દેખાય તેને વ્યવહાર નયને મતે પુણ્ય કહીએ.

રૂજુસુત્ર નયાનુસારે સુભ કર્મના ભોગવનાર જીવને પુણ્ય કહીએ જેમ આ જીવ પુણ્યને પ્રભાવે આવાં સુખ ભોગવે છે એ દ્રષ્ટાંતે જાણવુ એટલે એને સંપુર્ણ મનોક્ષ વસ્તુ તે પુણ્યને સંયોગે છે એ જીહાં જીહાં જાય છે તિહાં તિહાં એને સ્વમેવ સુખ મળે છે એહવો પુણ્યવંત જીવ છે એમ જે કહેવું તે રૂજુસુત્ર નયનુ વચન છે ઇહાં જીવના કાર્મણ શરીરને પુણ્ય માને છે

શબ્દ નયાનુસારે વર્તમાન કાલે સાતા ભોગવતાને પુણ્ય કહીએ ઇહાં કોઇ પુછે જે રૂજુસુત્ર નય અને શબ્દ નયમાં શો ફેર છે તેને કહેવુ જે રૈજુસુત્ર નયવાળો ત્રણ કાલના સુખને પુણ્ય કહે છે અને શબ્દ નયવાળો વર્તમાનકાલ ગ્રાહી છે એટલે વર્તમાન સુખને પુણ્ય કહે છે તેનુ દ્રષ્ટાંત જેમ ચક્રવરત્યાદીક કોઇ પુણ્યવંત જીવ વર્તમાન કાળે નિદ્રામાં સુતો છે પણ અતીત કાળે અનાગત કાળે સુખનુ ભોગવનાર છે તે પુણ્યવંત જીવ સુતો છે એમ રૂજુસુત્ર નયનુ બોલવુ છે અને શબ્દ નય ગ્રાહી પુરૂશ તો સુતેલા પ્રાણીને પુણ્યવંત ન કહે કેમકે એ નિંદ્રા વ્યાપિત છે તે નિંદ્રા તો પાપ પ્રકૃતિ છે તો

એસો પુણ્ય ભોગવે છે તે માટે પુણ્ય ભોગવવાને વખતેજ તેને પુણ્યવંત કહે એમ શબ્દ નયનુ બોલવું છે એ નય પણ સુખ ભોગવવાને સમયે આત્મા પુદગલિક સુખથી સાતા માને છે તેને પુણ્ય કરી માને છે.

સમભિરૂઢ નયના મતે પુણ્ય પ્રકૃતિ પ્રયોગશાપણે પરિણામીને આનંદ માં લીન થયો છે તેને પુણ્ય કહે તથા એવંભુત નયને મતે પુણ્યના ભોક્તા ને ક્ષાયકને પુણ્ય કહીએ.

હવે પાપ ઉપર સાત નય કહે છે પાપની સાતે નયે કરી વક્તવ્યતા પુણ્યની પરે જાણવી પણ એ પાપ તે પુન્યના પ્રતી પક્ષી છે માટે પાપની વક્તવ્યતા પુન્યથી વિપર્યાસપણે જાણવી.

હવે આશ્રવ ઉપર સાત નય કહે છે નૈગમ નયાનુસારે કર્મ રૂપ પરીણામ નયોગ જે પુદગલ તેને આશ્રવ કહે વળી સંગ્રહ નય મિથ્યાત્વાદીક કારણના પુદગલ પ્રયોગશાપણે પરિણમન રૂપ દલને આશ્રવ કહે છે તથા વ્યવહાર નય અત્યાગ ભાવને આશ્રવ કહે એટલે મિથ્યાત્વાદીકના ઉદયે વર્તતા અપચખાણ ને આશ્રવ કહે એ વ્યવહારાનુસારે મિથ્યાત્વ દીક ચાર કારણમાં જે શુભાશુભ યોગ વર્તે તેનો વ્યાપાર તે શુભાશુભ આશ્રવ છે અને એકલો શુભ યોગનો વ્યાપાર તે શુભાશ્રવ છે તથા એકલો અશુભ યોગનો વ્યાપાર તે અશુભાશ્રવ છે.

રૂજુસુત્ર નયાનુસારે જે વર્તમાન કાળે શુભ અથવા અશુભ યોગનો વ- તેવો તે વ્યવહારાશ્રવ પણ અતીત અનાગતના અશુભ યોગે વર્તતાને રૂજુસુત્ર નયની અપેક્ષાએ આશ્રવ કહે નહી માત્ર વર્તમાન કાળના યોગ વ્યાપારનેજ આશ્રવ કહીયે તો મિથ્યાત્વ અવ્રત પ્રમાદ અને કષાય એ ચાર આશ્રવ કહેવાનો શો પ્રયોજન છે તેને ગુરૂ ઉતર કહે છે જે મિથ્યાત્વાદીક ચાર આશ્રવ જે છે તે તો નિમીત કારણ છે અને મન વચન કાયાના યોગ જે છે તે ઉપાદાન કારણ છે કેમકે મીથ્યાત્વ અવ્રત પ્રમાદ અને કષાયમાં જેવો જેવો યોગનો વ્યાપાર પ્રવર્તે તેવો તેવો આશ્રવ કહીયે તેથી આશ્રવ તે યોગ દ્વારેજ છે માટે મુખ્યપણે યોગનેજ ગ્રહણ કીધુ છે પણ એકલા મિથ્યાત્વાદીક ચારથીજ જીવ કરમપણે પુદગલોને આકર્ષણ કરી શકે નહી પણ એ મીથ્યાત્વા

દીક ચાર માંહે યોગના મળવાથી કરમરૂપ પુદગલનુ આકર્ષણ થાય છે.

ફરી શીષ્ય પુછે જે આત્મા યોગ દ્વારે કર્મ રૂપ પુદગલને આકર્ષે છે પણ તે પુદગલતો આત્માથી અંતરાલ વરતીયે છીએ તેહને આકર્ષે છે કિંવા નથી આકર્ષ તો તેવારે ગુરૂ કહે છે આત્માથી અંતરાવરતી પુદગલોને ચિપટાઇને ખેંચવાની શકતી નથી પણ આત્માવગાહી પુદગલ પરમાણુ છે. તેહને આકર્ષીને ગ્રહણ કરે છે.

ઈહાં પરતાવે લિખીએ છીએ એ શુભાશુભ યોગમાં ષડગુણ હાનિ વૃદ્ધી છે જે શુભપણે વૃદ્ધી પામતા યોગ છે તેમાં મુખ્યતામાં શુભ યોગી છે પણ અશુભ યોગે મિશ્રીત છે એમજ અશુભ યોગની વૃદ્ધી પામતા યોગમાં અશુભ યોગની મુખ્યતા છે પણ શુભ યોગે મિશ્રીત છે ઇહાં જેમ જેમ શુભ યોગના પર્યાય ઘટે છે તેમ તેમ અશુભ યોગની વ્રદ્ધી થાય એ રીતે જીહાં શુભાશુભની હાની વ્રદ્ધિ છે તિહાં એકાંતે શુભ યોગ અથવા એકાંતે અશુભ યોગ કિહાં પણ દેખાંતા નથી કેવળીને શુદ્ધ યોગ છે અને સકષાઇને શુભ યોગ છે તે દીર્ઘ દ્રષ્ટીએ વિચારજો ઇહાં કોઇ પુછે જે શુભાશુભ બેહુ યોગ કેમ ઠરે કેમકે એક સમયમાં બે યોગ કહ્યા નથી તે સત્ય છે મુખ્યતામાં તો એક છે પણ અંશ ભળ્યો તે ગાણતાપણે છે ઇહાં હેતુ ઘણા છે વિધી નિષેધ પણ ઘણા છે શ્રી ઠાણાંગની ટીકાકારે પણ ત્રીજે ઠાણે કહ્યો છે તિહાં મુલ પાઠમાં તિવિહેવ વસાએ ધમ્મીએવસાએ અધમ્મિએવવસાએ તથા સુઅગડાંગમાં અને પન્નવણામાં પણ મિશ્ર યોગ કહ્યા છે ઇમ સદહીએ છીએ તત્વ તો કેવલી વાકય પ્રમાણ છે ઇત્યાદિક શુભાશુભ યોગના વ્યવહારને વ્યવહાર નયે આશ્રવ કહ્યો.

અને રૂજુસુત્ર નયના મતે વર્તમાન કાલે પુણ્યાશ્રવ છે અથવા પાપાશ્રવ છે તેમાં મુખ્યતાપણે યોગ વ્યાપારની ક્રિયાને આશ્રવ કહીએ.

શબ્દ નયે જે સ્થાનકથી આશ્રવ આવે તેના ઠેકાણાને આશ્રવ કહે એ જીવના મિથ્યાત્વાદીક પરિણામને આશ્રવ કહે તથા સમભિરૂઢ નય કર્મ ગ્રહણ કરવાનુ જે ગુણ છે તેને આશ્રવ કહે અને એવંભુત નય તો આત્માના સ-

કંપપણાને આશ્રવ કહે ઇહાં ગ્રંથના ગોરવપણાથી વિસ્તાર સંકોચી લખ્યુ છે ગીતાર્થ સુધારશે એ રીતે આશ્રવના સાત નય કહ્યા.

હવે સંવર ઉપર સાત નય કહે છે નૈગમ નયને મતે જે શુભ યોગ તે સંવરનુ કારણ છે માટે નૈગમ નય કારણને કાર્ય માને છે તે ન્યાયે શુભ યોગને સંવર કહે અને સંગ્રહ નય સમ્યક્તાદીક પરિણામને સંવર કહે વળી વ્યવહાર નયે ચારીત્રના વ્યવહાર જે પાંચમહાવ્રત તેને સંવર કહે તથા રૂ-જુસુત્ર નય વર્તમાન કાલે નવા કર્મ ન આવે તેને સંવર કહે વળી શબ્દ નય સમ્યક્તાદિક પાંચને સંવર કહે તિહાં શબ્દ નય પોશતા ચોથા ગુણઠાણે વર્તનારો જીવ દેશ સંવરી છે કેમકે સંવરના પર્યાયમાં છે તે મિથ્યાત્વ સહ ચારણી પ્રકતિનો અનાશ્રવ છે આગુગ્રહવો છે તે ન્યાયે કરી શબ્દ નયે સંવ ર કહ્યો તથા સંમભિરૂઢ નયવાળો સમ્યક્તાદિક પાંચ સંવરે કરી જે કર્મ વ ર્ગણાએ અલિપ્તપણો હોય અને મિથ્યાત્વાદિક પાંચ કારણની સિદ્ધતા મંદ કરવી તથા રૂક્ષપરિણામથી કર્મની સ્થિતીનો અલિપ્તપણો તે સમભિરૂઢ નય સંવર કહ્યો અને એવંભુત નયના મતે શૈલેશી અવસ્થા આત્માનો સર્વથા અકંપમાન થાવો એ ચઉદમા ગુણઠાણાનુ સંવર જાણવો ઇહાં આત્માને સંવ ર કહયો છે જેમ ભગવતિના પહેલા શતકના નવમા ઉદેશામાં કાલાસવેસિય અ.યા સંવર આયાસંવરસ્સઅ છે નેતિ વચનાત એમ આત્માના શૈલેશીપ ણાને સંવર કહયો.

હવે નિરઝરાના સાત નય કહે છે નૈગમ નય શુભ યોગને નિરઝરા ક હે સંગ્રહ નય કર્મ વર્ગણાખિરે તેહને નિરઝરા કહે ઇહાં અકામ નિરઝરા ત થા સકામ નિરઝરા સર્વ ગણી લીધી તથા વ્યવહાર નય બાર ભેદ તપને નિઝરા કહે કેમકે તપ તે નિઝરાનો વ્યવહાર છે માટે વળી રૂજુસુત્ર નયે જે વર્તમાન કાલે શુભ ધ્યાને કરી તપસ્યામાં પ્રવરતે છે તેને નિઝરા કહે ત-થા શબ્દ નયે તો ધ્યાનાગ્નીના પ્રયોગથી કર્મરૂપ ઇંધણને બાલે તેને નિઝરા કહે ઇહાં મુખ્યતાયે શુભ ધ્યાનને નિઝરા કહે કેમકે શુભ ધ્યાનથી નિશ્ચે કરી સકામ પણે કરમે નિઝરા થાય છે અને સમભિરૂઢ નયે જે આત્માના ઉજ્વ

क्षपणाने सन्मुख थयो अने शुकलध्यानारूढ थयो तेने निर्जरा कहे इहां क्षीणमोह गुणठाणावरतीनी प्रेरणा जाणवी तथा एवंभुत नये सर्व कर्म कलंक रहित शुद्धात्माने निर्जरा कहे.

હવે બંધ તત્વના સાત નય કહે નૈગમ નયને મનોબંધના કારણ પચાસી પ્રકારે છે તેને બંધ કહે છે સંગ્રહ નયે મોહનીયને બંધ કહે જેમ રાગ બંધન ઇત્યાવશ્યક વચનાત તથા વ્યવહાર નય જીવની સાથે પુદગલનો સંયોગ ખીરનીરનીપરે થાય તથા રાગ દ્વેષાદીક બંધનમાં સંસારી જીવ વખુતો છે તેને બંધ કહે વળી રૂજુ સુત્ર નયે માંસ ભક્ષણાદીક તથા અશુભ કાર્યને વિશે વરતાને બંધ કહે જેમ એ જીવ પોતાના કર્મથી સુખ દુઃખ વેઠે છે એમ કહીયે તે બંધ અને શબ્દ નયે અજ્ઞાનતાથી ગ્રથિલવત વ્યામોહપણાથી કાર્યાકાર્યને વિચારે તે કર્મનો ગુણ છે તેને બંધ કહે ઇહાં જીવ વિપાકી પ્રકૃતિને બંધ ગણ્યા વળી સમભિરૂઢ નય આત્માના નિજ ગુણને ઢાંકયા તેને બંધ કહે ઇહાં ઘાતી કરમ મુખ્યતામાં ગણ્યાં અને એવંભુત નય તે આત્માના અશુદ્ધ અદ્યવસાયથી ભાવ કરમથી જે કર્મનો સંચય થયો તેને બંધ કહે ઇતિ.

હવે મોક્ષ તત્વ ઉપર સાત નય કહે છે સર્વ મોક્ષને વ્યવહાર નથી પણ પર્યાયાર્થીક નયે ભેદ પ્રકાશરૂપ કહીયે છીયે નૈગમ નયાનુસારે જે અત્યાદીક બંધન થકી છુટા તેને મોક્ષ કહે છે અને સંગ્રહ નય જે પુર્વ કૃત કર્મથી છુટા થયા અને દેશથી ઉજ્વલ થયા તેને મોક્ષ કહે છે અને સંગ્રહ નય જે પરિત સંસારી તથા સમ્યક્ત્વીને મોક્ષ કહે રૂજુ સુત્ર નયવાળો ક્ષપક શ્રેણી ચઢ્યાને મુક્તિ કહે છે અને શબ્દ નય સયોગી કેવળીને મોક્ષ કહે છે સમભિરૂઢ નય શૈલેશી કઠાણુ ગુણને મોક્ષ કહે છે એવંભુત નય સિદ્ધક્ષેત્ર પહોતાને મોક્ષ કહે છે.

એ રીતે એકેકા તત્વ ઉપર પચીસ બોલ ચીંતવ્યાથી શુભ સ્થાનકે ધ્યાન થાય છે ઇહાં ધરમ ધ્યાનનુ તથા શુકલ ધ્યાનના પહેલા પાયાનુ અંશ પણ ભળે છે તે માટે એ પચીસ બોલની શુદ્ધ મને કરી ઓળખાણ કરવી

ઉચિત છે એ પચીસ બોલનો વિચાર ઘણો કઠીણ છે તેમાંથી હું મંદમતી અલ્પ બુધી આળસુ હિનાચારી એ કાંઇક લેશ માત્ર માર્ગ બતાવ્યો છે માટે બુદ્ધિવંત પુરૂષોએ શુદ્ધ કરી લેવું જ્ઞાતા પુરૂષો એ ગ્રંથને સુધારીને ઘણા ભવ્ય જીવોને શીખાવશે સંભળાવશે તેની જ્ઞાન વૃદ્ધીનો કારણ થશે.

દોહા—ક્રિડા જીમ બાલક કરે પસુનગર કર આપ ॥ તે વિધ હુ પણ બાલવત કર્યો ગ્રંથ આલાપ ॥ ૧ ॥ જીન વાણીના સ્વાદનો મત કરજો કોઇ હાસ્ય ॥ સ્યાદ્વાદન ગ્રસુત કરો એહ મેરી અરદાસ ॥ ૨ ॥ ગુરૂ કારીગર સમ કહ્યા ગુણ નીધી ઉપમા જોય શ્રી હુકીજી મહીજી દીપતાં તાસ કૃપા સુજ હોય ॥ ૩ ॥ રત્નચંદ શીષ્ય તેહનો શુદ્ધી યશ અરદાસ ॥ એ અનેકાંત પક્ષને બુદ્ધજન નહીએ વિમાસ.



# અથ શ્રી લાવણો સંગ્રહ

## જીનદાસ કૃત ધન.

તુમ જપો મંત્ર નવકાર ॥ ઉનસે ઉતરોગે ભવ પાર.
હોએ તેરી કાયાકો આધાર ॥ સફલ કર લે અપના અવતાર ॥
ધ્યાન તુમ મનમે ધરો નર નાર ॥ ખાણુ દુખકો એ હે સંસાર ॥
કરો પ્રભુ ખ્યાલ અબ જીનદાસ ॥ રખો પ્રભુ ચરણ કેરે પાસ. ૧

સરક જા કુમતી નાર કાળી ॥ તેરી સંગતસે ગઇ લાલી ॥
સોબત સુમતાકી મેં ટાળી ॥ આતમા તપમે નહી ઘાલી ॥
અનંત ભવ વીત ગયા ખાલી ॥ વેદના નીગોદકી ઝાલી ॥
અમર પદ જીનદાસ માગે ॥ સદા પ્રભુજીકુ પાય લાગે ॥ ૨

..જિનત ગ્ન નાભી નંદન ॥ ચરણુપર ચડે કેસર ચંદક ॥
કરત સબ ઈંદ્ર બંદન ॥ કરત હે કરમોકા કંદન ॥
સાધ્યો તે શિવપુ સાધન ॥ સર્વ જીવનકુ સુખ કંદન ॥
જીણંદ ગુણ જીનસ ગાવે ॥ શિશ ચરણુસે નમાવે ૩

બોલત હુયા મેરા સકર ॥ ચઢાવુ ચંદન ચુવા ઘસકર ॥
પેઠા મેં ધર્મોમે કર ॥ પાપ દલ દુર ગયા ખસકર ॥
ચેતન અબ ખડ અર કસકર ॥ હઠાવો કર્મોકા લશકર ॥
શ્રી જીનરાજ ઝ ખાસા ॥ શરણે જીનદાસ લીયા બાંસા ૪

બીકટ ઘટ દુરગ ભારી ॥ નીર જ્યાં ભરતી કુમતી નારી॥
બરછી ઇન નેના મારી ॥ ડુબ્યા કેઇ કામી સંસારી ॥
છનાકી હોગઇ યારી ॥ જીત્યા કોઇ સંત ધરમધારી ॥
પ્રભુ તુમ પરમા પાયા ॥ સરણે અબ જીનદાસ આયા ॥ ૫

એત નર નીગોદકા બાસી ॥ કરાઇ જગમે તે હાંસી ॥
કુમતીકી પડી ગલે ફાંસી ॥ સુમતીશુ રખી હે ઉદાસી ॥
કુમતી બસી સેજ ખાસી ॥ રહયો માન મમતામે માંચી ॥
હીયો બોલ અરીહંતકો પરખો ॥ કરો જીનદાસ આપ સરખો ૬

અફળ નર તેરી જીંદગાની ॥ શીખ સુત્રોકી નહી માની.
કીયા નહી ગુરૂ નિગ્રંથ ગ્યાની ॥ ઉનોસે રહે ગયા અજ્ઞાની ॥
જગતમે ઉતર ગયા પાની ॥ ગતી તેરી દુરગતમે ઠાની ॥

સેવક તોરા જીનદાસ બાજે ॥ સુધારોગે તુમહી કાજે ॥ ૭
સફળ નર તેરી જીનગાની ॥ શીખ સુત્રોકી તે માની ॥
કીયા તે ગુરૂ નીગ્રંથ જ્ઞાની ॥ કાનસે લગી સુમરાણી ॥
જગતમે અધીક ચડયો પાણી ॥ ગતી તેરી સુરગતકી ઠાણી ॥
શેવ તેરા જીનદાસ ધાજે ॥ સુધાગ તુમહી કાજે ॥ ૮

કીયા મેં ગણધર પ્રેમ પતિ ॥ મુજે વરદાય હે સરસ્વતી ॥
કરી મેં નીરમળ ગ્રંથ મતી ॥ પુઠ પર ખડે જા જતી ॥
મુજે બળભદ્ર સો લહે સતી ॥ મીટી મેરી દુરગત સબ ગતી ॥
એસા ધન જીનદાસ ગાવે ॥ અચળ પદ ભકતીસે ાવે ॥ ૯

---

## સાખી.

સમોવસરણ મહાવીર બીરાજે ॥ ચોતીશ અતીશ ઉનકુ છાજે ॥
બડે આપ ધન કીરતારેજી ॥ જીઓ પ્રભુજી બડે
સમોવસરણ જોજનકુ કેહેતે ॥ ચોસઠ ઇંદ્ર મીલ આતે ॥
ઉપર ઉડાતે ચમરોજી ॥ જીઓ પ્રભુજી ઉપર ॥ ૨
દેવ દુદુભીકા નાદ આતે ॥ સબી દેવ દરીશનકુ આતે ॥
હો રહે યે ચેકારેજી ॥ જીઓ પ્રભુજી હો ॥ ૩
એસી દેશના આપ દેતે ॥ સબકી બોલીમે સબ ભજતે ॥

એસી બાની નીરમળેજી ॥ જીઓ પ્રભુજી એસી ॥ ૪
ગુરૂ પસાયે સાખી બનાઇ ॥ જ્ઞાન ધ્યાનસે લેહ લગાઇ ॥
જીન સાશન તુમ સીરદારેજી ॥ જીઓ પ્રભુજી જીન ॥ ૫

## ધોસો.

જીનોકી બાતા જો કેહેવે ॥ જીનકા પાર નહી પાવે.
કોઇક નર ભુલા પડજાવે ॥ ભિટક ભિટક રહી પસ્તાવે ॥
કીનારા કબુ નહી પાવે ॥ કર્મ ખોલે તો નજીક આવે ॥
મેરે શ્રી જીન રાજ સચા ॥ તેરે બીન સબી કામ કચાજી ॥

## લાવણી.

ચલ ચેતન અબ ઉઠકર અપને જીન મંદીર જઇએ ॥ કીસીકી બુરી નહી કરીએ ॥ ચલ ॥ આંકણી ॥ ચરણ જીનવરકા ભેટચો ॥ ભવ ભવ સંચીત પાપ કરમ સબ તન મનકો મીટચો ॥ સુકરીત કીજે, માહારાજ સુકરીત કીજે ॥ સમકા અમરીત રસ પીજે ॥ લાભ જીન ભક્તીકો લીજેરે ॥ લાભ ॥ ચલ ॥ ૧ ॥

કરોજી મત મુ ે બડાઇ ॥ તજ તામસ તન મનકી મુમતાસે રહેના ભાઇ ॥ રીતસે બોલો રી જાન રીતસે બોલો ॥ આતમ સમતામે તોલો ॥ મત મરમ પારકા બો ॥ મુન કર તન મનસે રહીએરે ॥ મુન ॥ ચલ ॥
જોબન દીન ર તણો સંગી ॥ અંત સમે ચેતન ઉઠકર ચાલ્યો ॥ કાયા પડી નંગી ॥ સબ તુટી મેરી જાન પ્રીત સબ તુટી ॥ આઉખા ની ખરચી ખુટી ॥ મ દુખ આપ કીયા સહીએરે ॥ સુખ ॥ ચલ ॥ ૩
જગતમે રહેના ાસી ॥ પરખ્યા મે જીનરાજ હેરો, મેરે દુરગતકી ફાંસી ॥ તજો શબ ધંદ મેરી જાન તજો સબ ધંધા ॥ જીનવર મુખ પુનમ ચંદા ॥ જીનદાસ તુ બંદા ॥ મેરે તો એક દરીશનકુ ચઇએરે ॥ મેરે ॥ ચલ ॥ ૪ ॥

## સુમતી કુમતીની લાવણી.

હારે તું કુમતી કલેછન નાર, લગી કયું કેડે ॥ લગી ॥
ચલ સરક ખડી રહે દુર ॥ તુજે કોણ છેડે ॥ ટેક ॥
હારે તું સુમતીકો ભરમાયો, મુજે કયું છોડી ॥ મુજે ॥
મેરી સદા સાસ્વતી સોબત છીનમે તોડી ॥
તુજ બીના સુની મોરી સેજ, કહુ કરજોડી ॥ કહુ ॥
ઉઠ ચલો હમારી સંગ, સુખે રહો પોહોડી ॥
કયુ જુર જુર કુમતી આંસુ, આંખશુ રેડે ॥ આંખ ॥ ચલ ॥ ૧ ॥
હારે તેરી નર્ક નીગોદકી સેજ, સેહેજમે રૂઠયો ॥ સેહેજ ॥
પકડયો સાચો જીનરાજ, સંગ તેરો છુટયો ॥
તેરી મુરખ. માને ખાત, હૈયાકો ફુટો ॥ હૈયા ॥
મેં સેહેજ હુવો કર દુર; તાર તેરો તુટો ॥
તુ કર દુરાસે બાત, આવે મત નેડે ॥ આવે ॥ ચલ ॥ ૨ ॥
મેરી અનંત કાળકી પ્રીત, પલક નહી પાળી. ॥ પલ ॥
સુમતીકે લાગ્યો સંગ; મુજે કયુ ટાળી ॥
હાંરે તું સુમતીકો સીરદાર, સુનાવે ગાલી ॥ ાવે ॥
તેરી અમ દાતુ હે નાર, ગોરી ઓર કાળી
તુ અમંકુ ઠેલે દુર, સુમતકુ તેડે ॥ સુમતકુ ॥ ૧ ॥ ૩ ॥
અબ કુમતીકુ લલચાયો, રતી નહી ડગીયો । રતી ॥
સુનકર સુત્રકી શીખ; સાચ હોએ લગીઓ ॥
ચેતન કુમતીસે સેહેજ, દુરશુ ભગીયો ॥ દુર
જીનરાજ બચનકો નામ હીયામા જગીઓ
જીનદાસ કુમત તુ બાત, ખોટી મત ખેડે ॥ ાટી ॥ ચલ ॥ ૪ ॥

## જીવને શીખામણની લાવ

મન સુનરે તારી સફળ ઘડી શ્રાવકકી, હાથ ાવે ॥ હાથ ॥
સુત્રકી ન માને શીખ ફીર પસ્તાવે ॥

મન સુનરે તુ પરભવકો ડર રાખ ॥ પ્રાણ મત લુટે ॥ પ્રાણ ॥
કગુરૂસે કરે તુ હેત, સુગુરૂસે રૂઠે ॥
મન સુનરે તારી જોબનીયાકી છોલ ॥ છીનક નહી છુટે ॥ છીનક ॥
ઇંદ્રીસે લગાએ તાર, કહો કેમ તુટે ॥
મન સુનરે તારે હીયે વધી વખવેલ ॥ નહી કુમલાવે ॥ નહી ॥ સુ ॥૧
મન શુનરે તારી સાચી શીખ સુત્રકી ॥ હીયે નહી આણી ॥ હીયે ॥
થારેરે ખજાનો ખાય, કુગુરૂકી બાની ॥
મન શુનરે તારી કુમતી કલેછન નારી, લીઓ તોએ તાણી ॥ લીઓ ॥
દુરગતકી બીછાઇ સેજ ॥ તાણી પટરાણી ॥
મન શુનરે સુનો કુમતી સેજા પાર નહી પાવે ॥ પાર ॥ સુત્રકી ॥ ૨
મન શુનરે તેરે ગફલતમે દીન ગયા ॥ ગર્વ કયુ રાખ્યો ॥ ગર્વ ॥
કીધી જીન વાણી દુર, વિષય રસ ચાખ્યો ॥
મન શુનરે તારે જ્ઞાન ગાંઠસે ખોલ, રતન કયાં નાંખ્યો ॥ રતન ॥
સત્ય બચન દીઓ તુ છોડ, જુઠ મુખ ભાખ્યો ॥
મન શુનરે એશો વાર વાર નર ભવ; ફીર નહી આવે ॥ ફીર ॥ સુત્રકી॥
મન શુનરે પોશાક પાપકી પેહેર, માનતો ખુબી ॥ માનતો ॥
તારા મનશે મોતીયન માળ, શીશ પર લુંબી ॥
મન શુનરે તારા હરામ હુરતમાં હસી, હજુરી ઉભી ॥ હજુરી ॥
શીવ બંધ્યો મીથ્યાત મોડ; વાત તેરી ડુબી ॥
મન શુનરે તારા હંસ હીયાકો હાર, ઝેર કયુ ખાવે ॥ ઝેર ॥ સુત્રકી૪
મન શુનરે સુકૃત સ્વપનામે મોહ, રતી નહી સુઝે ॥ રતી ॥
મેરો કોન ગતીકો જીવ, દયા કોન બુજે ॥
મન સુનરે મેરો ઘર ખુટે દુરગતકો, કામ ધેન દુજે ॥ કામ ॥
ભોળક દુનીયામે ઓત, મજે કયુ પુજે ॥
મન સુનરે જીનદાસ કપટકી ખાન, માન નહી માવે ॥ માન ॥ સુત્રકી૫

## નેમનાથની લાવણી.

મોરી માઇ મેરો નેમ ગયો ગીરનાર, કીસી જાએ કેહેના ॥ કીસી ॥

વાકે દરશ બીના તરશે હમારે નેના ॥
મોરી માઇ જાદવકી જાન જોરાવર ॥ સબ ચલ આઇ ॥ સબ ॥
પશુ વનસે લગાયો હેત, હમે છટકાઇ ॥
મોરી માઇ બીલકી મેહેલા માહે, ગયા વન માહે ॥ ગયા ॥
સખી ઓહે હમારે મનકુ, ખડી ગમ ખાઇ ॥
મોરી માઇ અબ લહુ ડુગર ઓટ, ઘરે નહી રહેના ॥ ઘરે ॥ વાકે ॥૧
મોરી માઇ મોએ જાતન દે બન માહે, મમત તજ મેરી ॥ મમત ॥
મોએ મછલા બોલે લોક, જગત મેરા વેરી ॥
મોરી માઇ જુગમે કાયા કુમલાવે, જયુ કાચી કેરી ॥ જયું ॥
તપ જપ સંજમકી લહુ સાંકડી શેરી ॥
મોરી માઇ મેરા પતી બસે પરબતમે, પેહેરૂ નહી ગેના ॥ પેહેરૂ ॥ વાકે ॥૨
મોરી માઇ કુગુરૂશે કીયો બેપાર, ગમાયો કીનો ॥ ગમાયો ॥
મેરી ભકતી બીના, ઉવો ઓત ગત હીનો ॥
મોરી માઇ કણ હેણ ઉવો બસતુકો ॥ ઉશે કયા કેહેના ॥ ઉશે ॥
કામધેન હમારે ઘરમે, દુધકા ઘેના ॥
મોરી માઇ અમ દુખી કાલકે જીવકુ, દરીશન દેના ॥ દરીશન ॥ વાકે ॥૩
મોરી માઇ નવ ભવકો નવલ નેમીનાથ, પતી હે મેરા ॥ પતી ॥
બન રહયો હેયાકો હાર, શીશકો શેરો ॥
મોરી માઇ ઉન તજ શોળે શણગાર, દીયો બન ડેરો ॥ દીયો ॥
મેરી સુની નહી પોકાર, કાનકો બેહેરો ॥
મોરી માઇ ઇન મેહેલનમે નહી આવું, રતી સુખ ચેહેના ॥ રતી ॥ વાકે ૪
મોરી માઇ કયા ભયો બડો અચરત, જુગતમે આયો ॥
મેરે પલ્લે બાંધ્યો પાપ, સુજશ નહી પાયો ॥
મોરી માઇ બુધ હીન ભયો મેરો જીવ ॥ ન જીન ગુન ગાયો ॥ ન ॥
જેમ તેમ કરકે જો પાર, સરણ તેરે આયો ॥
મોરી માઇ બોલે મીજલસમે મલ્લજી, જ્ઞાનશે પેલેના ॥ જ્ઞાન ॥ વાકે ॥૫

## જીવને શીખામણની લાવણી

તુમ તજો જગતકા ખ્યાલ, ઇશકકા ગાના ॥ ઇશક ॥

તેરી અલ્પ ઉમર ખુટ જાય નરક ઉઠ જાના ॥ તુમ ॥
અબ દીના ચાર જગત બીચ લીયા તેં બાસા ॥ લીયા ॥
તેરે શિરપર બેઠો કાળ, કરે હે હાંસાં ॥
મેં બોલુ સાચી બાત, જુઠ નહી માસા ॥ જુઠ ॥
તુ સુતા હે કોણ નીંદ; કીસીકર આશા ॥
અબ શેવ દેવ જીનરાજ, ખલકમે ખાસા ॥ ખલક ॥
તેરો જોબન પતંગકા રંગ, જુઠી સબ આશા ॥
અબ હીયે ધરો મેરી શીખ, સજન દીવાના ॥ સમજ ॥ તેરી ॥ ૧
અબ બુરી ભલી સુન વાત, સુનકર રીજે ॥ સુન ॥
એ સુખ મીઠા સંસાર; ભેદ નહી દીજે ॥
કર વીતરાગ વીસવાસ, હીયે ધર લીજે ॥ હીયે ॥
પાણ નીચ નારીકા બચન, માંહે મત ભીજે ॥
અબ સાત વસનકો સંગ, પ્રીત મત કીજે ॥ પ્રીત ॥
તે દુરગત દે પોહોચાય, તેરો તન છીજે ॥
તુ સુખ દુખકો શીરદાર, રંક નહી રાણા ॥ રંક ॥ તેરી ॥ ૨
તું બીસર ગયો જગ બીચ, નામ જીનવરકા ॥ નામ ॥
પચ રહ્યા કુટંબકે કાજ, કીયા ફંદ ઘરકા ॥
તે દયા ધરમ બીન ખોયા, જનમ સબ નરકા ॥ જનમં ॥
તેં પલ્લે બાંધ્યાં પાપ, કસાઇ સરખાં ॥
અબ લીયા નહી તે લાભ, વખતમેં કરકા ॥ વખત ॥
તેરી વીતી વાત સબ જાય, જનમ જ્યુ ખરકા ॥
અબ સુનો શીખ સુત્રકી, સુલટરે શાણા ॥ સુલટ ॥ તેરી ॥ ૩ ॥
તેરી સરણ શેજપર પડયો, આનંદ દીન આયા ॥ આનંદ ॥
મેરી ભાગી ભુખ સબ પ્યાસ, સુધારસ પાયા ॥
મેરે શીરપર તુમ સરદાર, જીનેશ્વર રાયા ॥ જીનેશ્વર ॥
મેં ચાહુ ચરણકી શેવ, સફળ કરો કાયા ॥
અબ દો દોલત દરશનકી, મેરે એહી માયા ॥ મેરે ॥

યું અરજ કરે જીનદાસ અલ્પ ગુન ગાયા ॥
અબ બુરા કુગુરૂ ઉપદેશ, ધરે મત કાના ॥ ધરે ॥ તેરી ॥ ૪ ॥

---

## જીવને શીખામણની લાવણી.

એક જીનવરકા નિજ નામ, હિયામાં લેના ॥ હિયામાં ॥
અબ લગી લગન જીનવરશે આપ ખુશ રહેના ॥ અબ ॥
અબ નિરખુ જીન દેદાર, દરશ કબ પાઉ ॥ દરશ ॥
જગમે જીનવર નિજ નામ નિરંજન ધ્યાવુ ॥
અબ રહે નયન લોભાય, હિયે નિત ફરકે ॥ હિયે ॥
મોહે જીન દરશનકી આશ પાપ સબ સરકે ॥
અબ સુરપતી નિરખત રૂપ નજર ભર નેના ॥ નજર ॥ એક ॥ ૧
અબ મિટયો મરણ ભવ ભવકો, આશ મુજ પુરો ॥ આશ ॥
મે જપુ જીણંદકા નામ મેલુ નહીં દુરો ॥
એ ઘન ઘાતી ઘાલો ઘેર, કરમ સબ ચુરો ॥ કરમ ॥
મે દુરગત ભમતાં આયો આપ હજુરો ॥
અબ શુભ નજરાં મુજ નિરખ; મુક્તી પદ દેના. ॥ મુક્તી ॥ એક ॥૨
અબ હે હીરાકી ખાણ, ગ્યાન નિજ કરણી ॥ ગ્યાન ॥
એ મુક્તી પંથ દાતાર સુમતકી ધરણી ॥
અબ શુકલ ધ્યાનકી પેડી ચડયો નિસરણી ॥ચડયો ॥
એસા જુગમે સંત સુજાન મુક્તી પદ વરણી ॥
અબ આપો મયા કર કરકે, અમર સુખ ચેના ॥ અમર ॥ એક ॥૩
અબ બેઠ કર કરૂ મે મોજ, આનંદકે ઘરમે ॥ આનંદકે ॥
મેં પરખ્યા શ્રી જીનરાજ, જગત કુણ ભરમે ॥
મેં દુખ ભોગતા હે અનંત, કરે કોણ લેખો ॥ કરે ॥
મેં અરજ કરૂ તન મનસે નજર ભર દેખો ॥
અબ બોલત યુ જીનદાસ, રસ સબ બેના ॥ રસ ॥
એક જીનવરકા નિજ નામ હિયામાં લેના ॥ ૪ ॥

# રાજુલ વિલાપ લાવણી

દે ગયા દગા દિલદાર; સુનો મેરી માઇ ॥ સુનો ॥
લગ રહી નેમ દરશનકી સરસ અશનાઇ ॥
અબ અજબ અલીજો નેમ, મેરે શિર છાજે ॥ મેરે ॥
જાદવકી દેખી જાન જગત સબ લાજે ॥
એશો નેમ નવલ એક બીંદ; અનોખો બાજે ॥ અનોખો ॥
સુરીનર ગાવે ગીત ગગનમાં ગાજે ॥
અબ દોડ દોડ રાબ દુનિયાં, દેખન આઇ ॥ દેખન ॥
દે ગયા દગા દિલદાર સુનો મેરી માઇ ॥ ૧ ॥
અબ ચઢયા નેમ તોરનકુ, આનંદ દિલ ધરકર ॥ આનંદ ॥
સજ આયા સુરંગી સાજ કીલોલા કર કર ॥
મે પાયો પરમ આનંદ; હરખ હીયો ભરકર ॥ હરખ ॥
લે ગયો પતી નેમીનાથ, મેરો મન હરકર ॥
સખી સંપત મુજ આંગનમે, આજ ચલ આઇ ॥ આજ ॥
દે ગયા દગા દિલદાર સુનો મેરી માઇ ॥ ૨ ॥
અબ એણે અવસરમે સુરત સ્યામકી લાગી ॥ સ્યામકી ॥
પશુ વનકી સુની પોકાર દયા દિલ જાગી ॥
જીને લઈ પરબતકી વાટ, ત્રશના ત્યાગી ॥ ત્રશના ॥
શિવ રમણીકે શિર બીંદ બન્યો બેરાગી ॥
અબ તેલ ચઢી રાજુલકુ, ખડી છટકાઇ ॥ ખડી ॥
દે ગયા દગા દિલદાર સુનો મેરી માઇ ॥ ૩ ॥
અબ રેતીશે સરોવરમે, ટીપે નહી પાની ॥ ટીપે ॥
જીન ગુણ ગાયા નહી જાય અલપ જીદગાની ॥
અબ કઠણ જીવ દુરગતકો, બન્યો મે દાણી ॥ બન્યો ॥
જીનદાસ કરો ભવપાર દયા દિલ આણી ॥
અબ શરણ સતીકે બેઠ, વિનતી ગાઇ ॥ વિનતી ॥
દે ગયા દગા દિલદાર સુનો મેરી માઇ ॥ ૪ ॥

## સુગુરૂ સ્તવ લાવણી.

કબ દેખુ જીનવર દેવ, જગત ગુરૂ ગ્યાની ॥ જગત ॥
કંઇ આપ સમો નહી ઔર એ અંતર દયાની ॥
અબ વિષમ વન સંસાર જગતમે ભટકયો ॥ જગતમે ॥
મુજે અનમતને લઇ જાઇ નરકમે પટકયો ॥
અબ લહુ દરશન જીનવરકો; ઓ દીન કબ ઉગે ॥ ઓ ॥
મુજ મનકી વંછીત આશ અધીક સબ પુગે ॥
અબ જીન દરશન બીન નેન, ઝરે મુજ પાની ॥ ઝરે ॥
કબ દેખુ જીનવર દેવ જગત ગુરૂ ગ્યાની ॥ ૧ ॥
થારે કુગુરૂકો ઉપદેશ; હૈયામે છાયો ॥ હૈયા ॥
પણ સરસ ભેદ સમકીતકો જીવ નહી પાયો ॥
અબ જૈન ધરમ નિજ માલ, મુરખ ગત ખોવે ॥ મુરખ ॥
એ સુમત સુરગકો પંથ અમર ગત હોવે ॥
અબ દુરલભ જીન ભગતી, લહી નિજ ટાંની ॥ લહી ॥
કબ દેખુ જીનવર દેવ જગત ગુરૂ ગ્યાની ॥ ૨ ॥
અબ સુરનર ગાવે ગીત, અજબ બડ લાગી ॥ અજબ ॥
જીહાં નાચત નૃત અનેક આળસ ત્યાગી ॥
અબ મોહત મન નરપતકા, ગગન ધુન ગાજે ॥ ગગન ॥
એ જીનવર મહીમા અનંત ધ્યાન દિલ ધરજે ॥
એસી અધીક છબી જીનજીકી મેરે મન માની ॥ મેરે ॥
કબ દેખુ જીનવર દેવ જગત ગુરૂ ગ્યાની ॥ ૩ ॥
અબ જીન ચરણાંસુ રંગ, અધીક ચીત લાગ્યો ॥ અધીક ॥
મેં પેહેરયો જીન ગુણ અજબ સુરંગી વાગો ॥
આ સફળ ઘડી સમકીતકી, હાથ અબ આઇ ॥ હાથ ॥
મેં ગમન ગમનકી પાંખ અમુલક પાઇ ॥
અબ બોલત શું જીનદાસ સુનો જીન બાની ॥ સુનો ॥
કબ દેખુ જીનવર દેવ જગત ગુરૂ ગ્યાની ॥ ૪ ॥

## આત્માનુભવ લાવણી.

તુમ ભજો જીનેશ્વર દેવ, મુગત પદ પાઇ ॥ મુગત ॥
અબ અચળ અખંડીત જોત સદા સુખદાઇ ॥
મેં ફર્યો ચોરાશી માંહે, ભુલ્યો મેં ભરમ ॥ ભુલ્યો ॥
મારે ઉદે અનંતા દુખ બાંધ્યા જબ કરમ ॥
મેં કદીએક હુવો રંક, ફરયો તજ સરમ ॥ ફરયો ॥
ઓર કદીએક રાજા ભયો ગરથકી ગરમ ॥
જબ ગરવ આંનકે બોલ્યો, પામકા મરમ ॥ પારકા ॥
પણ નિરમળ જગમે જૈન; કીયો નહી ધરમ ॥
અબ મનુષ જનમમે ચેત; ઘડી શુભ આઇ ॥ ઘડી ॥
અબ અચળ અખંડીત જોત સદા સુખદાઇ ॥ ૧ ॥
મે સુર નરકા સુખ વાર; અનંતી પાયા ॥ અનંતી ॥
મારે શિવ સમતાકા સુખ હાથ નહી આયા ॥
મેં કુગુરૂ કુદેવ; ભલા કર ધ્યાયા ॥ ભલા ॥
મેં ઉલજો અનાદી અજ્ઞાન વિષે ભોગ ભાયા ॥
મે પડયો લોભ કે ફંદ; જોડતો માયા ॥ જોડતો ॥
પણ લગ્યો અંત જબ આય કાળને ખાયા ॥
અબ પરહર પરમાનંદ; ધરમ કર ભાઇ ॥ ધરમ ॥
અબ અચળ અખંડીત જોત સદા સુખદાઇ ॥ ૨ ॥
અબ દુરલભ અવસર લહી તુ; સુકૃત કરરે ॥ સુકૃત ॥
અબ દાન શિયળ તપ ભાવ હીયામે ધરરે ॥
તુ કરમ માઠાં કાટ; પાપ પરહરરે ॥ પાપ ॥
અબ વાર વાર કહુ તોય જગતસે તરરે ॥
તુ નિરનળ નયણે દેખ; નરક શુ ડરરે ॥ નરક ॥
તુ શિખ સુગુરૂકી માન અજ્ઞાની નરરે ॥
અબ પર ત્રિયા કર જાણ; બેન ને માઇ ॥ બેન ॥

અબ અચળી અખંડીત જોત સદા સુખદાઇ ॥ ૩ ॥
અબ જીનવર મુજ મન ભાયો; સદા ગુણ ગાઉ ॥ સદા ॥
અબ સંતની કીરપા કીજે નરક નહી જાઉ ॥
અબ ભવ ભવ માંહે દેવ; જીનેશ્વર પાઉ ॥ જીનેશ્વર ॥
મેં મનવચ કરી ચરણ ચિત લાવુ ॥
એ દયા ધરમ હીતકાર; સદા મેં ચાપ ॥ સદા ॥
પાંચુ ચોરાશીકે માંહ ફીર નહી આઉ ॥
યું અરજ કરે જીનદાસ; કીરતી ગાઇ ॥ કરતી ॥
અબ અચળી અખંડીત જોત સદા સુખદાઇ ॥ ૪ ॥

---

## સંસારના અથીરપણા વિષે લાવણી.

ખબર નહી આ જુગમે પલકીરે ॥ ખબર ॥
સુક્રીત કરના હોય સો કર લે, કોન જાણે કલકી ॥
આ દોસ્તી હે જગ વાસકી, કાયા મંડળીક ॥ કાયા ॥
સાસ ઉસાસ સમર લે સાહેબ આયુ ઘટે પલકી ॥ ખબર ॥ ૧
તારા મંડળ રવી ચંદ્રમા, સબ હે ચલનેકી ॥ સબ ॥
દિવશ ચારકા ચમતકાર જ્યુ, વીજળીયાં ઝલકી ॥ ખબર ॥ ૨ ॥
કુડ કપટ કર માયા જોડી, કર ખાતા છલકી ॥ કર ॥
પાપકી પોટલી બાંધી શિર તેરે, કેસે હોય હલકી ॥ ખબર ॥ ૩
યો જુગ હે સુપનેકી માયા, જેસી બુંદા જલકી ॥ જેસી ॥
વાણસંતાંતો વાર ન લાગે, દુનિયા આય ખલકી ॥ ખબર ॥ ૪
માત તાત સુત બંધવ બાઇ, સબ જુગ મતલબકી ॥ સબ ॥
કાયા માયા નાર હવેલી એ તેરી કબકી ॥ ખબર ॥ ૫
મન માવત તન ચંચળ હસ્તી, મસતી હે બલકી ॥ મસ્તી ॥
સત ગુરૂ અંકુશ ધરો શિરપર, ચલ મારગ સતકી ॥ ખબર ॥ ૬
જબ લગ હંસા રહે દેહમાં, ખુશીયા મંગલકી ॥ ખુશીયા

હંસા છોડ ચલ્યા જબ દેહી, મટીયાં જંગલકી ॥ ખબર ॥ ૭
દયા ધરમ સાહેબ કો સમરન, એ ખાતા સતકી ॥ એ ॥
રાગ દ્વેશ ઉપજે નહી જીનકુ; બીનતી અખમલકી ॥ ખબર ॥ ૮

## શ્રી આદીનાથની લાવણી.

શ્રી આદનાથ નિરવાણી, નમુ એસે ધ્યાની ॥ નમુ ॥
ભવ જીવ તરણુકે કાજ બનાઇ વાણી ॥
તુમ નાભીરાય કુલ ધારી, બડે અવતારી ॥ બડે ॥
ખુલ રહી ખલકમે ખુબ, કેસરી કયારી ॥
તુમ મમતા મનકી મારી, આતમા તારી આતમા ॥
તજ દીઇ વિપતી વિષયનકી જાણ કર ખારી ॥
તુમ કરી મુગત પટરાણી, જગતમે જાણી ॥ જગતમે ॥
ભવ જીવ તરણુકે કાજ બનાઇ વાણી ॥ ૧
જાણ્યા સુર નર સુખ રાસી. હુવા હે ઉદાસી ॥ હુવા ॥
જલ ગઇ જબર જંજાલ, જગતકી ફાંસી ॥
તુમ જગતપતી અવિનાશી, મુકતીકે વાસી ॥ મુકતી ॥
તેરે દરશનસે સબ દુઃખ, દુર ગયો નાશી ॥
પ્રભુ કરી સફળ જીંદગાની, મેરે મન માની ॥ મેરે ॥
ભવ જીવ તરણુકે કાજ બનાઇ વાણી ॥ ૨ ॥
બડે જોતવંત જીનરાજ, જગતમે બાજે ॥ જગતમે ॥
તેરા દરશન હે સુખદાય, સુધારે કાજે ॥
તેરી ધુન ગગનમે ગાજે, સુરપત લાજે ॥ સુરપત ॥
ગલ ગયા ગરવ પાખંડ, કામના ભાજે ॥
નાટક નાચે ઇંદ્રાણી, અધીક ધુન આણી ॥ અધીક ॥
ભવ જીવ તરણુકે કાજ બનાઇ વાણી ॥ ૩
તેરી મહીમા કહી ન જાવે, પાર નહી પાવે ॥ પાર ॥

ગાંધર્વ સુરપત સબી તેરે ગુણ ગાવે ॥
તેરે ચરણોસે લપટાવે, સરસ લવલાવે ॥ સરસ ॥
નર નાર હીયાકે માંહે, ભક્તી તેરી ચાહાવે ॥
તેરી ત્રબણા સબ વીરલાણી, મુકતીકુ ઠાણી ॥ મુકતી ॥
ભવ જીવ તરાણકે કાજ બનાઇ વાણી ॥ ૪
મરૂદેવા કુખકા જાયા અમર પદ પાયા ॥ અમર ॥
છપન કુમરી નારી, મીલી જશ ગાયા ॥
દુરગતકો દુખ વિરલાય; સફળ કરી કાયા ॥ સફળ ॥
જીનદાસ નિરંજન દેખ શરણ તેરે આયા ॥
સમકીતકી સેજ પીછાની, મીલી મોહે ટાણી ॥ મીલી ॥
ભવ જીવ તરાણકે કાજ બનાઇ વાણી ॥ ૫ ॥

---

## જીવને શીખામણની લાવણી

કમાઇ સુક્રીતકી કીજેરે, કમાઇ સુક્રીતકી કીજે ॥
તજો કામ મદ માન લાલ જીનવર ગુણ ભજ લીજે ॥ કમાઇ ॥
ન હે પરીક્ષા જીનરાજ ધધમે; હોય રહ્યા વીતો ॥
સુખદાઇ સંવર સમતાકો, રસ કયુ નહી પીતો ॥
લાલ તુમ મનુષા તન જીતોરે ॥ લાલ ॥
દાન શિલ તપ ભાવ વિના તેરો જનમ જાય રીતો ॥
ધરમ વિન કાજ નહી સીજેરે ॥ ધરમ ॥ તજો ॥ ૧
નિશ દિન ઉલશે નેન મેરો દિલ; જીન દરશન ચાવેરે ॥ જીન ॥
હરચો જગત જંજાલ લાલ, જીનવર ભકતી ભાવે ॥
સબી સુરનર મંગળ ગાવેરે ॥ સબી ॥
સુગડ કંઠ સુર પતકો અજબ ધુન અંબર ગરજાવે ॥
ભજ ધન લાલચમે રીજેરે ॥ ભજ ॥ તજો ॥ ૨
જીંદગાની દીન ચાર જીવ તુમ, મનમે કયુ મેલોરે ॥ મનમે ॥

જોબનકી ગુમરાઈ ગરબમેં ખુબ બન્યા ઘેલા ॥
બાણુ જીન વાણીકા ઝીલોરે ॥ બાણુ ॥
તપ તરવાર ભાવ કર ભાલા બેરી કરમ યું ઠેલા ॥
કરમકુ દાવાનળ દીજેરે ॥ કરમકુ ॥ તજો ॥ ૩
જીન મુખ વરસે મેઘ મીઠા, ભીજત ભવ ભવ ફેરા ॥ ભીજત ॥
દરીશન દો અરીહંત પ્રભુ તરસે તન મન મેરા ॥
મીઠા મુજ ઘન ગતકા ઘેરારે ॥ મીઠા ॥
અરજ કરે જીનદાસ દીયા તુમ મુકતી માહે ડેરા ॥
મેરા તન દરિશન બિન છીજેરે ॥ મેરા ॥ તજો ॥ ૪

---

## જીવને શીખામણની લાવણી.

અગમ પંથ જાના હે ભાઈરે ॥ અગમ ॥
ગ્યાન ધ્યાન સંજમ સમકીતસે સુધરે કમાઇ ॥ અગમ ॥
મેહેલ મન અંતરકી આંટીરે ॥ મેલ ॥
કરમ ઉદે ચેતન પડયા જબ, નિગોદકી ઘાંટી ॥
મહા દુખ પાયા, મહારાજ માહા દુખ પાયા ॥
જીનવર મુખસે નહી ગાયા ॥ જીનવર ॥
નિજ માણીકુ નહી સમજાયા ॥ નિજ ॥
નહી તિલભર શાંતા પાઈરે ॥ નહી ॥ ગ્યાન દયાન ॥ ૧
એ તન ધન જોબન નહી અપનારે ॥ એ ॥
કુટંબ કબીલા મેડી મંદીર રજનીકા સ્વપના ॥
સબી વીર લાવે, માહારાજ સબી વીરથાવે ॥
ફીર ચેતન મન પસ્તાવે ॥ ફીર ॥
કછુ સંપત સંગ નહી આવે ॥ કછુ ॥
ધરમ નિજ કર લે સુખદાઈરે ॥ ધરમ ॥ ગ્યાન ॥ ૨
કે ભરમ તુજ અંતર ઘટ લાગોરે ॥ ભરમ ॥

પાપ સંગ ચલે, મેરી જાન પાપ સંગ ચલે ॥
ચેતનકુ નરકમે ઘાલે, ચેતનકુ નરકમે ઘાલે ॥
જીન મારગ સુધ ન પાળે ॥ જીન ॥
જપો જીનવરકુ લેહ લાઈરે ॥ જપો ॥ ગ્યાન ॥ ૩
કે અબ મેં પ્રભુ દરશન પાયારે ॥ કે અબ ॥
ગ્યાન ધ્યાન સંજમ સંગતમે જીન ચરણે આયા ॥
માહા સુખ પાયા; મેરી જાન માહા સુખ પાયા ॥
ચેતનમે તુ હીરમાયા ॥ ચેતનમે ॥
જીનદાસ તેરા ગુન ગાયા ॥ જીનદાસ ॥
પ્રભુજી તુમે પરમ સુખદાઈરે ॥ પ્રભુ ॥ ગ્યાન ॥ ૪

---

## જીવને શીખામણની લાવણી.

પુદગળમે માન્યો સુખ તે, કલ્પના કહીરે ॥ કલ્પના ॥
સુક્રતકી બાત તેરે હાથમે રહીરે ॥ પુદગળ ॥
જુગ માંહી જૈન નીજ સાર, સંગાતે આવે ॥ સંગાતે ॥
તીનકુ તજકર કયુ બેઠો વિશે ગુણ ગાવે ॥
એ મર તક અલગો ઢોલ, બીસન બીખ ખાવે ॥ બીસન ॥
મુક્તીકો મારગ મેટ ઉબટમે જાવે ॥
થારી તુછ જીદગાની માંહે બિકલ બુધ ભાઈરે ॥ પુદગળ ॥ ૧
થારે ધન દોલત ભંડાર ભરયા હે મોતી ॥ ભરયા ॥
શતરૂ સજન સબ બને જગતમે ગોટી ॥
કોઇ મસળે તેલ ફુલેલ, ધોવે કોઇ ધોતી ॥ ધોવે ॥
સનમુખ ઉઠ આવે અબલા તેરો મુખ જોતી ॥
એસી સંપત હે એક છીતમે સરવ બે થઈરે ॥ પુદગળ ॥ ૨
તેં ખટરસ ખાધા ખંધ, ખજાનો ખોયો ॥
નિશ દિન સુખ્યા સુંદરકી સેજમે સોયો ॥

સજીયા સોળે શણગાર, નારસે મોચો ॥ નારસે ॥
તેં અંતર ઘટકો મેલ રતી નહી ધોચો ॥
યા નરક નીગોદકી બાત, પકડ કર લહીરે ॥ પુદગલ ॥ ૩
મદમાતો આઠ મદ માહે ગરવસે બોલે ॥ ગરવ ॥
મેં સુખ સંપતકો નાથ, મેરી કોણ તોલે ॥
દુરબળ કરતા હે પોકાર, પલક નહી ખાલે ॥ પલક ॥
ચાકર હોઇ રહ્યા હજુર, ચમર શીર ઢાલે ॥
અબ અવસર આયો હાથ, ચેત તુ સહીરે ॥ પુદગળ ॥ ૪
કાયામુ કીયો લડ, બનાઇ ચંગી ॥ બનાઇ ॥
પલભર પુન્ય પરવાર, પોતિણુના ભંગી ॥
પકડી પરભવકી બાત, હોય કોણ સંગી ॥ હોય ॥
તેરો હંશ ગયો આકાશ કાયા કર નંગી ॥
જીનદાસ કહે ફરમાસુ, જોર તેરો નહીરે ॥ પુદગળ ॥ ૫

---

## કેસરીયાની લાવણી

સુનીયોરે બાતા સદાશીવજી ॥ મત ચઢ જાના ધુલદેવા ॥ ગઢપતી ઉનકા બડા એ ડંકા, મત છેડો તુમે ઉન દેવા ॥ સગતારે પત ચુડાવત બોલે અમહી નોકર ઇનહુકા, હીંદુપતસે હાથ જોડકર ॥ તીન ભોવનમે હે ટિકા ॥ સુનિયો ૧ ॥ સરગ મરત પાતાળ સુનીયે ॥ સુરીનર મુનીજન ધાવત હે ॥ ઇંદ્ર ચંદ્ર મુની દરશન આવે ॥ મનકી મોજા પાવત હે ॥ સુનીયો ૨ ॥ ગયા રાજ દિન કેસે આવે ॥ નીરધનીયાકુ ધન દેવે ॥ બાજ ખીલાવે સુંદર લડકા ॥ સદા સુખી રહો તુમ સેવે ॥ સુનીયો ॥ ૩ તારે ઝાઝ સમુદર માહે ॥ રોગ નિવારે ભવ ભવકા ॥ લુપ રંગકો રંગ દીયો હે ॥ ચોરન બંધન હરી દેવા ॥ સુનીયો ॥ ૪ ॥ ધું ધું ધું ધું ધુંસા બાજે ॥ દેશો દશા પર હે ડંકા ॥ ભાઉ તાતીયા સુ કર બોલે ॥ મત બતલાવો બડબંકા ॥ સુનીયો ॥ ૫ ॥ રાણાજી કહે ઉમરાવ વજીરને ॥ માનત નહી અમ એ બા-

તા ॥ તારી કરણી તું પાવેગા ॥ મેં નહીં આવુ તુમ સાથાં ॥ સુનીયો ॥ ૬ ॥ મુછ મરોડી ચડે અભીમાને ॥ ઝેર ભરયા હે નજરોમે ॥ રીખભદાસ કહે સાહેબ સચા ॥ દેખત તમાસા ફુંજરોમે ॥ સુનીયો ॥ ૭

## શાંતીનાથની લાવણી.

સેહેર જુનેમે શાંતી બીરાજે, અંગભર ફુલનકી માળા; અગડદમ નોબત બાજે, ઘંટ બાજતા ચોતાળા, ગજપોર નગરીમે તેરા જનમહે, ઘેર ઘેર મંગળ સબ ગાવે, ઈંદ્ર લોકથી ઈંદ્ર ઈંદ્રાણી; ઓછવ કરનેકુ આવે, ચાલીશ ધનુષ સોવન તેરી કાયા, મૃગ લંછન તોરે પાયા, વિશ્વસેનકે કુળમે સોભીત, માતા અચરાકે જાયા, સરગ મરત પાતાળ ત્રીલોકમે, હુવા જોતકા અજવાળા અગડદમ ॥ ૧ ॥

કેસર ચંદન ઘણાં ઘસીને, પુજા કરૂ જીનેસરકી; અનુપમ આંગી ખુબ બની હે; જાગી જોત માહારાજકી, અસરણ સરણ પતીત દુખ વારણ, કરૂણા સાહેબ તુમ ધણી; મુજ કરણી સુભ મતી જો જાગે, કૃપા કરો મોરી ભકતી ભાંગી; તેરે નામસે નવનીધ પાવે, શાંતીનાથજી મતબાલા; અગડદમ બગડદમ ॥ ૨ ॥

આંગી તેરી અજબ બનીહે, શાંતીનાથ સાહેબ મેરા, જડાવકી તુમ સોહે ટીલડી, હીરા ચકતા હે ચોફેરા, અંગ ભર ફુલન જટા બઝી હે, ચમર ઉડતા ચોફેરા, ધુપ ધાન ઓર જાત બનીહે, શીર શોહે મોતી તોડા, નવ રતનટા હાર ગલેમે; જેસા ચંદ્રકા અજવાળા, લાગી જોત તેમ જોત જગતમે, દીપે તેજકા અજવાળા, અગડદમ બગડદમ ॥ ૩ ॥

તેરે નામસે સબ જુગ મહીમા, ધન તો મારી કરણીકુ, શાંતીનાથજી મેં શેવક તમારા, મેરી લાજ અપને ઘરકુ, શાંતી કહોનેરે શાંતીનાથજી, સમરણ કરવા સબ તેરા, સમો સાંજકી હોતી આરતી, શામ મુરત દીસો પ્યારી, આરતી ઉતારે આનંદ ગાવે, બાજે જેરદંગ ગડતાલા, અગડદમ બગડદમ

પુજા કહેરે પ્રભુ સાહેબ મેરા, ચરણ પખાળુ મેં તેરા, જરણ મરણ

કા ભય નિવારો, તારો ભવ સાયર ફેરા, લખચોરાશી ભવમે ભમીયો, જેસા ઘાણીકા ફેરા; શાંતીનાથ મુજ પાર ઉતારો; ગરીબ ચાકર મેં તેરા; ભાણુ ચંદ કહે ભય નિવારો; બાજે ઝીતકા ઘડીયાળા; અગડદમ બગડદમ ॥ ૫

---

## શ્રી કલ્યાણ પારસનાથની લાવણી.

અગડબમ અગડબમ બાજે ચોઘડાં; સવાઇ ડંકા સાહેબકા; છનનગ છનનંગ અવાજ હોતા; મેહેલ બનાયા ગગનોકા; શ્રી કલ્યાણ પારસનાથ ના મેકા; નીત બાજતા હે ચોઘડાં; તીન લોકમે સચા સાહેબ પારસનાથ અવતાર બડા ॥

વનારશી નગરીમે તેરા જનમ હુવા; માતા વામા કે નંદા; અશ્વશેન કે કુળમે સોહે; જેસા સરદ પુનમ ચંદા; સરગ લોકમે હુવા આનંદા; ઈંદ્રાણી મંગળ ગાવે. તેત્રીસ ક્રોડ દેવ મીલકર; ઓછવ કરનેકુ આવે; કેઇ આવતા કેઇ ગાવતા; કેઇ નામ લેતા દેવા; ચોસઠ ઇંદર અરજી કરતા; ચંદ્ર સુરજ કરતા શેવા; સુરીનર સાહેબ આગળ અરજી; કરતા ઉભા ખડા ખડા; તીન લોકમે સચા સાહેબ પારસનાથ અવતાર બડા ॥

દુર દેશાથી આવે જોગી; બડા જોગી તપસ્યા કરતા; નીચે લગાયા જાલમ જોગી; બડે બડે જોકે ખાતા; બાર વરશકી ઉમર જીનકી; છોટપણામાં બોત કળા; બરોબરીકે લીએ શોબતી; તપશીકુ દેખન ચલા; ગ્યાન દેખકર બોલે જોગીશુ; એસી તપસ્યા કયુ કરતા; ઉતર જોગી બડે લકડેમે; નાગ નાગણી દો જલતાં; પારસનાથ જોગીસુ કહેતા; તો બી તપશી નહી સુનતા; લકડે દીએ ફેંક જંગલમે; લોક તમાસા દેખતા; એ કયા કીએ જોગી તુમને નાગ નાગણી જલાયા; દીયા સાર નવકાર નાગકુ; ધરનીધર પદવી પાયા; બડે ઉમેદશે આએ સાહેબ; છાણછરીકો દાન દીયે; માત પીતાકી આજ્ઞા લે કર; માહારાજને જોગ લીયા; રાજ છોડકર ચલે જંગલમે; જુગતશે કાઉશગ કીયા; બડી ધીર ગંભીર તમને; તીન લોકમે નામ કીયા ઉશન કાળકી બડી ધુપમે; નીરંજન નીરાકાર ખડા; કુમઠાસુરને કીયા કડાકા; પીછલા દાવા જ-

ગાયા; બહ કીયા ઘનઘોરસુ; પવન ચલાયા મતવાલા; કરરરર કરરરર હુવા ક-ડાકા; ચમકે બીજલીકા અજવાલા; મુશળ ધારે મેઘ વરસતા ગગન ગાજતા ચોતાળા; સાત બુકકી બડી ઝડીમે; ધીર ખડા હે મતવાલા, નાક બરોબરી આવ્યા પાણી; નાથ નીરંજન ધીર ખડા; સંકટશે સિંહાસન ડોલે; હુવા ઘંટકા અવાજા; અવધી જ્ઞાનશુ આએ ઇંદર; ધાઓ ધાઓ ધરની રાજા; ધરણીધર જલદી શું આયા, પદમાવતને સંજ લીયા, પદમાવતને લીએ શી રપર, શેશ નાગને છત્ર કીયા, ક્રોડ ઉપાય કીએ કમઠાસુરને; કુછ બી ઇલાજ નહીચલતા; કરને વાલે સાહેબ ઉનકુ, છલને વાલે કયા કરતા, ઝીતે જીન રાજ આગસે, કમઠાસુર હાથ જોડ ખડા તીન લોકમે ॥

કેવળ લઇ શીવ પદ પોતા, પારસનાથજી મતવાલા, લગી જોતમે જોત દીપકકી; તપે તેજકા અજવાળા; વિસનગરમાં પારસનાથ નામકા, દેવલ બનાયા તેહેતાળા, બડે દેવળમાં ઇંદર સોહે, ઘંટ બાજતા ચોતાલા, બડે ઉમેદ શુ ધાણી રહે હોકર કોટ બનાયા દેવલકા, જગો જગોપર શીખર ચઢાયા, બડે કામ દરવાજાકા, મુલ નાયકકે ઉપર સોહે, સહસ ફણા માહારાજકા, ચો મુખી ચતુરાઇ બડીહે, એસા તમાસા નહી દેખા, અઢારસે પાંસઠ સોનઇયા મહુરત ફાગણકા બડા, સુદી ત્રીજકો વખત બેઠકર; જગો જગોપર નાન કીયા, કાંતી વિજય ગુરૂ રાયચરણ, ને પાયે ગુરૂ જન રાજ બડા, ગલ્લુચંદ સાહેબકે આગળ, અરજી કરતા ખડા ખડા ॥ તીન ॥

---

## શ્રી સમત સીખરની લાવણી.

બંદત હે કોઇ સમત સીખરકુ, દુરગતકી દુર નાસીરે ॥ બંદત ॥ ૧
કોડ ભવોકા કરમ કઠત હે, હોય શિવપુરકો બાશીરે ॥ બંદત ॥ ૨
કુગુરૂ કુદેવ કુધર્મ જગનકા, મે જાણ્યા સબ રાસીરે ॥ બંદત ॥ ૩
બીસ જીણંદ મુગટ પદ પાયા, કાટી કરમકી ફાંસીરે ॥ બંદત ॥ ૪
એ તીરથ જે ભાવ કરી ભેટે, ઉનકી સમકીત ખાસીરે ॥ બંદવ ॥ ૫
બીકલ બન્યો જીનદાસ જગતમે; ખુબ કરાઇ હાંશીરે ॥ બંદત ॥ ૬

શીધ સરૂપી સદા પદ તેરા, તુ મુરખ કાં ભુલેરે ॥ સીધ ॥ ૧
વ્યાજ નફા પલ્લે નહી બાંધ્યો, ખામી લગાઇ મુલેરે ॥ સીધ ॥ ૨
નેરક નીગોદ કુમતકા શીરપર; આપ બન્યો હે ફુલેરે ॥ સીધ ॥ ૩
સંપતકા સુખ દેખકર, ચેતન મનમે ફુલરે ॥ સીધ ॥ ૪
જીનદાસ તે અન મન માહે, જનમ લીઓ ધુલેરે ॥ સીધ ॥ ૫

---

## કુગુરૂની લાવણી.

તજુ તજુ મે ઉનકુ ગુરૂ; કનક કામની ધારી હે ॥
જ્ઞાન ધ્યાનકી બાત ન જાણે, અષ્ટ કરમસે ભારી હે ॥
કર કપાળે ભભુત લગાયે, શીર પર જટા બધાઇ હે ॥
કાન ફાડ કર મુદ્રા પેહેરતા, ઉનકે ઘરમે નારી હે ॥
જોગ લે કર વિષય શેવે, મદ મંશા હારી હે ॥
કુડા પંથી જગતકુ કરતા; મુખશે કેહેતા આચારી હે ॥
સમકીત શરધા જૈન ધામકી, નહી કુગુરૂકી પ્યારીહે ॥
જીનવરકુ જીનદાસ વિનવે, કુગુરૂ કુસંગ ખુવારી હે ॥

---

## સુગુરૂની લાવણી.

નમુ નમુ મે ગુરૂ નિગ્રંથકુ, વે જીન મુદ્રા ધારી હે ॥
પુદગળ ઉપર પ્રેમ ન કરતા; મનકી મમતા મારી હે ॥
ગરવ ગાળ કર ગુપત ગોપવે, ગત નિગ્રંથકી નારીહે ॥
કનક કામનીકે નહી ભોગી; વે પુરા બ્રહ્મચારી હે ॥
છ કાયાકે જીવ અનાથી, ઉન કેવે હેતકારી હે ॥
દાન ધ્યાન કેવળ ધ્યાન આય, જ્ઞાન ગરથ ગુણ ભારીહે॥
સુધ સરધાશે સુમતી શેવે, નીજ આતમકુ તારીહે
જીનવરકુ જીનદાસ વિનવે, ઉનકે ચરણ બલીહારી હે ॥

## સ્વારથની લાવણી.

કોન જગતમે તારા ચેતન કોન જગતમે તારારે ॥
અપને અપને સ્વારથકે સબ, બીન સ્વારથ હોય ન્યારારે ॥ કોન ॥ ૧
સ્વારથે મા તસ પુત બોલાવે, જી જી કર કહે દારારે ॥
વીર કહે ભગની નીજ સ્વારથે, લાગે પિતાકુ પ્યારારે ॥ કોન ॥ ૨
હય ગય રથ પાયક ધન પરધન, કોઇ ન રાખન હારારે ॥
કાલ બેહાલ સબહીકુ કરતે; કરતા મુખ પોકારારે ॥ કોન ॥ ૩
ઈંદ્ર જાલ સુપના સમજાના, જુઠા જગત પસારારે ॥
શોવે અરાગુ કોઇ સંત જનોકે; જીન હોવે નિરા તારારે ॥ કોન ॥ ૪

તેરી સુરત શોહાગી દેખ, મેરા મન હરખે, તેરે દરશનકુ મેં નીત ઉઠી આવુ તડકે, તેરે મસ્તકે મુગટ કાનમે કુંડળ લટકે, તેરી બાજુબંધકી ઝળક, મેરે મન અટકે, કોઇ પડે કરીકે જોડ, હાથ બીચ દમકે, મેરે પાપ હુવે સબ દુર, દેખકર તનકે ॥ એ નંદી વરધન સુરપે; કીરપા કરકે, એ ધરમદાસ તેરા ગુન ગાવે હરખે ॥

---

## પર સ્ત્રી નીરખવા ઉપર લાવણી.

ચતુર પરનારી મત નિરખો, શ્રાવણ કેરી રેન અંધેરી, બીજલીકો ચમકો, રાવણ મોટા રાય કહાવે, લંકા ગઢ બંકો, પાપ કરીને નરક પોહોચીઓ, દુખ પાયો અધકો ॥ ૧ ॥

ઘાતકી ખંડકો રાય પદમોતર. ધ્રુપતીને હરતો, ક્રષ્ણ નરેશર કરે ખુવારી, જબ પુન આયો હલકો ॥ ૨ ॥

કીચ કરાયે માહા દુખ પાયો, ભીમેસું અધકો, નારી ધ્રુપતી નેહે બીચારી; ભવ ભવમે ભટકયો ॥ ૩ ॥

પરનારીકો રંગ પતંગ હે, પોધળકો ઝળકો; ઓશ બુંદ જબ લગે તાવડા; ઢળક જાય ઢળકો ॥ ૪ ॥

પરનારીશે નેહ કરંતાં; ધન જાસે ઘરકો; દુજા દેખકર કરે ખુવારી; જબ બનમે ભટકયો ॥ ૫ ॥

## નવ પદની લાવણી.

જગતમે નવપદ જયકારી; પુજતાં રોગ ટળે ભારી; પ્રથમ પદ તીર્થ પતી રાજે, દોષ અષ્ટાદશકું ત્યાગે; આઠ પ્રાતીહારજ છાજે; જગત પ્રભુ ગુણ બારે સાજે ॥

અષ્ટ કરમ દલ જીતકે; સકળ સિધ થૈયા ॥
સીધ અનંત ભજો બીજે પદ; એક સમે શીવ જાએ ॥
પ્રગટ ભયો નિજ સ્વરૂપ ભારી; જગતમે ॥ ૧ ॥
સુરીપદમે ગૌતમ કેસી; ઉપમા ચંદ્ર સુરજ જેસી ॥
ઉગારયો રાજા પરદેશી; એક ભવ નાહે શીવ લેશી ॥
ચોથે પદ પાઠક નમુ; સુધ ધારી ઉવઝાય ॥
સવ્વે સાહુ પંચમ પદ માંહે; ધન ધનો મુનીરાય ॥
વખાણ્યો વીર પ્રભુ ભારી; જગતમે ॥૨
દ્રવ્ય બટકી શ્રધા આવે; સમ સંવેગાદિક પાવે ॥
બીના એ જ્ઞાન નહી કીરીયા; જૈન દરશનશે સબ તરીયા ॥
જ્ઞાન પદારથ સાતમે; પદમે આતમરામ ॥
રમતા રમ અધ્યાતમ માહે; નિજ પદ સાધે કામ ॥
દેખતા બસ્તુ જગત સારી; જગતમે ॥ ૩
જોગકી મહીમા બહુ જાણી; ચક્રધર છોડી સબ રાણી ॥
જતી દશ ધરમે કરી સોહે; મુની શ્રાવક સબ મન મોહે ॥
કરમની કાચીત કાપવા; તપકો ઠાર કર દાર ॥
નવમુ પદ જો ધરે ખેમાશુ; કરમ મુલ કટ જાય ॥
ભજો નવ પદ જય સુખકારી; જગતમાં ॥ ૪
શ્રી સીધ ચક્ર ભજો ભાઇ; અચામલ તપ નોધી થાઇ ॥
પાપ ત્રીહુ જોગે પરહરજો; ભાવ શ્રીપાળ પેરે કરજો ॥
સંવત ઓગણીસ સતરા સોમે; જે પોશી શ્રી પાસ ॥
ચઇતર ધવલ પુનમને દીવશ; સકળ ફળી મુજ આશ ॥

બાલ કહે નવપદ છબી પ્યારી ॥ જગતમાં ॥ ૫

જીન પુજન ચલે વર્ધમાન જીનવરજીકુરે ॥ જીન પુજન ॥ ટેક
સમોવસરણ પ્રભુજીકો આયો; ખબર લે આયો વનમાળી ॥
વીમળાચળ પર વીર પ્રભુજી; ચલ રાજા દરશન આયો ॥ જીન ॥ ૧
મુણી રાજા સીધાસન ચાલો; સાત પયે આગળ ચાલે ॥
નમસ્કાર કરી વીર પ્રભુજી; દાન દીઓ હે વનમાળી ॥ જીન ॥ ૨
આનંદ ભેદી રાજા દેવા ઓ; સારા નગરમાં કેહેવાએ ॥
રીખભદાસ જીન પુજન ચલીઓ; રાજા રાણીકે સંગ ચલો ॥ જીન ॥ ૩

## કેસરીયાની લાવણી

શ્રી રીખભ દેવ માહારાજ કેસરીયા બેઠે પાહાડોમે.
આસ પાસ ગુલજાર ઝાડી લગ લહી પાહાડોમે ॥
ટુક ટુક પર ધજા, ધજા પર ચોકી ભલંનકી ॥
સબ શ્રાવક મીલ પુજા કરતે કેસર ચંદનકી ॥ શ્રી ॥ ૧
ખાશા દેવલ બના, દેવલ પર કલી ચડાઇ ॥
અષ્ટ દરવ લઇ પુજા કરતે, જોધ સવાઇ ॥ શ્રી ॥ ૨
શેતરૂંજા ગીરનાર જીવ તુમ અષ્ટાપદ જાના ॥
સોનાગીરકે દરશન કરકે, ચંપાપુરી આના ॥ ૩ ॥
ચંપાપુર ઓર પાવાપુર, જીવ સમતશીખર જાના ॥
મુકતાગીરકે દરશન કરકે; આબુજી આના ॥ શ્રી ॥ ૪
રાયણપુર ઓર ગઢ આબુજી, માગી તુગી જાના ॥
મગ શ્રીજીકે દરશન કરકે, ગોડીજી આના ॥ શ્રી ॥ ૫
શ્રી સંખેશ્વર દરશન કર ચલ, તારંગે જાના
પુર પટણકે દરશન કરકે, કલ્લીકુંડ આના ॥ શ્રી ॥ ૬
સબ તીરથકી કરી જાતરા, ઘરકુ બી જાના ।
કહે શ્રી ગંગાદાસ ભાઇ વાણી, ભગવતકી લેના ॥ શ્રી ॥ ૭

તુમ્હે કારણસાર; દેવચંદ્રઅરિહ્‌ તની સેવા સુખકાર ચં૦ ૭

## અથ શ્રી ભુજંગ સ્વામી જીન સ્તવન.

દેશી લુઅરની ॥૦ પુષ્કલાવઇ વિજયેહો કે વિચરે તીર્થપતિ, પ્રભુ ચરણને સેવેહો કે સુરનર અસુરપતી, જસુ ગુણ પ્રગટયાહો કે સર્વ પ્રદેશમાં આતમ ગુણનીહો કે વિકસી અનંતરમાં ૧ સામાન્ય સ્વભાવનીહો કે પરાંગતિ અસહાઇ, ધર્મ વિશેષનીહો કે ગુણને અનુજાઇ ગુણ સકલ પ્રદેશોહો કે નિજ નિજ કારય કરે સમુદાય પ્રવર્તેહો કે કરતા ભાવ ધરે ૨ જડ દ્રવ્ય ચતુષ્કેહોકે કરતા ભાવ નહી સર્વ પ્રદેશોહોકે વૃતિવી ભનિ કહી ચેતન દ્રવ્યનેહોકે સકલ પ્રદેશ મિલે ગુણ વરતના વરતેહો કે વસ્તુને સહજ ભલે ૩ શંકર સહકારેહોકે સહુજે ગુણ વરતે દ્રવ્યાદીક પરણતિહોકે ભાવે અનુસરતે દાનાદિક લબ્ધિહોકે ન હવે સહાય વિના સહકાર અકંપહોકે ગુણની વૃતિધના ૪ પર્યાય અનંતાહોકે જે ઇક કાર્યપણે વરતે તેહનેહોકે જીનવર ગુણ પભણે જ્ઞાનાદિક ગુણનીહોકે વરતના જીવ પ્રતે ધરમાદિક દ્રવ્યનેહોકે સહકારે કરતા ૫. ગ્રાહક વ્યાપકતાહોકે પ્રભુ તુમ ધરમ રમી આતમ અનુભવથીહોકે પરણતિ અન્યરમી તુજ શક્ત અનંતિહોકે ગાતાં ને ધ્યાતાં મુજ શક્ત વિકાસનહોકે થાયે ગુણ રમતાં ૬; ઇમ નિજ ગુણ ભોગીહોકે સ્વામી ભુજગ મુદા જે નીત વંદેહોકે તે નર ધન્ય સદા, દેવચંદ પ્રભુનીહોકે પુન્યે ભગતી સધે આતમ અનુભવનીહોકે નિત્ય નિત્ય શક્તિ વધે ૭

## અથ શ્રી ઈસ્વરદેવ જીન સ્તવન.

કાલ અનંતાનંત એ દેશી— શેવો ઇશ્વર દેવ જીણેઇશ્વરતા નિજ અદભુતવરી તિરો ભાવની શક્તિ આવિરભાવેહો સહુ પ્રગટ કરી ૧ અસ્તિત્વાદિક ધર્મ નિરમળ ભાવેહો સહુને સર્વદા, નિત્યાત્વાદિ સ્વભાવ તે પરિણામીહો જડ ચેતન સદા ૨ કર્તા ભોક્તા ભાવ કારક ગ્રાહકહો જ્ઞાન ચારીત્રતા ગુણ પર્યાય અનંત પામ્યા તુમચાહો પુર્ણ પવિત્રતા ૩ પુર્ણાનંદ સ્વરૂપ ભોગી અ

યોગીહો ઉપયોગી સદા શક્તિ સકળ સ્વાધીન વરતે પ્રભુનીહો જે ન ચલે ક દા ૪ દાસ વિભાવ અનંત નાસે પ્રભુજીહો તુજ અવલંબને જ્ઞાનાનંદ મહંત તુજ શેવાથીહો સેવકને બને ૫; ધન્ય ધન્ય તે જીવ પ્રભુ પદ વંદીહો જે દે શના સુણી, જ્ઞાન ક્રિયા કરે શુદ્ધ અનુભવ યોગીહો નિજ સાધકપણે ૬; વાર વાર જીનરાજ તુજ પદ સેવા હોજ્યો નિરમળી, તુજ સાસન અનુજાઇ વાસન ભાસનહો તત્વ રમાણ વળી ૭; શુદ્ધાતમ નિજ ધર્મ રૂચી અનુભવથીહો સાધન સત્યતા દેવચંદ્ર જીનચંદ્ર ભક્તિ પાસેહો હોસ્યે વ્યક્તતા. ૮

---

## અથ શ્રી નમીપ્રભુ જીન સ્તવન.

અરજ અરજ સુણોને રૂડા રાજીયાહોજી એ દેશી—નમિ પ્રભ નમિ પ્રભ પ્રભુજી વિનવુંહો લાલ પામી વર પ્રસ્તાવ ન૦ ૧ હું કરતા હું કરતા પર ભાવનોહો લાલ ભુક્તા પુદગલ રૂપ, ગ્રાહક ગ્રાહક વ્યાપક એહનોહો લાલ રા ચ્યો જડ ભવભુપ ન૦ ૨ આતમ આતમ ધર્મ વિસારીયોહો લાલ સેવ્યો મિ થ્યા માગ આશ્રવ આશ્રવ બંધપણો કરયોહો લાલ સંવર નિરજર ત્યાગ ન૦ ૩ જડચલ જડચલ કર્મ જે દેહનેહો લાલ જાણે આતમ તત્વ બહિરાતમ બહિરાતમ બહિરતમ તામે ગ્રહીહો લાલ તનુ રંગે એકત્વ, ન૦૪ કેવળ કેવળજ્ઞાન મહોદધીહો લાલ કેવલ દંસણ બુંધ, વિરજ વિરજ અનંત સ્વભાવનોહો લાલ, ચારીત્ર ક્ષાયક શુદ્ધ ન૦ ૫ વિશ્રામી વિશ્રામી જીન ભાવનાહો લાલ સ્યાદ્વા દી અપ્રમાદ, પરમાતમ પરમાતમ પ્રભુ દેખતાંહો લાલ ભાગી ભ્રાંતી અનાદ ન૦ ૬ જીનસમ જીનસમ સતા ઓળખીહો લાલ તસુ માગ ભાવની ઇહ, અંતર અંતર આતમતા લહેહો લાલ પર પરણતીની રીહ ન૦ ૭ પ્રતિછંદ પ્રતીછંદ જીનરાજનોહો લાલ કરતા સાધક ભાવ, દેવ દેવચંદ્ર પદ અનુભવે હો લાલ સુદ્ધાતમ પ્રાગ ભાવ ન૦ ૮

---

## અથ શ્રી વીરસેન જીન સ્તવન.

લાછલ દે માત મલ્હાર એ દેશી— વીરસેન જગદીશ તાહારી પરમ જ

ગીશ, આજહો દીસેરે વીરજતા ત્રિભુવનથી ધણીજી, ૧ અનહારી અસરીર, અક્ષય અજય અતિધીર આજહો અવિનાશી અલેશી ધ્રુવ પ્રભુતા વણીજી ૨ અતિ ઇંદ્રીય ગત કોહ વિગત માય મય લોહ આજહો સોહેરે મોહે જગ જના ભણીજી. ૩ અમર અખંડ અરૂપ; પુર્ણાનંદ સ્વરૂપ આજહો ચિદરૂપે દીઘે થિર સમતા ધણીજી. ૪ વેદ રહિત અકષાય. વેદ રહિત અકષાય શુદ્ધ સિદ્ધ અસહાય, આજહો ધ્યાયક નાયકને ધ્યેય પદ ગ્રહ્યોજી. ૫ દાના લાભ નિજ ભોગ; લેઇ સુગુણ ઉવભોગ આજહો અજોગી કર્ત્તા ભોક્તા પ્રભુ લહ્યોજી ૬. દરસણ જ્ઞાન ચારીત્ર, સકળ પ્રદેશ પવિત્ર; આજહો નિરમલ નિસંગી અરિહા વંદીએજી, ૭ દેવચંદ્ર જીનચંદ્ર પુર્ણાનંદનો વૃંદ. આજહો જીનવર સેવાથી ચીર આનંદીએજી ૮.

---

## શ્રી માહાભદ્ર જીન સ્તવન

તટ જમનાનોરે અતિ રળીઆમણો એ દશી—મહા ભદ્ર જીનરાજ. રાજ વિરાજેહો આજ તુમારડોજી; ક્ષાયક વીર્ય અનંત; ધર્મ અભંગેહો તુ સાહિબ બડોજી, ૧ હુ બલીહારીરે શ્રી જીનવર તણીરે, કર્ત્તા ભોક્તા ભાવ, કારક કારણહો તું સ્વામી છતોજી, ૨ હું૦ સમ્યગ દર્શન મિત, થિર નિરધારેરે અવિ સંવાદતાજી, અવ્યાબાધી સમાધી. કોસ અનશ્વરેરે નિ આનંદતાજી. હું૦ ૩ દેશ અસંખ્ય પ્રદેશ. નિજ નિજ રીતેરે ગુણ સંપતી મરચાજી. ચારીત્ર દુર્ગ અભંગ, આતમ શકતેહો પરજય સંચરચાજી, હું૦ ૪ ધર્મ ક્ષમાદિક સૈન્ય. પરિણતી પ્રભુતાહો તુજ બલ આકરોજી, તત્વ સકલ પ્રાગ ભાવ; સાદી અનંતીરે રીતે પ્રભુ ધરયોજી હું૦ ૫ દ્રવ્ય ભાવ અરિલેશ; સકલ નિવારીરે સાહીબ અવતરયોજી. સહજ સ્વભાવ વિલાસ; ભોગી ઉપયોગીરે જ્ઞાન ગુણે ભરયોજી હું૦ આચારીજ ઉવઝાય સાધક મુનિવરહો દેશ વિરત ધરૂજી આતમ સિદ્ધ અનંત કારણ રૂપેરે યોગક્ષે મંકરૂજી હું૦ ૭ સમ્યગ દ્રષ્ટી જી વ આણા રાગીહો સહુ જીનરાજનાજી આતમ સાધન કાજ સેવે પદકજહો શ્રી માહારાજનાજી હું૦ ૮ દેવચંદ્ર જીનચંદ્ર ભગતે રાચેહો ભવી આતમ રૂચીજી અવ્યય અક્ષય શુધ સંપતી પ્રગટેહો સતાગતી સુચીજી હું૦ ૯

---

## અથ શ્રી રામવિજયજી કૃત.

---

### શ્રી ઋષભ જીન સ્તવન.

યોગ માયા ગરબે રમેરેજો એ દેશી—ઓલગડી આદી નાથનીજો. કાંઇ કીજીએ મનને કોડજો, હોડ કરે કોણ નાથનીજો જેહના પાય નમે શુર કોડજો ઓ૦ ૧ વાહલો મરૂદેવીનો લાડલોજો, રાણી સુનંદા હઇડાનો હારજો ત્રણ ભુવનનો નાહલોજો માહારા પ્રાણ તણો આધારજો ઓ૦ ૨ વાહાલે વીસપુર વલખ ભોગવ્યુંજો રૂડું કુમરપણું રંગરોલજો, મનડું મોહ્યુરે જીન રૂપશુજો, જાણે જગમાં મોહન વેલજો, ઓ૦ ૩ પાંચસે ધનુષની દેહડીજો, લાખ પુરવ ત્રેસઠ રાજજો, લાખ પુરવ સમતા વરયાજો થયા શિવ સુંદરી વરરાજજો ઓ૦ ૪ એહના નામથી નવનિદ્ધ સંપજેજો; વળી અલિય વિઘન સવી જાયજો, શ્રી શુમતિવિજય કવિ રાયનોજો, ઇમ રામવિજય ગુણ ગાયજો ઓ૦ ૫

---

### અથ શ્રી અજીત જીન સ્તવન.

હવે નહી જાઉં મહી વેચવારે લો એ દેશી—અજીત જીનેશ્વર સાહિબારેલો, વિનતડી અવધાર. મારા વાહાલાજીરે; હવે ન છોડુ તારી ચાકરીરે લો, તું મન રંજન માહરેરેલો; દિલડાનો જાણણહાર મા૦ ૧ લાખ ચોરાશી હું ભમ્યોરેલો. કાલ અનંતો અનંત મા૦ ઓલગ લીધી મેં તાહરીરેલો ભાગી છે ભવ તણી ભ્રાંત મા૦ ૨ કરી શું નજર હવે સાહિબારેલો દાસ ધરો દિલ માંહ મા૦ લાખ ગુણ નહી પણ તાહરોરેલો, સેવક હું માહારાય મા૦ ૩ અવગુણ ગણતાં માહરોરેલો, નહી પ્રભુ પાર મા૦ પણ જીન પ્રવહણ નીપરેરેલો, તુમે છો તારણહાર મા૦ ૪ નયરી અજ્યોધ્યાનો ધણીરેલો, વિજયા ઉયરેસરહંસ મા૦ જીત શતરૂરાયનો નંદલોરેલો, ધ્રન ઇક્ષાંગનો વંશ મા૦ ૫ ધનુસય સાઢા ચારનીરેલો, દેહડી રંગસુનુર મા૦ બહોતર પુરવ લાખનુંરેલો, આય અધીક સુખપુર મા૦ ૬ પાંચમે આરે તું મળ્યોરેલો; પ્રગટ્યાં છે પુ-

ન્ય નિધાન મા૦ સુમતિ ગુરૂ પદ સેવતારેલો, રામ અધિક તનુ વાન મા૦ ૭

## અથ શ્રી સંભવ જીન સ્તવન.

તુને ગોકુળ બોલાવે કાન ગોવંદ ગોરીરે એ દેશી—મુને સભવ જીન શુ પ્રીત, અવિહડ લાગીરે; કાંઇ દેખત પ્રભુ મુખ ચંદ ભાવઠ ભાગીરે ૧ જીન સેના નંદન દેવ. દિલડે વશીયારે; પ્રભુ ચરણ નમે કરજોડ, અનુભવ રશીયારે ૨, તોરી ધનુસય ચાર પ્રમાણ. ઊંચી કાયારે. મન મોહન કંચનવાન લાગી તોરી માયારે. ૩ પ્રભુ રાયજી તારી નંદ નયણે દીઠોરે. સાવથીપુર શણગાર લાગે મુને મીઠોરે. ૪ પ્રભુ બ્રહ્મચારી ભગવાન, નામ સુણાવેરે. પણ મુક્તી વધુ વસી મંત્ર પાઠ ભણાવેરે ૫. મુજ રઢ લાગી મન માંહ તુજ ગુણ કેરીરે. નહી તુજ મુરતને તોલ. સુરત ભલેરીરે. ૬ જીન મેહેર કરી ભગવાન વાન વધારોરે, શ્રી સુમતીવિજય ગુરૂ શીશ દિલમાં ધારોરે ૭:

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન.

ઘમ ઘમ ઘમકે ઘુઘરારે ઘુઘરે હીરની દોરકે ઘમ૦ એ દેશી—શ્રી અભીનંદન સ્વામીનેરે સેવે સુર કુમરીની કોડકે પ્રભુની ચાકરીરે. મુખ મટકે મોહી રહીરે ઉભી આગળ બે કરજોડકે પ્ર૦ ૧ સ્વર જીણે આલાપતીરે. ગાતી જીન ગુણ જિત રસાલકે પ્ર૦ તાલ મૃદંગ બજાવતીરે; દેતી અમરી ભમરી બાલકે પ્ર૦ ૨ ઘમ ઘમ ઘમકે ઘુઘરારે; ખલકે કટી મેખ લસારકે પ્ર૦ નાટિક નવ નવા નાચતીરે; બોલે પ્રભુ ગુણ રસાલકે પ્ર૦ ૩ સુત સીધારથ માતનોરે, સંવર ભુતિ કુલ શિણગાર પ્ર૦ ધનુસે સાઢા ત્રણનીરે; પ્રભુજીને દીપે દેહ અપાર પ્ર૦ ૪ પુરવ લાખ પચાસનુરે પાળી આયુ લહ્યુ સુભ ઠામ પ્ર૦ નયરી અયોધ્યાનો રાજીયોરે દરસણ નાણ રયણ ગુણ ખાણ પ્ર૦ ૭ સેવો સમરથ સાહિબોરે સાથો શિવ નયરીનો સાથ પ્ર૦ મુજ હયડા માંહિ વસ્યારે વાલો તીન ભુવનનો નાથ પ્ર. ૬ ઇણીપરે જીન ગુણ ગાવતરિ; લહો એ

અનુભવ સુખ રસાલ પ્ર. રામવિજય પ્રભુ સેવતાંરે કરતાં નીત નીત મંગળ માળ પ્ર૦ ૭

## અથ શ્રી સુમતીનાથ જીન સ્તવન.

ગરબો કેણુને કોરાવ્યોકે નંદનજીના લાલ એ દેશી—• પંચમી સુમતી જીણેસર સ્વામીકે; સુણી જીનરાયરે; તુમથી નવનીદ્ધ રીદ્ધ મેં પામીકે; સીવ સુખ દાયરે; તુ તો પાવન ધરમ નગીનોકે સુર ગુણ ગાયરે; ૧ મંગલ માવડી એ પ્રભુ જાયોકે સુ૦ ઉપનદિગ કુમરી હુલરાકે સુ૦ તુતો મેઘ નૃપતીકુ લહીએકે હરી નીત પાયરે ૨ ત્રણસે ધનુષની ઊચી કાયાકે સુ૦ ચાલીસ લાખ પુરવનુ આયુ, નાગ રાયરે; તારી સેવ કરે સુર સ્વામીકે સુ૦ તુતો સુર સુંદરી સુખ કામીકે નીરમલ કાયરે; ૩ તુતો ભગત વછલ ભય ટાળેકે સુ૦ તુ તો ત્રિભુવન અજુવાલેકે જીમ દિન રાયરે; તુતો મુની જીન માનીશ દીવોકે સુ૦ અવિચગ દુમંડલ ચિરંજીવોકે; જીમ ગીરી રાયરે ૪ પ્રભુજીની વાણી અમીરસ મીઠીકે સુર૦ જીનજીની મોહન મુરતી દીઠી કે અતિ સુખ થાઇરે શ્રી ગુરૂ સુમતીવિજે કવી રાયાકે; સુ૦ સેવક રામવીજે ગુણ ગાયાકે; જયો જીન રાયરે; ૫

## શ્રી પદ્મ પ્રભુ જીન સ્તવન

કમલ રસ જુમડુ એ દેશી—શ્રી પદમ પ્રભુ સેવીએરે સીવ સુંદરી ભરતાર; કમલ દલ આંખડીયાં; મોહનશુ મન મોહી રહ્યુંરે; રૂપ તણો નહી પાર; ભમુહ ધનુવાંકડીયાં ૧ અસણ કમલ સમ દેહડીરે જગજીવન જીનરાજ વયણ રસ સેલડીયાં ત્રીસ પુરવ લાખ આઉખુરે સારે વંછીત કાજ મોહનશુ વેલડીયાં ૨; સઇરો સવી ટોળે મળીરે સોલ સજી શણગાર; મળી સખી સેરડીયાં; ગુણ ગાતી ધુમરી દીએરે; કરે ચુડી ખલકાર; કમલ મુખ ઓરડીયાં; ૩ માતા સુસીમાં ઉરે ધરયોરે મુજ દલડામાં દેવ; વસ્યો દીન રાતડીયાં કોસંબી નવરી તણોરે નાથ નમો નીત મેવ સુણો સખી વાતડીયાં ૪ ધનુ-

અઢીસે સોભતીરે; ઊચપણે જગદીશ નમો સાહેલડીયાં; રામ વિજે પ્રભુ સેવ તારે લહીયે સયલ જગીશ વધે સુખ વેલડીયાં ૫

---

## અથ શ્રી સુપાસ જીન સ્તવન.

ના તારે તુમે ચાલ્યા ગઢ આગરેરેલો એ દેશી—સેવજોરે સ્વામી સુપાસ જીણેસરૂરે લાલ પુજીએ ધરી મન રંગરેલાલ મોરે મન માન્યો સાહીબોરે લાલ પ્રેમથીરે પ્રીત બની જીનરાજશુરે લાલ જેહવો ચોલનો રંગરે લાલ મોરે મન માન્યો સાહીબોરે લાલ ૧ ધરજોરે ધન પ્રથવી રાણી સતીરે લાલ જાયો જેણે રત્નરે લાલ મો૦ દીપતીરે દીસ કુમરી આવે તીહાંરે લાલ કરતી કોડ જતનરે લાલ મો૦ ૨ જોરથી જીન મુખ નરખી નાચતીરે લાલ હરખતી દીએ આશીસરે લાલ મો૦ ચાહતી ચીરંજીવો તુ બાલુડારે લાલ ત્રણ ભુવનના ઇશરે લાલ મો૦ ૩ ફાવતી ફરતીરે ફુદડી દીયેરે લાલ મદ ભરમાતી જેહરે લાલ મો૦ નાથનેરે નેહ નયણે ભર જોવતીરે લાલ ગુણ ગાતી સંસનેહરે લાલ મો૦ ૪ આદરેરે ઇમ હુલરાવતી બાલનેરે લાલ પોતી નિજ નિજ ઘેરરે લાલ મો૦ પ્રેમશુરે પ્રભુ વાધે મોહતારે લાલ દેયસે ધનુશમી દેહડીરે લાલ મો૦ ૫ રાગથીરે રાજ કુમરી રળીઆમણીરે લાલ પરણ્યા પ્રભુ સુવીલાસરે લાલ મો૦ માનચોરે મોહ તણે વસ માંહીરે લાલ નાથ રહે એ ઘર વાસરે લાલ મો૦ ૬ ભાવથી ભોગ તજ્યા દક્ષા વરીરે લાલ વીસ પુરવ લખ આયરે લાલ મો૦ જાગતીરે જોતી સ્વરૂપી જગ દીસ્વરૂરે લાલ રામવિજય ગુણ ગાયરે લાલ મો૦ ૭

---

## અથ શ્રી ચંદ્ર પ્રભુ જીન સ્તવન.

રાયજી અમે નહી દુવાણાકે રાજ ગરાશીઆંરે લાલ એ દેશી— જીન જી ચંદ્ર પ્રભુ અવધારોકે નાથ નીહાલજોરે લો બમણી બીરૂદ ગરીબન વાજ કે વાચા પાલજોરેલો હરખે હુ તમ શરણે આવ્યોકે મુજને રાખજોરેલો ચોરટા ચાર ચુગલ જે ભુંડાકે તેહ દુરે નાખજોરેલો ૧ પ્રભુજી પાંચ તણી પ્રસં-

સાકે રૂડી થાપજોરેલો મોહન મેહેર કરીને દરીશણ મુજને આપજોરેલો તારક તુમ પાલવ મેં ઝાલ્યો કે હવે મુને તારજોરેલો કુતરી કુમતી થઇ છે કેડે કે તેહને વારજોરેલો ૨ સુંદરી સુમતી સોહાગણ સારીકે પીયારી છે ઘણીરેલો તાતજી તે વીણ જીવે ચોદ ભુવન કરૂ આગણુરેલો લખ ગુણ લખમણા રાણી જાઓકે મુજ મન આવજોરેલો અનુભવ અનોપમ અમૃત મીઠાકે સુખડી લાવજોરેલો ૩ દીપતી દોઢસો ધનુષ પ્રમાણકે પ્રભુજીની દેહડીરેલો દેવની દસ પુરવ લખ માનકે આઉખુ વેલડીરેલો નીરગુણ નીરાગી પણ હુ રાગીકે મન માંહે રહેરેલો શુભ ગુરૂ શુમતીવિજે શુપસાયકે રામે સુખ લહેરેલો ૪

---

## અથ શ્રી સુવીધીજીનુ સ્તવન.

સોવન લોટા જલે ભરચા રૂડલી દોરી સખ્આસ આદાતાણુ દશરે લેયો રાન લોને દોરી એ દશી—સુવધી જીણેશર જાગતો. મોહન સ્વામી રાએસુ ગ્રહીનો નંદનરે. વંદો લાલ અંતર યામી, ૧ ભરીય કચોલી કુંકમે. માંહે મૃગમદ ઘોલી. પુજો પ્રભુ નવ અંગરે. રંગે લાલ સહીયર ટોળી ૨ કેસરની આંગી રચી. માંહે હીરા દીપે. જોર બન્યો જીનરાજરે, તેજે લાલ સુરજ જીપે, ૩ મુગટ ધરયો શીર સોભતો, માણી રયણ બીરાજે. ઝલકે કુડલ જોડરે, હઇડે હાર નિરમલ છાજે; ૪ કરી પુજા મન ભાવશુ, પ્રભુ હઇડે ધરતી ઉડવતી પાયરે; જોયે લાલ જીન મુખ ફરતી ૫. કાકંદી નયરી ધાણી. સત ધનુષની કાયા; લાખ પુરવનો આયરે નવમો લાલ એ જીનરાયા ૬ શ્રી સુમતીવીજે પ્રભુ નામથી; નીત મંગલ માલા; રામવિજય જયકારરે જપતાં લાલ જીન ગુણ માલા ૭.

---

## અથ શ્રી શીતલ જીન સ્તવન.

પાટણની પટોલી રાજંદ લાવજોરેલો એ દશી—શ્રી ભદલ પુર વાસીરે સાહિબ માહરારે. શ્રવણેને સુણીયારે ગુણ બહુ તાહરારે, સુણો મોરા મીઠડા શ્રી ભગવંત. કેવલ કમલાનાહો કંથ, સેવક નીજ ચરણેરે રાજંદ રાખજોરે ૧

સાતેને વલી રાજરે રાજંદ અલગા વસેરે, તીહાં કણુને. આવણુનેરે મનડુ ઉલસેરે સુણ મોરા સાહિબ લાલ ગુલાલ સેવકને નયણે નીહાલ, નયણની લીલારે તારી લારસેરે ૨ શ્રી સીતલ જીન મુજ મન મંદીર આવજોરે. સીવ રમાણી રશીયા દલમાં લાવજોરે, પ્રભુજી મોરા તારૂ અકલ સ્વરૂપ, તુજથી અ ગમ નહી મન રૂપ, જીવડો લલચાણો પ્રભુજીની સુરતેરે ૩ નેવુ ધનુષ પ્રમા ણેરે નંદા માતનેરે; શ્રીવછ લંછનરે દ્રઢરથ તાતનેરે. પ્રભુ મારા અવધારો ગુ ણ ગેહ; જીનજી તુજશુ મુજ મન નેહ; નેહલડાની વાતુરે રાજંદ દોહલી રે; ૪ વીનતડી સાંભળીનેરે સામુ ભાલજોરે, ભવ ભવના પાતકરે અલગા ટાલ જોરે. પ્રભુ તુમે છો ગરીબ નીવાજ શ્રી ગુરૂ સુમતીવીજે કવીરાજ; બાલક સે વકને લેખે આણજોરે.

---

## અથ શ્રી શ્રીયાંસ જીન સ્તવન.

વીજલ વોલાવા હુ ગઇ કાંઇ ઉભી સેરી વીચ વીજલ વાલમા એ દે- સી– તારક બીરૂદ સુણી કરી હુ આવી ઉભો દરબાર. શ્રી શ્રેયાંસ સાહિબા પ્રભુ તણો તાણ ન કજીએ, મુજ ઉતારો પાર શ્રી૦ ૧ કાલાદીક દુષણ દા- ખતા,દાતારપણુ કિમ થાય, શ્રી૦ જોવિણ અવલંબન તારીએ,. તો જગ સ ઘળો જસ ગાય શ્રી૦ ૨ બાળકને સમજાવવા, કહેશો ભોલામણી વાત, શ્રી૦ પણ હક કીધો મુકીશ નહી. વીણ તારે ત્રીભુવન તાત, શ્રી૦ ૩ જો મન તા રણુઅ છે, તો ઢીલ તણુ શું કામ શ્રી૦ ૪ તુજ દરશણથી તાહરો હુ ક હેવાણો જગ માંહે શ્રી૦ હવે મુજ કુણ લોપી શકે. બળીયાની ઝાલી બાંહ શ્રી૦ ૫ વીશ્નુ કુમર વાલેશરૂ; પ્રભુ સિહપુરીના રાય શ્રી૦ લાખ ચોરાશી વ રસનુ. પ્રભુ પાળ્યુ પુરણ આય શ્રી૦ ૬ ધનુષ એશી તણુ શોભતુ. ખડગી લંછન જગદીશ શ્રી૦ હર્ષ ધરીને વીનવુ શ્રી સુમતીવિજે કવી સીશ શ્રી૦ ૭

---

## અથ શ્રી વાસુપુજ જીન સ્તવન

નંદ ગોવાળીયાની દેશી—શ્રી વસુપુજ નરીંદના, નંદન જીન નયણા

નદ, શ્રી જીન વાલહા. પ્રભુ કિમ આવુ તુમ્હ ઉલગે. મારે કુડો કુટબનોરફંદ શ્રી જીન સાંભળો ૧. કુમતી રમણી મોહ નંદની મુજ કેડ ન મુકે તેહ શ્રી૦ મીત્ર મળ્યો તે લોભીયો. લાગ્યો તેહશુ બહુ નેહ, શ્રી૦ ૨ ત્રેવીસ મે જ્યા ધુતારડા. તેહનાં વળી નવનવા રંગ; અહનીશ તેને હુ ભોળવ્યો. ન ધ રયો પ્રભુ સાગે રંગ શ્રી૦ ૩ પ્રભુ દરશણુ તરસે ઘણુ. જીન મુજ મનડુ દીનરાત. શ્રી૦ પણ પંજર આડા રહે; જે નીગ ઘણુ કર્મજાત શ્રી૦ ૪ કુ ડો કળીયુગ અજનો. બહુ ગાડરીઓ પરવાહ, શ્રી૦ તાહરૂ રૂપ ન ઓલખે નહીં શુધ ધર્મની ચાહ શ્રી૦ ૫ પ્રભુ દરિશણ વિણ જીવડા. કરતા દીસે વિ હાર શ્રી૦ તેણે ભ્રમે ભુલા ઘણા. પ્રભુ દોહલો લોકાચાર શ્રી૦ ૬ વરસ સી તેર લખ આઉખુ તોરી સીતેર ધનુષ તનુ સાર શ્રી૦ રામવીજે કરજોડીને કહે ઉતારો ભવ પાર શ્રી૦ ૭

---

## અથ શ્રી વિમળ જીન સ્તવન

કુલા બાલી આબાલીયા સુકરો એ દેશી—જીન વદન રલીયામણુ જાણુ કનક કમલનો રાયરે. વિમલ જીણંદજી જીન અધર અમી રસ ભુમીનો પ્રતિ બીંબીત બિંબ સુહાયરે વિ૦ ૧ જીન અનુરૂપની રેખમાં નવી આવે સુરના ઇંદરે. વિ૦ જીન મુખ ટીકો નીકો બન્યો માનુ ઉગ્યો ઉજલ ચંદરે વિ૦ ૨. જીમ દાડમ કલીઓ પતી અતી દીપે દાંતની ઓલરે વિ૦ એ અરૂણ અધર છ બીથી મળ્યા; માનુ મુગતાફલ સમતોલરે; વિ૦ ૩ જીન અકલ અરૂપી રૂપ છે પણ સકળ સરૂપી જાણરે વિ૦ જીન અગણીત ગુણના દોરકી, મન માં કડુ બાંધ્યુ તાણરે વિ૦ ૪ જીન સીવ સુખ દાયક સાંભળી. હુ હરખ્યો હઇડા માંહિરે, વિ૦ જીન એક તારી તુજશુ કરી; જીમ ચંદ ચકોરી થાયરે વિ૦ ૫ પ્રભુ એવડી વિમાશણ શુ કરો નહી ખોટ ખજાને તુજરે વિ૦ જો નાપોતો સાહમુ જુઓ; તો વંછીત ફલસે મુજરે વિ૦ ૬ સુત કૃત પ્રમાસામા તણો; સાઠ લાખ ધનુશ તનુ આયરે વિ૦ વિ૦ શ્રી સુમતીવીજે કવી રાજનો એ મ રામ વિજય ગુણ ગાયરે વિ૦ ૭

---

## અથ શ્રી અનંત જીન સ્તવન.

સાબરમતી આવી છે પુરનો એ દેશી—સુજસા નંદન જગ આનંદન દેવનો. નેહરે નવ રંગે નીત નીત ભેટીએરે ભેટયાથી શુ થાએ મોરી સૈઆરે, ભવ ભવ નાં પાતિકડાં અળગાં મેટીયેરે. ૧. સુંદર સારી પેરી ચરણા ચીરરે, આવોરે ચોવટડે જિન ગુણ ગાઇયેરે; જિન ગુણ ગાયે શુ થાયે મોરી બેનીરે, પર ભવરે સુર પદવી સુંદર પામીયેરે. ૨. સહીયર ટોળી ભોળી પરીઘલ ભાવેરે, ગાવેરે ગુણવંતી હઇડે ગહ ગહીરે; જય જગનાયક શીવ સુખ દાયક દેવરે, લાયકરે તુજ સરિખો જગમાં કો નહીરે. ૩. પરમ નિરંજન નીર્જિત ભગવંતરે, પાવનરે પરમાતમ શ્રવણે સાંભળોરે; પામી હવે મેં તુજ સાસન પરતીતરે, ધ્યાનેરે એક તાને પ્રભુ આવી મિલ્યોરે. ૪. ઊંચપણે પંચાસ ધનુષનો માનરે, પાળ્યુરે વળી આઉખુ લાખ તીસનુરે; શ્રી ગુરૂ સુમતી વિજય કવીરાય પસાયરે, અહ નીશરે દલ ધ્યાન વસે જગદીશનુરે. ૫.

## અથ શ્રી ધરમનાથ જીન સ્તવન.

બાઇરે ગરવડો એ દેશી—ધરમ જીણેસર સેવીયેરે, ભાન નરેસર નંદ; બાઈરે જીન વડો. જીન ધ્યાને દુખ વિસરૂરે, હું પામી પરમાણંદ. બા૦ ૧. રતન જડીત સિંધાસનેરે, બેસે શ્રી ભગવાન; બા૦ મોહો આગળ નાચે સુરીરે, ઈંદ્ર કરે ગુણ ગાન. બા૦ ૨. પ્રભુ વરસે તિહાં દેશનારે, જીમ અસાઢો મેહ; બા૦ તાપ ટળે તનનો પરેરે, વાધે બમણો નેહ. બા૦ ૩. આણવાયા ગગણે ઘુરેરે, વાજીંત્ર કોડા કોડ; બા૦ તા થેઇ નાચે કીંનરીરે, હીંડે મોડા મોડ. બા૦ ૪. આયુ દસ લાખ વરસનુરે, ધનુષ પીસતાળીસ માન; બા૦ રામવિજય પ્રભુ નામથીરે, લહીયે નવ નીધાન. બા૦ ૫.

## અથ શ્રી શાંતી જીન સ્તવન.

અંબા વીરાજે છે. એ દેશી—સુંદર શાંતી જીણંદની, છબી રાજે છે; પ્રભુ ગંગાજળ ગંભીર; કીરત ગાજે છે. ૧. ગજપુર નયર સોહામણું; ઘણુ

દીપે છે; વીશ્વસેન નરીંદનો નંદ, કંદ્રપ જીપે છે. ૨. અચીરા માતાએ ઉરે ધરયો, મન રંજે છે; મૃગ લંછન કંચન વાન, ભાવઠ ભંજે છે. ૩. પ્રભુ લાખ વરસ ચોથે ભાગે, વ્રત લીધુ છે; પ્રભુ પામ્યા કેવળજ્ઞાન, કારજ સિધુ છે. ૪. ધનુષ ચાળીસની ઉસની, તનુ સોહે છે; પ્રભુ દેસના ધુની વરસંત, ભવી પડીબોહે છે. ૫. જગતવછળ પ્રભુતા ભાગી; જન તારે છે, બુડંતા ભવ જળ માંહી. પાર ઉતારે છે. ૬. શ્રી સુમતીવિજય ગુરૂ નામથી, દુંખ નાસેછે; કહે રામવિજે જીન ધ્યાને; નવ નીધી પાસે છે. ૭.

## અથ શ્રી કુંથુનાથ જીન સ્તવન.

રસીયાની દેશી—રસીયા કુંથુ જીણેસર કેસર, ભીની દેહડીરે લો; મારા નાથજીરે લો; રસીયા મન વંછીત વર પુરણ, સુરતરૂ વેલડીરે લો. મા૦ ૧. રસીયા અંજન રહીત નિરંજન, નામ હીયે ધરોરે લો; મા૦ રસીયા જુગત કરી મન ભગતે, પ્રભુ પુજા કરોરે લો. મા૦ ૨. રસીયા શ્રી નંદન આનંદન, ચંદ નથી સીરેરે લો; મા૦ રસીયા તાપ નીવારણ તારણ, તરણ તરી પરેરે લો. ૩. રસીયા મન મોહન જગ સોહન, કોઇ નહી કિસ્યોરે લો; મા૦ રસીયાં કુડા કળીયુગ માંહી; અવર ન કો ઇસ્યોરે લો. મા૦ ૪. રસીયા ગુણ સંભારી જાઉ; બલીહારી નાથનેરે લો. મા૦ રસીયા કોણ પ્રમાદે છાંડે, શીવપુર સાથનેરે લો. ૫. રસીયા કાચ તણુ કો કારણ, નાંખે સુરમાણીરે લો; મા૦ રસીયા કોણ ચાખે વીખ ફળને, મેવા અવગણીરે લો. મા૦ ૬. રસીયા સુરપતી સુત ઠાવો; ચાલો ચઉ દિસેરે લો; મા૦ રસીયા વરસ સહસ પંચાણું, જીન પ્રથવી વસેરે લો. મા૦ ૭. રસીયા ત્રીસ ધનુષ પણ ઉપર. ઊંચપણે પ્રભુરે લો; મા૦ રસીયા ત્રણ ભુવનનો નાથકે, થઇ બેઠો વીભુરે લો. મા૦ ૮. રસીયા અજ લંછન ગત લંછન, કંચન વાન છેરે લો; મા૦ રસીયા રીદ્ધિ પુરે દુખ ચુરે, જહને ધ્યાન છેરે લો. મા૦ ૯. રસીયા બુદ્ધ શ્રી સુમતીવિજય કવી, શેવક વિનવેરે લો; મા૦ રસીયા રામ કહે જીન સાસન, નવી મુક હવેરે લો. મા૦ ૧૦.

## અથ શ્રી અરજીન જીન સ્તવન.

ગાયજોરે ગુણની રાસ. એ દેશી—ગાયજોરે ધરી ઉલ્લાસ, અરજી નવર જગદીસરૂરે; માનજોરે એહ મહંત; મહિયલ માંહિ વાલેસરૂરે. ૧. ધ્યાઇયોરે ઇ ઇ કરી ચીત, મન વંછીત ફળ પુરસેરે; વારજોરે અવરની શેવ, એહીજ સંકટ ચુરશેરે. ૨. સીંચજોરે સુમતની વેલ, જીન ગુણ ધ્યાનનીરે; ઘણું સંપજેરે સમકીત ફુલ, કેવળ ફળ રળીયામણુંરે. ૩. પુન્યથીરે દેવીનંદ, નયણે નરખો નેહથીરે; ઉપન્યોરે અતિ આણંદ, દુખ અળગાં થયાં જેહથીરે. ૪. સોભતીરે ત્રીસ ધનુષની કાય, રાય સુદરીસન વંસનોરે; આઉખુરે જીનજીનુ સાર સહસ ચોરાશી વરસનુંરે. ૫. જીનરાજનેરે કરૂ પ્રણામ, કાજ સરે સવી આપણુંરે; ભાવથીરે ભગતી પ્રમાણ, દરિસનફળ પામે ઘણુંરે. ૬. સેવજોરે અર પદ અરવીંદ, જો શીવ સુખની કામનારે; રાખજોરે પ્રભુ રદય મોઝાર, રામ વધે જગ નામનારે. ૭.

---

## અથ શ્રી મલીનાથ જીન સ્તવન

મેઘ અંધારીરે રાતડીને મીઠડા બે અસવાર. એ દેશી—મિથુલા નયરીરે અવતરીયાન, કુંભ નરેસર નંદ; લંછન સોહેરે કળસ તણુંને, નીલ વરણ સુખ કંદ. ૧. મલ્લી જીનેસરરે મન વસ્યોને, ઓગણીસમો અરીહંત; કપટ ધરમનારે કારણથી, પ્રભુ કુમરી રૂપ ધરંત. ૨. સહસ પંચાવનરે વરસ સુણોને; આઉ તણો પરીમાણ; માત પ્રભાવતીરે ઉદરે ધરયા, પણ વીસ ધનુષ તનુ માન. ૩. સહસ પંચાવનરે સાધવીઓને, મુની ચાળીસ હજાર; સમેતસીખરેરે મુગતે ગયાને; ત્રિણ ભુવન આધાર. ૪. અડ ભય ટાળીરે આપ થકીને, જીણે બાંધી અવિહડ પ્રીત; રામવિજયનારે સાહિબની, છે અવિચળ એહીજ રીત. ૫.

---

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન

હરની હથચીરે. એ દેશી—આવો આવોને સખી દહરે જઇયે, પ્રભુ દરીશણ કરીને નીરમલ થઇએ આવો ગાવોરે હરખ અપાર; જીન ગુણ ગર

ભારે પેરા સોલ શણગાર જી૦ મારે લાખીણી એ વાર જી૦ દોહલો માનવ અવતાર જી૦ ૧ પદમા દેવીના નંદન નીકો છે. પ્રભુ રાય સુમીત્ર કુલ ટીકો છે, નમો નમોરે એહજ નાથ જી૦ ફોગટ શી કરવી વાત. જી૦ રૂડી લાગે છે નેહની લાત જી૦ ૨ કછપ લંછન પ્રભુ પાય છે, જીન વીશ ધનુષની કાય છે ત્રીસ સહસ વરસનુ આય; જી૦ મારે હઇડે હરખ ન માય, જી૦ એહની સેવાથી સુખ થાય જી૦ મારાં દુખડાં દુર જાયં. જી૦ ૩ પ્રભુ શ્યામ વરણું વીરાજે છે મુખડુ દેખી વીધુ લાજે છે, એહને મોહી હરીની નાર, જી૦ તે કરે લુંછણડા સાર જી૦ પ્રભુ નયણે મટકાર જી૦ તેહથી લાગો પ્રેમ અપાર જી૦ ૪ પ્રભુ રૂદય કમળનો વાસી છે સીવ રમણી જેહની દાસી છે હુ તેહ તણી છુ દાસ જી૦ મારે પુરે મનડાની આશ જી૦ પ્રભુ અવીચલ લીલ વીલાસ જી૦ રામ વિજય કહે ઉલાસ.

## અથ શ્રી નમી જીન સ્તવન.

દાસીડાને હાટે જાજો લાલ લાલ કસુંબો ભીંજે છે એ દેશી—વીજય નરેશર નંદન લાલ વીપ્રા સુત મન મોહે છે નીલોપલ લંછન પાએ લાલ. સોવન વાન તનુ સોહે છે ૧ મીથુલા નયરીનો વાસી લાલ સીવપુરનો મેવાસી છે મુની વીસ સહસ જસ પાસે લાલ, તેંજ કળા સુવીલાશી છે ૨ પ્રભુ પનર ધનુષ પરીમાણે લાલ જગમાં કીરત વાપી છે પ્રભુ જીવ દયાને આણે લાલ. સુમતી લતા જીને થાપી છે ૩. નમીનાથ નમો ગુણ ખાણી લાલ અપ સેવભી અવીનાશી છે તેણે વાત સકલ એ જાણી લાલ. જેહને આશા દાશી છે ૪, શ્રી સુમતી વિજે ગુરૂ નામે લાલ; અવીચલ લીલા લાધી છે; કહે રામવિજય જીન ધ્યાને લાલ, કીરત કમલા વાધી છે. ૫

## અથ શ્રી નેમનાથ જીન સ્તવન.

તુમે તમારા છુરડાના ગુણ માનો કેના એ દેશી—રાજુલ કહે પીવુ નમજી, ગુણ માનો છો કેના, કીમ છોડી ચાલ્યા નીરધાર, હે ગુણ જાણો છો કેના, પુરૂષ અનંતે ભોગવી, ગુ૦ પીઉ સ્યુ મોહ્યા તેણનાર. હેગુ૦ ૧ કો-

ડી ગમે જેહને ચાહે ગુ૦ સ્યોતે નારીથી રંગ હે૦ પણ જગ ઉખાણો કહ્યો ગુ૦ હોવે સરીસા સરસો સંભ હે૦ ૨ હુ ગુણવંતી ગોરડી ગુ૦ તેની ગુણ ન હેજી નાર હે૦ હુ સેવક છુ રાવલી ગુ૦ તે સામુ ન જુવે લગાર હે૦ ૩ જગમાં તે ગુણ આગલી ગુ૦ જેણે વશ કીધા ભરથાર હે૦ મન વઇરાગે વાલીયો ગુ૦ લીયે રાજુલ સંયમ ભાર હે૦ ૪ બેહેનીને મળવા ભણી ગુ૦ પીઉ પહેલી તેં જાય હે૦ સંઘ લહી તે નારીનો ગુ૦ રહિ અનુભવ સુલય લાય હે૦ ૫ સમુદ્રવિજે કુલ ચંદલો ગુ૦ સીવા દેવી માત મલાર હે૦ વરસ સહસ એક આવખુ ગુ૦ સોરીપુર સિણગાર હે૦ ૬ દેહ ધનુષ દસ દીપતી ગુ૦ પ્રભુ બ્રહ્મચારી ભગવાન હે૦ રાજુલ વર મને વાલહો ગુ૦ રામવીજય જયવંત હે૦૭

## અથ શ્રી પારસ્વ જીન સ્તવનં.

પાટણના ગીતની દેશી છે—સેવો ભવીજન જીન ત્રેવીસમો, લંછન ના ગ વિખ્યાત, જલધર સુંદર પ્રભુજીની દેહડી, વામા રાણીનો જાત. સે૦ ૧ ચઉદીસે ઘોર ઘટા ઘન શુ મલ્યો. કમઠે રચ્યો જલધાર, મુસલ ધારે જલ વ રસે ઘણુ જલ થલ ન લહુજી પાર. સે૦ ૨ વડ હેઠળ વાહાલો કાઉશગ રહ્યો મેરૂ તણી પેરે ધીર. ધ્યાન તણી ધારા વાધે તીહાં; ચડીયાં ઊચાજી નીર સે૦ ૩ અચલ નચલીયો પ્રભુજી માહરો, પામ્યો કેવળ નાણ, સમોવસરણ સુરકોડ મલ્યા તીહા; વાજ્યાં જીત નીશાન, સે૦ ૪ નવકર ઊચપણે પ્રભુ શોભતા, અશ્વસેન રાયનો નંદ, પ્રગટ પરતાપ પુરણ પાસજી; દીઠે હોવે આ ણંદ સે૦ ૫ એક શત વરશનુ આવખુ ભોગવી. પામ્યા અવીચલ રીદ્ધ. બુધ શ્રી સુમતીવીજે ગુરૂ નામથી રામ લહે વર શીવ સે૦

## અથ શ્રી માહાવીર જીન સ્તવનં

ગરબી પુછેરે મારા ગરબડારે એ દેશી—ચરણ નમી જીનરાજનારે, માગુ એક પસાય; મારા લાખેણા સ્વામીરે તુને વિનવુરે, મેહેર કરો મારા નાથજીરે, દાસ ધરો દિલ માંહિ. મા૦ ૧. પતીત ઘણા તે ઉધરચારે, બીરૂદ

ગરીબ નીવાજ; મા૦ એક મુજને વિસારતારે, સે નાવે પ્રભુ લાજ; મા૦ ૨ ઉતમ જિન ઘન સારીખોરે, નવી જોવે ઠામ કુઠામ; મા૦ પ્રભુસુ નજર કરૂણા થકીરે, લહીયે અવીચળ ધામ. મા૦ ૩. સુમતી સિધારથરાયનોરે, ત્રીસલા નંદન વીર; મા૦ વરસ બહુતેર આઉખુરે; કંચન વાન શરીર. મા૦ ૪ મુખ દેખી પ્રભુ તાહરૂરે, પામ્યો પરમાણંદ; મા૦ રદય કમળનો હંસલોરે, મુનીજન કૈરવચંદ. મા૦ ૫. તુમ સમરથ સીર નાહલૌરે, તો વાધે જસ પુર; માં૦ જીત નીશાનના નાદથીરે, નાઠા દુશમન દુર. મા૦ ૬. શ્રી સુમતી સુગુરૂ પદ શેવનારે, કલ્પતરૂની છાંહ; મા૦ રામ પ્રભુ જીન વીરજીરે, છે અવલંબન બાંહ. મા૦ ૭.

અસ કળસ—ઇમ ભુવન ભાસન, દુરિત કાસન; વિમળ સાસન જયવરો, ભવી ભીત ચુરણ, આશા પુરણ; સુગતિ કારણ સંકરો. ૧. મેં થુણીયા ભગતે, નગર મહીશણે રહી, શ્રી સુમતીવિજય ગુરૂ, ચરણ સાનિધ; રામવિજય જયશીરી લહી. ૨.

## અથ શ્રી ન્યાયસાગરજી કૃત ચોવીશી

---

### અથ શ્રી રખભ જીન સ્તવન.

પ્રભુ તાહરી સુરતી મેં ધરી ધ્યાનમાં. ધા. ૦ આંકણી. વૃષભ લંછન જીન વનીતા વાસી, પાણશત ધનુ તનુ માનમાં. પ્ર૦ ૧. જગ ઉરણ સવી કીધો તેતો, ધન વરશી વરશી દાનમાં. પ્ર૦ ૨. નાભીરાયા કુળ મંડન ગાઉ; મરૂદેવી શુત જ્ઞાનમાં. પ્ર૦ ૩. ચરણોત્સવ ઇંદ્રાદિક સારે; શ્રી જીન બેસે જાનમાં. પ્ર૦ ૪. ગીત ગ્યાન પ્રભુ આગે નાચે, સાચે રાચે તાનમાં. પ્ર૦ ૫. પંચ મહાવ્રત લેવા અવસર, સમજાવે સુર સાનમાં. પ્ર૦ ૬. ન્યાયસાગર પ્રભુ શેવક માચે, વાણી અમૃત પાનમાં. પ્ર૦ ૭,

---

### અથ શ્રી અજીત જીન સ્તવન.

નીલી પીળી પામરીને. એ દેશી—વિજયા નંદન સાહિબ વંદો, ભાવ

ભવિયાં આણી; ગજ લંછન કંચન વર કાયા; ચિત ધારૂ આણી. ઝબક જોર બની છેરે, સાંઇ જોર ગુની છે. ૧. કેસર ઘોર ઘશી સુચી ચંદન, લેઇ વ- સ્તુ ઉદાર; અંગી ચંગી અવલ બનાઇ, મેળવી ધન સાર. ઝ૦ ૨. જાઇ જુઇ ચંપક મરૂઓ; કેતકી મચકુંદ, વોલ સીરીવર દમણો આણી, પુજીએ જીણંદ. ઝ૦ ૩. મસ્તક મુગટ મગટ વિરાજે, હાર હીયે સાર; કાને કુંડળ સુરય મંડળ, જાણીયે મનુહાર. ઝ૦ ૪. દ્રવ્યસ્તવ ઇમ પુરાણ વિરચી; ભાવો ભાવ ઉદાર, અલખ નિરંજન જન મન રંજન, પુજતાં ભવ પાંર. ઝ૦ ૫. ચિદાનંદ પુરાણ ગુણ પાવન, ન્યાયસાગર ઇશ; પરમ પુરૂષ પરમાતમ નિરમળ, ધ્યાઇયે જગદીશ. ઝ૦ ૬.

---

## અથ શ્રી સંભવ જીન સ્તવનં

દ્વારિકામાં રાજ કરે રણછોડ એ દેશી—સંભવ જીન મન મંદીર તેડી, સકળ દેવ શીર મોડી. ભાવ પુજા નિત કરો કર જોડી; ૧ આંકણી. સમરસ ગંગાજળ નવરાવો, ભાવ તણી નહી ખોડી. ભા૦ ૨. ભક્તિ રાગ કેસર થઇ સુખડ, ઓરશિઓ મન મોડી. ભા૦ ૩. ધ્યાન સુગંધ કુસુમે પુંજો, ટાળી નિજ મન દોડી. ભા૦ ૪ ધુપ રૂપ જીનકો ઘટં વાસો; દુર ટળે દુખ જોડી. ભા૦ ૫ મહા નંદ ઘૃત મન વરતી, ભક્તિ થાળમાં છોડી. ભા૦ ૬ જ્ઞાન પ્રદીપ જગાવી જોતે, આરાત્રિ કર જોડી. ભા૦ ૭ ઇણી પરે પુજ કરી જીનજીકી, કાઢે મિથ્યા ઓડી. ભા૦ ૮ ન્યાયસાગર પ્રભુ સુયસ મહોદય, વાધે હોડા હોડી. ભા૦ ૯.

---

## અથ શ્રી અભીનંદન જીન સ્તવન.

જૈનકો મારગ મસ્તહે; સુણી અરથી લોકો; આંકણી. અડ દશ દુષણ વરજીત દેવા; અભિનંદન વરષનહે. સુ૦ ૧ દુવિધ પરિગ્રહ ન ધરે કબહુ; ગુરૂ ગુસા સોભિત તનહે. સુ૦ ૨. ખંત્યાદિક દશ ગુણ ગુચિ દેહા. ધર્મ ભુવનમેં મનહે. સુ૦ ૩. મિથ્યામતી નિત હીંસા મયલો, દુર તજયો જયું સ-

નહે. સુ૦ ૪. શુદ્ધ ધરમ તેરોહીજ સાચો, જગ ઉપમ નહી અનહે. સુ૦ ૫ ન્યાયસાગર પ્રભુ ભગતે શકતી. દિન દિન વધતે વનહે. સુ૦ ૬.

## અથ શ્રી સુમતી જીન સ્તવન

કોઇ મોરલીવાળો બતાવેરે એ દેશી—કોઇ સુમતી સુધારસ પાવેરે; આતમ સોહનારે ભવિ પડિબોહનારે; ભવી આનંદનારે; શીતલ ચંદનારે કો૦ આંકણી. પરમ નિરંજન દરશન પાવે મુગતિ વધુ વર થાવેરે આ૦ ૧ મેઘ નૃપતી સુત અપ્સરગાવે; સુરપતિ મલીય વધાવેરે આ૦ ૨ વિષય કષાયે કલુષિત પરશુર; તેહસ્યુ કિમ દિલ ભાવેરે આ૦ ૩ અખય ખજાનો તાહરો જગમાં તુ દીપે વડદાવેરે આ૦ ૪ ન્યાયસાગર પ્રભુ પદકજ સેવા; જ્યોતીસ્યુ જ્યોતી મિલાવેરે આ૦ ૫.

## અથ શ્રી પદમપ્રભ જીન સ્તવન.

રાગ કાફી—અરે બોલ સ્યા નિમાણા, ચવીસઢીનાલ બોલ અરે બોલ૩ આસક ન મીલીયા મોલ ૩ છપ્પો રાગ કાફી રાગિણી પંજાબી, એ દેશી—અરે બોલ તુ નીમાણા; અપ્પાણા પ્યારે માલ બોલ ૩ આંકણી, દંસણ નાણ ચરણ બહુ મુલે, રયણ હુયે સો બોલ ૩ ની૦ ૧ ખરીદાર ખાસી હે દુનીયાં મુલ લહે દામોલ૩ ની૦ ૨ બીચદલાલ સાંઇહે વેગે, પદમ પ્રભ નહી તોલ૩ ની૦ ૩ નરભવ નિરૂપમ સહેર વડાહે; યાહિ મુગતીકી પોલ૩ ની૦ ૪ ન્યાયસાગર પ્રભુ પદકજ સેવા રંગે રાતોચોલ ની૦ ૫

## અથ શ્રી સુપાર્શ્વ જીન સ્તવન.

ચાલ્યો જા પાધરી વાટે, રોકે છે શ્યાને માટે. એ દેશી—સાંભળો સ્વામીરે મીઠડા મોહન, દાસ સાથે સ્યાને ભેદ; એકને આપસ્યો સિદ્ધનો સિદ્ધી, એકને કાઢસ્યો ખેદ. ૧ આપોને પાધરી વાતે, સ્વામીને આવશો ઘાતેરે; આખર તો આપસ્યે જોરે, આવે છે ચિતડે મોરેરે, આંકણી. સરવને સારિખા

પરખી ભાળો; આકરી ચાકરી સ્વામી; આકરીવાળો ચિતડે ધાલો, રાખવું તેહનું નામ. આ૦ ૨ એક તો આકરી ચાકરીવાળો, દ્રવ્યથી ભાવથી ગૌણ; એક તો સાવથી ભાવથી ઊંચો, મુકશ્યો રાખશ્યો કેણ. આ૦ ૩ એકલી દ્રવ્યની ચાકરી સારૂ, ભાખરી પાવશ્યો મોલે; દ્રવ્યને ભાવથી ચાકરી વાળો; આવશે આપશે તોલે. આ૦ ૪ સાથ લે સાથીઓ હાથીઓ ચાલે, હેમને રૂયડે વાન; ન્યાયસાગર પ્રભુ દાસને વહિલુ, દીજીયે મુક્તિનુ દાન. આ૦ ૫.

## અથ શ્રી ચંદ્રપ્રભુ જીન સ્તવન

નયણ મટકડે બાઉલો યોગી, દારૂડો પીલાવે. એ દેશી—નયણ મટકડે મીઠડા વાહલો દીઠડો સુહાવે. આકણી. ૧ મેરો સ્વામી સાધુ નામ વિશ્વમેં ધરાવે, તીન લોક લછિઓ ત્રિગડે દીખાવે. નય૦ ૨ વીતરાગ રાગ બિરૂદસે મિલાવે, સેવે તાસ મોક્ષ વાસ ઓરકે ઝુલાવે. ન૦ ૩ લોક લાખ બોલે ભાખ એકલો કહાવે; આણ હુતે એક કોડી દેવ દોડી આવે. ન૦ ૪ તુ અનાથ વિશ્વનાથ સંપદા ચલાવે; તુ અનેક રૂપ એક જોગસે જગાવે. ન૦ ૫. તુ અલીહ તું અબીહ કૌન ભેદ પાવે; ન્યાય પૌનચંદ્ર જ્યોતિસે મિલાવે. ન૦ ૬.

## અથ શ્રી સુવીધી જીન સ્તવન.

સેતરૂંજાનો વાશી પ્યારો લાગે માહારા રાજીંદા. એ દેશી—દરસનીયાનો વાશી પ્યારો લાગે માહારા રાજીંદા. ૧ તુહિજ બ્રહ્મા બ્રાહ્મણ જાણે, વૈશ્નવ વિસ્નુ વખાણે; મ્હા૦ દ૦ ૨ રૂદ્ર તપસ્વી તુજને ભાખે, સઘળા તુજ દીલ રાખે; મ્હા૦ ૩ દ૦ જૈન જિનેંદ્ર કહે શીવ દાતા; બુદ્ધ બોધ મત રાતા. મ્હા૦ ૪ દ૦ કૌલિક કૌલકહિ ગુણ ગાતા; ખટ દરસણનો ત્રાતા. મ્હા૦ ૫ દ૦ રૂપ અનેક ફટિકમાં ભાસે; વર્ણ ઉપાધિને પાસે. મ્હા૦ ૬ દ૦ ખટ દરસન સવિ તુજને ધ્યાવે; એક અનેક કહાવે. મ્હા૦ ૭ દ૦ ત્રિવિધ રૂપ ભુમી વિભાગે; તિમ તું દરસન લાગે. મ્હા૦ ૮ દ૦ કેવળ ધ્યાંન ગમ્યાદિલ રાજે; કેવળજ્ઞાન વિરાજે. મ્હા૦ ૭ દ૦ ન્યાયસાગર પ્રભુ સુવિધિ મલ્હાવે; મહાનંદ પદ પાવે. મ્હા૦ ૧૦ દ૦

## અથ શ્રી શીતળ જીન સ્તવન.

નિજર ભર જોવો કયું નહી. એ દેશી—નિજર ભણી જોવો કયુ નુહી- રાજ હો મારા રાજ, થે મને પ્યારા લાગો વાહાલા લાગો આછા લાગો; નીકા લાગો. થે० મા ૧ આંકણી.શ્રી શીતલજીન સાહિબારે, કાંઇ અરજ કરૂ મહારાજ. થે० ૨ હું શેવક છું તાહરેરે; કાંઈ સુણીયે ગરીબ નીવાજ. થે० ૩ અંતર યામી ઉલગુરે, કાઇ રાત દિવસ દિલ માંહી. થે० ૪ તુમ્હ દરસન બીન કયું સરેરે; કાંઇ સીવરમણી કર સાંહી. થે० ૫ એક ઘડી પણ વિરહનીરે; કાં ઇ વેદનમે ન ખમાય. થે. ૬ સઘળી મનની વાતડીરે. કાંઇ કહીયે જીમ સુ- ખ થાય. થે० ૭ જો તુમ છોડો સાહીબારે; કાંઇ મેં છોડયાં નહી રાજ. થે० ૮ ચરણ સરણ થાહરો કીયોરે; કાંઇ નિજ શેવક તુમ લાજ. થે० ૯ થે છો માહરા સાહીબાર' કાંઇ મેં છાં થાહરા દાસ. થે० ૧૦ ન્યાયસાગર પ્ર ભુ વિનવેરે; કાંઇ આપો શીવપુર વાસ. થે० ૧૧.

---

## અથ શ્રી શ્રીયાંસ જીન સ્તવન.

હાંરી હરી વરણા સુડા સેતરૂંજે ગીરીવરીયા કેતીક દુર. એ દેશી—હાં રે સાહીબ શ્રેયાંસા, આપોને જીનવરીયા સુખ ભરપુર; હરિ મુજ માનસ હંસા. હાંરે મુની કુળ અવતંસા; હાંરે ટાળે ભવી સંસા; હારે સા० ૧ તુહી સકળે અકળ પણ તુહી; તુજ કર્મ કળા નવી લાગીરે. સા० ૨ તુહી સગુણ નિરગુણ વર તુહી; તુ અનંત કેવળનો ભાગીરે. સા० ૩ તુંહી સ્થુલ સુક્ષ્મ પણ તુંહી; તુજ ચિદાનંદ મતી જાગીરે. સા० ૪ વ્યક્ત રૂપે અવ્યક્ત નગીનો, તુ સદા નંદ વૈરાગીરે. સા० ૫ તુ સુવર્ણ પણ વર્ણ વિવર્જિત; લઘુ ગુરૂતાનો ત્યાગીરે. સા० ૬ નીત સનાતન બ્રહ્મ સરૂપી; પ્રભુ ન્યાય નીપુણ શોભાગીરે. સા० ૭.

---

## અથ શ્રી વાસુપુજ્ય સ્તવન.

વ્રજ મંડળ દેશ દેખાવો રશીયા. એ દેશી—મન મંદીર નાથ વસાઓ રશીયા; મ० આંકણી. તુ હિજહ જાણે લીઓ કરી ચોખુ, દુરીત દોહગ રજ જાયે ઘશીયા; મ० મન મંદીર સાહીબ જબ વસીયા, ગુણ આવે સવી ઘસ

મશીયા. મ૦ ૨ દર્શન ફર્શન દુર્લભ પામી, રૂદય કમળ મુજ ઉલ્લશીયા. મ૦ ૩ મન મોહન મન મંદીર બેશી; કર્મ અહિત કો હ્યે તશીયા. મ૦ ૪ વા સુપુંજય જીન મનપથ જાગી; વિષય વિકાર અળગા ખશીયા. મ૦ ૫ ન્યાય સાગર પ્રભુ શેવા કરતાં. અંતરંગ ગુણ સવી હશીયા. મ૦ ૬.

## અથ શ્રી વીમળ જીન સ્તવન.

પ્યારે સજ્જન સાંઇ તુ આવરે, આવરે સજ્જત સાંઇ તુ આવરે. ૩ મે બોહ્યા ઇહરી દાણયામે; સું કામન ભાએ; પ્યારે સજ્જન. એ દશી—પ્યારે વિમળ ગોસાઇ, તુમ નામરેઉ અહનીસ ધ્યાઉ નવનીધ પાઉ. હાંરે સાંઇ પતીત પાવન ગુણ ધામરે. પ્યા૦ ૧ વિમળ ગુસાઇ શેવા પાઇ; હાંરે સાંઇ; વિમળ મહોદય ઠામરે. પ્યા૦ ૨ અવલંબનાઓ અંગીયાં લ્યાઉ; હાંરે પ્યારે; ધ્યાન ધુપ્રાગ્ યશ દામરે. પ્યા૦ ૩ નિર્મળ મન કીધો તિપહીનુ; હાંરે બાવા ભાત ઉદ્દેક અભીરામરે. પ્યા૦ ૪ ધુપ ઘટા તનુ જ્યોતિ મહા તપ; હાંરે સાંઇ કીરતી સુવાસ ઉદામરે. પ્યા૦ ૫ ન્યાયસાગર પ્રભુ ચીત પ્રસત્તી; હાંરે સાંઇ થય થુઇ કામીત પામરે. પ્યા૦ ૬.

## અથ શ્રી અનત જીન સ્તવન.

મુજરો તે માનો; માનોહો બંધુજી. એ દશી—જીનજી પ્યારોઉ હો સીંધુજી; ગુણનો વાલો મ્હારો જિ૦ આંકણી. સુયસા નંદન પાપ નિકંદન; જગદાનંદન દેવ હો. જિ૦ ૧ સુરતરૂ સુરમણી સુરગવિ તુંહિજ કુણ કરે અવરની સેવ હો. જિ૦૨ રાત દિવસ ખિણખિણ સંભારૂ, વિસારૂ પલક ન એક હો. જિ૦૩ માહરે દીલ તો તુંહીજ વસીયો, જગજીવનજગ છેકહો. જિ૦૪ પ્રીત પુરાણી કહીયે ન હોવે, દેહડી જીરણ થાય હો. જિ૦ ૫ જરકસી જુનિકબહિ હોવે, પિણ સોના રંગ ન જાય હો. જિ૦૬ શ્રી અનંતજિન સાહિબ મહારે; થાસ્યું અવિહડ નેહહો. જિ૦૭ ફડયો તો કિમ ફિટેલાગો જિમ પતુર સીર રેહહો. ૮ ગુણ અનંત મભુ તહારા ઘટમેં કહિતાં ન આવે પાર હો જિ૦૯ ન્યાયસાગર પ્રભુ સેવક ખાસો, બાંહિ ગ્રહીને તારહો. જિ૦ ૯

## અથ શ્રી ધર્મ જીન સ્તુવન.

ધર્મજિનંદ તેરે ધર્મકો મેરા, મેટતહે ભવ ભટકા ફેરા; પરમ ધરમ હે સાહિબ તેરા. પ૨૦૧ આંકણી. ઘરઘર ઢુંઢત સબહિ મેહરયા, એસાન ધરમ મરમ કા બેરા. પ૦૨ નામ ધરમ કછુ કામ ન આવે; ઠવણ ધરમ તિમ સિદ્ધિ ન પાવે. પ૦૩ દ્રવ્ય ધરમ પણ મુકિત ન દેવે, ભાવધરમ વિનુ કોઇ સેવે.પ૦૪ શબ્દધરમ જિઉ કામ સુધારે, દુરગતિ પડતા નિજ કરિ ધારે. પ૦ પ;ઉત્તમ થાનિક ઉનહિકુ જોડે, પાપકરમ સવિ ઉનકે તોડે. પ૦ ૬ ભાવધરમ તે સહિજે સાચે, મેરા મન ઉનહિસે રાચે. પ૦૭ મિથ્યા મતિ મો જુઠેઈ માચે, પણ ઉનધર્મ સુકર્મની કાચે. પ૦૮ ભાવધરમ નિજ આતમ દેખે, કષ્ટ ક્રિયા સબહિ તબ લેખે. પ૦ ૯ ઉત્તમસાગર સાહિબ આગે, ન્યાયસાગર શીવપદવી માગે પ૦ ૧૦ ઇતિ.

---

## અથ શ્રી શાંતીજીનસ્તવન.

આજિમ કબ મિલે પરદેશી માતા હો આ૦ એ દેશી. સાહિબ કબ મિલે સસનેહિ પ્યારા હો. સા૦ આંકણી. કાયા કામિનિ જીઉસે ન્યારા, એસા કરત વિચારા હો. સા૦ ૧ સુન સાંઇ જબ આન મિલાવે તવ હમ મોહનગારા હો. ૨ મેં તો તુમારિ ખિજમતગારી, જુઠ નહી જે લારાહો. સા૦ ૩ શ્રમન કહે સુન બેન હમારા, ટારો વિષય વિકારા હો. સા૦ ૪ સંયમ પાલો નિજ તન ગાલો, લેઇ અનુભવ લારાહો. સા૦પ પિઉકે સાચે હમ મન માચે, ઘટ મે હોત ઉજારાહો. સા. ૬ કહિના કિના સંયમ લીના, ન રહ્યા કરન ઉધારાહો. સા૦૭ વેદ ઉછેદી જાતિ અભેદી, મેલે શાંતિ સુધારા હો. સા૦૮ અચિરાનંદન શીતલ ચંદન, ન્યાયસાગર સુખકારાહો. સા૦ ૯ ઇતિ

---

## અથ શ્રી કુંથુ જીનસ્તવન

તુમ રહોરે આજિમ હો ઘરિયાં. એ દેશી. તુમ્હ રહોરે પ્રિતમ પાય પરિયા. આંકણી. રૂપે રતી શ્રીરાંની જાયા, અરજ કરે અંતે ઉરિયાં તુ૦ ૧ સુર નૃપતિ કે ધોટે મોટે, ક્યું ન કરો અમ દિલ વરિયાં તુ૦૨ નાહ વિવાહ ઉછાહ કરિઆબ્બિ, અવગુન વિન ક્યું પરહરિયાં, તુ૦ ૩ ખટ ખંડ જિતિ

અરિબસ કીને ભુંજે બિન કર્યું ફલ હરિયાં, તુ૦ ૪ વિલપતિ નેહ દિવાની લલનાં ત્યજી જીન સંયમ સ્ત્રી વરિયાં તુ૦ ૫ કેવલ પાંમી ત્રિગડે બેઠે, બાની સુની ભવિ દિલ ઠરિયાં તુ૦ ૬ ન્યાયસાગર પ્રભુ લીલા બહુલી, મહાનંદ પદ અનુસરિયાં. તુ૦ ૭ ઇતિ.

---

## અથ શ્રી અર જીન સ્તવન.

ગીરીરાજકુ સદા મેરી વંદના. એ દેશી. અરનાથકુ સદા મેરી વંદના, જગનાથકુ સદા૦ જીનરાજકુ૦ આંકણી. જગ ઉપકારિ ઘન જયોં વરસે, વાણી શીતલ ચંદનારે જિ૦ ૧ રૂપે રંભા રાણી શ્રીદેવી, ભુપ સુદરશન નંદનારે. જિ૦ ૨ ભાવ ભગતિસું અહનિસિ સેવે, દુરિત હરે ભવ ફંદનારે. જિ૦ ૩ ૭ ખંડ સાધી દેવા કીધી, દુર્જય શતરૂનિકંદનારે જિ૦ ૪ ન્યાયસાગર પ્રભુ

---

## અથ શ્રી મલી જીન સ્તવન.

સેવા મેવા, માગે પરમાનંદનારે. જિ૦ ૬ ઇતિ.

કુન ભરેરી જલ કુન ભરે, દલ વાદળીરા પાણી કોણ ભરે. એ દેશી, કુન રમે ચિત્ત કોન રમે, મલ્લીનાથજી વિના ચિત્ કુન રમે. આંકણી. માત પ્રભાવતી રાણી જાયો, કુંભનૃપતી સુત કામ દમે. મ૦ ૧ કામ કુંભ જિમ કામીત પુરે, કુંભ લંછન જીન મુખ ગમે, મ૦ ૨ મીથીલાનયરી જનમ પ્રભુકો, દરશન દેખત દુખ શમે. મ૦ ૩ ઘેબર ભોજન સરસાં પીરસ્યાં, કુકસ બાકસ કુણ જિમે, મ૦ ૪ નિલવરણ પ્રભુ કાંતી કે આગે મરકતી માણી છબી દુર ભમે મ૦ ૫ ન્યાયસાગર પ્રભુ જગનો પામિ, હરિ હર બ્રહ્મા કોણ નમે મ૦ ૬ ઇતિ.

---

## અથ શ્રી મુની સુવરત જીન સ્તવન.

જીન મુખ દેખન જાઉરે, પ્રભુકો જનમ ભયોહે. એ દેશી. દિન ભરિ દરિસન પાઉરે પ્રભુકો રૂપ બન્યો હે, દિ૦ આંકણી પદમાનંદન હરી કૃત વંદન, ચરન કમલ બલ જાઉરે, મ૦ ૧ નીલ કમલ દલ કોમલવાને, સેવનમે

ચીત લાઉરે. પ્ર૦ ૨ ચુનીચુની કલીયાં ચંપકકી, હાથસે માલ બનાઉરે. પ્ર૦૩ શ્રીમુનીસુવ્રત સુવ્રત સેવી, નાથ સમાન કહાઉરે, પ્ર૦ ૪ ન્યાયસાગર પ્રભુ સુવ્રત સેવા, નિયત ફલે દીલભાઉરે. પ્ર૦ ૫ ઇતિ.

## અથ શ્રી નમી જીન સ્તવન.

મોતીડો બિરાજે ગોરી તારા નથમાં. એ દેશી. પુરૂષોતમ સત્તા છે થાહરી ઘટમાં, વપ્રાનંદન વંદન કીજે, તુજ સમ અવર નય તીવટમાં. પુ૦ ૧ હરી હર બ્રહ્મ પુરંદર પમુહા, મગન હુવા સવી ભવ નટમાં પુ૦ ૨ ઉપસમ રતી પ્રભુ તાહરી જગને છતી કરાવી યરી ઘટમાં પુ૦ ૩ વીતરાગતા તુજ તનુ આણે, સમરસ વરસે ભવીવટમાં. પુ૦ ૪ વીજય નૃપતી સુત સેવા ખીણમાં આણે સેવક ભવ તટમાં, પુ૦ ૫ ન્યાયસાગર પ્રભુ સહજ વીલાસી અજર અમર લહી લટપટમાં. પુ૦ ૬ ઇતી.

## અથ શ્રી નેમનાથ જી સ્તવન

સોલ સહસ ગોપીમાં પટરાણી, કાગળ લખ્યો કેઇનેરે; સીદ જાઓછો દીલાસા દઇનેરે. એ દેશી. આઠ ભવની તુમે પ્રીતજ પાળીજી, નવમે ભવ સાથે લેઇનેરે. કાન જાઓછો દીલાસા દેઇનેરે. કાંન૦ ૧ આંકણી અમને મુકીને તમે રેવત પધારયાજી, સંજમ સુંદરી લેઇનેરે. કાં૦ ૨ પરણ્યા વીણ અમ્હે પ્રીતજ પાલુજી, એ તો વર છે કેઇનેરે કાં૦ ૩ એ તો હુતીકા સિદ્ધ વધુનીજી તુમે અહાર દ્યો છો બેઇનેરે. કાં૦ ૪ સોકલડીરે મુને દીઠી ન સુહાવે, તુમે આદર કરસ્યો કેઇનેરે કાં૦ ૫ અનુભવ મીત્રે મન મેળ કરાવ્યો; અનુભવ ઘરમાં લેઇનેરે કાં૦ ૬ નેમ રાજુલ શીવ મંદીર પધાર્યાંજી ન્યાયસાગર સુખ દઇનેરે કાં૦ ૭ ઇતિ.

## અથ શ્રી પારસ્વ જીનસ્તવન.

કાનુડા ભારમાં કાંકરડી, મીઠડા ફુકરો ગાગરડી. એ દેશી. ચિંતામણ પાસ જી ગમેરે; પાપજ ગમેરે ૩ વાહલો ધ્યાનમાં રમેરે; આંકણી. મ્હ ઉઠી પ્રભુ

મુખડું દીઠે; દુખડુ સમેરે. ચીં૦ ૧ ચિંતામણીપરે કાંમિત પુરે દુખ ઝમેરે ચીં૦ ૨ ત્રીભુવન નાયક સુરપતી પાયક; કામ દમેરે ચીં૦ ૩ પામી અમૃત ભોજન કુકસ; કોણ જમેરે ચીં૦ ૪ સાહીબસમરથ સમકીત પામી કોણ વમ્મેરે ચીં૦ ૫ મીથ્યા મુકી મુઝ મન રાચે શુદ્ધ ધરમેરે ચીં૦ ૬ અધીકુ ઓછું સેવક ભાખે; સ્વામી ખમ્મેરે ચીં૦ ૭ ન્યાયસાગર પ્રભુ અહનિસી ચરણે, સીસ નમેરે ચીં૦ ૮ ઇતી.

---

## અથ શ્રી માહાવીર જીન સ્તવન

જરીજરી જર કસીરી દોરી હજટી કામલકા હોરાજ પ્યારે લાગો એ દેશી.
નિરખી નિરખી સાહીબકી સુરતી; લોચન કેરે લટકે હોરાજ; પ્યારા લાગો. માને વાલીજીરી આણ પ્યા૦ માનેદાદા જીરીઆણ ૧ તુમ બાનીમોયે અમીય સમાની; મન મોહ્યું સુખ મટકે હો રાજ પ્યા૦ ૨ મુજ મન ભમરી પરિમલસમરી ચરણ કમળ જઈ અટકે હો રાજ પ્યા૦ ૩ સુરતી દીઠી મુજ મન મીઠી; પરસુર કીમ નવી ખટકે હો રાજ પ્યા૦ ૪ જેન ઉવેખી ગુણીના દ્વેષી ત્યાંથી મુઝ મન છટુકે હો રાજ પ્યા૦ ૫ ત્રીસલા નંદન તુમ પય વંદન; શીતળતા હુઇ ઘટકે હોરાજ. પ્યા૦ ૬ ઉત્તમ સીસે ન્યાય જગીસે ગુણ ગાયા રંગ રટુકે હો રાજ પ્યા૦ ૭ ઇતી શ્રી ન્યાયસાગર કૃત ચોવીશી ૧ સંપુર્ણ.

इतिश्री जैनकाव्य सारसंग्रह

समाप्त.

આ પુસ્તકને જે સદગ્રહસ્થોએ પ્રથમથી આશ્રય આપ્યોછે તેઉ સાહેબોના નામ ઉપકાર સાથે પ્રસિદ્ધ કરીએ છીએ. અને એવાં ઉદાર દીલના સદગ્રહસ્થોને વિનંતી કરીએ છીએ જે સરવે સાહેબોએ હમેશ જ્ઞાનવૃદ્ધિના કામને આશ્રય આપી તે જ્ઞાન વાંચવા ભણવાનો વિશેષ ઉદ્યમ કરવો એવી માહરી વિનંતી છે.

શેવક નાથાભાઇ લલુભાઇ.

૧૫ નેકનામદાર નગરસેઠ દલપતભાઇ ભગુભાઈ
ને ચેકનામદાર રાવ બાહાદુર નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઇ
૧૦ શેઠ વીરચંભાઇ દીપચંદ સોલાપુર
૫ શેઠ મનસુખભાઇ ભગુભાઇ
૨૦ રા. રા. માગજીભાઇ નારણદાસ
૧૫ દોસી ચતુરભુજ વેણીચંદ
૧૦ શા. લીલાચંદ પરસોતમ
૧૦ શા. નાહાલચંદભાઇ ખીમચંદ ચાહવાળા શ્રીકરાંચીવાળા તરફથી.
૧ લીલાચંદ ઉમેદચંદ
૧ ભગવાનદાસ નવલચંદ
૧ શા. છગનલાલ કસતુરચંદ
૧ પદમાજી વેલાજી
૧ હીરાચંદ વીરચંદ
૧ મેતા નરસંગ ભીમજી
૧ મોહોકમ વલવદાસ
૧ કાળા ગલાબચંદ
૧ શા. ધરમશી ચતુર
૧ શા. વીરજી તેજશી
૧૦ શા. ખેમચંદ મોહોકમચંદ શ્રી વીરમગામવાળા તરફથી.
૧ દોસી મગનલાલ સાકળચંદ
૧ સંઘવી ડોસા વજા
૧ શા. લાડકા ડોસાભાઇ
૧ વોહોરા ખેમચંદ મલુકચંદ
૧ દોશી પુંજા રૂપચંદ
૧ શા. નથુભાઇ મોતીચંદ
૧ શા. પરભુદાસ વીરચંદ
૧ શા. લાડકા નેમચંદ
૨ શા. ખેમચંદ મોહોકમચંદ
૧૧ શેઠ હરભમભાઇ નરસીભાઇ મુંબાઇના

૫ શા. દલછારામ પરભુદાસ મુંબાઇના
૪ દીવાન સાહેબ રાજેશ્રી ઘેહેલાભાઇ જસરાજ શ્રી રાધનપુર વાળા તરફથી
૨ શેઠ સખરામ દુલભદાસ ધુળીઆના
૨ શા. હેમચંદભાઇ માવજી બાબદા પારડી
૩ રાયલક્ષ્મીપતસીંગજીની તરફથી
૧૦ લાલચંદ ઇશ્વરદાસ વડોદરાવાળા તરફથી
૨ દોશી ગોપાળજી દેવરાજ જામનગર
૨ શેઠ વરધમાનભાઇ પુનશી મુંબાઇ
૯ શા. મોતીલાલ નાહાલચંદ મહુવા બંદર
૧૦ પા. માનવિજેજી ઇડર
૧૦ રાયચંદ પ્રેમચંદ ઇડર
૧૦ મેહેતા નેમચંદ દેવચંદ ધ્રાફા
૧ શા. મલુકચંદ સુરચંદ કરાડ
૧ શા. જેચંદ રવચંદ કરાડ
૧ શા. ચુનીલાલ હઠીભાઇ અહમદનગર
૧ શેઠ હરીલાલ પ્રેમચંદ અમદાવાદ
૧ શા. અનોપચંદ જેચંદ ગણદેવી
૧ ભંડારી જેઠારામ બેહેચરદાસ સુંપા
૧ દોશી દેવચંદ ભવાનદાસ કરમાળા
૧ દોશી ખેમચંદ હિરાચંદ અગાશીબંદર
૨ દોશી વીરચંદ માણેકચંદ જુનાગઢ
૧ શા. કેશવજી લેહેરાભાઇ કુવેટા
૧ મુળચંદ રાયચંદ ટિટોઇ
૧ શા. છગનલાલ બાપુભાઇ સાબરમતી
૧ શા. મયાચંદ ઓતમદાસ ચાકણ
૧ શા. સાકરચંદ જેઠારામ ચાકણ
૧ શા. લખમીચંદ લીલાચંદ ચાકણ
૧ દોશી તારાચંદ રવચંદ ચાકણા
૧ પરી. કસળચંદ વછરાજ અમદાવાદ
૧ શા. મગનલાલ ગીરધરદાસ અમદાવાદ
૧ દોશી કરમચંદ પ્રેમચંદ બારામતી
૧ શેઠ કપુરચંદ ખુશાલચંદ પોરબંદર

---